रसो वै ब्रह्म ।

# ચેતન

## (ટાગોર—અંક)



### ચેતન.

નથી નેત્ર, શું તેજ પીવાય, સખે!
નથી પાંખ, શી વિધ ઉડાય, સખે!
નથી ચેતન કેમ લવાય, સખે!
કંઇ બોલ, સખે!
ઉર ખોલ, સખે!
રસ ચેતન કેમ લવાય, સખે!

સુમધુર ઘડી પળ હાસ્ય, સખે!
કદી કોડ ભર્યું જરી લાડ, સખે!
મુજ નેત્ર વિશે પ્રીત આંજ, સખે!
સીંચ આશ, સખે!
રમે રાસ, સખે!
રસ ચેતન એમ ખીલાય, સખે!

—ન્હાનાલાલ.

પ્રકાશકઃ
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા-સુરત.

તંત્રીઓઃ
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમઃ
સહાયક વર્ગઃ રૂ. ૧૦. (અથવા વધારે).
વર્ગ બીજોઃ રૂ. ૪. (પોસ્ટેજ જુદુ)

# ટાગોર-અંક.

## લેખોનો અનુક્રમ.




આ માસિક **સુરત** બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી **"અનાવિલ"** પ્રિન્ટીંગ પ્રેસમાં ગે ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ **સુરત,** ગોપીપુરા સંઘાડિયાવાડમાં આવેલી પોતાની ઑફિસમાંથી પ્રકટ કર્યું.

વર્ષ ૧ લું.] જુન ૧૯૨૦ [અંક ૧ લો.



# ચેતન.

ઠાગોર અંક

## ફુલનાં શ્રૃંગાર.

આજ તો અહો ! શાં ધર્યાં ફુલનાં શૃંગાર ! પ્રાણ !
ફુલને શૃંગાર તો વિશુદ્ધિના વિહારઃ પ્રાણ !
ફુલડાંને વસ્ત્ર અલંકાર તું પ્રફુલ્લઃ પ્રાણ !
ફુલનું પ્રભુત્વભર્યું, મ્હારે મન, અમુલ્યઃ પ્રાણ !
ફુલમાં તુજ વ્હાલના વિશ્વાસની સુગંધઃ પ્રાણ !
ફુલમાં તુજ આંખના ઉજાસના આનંદઃ પ્રાણ !

( ૨ )

હૈયાને હર્ષ, ડાહ્યું, ફુલડાંને સ્પર્શઃ પ્રાણ !
ફુલ સમ તુજ સ્પર્શ, મ્હાલું સ્વર્ગને આદર્શઃ પ્રાણ !
યૌવનોજ્જ્વલ ફુલડાં જ સોહે કરૂણાર્દ્રઃ પ્રાણ !
કરૂણાર્દ્ર યૌવને તરૂણતાનું હાર્દઃ પ્રાણ !
સૃષ્ટિનાં નન્દને, મનુષ્ય દિવ્ય ફુલઃ પ્રાણ !
નરનારી એકમેક દિલસુગન્ધ ફુલઃ પ્રાણ !

વડોદરાને વીરવડલે<br>વૈશાખી ગણેશ ચતુર્થી સં. ૧૯૭૬ } જન્મશંકર મહાશંકર બુચ.<br>—લલિત

# પ્રોત્સાહન.

રચનારઃ રવીન્દ્રનાથ ટાગોર.

ઝીલનારઃ ' મજનૂન.'

જય ! જય ! દીપક છે તૈયાર
તમ હૃદયજવાલ ધરી કરો એ જ્યોતનો વિસ્તાર.
તારક ભૂમિના આત્રાળુનો તિમિરનાશક નાદ
ભાનુ ઉદયને શિખર ચડવા મોકલે છે સાદ. જય.
તમ કીર્તિના ગીતો ગજાવે અપ્સરાનો સાથ;
જયનો સિતારો લે તમારો વિજયધ્વજ નિજ હાથ. જય.
શાને પછી નિર્બળ બનો ? શાને ગુમાવો શૂર ?
ઓ બન્ધુઓ ! ક્યાં હૃદયબળ એ ? ક્યાં તમારૂં નૂર ? જય.
છો પવન ઘૂઘવે, વનવને, અન્ધાર ભૂલવે ભાન,
ભીષણ સ્વરો છો ઘુવડ એ ગાતાં રુદનનાં ગાન. જય.
આકાશને શિખરે ઉભા મન્ત્રો ફિરસ્તા ગાય,
યુગયુગજૂની એ પ્રાર્થના તમ ભાલ પર અથડાય. જય.
"કર દૂર તિમિર મને અખંડિત એક જ્યોત બતાવ,
મૃત્યુ નિવાર અને અનન્ત અમરપણામાં લાવ." જય.
નિદ્રા તજો, ફેંકો નિરાશા દૂર, ધરવા ભાન,
જાગો, ફરી ગૌરવ ધરો, છો જ્યોતિનાં સન્તાન. જય.




લેખક—એક બ્હેન.

**વસંતતિલકા—**

સંધ્યા સલુણી બહુ રંગ ભરી હતી ને,
શીળી અનિલ લહરી સુખદા હતી તે;
પક્ષી ગણો કિલકિલાટ કરી રહ્યાં'તાં,
વ્હેતાં હતાં સરિતનાં જળ ગીત ગાતાં.

**અનુષ્ટુપ—**

હવામાં, વૃક્ષવાડોમાં, વ્યોમે ને સરિતા જળે,
છાઈ'તી સર્વ સ્થાનોમાં, રમ્ય નિસર્ગની કળા.

**વસંત—**

એવે સમે તીર ગ્રહી નિજ હસ્તમાં ત્યાં,
આવ્યો શિકારી ક્રૂર ને સહુ વૃક્ષ ધ્રુજ્યાં;
તેનું હતું વદન મ્લાન થયેલ દુઃખે,
નેત્રો તથાપિ બહુ ક્રોધ ભર્યાં હતાં તે.
'આજે વને વન બધે ભટકી ફર્યો હું,
શિકાર કાંઇ તદપિ નવ હાથ લાગ્યો;
એવું વદે દુઃખ ભર્યું પણ એહવે તો,
દેખી કંઈ જળ મહીં ખૂબ હર્ષ પામ્યો.

**શિખરીણી—**

હતાં પંખીડાં બે નદિ જળ પરે રમ્ય દિસતાં,
વિના શંકા કાંઇ દુઃખ તણી, અહો ! નૃત્ય કરતાં;
રમી કૂદી જાતાં દૂર ફરી વળી આમ ફરતાં,
અને સાથે સાથે રહી નવ ક્ષણું દૂરજ થતાં.

**માલિની—**

અરર પણ શિકારીને દયા ના જ આવી,
કર મહીં ધર્યું'તું તે તીર દીધું જ છોડી;
જઈ તીર સીધું પેઠું એકના અંગમાં ને,
દૂર દૂર ગયું પેલું અન્ય પક્ષી ત્યહીંથી.

**શિખરીણી—**

પછી શિકારીએ મૃત શરીરનું ભક્ષણ કરી,
નિવારી ક્ષુધા ને દુઃખ સહુ ગયો સત્વર ભૂલી;
'પ્રભુની કેવી છે મુજપર કૃપા!' એમ વદતો,
ગયો આવાસે ને સુખી દિલથી નિદ્રાધિન થયો.

**વસંત—**

નિદ્રા પરન્તુ સુખદા નિવડી નહીં તે,
સ્વપ્ના મહીં મૃતક પક્ષી દીઠું અરે રે!
ને પત્ની ત્યાં મૃતકની અધિરી ઉભેલી,
કે'તી હતી અતિવ દગ્ધ દિલે બિચારીઃ
'રે તું શિકારી ક્રૂર આમ થઇ શકયો કાં?
રે માહરી જીવનજ્યોત હરી લીધી કાં?
શું તેં કર્યું નહીં શકે સમજી કદી તું,
જોજે સરિતજળ માંહ્ય પ્રભાતનાં તું.'

**અનુષ્ટુપ—**

પ્રભાતે શૂન્ય ચિત્તે તે, કીનારે નદિને ગયો;
દુઃખે દગ્ધ થતું પેલું, પક્ષી ત્યાં તરતું હતું.

**શિખરીણી—**

અહો કાલે કેવાં રમત રમતાં'તાં સુખ ભરી,
વિના સાથી આજે સુખદ કંઇ એને મન નથી;
નથી શીળી લ્હેરો મધુર સરિતાનું ગીત નથી,
અને શિકારીની ભૂખ પણ નથી કાલ સરખી.

**વસંત—**

આવ્યું સમિપ ત્યહીં પક્ષી અને અહો હો!
ચંચૂ પ્રહાર નિજ વક્ષઃસ્થળે કરીને;
વિયોગના દુઃખ તણો પણ અંત આણી,
અર્પી દીધું શરીરને સતી ધર્મ જાણી.

**અનુષ્ટુપ—**

તીર ઘેર મૂકયું'તું તે, લેવા પાછો ગયો નહીં;
દુઃખ પામી શિકારી તે, દૂર કયાંય જતો રહ્યો.



# કલાપીનું અનાલાપી ગુંજન.

દુનિયા,

હું કોણ માત્ર? અરેરે! મેં તો હજુ કાંઈ સાર્થક ન કર્યું! ઓગણીસ વર્ષ ચાલ્યાં ગયાં. ઘડી પલની કોને ખબર છે! ક્યાં કૂદું? ક્યાં પડું? આ બધા મ્હારા ગુરૂ-વિદ્વાનો માત્ર. હું એમનો શિષ્ય, એમને લજવાવું છું. હું શું સારૂં કરી શકું? ક્યાં દોડી જાઉં? હું કોણ થાઉં? રાજા? લેખક? રાજા એ તો કાંઈ નહિ. બસ, લેખક થાઉં. Words are but leaves, deeds are fruits. પણ આ શબ્દો નથી. આ તો છે હૃદયના ઉમળકા. 'ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર.' લેખક થવું કાંઈ ખાઈ જવાનું નથી. કાંઈ ચિંતા નહિ. મનુષ્ય યત્ન, ઈશ્વર કૃપા.

લી. સર્જ્યે થતો લડવઇઓ.

---

નોંધઃ—સને ૧૮૯૩ માં છગનલાલ પંડ્યાની કાદમ્બરી સંબધી પત્રની પાછળ આ ઉદ્‌ગારો સ્વર્ગસ્થે ગુંજેલ છે. આ અને આવતા અંકોમાં પ્રગટ થનાર બીજા સજ્જનો ઉપર લખેલ સ્વર્ગસ્થ કલાપીના અપ્રસિદ્ધ પત્રો અમને સુપ્રત કરવા માટે સંપાદક—મંજુલાલ દવે—નો આભાર માનીયે છીએ.—અધિ.

# મ્હારૂં ખરૂં જીવન.

સૌ. ઈંદુમતી ઠાકોર.

પ્રભુ !

મ્હારૂં ગત જીવન મ્હારૂં તો નહિં જ ને? ઘડીકના નાશવંત સ્વપ્ન સમું તે ઉડી ગયું. હવે તો તેના પડછાયા જ સ્મૃતિભંડારમાં રમે છે. એજ માગ બાકી રહેવામાં.

પ્રભુ! જે સમય આવનાર છે તે તો હજી આવ્યો નથી. તેને ત્યારે હું મ્હારો કયમ કહી શકું? મ્હારૂં આવતું જીવન પણ મ્હારૂં નહિ જ ને?

હાલની ક્ષણો જ ત્યારે તો મ્હારી કહી શકું. એજ મ્હારી ખરી પુંજી. એજ મ્હારૂં ખરૂં જીવન. નહિ પ્રભુ?

તો પછી એવી નકામી વાત શી કરવી? હાલ તો ત્યારે ત્હારી પ્રેરણાથી વા દૈવી શક્તિથી, આ જ ઘડીએ તુજમય થાઉં, તને જ ચાહું, ને તને જ જોઉં, અને તેમાંજ મ્હારા જીવનની સફળતા માનું.

પ્રભુ! મ્હારા જેવા અજ્ઞાનને અસત્‌માંથી સત્‌માં, તિમિરમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમરપણામાં જવાની શક્તિ પ્રેર.

મ્હારા હૃદયની નાની શી તબકડીમાં એવું કંઈક ભર કે જેથી હૃદયમાંથી ત્હારાં જ રસગીત નિરંતર ઝરે.

હાલ એટલુંજ મ્હને કરવા દે. પ્રભુ!

# સ્મૃતિ–ગીત.

રચનારઃ રાજકવિ ટેનિસન.
ઝીલનારઃ 'પ્રણયી.'

"Strong Son of God, Immortal Love."
—*In Memoriam.*

અર્પણ:—

પ્રભુપુત્ર અમૃત પ્રેમ બલવત !
નીરખીએ ન ત્હને અમેઃ
અજ્ઞેય તુજ અસ્તિત્વ કિન્તુ
માનિએ શ્રદ્ધા વડે ૧

તમ–જ્યોતિગોળ અનેક, વળી
જનપશુ જીવિતમૃત્યુ, ને
રે! તેથી યે પરજીવનવતી
તુજ સૃષ્ટિ શાશ્વત શી ઝગે ! ૨

શેં સર્જ્યાં અમ માનવી ?
નવ જાણીએ, પણ માનીએ
મનુજ મટવી દેવ કરવા
યંત્રણા તુજ પેખીએઃ ૩

દેવ તું, તું માનવીઃ
ગુરૂતમ, પુનિતતમ તું વિભુઃ
અમ વાંછના ત્વન્મય થતાં
અમ દેવઃ માનવ તું પ્રભુ ! ૪

સંવાદ મનહર આ મીઠો.
જગ ધર્મપથ બહુ બહુ રચે;
કિન્તુ સાન્ત અપૂર્ણ સૌઃ
વિભુ–આદિઅંત તું તો દીપે ! ૫

બસ એક શ્રદ્ધાઃ જ્ઞાન નાઃ
જ્ઞાન કેવળ દષ્ટનું:
ને જ્ઞાન, પણ તુજ જ્યોતિકિરણ
માનીએ અમ તમસનું ૬

તો છો વધો એ જ્ઞાન સ્થળસ્થળ,
સંગ સન્માને વધોઃ
ચિત્ત–આત્મા, ઉભય જેથી,
પુનિત સ્વરમાધુર્ય વ્હેઃ ૭

અજ્ઞાન ને ય અભક્ત અમઃ
અવિચાર્ય આદરી વંચના
તુજ ભાવ વેડફીએ બધાઃ
ક્ષણ તે સુરક્ષ, દયાકરા ! ૮

પાપ પ્રભુ, મુજ માફ કરઃ
ને માફ કર મુજ ગુણ ગણ્યાઃ
કાંકે તું એ ઉભય કેરો
ન્યાયદાતા છે પિતા ! ૯

માફ કર મૃત મિત્રની
મુજ શોક–અંજલિ આ ઉંડીઃ
માફ કર અવમાનના તુજ
શોક–વ્યાધે મેં ધરી. ૧૦

અવ જો, ધરી આસ્તિકતાઃ
તુજ ન્યાયદીપ્તિ મેં લહીઃ
મૃત મિત્ર મુજ માનું વસે
તુજ સંગ શાશ્વત–તટ નહીં. ૧૧

સમયના જ વિકાર સૌઃ
મુજ ખોટ ભાવિ લાભ શું !
નવ કિન્તુ તે અવ નીરખું:
ને પ્રેમ–શોક ઉભે ધરૂં.
ના સમય મુજને અવગણેઃ
ના પ્રેમ–શોક ઉભે ડૂબેઃ
ના સમય હું ભવસાગરે
એ ત્યાગથી ધરૂં ગ્લાનિને.

આ વૃદ્ધ વૃક્ષ અહીં ઉભું:
યુગયુગના અનુભવ ઝીલ્યું:
તેજ છાયા શા વ્યતિકરની
ઉપેક્ષા ધરી રહ્યું.
ને માનું લાગણીહીણ તત્સમ
જીવિત મુજ આ થઈ રહોઃ
હઠયોગ શી એ સહનશીલતા
ઉર મુજ છવાઇ રહો.

ઓ શોક, શું શીખવે છ તું ?
માયા બધી, મિથ્યા બધું:
ભૂતના બકરા સમું
પ્રારબ્ધ સહ પ્રેયું સહુ.
તુજ પાઠ આ હું શું પઢું ?
પુરૂષાર્થ શું મુજ અવગણ્યું ?
વા નિરાદર આદરી
પ્રવેશ તુજ અટકાવું શું ?

રાત્રિએ, નિદ્રા વિષે
અવર્ણ્ય કો ઉર્મિ ઉઠે,
ને સર્વ ગાત્ર હીંચી રહી
મુજ ભાન સઘું યે હશે.
ને ભૂલું કે મેં ખોયું શું !
ને કલ્પું એકજ મૃત્યુ હું:

પણ પ્રભાત ફરી ઉગ્યેથી
ઓસરે મુજ શોક શું !
આ શબ્દ દ્વારા શોક મુજ
હું ઉચ્ચરૂં–શું પાપ એ !
અર્ધ ઉઘડયા આત્મ કેરી
કથા એ કરૂં કાં અરે !

"મરણ મર્ત્યની પ્રકૃતિ"
ને "સાન્ત્વના જીવતાં થકી"
જનશ્રુતિ એઃ નવ સત્ય એઃ
રૂદન જગજગ જો, તરે.
પુત્રખોયાં માતપિતા,
પ્રીતમખોઈ પ્રિયતમા,
ને મિત્રખોયો હું ય ત્યાં
રડીએઃ ન ખોટ પૂરાય ક્યાં !
નિત્યના કૌમાર અવ–
લખીઆં લલાટે એહનેઃ
નિત્યની નિર્મિત્રતા
લખી હાઃ લલાટે મુજને.

અનુરંગી એની સ્મૃતિ તણાં
આ ગૃહ–ઉપવન જે બધાં–
અંધાર એના મૃત્યુરંગી
આજ એ સૌ ધારતાં.
પણ એક મુજ સંપત્તના
તેને રૂચી કવિતા તણીઃ
તો તત્રી તેની છેડી ગાઉં
શોક–ગીતા મિત્રની.

ઓ વાયુજલ આકાશ સૌ !
એ નાવ નિર્ભય અહીં મૂકો,
જ્યાં મિત્ર મુજ મૃતદેહમાં
નિજ જન્મભોમ પ્રતિ વળ્યો.

## સ્મૃતિ–ગીત.

આ મોહ મર્ત્યોનો ન શું ?
આ વાસના નિર્બળ ન શું ?
નિજ–પ્રેમ ને પરપ્રેમના
મૃત દેહને અંર ભેદ શું ?

સર્વત્ર શાન્તિ રાજતી
નૈરાશ્ય મુજ શાન્તિ—ડૂબ્યું:
જલધિ પર પણ શાન્તિ ઉડીઃ
મૃત્યુ—શાન્તિશું એ તનુ.

ઘડિ આત્મ મુજ અશાન્ત તે
ભરસાગરે મિલન ચહે
ઘડિ સ્વપ્ન સંધુ એ ગણી
મૃત મિત્રને અમૃત લહે.
ને સજીવ તેને ભેટવા,
નાવ પર સત્કારવા,
અવિકૃત તેને પામવા,
કલ્પનાવશ એ ઘુમે.

પણ પ્રકૃતિ બદલાય શી !
ગઇ શાન્તિ ક્યાં? ક્યાં આ સ્થિતિ !
આવાદી એહ અશાન્તિમાં
મુજ શાન્તિ પે વહી જાય શી !

મુજ ચિત્ત શોકાન્વિત જે
બદલાય, પ્રકૃતિ ભેદથી ?
વા વિકૃતિ સહુ બાહ્ય આ
અવિકૃત શોક–ઉંડાણની ?
વા વેદના શું કારમી
મુજ ચિત્તને વિચલિત કરે ?
ના ભેદ સત્યાસત્યના
મુજથી જરિ યે ઉકલે.

અણુમૂલું મુજ રત્ન તે
નાવ ધરી આ આવતુઃ
ને ભાવિ નિજ યાત્રાતણી
મુજ આશીષો અત્ર ઝીલતું ]

પ્રકૃતિજ મુજ અભિરૂચિ
હવાં સતોષાઇ શી !
જ્યાં જનન, ત્યાં નિખનન અહો!
મુજ મિત્રનું: બસ તૃપ્તિ શી !
ને હોય મુજ ઉર્મિ હજુ
એને સજીવ કરવા ચહે
મૃતપ્રાય મહીં મુજ પ્રાણ ફૂંકી
અમીજીવન છાંટી રહે.

(અપૂર્ણ)





# 'ચેતન:'
## હેની ભાવના અને કાર્યક્રમ.

ચેતન એટલે જીવનના સુવાસ; ચેતન એટલે પ્રફુલ્લતા; ચેતન એટલે આત્માની અનિમિષ જાગૃતિ. ચેતનવન્તા સમાજમાં ઉંચી રસિકતા હોય, પુણ્યપ્રેમ હોય, અને મનુષ્યોને સદ્વિચાર વ્હાલા હોય. જ્યાં જ્યાં ચેતનના પ્રકાશ પ્રસર્યા હોય ત્યાં ત્યાં માનવીહૃદયની પુણ્યવાંચ્છનાઓ પોષાય અને પ્રફુલ્લે,—ત્યાં ત્યાં હૃદયમાં ભગવાનની સાથે બિરાજેલા શયતાનને શમાવવાના સબળ, અને સતત પ્રયત્નો જીવને જોખમે પણ મનુષ્યો કરતાં હોય.

આત્મગૌરવ—self-reverence—ની સાચવટ એ ચેતનમન્દિરનું પહેલું પગથીઉં. હેના વિના નથી કાર્યસિદ્ધિ કે નથી જીવનની સફળતા. નરનારીઓને હૈયે ચેતનના દેવરંગી ફુવારા ફુટી રહ્યા હોય તો તેઓ સ્હેલથી જ સ્હમજી શકે કે જ્યારે જ્યારે માનવીના આત્મગૌરવને સ્હેજે આંચ આવે છે ત્યારે ત્યારે આત્મા કકળે છે, વિશ્વતત્ત્વો કંપે છે, અને પ્રભુ પોતે દુભાય છે.

અસ્મિતાનું આવું ભાન અને આત્મગૌરવ, આવો ચેતન અને પ્રફુલ્લતા, આવી પરમ વન્દનીય પુણ્યવાંચ્છના અને પ્રકાશપ્રિયતા અત્યારે આપણા ગુજરાતમાં—અને જગત્‌માં—છે? અને નથી તો કયાં કારણોથી? તે મહા ભાવનાઓના સ્વર્ગીય પરિમલ ઘેરેઘેર પ્રગટાવવા અને પ્રસારવા માટે શું કરવું જોઇએ! અને જે કાંઇ કરવું જોઇએ હેનો આરંભ પણ કરવાને આપણે તત્પર છીએ કે હજી થોડા સૈકા સુધી ઉંઘ લેવાનો વિચાર છે?—આ પ્રશ્નો મહાપ્રશ્નો છે; એકાદ માણસ કે એકાદ માસિકથી હેના ઉત્તર દઇ શકાય એમ નથી—પૂર્ણપણે દઇ શકાય એમ નથી. તેવા ઉત્તર આપવાનો યત્ન સુદ્ધાંત થાય ત્યાર પહેલાં આપણા સમસ્ત જીવનપ્રદેશનું વિહંગાવલોકન થવું જોઇએ. તેનું અવલોકન આ ન્હાના લેખમાં થઈ શકે નહિ; છતાં એ વિશે અહિં થોડાક વિચારો રજુ કર્યા છે જે પરથી સ્હમજાશે કે 'ચેતન' ના સંચાલકો કયા પ્રકારનું કાર્ય કરવા ધારે છે અને કેવા આદર્શોથી પ્રેરાઇને તે કાર્ય તેઓ હાથ ધરે છે.

૧

ગુજરાતીઓની મનોવૃત્તિ ભાવનાપ્રેમી છે તેના કરતાં વધુ અંશે વ્યવહારપ્રેમી છે. માનવ જીવનની ઉંચામાં ઉંચી અભિલાષાઓને અહિંઆં પોષણ કરતાં પ્રચારનો લાભ વધારે મળે છે. ચાર છ માણસની મંડળી મળી હોય ત્યાં ભૂલેચૂકે પણ એકાદ સારો વિચાર કે સારી વાત

તમારાથી કહેવાઇ જાય તો તે વ્યવહારભક્તો તરત જ તમને હસી કહાડશે, અને તેની 'મ્હોટી મ્હોટી વાતો' કરવાને બદલે, વિધાતાએ જેવું જીવન તમારે કાજે નિર્માણ કર્યું હોય તે મૂંગે મોંઢે સહી લેવાની સલાહ તમને મળશે.-મનોરથો અને મહેચ્છાઓનું જ્યાં આવું સન્માન થાય ત્યા અસ્મિતાનું ભાન કયાંથી હોય? સ્વમાન કે ચેતન પણ કયાંથી હોય?

અને છતાં, આખું ય ગુજરાત આવું નથીઃ "ગુજરાત એક મહા વૃક્ષ છે. તેનાં મૂળોમાં શ્રી કૃષ્ણ પરમાત્માનો કર્મયોગ છૂપાયો છે, તેની ડાળે નર્મદો અને ગાંધીઓની કૂંપળો ફુટી છે."* તે પુણ્યવિભૂતિઓ ન પ્રગટી હોત, અને ગુણીયલ ગુજરાતી રમણીનાં રૂપગુણની રસજ્યોતે આપણું જીવન ન રસાયું હોત તો અત્યાર પ્હેલાં 'વ્યવહારૂ' લોકોને હાથે ગુજરાત હતું ન હતું થઈ ગયું હોત; અને એક પ્રજા તરીકેનું-ગુજરાતનું ભાવિ જીવન ભયવિમુક્ત રાખવું હોય તો સહુ યે ગુજરાતીઓએ તે રસ-પુણ્યના લ્હાવા લેતાં શીખવું પડશે- શીખવું પડશે' એટલા માટે કે અત્યારે આપણામાં તે નથી. આજથી તેત્રીશ વર્ષ પર નવલરામે લખેલા શબ્દો આપણે આજે પણ સાચા પાડીએ છીએ—અને સાચા પાડીને આપણી નિર્બળતા અને ભાવનાહીનતા સિદ્ધ કરીએ છીએઃ "કમાવું, કુટુંબને પોષવું, અને બે પૈસા મળે તો ખરચી નાત જાતમાં સારા કહેવાવું એ જ આ કાળમાં સાધારણ હિન્દુઓ પોતાનું કર્તવ્ય સમજે છે; એથી ઉચ્ચ લાગણીઓ આ કે પરલોકની ક્વચિતજ જોવામાં આવે છે, અગર જો સ્વધર્મશ્રદ્ધા મોઢે તો આ અપ્રવૃત્તિકાળે બહુ બોલાય છે."

ઉત્તમ વિચારો અને ઉર્મિઓ ભણીની આ ઉદાસીનતા કેટલેક અંશે સહુ યે પ્રાન્તો, અને દેશોમાં છે, પરન્તુ વ્યવહારપ્રધાન પ્રાન્તમાં તે વધુ પડતી હોય તે પણ દેખીતું છે આપણી રાજકીય જાગૃતિ આટલી મોડી થઇ તેનું કારણ પણ, આપણી" અતિવ્યાવહારિકતા અને 'નાત જાતમાં સારા કહેવાઇને' બેસી રહેવાની ક્ષુદ્ર લાલસા, એજ છે.

૨

"ભાવના એટલે શું? આદર્શો કેવા હોય?"—આ વાતો આર્યભૂમિનાં નરનારીઓને નવેસરથી સમજાવવાની ન હોય; અને છતાં, આજની આર્યભૂમિ એ અસલની નથી માટે તે પ્રશ્નોની ટુંકી ચર્ચા અહિંઆં અસ્થાને નથી.

ભાવનાઓને વખોડનાર અને વગોવનાર વ્હેંતિયાંઓ જો જોઈ શકે કે સારૂં ય સૃજન એક મહાભાવનાનું પરિણામ છે, હેને લીધે જ ટકે છે અને અન્તે હેમાં જ સમાય છે, તો તેમને હાથે થતાં વગોવણાં ઘણાં ખરાં ઓછાં થઇ જાય; જો તેઓ જોઇ શકે કે જે વસ્તુને ધર્મવેત્તાઓ 'આત્મા' કહે છે, જેને આપણે નિત્યજીવનમાં 'જીવ' કહીએ છીએ, અને જેને આપણે નિત્ય જીવનમા છુટે હાથે અને શાસ્ત્રીય પદ્ધતિ વડે ખરચીએ છીએ, તે વસ્તુ પોતે જ એક ભાવના છે, અને આપણી સર્વે ય પ્રવૃત્તિઓને પ્રેરે છે,—તો તેમને સમજાશે કે ભાવનાઓ હજી સ્વર્ગવાસી નથી થઈ, સંસારમાં અવતરે છે,-તો તેમને સમજાશે કે ભાવનાઓ સરજાણી છે તે સાચી પડવા માટે જ. માત્ર ભાવનાહીનના પાદપ્રહારો સ્હેવા માટે નહિ. અત્માની ને અભિલાષાઓ

* पाटणनी प्रभुता, पृ. १.

સિદ્ધ કરવાના માર્ગમાં અનેક મુશ્કેલીઓ અને વિટંબનાઓ પડે છે: સાચું બોલવું એ સ્હેલી વાત નથી; પ્રેમને ઓળખવો એ સ્હેલી વાત નથી; (જો કે આપણા માસિક-કવિઓનો અનુભવ જૂદો છે) અને સ્વાતંત્ર્ય સાધવાં એ પણ સ્હેલી વાત નથી. અને છતાં, આ બધી વિટંબનાઓ વટાવ્યા વિના આપણો છૂટકો નથી. સવખતે ને કવખતે માનવજીવનની સીમાઓને આગળ ધરવી અને શક્યતાઓને પીછાનવી પણ નહિ,-એ હીચકારાનાં લક્ષણ છે; સાચો પુરૂષ તેમ કરે નહિ. તે તો હમ્મેશને માટે જાણી રહે કે ઉન્નત ભાવનાઓ વિના આ લોકમાં ચેતનભર્યું જીવન નથી. અને પરલોકમાં પ્રભુદર્શન નથી; કોઇક બીજાનું જ દર્શન છે, અને આ કારણથી જ આદર્શપ્રેમી સત્પુરૂષો અને સન્નારીઓને જ્યારે હોય ત્યારે હલકાં પાડવાની નારકી પ્રથા હવે બંધ પડવી જોઇએ. અન્ધ બનીને આદર્શોને ઉતારી પાડવાની ટેવ હવે વધુ વખત ચાલુ રહેશે તો ઘેરેઘેર નરકની નીચનાઓ પ્રગટશે-ઘણે ખરે ઘેર તો પ્રગટી પણ છે. આપણે હમણાં જીવવાની રીતે નથી જીવતા અને મરવાની રીતે જીવીએ છીએ ત્હેનું કારણ પણ એટલું જ કે સનાતન ભાવનાઓને અળગી કરીને ક્ષણભરનાં સુખ સગવડને હૃદયથી જ્યારે સ્વીકારતાં આપણને શરમ નથી આવતી.

ભાવનાઓની ભવ્યતા વિશે લેખો લખવાથી જ જગત્ ભાવનાપૂજક નથી થવાતું એ વાત અમારા ધ્યાન બહાર નથી; અને તોયે, આ પણ શું ખરૂં નથી કે આપણી વ્યવહારરસિકતાનો ખરો ઉપયોગ તો સદ્ભાવનાઓને નિત્યજીવનમાં ઝીલવા અને ધરાવવાના ઉપાયો શોધવા અને આચરવામાં થવો જોઇએ? વળી ખરા ભાવનાપ્રેમીની કસોટી પણ અહીં આ જ છે; જે વ્યવહારવિદ્યાને દુનિયાંડાહ્યાંઓ ધનપ્રતિષ્ઠા સંપાદન કરવામાં વાપરે છે ત્હેને તેણે પોતાના 'સ્વપ્નાં' સાચાં પાડવામાં વાપરવાની છે. ઉપરાન્ત, જગતની જડતા અને કઠોરતા તે માર્ગમાં આડખીલીરૂપ થાય તો તેવી પળે પોતાની વિશુદ્ધ ઊર્મિઓને વ્હેતી મૂકવાને બદલે તે તે વિઘ્નોની સ્હામા વીરત્વથી બાથ ભીડવા જેટલી સબળતા અને સહન-શીલતા પણ તેનામાં જોઇએ. પરન્તુ આવું અપ્રતિમ ચારિત્ર્યબળ બહુ થોડાંમાં હોય છે; ઘણે ભાગે એમજ બને છે કે વીશમા વર્ષ સુધી જે ભાવનાઓનો પૂજક હોય તે એકવીશમેથી તેમનો દુશ્મન બનેછે. 'નાત જાતમાં સારા' કહેવાવાનો ક્ષુલ્લક લોભ હવે વધતો જાય છે; સ્વર્ગમાં સારા કહેવાવાનો સંપૂજ્ય લોભ ઉડી જાયછે. આવી અસ્થિરતા અને મનોબળની આવડી મોટી ખામી, એ બન્ને મનુષ્યહૃદયની એક અનિવાર્ય સ્થિતિ છે એ ખરૂં; અને એવાજ અસ્થિર અને બળહીન આપણે રહેશું તો સાચા મનુષ્યત્વમાંથી બાતલ થશું એપણ ખરૂં. જો 'અનિવાર્ય' હોય તેને 'નિવાર્ય' કરવાની શક્તિ માનવાત્મામાં નથી તો બીજે ક્યાં છે? અને તે શક્તિને વણવાપરી રાખીને હજી ક્યાં લગી જગતને ઝેરાણું રહેવા દેવું છે? થોડાઘણાએ અમૃતપ્રેમી નહિ નીકળે?

આ વચનો વાંચીને વ્યવહારપૂજકોએ કપાળે ત્રિશૂળ ચ્હડાવવાની કે ખભાં ચ્હડાવવાની જરૂર નથી; જે પ્રભુ હાલને કાજ અન્તઃશય્યામાં પોઢી ગયો છે ત્હેને જગાડવાની માત્ર જરૂર છે. જો થોડાંઘણાં યે ઉરમાં એ જાગશે તો તેવા પૂજકો જોઇ શકશે કે આદર્શ પ્રેમીનાં અસંતોષ ને અધીરતા કુદરતી છે, કૃત્રિમ નથી; વળી તેઓ જોઇ શકશે કે તેની અસંતોષવૃત્તિને દૂર કરવાના ઉપાયો પણ કુદરતીજ જોઇએ. તે વૃત્તિને દબાવી દેવી એ કૃત્રિમ ઉપાય છે; ત્હેને સમભાવથી સમજીને ત્હેની ફરિયાદો દૂર કરવા માટે ચેતું પ્રખ્યાત વ્યવહારજ્ઞાન વાપરવું એ કુદરતી ઉપાય છે. અન્તર્દૃષ્ટિ આવી રીતે ઉઘડશે તો, આપણે એ પણ જોઈ શકશું કે સ્વાતંત્ર્યપ્રેમ અને વ્યક્તિવિકાસની

ઝંખના એ 'પશ્ચિમના પવન' નથી, એ તો માનવીહૃદયની મહાવાંચ્છના છે. વળી એ પણ જણાશે કે પશ્ચિમના જડવાદ કરતાં આપણો જડવાદ વધારે બેશરમ છે. તે જડવાદ છ ચોક છે, આપણો છાનો છે. પશ્ચિમની પ્રજાઓએ તો એક મહાયુદ્ધ લઢીને જગત્ સમક્ષ કબૂલ કર્યું છે કે 'અમે ઇશુના ઉપદેશ ઉવેખ્યા' આપણામાના કેટલાક તેવું કહેવા તૈયાર છે? અને તે પ્રજાઓને અધ્યાત્મધર્મ શીખવવાની આશા રાખનારા આપણા ચેતન-વાદમાં અત્યારે કેવાંક ચેતન છે? સમાજનાં દુષ્ટમાં દુષ્ટ અનિષ્ટોને ધર્મને નામે લઈ ચલાવવાની આત્મઘાતી પ્રવૃત્તિ, આપણા ઘણાખરા બ્રાહ્મણો અને ગુરુઓની શઠતા અને નીચતા, આપણાં વૃદ્ધલગ્નો અને બાળલગ્નો, આપણા વરવિક્રયો ને કન્યાવિક્રયો, આપણી વિધવાઓની કફોડી સ્થિતિ, આપણી અન્ધશ્રદ્ધા ને શાસ્ત્રગુલામી, અને 'ઔદ્યોગિક ઉત્કર્ષ' ને નામે ધનપ્રાપ્તિને અપાતી ઘંઘુ પડતી અગત્ય તથા તે માટે યોજાતા પચરંગી પ્રપંચો,—આ સહુમાં છુપાયલો ભયંકર જડવાદ યુરપ અમેરિકાના ઉઘાડા જડવાદ કરતાં ચાર ચાસણી ચ્હડે તેવો નથી શું? અને તે દેશોમા તો અનિષ્ટોને ટાળવા માટે સાહસ અને સક્રિયતા છે; અહિંઆં તો સાહસ કે સક્રિયતાનું નામ પણ દેવાય તો માથા પર કુહાડો મારે તેવું વર્તન સમાજનું છે. ચેતનવન્તી પ્રજાનાં આ લક્ષણ નથી, અને ખરેખરાં ચેતન પ્રગટયાં હોય તો, યોગ્યતા સિદ્ધ કર્યાં પ્હેલાં બીજી પ્રજાઓના ગુરુ થવાની વાતો કરવાને બદલે આપણી જ પડી ભાંગેલી પ્રજાને નવેસરથી રચવાના પ્રયાસો પૂર જોસથી, ખરા દિલથી, અને વિના વિલમ્બે શરૂ થયા હોય.

૩

આપણા રાષ્ટ્રજીવનમાં વસન્ત પધારી છે એ વાત ખરી, પરન્તુ એ વસન્તને વધાવનાર ને ભોગવનાર કેટલાં સજ્જનસજ્જનીઓ આપણા દેશમાં અત્યારે તૈયાર છે? એમ તો પ્રભુની વસન્ત પણ વર્ષોવર્ષ આવીને ઉડી જાય છે, પણ કેટલાંક જગજ્જનો રસભોક્તારૂપે ત્હેને વ્હાલેવ્હાલે વધાવે છે?—

'Full many a flower is born to blush unseen,
And waste its sweetness on the desert air';

વસન્તનાં વનપુષ્પો અણસુંઘ્યાં જ કરમાય છે તેમ રાષ્ટ્રવસન્તના રસોદ્યાનો અનુપભોગ્યો જ કરમાશે તો રવીન્દ્રનાથનાં પુણ્યબોલ અને પધરામણી નિષ્ફળ નહિ નીવડે? તે સુધન્ય સન્દેશાઓ સુણ્યા પછી પણ સદ્ભાવનાઓને વિના વિચાર્યે હસી કહાડવાનું આપણે ચાલુ રાખશું, યુવાનોની ઉન્નત અભિલાષાઓને ઉત્તેજવાને બદલે તોડી પાડવાનું ચાલુ રાખશું. સાહસપ્રેમને પોષવાને બદલે જ્યારે ત્યારે દાબી દેવાનું ચાલુ રાખશું, બાળકોને અમૂલ્ય રત્નો પેઠે સંભાળથી ઉછેરવાને બદલે તેમને વધુ પડતા ધાકથી કે વધુ પડતાં લાડથી બગાડી મૂકીને ભવિષ્યના જગજ્જીવનને મોતફટકાઓ મારવાનું ચાલુ રાખશું, કુલીનતા અને કેળવણીના સંસ્કારો પામ્યા છતાં પણ પત્નીઓને રાત દહાડો ઢીબવાનું, વિલાસપૂતળીઓ તરીકે જ ગણવાનું, અને નજીવા વાંક ખાતર તેમની પર ઝાડના ઝાંડ તોડી પાડવાનું ચાલુ રાખશું. અને ધન કમાવાની ધમાચકડીમાં આપણા પ્રભુને અને આપણી

પ્રાણપ્રફુલ્લતાને ઉદ્ધતપણે વિસારે નાંખવાની અતિપ્રવૃત્તિ છે તેવી જ ચાલુ રાખશું,–તો પયગમ્બરોના પુણ્યસન્દેશ સુણવાની યે આપણી યોગ્યતા કેટલી? અને આ બધી પાપણી પ્રવૃત્તિઓને છે તેવી જ અધમ રાખવાથી તથા અસ્ખલિતપણે વ્હેવા દીધાથી આપણી મહા મૂલ્યવાન મનુષ્યતા રોજને રોજ વધુ વધુ ખંડિત થતી જાય છે એ વાતનું ભાન થતાં હજી કેટલાક સૈકા લાગશે?

૪

આપણા સાહિત્ય જીવન અને સામાન્ય સમાજ જીવન વિશે પણ બે ત્રણ હકીકત નોંધવા જેવી છે.

ગુજરાતનો રસાત્મા અત્યારે નીરોગી નથી: યુવાન વાંચકોનો મ્હોટો ભાગ જે પ્રકારના સાહિત્ય પર પોષાય છે તે સાહિત્ય કલાહીન અને ક્ષુદ્ર વૃત્તિઓને ઉત્તેજના છે. સાક્ષરો અને સાહિત્ય નેતાઓ આ દુર્વેગને રોકી શકે; અને એક દંડીઆ મ્હેલોમાં વસવાની પોતાની ' શાન્ત ' મનોવૃત્તિને સ્હેજ બદલીને પ્રાચીન અને અર્વાચીન ગુજરાતના ઉત્તમ ગ્રન્થો અને ગ્રન્થકારોને લોકપ્રિય કરવા માટે સાહિત્ય વિવેચનના વિસ્તારી અને વિચારશીલ નિબન્ધો લખી શકે. અત્યાર સુધી તેમણે તે કાર્ય અસ્ખલિતપણે અને એક નિત્યકર્તવ્ય તરીકે નથી કર્યું ત્હેને લીધે તો કવિ મહાકવિઓની સત્કૃતિઓને ' શબ્દજાળ ' તરીકે ઓળખાવીને છીછરીઆ મગજના છાલકા ટીકાખોરો ગુજરાતને છેતરે છે–ગુજરાતને કુપથે દોરે છે. રોજ ઉઠીને સાક્ષરોને શીખામણ દેનાર પુરુષોનું પોતાનું સાક્ષરત્વ નામનું જ છે; અને કલાની પરીક્ષા તો આજથી સાતમે જન્મે તેમને આવડશે. તેવાઓના હાથમાં ગુજરાતનું સાહિત્યતંત્ર કયાં સુધી રહેશે?

* * *

આપણામાં નથી સાચો સંયમ કે નથી સાચી શૂરતા: નજીવામાં નજીવા કારણસર પણ આપણે મહાક્રોધના ગુલામ બની બેસીએ છીએ, એ આત્માનું વ્હેંતીઆપણું દાખવે છે; અને ઘરના કોઠારમાં ફક્ત એક ઉંદર ભરાતાં ગુજરાતની વીરાંગનાઓ પ્રલયકાળ સમો શોરબકોર મચાવે એ સ્થિતિ સૂચવે છે કે ભારતની ભાવિપ્રજાનું નસીબ ઉજ્જ્વળરંગી છે ત્હેના કરતાં વધુ અંશે કાજળરંગી છે. વીર–હૃદય વિનાનું જીવન એ જીવન જ નથી, એક પ્રકારનું ' જીવનું મોત ' છે,—એ મહાસત્યને આપણે પીછાણશું ત્યાર પ્હેલાં હજી સોએક વરસ વીતશે એમ લાગે છે.

* * *

આત્મા આ પૃથ્વી પર અવતરે છે ત્યારથી જ પ્રભુસર્જ્યાં બન્ધનોનો ભોગ થાય છે: તે બન્ધનો તો સદાસર્વદા વન્દનીય અને સ્વીકાર્ય છે, કેમકે મોક્ષસાધન તરીકે ત્હેને વાપરી શકાય છે. પરન્તુ માનવસમાજ તે બન્ધનોને પોતાના લોખંડી અને લક્કડીઆ નિયમો વડે જ્યારે વિના–કારણ વધારી મૂકે છે ત્યારે તો જીવવાનું જ ભારે થઇ પડે છે. વધુમાં, જાણે, તેવી જિન્દગીની અસહ્યતા ઓછી હોય તેમ, હાલના હિન્દુસમાજ જેવા ચેતનહીણા સમાજો તે બન્ધનોનું લોખંડીપણું અને લક્કડીઆપણું એટલું તો સખત અને ક્રૂર કરી નાખે છે, એટલું તો હદ

ઉપરાન્તનું કરી નાંખે છે, કે નરલોકમાં જ નરકયાતનાનો અનુભવ ડગલે ને પગલે થાય છે. ઇશ્વરના સૃષ્ટિ-ક્રમના આદેશ છે કે સંસારમાં સ્વર્ગ રચવાં; આવા સમાજેના અશુભ્યા આદેશ છે કે નરલોકમાં નરક રચવાં.

* * * * *

આપણી સામાન્ય પરિસ્થિતિ વિશેના આ વિચારોથી પ્રતીત થશે કે આપણે આપણી જાતને જેવા શાણા, સંસ્કારી અને 'આગળ વધેલા' માનીએ છીએ તેવા આગળ વધેલા, સંસ્કારી અને શાણા થવાને હજી વાર છે. આપણી આજની રાજકીય જાગૃતિ એક ઝમકલા તરીકે પૂરી થવાને બદલે જો સંગીન સર્વદેશી અને ચિરંજીવી પ્રજાકીય જાગૃતિ તરીકે આપણને આગળ વધારવાના સાચા સાધન રૂપ કરી શકાશે, તો તે સદ્‌ભાગી સમો વ્હેલો-ઘણો વ્હેલો-આવશે જ્યારે ભારતની મહત્તા આપણે શબ્દથી બોલીને નહિ પણ કાર્યથી સિદ્ધ કરીને, સ્થાપીને, જગત સારાની વન્દના પામી શકશું.

'ચેતન' ની ભાવના પરત્વે હાલ તો આટલું જ બસ છે; હવે કાર્યક્રમ ભણી વળીએ.

૫

ધર્મચર્ચા અને સમાજશાસ્ત્ર, વિજ્ઞાનનાં અંગોપાંગ, અર્થશાસ્ત્ર અને ઐતિહાસિક ચર્ચા, વિખ્યાત પુરુષો તથા સ્ત્રીઓના રસિક અને બોધક જીવનવૃત્ત, તેમ જ કળાવિવેચન, સાહિત્યવિવેચન અને સર્જક સાહિત્યની નવીન કૃતિઓ તેમજ બીજા પ્રકીર્ણ વિષયોઃ માનવપ્રવૃત્તિનાં આ સહુ યે અંગને ખીલવવા અને પોષવાના 'ચેતન' ને અભિલાષ છે; અને અમને સંપૂર્ણ શ્રદ્ધા છે કે ગુજરાતના યુવાન, પ્રૌઢ, વૃદ્ધ અને વયોવૃદ્ધ—સઘળા યે અભ્યાસીઓ અને વિચારકો પોતપોતાના ખાસ અને માનીતા વિષયોને ચર્ચનારા લેખો, નિબન્ધો અને કૃતિઓ દ્વારા અમને સહાય કરવામાં પછાત પડશે નહિ. આ એમત્વના વિષયોની ચર્ચા કરનારાં માસિકો અને સામાહિકો યુરપ, અમેરિકામાં તો થોકબંધ ઉભરાય છે, બંગાળ અને મદ્રાસ ભણી પણ ઘણાં છે; માત્ર આપણી બાજુએ જ બુદ્ધિવિકાસ અને બુદ્ધિવિલાસનું તેવું સાધન નથી. આ ખોટ પૂરી પાડવાનો ખરો માર્ગ તો એ જ કે મુબાઈ ઇલાકામાં એક અમણી અંગ્રેજી માસિક નીકળવું જોઇએ—અને સાથે સાથે સ્વદેશી ભાષાઓમાં પણ તેવાં માસિક શરૂ થવાં જોઇએ. એક જ માસિક એકલે હાથે આ ખોટ પૂરી પાડી શકે તેટલે અંશે તેમ કરવાની—ઉંચા વિચાર અને ઉંચી રસિકતા પ્રાન્તમાં પ્રસારવાની,—'ચેતન' ના સંચાલકોને અભિલાષા છે, અને વિદ્વાનો તથા ધનિકો તે કાર્યમાં સહર્ષ સહાય આપશે એવી તેમને આશા છે.

'ચેતન'માં છપાતા લેખોને પરીક્ષવાનું ધોરણ ઉંચું અને કાંઇક સખ્ત રહેશે તે વાત તો સુજ્ઞ લેખકો અને વાચકો આ પરથી સમજશે; અને છતાં, ભવિષ્યને માટે કાંઇક પણ સારી આશા દેખાડે તેવા નવીન લેખકોને સત્કારવામાં 'ચેતન' તત્પર રહેશે. આ સ્થળે આપણા 'કવિ' મહાશયોને બે બોલ કહેવાની જરૂર છે. પ્રેરણામૂર્તનાં બે ચાર ટીપાં યે આવ્યા વિના હાલ હાલ કેટલાક લેખક-બન્ધુઓને હાથે 'કવિતાઓ' લખાઇ જાય છે. તેવી પદ્યપંક્તિઓ 'ચેતન'માં પ્રકાશન

પામી શકે નહિ, એ દેખીતું છેઃ તેવી પંક્તિઓ સૂઝે એ જ પાપ છે; તેવી પંક્તિઓ કાગળ પર મૂકાય એ અઘોર પાપ છે; અને તેવી પંક્તિઓ છપાય તે પાપનું તો પ્રભુ પાસે પણ પ્રાયશ્ચિત નથી. આપણું જીવન જેમ જેમ વધારે સંસ્કારી અને સંમાનશીલ થતું જશે તેમ તેમ આ પાપો આપમેળે જ ધોવાતાં જશે; તો પણ, માસિકો અને પ્રકાશકોએ તે ધોવાનો યત્ન આદરવો હવે ઘટે છે.

સ્વતંત્ર વિચારો અને વિશાળહૃદયી ભાવનાઓને ઉત્તેજવી અને પોષવી એ 'ચેતન'નું આદ્ય કર્તવ્ય છે; અને તેથી જ, વિચારકોના જેટજેટલા પક્ષ ગુજરાતમાં હોય તે સર્વને પોતાનું વક્તવ્ય નિડરપણે વદવાને 'ચેતન' નોતરે છે. ધર્મ અને સમાજનાં ક્ષેત્રોમાં સનાતનપક્ષ અને સુધારકપક્ષ; સાહિત્યક્ષેત્રમાં નરસિંહરાવપક્ષ અને ન્હાનાલાલપક્ષ (તેમજ 'સાહિત્ય' પત્રનો સરળતા–પૂજકપક્ષ); તથા શિક્ષણક્ષેત્રમાં રાષ્ટ્રીયપક્ષ અને સરકારી પક્ષઃ ગુર્જરવિચારશરીરનાં આ સહુ યે અંગોપાંગ 'ચેતન'માં સત્કાર પામશે. અલબત્ત, એ તો દેખીતું છે કે સ્હામાપક્ષ વિશે ટીકા કરતી વખતે હરેક પક્ષે સૌજન્યસદ્‌રુચિ સાચવવાં પડશે; જે લેખોમાં તે નિયમ ઘટતી રીતે નહિ પળાયો હોય તે લેખોને, તેમની બીજી બધી યોગ્યતાઓ અને ઉપયોગિતાઓ છતાં પણ, આ પત્રમાં સ્થાન આપી શકાશે નહિ.

૬

'ચેતન'ના 'સાહિત્ય અને સાહિત્યકાર' વિભાગની ઉપયોગિતા સ્હેલથી સમજાશે. જીવન્ત અને વિદેહી ગુર્જર સાક્ષરોનાં, તેમજ હિન્દ અને બીજા દેશોના જુદજુદા સાક્ષરોનાં નામમાત્ર આપણે જાણીએ, અને તેમનાં જીવન કે કૃતિઓથી વિમુખ રહીને જ તેમની પ્રશંસા કર્યા કરીએ કે તેમનાં સદ્‌વચનોને ઉચિત તેમ જ અનુચિત અવતરણો તરીકે વાપર્યા કરીએ,–એ સ્થિતિ વધુ વખત નિભાવી લેવાય તેવી નથી. આ લેખમાળાની શરૂઆત કર્યાથી એ શોચનીય સ્થિતિમાં કાંઈક તો ફેર પડશે એમ અમારું માનવું છે; અને ત્હેને સારુ લેખો તૈયાર કરીને મોકલવા માટે સાહિત્યના સહુ યે ઉત્સાહી તેમ જ અનુભવી અભ્યાસકોને અમે આગ્રહ પૂર્વક નિમન્ત્રીએ છીએ. આ પ્રકારના લેખોમાં, જે ગ્રન્થકારને પસંદ કર્યો હોય ત્હેની ટુંકી ત્હોયે રસિકપણે વર્ણવેલી જીવનકથા, ત્હેના ચારિત્ર્યની ઉપયોગી અને પક્ષરહિત તુલના, ત્હેની મુખ્ય કૃતિઓની ટુંક પિછાન અને સમાલોચના, તથા દેશના સાહિત્ય અને જીવન પર થયેલી ત્હેના ગ્રન્થોની અસરનું નિરૂપણ;–એટલી અથવા એમાંની ઘણીખરી બાબતો મુખ્યત્વે કરીને સમાવવી; અને બને તો ત્હેની પોતાની, ત્હેના કુટુંબીજનોની, ત્હેના વિવિધ જીવનપ્રસંગોની, કે ત્હેના નિવાસસ્થાન, અભ્યાસ–ગૃહાદિની છબિ પણ મોકલવી. લેખના વિષય તરીકે પસંદ કરેલ સાક્ષર ગમે તે દેશ કે યુગનો હોય ત્હેની અડચણ નથી; પરન્તુ લેખ વાંચતાં જ ત્હેનાં પ્રતિમા અને વ્યક્તિત્વનું જીવન્ત, જ્વલન્ત ચિત્ર વાંચક સમક્ષ ખડું થાય તેવો લેખ હોય તો જ આ લેખમાળાનો હેતુ પૂરે અંશે સાધી શકાય એ દેખીતું છે.

આ ઉપરાન્ત, 'સાહિત્ય અને સાહિત્યકાર' વિભાગનું ક્ષેત્ર વિશાળ અને સર્વગ્રાહી હોવાને લીધે તેમાં સાહિત્યસિદ્ધાંતોની ચર્ચાનો તથા કવિતા, પ્રતિમા, હાસ્યરસ એવા વિષયના સામાન્ય પ્રશ્નોનાં વિવેચનનો પણ સમયાનુસાર સમાવેશ થશે.

આપણાં હાલનાં ઘણાંખરાં માસિકોને હાથે નિયમસર અથવા અનિયમિત ગ્રન્થવિવેચન જે પ્રકારનું થાય છે ત્હેના કરતાં તો જરા ય ન થાય તો વધારે સારૂં એમ રસજ્ઞોને ઘણીવાર લાગે છે; માંયેથી ઉતરતી અને સત્વહીન દશબાર લીટીઓ લખીને ત્હેને 'ગ્રન્થાવલોકન,' 'પુસ્તકપરિચય,' 'સાહિત્યસમાલોચના' કે એવા જ કોઇ મ્હોટા અને મ્હોંભરિયાં નામથી ઓળખાવવી એ પ્રમાણુ-બુદ્ધિ અને કર્તવ્યબુદ્ધિની અક્ષમ્ય ન્યૂનતા દાખવે છે. આ સ્થિતિ સુધારી શકાય તેવી છેઃ સાહિત્યપરિષદ્ તરફથી પ્રમાણભૂત (અને કદાચ્ અતિ પાંડિત્યથી ઉભરાતું) માસિક કહાડવાની જે સૂચના થઇ છે તે ઉત્સાહથી અને સદ્વ્યવસ્થાથી ઉપાડી લેવાશે તો ગ્રન્થપરીક્ષાનું અત્યુપયોગી કાર્ય ત્હેને હાથે ઘણી સુંદર રીતે થઇ શકશે, હાલને કાજ તો 'ચેતન' પોતાની ફુલપાંખડી અર્પશે, અને જેવી આતુરતાથી પ્રેમની જોગણો વ્હાલાની વાટડી જોઈ રહે છે તેવી અનહદ આતુરતાથી તે મહાફુલના આગમનની માર્ગપ્રતિક્ષા કરશે

'ગ્રન્થવિવેચના' અને 'પ્રકીર્ણસમાલોચના' એ વિભાગોમાં અનુક્રમે વિસ્તારી અને ટુંકી સમાલોચના નવાં, તેમ જ વીસરાયલાં અને જૂનાં, ત્હો યે ઉપયોગી, એવાં પુસ્તકોની થશે.

'ચેતન'માં લેખ આપનાર લેખકો અને લેખિકાઓનાં નામની પાછળ 'બી. એ.' કે 'એમ. એ.' એવા ઉપાધિદર્શક શબ્દો મૂકી શકાશે નહિ. 'ચેતન'ના સંચાલકો માને છે કે વાંચનાર વશ થવાનો હોય તો લેખના ચમત્કારથી જ ભલે થાય; લેખકની ડીગ્રીના મોહથી કે માત્ર લેખકનામની ઇન્દ્રજાળથી ત્હેને વશ કરવામાં પાપ રહેલું છે. આપણે ડીગ્રીપૂજક અને નામમહત્તાના અન્ધપૂજક થઇ ગયા છીએ એ જેમ સત્ય હકીકત છે તેવી જ રીતે આ પણ એક સત્ય હકીકત છે કે તે બાબતોમાં તેની ને તેની જ વૃત્તિ ચાલુ રાખશું તો વિવેકહિનતા અને વિચારદાસત્વના અતલ ગર્તમાં ઉંડા-ઉંડા ઉતરતા જશું

બીજી અને વધારે અગત્યની વાતઃ લેખકલેખિકાનાં નામની આગળ લખાતા માનસૂચક શબ્દો, 'રા.' 'શ્રીયુત્', 'શ્રીમતિ', ત્હેને પણ હવે છોડી દઇએ તો ખોટું નથી એવી અમારી માન્યતા છે. અવિવેકી પુરૂષ તરીકે પ્રખ્યાતિ પામવાના લોભથી એ માન્યતા નથી સ્વીકારી; ત્હેના સ્વીકારનું કારણ સ્પષ્ટ છેઃ વિચારતાં જણાશે કે આપણાં ગુજરાતી નામોની સાથે જે પ્રત્યયો આપણે લગાડીએ છીએ તેના વાપરથી જ જરૂર જેટલી માનવૃત્તિ દાખવી શકાય છે, દષ્ટાન્તઃ 'ગોવર્ધનરામ' અને 'ન્હાનાલાલ', અથવા 'વિદ્યાલક્ષ્મી' અને 'શારદાગૌરી' એ શબ્દોમાના પ્રત્યયો 'રામ' અને 'લાલ' તથા 'લક્ષ્મી' અને 'ગૌરી' તે સર્વમાં છુપાઈ રહેલો અર્થ ઉકેલી શકશું તો સ્હમજાશે કે તે તે પ્રત્યયોવાળાં નામોમાં પૂજ્યભાવ—કદિક તો પ્રેમભાવ—ઘણો બધો છે. તે નામો સાથે 'શ્રીમતિ' કે 'શ્રીયુત' વાપરીને અત્યન્ત વિભૂષિત કરવામાં—અને એ રીતે તે લટકણીઆંને આંખમાં ખૂંચતી કાંકરી જેવાં થવા દેવામાં—અમને તો પ્રમાણબુદ્ધિની ઉણપ જણાય છે. માનભૂખ્યાં તાલેવંતોનાં નામ પ્હેલાં ભલે 'રા. રા.' અથવા 'શેઠ' કે 'શ્રીયુત' લખવું પડે; સાક્ષરકુલનાં ભાઇભાંડુઓને એ અનાવડી વિવેક છાજતો નથી. શ્રીમન્તોનું માનભૂખ્યાપણું તે માનવસ્વભાવની દુર્બળતા છે, પણ જગતને જ સબળ કરવાનો અભિલાષ ધારતા સરસ્વતીના ઉપાસકોએ પોતે તો તે દુર્બળતાને સંયમિત કરીને સમાવવાની હવે અત્યન્ત આવશ્યકતા છે.

એક અપવાદ નોંધવો પડશેઃ અનેકકથી લેખક નામનો ઉલ્લેખ કરવો હોય ત્યારે 'રા.' શબ્દને કાયમ રાખ્યા વિના છુટકો નથી; જો ત્યા પણ એ છોડી દેવાય તો આપણી વિનયશીલતા લથડી ગણાય.

આ વિભાગમાંની સૂચનાઓ નવી છે; 'વિપ્લવકારી' પણ છે. પરન્તુ સુયોગ્ય નવીનતાને જીરવવા જેટલું આરોગ્ય પ્રાન્તના મનઃશરીરમાં હશે, અને કોઇ કોઈ વાર તો વિપ્લવને પણ વધાવવામાં જ ખરો ધર્મ છે એ મહાસત્ય સ્હમજાશે, તો તે અને તેવી બીજી સૂચનાઓ વિશેની આપણી વિરુદ્ધતા ઓછી અને અણસખી થશે.

૮

નન્દનવલને નર્મદનાં જન્મસ્થાન, ઇતિહાસપ્રસિદ્ધ રસનગર સુરતમાં જન્મેલ 'ચેતન' ગુજરાતને નવનવી પ્રેરણા પાશે કે નહિ, અને પાશે તો કેવી અને કેટલી, એ વાતનો નિર્ણય કરવાનું કામ ભવિષ્યના ઇતિહાસ લેખકનું છે. અને એકલા સુરતમાં જ ચેતન રેડવાનાં નથી. અચેત જેવા આજના સુરતમાંથી ચેતન ઉડી ગયાં છે તો સુરત બ્હારના જગતૂમાં યે ઝાઝાં નથી. જગતૂમાં અત્યારે જાગૃતિ આવી છે, ચેતન પ્રગટતાં હજી વખત લાગશે. આપણે હજી આંખો ચોળતા પથારીમાં બેઠા છીએ; સુસ્તી ઉરાડવી; સ્ફુર્તિ અનુભવવી, પ્રભાતનાં પ્રકાશપ્રેરણાઓ ઝીલવાં, અને નિત્યકર્મમાં જ નહિ, નિત્યજીવનમાં યે પળે ને પળે પ્રભુને ઓળખવો.—આ બધું હજુ તો આરંભવાનું છે. તે સમારંભમાં, તે વિશ્વવન્દનીય જીવનયજ્ઞમાં, તે માનવબંધુઓની મહાપૂજામાં, તે પ્રજાઓના પુણ્યમહોત્સવમાં, ગુજરાત અને ગુજરાતીઓ પોતાનું જ્વલન્ત અને સુન્દર સ્થાન જીતે, પોતાની પાતકી ઉદાસીનતાને વેગળી કરે, સ્હેજથી સંતોષ માનવાનું ભૂલી જાય, સ્વમાનના ફૂંળા છોડને છેદવાને બદલે ઉછેરે, તથા મહેચ્છાઓ અને મનોરથોને ઉત્તેજીને જગતને જાણ કરે કે ગુજરાત પ્રાન્ત પણ મનુષ્યોથી વસાયલો છે, મનુષ્યતાનાં ખંડેરોથી નહિ,—એટલી જ અમારી—અને આપણી સહુની—મનોવાંછના છે. તે પૂરી પાડવા માટે એકલા ઉન્નત વિચારો નહિ કામ આવે; અને આચરણ વિના નહિ ચાલેઃ કાર્યશક્તિ અને યોજકશક્તિની જરૂર પડશે; વિચારદાસત્વને દૂર કરવું પડશે; સાચું મનુષ્યત્વ સાચવવા કાજે આત્મનિષ્ઠા, સાહસપ્રેમ, સ્વાતંત્ર્યપ્રેમને ખીલવવાં પડશે; અને આ મહાસત્યે પીછાનવું પડશે કે માનવીના ગૌરવમહત્તા જેટલે અંશે અણીશુદ્ધ રહેશે તેટલે જ અંશે વસુન્ધરા વસવાટ લાયક રહેશે—બાકી તો વગડા સમી સૂની અને ભયાનક થઇ જશે.

તેવી અમંગળ દશા અટકાવવાનું આપણા હાથમાં છેઃ દૈવને આધારે બેસી રહેવાથી કે મોંઢેથી ઈશ્વરસાહાય્ય માંગ્યા કર્યેથી પ્રજાઓ નથી ઘડાતી, કર્મિનામી પ્રજાઓ ઘડાય છે; અને આ બીજા પ્રકારની પ્રજાઓ વિના જગત્ હવે ચલાવી શકશે.

વળી ઇશ્વરની સાહાય્ય શું માંગવી પડે એમ છે? અત્યાર પ્હેલાં જ એ નથી મળી? સૃષ્ટિ સરજાણી ત્યારથી જ એ નથી મળી? નરમાંથી નારાયણ થવાનું સામર્થ્ય માનવીને મળ્યું, અને પળેપળે પ્રગતિપન્થે ધપવાનું વિશ્વને વરદાન મળ્યું, તે જ દિવસથી પરમાત્માના પુણ્યપ્રસાદ તો સ્થળે ને સ્થળે વેરાયા છે, હૈયે ને હૈયે ઉભરાય છે. આજ લગી આપણે તે અમૃતોને ઉવેખ્યા છે અને વિસને વ્હાલાં કર્યાં છે; ભાવિ પ્રજાએ તે કાળી ટીલી ભૂંસવી પડશે, અને આપણે તે ભૂંસવાની શરૂઆત કરવી પડશે.

વિભુ વાટ જુએ છે કે કયારેક વધારેવધારે મનુષ્યો તે પ્રાણપોષક અમૃતના અમરલ્હાવ લેતાં શીખશે.

વિજયરાય કલ્યાણરાય.

# સાહિત્ય અને સાહિત્યકાર.

## રવીન્દ્રનાથ ટાગોર.

લેખક. મંજુલાલ દવે.

* * *

હિંદનો ઘડાતો ઇતિહાસ જરૂર રવીન્દ્રનાથને સ્થાન આપ્યા વિના નહિ રહે. સાહિત્યકાર તથા સન્તજન તરિકે ભલે એમનું સ્થાન દુનિયાના અન્ય સાક્ષરો વા સન્તો સહ મૂકાય, પરંતુ અજબ લ'વિદ તરિકે તો રવીન્દ્ર બાબુનું સ્થાન અનોખુ જ છે, અને સદાકાળ તેમ તે રહેવાનું.

પૂર્વપશ્ચિમની સરખામણી કરવી સામાન્યતઃ ઘણાને પ્રિય છે; અને તેથી ટાગોરને કોઇ શેક્સ્પીઅર સમા નાટ્યકાર ગણે છે, તો કોઈ ટેનિસન સમા mystic અગમ્યવાદી કહે છે. પરંતુ એ ઉભય અસ્થાને છે. ટાગોર શેક્સ્પીઅર નથીઃ કારણ ટાગોરની નાટ્યકલા શેક્સ્પીઅર જેવી comprehensive બહુવિસ્તીર્ણ નથી, કિન્તુ તે concentrative છે, અર્થાત્ એકાગ્ર છે— એકજ ભાવ પર તેનું અવલંબન છે, તેજ ભાવની સંપૂર્ણતા ખાતર આખા ય નાટ્યની રમણા છે. એકજ સુકોમળ તતુ પર આખાય નાટકનું સર્જન ને નિરૂપણ થયેલ છે, શેક્સ્પીઅરમાં અનેક ભાવો અનેક તંતુઓ ઉપસ્થિત છે અને તે દ્વારા નાટ્યકલા સંપૂર્ણતાને પામે છે. ટાગોર ટેનિસન નથી. કારણ ટાગોરનો અગમ્યવાદ ટેનિસનના વિજ્ઞાનવ્યાપૃત અગમ્યવાદથી કેવળ ભિન્ન છે. ટાગોરનો અગમ્યવાદ પરાત્પર પરબ્રહ્મ સુધી પ્હોંચેલ છે. ટાગોર ત્યારે કોણ છે? તેઓ પોતેજ પોતાને 'ગીતાંજલિ' દ્વારા આ પ્રમાણે વર્ણવે છેઃ—

"આ વિશ્વના આનંદ-ઉત્સવમાં મને મ્હારૂં નિમંત્રણ પ્રાપ્ત થયું છે; ને એ પ્રકારે મ્હારૂં જીવન ધન્ય બન્યું છે. દૃષ્ટિશ્રુતિ મ્હારાં સફળ થયાં છે.

"બંસી બજાવવાનું કાર્ય મને આ ઉત્સવમાં સોંપ્યું હતું; ને યથાશકિત મેં તે કર્યું છે."

ટાગોરને મને કલાપી કહે છે તેમ આ વિશ્વ સન્તના આશ્રમ સમું ભાસે છે. અને એ આશ્રમમાં આનંદનો ખેલ ખેલાતા તે અહર્નિશ ન્યાળી રહે છે ઉલ્લાસ ભર ઉત્સવની તે ત્યાં ઝાંખી કરે છે. આવા આશ્રમમાં પોતે અકસ્માત આવી ચ્હડેલ નથી, પરંતુ સંપૂર્ણ માનપૂર્વક નિમંત્રણા વડે ત્યાં તે પધારેલ છે. આમ થતાં નિજ જીવન તે ધન્ય માને છે દર્શન ને શ્રવણ સર્વને તે સફળ થયેલ માને છે 'બંસીધર' એ ઉપનામ ટાગોરનું વ્યક્તિત્વ પ્રકટ કરવા પૂરતું છે. અસ્તુ.

એક કાળ એવો હતો જ્યારે ટાગોર છેક કુમળી વયે 'ભાનુસિંહ'ના તખલ્લુસથી કવિતાઓ લખતા, ને 'ભારતી' નામના બંગ-માસિકમાં તે પ્રકટ કરાવતા. આ કાર્યની છલના એવી હતી કે 'ભાનુસિંહ' તે આધુનિક કવિ નથી. પરંતુ કોઇ પ્રાચીન વૈષ્ણવ-કવિ છે એવી પ્રતીતિ તે કાળના મતબિત્ના વાચકોને થાય અને થયુ પણ તેમજ. બંગાળાના એક સુપ્રસિદ્ધ ગૃહસ્થ તે કાળે

જર્મનીમાં અભ્યાસ કરતા હતા, ને તેમના વાંચવામાં આ 'ભાનુસિંહ'નાં કાવ્યો આવ્યાં. તેમણે તેમને એક પ્રાચીન ભક્ત-કવિનાં કાવ્યો પ્રમાણ્યાં અને તે પર એક નિબંધ લખી જર્મન-યુનિવર્સિટીને તે મોકલી આપ્યો. પરિણામ એ આવ્યું કે તેજ નિબંધે તેમને Ph. D. ની મહાન પદ્રી અપાવી ! 'ભાનુસિંહ'ની આ ઘટના-છલના ઝાઝીવાર છાની ન રહી શકી. અને રવીન્દ્રનાથ અન્તે છતા થયા ! એ કાવ્યોમાં પ્રાચીન ભક્તકવિઓની છાપ ઉડી પડેલ છે, એટલુંજ નહિ પરન્તુ જયદેવ કવિના ગીતગોવિંદની મુદ્રા તો તેમાં સર્વોપરિ દીપે છેજ.

'નિપટ કઠિન મન તોર' નામના એક ગીતમાં તો આ મુદ્રા એટલે સુધી પરખાઇ આવે છે કે ટાગોરના એક હાથમાં ગીત ગોવિંદની એક પ્રત હોવી જોઇએ, અને તેજ કાળે બીજે હાથે તે કાવ્ય રચાતું હોવું જોઇએ ! અર્થાત્ આએકુમ તે ગીતગોવિંદના કાવ્યની પ્રતિચ્છાયા છે.

પ્રાચીનોનું ઋણ કોને શિર નથી ? ટાગોરનાં કવિતા, નાટક ને તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં કોઇ નહિ ને કોઇની અસર જણાય છેજઃ ચંડીદાસ ને ચૈતન્યનો પ્રભાવ તેમની પ્રથમની કવિતા પર પડેલ અભ્યાસીને જણાઈ આવશે. કાલિદાસનો પ્રભાવ તેમનાં પ્રથમનાં નાટકો પર જણાઈ આવશે. કબીર સાહેબનો પ્રભાવ તેમની સારી ય ફીલસુફીભરી અગમ્યવાદની વિચારણા પર જણાઈ આવશે. આ સૌ પુરાણ છાયા અવલોકી અર્વાચીન અસરો વડે પ્રેરાયેલ ગ્રંથોમાં તો તેમનાં સંગીત, કળા, ઇતિહાસ, નિબંધ, નવલકથા, ને ટુંકી વાર્તાઓ એ સહુ ગણાશે. જયદેવનું પ્રણયમધુર સંગીત તેમણે આધુનિક તાલલયમાં ઉતાર્યું અને 'ગાર્ડનર'ની ભાવસૃષ્ટિ રચી. વૉલ્ટ વ્હિટમેનની વંકહોલામણી કલા તેમણે નવીન શૈલી દ્વારા સંપૂર્ણતાને શિખરે સ્થાપી અને માંહ્ય અવનવું રસચેતન અને ભાવસંભાર ભર્યાં. ગદ્યમાં તેમણે 'ડોલન' આણ્યું અને કાવ્ય જેટલું જ તેને સરસ ને ભાવસમૃદ્ધ બનાવ્યું. પદ્યની લલિતતા છતાંય તેમણે સાચવી ને તેમાં સંગીતતાના ભવ્ય પરિપાક પૂર્યાં. આમ થતાં બંગ-સાહિત્યનો તેમને હાથે પુનરુદ્ધાર થયો. અને પશ્ચિમના સોળમાં શતકના સાહિત્યના પુનરુદ્ધારથી તે અનોખો થયો. પશ્ચિમના એ પુનરુદ્ધારમાંથી ભક્તિભાવ ગયો, પ્રભુશ્રદ્ધાગઈ, ને વર્તમાન જડવાદ ત્યાં ઝીલાયો. પૂર્વના બંગ-સાહિત્યના પુનરુદ્ધારમાં ભૂતકાળની ભક્તિ ઉગરી—ઉદ્ધરી, વધારે સંસિદ્ધ બની. પશ્ચિમપૂર્વના Literary Rennaissance નો આ સૂક્ષ્મ તફાવત અને ટાગોરની સર્વ કોઇ નિબંધમાળામાં આજ ભાવ જણાયેલ છે. તેમની સારી નવલકથામાં પૃથ્વીથી પર લઇ જતાં સ્વર્ગપંથનાં પગથિયાં દ્રષ્ટિએ પડશે. આ લોક ને પરલોકને સાંધતો સેતુ તમામ તેમની ટુંકી વાર્તાઓમાં નજરે તરી આવશે. ટુંકામાં રવીન્દ્રનાથે જન્માવેલ સાહિત્યનો ઉદ્ધાર સ્થૂલથી પર સૂક્ષ્મમાં, પાર્થિવથી પર પ્રભુતામાં, બ્રહ્માંડથી પર પરબ્રહ્મમાં સદા—સર્વદા વિહરી રહેલ જણાશે.

રાજકિય સંક્રાંતિ પછી હિંદમાં હમણાં હમણાંમાં કલાની લલિતતાનો અંશ કેટલાકને ખૂંચી રહેલો છે. અને તેઓ તો કલાઓ સર્વ ઉપયોગીજ બની રહે—મનુષ્યોના હરનિશના કિંકરો જેવી બની રહે ને સંચાઓની માફક તેમનાં ભિન્નભિન્ન કાર્યો કરી રહે, એજ તેઓ ઇચ્છે છે. 'લલિત કલાઓ' પ્લેટોના રીપબ્લીકની માફક હિન્દમાંથી બહિષ્કાર પામે તે તેમને ઇષ્ટ હોય એમ જણાય છે. કેવળ ઉપયોગી કલાઓનુંજ સામ્રાજ્ય સ્થપાય અને મનુષ્ય—જીવનમાંનો ઉલ્લાસ કેવળ ઉપયોગવાદી જ બની રહે એમ ઘણાનું કહેવું છે. અને એવા વિચિત્ર ભાવ વડે ઘેરાઇ કેટલાકો લલિતકલામાં રહેલ સૌંદર્યને, તેની કલ્પના વા દિવ્યતાને ન પિછાનતાં તેની કેવળ

અવગણના આદરી રહેલ છે. 'ગીતાંજલિ' જેવા ભવ્ય–દિવ્ય પુસ્તકની ય ઉપયોગીતા શી છે? એ પ્રશ્ન તેમને મન સદાનો ઘોળાયાં કરે છે. પરંતુ તેમને આ બાબતની જાણ નથી કે અપ્રતિમ ભગવદ્‌ભક્તિ તથા સૌન્દર્યસર્જનના સ્નેહભર્યો કાર્ય વડે લલિત કલાઓ સદાને માટે વિશ્વવિખ્યાત રહેશેજ. કવિતા વા સંગીત; ચિત્રકલા વા સ્થાપત્ય જગતને પ્રથમ સૌન્દર્યનું ભાન કરાવશે ને પછી તેનો ઉપયોગ–વા ઉપભોગ શીખવશે એ નિઃશંક છે. મેથ્યુ આર્નોલ્ડ સાચુંજ કહે છે કે "The future of poetry is immense, because in poetry, where it is worthy of its high destinies, our race, as time goes on, will find an ever surer and surer stay–કલાઓની અધિષ્ટાત્રી કવિતાનું આ ભાવિ સામ્રાજ્ય તેમાં રહેલ સૌન્દર્યને આભારી છે. ઉચ્ચોચ્ચ ગાંભીર્ય અને ઉચ્ચોચ્ચ સત્યની જેટલી તે ઝાંખી કરાવશે તેટલી તેની અસર ભાવિ સમાજ પર રહેશે. બાકી સામાન્ય વિચારો માટે, ઉપરચોટીઆ હકીકતો માટે તો સામાન્ય ગદ્યના ગ્રંથોજ જરૂરના છે અને તે સર્વ કોઈ ધંધાદીઓને માટે વા સાધારણ કેળવણી પામેલ માણસો માટે યોગ્ય છે. "કાલીદાસના 'મેઘદૂત'ને કે બર્કના 'ફ્રેન્ચરેવોલ્યુશન પરના વિચારોને' કોસ હાંકનાર પૂર્ણ સમજી શકે એટલી સાદી ભાષામાં મૂકી શકાય તેમ નથી 'મેઘદૂત'ને સાદી ભાષામાં મૂકવા જતાં તેની કલ્પનાનું સૌન્દર્ય જતું રહે છે, અને 'ફ્રેન્ચરેવોલ્યુશન પરના વિચારો' ને સાદી ભાષામાં મૂકવા જતાં તે વિચારોનું ગૌરવ નાશ પામે છે સાદી ભાષામાં મૂકવા જતાં એ પુસ્તકો ચમત્કારહીન ને સામર્થ્યહીન થઇ જાય, અને તે છતા ધંધાધારીઓને ને સામાન્ય કેળવણી પામેલા કેવળ કલાના ઉપયોગીતત્વને જ પિછાનનારા મનુષ્યોને એ ગ્રંથોની ખૂબી અગમ્ય જ રહે!"

ટાગોરની ગીતાંજલિને આપણે હવે લલિતકલાના એક અદ્‌ભુત નમુના તરિકેજ પિછાનીશું. ત્યાં અપ્રતિમ ભગવદ્‌ભક્તિ છે, ત્યાં સૌંદર્યના અજબ ચમકાર છે. પ્રત્યેક તેના શબ્દમાં જેટલું માધુર્ય છે, તેટલુંજ પુરાણુ કાળનું અપ્રમેય સામર્થ્ય છે. પ્રત્યેક પદમાં સૌન્દર્યનું સ્વર્ગ શોભતું સહૃદય વાંચકને જણાયા વિના નથી રહેતું. આમ જોતા ટાગોરની પ્રભાવપ્રતિભા નવીન યુગના મનુષ્યો પર પ્રકાશે છે તેના કરતાં સવિશેષ તે નવીન યુગના કવિઓ પર પ્રકાશે છે એ કહેવુ વિશેષ ઉચિત છે.

ગીતાંજલિની કવિતા કેવળ નૈસર્ગિક છે જીવાત્માના ને પરમાત્માના પ્રેમભક્તિભર્યા સાયુજ્યની તે પ્રતિમા છે, દુનિયાના બુઝર્ગ દરવેશની તે દેદિપ્યમાન દેવભાવના છે. ગીતાંજલિનું એકકેક ગીત પ્રભુને–પ્રિયતમને સમર્પિત છે; સત્યના, સ્નેહના, આનંદના, અમૃતત્વના રાજરાજેન્દ્રને તે સમર્પિત છે. અનંતતામાં દ્રષ્ટિ નાંખતો કવિ ત્યાં ઉભેલ છે, યમરાજની સાથે વાર્તાલાપ કરતો, તેને પ્રભુનો અનુચર જાણી સ્વાગત દેતો કવિ ત્યાં ઉભેલ છે; વામન ને વિરાટની અપૂર્વ કેલિ અનુભવતો, પ્રકૃતિ ને પુરૂષનો અજબ રાસ અવલોકતો કવિ ત્યાં ઉભેલ છે. અને આ કવિ–સંગીતકાર આનંદમાં મસ્ત–મત્ત બની નિજ સ્વરૂપને વીસરી જાય છે, ને સ્વામીને સખા કહી પૂકારે છે. આ બંસીધર ગાયક તે 'રવીન્દ્રનાથ' પોતેજ. માનવઆત્માની તે પ્રતિકૃતિ છે. પરબ્રહ્મની લીલાકલા છે. ત્યાં ઉભી 'માયાવી કાયાની કફની', ધરેલ કવિ આનંદન પૂકારે છે:—

જીવનભર હું મ્હારાં ગીતદ્વારા તને સદા શોધતો ફર્યો છું તેઓએ જ મને ઘરઘર ફેરવ્યો છે, ને મ્હારા તથા વિશ્વના વિષયમાં જે કાંઇ અનુભવ અને અન્વેષણ મેં કીધાં તે સર્વ તેમની જ સહાયનું ફળ છે.

તેની વીણાનું સ્વરમાધુર્ય હું સૂણું છું,
ને મ્હારે ઉર આનંદ નથી માતો.
ચરાચર વિશ્વનુ ડોલન
જ્યાં આરોહઅવરોહને પામે છે,
ત્યાં મ્હારી ગતિ છે.

ટાગોર પણ ગાય છેઃ—

ઓ મ્હારા નાથ! હું નથી જાણતો આપ કેવી રીતે ગાવ છો! હું તો આશ્ચર્ય અવાક્ રહી નિરંતર એકધ્યાન આપને સૂણી રહું છું.

આપના ગાનનો પ્રકાશ અખિલ વિશ્વને અજવાળે છે; આપના ગાનનો ઉચ્છ્વાસ લોક-લોકાન્તરમાં વહી રહ્યો છે. આપના ગાનનું પવિત્ર ઝરણું શિલામય અંતરાય ભેદી સવેગ વહી રહ્યું છે.

મ્હારૂં હૃદય આપના ગાનમાં સંમિલિત થવા અતિ ઉત્સુક છે, પરંતુ પ્રયત્ન છતાંય એ તો સ્વરહીણું જ રહે છે. બોલવા ઇચ્છું છું, પણ વાણી ગાન રૂપે પ્રકટ નથી થતી. બસ, હું મ્હારી હાર કબૂલું છું. ઓ મ્હારા નાથ! આપે મ્હારા હૃદયને આપના ગાન રૂપી પાશના અનંત રંધ્રમાં બંદી બનાવી દીધુ છે?

બન્ને કવિઓ જગતને પ્રભુજીની લીલા માત્ર ગણે છે. નામ રૂપ ઘાટ ઈત્યાદિ તે લીલાનાંજ ભિન્નભિન્ન સ્વરૂપો છે એમ પ્રમાણે છે. કબીરજી કહે છેઃ—

જલ, સ્થળ, અખિલ વિશ્વ તેની લીલા છે.
દ્યૌપૃથિવી તેની લીલા છે.
લીલા દ્વારા જ સૃષ્ટિની ઉત્પત્તિ છે, લીલા દ્વારાજ તેની સ્થિતિ છે.
સારૂં ય જગત્ તે લીલામાં જ અંતે વિરામે છે, ને છતાં ય લીલા
રચનાર અદીઠ ને અજ્ઞેય જ રહે છે!

ટાગોર કવે છે કેઃ—અસંખ્ય રૂપવતા આ ક્રીડાલયમાં મેં મ્હારાં ખેલ ખેલ્યા છે, ને અહીંજ જે નિરંજન ને નિરાકાર છે, તેનાં મને દર્શન લાધ્યાં છે.

બન્ને કવિઓ ગાય છે કે દયામય પરમાત્મા પોતેજ નિજ પ્રેમસ્વર્ગ સમીપ આપણને લઈ જવા અતિ ઉત્સુક છે. કબીરજી કહે છેઃ—

ઓ ફકીર, તેં ત્હારા ભણી મ્હારા ભાવને આકર્ષ્યો છે.
હું તો મ્હારે આંગણુ સૂતો હતો, ને ત્યાં ત્હારા પ્રેમમય
સંગીતધ્વનિ વડે તેં મને જગાડ્યો.
જગત્ પારાવારના અતલ ઉંડાણમાં હું ડૂબતો હતો, ને ત્યાં તેંજ મને
બચાવ્યો. ત્હારાજ કર લંબાવી તેં મને ડૂબતો ઉગાર્યો—ઉદ્ધાર્યો.
એકજ શબ્દે, (ૐકારના એકજ મંત્રધ્વનિએ) તેં મ્હારા બંધ તોડી નાંખ્યા.
ને ત્હારા હૃદયને મ્હારા હૃદય સમું તેં સંમિલિત કરી દીધું!

ટાગોર ગાય છે કેઃ—સંસારી જનોનો પ્રેમ મને સર્વથા સદૃઢ બાંધવા યત્ન કરી રહ્યો છે, પરંતુ ત્હારો પ્રેમ જે તેમના પ્રેમથી અધિકતર છે, તે મને દાસત્વની શૃંખલામાં નથી બાંધતો, કિન્તુ સ્વતંત્ર રાખે છે...

અગર મ્હારી પ્રાર્થનાઓમાં તને હું પૂકારતો નથી, અગર મ્હારા અંતરમાં તને હું ધારણ કરતો નથી, છતાં યે ત્હારો પ્રેમ સદૈવ મ્હારા પ્રેમની પ્રતીક્ષા કરી રહેલ છે.

જીવનમૃત્યુના ભેદ પણ ઉભયે કવિઓ અજબ રીતે આંકે છે. કબીરજી કહે છેઃ—

જીવનમૃત્યુ પર જુવો, બન્ને વચ્ચે વિયોગ નથી.
જમણો હાથ ને ડાબો હાથ બન્ને એકજ ને એક સરખા છે.

ટાગોર પણ જીવનમૃત્યુના સમત્વનો આજ ભાવ ભણે છે કેઃ—

આ જીવનઆંગણમાં પ્રથમ મેં કયારે પ્રવેશ કીધો તેની મને જાણ ન હતી.

કઈ એ શક્તિએ મને મધ્યરાત્રીએ આ વિપુલ રહસ્યમાં અરણ્યકલિ સમો વિકસિત કીધો !

પ્રાતઃકાલે જ્યારે મેં રક્તિમા નિહાળી, ત્યારે મને લાગ્યું કે આ જગત્‌મા કંઈ હું અપરિચિત ન હતો. આ નામરૂપરહિત અજ્ઞેય શક્તિએ મ્હારી માતાનું રૂપ ધારણ કરી મને પોતાની સોડયમાં લઇ લીધો હતો.

આજ પ્રકારે મૃત્યુકાળે પણ એજ સદૈવ મને પરિચિત અજ્ઞેય શક્તિ આપ પ્રકટ થશે. મ્હારું જીવન મને પ્રિય છે, તેથીજ હું જાણું છું કે મૃત્યુ પણ મને તેવું જ પ્રિય થશેઃ

માતાના દક્ષિણ સ્તનથી વિખૂટું પડેલ રૂદનપરત બાળક સહસા જ અન્ય ક્ષણે તેના વામ સ્તનમાં નિજ આશ્વાસન મેળવે છે. અસ્તુ

આ રીતે ગીતાંજલિ હિન્દનો સનાતન શબ્દ રજુ કરે છે; એટલુંજ નહિ પરંતુ વિવિધ ભાવવતી તે પૂર્વ તેમજ પશ્ચિમની વિચારણાને અજબ બલ અને ઓજસ્ અર્પી રહે છે.

ગીતાંજલિની ભવ્ય છાયા ટાગોરના બીજાં સર્વે પુસ્તકો પર પડેલ છે. તેમની ‘ સાધના ’ સારી ય ઉપનીષદોનો ભવ્ય દોહન રૂપ કહી શકાય. ડાક–ઘર નાટક પણ કવિની એક અનુભવરેખાનું પ્રતિબિમ્બ માત્ર કહી શકાય. ‘ ખૈયા મેરી નૈયા પારે લગા ’ એ લોકગીતનો રણકો ટાગોરને કાને શંકરાચાર્યના ‘ ઇહ સંસારે ‘ ભવદુસ્તારે કૃપયાપારે પાહિ મુરારે ’ ના સ્તોત્ર સમોજ પડયો, અને અમલ નામના નિષ્પાપ એક બાળકનું–પૃથ્વીને આ આરે બેઠેલ અને પેલે પારની ઝંખના કરતો ઉંડા દર્દથી ઘેરાયેલ બાળકનું ચિત્ર ચીતરાયું. અને Life is perfected by death એ ન્યાયે નિષ્પાપ એ અમલ અન્તે અમૃતત્વને પામ્યો.

‘ રાજા ’ ( The King of the Dark chamber ) માં પણ એવીજ રૂપકગ્રથિ (Allegory ) આદિથી અંત સુધી ગુંથાયેલ છે. સુદર્શના રાજાની રાણી છે સુરંગમાં તેની દાસી છે. પણ બન્ને વચ્ચે ભેદ–આધ્યાત્મિક ભેદ ઉંડો છે. રાણીને રાજાનાં દર્શન દુર્લભ છે, દાસી રાજાના આવાગમનને ય અનુભવી શકે છે કારણ સુરંગમા તન્મય છે, રાણીને નિજ રૂપનું, દેહસૌન્દર્યનું અભિમાન છે. અન્તે તે અભિમાન તૂટે છે, રાણી રાજમય થાય છે. ને નાટકના અન્તિમ પ્રવેશમાં મોકળાશે તે રાજાનાં દર્શન ઝીલી રહે છે. રવીન્દ્રનાથની ગીતાંજલિ દ્વારા ‘ મ્હારો અલ્પ આત્મા ’ નામક એક કાવ્યમાં આખાય આ નાટકનો સાર કહેવાઈ ગયો છે.

તને મળવા હું એકલોજ નીકળ્યો હતો. કિન્તુ નિરવ અંધકારમાં આ કોણ મને અનુસરી રહેલ છે ?

એનું સાન્નિધ્ય તજવા એકાન્તે હું સરી જાઉં છુંઃ કિન્તુ તેને હું નથી પરિહરતો.

ધૃષ્ટ નિજ ગતિ વડે ધરણીપર તે ધૂળ ઉરાડે છે, ને પ્રત્યેક મુજ શબ્દના ઉચ્ચારણમાં નિજ મહાઘોષ મેળવે છે.

મ્હારેજ તે અલ્પ આત્મા છે, મ્હારા નાથ! લજ્જા તે નથી જાણતો; પરંતુ મને તો તેની સંગે ત્હારે દ્વાર આવતાં લજ્જા ઉપજે છે.

'ચિત્રાંગદા' એક અદ્દભુત નાટિકા છે. કાલિદાસની શકુંતલાની ભાવકલા ને ચિત્રણસામગ્રી તેમાં મઝેથી ગુંથાયેલ છે. કલ્પનાની અદ્દભુત ખિલાવટ તથા માનવલાગણીઓના અપ્રતિમ કલાબિમ્બ આખ્ખા ય નાટકમાં તરે છે. અને તે સાથે સ્ત્રીજીવનનો એક પ્રસન્નમન પડઘો ઉઠી રહેછે. અર્જુનને તે કહેછે:–નથી હું દેવી, કે નથી હું કોઇ સામાન્યા,–પૂજા કરી માથે ધરીરાખો તેવી યે હું નથી. તેમ અવગણનાકરી પછી માત્ર તેનું ભરણપોષણ કર્યા કરો તેવીયે હું નથી. સંકટના પથમાં મને આપની પાસે રાખો, આપની ગૂઢ ચિંતામાં મને ભાગ લેવા દો, આપના કઠિનવ્રતમાં સહાય થવા મને અનુમતિ આપો, આપના સુખદુઃખની મને સાથી બનાવો ત્યારેજ આપને મારો પરિચય થશે. આપના જે સંતાનને હું ગર્ભમાં ધારણ કરી રહી છું તે જો પુત્ર અવતરશે તો બાળપણથી જ તેને વીરશિક્ષણ આપી તેને બીજો અર્જુન બનાવી, એક દિન તેના પિતાને ચરણે ધરીશ, ત્યારેજ મને આપ ઓળખી શકશો, મ્હારા પ્રિયતમ! ચિત્રાના ગુજરાતી ભાષાન્તરકારો જણાવે છે કે આટલા જ શબ્દોમાંસ્ત્રીની પ્રતિષ્ઠા તથા કર્તવ્યનો કવિએ અતિ સુંદર ખ્યાલ આપ્યો છે. ખરે, ચિત્રાંગદા પતિની સહચરી છે; રાત્રીની ક્રીડાસહચરી અને દિવસની કાર્યસહચરી છે. શેલીની Cythna જેવી. "The woman exquisitely feminine, yet capable of being fired with male enthusiasm, & of grappling the real problems of our nature with a man's firm grasp."

"શીશુપ્રેમ'ની ભવ્ય જ્વાલા ટાગોરના Crescent moon દ્વારા આપણને જણાય છે. બાળકોને ચ્હાતાં શીખવું હોય, તેના નૈસર્ગિક પ્રેમલ સ્વરૂપમાં, નિજાનંદી તેમના રસસ્વરૂપમાં તેમને ચ્હાતાં શીખવું હોય તો જરૂર આપણે ટાગોરના આ પુસ્તક પ્રતિ વળીશું જ. દુનિયાના સાહિત્યમાં એનો જોટો મળવો મૂશ્કેલ છે.

બાળલીલા, સૂક્ષ્મઅન્વેષણ, બાળકદ્વારા પ્રકૃતિરહસ્યનો બોધ, ગીતાંજલિમાંના એ ગીતો મૂળ Crescent moonમાંના જ છે. અને તે સર્વોપરિ છે.

નવલકથાઓ, કલાસંબંધી, સંગીતસંબંધી નિબંધો, ટુંકી વાર્તાઓ એ સર્વ ટાગોરની અનન્ય કૃતિઓ છે. ઉપરાંત દેશવિદેશનાં એમના સન્દેશપૂર્ણ વ્યાખ્યાનો પણ અજબ મનોહારી અને વિશ્વવંદ્ય છે.

ચોખેરવાલી તથા નૌકાડુબીનાં ભાષાન્તરો આપણે ત્યાં છે. એમની ટુંકી વાર્તાઓ તો અગણિત આપણે માસિકોમાં વાંચીએ છીએ. માશી તથા સુરબાલા, અપરિચિતા તથા કાબુલીવાલાની વાર્તાઓ ખરેખર ઉંડી ને ભાવપૂર્ણ છે. નવલકથાકાર તરીકે બંકિમની બરોબરી ટાગોર કદાચ નહિ કરી શકે, પરંતુ ટુંકી કથાઓના કર્ત્તા તરિકે તો તેમણે એક એવું ભવ્ય સૌન્દર્યભર્યું સાહિત્ય આલેખ્યું છે કે જે સનાતન આનંદજ વર્ષાવી રહે છે.

રાજપ્રકરણમાં, એમનો જપાન તથા અમેરિકામાં ઉચ્ચારેલ ભાવ–The Creed of Internationalism–અપૂર્વ ને મનનીય છે. દુનિયાનું દામણું દિલ હજી આ ભાવ ઝીલી શક્યું નથી અને ત્યાં સુધીજ તેને શાન્તિ નથી, વિશ્રાન્તિ નથી, એ નિર્વિવાદ છે, આ ઉપરાંત કવિ સામાજીક સુધારણાના ય પ્રખર નેતા છે: એમનું 'સમાજ' નામક પુસ્તક ગુજરાતને સબળ વિચારણા બક્ષે છે. જેનું જીવન ને કવન એકજ છે, કવન રૂપજ જે નિજ જીવન જીવે છે, તેના કવન સંબંધી આટલું જાણ્યા પછી જીવન સંબંધી જાણવાની જરૂર છે?

---



# ટાગોરના ફૂળ–સંચયમાંની એક આખ્યાયિકા.

મથુરાનગરીના દુર્ગની દિવાલ પાસે ધૂળ પર બુદ્ધશિષ્ય ઉપગુપ્ત નિદ્રાવશ પડ્યો હતો. દીપકતેજ સહુ હોલાયાં હતાં: ગૃહદ્વાર સહુ બંધ હતાં: શ્રાવણના ઘોરતમ આકાશવડે તારાઓ સહુ આચ્છાદિત હતા.

—પણ સહસા તેના વક્ષસ્થળને સ્પર્શતા કોના એ નૂપુરઝંકારના પદરવ હતા ?

આકસ્મિક અનુકંપે તે જાગી ઉઠ્યો: ને ક્ષમાશીલ તેની દ્રષ્ટિમાં એક યુવતિનું દીપકતેજ ચળકી રહ્યું.

યુવાના ઘેનમાં મદડોલ, નીલલોહિત, વસ્ત્રાચ્છાદિત રત્નાલંકાર સજી તે નર્તિકા હતી.

દીપક નીચો હાળી યૌવના એ સુંદરતમ યૌવનમુખ નીરખી રહી: "ક્ષમા કર, મને ક્ષમા કર, ઓ યુવાન યતિ ! " તેણે કહ્યું, " કૃપા કરી મુજ આગણુ આજ પધાર: ધૂસરવતી આ ધરતી તુજ કાજ અનુકૂળ શય્યા નથી "

" ત્હારે માર્ગ જા, ઓ સુન્દરી," યતિએ ઉત્તર આપ્યો, ને ઉમેર્યું કે, " યોગ્ય સમયે હુ ત્હારે દ્વાર આવીશ."

ને સહસા એ કાજળકાળી રજનીએ નિજ દંત, વિદ્યુત્–ચમકારમાં દાખવ્યા. આકાશને એક કોણ ઝંઝાનિલ વાયો: ને સુન્દરી સભય કમ્પી રહી.

* * *

માર્ગની તરૂશાખાઓ પુષ્પભારથી પિડાતી હતી. દૂરથી વીણાના લલિત રાગ વસંતના પ્રોત્સાહક પવનમાં વિહરતા હતા.

પુષ્પોત્સવ ઉજવવા નાગરિકો સહુ વનપ્રદેશ વિચર્યા હતા.

મધ્યાકાશમાંથી પૂર્ણિમાનો ચન્દ્ર નીરવ નગરીની છાયાઓ આલોચતો હતો.

નિર્જન એ નગરીના પ્રદેશમાં યુવાન યતિ વિચરતો હતો, ને ઉપર આમ્રઘટામાથી પ્રણય-વ્યથીત કોકીલાના નિદ્રાશૂન્ય અભિયોગગીત સૂણાતાં.

નગરદ્વાર વીંધી ઉપગુપ્ત દુર્ગને એક તલ ઉભો રહ્યો. કાળજ્વરથી ઘેરાયેલ, સારે ય અંગ ઘવાયેલ, કંઇ એ સ્ત્રી તેને ચરણ, નિઃશ્વસતી એ છાયામાં ઢળી હતી ?

યતિ તેની સમીપ બેઠો: નિજ ધુંટણમાં તેનું શિર ટેકવી રહ્યો: જલવડે તેના અધરોષ્ઠ ભીંજવી રહ્યો: ને આખું ય એ અંગ સુગંધ રજ વડે રંગી રહ્યો.

" આપ કોણ છો, ઓ દયાસ્વરૂપ ! " સુન્દરીએ પૂછ્યું. યુવાન યતિએ ઉત્તર આપ્યો: " અન્તે તને મળવાનો સમય આવ્યો, ને જો, હું અહીં છું."

—" અનુવાદક "

# મહર્ષિ ટાગોરનાં પ્રથમ દર્શને:

લખનાર: બિન્દુ.

પૂર્વમાં દિશા અજવાળતો સૂર્ય ઉગે, ને જગતૂજન તે જાણે યે નહિ ! ને કદી એ પ્રભાકર એકજ દિન ઉગવાનો હોય તો ? અમારા નગરમાં નારાયણ ઉગ્યા, પણ અમારી પ્રજાએ તે જાણ્યું યે નહિ. અમારાં અતિથ્ય એટલાં અધુરાં હતાં; અમારો પ્રજા વર્ગ એટલો ભોળો હતો. જગતના રસેંદુને આતિથ્ય દેતાં અમારા નગર જનો ભૂલ્યા;—અમારી પ્રજાને તે ન આવડ્યું. ગુજરાતના નંદનવનમાં જગવલ્લભ એકલોજ હિંડ્યો; માત્ર એના અંતરથી—દેહથી—નયનથી રસસરિતા વ્હેતી.

યૌવનાંકિત મુગ્ધા કેમ વિલંબ કરતી દિટે છે, બંસીધરધારી ગાડી તેમ વિલંબ કરતી આવી. ને પ્રેક્ષકજનોના હૈયાંના તારો ઝણઝણ્યા. અમારા પાટજનોએ પુષ્પો અર્પ્યાં; કોઇએ જયઘોષ કર્યો, ને સૌએ તે ઉપાડી લીધો. કાંઇક દૂર હું ઉભો હતો. ગગનાચ્છાદિત લલિત ચન્દ્રને સોત્કંઠ નીહાળવા નયન રમી રહે છે, તેમ મેદનિથી ઢંકાયેલ એ રસચંદ્રને નીરખવા નયન દોડી રહ્યાં; જાણે એમ થતું કે સૌના અંગ પારદર્શક હોય, ને નયનો એ અતિથિને નીરખે. અંતે કાંઇદૂર ક્ષિતિજ રેખાએ હોય, તેમ એ નારાયણ ઉગ્યા,* ને નયનો નમી પડયાં. લજ્જાળુીની નવોઢા પ્રિયતમનેજ વાંચ્છતી હોય છે, ને તોય શાથી પ્રિય સમ્મુખ લજ્જાળુીની થઇ લચી પડે છે, તેમ મ્હારે યે થયું. અંતે સ્મર્યું કે નયનવલ્લભ નાથ બહુ નહિં થોભે. કાંક સાહસ કરી મ્હેં નેત્ર ઉંચાં કર્યાં; ને નયન ભરીભરી એમને નીરખ્યા. પૃથ્વીનિવાસી કોઇ જગતૂજન કાજે સ્વર્ગનાં દ્વાર ઉઘડે, ને શાં અલૌકિક રસ-પ્રભા નજરે પડે ! મ્હેં યે એવાજ અમૃતથાળ જોયા. તેજ ને લાવણ્યનું રસિક ગુંથન, ને તેમાં ગાયત્રીપ્રકાશી પુણ્યોજ્વલ વિમલતા.

તે એક સાધુ હતા. રઘુનંદન રામચંદ્રને રાજ્યાભિષેક કરતા, વિશ્વામિત્રને તો કલ્પ્યા હશે. જગતૂને કલ્યાણઅભિષેક કરતા તેવાજ આ સાધુ હતા. એમનામાં યોગીઓની કઠોરતા ન્હોતી. પણ એમની પવિત્રતા હતી; રસિકોની મદલોલતા ન્હોતી, પણ લાવણ્ય હતું; પ્રકાશની ભભક ન્હોતી. પણ જીવનસત્વ હતું. બાલ્યની નિર્દોષતા હતી, યુવાનો ઉત્સાહ હતો, વૃદ્ધોની પૂજ્યતા હતી—અનુભવ હતો; જીવનતેજશી ભવ્યતા હતી. જાણે વૃંદાવનનો બંસીધર કહાન, જગજૂનો યોગીંદ્ર કૃષ્ણચંદ્ર. મ્હને લાગ્યું કે કાળના પડદાઓ તૂટી ગયા, ને અમૃતયુગના પાયાઓ મંડાણા. એ સૌ મ્હને વિસ્મરણ થયું કે, દેવમંત્રશા ગીતાંજલિના અમૃતમંત્રો ઉચ્ચારનાર તે આજ મહર્ષિ: ઉપાશાં કુંળા બાળભાવ દાખવનાર આજ મહાયોગી: સનાતન સ્નેહની અમૃતલ્હાણ દેનાર આજ મહારસિક: એ યે મ્હને વિસ્મરણ થયું કે જગત જેને નીરખી રહ્યું, વંદી રહ્યું તે આજ મહાકવિ: વિશ્વના ખૂણેખૂણા ગીતામૃતથી ભરનાર આજ મહાગાયક: એ સૌયે હું વિસરી ગયો; માત્ર વેદ શી વિમલતાની એમની પુણ્ય ગંગા મ્હારાં નેત્ર સમક્ષ વહી રહી—એમનાં મોંઘેરાં જાદુથી હું ભુલો પડયો.

૨૦-૪-૧૯૨૦.

# ગ્રન્થ-વિવેચના.

## "ઇંદુકુમાર"–એક ઝાંખું અવલોકન.

લખનાર: ભટ્ટ ઉમરવાડિયા.

### પ્રસ્તાવિક.

કવિ ન્હાનાલાલના 'ઇંદુકુમાર'નું ઝાંખુ અવલોકન—એ શિર્ષક પરથી બે પ્રશ્નો ખડા થાય છે. પ્રથમ, ને કેટલોક સમય પ્હેલાં અસંત વાદવિવાદ ને ચર્ચાનો પ્રશ્ન એ છે કે 'ન્હાનાલાલ તે કવિ કહેવાય?' આ પ્રશ્નનો ઉત્તર આપવા, આગળ કંઇક અંશે મ્હેં પ્રયાસ કર્યો છે, તેથી અહિં તો એટલુંજ કહીશ કે જ્યારથી ઇંદુકુમાર છપાયો ત્યારથી ગુજરાતી સાહિત્યના કેટલાક રસજ્ઞ અભ્યાસીઓને તો કવિ ન્હાનાલાલ ગુજરાતના સમર્થ કવિ તરીકે જાણીતા થયા છે જ; પરંતુ એવો પણ એક વિભાગ હતો કે જેમને ગમે તે પ્રકારની પણ જુની કવિતા માનનીય હતી. પરંતુ, હવે તો સમસ્ત ગુજરાતને કવિ ન્હાનાલાલનું કવિત્વ સ્વીકારવું પડે છે 'ન્હાના ન્હાના રાસ' 'જયા જયંત' 'ગુર્જરાજેન્દ્રને' તથા 'તાજ મહાલ'ના કવિએ પોતાનું કવિત્વ સિદ્ધ કર્યું છે. એટલે એ વિષય પર ઝાઝો વિવાદ તો રહેતો નથીજ. બીજો પ્રશ્ન એ છે કે " 'ઇંદુકુમાર'નું ઝાંખુ અવલોકન" —એ શું? એને એ ઉત્તર દઇ શકાય કે 'ઇંદુકુમાર'નું અવલોકન મ્હેં ઝાંખુ કહ્યું તે એટલા માટે નહિં કે ગુજરાતી સાહિત્યમાં 'ઇંદુકુમાર' બહુ છેટે છે ના, એવું નથી; પરંતુ 'ઇંદુકુમાર' ગુજરાતને ઝાંખી દ્રષ્ટિએ માલમ પડે છે કારણકે તે સંપૂર્ણ નથી ઇ. સ. ૧૯૦૫માં 'ઇંદુકુમાર' માટે કવિએ વચન આપ્યું હતું, ને તે ઈ. સ. ૧૯૦૯માં કવિએ કંઇક અંશે પાળ્યું. 'કંઇક અંશે' તે એથી કે તેના બીજા બે અંકો ગુજરાતના વાંચક સમક્ષ હજી મુકાયા નથી; અને તેથી ઇંદુકુમારની સૃષ્ટિમાં ગુજરાતનો પ્રવેશ ઝાંખોજ હોવો જોઇએ. એની વસ્તુસંકલના વિ. ની ગુંથણી કવિએ કેમ કરીછે એ વિષે ગુજરાત તર્કવિતર્કજ કરી શકે. આથી અપૂર્ણ 'ઇંદુકુમાર'નું અવલોકન મ્હેં 'ઝાંખુ' કહ્યું. અને એ કારણથીજ એ પુસ્તકમાં આવતા પાત્રોના ભાવો પૂર્ણ રીતે મ્હેં ચર્ચ્યા નથી; કારણ કે તે અપૂર્ણ મૂર્તિઓ ભવિષ્યમાં કિયે પથે જશે તે એમના વિધાતા કવિ ન્હાનાલાલજ જાણે છે.

* * *

હવે હું પૂછીશ કે ન્હાનાલાલની કવિતા એ કવિતા કહી શકાય કે નહિ? કારણ કે જો એ કવિતા કહેવાય તો 'ઇંદુકુમાર' એક કાવ્ય છે, નહિં તો નહિં.

કવિએ "ઉષામાં" એવોજ એક પ્રશ્ન મૂકયો છે. ઉષાનો કળાવિધાન નાયક સંશયે રહે છે કે "ચન્દ્ર સુંદર કે કવિતા, કવિતાનો એક મૂખ્ય ગુણ કદાચ્ આમાંથી જડી આવશે. ચન્દ્ર—કવિતાની તુલના કરતી એન્ડ દર્શાવે છે કે માધુર્ય, કવિતાનો મૂખ્ય ગુણ છે, ને એથીજ કવિઓ સુંદરીને

કવિતા રૂપી ગણે છે; ને તે ખોટું નથી. કવિતાના પદેપદે જેમ લાલિત્ય-ઝરે છે, તેમ સુંદરીનાએ પદેપદે લાલિત્ય ઉછળે છે; એટલે કવિતામાં લાલિત્ય ને માધુર્ય હોવું જોઇએ. સાહિત્યદર્પણકાર કહે છે કે **काव्यं रसात्मकं वाक्यं ।**– એ રસ એટલે હૃદયઝરણ ને એજ કવિતા. તો મ્હને કહેશો કે ગિરિરાયથી જ્યારે ઝરણ ઉતરે ત્યારે એ માટે શું એવા નિયમો હોય છે કે એને સીધે પથેજ જવું, ને એવા કૃત્રિમ ઝરણાં શું સુંદર લાગે છે? તો ઝરણની ઉપમાધારી કવિતા માટે નિયમો શા સારૂ આવશ્યક હોય? હૃદય જાગે ને એમાંથી નિર્મળાં ઝરણ વહે એજ સંગીત, એજ વાણીનું ડોલન, ને એજ કવિતા.

* * *

—ને 'કાવ્ય એટલે શું' એ પ્રશ્ન જુદા જુદા સાક્ષરોએ આલેખ્યોછે, એમ કહેવા કરતાં જુદા જુદા હૃદયે આલેખ્યોછે એમ કહેવું એ વધુ ઉચિતછે, કારણકે હૃદય એ કવિતાનું સ્થાન છે, ને હૃદય માટે નિયમો નથી હોતા. શબ્દશાસ્ત્રના અભ્યાસીઓ અલંકાર ને છંદની આવશ્યકતા વધુક જુએછે, તો હૃદય ભાવનાના ઝીલનારાઓ હૃદયભાવને પ્રાધાન્ય આપે છે. એથી **रमणीयार्थ प्रतिपादकः शब्दः काव्यम् ।** ( રસગંગાધર ), તો **ननु शब्दार्थौ वाक्यम् ।** (रुद्रट) વિગેરે વ્યાખ્યાઓ અપાય છે.

* * *

## ' ઇંદુકુમાર '

વતનના સ્વદેશાભિમાન સાથે, ગૃહના સુઘડ પ્રશ્નોની રસિક ગુંથણીથી કવિ કથાનો આરંભ કરે છે.

> 'મ્હારૂં વતન ! હા ! મ્હારૂં વતન !
> મ્હારી માતાની ભસ્મ-અંકિત ભૂમિ !
> મ્હારા પિતાના જીવન-સાફલ્યનો દેશ !
> અમર રહો, તે પુણ્યવન્તુ મ્હારૂં વતન !'

પુરૂષની એ સ્વદેશવાંચ્છનામાં, કવિ લગ્નનો ગુરૂમંત્ર દિએ છેઃ

> 'લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે,
> સ્વર્ગપંથનું પર્યાયું છે,
> માનવબાલનો ધર્મ્ય માર્ગ છે,
> પરણવું તે તો પ્રભુતામાં પગલા માંડવા.

ગુજરાતની લગ્નરૂઢીથી તો કોઇએ અજાણ્યું નહિ હોય. એ ઉદ્દેશથી ગોવર્ધનરામભાઇએ ' હિંદુ લગ્નની કૃત્રિમતા ' લખી; એવા ઉદ્દેશથીજ હિતચિંતક રસમિમાંસકોની શીલસૃષ્ટી રચાય છે, ને રચાશે. જીવન વિતાડવું, એટલે જીવી મરવું નહિ, લગ્ન એટલે દેહની સંધિ નહિં, પરંતુ 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવા.' રસઐક્યની આવી દીક્ષા ગમે તેનેય ગુરૂની ઉપમા નથી આપતી? માનવબાલને ધર્મ્યમાર્ગ દાખવવો, પુરૂષ-સ્ત્રીની બેલડીની ઉન્નત પદ્દિની ઝાંખી કરાવવી, મનુષ્ય પર એથી અધિક શો ઉપકાર હોય? ગુજરાતમાં સ્રીસમાજ નિર્બળી છે, ને એથીજ ગુજરાત પછાત છે. એવા સ્રીમંડળને એમના કવિનો આ ઓછો સંદેશ છે? ને આપણી સમાજ! એ સમાજના અનિષ્ટકારોને આ શું ઓછો બોધ છે કેઃ

'આત્મા ઓળખે તે વરે, ને ન ઓળખે તે પરે' આત્મા, દેહ નહિ.
ને કાંતિ પ્રમદા ભાભી પાસ માંગે છે કેઃ

'માગું ? આપીશ ? ભાભી ?
પતિ ! પ્રમદા ! પતિ !
નહિં અધુરો નહિ સમોવડો' (વિગેરે)

ભારતના સ્ત્રીરાજ્યની અધિષ્ઠાતા સીતાદેવીના પરમપૂજ્ય નામને તો સૈકો સંભારે છે. કાંતિ પણ એ દિશામાં નો એમનુંજ અનુકરણ છે. કાંતિને 'પ્રેમથાળ ભરી ભરી પૂજવા ગૃહદેવ જોઇએ છે' સામ, ભેદ, દંડ વિગેરેથી તો ઘણાયે પતિ-પૂજતા હશે, પરંતુ પ્રેમથાળથી કેટલા પૂજાય છે એ કોને અજાણ્યું છે ? ને એની કેટલી આવશ્યકતા છે ?

કવિ મીલ્ટને કહ્યું હતું કે 'He for God & she for God in him.' પરંતુ પ્રમદા તો કહે છે કેઃ

"રસ રાજ્યની આપણે તો રાણીઓ,
પાઇએ એટલું પુરૂષો તો પીએ,
વાદળી વરસે એટલું જગત્ પામે."

જગત, આકાશથી વરસતી અમૃતધાર જેમ ઝીલેછે, પ્રમદા કહેછે કે પુરૂષ પણ તેમજ સુંદરીના રસદાન ઝીલે છે. પરદેશના દૃષ્યથી આ શું ઉચ્ચતર દામ્પત્ય-આદર્શ નથી ?

પ્રમદા ગુજરાતની એક વનિતા છે. કાંતિને પ્રમદાની રસગોષ્ઠિમાં જીવનચિતારની અજબ કળા કવિએ દર્શાવી છે રસરાજ્યના નિયમો પ્રમદાને જેમ જાણ છે, તેમ હાસ્યને આનંદની સુરખિયે તેને અજાણી નથી નણંદને ભાભી કહેછે કે –

'ત્યાં તો પુરૂષના પગલાં છે, ભુરકી નાંખશે !'

કવિએ ગુજરાતી ભાષાની સમૃદ્ધિ કેટલી વધારી છે, તે તરફ હવે વળશું એક ભાષામાં પર ભાષાનો આછો છંટકાવ થાય, તેથી એ ભાષાની સમૃદ્ધિ વધે છે. પરભાષાના શબ્દો કેટલે અંશે હોવા જોઇએ તે ચર્ચવાનું આ સ્થાન નથી. પરંતુ કવિ ન્હાનાલાલે ગુજરાતી ભાષાની સમૃદ્ધિ વધારી છે, એમ ઘણાને માન્ય નહિ થાય. તેથી આ પ્રસંગે હુ કહીશ કે ભાષાની સમૃદ્ધિ માટે વ્યાપારની પેઠે લેવડ દેવડ આવશ્યક છે, ને કવિ ન્હાનાલાલે એ ત્રણ રીતે એ સાધ્યું છે. જુદાજુદા ગામ પરગામના નિવાસથી, તથા કાઠિયાવાડ જેવા પુરાણા શબ્દકોષના સહવાસથી જેને અંગ્રેજીમાં Provincialism કહે છે તે જુદાજુદા સ્થળેથી સંઘરી લાવી ગુજરાતીભાષામાં તેમણે બહુ સુંદરતાથી ગોઠવ્યા છે. લેવડદેવડનું બીજું સ્થાન સંસ્કૃત સાહિત્યનો અખૂટ ભંડાર છે. જેમ માતાના બધાય અલંકારો પુત્રી શ્વસુર ગૃહે લઈ જતી નથી, તેમ ગુજરાતી સાહિત્યમાં સંસ્કૃત ભાષાના બધાજ શબ્દો વપરાતા નથી.સાચો ઝવેરી જેમ મોતીના થાળમાંથી એકજ મોતી ઉચકે છે, તેમ કવિ ન્હાનાલાલ યોગ્ય પ્રસંગે યોગ્ય શબ્દ ઉપાડી લે છે. એમની નવી શૈલિ આના દૃષ્ટાંત રૂપે ઉપયોગિ થશે. આનું ત્રીજું સ્થાન પરભાષા છે. ગુજરાતી ભાષામાં અંગ્રેજી શબ્દો આવે, એ હવણાં હવણાં અડીક લાગે છે. એનું કારણ એ કે ઉતાવળાના જેટલા જોસથી અંગ્રેજી ભાષાનો પગસંચાર થયો, ને તેને લીધે એ વિદેશી ભાષા પર આપણા દેશીઓનો જેટલો મોહ થયો, તેટલેજ અંશે હવે

પ્રત્યાઘાત થાય એ સ્વભાવિક છે, ને તેથીજ એ ભાષાના પરિધાન પર આપણને અપ્રીતિ ઉત્પન્ન થાય છે; પરંતુ ફારસી–ઉર્દુ ભાષાનું એવું નથી. દેહના રંગથી આત્મા જેમ રંગાય છે–કેટલીક પળોએ એકલીન થાય છે, તેમ મુસલમાની સંસ્કારો અમૂક સંજોગોને લીધે આપણા સંસ્કારો જોડે ગુંથાયા છે, ને તેથી એ ભાષાના શબ્દો કેટલેક પ્રસંગે બહુ સુંદર લાગે છે. ગુજરાતી ભાષામાં ફારસી શબ્દોની પ્રીતિનું બીજું કારણ એ છે કે આપણી ભાષા સંપૂર્ણ રીતે કેળવાઇ નથી; ને ખાસ કરી ઝનુનમાં તો તે અધુરીજ છે, જે રસ એ ભાષામાં ઠીક જામે છે; આથી રસના કઠોર પ્રસગે એ ભાષા ટેકા રૂપી નિવડે છે.

છેવટે જુના થયેલ, વ્યહવારથી અળગા થયેલ શબ્દો કવિ વીણી આણે છે. મનુષ્યની પ્રકૃતિમાં એક ગુણ છે કે ભૂતકાળના ગૌરવને અદ્દભૂતતાની આંખ્યોથી જોવું, ને એથી જુના થયેલ શબ્દો બહુ આનંદદાયી હોય છે.

* * *

કવિ ન્હાનાલાલ એક ચિત્રકાર છે. પિંછિને રંગથી તો એમણે ચિત્રો નહિ દોર્યાં હોય, પરન્તુ કળાનો ઉત્તમ નમુનો–શબ્દચિત્ર, એના તેઓ અભ્યાસી છે, ને આના દ્દષ્ટાંતરૂપે એમનું 'ધણ' કાવ્ય મ્હારે મને તો એનો ઉત્તમ નમુનો છે. વાણીના ડોલન જોડે, સંગીતના ઉલ્લાસ જોડે, વાંચકનું મન વિહરે છે, ને એની આંખ્યો સમીપ ચિત્ર પટ દોરાંતો ચાલ્યો જાય છે. તે શિવાય એવા છુટા છવાયા પ્રસંગો પણ ઓછા નથી; જેવા કે: વનની લીલીમલીલી અટારીએથી; વિધાત્રીનો કુમકુમથાળ વિગેરે.

કવિ કળાના એક ઉપાસક છે. આ સૂત્ર ઘણાને માન્ય નહિં હોય; ને એ સત્ય હશે કે કદી વિશ્વવાડીની ટોચે કવિ નહિં ચડયા હોય, હિમાદ્રિની ઉષા એમણે નીરખી નહિં હોય—નીરખાવી નહિં હોય, પરંતુ જગતનું અમોલું, ને બીજે સૌ અદીઠ એવું સૌંદર્ય જેમાં સમાયું છે તેના,—સુંદરીના, ને તે ગુર્જર સુંદરીના તેઓ એક મહાન પૂજક છે. સુંદરીના પૂજક ! કેટલાક વૃદ્ધો સમક્ષ આ વાકય નહિં બોલાય; કેટલાક એનો પચરંગી અર્થ કરશે, મનનું એમના અર્થમાં તરી આવશે, પરંતુ હું તો એ ભાવનું એક દ્દષ્ટાંતજ કહીશ:

'મધુમુખી કોયલના દર્શન દુર્લભ છે,
તો સુધામુખી સુંદરીના, સુલભ કયાંથી હોય!'

પ્રથમ તો ઇંદુ, સુંદરીના સુખદર્શનનો પિપાસી છે, ને મધુમુખી કોયલ કરતાં સુંદરી એને વધુ પ્રિય છે. સુંદરીના મોતીથાળશાં હૈયાં જેવો આ ભાવ જેને નહિં સમજાય તેને કવિના હૈયાં કદીય નહિં સમજાય એમ હું માનું છું, તો એ વિષે વધુ ચર્ચા શા સારૂ હોય ?

(અપૂર્ણ)

---

**સાભાર સ્વીકાર:** "ગઝલે–રંજુર" (સચિત્ર) લેખક: 'રંજુર'; ચિત્રકાર: ર. મ. રાવળ. પ્રકાશક: ન. કે. શેઠ, હાંસોટ. કિ. રૂ. ૧–૦–૦.

# વિધિ !

## (ટાગોરની એક કથા)

અનુવાદક:

**કિશોરીલાલ શર્મા.**

હું એને દેવી માનતો ને હૃદય પુષ્પોથી વધાવતો તેથે મ્હારા અંતરના ચોક ઉજળા હતા. એ સૌ લોક જાણતા ને નવિન પણ એમજ ધારતો શેફાલિની પાંદડી-અકાળે ખરી હોય એવું એનું સૌંદર્ય હતું. મનુષ્ય એને માટે અયોગ્ય હોય એમ ધારીજ પ્રભુએ એને પોતીકી કીધી હતી. એનું લાવણ્ય મધુર હતું પણ એ હાસ્યમયી ન્હોતું. અંદર કાંઇક ગ્લાની દેખાતી. એનું કારણ એનું વૈધવ્ય હતું. એ હિંદુ સંસારની વિધવા હતી; તેથે મ્હારૂ હૃદય એનેજ પૂજતુ. દર પ્રભાતે હું એને બારીએ જોતો, ને એનેજ ફુટતી પ્રભા માની સ્નેહાંજલિ અર્પતો. પણ એ ભાવના એટલેથીજ અટકતી. આમ કાંઇક દિન વીતી ગયા પ્રતિદિન હુ એની મૌનપૂજા કરતો પણ ધીરે ધીરે એ રસસરોવર છલકાયું આરંભમાં મ્હને ન્હોતું ભાન કે એવી ભાવના તો પર્વત પરનો પ્રવાહ-એને બ્હાર જવા જોઇએ. ધીરે ધીરે એ ભાવના મૌનસમાધિથી સતુષ્ટ ના થઇ; હૃદય પિંજર એને ન્હાના પડયા, એક દિન હું કાંઇક લખતો હતો, એવામાં મ્હારૂ કાર્ય અટક્યુ ને મ્હારી વૃત્તિ પડોશે દોડી ગઇ. આમ ઔપ્રક્રિમક હૃદયમૂર્તિની નેત્રો આગળ સ્થાપના થઇ તે કવિતામાં મૂર્તિમંત થતી હતી પણ એ મ્હને ના રૂચ્યું દેવી આત્માને કાંઈ મ્હારા શબ્દોમાં જડાય !

આમ મ્હારી પ્રણયગાડી હીડતી હતી. એવે એક દિન નવિન આવ્યો એના હાથમાં એક બીડું હતું. કાંઇક શરમાતાં તેણે તે મ્હને આપ્યુ, ને કહ્યું "મ્હને કવિતા કરવાનો શોખ થયો છે પણ મ્હને પીંગળ નથી આવડતું. તુ એ કાવ્યો સુધારીશ ?"

નવિનને કવિતા રચવાનુ સુઝ્યુ, એથી મ્હને કાંઇક આશ્ચર્ય થયો. આ વીજળીના ચમકાર શા ! મ્હેં એને બહુએ તાર્યો, પણ વિધુર પતિનો નવો પ્રેમ જેવો અદકો હોય છે તેવોજ મોહ નવિનનો હતો; કવિતા વધુ જોડે એને પ્રણયગ્રંથિ થઇ હતી. મ્હેં એના કાવ્યો જોયાં એનો વિષય પુરાણો હતો જગત્ બ્રહ્માંડ જેટલો જુનો ને તેટલોજ નવો લાગતો

"પણ નવિન" કાંઇક કુતૂહલથી મ્હેં પૂછ્યું "તુ જેનો પૂજારી છે, એ દેવી કોણ છે એ તો કહે ?"

નવિને હસતાં હસતાંજ કહ્યું ". એ મ્હને હજુ જડી નથી એ તો મ્હારે શોધવાની છે."

"ઠીક. જા. હુ સુધારીશ" કહી મ્હેં નવિનને વિદાય કર્યો.

એક પછી એક નવિનના કાવ્યો મ્હેં વાચ્યાં ને ધીરે ધીરે એ વિષયમાં મ્હારો રસ વધ્યો. મ્હારા મુઝાતા હૃદયને અંતરખોલનું ધામ મળ્યું. મ્હારી ભાવના મ્હેં એમાં જડી મ્હારા નામ સાથે જોડવાથી જે આત્મા અપવિત્ર થશે એમ હુ માનતે. એને નવિનના કાવ્યમાં ખૂબખૂબ કરી મ્હેં મનમોતી એને અંતરથી આલિંગન દીધા-એની પ્રશંસામયજ હુ બન્યો. અને એ રસ વધ્યો. કલ્પનાની પીંછીએ મ્હેં જગતને એનામય બનાવ્યુ-એને વિશ્વમય લેખી. આમ કાવ્યો રચાયાં-પૂરાં થયાં-નવિનના કાવ્યો એમા જડાતા ન્હોતાં. એ મ્હારાંજ થયાં-મ્હારાંજ હતાં-માત્ર નવિનનુ તો નામજ હતું.

કોઈ વેળા નવિન કહેતો "તને આ બધું શાથી જડયું ?" એજ મ્હારા અંતરમાં હતું, પણ મ્હને એ આવડતું નહિ,"

કવિની મહત્તાધારી-હું કહેતો "નવિન એ બધાં કલ્પનાનાં રમકડાં ખરી વસ્તુઓ મૌન હોય પણ એને કલ્પના વાચા અર્પે છે. ભાવનાના પ્રવાહને ખડક પેઠે અસ્તિત્વ ખાળે છે; પણ કલ્પનાનો કારીગર એમાંથીએ પથ ખોળી કહાડે છે."

આ સૌ નવિનને આશ્ચર્ય પમાડતું. નવિનને કયાંથી જાણ હોય કે એ વિદ્યુત્, કલ્પનાની વસુધામાંથી ન્હોતી ઉદ્ભવી—એનું જન્મસ્થાન તો હૃદયાકાશ હતું!

મ્હારા પ્રણયમાં પૂજ્યભાવ પ્રાધાન્ય હતો—સ્નેહ દીવા તો કોઇ વેળાજ સળગતા, ને ઘણુંખરૂં તો એ બુઝાઇ પણ જતા એથી મ્હારા નામ સાથે મ્હારાથી તો એ દેવાંશી મૂર્તિને સ્થૂલ શબ્દોમાં જડાતી નહિ પણ એ સંચયથી રાશી બનેલી ભાવનાને નવિનના કાવ્યોમાં સ્થાન મળ્યું—નવિનની ભાવનાને પદભ્રષ્ટ કરી કવિતા પ્રદેશમાં મ્હારી ભાવના સર્વોપરી થતી. આથી નવિન ઘણીવેળા કહેતો "આ બધી તો ત્હારી કૃતિ છે; લાવ હું ત્હારા નામથી પ્રગટ કરૂં" પણ એને હું હસી કહાડતો ને કહેતો "ના, ના, હું તો માત્ર એક બે સુધારા જ કરૂં છું. એ વિના તો બધો ત્હારોજ ચમત્કાર છે."

આમ વારંવાર કહેવાથી નવિનને એમાં કાંઇક શ્રદ્ધા બેઠી ને અને મ્હારા સિવાય આખું જગત્—મ્હારાં કાવ્યોને નવિનનાં કાવ્યો માનતું.

જેમ આકાશના તારાઓને ખગોળવેત્તા સરસ નીહાળી રહે છે તેમ ઘણી વેળા મ્હારી દૃષ્ટિ પડોશની બારીએ જતી. ને કોકવેળા તો એને પ્રિયમૂર્તિનાં દર્શન પણ થતાં—પણ એનો આભાસ માત્ર હૃદયની ક્લિષ્ટતાને સમેટી કહાડતો ને અંતમાં મ્હારા હૃદયમાં ચંદ્રિકા પ્રકાશતી.

આવું ઘણીવેળા થયું હશે, પણ એક દિન મ્હને પ્રત્યાઘાત થયો. એક દિશામાં ગ્રિષ્મનું સૂર્યકિરણ તપતું હતું, ને બીજી દિશાએ કાળાં વાદળ વિંટાતાં હતાં, ને એમ ધીરે ધીરે આખા આકાશપટને સંકેલી લેવાની બીક દેખાડતા. આવી શૂન્ય બપોરે તે ઝરૂખે ઉભી હતી; એની કાળી આંખોમાંથી આકાંક્ષા ઝરતી હતી, ને એમાં સ્નેહી વાંચ્છનાનો અભાવ ન્હોતો. મ્હારૂં મન આંદોલે ચ્હડ્યું, ને એ હિંડોળ ઉર્મિના પવનથી પૂર વેગે ચ્હડયો. કોક વેળાઃ

"આવી ચંદ્રપ્રભામાં અગ્નિ તો નહિજ હોય" એમ આશ્વાસન મળતું, પણ એ ટહૂકતી વાંચ્છતી કાળી આંખો વાદળ ચીરી પક્ષી પેઠે પેલી કોરે જતી હતી, એ સ્વર્ગશોધમાં ન્હોતું. એ તો સ્નેહીના હૃદય મંદિર શોધતી હતી.

આ દુઃખદ દૃશ્યથી કાંઇક વિચિત્ર ભાવનાઓ મ્હારા હૃદયમાં ઉદ્ભવી. હવે મ્હને કાવ્યો સુધારવાથી સંતોષ ન્હોતો થતો. મ્હારી વાંચ્છા કોઇ પ્રશંસી કાર્ય માટે ઉત્સુક હતી. મ્હને અંતે સૂઝ્યું કે દેશમાં પુનર્લગ્ન પ્રચલિત કરવાં. મ્હારી બુદ્ધિએ આ શોધી કહાડયું ને મ્હારા મનને એ રૂચ્યું. તે દિનથી મ્હેં એ વિષયનું વ્રત લીધું ને એ કાર્ય માટે મ્હેં દ્રવ્ય પણ બહુ વાપર્યું. નવિન એ વિષય પર વિવાદ કરતો ને કહેતો કે વિધવાને તો "સહન કરવું એય છે એક લ્હાણું" એમના સ્નેહસ્મરણમાંયે સુખ ને શાંતિ સમાયાં હોય છે. એકાદશીના ફીકા પડતાં ચંદ્રતેજમાં કજરની સમાન શાંતિ પણ સૌંદર્યવંતી નથી હોતી? એવી શાંતિનો પુનર્લગ્નથી ભંગ થાય છે. પણ આવો વિવાદ મ્હને રૂચતો નહિ. કયાંથી રૂચે? દુષ્કાળમાં ક્ષુધાથી તલસતા જીવને કવિતા કે સૌંદર્યમાં રસ લેવા કોઇ ધનિક કહે એ એને રૂચે? તેથી હું નવિનને ક્રોધમાંજ કહેતો.

"જો નવિન, કળા-વિધાનને બહેર બહુ પ્રિય હોય છે પણ એકલા એમને કાજે ઘરો નથી બંધાતાં. એમાં મનુષ્યો રહે એ કાજ લોકો ઘરો બાંધે છે; ને ચિત્રકારની પરવાહ વિના ઘરો દુરસ્ત રખાય છે. દૂરની દૃષ્ટિથી વૈધવ્ય આદર્શ હોય પણ નવિન એ વૈધવ્યના ધોળા વસ્ત્ર તળે પણ

આશા—દુઃખ—ને તૃપ્તિવાળુંજ માનરહસ્ય હોય છે. એને તારાં સિદ્ધાંતો માટે કોઇથી ના ઠીઆવી શકાય."

હું ધારતો હતો કે નવિનનો વિવાદ આટલેથી નહિ અટકે; પણ એક પળમાં નવિન તો મ્હારા મતનો થયો. આથી મને કાંઇક આશ્ચર્ય થયું, પણ અંતે વિવાદશક્તિને ધન્યવાદ મળ્યો.

એક દિન નવિને આવી કહ્યું.

"તે દિન ત્હારા સિદ્ધાંત પર મ્હેં વિચાર કર્યો ને મ્હને લાગે છે કે તું કહે છે એ ખરું છે. એવાં લગ્ન થવા જ જોઇએ, ને જો તું સહાય આપે તો હું જ પ્રથમ પગલું લઉં.

"નવિન, તું !" મ્હેં સાશ્ચર્ય પૂછ્યું.

પણ મ્હારા પ્રશ્નને "હા" નોજ દ્રઢ ઉત્તર મળ્યો.

ત્યારે નવિનની દેવી કલ્પિત ન્હોતી. એ પણ દેહાત્મધારી જ હતી! દૂરથી દર્શન કરતાં નવિન પણ શીખ્યો હતો પણ એની એ ભાવના માનવીએ તો આજે જ જાણી. એનાં—મ્હારાં કાવ્યો માસિકોમાં પ્રગટ થતાં. કદાચ એ માત્રાજ લાગુ પડી હોય. પણ આનું પરિણામ અચાનક જ આવ્યું. નવિનની હૃદયમૂર્તિ લખી—વાંચી જાણે છે કે નહિ એની નવિનને જાણ ન્હોતી. તે છતાં નવિન કંઇક આશાથી એ માસિકો નામ વિના એ સુંદરીના બાઇ પર બીડતો. આશાપક્ષિ ક્યાં ક્યાં નથી ઉડતું ? પૂજામાં એમ મનાય છે કે દેવ—દેવીને ફુલ—હાર વડે વધાવવાનો પૂજકનો અધિકાર—પછી ભલે એ માળા ગળે રહે કે પાદાંબુજે પડે કદાચ નવિન પણ એ જ સિદ્ધાંત અનુસરતો હોય ! કોઇ વેળા એના ભાઈ જોડે એ ઓળખ કરતો—પણ 'એ તો અમસ્તું છે' એમ એના મ્હોંથી મ્હેં ઘણીવેળા સાંભળ્યું હતું, પણ પ્રિયજનની કઇ વસ્તુ સ્નેહીને પ્રિય નથી થતી ? આમ નવિનનો સમય જતો હતો એવે એની પ્રિયતમના ભાઇની માંદગી આવી ને એ અનિષ્ટમાં પણ બે હૃદય ભેગાં મળ્યાં, ને ધીરે ધીરે નવિનની કવિતાની ચર્ચા ચાલી. આમ નવિનને પ્રવેશ મળ્યો. એ અરસામાંજ એણે મ્હારી જોડે વિવાદ કીધો, ને મ્હારા એ શબ્દો, એના એક બે આંસુ જોડે એણે એની દેવી આગળ કહ્યા, ને અંતે એ અબળાએ 'હા' ભરી સ્ત્રીનાં હૃદય કોમળ નથી હોતાં ? આમ સંધિ થઇ. હવે માત્ર કાંઇક નાણાંની જ જરૂર હતી

આ સૌ નવિને મને કહ્યું, ને તરત મ્હેં એને જોઇતા પૈસા આપ્યા. ચેક આપી હસતાં હસતાં મ્હેં કહ્યુંઃ

"નવિન, હવે તો કહે એ કોણ છે ?—હું તારો પ્રતિપક્ષી નહિ થાઉં—એના પર કવિતા નહિ લખું ને લખીશ તો એના ભાઈ પર નહિ મોકલું—ત્હારા પરજ મોકલીશ."

"તું એમ ધારે છે કે પ્રતિપક્ષના ભયથી હું એનું નામ નથી કહેતો. નામ સંકેત રાખવા એણે મને કહ્યું હતું; પણ તું હઠ કરે છે તો લે કહું. "ત્હારા ઘર પાસેના ૧૯મા બ્લોકમાં એ રહે છે."

એ સાંભળી કદાચ લોઢાથી બન્યું હોત, તોયે મ્હારું હૃદય ચીરાત. હું મ્હાત્ થયો—મ્હારી અંતરબુદ્ધિ સૌ જતી રહી. પણ સાવધાન થઇ, મ્હેં પૂછ્યું:—

"એને પુનર્લગ્નમાં બાધ નથી ?"

"હાલ તરત તો નથી જ" નવિને હસતાં હસતાં કહ્યું

"આ કવિતા એકલાનાજ પ્રભાવ વડે કે નવિન ?"

"મ્હારી કવિતા કાંઈ ભાવહીણ તો ન્હોતીજ, નહિં !"

મ્હારા હૃદયને શાપ દેવા મન થયું—પણ હું કોને શાપ દઉં ? નવિનને—મ્હારી જાતને—કે વિધિને—ગમે તેમ પણ મ્હારાથી શાપ દેવાઇ ગયા.

# "મંગળ દર્શન."

## (ટાગોરની એક કથા)

અનુવાદક: કિશોરીલાલ શર્મા.

યુવાનીમાંજ કાંતિચંદ્ર વિધુર થયો હતો, તોયે શાથી એણે અડગ એકપત્નિવ્રત પાળ્યું. એની કાંતિ ને લક્ષ્મિથી આકર્ષાઇ સૌ કોઇએ માગાં કર્યાં, પણ કાંતિએ તે સૌ પાછાં ઠેલ્યાં—એના હૃદયમાં સ્વર્ગવાસી પત્નિની મૂર્તિ હજુયે અખંડિત હતી; પણ આથી કાંતિના સ્વભાવમાં એક ફેર થયો. શ્રીમંત હતો તોયે પ્હેલાં એને જગતની બાજી રમવાનું મન થતું, ને એમાં સામાન્ય પુરૂષ પેઠે એ શ્રમ લેતો; પણ હવે એને જગત્ રૂચતું ન્હોતું. જગતની હાર–જીત, અંધારા–અજવાળાં હવે એને અણગમતાં હતાં. જગતથી હવે એ નીરાળો થતા માંગતો જે ઘર એને સારી સૃષ્ટિમાં સૌથી પ્રિય વસ્તુ હતી. તે હવે એના હૃદયમાં ભૂતના ભણકારા જગાડતું. આથી ઘણી વેળા એ શિકારે નીકળી પડતો, ને કોઇક વાર તો વ્હાણમાં નોકરો સાથે એના મહિના ને મહિના નીકળી જતાં; તોયે ઘર પાછા વળવા એને મન થતું નહિ.

આમ એક દિવસ કાંતિ વ્હાણમાં શિકારે નીકળ્યો હતો. એની સાથે નોકરો, શિકારીઓ, સંગીતના ઉસ્તાદો વિગેરેનું મ્હોટું મંડળ હતું. આ રસાલા સાથે એક ન્હાના ગામ આગળ એની હોડી લંગરી. બીજેજ દિનથી સરિતાના શાંત જળ કંપી ઉઠયાં, ને ધરા ધ્રુજી. આવા દૃશ્યથી અપરિચિત સ્ત્રીઓ બ્હીનાં બ્હીનાં ઘાટ પર આવતી, ને કોક વેળા પરપુરૂષોને જોતાં સાળુ સંકેલી, પાણી ભર્યા વિનાજ ચાલી જતી. આમ કાંતિ અને એના અનુચરો જળ, ધરતિ ને મનુષ્યને ભડકાવતાં.

એક દિન પ્રભાત થયું હતું. અરૂણના આગમનથી અંધારના દૂતો જતા રહ્યા હતા, ને ધીરે ધીરે ભગવાન્ સૂર્યનારાયણ ઉદયશૃંગ પર આરૂઢ થતા હતા. એમનું ન્હાનકડું–નાચતું કિરણ જળસુંદરીઓને જગાડવા જતું હોય તેમ ઠેઠ જળની ઉંડાણમાં ઉતરી પડતું. કોક વેળા આ દૃશ્ય જોતો, પણ ઘણી વેળા એની પ્રિય બન્દુક લુછતો કાંતિ હોડીમાં બેઠો હતો; એવે હંસના જેવી એક ચીસ એને સંભળાઇ, ને એણે ઉંચું જોયું. જેમ રાત્રિમાંથી પ્રભા પ્રગટે, તેમ ઝાડના કાળા ઝુંડમાંથી કોઈ બાળા આવતી જણાઈ. એને હૈયે બે બતક ચાંપ્યાં હતાં. લપાતી–લપાતી આવી ધીરેથી તેણે એ પંખીને જળમાં મૂક્યાં. જળમાં રમતી એ જોડને, બાળા પળેકવાર જોઈ રહી હતી; પણ એ આનંદભરી આંખોથી નહિ. એના મ્હોંપર ભય–ચિંતાની રેખા દ્રષ્ટિએ પડતી.—હોડીમાંના શિકારીઓનો એને ભય હતો.

જાણે વિશ્વકર્માની છેલ્લીજ કૃતિ હોય એવી એ બાળાની નિર્દોષ કાંતિ હતી. એક મંદ મનહર હાસ્ય એના ન્હાનકડા મ્હોંપર ફરકતું હતું. એના વયનું અનુમાન થાય એમ ન્હોતું. એના નિર્દોષ સુંદર મ્હોંપર જગતના ઘા વાગ્યા ન્હોતા, તોયે એ બાળિકા ન્હોતી. બાલ્યાવસ્થાની નિર્દોષતા, સૌમ્ય મીઠા યૌવન સાથે મિશ્રીત થઇ હતી—કંઇક અજાણે પગલે એ યૌવનસૃષ્ટિમાં પ્રવેશ કરતી હતી. પણ એનું એને તો ભાને ન્હોતું.

કાંતિએ એને જોઇ. એનાં નેત્ર એ મોહમયી બાળાપર થંભ્યાં. કાંતિના હૃદયમિનારનો પુણ્ય

ધ્વજ ફરી એકવાર ફરકયો. પણ એ મંગળમુહૂર્ત બહુવાર ટકયું નહિ. પરપુરૂષની દ્રષ્ટિથી અભડાતી હોય, તેમ સત્વરં પેલી પંખી જોડને લઇ, તે પાછી ફરી, ને પળવિપળમાં તરુવૃંદમાં લપાઇ ગઇ. જતાં જતાં એનાથી કાંઇક વેદનાભરી ચીસ પડાઇ હતી.

"આવા વનવગડામા આવું પુષ્પ ?" કાંતિથી બોલાઇ ગયું. પણ સ્હેજ રહી તેણે વિચાર્યું: 'ના, ના, એ તો અહીંજ શોભે. કનકપાત્ર માંહે શોભવાં કરતાં કળી–પુષ્પો તો ડાળીએ ઝુલે એજ સારાં. પણ એણે ચીસ શા સારૂ પાડી હશે ?' એનું કારણ શોધતા કાંતિએ ચોપાસ જોયું. એનાથી સ્હેજ દૂર એક ઉંચો, ક્રૂર હ્રદયનો શિકારી બંધુક ફેરવતો હતો. તે જોતાં કાંતિ તેની પાસે દોડી ગયો, ને કાંઇક જોરથી તેના હાથમાંથી કાંતિએ બંધુક ખેંચી લીધી. શિકારી હેબી પડયો, કારણ કે બંધુક ખાલી થઇ હતી કાંતિએ પાછું બંદુક લુછવુ શરૂ કર્યું, પણ યૌવન–વૃક્ષે કોયલ ટહુકી હોય, તો શાંતિ કયાંથી રહે ?

જે કુંજમાં એ વિધુલ્લતા લપાઇ હતી, ત્યાં એના નેત્રો ખેંચાયાં, ને પળમાં મન, હ્રદય ને દેહ પણ ત્યાં ગયાં ઝાડોની ડાળીઓ દૂર કરી જેમ તેમ કાંતિએ એનો રસ્તો શોધ્યો, ને કાંઇક મ્હેનતે એક ન્હાની મઢુલી એની દ્રષ્ટિએ પડી

એની એક બાજુએ ન્હાનાં પંખીઓ માટે છાયા કરી હતી, ને બીજી બાજુએ ગાયો ચરતી હતી. મઢુલીની સામે એક આંબાનું ઝાડ હતું. એની નીચે જાણે વનરાણી હોય તેમ પેલી સુંદર બાળા બેઠી હતી. એના ખોળામાં એક ઘવાયલું બતક પડયુ હતું. સાડીનો છેડો પલાળી એમાંથી કોમળ હાથે એ બતકની ચાંચમાં પાણીના ટીપાં પાડતી હતી કાંતિને પણ ઘા પડયા હતા, પણ એ બંધુકના ન્હોતા, તેથી ગોળીના ઘા ખમવા એને મન થયુ સ્હવારે સરિતાને કિનારે જે કુમારી વનરાણી જેવી શોભતી હતી તેના મ્હોંપર અત્યારે ગૃહિણીદેવતૂના કુમકુમ છાંટા છંટાયા હતા એ જોઇ કાંતિના હ્રદયમા પણ કુમકુમ થાપા પડયા એની મનોવૃત્તિ ચંચળ થવા માંડી, પણ એટલામાં પુન: એની દ્રષ્ટિ બાળાના ઉછંગે સૂતેલા બતક પર પડી. 'એ ઘા મ્હેં નથી કર્યા' એમ કહેવા એને મન થયું; પણ અચાનક પર ઘેર એમ કાંઇ કહેવાય ? એટલામાં 'સુધા' ઘરમાંથી કોઇએ હાંક પાડી. સુધા ઉભી થઇ. 'સુધા' પુનઃ હાંક થઇ, ને સુધા ઘર અંદર દોડી ગઇ.

"'સુધા'" કાંતિ બબડયો. "ખરેખર તું સુધા જ છે; પણ સુધા ! તું સ્વર્ગની કે પૃથ્વીની ? દેવોની કે માનવીની ? તું માનવીની નહિ હોય ?–નહિ હોય ?"

કાંતિ ભેડી પર બંધુક આપી સુધાના ઘરના આગલે બારણે ગયો. ઓટલા પર કોઇ વૃદ્ધ બ્રાહ્મણ 'ગીતા' વાંચતો હતો. એના ગંભીર મ્હોંપર સુધાની કોમળતા કાંતિને જણાઇ.

"બાપુ–મ્હને સ્હેજ પાણી આપશો ?" કાંતિએ કાંઇક અચકાતાં કહ્યુ.

વૃદ્ધે કાંતિને આદરથી બેસાડયો, ને ઘરમાંથી પાણી તથા કાંઇક ખાવાનું લાવી આપ્યું. તે પછી એ વૃદ્ધ પુરૂષે કાંતિના નામઠામ પૂછ્યાં. તેનો ઉત્તર આપી કાંતિએ કહ્યું:

"આપનો બહુ ઉપકાર થયો. મ્હારા જેવુ કાંઇ કામ નથી ?–હું કાંઇ સેવા ન કરી શકું ?" હજુયે કાંતિ અચકાતાં જ બોલતો હતો.

"ના, બેટા," નવીન બેનરજીએ કહ્યું. "મ્હને માત્ર એકજ ચિંતા છે"

ભાવ પ્રદર્શિત કર્યા વિનાજ કાંતિએ પૂછ્યું. "તે શી ?"

"બેટા, સુધા મ્હારી એકની એક છોકરી છે હવે એ વયની થતી જાય છે, પણ એને યોગ્ય કોઇ પતિ હજુ જડી આવતો નથી. યુવાન થતી કન્યા વૃદ્ધ હૈયાં કેટલાં ચીરે, એની તમો જુવાનોને તો શી ખબર હોય ?"

કાળક્રમે રમાને પ્રદ્યોતે મળતાં. કાંઇક મિત્રભાવે–કાંઇક પરિચીત સંબંધથી એકમેકને સંબોધતાં. કોઇક પ્રસંગે રમા હૃદય–વાર્તા આરંભતી ને પરોપકારશીલ પ્રદ્યોત રમાના મનોરાજ્યમાંનો એ પ્રવેશ શાંત રીતે સ્વીકારતો. આમ સમભાવ વધ્યો, પરોપકાર વૃત્તિથી, અગર સહજ ઉત્કૃષ્ટ ચારિત્ર્યથી પુરૂષ એ સમભાવ નીભાવતો–આગળ વધારતો.

* * *

કુદરતી નિયમ પ્રમાણે પ્રદ્યોત–રમાની મનોવૃત્તિઓ કાલક્રમે થોડી થોડી બદલાતી જતી. રમા, પ્રદ્યોત તરફ માનની દ્રષ્ટિઓ વધુ નાંખતી; એના ગુણ–ગૌરવ ઝીલવા એ વધુ તત્પર થતી; કોઇક વાર આશા, અભિલાષા જેવું ધીમે ધીમે સ્ફુટ થતું. પ્રદ્યોતની મનોવૃત્તિઓમાં વધારે રૂપાંતર ન્હોતો. તેને મન રમા માત્ર વધારે સમભાવયોગ્ય જણાતી; ને તેથી તે વધુ સ્નેહાળ થતો.

* * *

કાળની થોડીક ભરતીઓ પછી રમાનું પ્રમદાત્વ વધુ પ્રગટયું, અને પ્રદ્યોતની અનૂપમ હૃદય–સહચરી થવાની જે પ્રથમ અસ્ફુટ આભાસ માત્ર દેખાતી, તે આશા સ્ફુટ થતાં, પ્રફુલ્લ ફુલસમી તે વિકસી. અંતે એને એજ ઉત્કટ ઇચ્છા થઇ કે પ્રમોદ સર્વસ્વ મ્હારોજ કહેવાય–મ્હારોજ થાય. સુંદરીના હૃદયમાં આ સર્વાંગવ્યાપી અભિલાષ પ્રગટતાં બધી મનોવૃત્તિઓ એક માર્ગી થઇ; લાલિત્ય સહજ સ્ફુર્યું, ભાવ–કળા વિકસી–પ્રફુલ્લી; એના સર્વ પ્રાણોમાં એક જ્વલન્ત અભિલાષા મૂર્તિમંત બની, સર્વોપરિ થઈ.

પુરૂષને આના પડછાયાયે ન પડયા. કોઇવાર રમાની આ પ્રણયસુરભિ પમરતી ત્યારે તે એટલુંજ ધારતો કે રમા કાંક વધારે સ્નેહાળ થઈ છે. અંતરભાવ દર્શાવવા રમા બહૂ બહૂ પ્રસંગો ખોળતી; ને કોઇકવાર તો અધીરી થઇ કઇંક કઇંક દૃઢ નિશ્ચયો પણ કરી નાંખતી. અંતે એક દિન એવો પ્રસંગ મળ્યો. એની અધીરતા–ઉત્સુકતા સર્વ દિશાએ ઉભરાતી; ને છતાં તે સંકોચાતી. પ્રદ્યોતની એવીજ વૃત્તિઓ નથી એનું એને સંપૂર્ણ ભાન હતું. આ સંકોચનાં પરિણામે એને ભય થયો કે 'પ્રદ્યોત મ્હને નહિ સ્વીકારે'. એના સર્વ ગાત્રો વિહ્વળ–વ્યગ્ર થઇ ગયા.–યૌવન ને ઉત્સાહ, આશા–નિરાશાની છોળો ઉછળવા માંડી. એક પળ કોઇ અદીઠ શક્તિ તેના આખા અંગમાં ઘૂમી રહી; ને અન્તે પ્રદ્યોત ઉપર વિજય મેળવવાની એક મહાઆકાંક્ષામાં પરિણમી. કાળક્રમે તેણે વિજય માટે શરૂઆત કરી ને પ્રદ્યોતની સુજનતા ઉપર સુંદરીની આશાઓ ગોઠવાઇ; પરંતુ એવે વિજયોત્સુકતાથી અજાણે રમાએ અંતરવૃત્તિઓ દર્શાવી દીધી. પ્રદ્યોતને કાંઇક આઘાત થયો–કાંઇક વિસ્મય થયો; પરંતુ સૌજન્યશાલી પુરૂષ મનોવૃત્તિઓ છૂપાવવા મથ્યો–મિત્રતા અને સમભાવ જાળવી રાખવા તે પ્રયત્નતો. રમા તરફની પોતાની સદ્‌વૃત્તિ, મિત્રતા ને સ્નેહાળપણું એના હૃદયમાં તરવરી આવતાં, તોયે તેણે રમાને સ્પષ્ટ જણાવ્યું કે પ્રણય તેનામાં નથી.

* * *

રમા–પ્રદ્યોતની સ્નેહાળ મૈત્રિ એકદમ ઓછી થઈ ગઇ. સ્નેહ, પ્રદ્યોતને અનુચિત લાગ્યો. પ્રસંગોપાત મિત્રભાવે વર્તન થતું. આ શાથી?–રમાની સાહસ વિજયાકાંક્ષાથી?





# ગુજરાતના અતિથિને:

પ્રેમલ પાયાં પાન, અમારાં અણમોલાં મ્હેમાન,
જીવન ઘેલાં, જયવન્તાં, તુજ દિલનાં દીધાં દાન,
એ રાગમાં રાગ રવિનો રવીન્દ્રનાં સન્માન.

પ્રેમલ પાયાં.—

અનેરી નૌકા તણું તુજને દીધું સુકાન,
વમળને તેં વટાવી હો ! દીધાં વ્હાલાં અભયનાં દાન.

પ્રેમલ પાયાં—

નૌતમ વિશ્વને પાયાં ગીતાંજલિનાં પાન,
સુજાણ્યાંરે ! જીવન રેલ્યાં સુમન સોહ્યાં રૂડાં ચોગાન.

પ્રેમલ પાયાં—

કવિવર ! વેરતો રેજે, નવરંગી મધુરી લ્હાણ,
જીવન બહલાવતા બળથી ગુંજી રેજે જીવનનાં ગાન.

પ્રેમલ પાયાં—

ભલા ઓ ભારતભદ્ર ! વસંતી વ્હાલ કેરાં ફાલ,
ફેલવજે, તું રેલવજે મીઠાં બીને તું ભારતી બાલ.

પ્રેમલ પાયાં.—

પ્રભુથી માગીએ એવું યુગોયુગ અહિં તુજ રહેઠાણ,
ઉજાળી દેશ આ પ્યારો પરમ શાંતિનાં પાજે પાન.

પ્રેમલ પાયાં.—

—દલપતરામ મણશંકર પાઠક.

# જીવનપન્થે પ્રકાશ.

આગ્રહ છે, ઉદ્યમ છે, ઉત્સાહ છે,
તો શું છે અજીત અવનીમાં?

—ન્હાનાલાલ.

એક વ્યક્તિ તરીકે ન ગણાવું, એ શું જગતમાં મ્હોટામાં મ્હોટી બેશરમી નથી? મ્હારૂં મ્હારાપણું અને સ્વયંભાવ છાડી દેવાં, જે વિશિષ્ટ અને નવાં કાર્યો કરવાને હું સરજાયો હોઉં ત્હેને વણકર્યાં જ રહેવા દેવાં, અને જે સો કે હજાર માણસનાં વિચારવ્હોણાં ટોળાં ભેગો હું ભળ્યો હોઉં ત્હેની સાથે તણાયા કરવું,—આથી વધુ ખરાબ શરમ બીજી શી હોઈ શકે?

—એમર્સન.

શસ્ત્રવૈદ્યો જેમ અણધાર્યો ઉપયોગ માટે પોતાનાં ઓજારો હંમેશાં તૈયાર જ રાખે છે તેમ તું પણ દૈવી અને માનુષી ઘટનાઓની ઘુંચ તુરતાતુરત ઉકેલવા કાજે, ત્હારા સિદ્ધાન્તો અને ભાવનાઓને હંમેશાં સજ્જ અને સચેત રાખજે.

—માર્કસ ઑરેલિઅસ.

ગ્રન્થના ગુણની પરીક્ષા કરવી, એ ગુણનો જાતે ઉપભોગ કરી આનન્દ અનુભવવો, અને એ આનન્દ પામવા ગ્રન્થના વાંચનારાઓને સમર્થ કરવા,—પોતે સુરસ અન્ન જમવું અને બીજાને જમાડવા, આ આનન્દની ઉજાણી આપવી,—એ જ ગ્રન્થપરીક્ષકનો અભિલાષ હોય છે; એ અભિલાષ જેને ન હોય તે પરીક્ષક જ નથી.

—ગોવર્ધનરામ.

જે ઐક્ય પાખંડને આધારે ટકે છે, અને જુઠાણાં ઉચ્ચારવા તથા આચરવાની આપણને આજ્ઞા કરે છે તે ઐક્ય સાથે આપણે સ્હેજે સંબન્ધ રાખવાનો નથી. કહેવાય છે કે શાન્તિ સાચવવાને તેવું ઐક્ય ચાલવા દેવું. શાન્તિ? એમ તો આળસુડાં પશુઓમાં કયાં શાન્તિ નથી? ગંધાતી કબરોમાં કયાં શાન્તિ નથી?—આપણે જોઈએ છીએ તે જીવન્ત શાન્તિ, ચેતનહીણી નહિ.

—કાર્લાઇલ.

સૌ યે સૌન્દર્યવન્તાં અજરઅમર આનન્દનાં પ્રેરનાર,
ત્હેનાં લાવણ્ય નિત્યે વધુવધુ ખીલશે,—નાશ ના પામનાર;
ઉલ્ટાં, એ તો સદા યે વિરલ નીરવતાવન્ત કો ધામ શાં, ને
મિટ્ઠાંમિટ્ઠાં જ સ્વપ્ને અભરભરી શી એવી ઉંડી નીંદ આણે;
ને શાં આરોગ્ય કેરાં મધુર અમી ઝરી ચેતનાઓ સ્ફુરાવે!—
પ્રેરે શ્વાસોચ્છવાસો ગહન ધીરધીરા, પ્રાણમાં શાન્તિ વર્ષે.

—કીટ્સ.

વર્ષ ૧ ]　　ઑગસ્ટ-૧૯૨૦　　[ અંક ૩

रसो वै ब्रह्म ।

# ચેતન



## ગુજરાતનું ભાવી ગૌરવ.

સુણ, ગરવી ગુજરાત ! વાત કંઇ કહું હું કાનમાં
સમજુ છે તું સુજાન, સમજશે સહજ સાનમાં:
ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે,
દેશદાઝ વણ પડી પરાધીન પ્રજા પશુ રે;
માડી ! ઊઠ, કર જોડ ક્ષમા માગી લે વ્હેલી,
કર્તવ્યે પડ બ્હાર, હિન્દમાં સહુથી પ્હેલી !
રજપૂત વીર જગાડ, રાજ્યકર્તા કર સાચા,
બ્રહ્મબાળ વિદ્વાન્, જ્ઞાનજિજ્ઞાસુ જાચા.
દેશ દેશ વગડાવ, શંખ તુજ સ્વાધીનતાનો.
બધે એકતા બજાવ, પરાજય કરી ભિન્નતાનો.
પિટાવ દાડી પરમાર્થ, સ્વાર્થ સંહારી, માડી !
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવા, વખત આવે છે સારા,
તત્પર થા, ગુજરાત ! હક્ક ભોગવવા ત્હારા.

—મલબારી.

પ્રકાશક:
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા–સુરત.

તંત્રીઓ:
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમ:
સહાયક વર્ગ: રૂ. ૧૦. (અથવા વધારે).
વર્ગ બીજો: રૂ. ૪. (પોસ્ટેજ જુદું).
છુટક નકલના આઠ આના.

# લેખોનો અનુક્રમ.



---


આ માસિક સુરત ઝરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દ [illegible] નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા મંછાડિયાવાડમાં આવેલી પોતાની ઑફિસમાંથી પ્રકટ કર્યું.

વર્ષ ૧ લું.] ઑગસ્ટ ૧૯૨૦ [અંક ૩ જો.

# ચેતન.

## ગુણી ગુર્જરી.

કોઈ કાળ એવો આવશે,
જ્યારે ગિરા ગુર્જરી જગતમાં અમીરસ વરસાવશે.

પામી અભિનવ પલ્લવો, રસ વલ્લરી સુપ્રફુલ્લશે,
ને મ્હોરી મોહન વર્ણ મૃદુ નવ ફૂલડાંથી ઝૂલશે;
જેની મીઠી સૌરભ વિષે કંઈ રસિક દીલડાં ડૂલશે,
રૂપ ગુણ નિહાળી ગુર્જરીના ભાન નિજનાં ભૂલશે.
કોઇ કાળ એવો આવશે,
જ્યારે ગિરા ગુર્જરી જગતમાં અમીરસ વરસાવશે.

ગુણી ગુર્જરીનાં અંગ વળી ઉપાંગ સકળ સુખીલશે,
આ અવનીતલ શું વિલસીને, દિવ્યાંગના સમ દીપશે;
વિદ્વાન દેશ વિદેશના,
જે ભર્યા મોહાવેશના,
સ્નેહે સુજન રસપુંજમાં, રસ મુગ્ધ મધુપ પધારશે;
હરિયાળી ગુર્જરી કુંજમાં, સુમધુર રવ ગુંજારશે,
કોઈ કાળ એવો આવશે,
જ્યારે ગિરા ગુર્જરી જગતમાં અમીરસ વરસાવશે.

અમીરસ અલંકારે ભર્યાં, અમૃત પાન કરાવશે,
કંઈ હાસ્યના ઉલ્લાસના સાગર વિષે ઉછળાવશે;
ને વીરતાની છાપ ચિર અંતર પટે તમ સ્થાપશે.
શુચિ શાંત રસ ઉદધિ વિષે ઉન્નત તરંગ મચાવશે.
કોઇ કાળ એવો આવશે,
જ્યારે ગિરા ગુર્જરી જગતમાં અમીરસ વરસાવશે.

—છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.

# કલાધર

( ખંડ શિખરિણી. )

રહે રંગાએલાં લલિત પિંછ રંગે અવનવે,
રહે વીંટાએલાં વિરૂપ મયુરી વૃન્દ સરવે;
પ્રણય અધિકારી તુજ ભવે !

ઘણું ઉંચે ઉડી મનુજગણને ના અવગણે,
ઘણું આઘે બેસી મનમહીં સુમંત્રો નવ ભણે;
પણ પુરતણા પંથ રટણે.

મનુષ્યોનાં હૈડાં વધુ કઠણ પાષાણ કરતાં,
ખરે ! ત્હારે કુંજે ચપલ દિલ આઘાત કરતાં;
કદર તુજ ના કૈંજ ણુજતાં.

છતાં તું નિર્દોષી તવ હૃદય તોયું ન દુભવે,
નહિ રોષે કોદિ તવ સુમન ગ્લાનિથી સુકવે;
વદન નયને હાસ્ય હસવે.

ખિલાવીને ખોલે સહજ રસરંગી નિજ કલા,
સુકેકા કલ્લોલે સકલ જગ રેલે વિશદતા;
નવજીવન આનન્દ મમતા.

ભરેલી આદર્શે કુદરતની કલ્યાણ મયતા,
સદાયે સંદેશે ક્ષણક્ષણ નવી શી રસિકતા;
અભય સુખ, આશા, અમરતા.

નથી આંસુ ત્હારાં કદિ ટપકતાં સ્વાર્થ ધરવા,
વૃથા ના ના જ્હેતાં દુઃખદ નબળો શોક કરવા;
પણ સબલ મત્સ્નેહ ઝરવા.

જહીં ત્હારા જેવા સુલલિત કલાનાયક થશે,
તહીં આ સદ્‌ભાગ્યે શતરવિ તણાં પુણ્ય છુટશે;
દરદ દુઃખની જાળ તુટશે.

જહીં ત્હારા બોલે ગભીર ગીતનું ગર્જન થશે,
તહીં આકાશેથી વિમલ રસહેલી વરસશે;
પૃથિવી નવ સંયોગ સજશે.

( વૈશાખ પૌર્ણિમા ) દેશળજી પરમાર.

---

# ઈનામી હરિફાઈ.

ગુજરાતી સંસારની વિચારશીલ, સુંદર, સૌથી સરસ વાર્તા માટે એક સજ્જન તરફથી રૂ. ૧૦)નું ઇનામ આપવામાં આવશે. 'ચેતન' ના તંત્રીઓનો નિર્ણય એ છેવટનો ગણાશે હરિફાઈનું પરિણામ 'ચેતન'માં પ્રસિદ્ધ થશે. વાર્તા, તા. ૧ લી સપ્ટેમ્બરની અગાઉ આ પત્રની ઑફિસમાં મળવી જોઇએ. ઇનામી વાર્તાનો સર્વાધિકાર "ચેતન" પત્રને રહેશે.

વાર્તા સ્વતંત્ર હોવી જોઇએ; વાર્તા ચેતનના ચાર પાનાથી મ્હોટી હોવી ન જોઇએ.

# "તે હું છું."

જ્યહારે મ્હારા બિછાના પાસેનો દીપક બુઝાઈ ગયો હતો અને મળસ્કાનાં પક્ષીઓએ વ્હેલા ઉઠીને કિલકિલાટ મચાવી મૂકયો હતો, ત્યહારે હું ઊઠી.

હું મ્હારા ઘરની ખુલ્લી બારી પાસે બેઠી. મ્હારા લાંબા કાળા વિખરાયેલા વાળોની લટોમાં તાજા ફૂલની વેણી મઘમઘતી હતી.

ઉષાના ઝાંખા ગુલાબી પ્રકાશમાં તે યુવાન મુસાફર રસ્તે ચાલ્યો આવતો હતો.

ત્હેના ગળામાં મોતીની માળા હતી અને બાલસૂર્યનાં પહેલાં ઉગેલાં કુંળાં કિરણો ત્હેના મુકુટ પર રમતાં હતાં. તે મ્હારા બારણાં આગળ આવીને અટકયો અને પૂછ્યું:–" તે કયાં છે?"

શરમ–ફક્ત શરમને લીધેજ હું ન બોલી શકી કે–" તે હું છું; યુવાન મુસાફર! તે હું છું."

* * * *

દિવસનું ફક્ત છેલ્લું ઝળહળું બાકી રહેલું હતું–, હજુ દીપક સળગાવવામાં આવ્યા નહોતા; હું એક ચિત્તે મ્હારા વાળ હોળી રહી હતી.

આથમતા સૂર્યના ઝાંખા થતા રાતા પ્રકાશમાં પોતાના રથપર બેસીને તે યુવાન મુસાફર ચાલ્યો આવતો હતો.

ત્હેના ઘોડાઓના મ્હોંમાંથી થાકનાં ફીણ ઉડતાં; ત્હેના આખ્ખાય પોશાકપર રસ્તે ઉડેલી ધૂળનાં રજકણોનું જાડું પડ વળી રહ્યું હતું.

તે મ્હારા બારણાં આગળ ઉતર્યો, અને થાકેલા–કંટાળા ભરેલા અવાજે પૂછ્યું–" તે કયાં?"

શરમ–ફક્ત શરમને લીધેજ હું ન બોલી શકી કે–" તે હું છું; થાકેલા મુસાફર તે હુંજ છું."

* * * *

વસંતઋતુની રાત્રિ છે; મ્હારા ઓરડામાં દીપક ઝાંખો ઝાંખો ઝગી રહ્યો છે.

દક્ષિણ દિશાના રમતિયાળ પવનની મૃદુ લહરી ચાલી આવે છે, આખો દિવસ કિલકિલાટ કરી કરીને થાકેલો પોપટ પણ તેના પાંજરામાં નિરાંતે ઊંઘે છે.

કલાપીના કંઠના રંગની મ્હારી ચોળી અને તાજા કુંળા ઘાસના રંગની મ્હારી સાડી દીપી રહી છે.

નિસ્તબ્ધ, ઉદાસ બેઠી નિહાળતી હું બારી પાસે બેઠી છું.

રાત્રિના અંધકારમાં મ્હારાથી ધીમું ધીમું ગવી જવાય છે કે–" તે હું છું; નિરાશ થયેલા મુસાફર! તે હુંજ છું."

(" ધ ગાર્ડનર "માંથી) અનુભાઇ રાવત.



# સ્મૃતિ—ગીત.

રચનાર: રાજકવિ ટેનિસન.

ઝીલનાર: 'પ્રણયી'

" Strong Son of God; Immortal Love."

—*In Memoriam.*

(ગતાંક પૃ. ૯ થી ચાલુ)

પણ દિવ્ય ભોમ નિવાસી એ,
ને હું અહીં પૃથિવી વસ્યો.
એ સ્મરે મુજને કહો,
જ્યમ હું સ્મરૂ એને અહો!

નિત્ય એ સ્મરતો મને
પ્રેમ નષ્ટ નથી થતો:
સ્વર્ગમાં એને, મને અહીં
પ્રેમ પ્રગતિ રાખતો.

સુપ્રસન્ન અને સુખી
હોય યદિ મુખ મુજ લસી,
અંધજન શી એ સ્થિતિ:
સુખ સમી—અતિ દુઃખદભી.

મુજ ગૃહ ચાંદની જે દીપે
તેજ ત્યાં, જ્યાં એ સૂતો.
ને ઉભય-મૃત ને સજીવ પર
પ્રકાશ એક પ્રભાતનો.

ને સ્વપ્નું: મિત્ર સજીવ છે,
ને કલ્પું, દીઠું મુખ એ
સુસ્વપ્નની મૂંઝવણ મહીં.
આરોપું દુઃખ મુજ એહને.

મુજ ચિત્તસ્થળની જે સ્થિતિ
તેહ રૂપ એની સ્થિતિ:
ઉચિત પુષ્પિત મુગટ સહ
જો, સ્પર્શતો મુજને નહીં!

ને ધીર સુખપ્રદ સ્વરથી કહે
વાત ભેદમયી મને,
સુણું જે, સમજું ન તે,
જે સ્થિતિ મુજ એ, અરે!

અણગણ્યા સૌ દશ્યમાં,
ગૌઢ સ્વપ્ન વિહારમાં,
નીરખું હું મુજ મિત્રની
મૂર્તિ મહમા [illegible].

ને અહો! એ સંગ હું
ફરું દેશવિદેશ શું!
રસભરી એ સૌખ્યકેરી
લહરી નિશદિન શી લહું!

તો પૂછું નિદ્રા તને
રહે સૌખ્ય મુજ સાચું જ એ?
એ ખોટ વા આ લાભ સાચો?
જાગૃતિ આ સત્ય? કહે.
કે અસત્ય ઉભય દશા
જાગ્રતિ ને સુષુપ્તિની?
મુજ ચિત્તપર એ મૃત્યુની
છાપ હજી મુદ્રિત ઊંડી.

ને જોઈ પાછો દિન આ,
વર્ષ બે વીતીયાં ભૂંડાં-
પ્રભાત તેજહીણું ઊગે

અકાળ વર્યો નિર્ગમે.
દાઃ હોય શું ? હું ગણું:
આ દિન દુર્દિનના ખરું:
મુજ નેત્ર ના નીરખે કશું:
સુખદુઃખઊર્મિહીન નર્યું.

ચિન્તનક્રિયા તણી સૃષ્ટિમાં
અલ્પ કેટલું ત્યાં થતું ?
શેષ કેવું વિશાળ એ ?

ને કાર્યકર ક્યાં છે વધુ ?
દીર્ઘજીવી હોત તો
શું શું કરત મુજ મિત્રના ?
શી સેવના સાધી હતે ?
શા કીર્તિજ્યોતિ પ્રસારતે.
પણ કીર્તિ શું વિભુસંત ના ?
ને એજ પ્રતિમા બુદ્ધિની
અન આત્મકલ્યાણકૃતિમાં
શેં વિજય પામે નહિ ?

સતત ઉદારતા અહો !
એ આત્મની ઝાંખી થઇ !
એ નેત્રમાં, એ મુખ પરે
મેં નીરખી છાંય સુહાગની.

જગત ગણતું કાર્યને—
શલ્ય અગણન કૃતિને.
વિશાલતમ મુજ મિત્રકેરી
ઉર-પ્રભા ના લહે.
કિન્તુ એ વિભુભક્તિને
ત્યાં ઊંડા આદર્શ હા !
કાર્યની યશસ્તાવની
એ સ્વર્ગ નિઃસીમ ઝાંખી હો !

નિરંત એ સ્વકાજ સમીપે
કીર્તિ કવિની ક્યાં, કહો !
રે ! લેશ મેં અર્પાયું શા
નિજ કાજની મહત્ત્વ હો !

મુજ કાવ્ય યશ હો ના વરે:
હું ના ગણું—તે ના લહું:
મુજ મિત્રને, મુજ પ્રેમને
મુજ યશથકી અધિકાં ગણું.

પુનઃ વિભુજયંતી આઃ
મુજ શોક કિન્તુ અલ્પ ના:
આંસુડાં સૂક્યાં, છતાં
શોક સઘન ચિત્તમાં.

શાન્ત આ ઉરસ્થિતિમાં
સ્મરૂં હું મુજ બંધુને:
પાત્ર મુજ પ્રણય અને
મુજ હેત કેરૂં વિશ્વ જે.
ભેદ કિન્તુ મિત્રને
બંધુમાં આ દીસતો:
એક સરખા બંધુ અમ
ને એક રસબસ આત્મ હો !
પણ મિત્ર અણસરખા અહો !
જેમ ન્યૂનતાઓ પૂરતો:
સિંચે અધિકા તેજથી
રસકલા મુજ પોષતો.

મિત્ર જીવનમાં હું યદિ
મૃત્યુ પામ્યો હત કદી
કેવી ઉર-ઊર્મિ બન્યું
કલ્પાંત એનું હત નકી !
મુજ સમું એ રુદન હત,
શોક પણ સરખો ઊંડો.
કિન્તુ પ્રભુ શ્રદ્ધા અને
ઉર શાન્તિથી અધિકો જગ્યો.
અહીંજ તેની શ્રેષ્ઠતા.
ને અહીં હું તેને અનુસરૂં:
મુજ શોકને પણ શાન્તિમાં
અમ દિલ રાખી ખીલવું.

ઝંખું દર્શન એહનું,
પૂર્ણશું મનુરૂપવતું
ગ્રીષ્મમાં સુપ્રકાશતું,
ને દિવ્યજ્યોતે અવનવું.

કિન્તુ આ સ્થૂલ નેત્રને
પરિચિત કોઇ સ્વરૂપમાં
થાય એ પ્રત્યક્ષ જો
ભૂતભાવિ કૈં કૈં ભાખતાં:-
માનું તવ મુજ કલ્પનાનું
દૃશ્ય ચિત્ત જ એ રૂડું:

નેત્ર મુજ આકર્ષતું
ને પ્રાણ પોષી રહે મીઠું-

પણ કલ્પના નવ ઇચ્છું એ:
નવ વાંછું તુજ સ્થૂલ રૂપને.
માનું કિન્તુ સૂક્ષ્મ સ્વરૂપે
મિત્ર, તું પ્રત્યક્ષ રહે.

તે સૂક્ષ્મ સાત્વિક રૂપમાં,
પુનિતતા શાન્તિ જગ્યા,
તેજવાધા રસ ભર્યાં
ઓઢી ઉભશે, ઓ સખા!

[ કલ્યું તું તે રાત્રિએ
વિખૂટો પડયો કુલવાસથી,
એકલો વન વાટિકા
ભમતો ફિરેલ ભાવથી.
ત્યાં મળી તુજને અને
તુજ પત્ર જૂના વાંચું હું:
તું જ્યાં વસે તે સ્થાનની
કૈં કૈં લીલાઓ ન્યાળું હું.
ને સ્વપ્ન ફિઝરંગે મહા
રસમોદ જગવું અવનવાં.
ચક્ષુ ત્યાં મુજ ઉઘડતાં
ને જો, પ્રભાત સમક્ષ ત્યાં! ]

"કો દી શ્રદ્ધા ના લહો
સંશયાત્મા વિણસતોઃ"
જાણું એ, પણ સંશયો સહ
ભજે પુનિત જીવન, તો
સંશયો જીતાય; આત્મા
સબળ શ્રદ્ધા જો, વર્યો!

રમણીય વિરલ સ્વરૂપમાં
મુજ પ્રેમ પ્રતિબિંબિત થયેઃ
દમ્પતીના પ્રેમમાં
વિલસતું અમ ચિત્ર એ,
એક જ્ઞાને, અન્ય શ્રદ્ધાથી
જહીં પ્રીતિ આદરેઃ
હું રંગશીશી, ત્યાગ સ્વર્ગથી એ
પ્રણય પ્રોજ્જ્વલ પામીયે.

( અપૂર્ણ )



# સાહિત્ય અને સાહિત્યકાર.

## પરિષદનો સાહિત્ય વિભાગ.

### પ્રમુખના વ્યાખ્યાનની સમીક્ષા.

### ખંડ બીજો.

સાહિત્યના ઉલ્લાસ માટેનું પરિષદનું પ્રયાસક્ષેત્ર કેવું અને કેટલું હોઈ શકે?—એ પ્રશ્નની અત્યંત વિસ્તારી ચર્ચા કરવામાં આ ખંડનો મ્હોટો ભાગ રોકાયો છે, અને બાકીના ભાગમાં, શિષ્ટતાનું ધોરણ ઉંચું શા માટે રાખવું તે સમજાવવાનો તથા સાહિત્યશૈલીનો ફૂટ પ્રશ્ન ઉકેલવાનો સફળ પ્રયત્ન થયો છે.

પ્રયાસક્ષેત્રનું રેખાદર્શન કરાવવામાં વિભાગી પ્રમુખથી આટલી બધી જગ્યા રોકી શકાય કેમ અને તે દર્શન એકના એક રૂપમાં ફરીફરીને કરાવીને નિરર્થક એકતાનતા ઉપજાવવામાં તેઓ વ્યાજબી છે કે કેમ,—આ સવાલો ખાસ વિચારવા જેવા છે. જે ટુંકા છતાં સચોટ સ્વરૂપમાં સત્કારમંડળના અધ્યક્ષે પરિષદના કાર્યપ્રદેશની રૂપરેખા અમુક દૃષ્ટિબિન્દુથી આંકી છે તેવા જ સ્વરૂપમાં રમણભાઈ પણ પોતાના દૃષ્ટિબિન્દુથી તે રેખા આંકી શકત; અને, 'નેતિ નેતિ' નો પુરાણો માર્ગ ગ્રહણ કરીને, પરિષદે શું શું ન કરવું તે વધારે સંક્ષેપમાં—અને એક જ વાર—દર્શાવ્યા પછી, સાહિત્યજીવનના અન્ય મહાપ્રશ્નોની વિચારણા માટે વધારે જગ્યા ખાલી પાડી શકાત. માનવજીવન અને માનવ સાહિત્યનો સંબન્ધ, પ્રજાજીવનની પ્રજાસાહિત્ય પર થતી અસરનું સવિસ્તર નિરૂપણ, આ યુગના નવા જીવનાદર્શોને પરિણામે આપણા અને બીજા દેશોમાં ઉત્પન્ન થયેલા નવીન સાહિત્યની સ્થિતિ અને શક્યતાઓ, તથા ભાવિ સંસ્કૃતિમાં સાહિત્યને જે અગ્ર અને ઉન્નત સ્થાન મળશે—અને જેમાં ગુજરાતે પણ પોતાનો હિસ્સો આપવો પડશે—તેનું આશાજનક, યત્નપ્રેરક ભવિષ્ય દર્શન. આ સર્વે મહત્ત્વના સાહિત્ય પ્રશ્નો જ્યાં સુધી વણ છેડ્યા રહે અને પ્રાન્તના સાહિત્યનાયકો જ્યાં સુધી પિષ્ટપેષણની પોતાની માનીતી ટેવ છોડી શકે નહિ ત્યાં સુધી દેશના સાહિત્યનો સર્વદેશીય વિકાસ એક ખ્યાલી સ્વપ્ના સમો જ રહે. તેવો વિકાસ જેઓ વાંછતા હોય તેમણે હવે ચીલામાં ચાલતા કંટાળવું જોઈએ. અને નવદર્શન કે પ્રફુલ્લતા વિના સાહિત્ય ને સાહિત્ય ચર્ચા સંભવે નહિ એ સમજતા શીખવું જોઈએ.

અસ્તુ. હવે જો તપાસીએ કે જે કાંઈ પણ સૂચનાઓ રમણભાઈએ આ બાબતમાં કરી છે તે સર્વગ્રાહી અને સંપૂર્ણ છે કે કેમ.

જેને તેમણે "નિસર્ગ શક્તિથી ઉત્પન્ન થતું પ્રાથમિક સાહિત્ય" કહ્યું છે અને જેને "સર્જક સાહિત્ય" કહેવાથી સુગમતા થશે, તેને વિષે રમણભાઈ કહે છે કે, "પરિષદ્ આજ્ઞા કરે,

તે ઉપરથી વિદ્વાનો કવિતા, નાટક, નવલકથા, ઇતિહાસ, જાતિમીમાંસા, રાષ્ટ્રીય ઉત્કર્ષ વગેરે વિષય ઉપર નવાં ગ્રન્થો ઉપજાવે એમ બની શકે નહિ." આ કથન અરધું જ સત્ય છે—કવિતા, નાટક અને નવલકથા વિષે જ સત્ય છે, બાકીના ત્રણ અને તેવા જ બીજા સંશોધન યોગ્ય વિષયો પરત્વે સત્ય નથી. સંસ્થાઓની આજ્ઞાથી સંશોધનવાળાં નવાં ગ્રન્થો અને ભાષાન્તરો આજ પહેલાં થયાં છે અને હજી થાય છે. વળી, "પરિષદ્ પાસે દ્રવ્યનું સાધન હોય" તેનો ઉપયોગ સામગ્રી પૂરી પાડવા ઉપરાન્ત બીજી અનેક રીતે—ખુદ સર્જક સાહિત્યના સંબન્ધમાં પણ—થઈ શકે એમ છે. Authors' Club અને Society of Authors ના ધોરણ પર પરિષદ્‌ને હસ્તક લેખકમંડળ સ્થાપીને નવા બુદ્ધિમાન તેમ જ પ્રતિભાવાન લેખકોને તે દ્વારા સાહિત્ય ચર્ચાની અને પુસ્તક પ્રકાશનની સવળતા કરી આપવાનું બની શકે; અને તેવું મંડળ સ્થપાય તો, ન્હાના મ્હોટા સહુ યે સાહિત્યસેવકો ત્યાં એક સર્વ સામાન્ય ભૂમિકા પર એકઠા થઈ શકે અને સાહિત્યના નવીન ઉપાસકોનાં ઊર્મિઅભિલાપ પરત્વેનું સાહિત્ય વડીલોનું અજ્ઞાન પણ ત્યાં જ દૂર થઈ શકે.

સાહિત્યનો અભ્યાસ અને પ્રચાર વધવા માટે પરિષદે જે વ્યવહારૂ પગલાં ભરવાં જોઇએ—અને જેની ઝડપ હાલના કરતાં સારી રીતે વધવી જોઇએ—તે વિષે બીજી એકાદ બે સૂચનાઓ માત્ર નિબન્ધો (જે સાધારણ સત્વવાળા જ આવે છે) મંગાવવા શિવાયની અને સંશોધનો કરાવીને અટકવા શિવાયની સૂચનાઓ—પણ થઈ શકી હોત; અને રમણભાઇ જેવા બહુશ્રુત વિદ્વાનને હાથે જ તે થઇ શકી હોત. "શેકસ્પીઅર સોસાયટિ", "વર્ડ્સ્વર્થ સોસાયટિ" "બ્રાઉનિંગ સોસાયટિ" ઇત્યાદિ સાહિત્ય સંસ્થાઓ તે તે કવિઓનાં જીવન અને કૃતિઓ સંબન્ધે જે અનુત્તમ અને ઉપયોગી કાર્ય કરી રહી છે તેવું કાર્ય પ્રેમાનંદ, નર્મદ કે ગોવર્ધનરામ સંબન્ધે તેની જ સંસ્થાઓ દ્વારા શા માટે ન થઈ શકે? તે કાર્ય માટે જે અભ્યાસ અને અનુભવ જોઇએ તે ગુજરાતી વિદ્વાનોમાં છે, તેઓ ધારે તો—જો કે ક્યારે ધારશે તે કહી શકાય નહિ—યુવાન સાહિત્ય પ્રેમીઓમાં સાહિત્યનું પૃથક્ સેવન આ માર્ગ ગ્રહણ કરીને વધારી શકે, અને પદ્ધતિપુરઃસર અધ્યયન કરવાની ટેવને ઉત્તેજન આપીને ખીલવી શકે, તેમ જ તે સંસ્થાઓ માટે સાક્ષરો પોતે પણ, નિબન્ધ લેખન અને ગ્રન્થ–લેખન દ્વારા સંગીન અને ચિરંજીવી કાર્ય કરી શકે.—અને ધારે તો આ સૂચનાને '*premature*' 'કવખતની' ગણીને ઉડાવી દઇ પણ શકે.

## સાહિત્યસેવન વિરુદ્ધ "કોલાહલ"

"રાષ્ટ્રીય અને સામાજિક પ્રશ્નો માટે પ્રજાસમૂહમાં મંથન ઉત્પન્ન કરવાની અને પ્રજાસમૂહને ઉશ્કેરવાની જરૂર પડે છે, પરંતુ આપણો પ્રયાસ તો ખળભળાટથી દૂર રહીને જ થઈ શકે છે. સાહિત્યનું સેવન શાંતિ અને સ્વસ્થતા વિના થઇ શકતું નથી. .........વિદ્વાનોને સંગીન કાર્ય કરવા માટે એકાંતની જરૂર પડે છે; અને સાહિત્ય પરિષદ્ સરખું વિદ્વન્મંડળ સંગીન કાર્ય કરી શકે તે માટે એ મંડળે પણ કોલાહલના માર્ગથી દૂર રહેવું જોઇએ."—અને આગળ વધીને કહીએ તો, એ મંડળે પણ એક બંધીયાર કોટડીમાં બિરાજીને જ સાહિત્ય વિષયક પ્રશ્નોનો નિકાલ કરવો જોઇએ; કારણ કે તે એક 'વિદ્વન્મંડળ' છે, સાહિત્યને સર્વદેશી જીવનથી કાપી

નાખવાને હોંસીલું છે, રાષ્ટ્રીય જાગૃતિની મહદ્‌ભૂમિઓ ઝીલવાને અશક્ત છે, અને તેવા વર્તનથી અશક્ત અને સંકુચિત સાહિત્ય નિપજાવવાના પુણ્યાભિલાષ તેહેના સાંકડા હૃદયમાં પણ ઉદ્‌ભવી શકયા છે.

"સુધા ને વિષ ઘોળીઆં, સખે! સંસાર-સાગરે,
પ્રેમ ને મૃત્યુનાં મ્હેલો વસે છે સહુને ઉરે"—

સંસારમાં સહુને ઉરે તેમ કોલાહલ અને ખળભળાટમાં પણ વિષની સાથે સુધા ય જડે છે; તેહેમાં મૃત્યુના અનુભવ છે તેમ પ્રેમના ય છે. સાહિત્યના સર્જકો, વિવેચકો અને ઇતિહાસકો રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં માત્ર ઝેર ને ઝેર જ દેખ્યા કરશે અને તેવી પ્રવૃત્તિઓને સમભાવ દૃષ્ટિથી સમજવાને બદલે જાણે અભડાઈ જતા હોય તેમ તેનાથી દૂર-સુદૂર રહ્યા કરશે તો તેમની કૃતિઓમાં ચૈતન્ય કે અમરતા શી રીતે પ્રવેશશે? 'કોલાહલ' અને 'ખળભળાટ' સર્વાંશે 'વિષવત્‌ત્યાજ્ય' કેવી રીતે હોઈ શકે? જેટલે અંશે તે પ્રકારો પ્રજાજીવનના અલ્પાયુષી છતાં સામર્થ્યવાન અને આવશ્યક અંગો છે તથા તેવા સમયમાં માનવસ્વભાવની જે નવી, વિવિધ અને લાક્ષણિક કલાઓ ઉઘડે છે તેહેનો સીધો અને તાત્કાલિક જાતિઅનુભવ તે જ રીતે જ લીધે સાહિત્ય સર્જકોને અને સાહિત્ય વિવેચકોને જેટલે અંશે સુલભ થાય છે, તેટલે અંશે તો ખળભળાટ અને demonstration, સાહિત્ય માટે પણ અમૃતવત્ સ્વીકાર્ય છે.

વ્યાખ્યાનના છેવટના ભાગમાં રમણભાઈ પોતે પણ આટલું તો સ્વીકારે છે કે, "જે રાષ્ટ્રીય ભાવના દેશમાં વ્યાપ્ત છે તે બીજી ભાવનાઓ પેઠે સાહિત્યની પોષક હોવી જોઈએ અને પોષક છે;" -રાષ્ટ્રીયજાગૃતિના સંચલનથી અડીખમ કરવાથી આ પોષણ કોઈ પણ રીતે મળી શકશે, મંડળોને કે વ્યક્તિઓને? તેવા સંચલનોનાં જીવન્ત આન્દોલનો ઝીલ્યા પછી, સાહિત્યનું સેવન શાન્તિ અને સ્વસ્થતા સાથે કરવાને માટે પોતપોતાના અભ્યાસગૃહો પ્રતિ પળવાનો પૂરતો અવકાશ વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદોને મળી શકશે. તેવા સંચલનોમાં જેટલું જેટલું કહેવાય કરાય તે બધું જ વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદોને માન્ય ન હોય એ બનવા જોગ છે; પોતાની હંસ સમી અચૂક વિવેકબુદ્ધિનો ઉપયોગ વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદો ખુશીથી કરી શકે. ત્યારે હવે સમજાશે કે રમણભાઈએ—કે જેઓ તે મંડળના તેવા જ એક સન્માનનીય સભાસદ છે તેમણે—કેવી સજ્જડ ભૂલ કરી છે: આજના રાષ્ટ્રીય ચેતનની ભાવપ્રેરણાઓ સવિવેક ઝીલીઝીલીને તેહેનાં અનુત્તમ અંશોમાંથી નૂતન અને અને અપૂર્વ ગુજરાતી સાહિત્ય સરજવાને ગુજરાતી પ્રજાને ઉલ્લાસભર્યું આમંત્રણ કરવાને બદલે તેમણે રાષ્ટ્રવાદીઓને ઉદ્દેશીને જાણે 'Hands off!'નો પોકાર કર્યો છે. અલબત તે પોકાર, એક વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદને છાજે તેવો શાન્ત જ છે; અને છતાં, તેહેના વખાણ થઈ શકે એમ નથી."

કદાચ એવી દલીલ થશે કે સાહિત્ય પરિષદ્ મુખ્ય ભાગે સાહિત્યપ્રદેશમાં સંશોધન, વિવરણ તથા અર્થપ્રકાશન (interpretation), અને ઇતિહાસ લેખન—એ સહુ કાર્ય કરનારાઓ માટે છે, સાહિત્યના સ્રષ્ટાઓ માટે નહિ; અને કે, સાહિત્યસ્રષ્ટાઓ ભલે કોલાહલ અને 'ઝીલીઆણું' માં ભાગ લે, અમારી પરિષદ્ તો તેનાથી વેગળી જ ચાલશે કારણ કે, તેહેના

વિદ્વન્મંડળના પ્રત્યેક શાન્તિપૂજક સભાસદની એવી મજબુત માન્યતા છે કે અધ્યયન અને સંશોધન કરવામાં સમાજની પ્રવૃત્તિઓ જોડે સંપર્કમાં રહેવાની જરૂર બીલકુલ નથી.

આ દલીલ સૂક્ષ્મ પૃથક્કરણ કે ઐતિહાસિક દૃષ્ટાન્ત સ્હામે અભેદ્ય રહીને ટકી શકશે ?

જેટલા પ્રમાણમાં આપણે દુનિયા જોઈ હોય, અને તે રીતે મનુષ્ય જીવનની ઉજ્જવળ તેમજ શ્યામલ કળાઓને આપણી પોતાની દૃષ્ટિ સમીપ નિત્ય નિત્ય ઉઘડતી અને ખીલતી જોઇ શક્યા હોઈએ તેટલા જ પ્રમાણમાં ઉચ્ચતમ સાહિત્ય સમજવા સમજાવવા આપણે શક્તિમાન થઇએ. તેવું સાહિત્યજીવન સાથેના નિકટ સમાગમને પરિણામે રચાયું હોય છે અને ત્હેનું અર્થબોધન કરનારા વિવેચકો અને સંશોધકો પણ જીવનના સહુ યે પ્રકારોને સ્વકીય અને સ્વતંત્ર દૃષ્ટિથી અવલોકી શકે તો જ તેમને હાથે લખાયલાં વિવેચનો અને અર્થપ્રકાશનો સાચ્ચાં અને ઉપયોગી થઈ શકે. ૧૯મી સદીના આરંભકાળ સુધી કલ્પનાસૂકા પંડિતોના પાંડિત્યદંભમાં શેક્સપીઅર દંકાઈ રહ્યો; પરન્તુ રસયુગના આગમન સાથે કોલરિજ, હેઝલિટ, લૅમ્બ, ઇત્યાદિ જીવનરસિકોએ ત્હેને તે સીતમમાંથી ઉગાર્યો ત્યારથી જ આપણે ખરા શેક્સપીઅરને કાંક કાંક સમજતાં શીખ્યા.

## પ્રસ્તુત ખંડના બાકીના વિષયો.

સાહિત્યના પૃથક્ સેવનને જ લક્ષ્યબિન્દુ તરીકે સ્વીકારીને પરિષદનું ખરૂં સ્વરૂપ જાળવી રાખવાનો યોગ્ય આગ્રહ; સાહિત્યના વિષયમાં પણ અંતઃકરણની શુદ્ધ બુદ્ધિ હોવી જોઇએ, અને તે માટે પરિષદોએ ઘણું ઉચ્ચું અને નિષ્પક્ષપાતી ધોરણ સ્વીકારવું જોઇએ, એ અગ્નોલ્ડના મતનું સ્પષ્ટ અને વિસ્તારી નિરૂપણ; તથા સાહિત્યશૈલીના અત્યન્ત મહત્ત્વના પ્રશ્નની સૂક્ષ્મ અને સર્વગ્રાહી ચિકિત્સાઃ-એ વિષયો પણ, ઉપરના વિષયો શિવાય, આ ખંડમાં ચર્ચવામાં આવ્યા છે. સાહિત્ય જીવનના આ ત્રણે મહા પ્રશ્નો પરત્વે રમણભાઇએ છેવટનો નિર્ણય કર્યો છે, final word ઉચ્ચાર્યો છે એમ કહીએ તો ચાલે. પ્રશ્નો વિષેના તેમના વિચાર સર્વાંશે સુશ્લિષ્ટ છે, અને કેવળ સત્ય શોધનની અને સત્ય કથનની ભાવનાથી પ્રેરાયલા છે, જો કે એકાદ બે ન્હાની બાબતો વિષે અપૂર્ણતાદર્શન અને મતભેદ અનિવાર્ય છેઃ સાહિત્ય પરિષદે ઉચ્ચ સિદ્ધાંતો સાચવીને સાહિત્યપરીક્ષા કરવાની છે, તો તે ક્યાં સાધનો દ્વારા તેમ કરી શકશે ? બે પાંચ વર્ષે જે નિબન્ધો તે લખાવી મંગાવે છે તેમની જ બાબતમાં તે સિદ્ધાંતો પળાશે ? અને માસિક કે ત્રિમાસિક દ્વારા ગ્રન્થ વિવેચનનું કાર્ય ત્હેને હાથે એક નિત્યકર્તવ્ય તરીકે નહિ જ થઇ શકે ? આ સૂચના નવી નથી એ સૌ કોઇ જાણે છે; પરન્તુ, શિષ્ટતાનો અને ગુણવત્તાનો આટલો સ્તુત્ય આગ્રહ કરનારના વ્યાખ્યાનમાં તેનો અમલ કરવા વિષેનો ઉલ્લેખ સુધ્ધાં નથી ત્હેનું શું કારણ ? અરધી અગંભીર એવી એક અટકળ થઈ શકે એમ છેઃ તેવા પત્રના તંત્રીત્વનો કળશ પોતાને જ માથે વખતે ઢોળાય એ ભયથી,—અને નવી કાઉન્સિલના આશાવન્ત, વ્યવસાયી ઉમેદવારની બાબતમાં એ ભય સકારણું હોવાથી,—રમણભાઇએ આ વિષય સંબન્ધે મૌનનો ડહાપણભર્યો માર્ગ કદાચ ગ્રહણ કર્યો હોય !

શૈલી વિષેની સવિસ્તર ચર્ચા બહુ અંશે સફળ અને દોષ રહિત છે; પરન્તુ, "વિચાર સાદા ન હોય ત્યાં ભાષા સાદી હોઇ શકતી નથી"—એ કથન એક સિદ્ધાંત તરીકે સર્વમાન્ય થઇ શકે તેમ નથી. અલબત્ત, જે સંબન્ધમાં એ વાક્ય લખાયું છે તે ધ્યાનમાં લેતાં તો ત્હેની સ્હામે કોઇથી વાંધો લેવાય તેમ નથી; બર્કના કે કાલિદાસના ગહન અને ઉન્નત વિચારોને નવો અવતાર આપીને સાદી ભાષામાં "મૂકી શકાય" એમ નથી. તેવો યત્ન તે ગ્રંથકારોનાં પુસ્તકોના સંબન્ધમાં કરવામાં આવે તો તે પુસ્તકો ખરેખર "ચમત્કારહીન" થઇ જાય. પરન્તુ ઉપર ટાંકેલા વાક્યને જો સાહિત્યશાસ્ત્રના અસ્ખલિત નિયમ તરીકે માની લેવામાં આવે તો તો એવો અર્થ થાય કે ઉચ્ચ વિચારો દર્શાવવા માટે હંમેશા જ અઘરી, અરૂઢ, અને અણસાદી ભાષા વાપરવાની જરૂર પડે છે. તેવો નિયમ સ્થપવો એ અનુભવથી ઉલટું છે; કુદરતનાં અને મનુષ્યજીવનનાં ગૂઢતમ અને સૂક્ષ્મતમ મહાસત્યો નાનામાં સાદી ભાષામાં દર્શાવી શકાય છે ત્હેનાં બે જ દૃષ્ટાન્ત લઇએ:

(૧) "One impulse from a vernal wood
May teach you more of man,
Of moral evil and of good,
Than all the sages can."

(૨) "અપરાધી છું પાપ અનેક તણો
મુજ અંતર છે કંઇ મેલ ઘણો;
એવો છું તેવો સેવક, નાથ! ગણો
તેને સ્નેહ બતાવીને સાચવજો!"

આ ભાષાઓનું સામાન્ય જ્ઞાન ધરાવનાર કોઇ પણ માણસ આ પંક્તિઓનો શબ્દાર્થ તો સ્હેલથી સમજી શકશે; અને તેટલે અંશે, સાદા ન હોય તેવા વિચારો માટે સાદી ભાષા વાપરી શકાય છે એમ કબૂલ કરવું પડશે. અલબત્ત, તે પંક્તિઓમાં રહેલું ઊંડું રહસ્ય—વર્ડ્સવર્થના અદ્ભુત અનુભવનું અને શોકાન્વિત 'કાન્ત'ના નમ્ર અને નિખાલસ, ભક્તિશીલ હૃદયનું રહસ્ય—સામાન્ય મનુષ્યોને કદાચ પૂરેપૂરૂં ન સમજાય; પરન્તુ આપણે અહીં આ વાચકના નહિ, લેખકના દૃષ્ટિબિન્દુથી પ્રસ્તુત પ્રશ્નની ચર્ચા કરીએ છીએ, અને તે રીતે જોતાં, "વિચાર સાદા નહોય ત્યાં ભાષા સાદી હોઇ શકતી નથી." એ કથન, ઉપરનાં અને તેવા અનેક બીજાં દૃષ્ટાંતોથી ખોટું જ ઠરશે.

## ખંડ ત્રીજો.

આશાઓ અને અભિલાષ નજર આગળ કરનાર, અને આશાની પ્રફુલ્લતાથી તથા અભિલાષની ઉત્કટતાથી વિમુખ એવા આ ખંડમાં ત્રણ સુધી આગળ પડી આવે છે:—

(૧) વર્તમાન સાહિત્યનું ટુંકું વિહંગાવલોકન. ત્હેમાં પ્રવર્તમાન અશ્રોની ઉડતી તપાસ, અને ભવિષ્ય માટે કેટલુંક ઉપયોગી છતાં પ્રેરણાહીન માર્ગ દર્શન.

(૨) લોકજનના સાહિત્ય પ્રત્યેના અનાદરના કારણોની ચિકિત્સા

(૩) પરિષદનું કામ " સંગીન, નક્કર, વ્યવહારૂ " શા માટે ગણાવું વા ન ગણાવું જોઇએ ત્હેનો ખુલાસો.

આમાંના પહેલા મુદ્દા વિષે લાંબી ચર્ચા આવશ્યક નથી, શિવાય કે તેમાં જેટલી વાર 'આશા' શબ્દ વપરાયો છે તેટલાં તે આશાને ઉત્તેજે અને પ્રબળ કરે તેવાં વચનો હોત તો વધારે ઇચ્છવા યોગ્ય હતું. આ ખંડનો વિષય એવો છે કે ત્હેની યોગ્ય અને સંપૂર્ણ વિચારણા માટે કોઇક સાહિત્યદ્રષ્ટાની અપેક્ષા રહે. પોતાની સર્વાંગનિર્મલ સાહિત્યદ્રષ્ટિને પ્રતાપે ત્હેણે આપણને અપૂર્વ ભાવિદર્શન કરાવ્યું હોત, અને હવે પછી આપણું સાહિત્ય કેવું ઉન્નત અને સુન્દર થઇ શકશે તે સમજાવતાં શુષ્કતા ને હિમશીતલતા ત્હેની વાણીમાં પ્રવેશત નહિ. પરંતુ સાંપ્રત સાહિત્યનું અવલોકન કરતાં રમણભાઇએ તો પુસ્તકોનાં નામ સુદ્ધાંત આપવાનું યોગ્ય ધાર્યું નથી. આ ખંડ લખ્યો ત્યારે તે નામો તેમનાં મનમાં હતાં એ વાત તો નિસંશય છે; ત્યારે યોગ્ય સ્થળોએ તે ગ્રંથોનો ઉલ્લેખ કરીને વ્યાખ્યાનમાં વધારે સજીવતા અને આકર્ષતા આવવા દેવાથી શી હાનિ થાત? હિન્દુ પત્નીઓને તો હિન્દુ રૂઢીએ પતિનું નામ દેવાની સખત મના કરી છે; હિન્દુ રૂઢીના આ સદ્‌ભાગી શત્રુને કયી રૂઢીએ ગ્રંથોનાં નામ દેવાની સખત મના કરી?

સંગીતમય રાગધ્વનિ કવિતા ( lyrical poetry ) વિષે વ્યાખ્યાન લેખક કહે છે કે, " હાલની આ શૈલીની કવિતા ઘણી જથ્થાબંધ હોવા છતાં ચકડોળ પેઠે એના એ ચક્કરમાં ફરતી જણાય છે. એ વિષયમાં ઉલ્લાસ સારૂ નવાં લક્ષ્યો તરફ ગતિ થવાની જરૂર છે. " અને ઉપાય તરીકે સૂચવે છે કે, "જેને કવિત્વ તરફ વૃત્તિ થાય તેણે માનજીવનના વિવિધ પ્રશ્નોની મીમાંસા તરફ પોતાના ચિત્તને વાળવું જોઇએ; " પછી ઉમેરે છે કે, " કેમકે ઉપર દર્શાવ્યું છે તેમ કવિને પણ અભ્યાસની જરૂર હોય છે. "

આપણાં સંગીતકલ્પ કાવ્યો તેમ આપણી નવલકથાઓ પણ સનમની સેવાચાકરીમાંથી આટલાં ગૂંથાઇ જાય છે અને કૃતિઓમાંથી નવીનતાનો નાશ કરે છે ત્હેનું વધારે ઉંડું અને વધારે સબળ કારણ આપી શકાયું હોતઃ આપણું—એટલે ગુજરાતના હિન્દુઓનું—આખું જીવન જ 'ચકડોળ પેઠે એનાએ ચક્કરમાં' ફર્યા કરે છે. ચિત્તપ્રફુલ્લતા, સાહસપ્રેમ, કુતૂહલવૃત્તિ, ઇત્યાદિ પ્રાણપોષક—અને તેથી જ, સાહિત્યપોષક—તત્ત્વોનું નિકંદન કરવામાં આપણી એકમાર્ગી દિલસુરીએ અને 'સ્વાતંત્ર્ય' શબ્દના નામોચ્ચારથી જ ભડકી મરતા આપણા સમાજે જે વિરલ ભાગ ભજવ્યો છે ત્હેને લીધે જીવનમાંથી તેમ સાહિત્યમાંથી પણ નવીનતા અને અદ્‌ભુતતાનો લોપ થયો છે. જ્યાં જૂદી પરિસ્થિતિ છે ત્યાં—બંગાળમાં, મહારાષ્ટ્રમાં, અને પારસીસમાજમાં— સાહિત્ય વિકાસ વિશેષ અને બહુરૂપી છે. આપણામાં પણ, નર્મદથી આજ સુધીના સાહિત્યકારોએ—કોઇએ ફક્ત વિચારથી તો કોઇએ વર્તનથી પણ—બનાવટી બંધનો સ્હામે બંડ ઉઠાવ્યાં જાણીતાં છે. નવા યુગના નવા સાહિત્યસ્રષ્ટાઓ પણ પોતાનું વ્યક્તિત્વ પીછાની શકશે, પૌરૂષ ઝળકાવી શકશે, તથા બાપદાદાઓએ તેમની વતી જે વિચારો કરી મૂક્યા છે ત્હેની સૂક્ષ્મ પરીક્ષા કરીને નર્યું સત્ય જ તેમાંથી ગ્રહણ કરતાં શીખશે,— તો જ " માનવજીવનના વિવિધ પ્રશ્નોની મીમાંસા તરફ " તેમનું ચિત્ત વળી શકશે. સૃષ્ટિ અને સરજનહાર સાથે નિર્બન્ધ અને સીધો સંબન્ધ સાધી શકાય તે જ પળમાં કવિતાનો જન્મ છે; અને તેથી, હિન્દુ-

સમાજને અપમાન કરવા ખાતર નહિ, પણ પ્રભુપાઠવ્યા પ્રેરણાપ્રવાહોને માન આપવા ખાતર અત્યારે ગુજરાતમાં વિચારનો ધર્મ વિપ્લવ સબળપણે અને દ્દઢતાથી શરૂ થવો જોઇએ. તેમ થાય તોજ "નવાં લક્ષ્યો તરફ ગતિ" કરવાનું બને, અને તેમ ન થાય ત્યાં સુધી તો આપણી માનીતી 'સનમથી લઇ અલાબલું' પડશે.

## લોકજનના અનાદરનાં કારણો.

"જેટલો વિચાર કર્યો છે તેટલાથી......એ પણ પ્રતીતિ થવી જોઇએ કે ગુજરાતી સાહિત્યનું જે સ્વરૂપ હજી સુધી બંધાયું છે તે નજીવું કે નિરર્થક નથી; અને ગુજરાતના લોક-જન તરફથી સાહિત્ય પ્રત્યે થતો અનાદર સાહિત્યની એ ન્યુનતાના વિચારથી થતો નથી. પરંતુ, સહૃદયતાના અભાવથી થાય છે." આ અનાદર અને સહૃદયતાના અભાવ, રમણભાઇએ દર્શાવ્યા પ્રમાણે, બે કારણોને આભારી છેઃ "સાહિત્યનું વિશેષ પૃથક્ સેવન પ્રજાજીવનમા અવરોધ રૂપ છે" એવી એક પ્રચલિત માન્યતા; અને, "શ્રમસાધ્ય અભ્યાસ તરફની અરૂચિ." વધુમા, આ અરૂચિનો પ્રતિકાર "કેળવણીની પદ્ધતિ સુધારવામાં રહેલો છે" એમ પણ સ્વીકારાયું છે.

માત્ર સાહિત્યના જ નહિ, સર્વ કારના સંગીન અભ્યાસ તરફ આજના ઘણા ખરા ગુજરાતીઓની અરૂચિ છે, અને આ કથન કડવું છતા ખરું અને અનુભવ સિદ્ધ છે. સુધરેલી શિક્ષણ પદ્ધતિ પ્રમાણે કોલેજોમા સ્વભાષાને ઉત્તેજન મળશે અને હાઇસ્કુલોમાં પણ સ્વભાષાને શિક્ષણનું વાહન બનાવવામા આવશે તો પણ તે અરૂચિ આપોઆપ ટળે એ સંભવિત નથી. કાર્લાઇલના પદને જૂદા અર્થમાં લઇને સમજીએ તો, આ 'Paper Age' ન્યુસપેપરોનો યુગ છે. તેવા સમયના ક્ષણિક આવેશોમા અને અધુરી માહિતીઓમા જ આપણા આજના સઘળા જ્ઞાનનો સમાવેશ થઇ જાય છે; આવેશના અગ્નિને ખૂબ ફુંકી ફુંકીને સચેત રાખવામા અમુક પ્રકારના ભાષણકારો પણ પોતાનું જીવન સાર્થક્ય માને છે. અને પત્રકારો તથા ભાષણકારો એક બાજુથી પ્રજાને જગાડવા અને સ્વાતંત્ર્ય માટે તૈયાર કરવા સાથે બીજી બાજુથી પ્રજાસમૂહના વિચારસ્વાતંત્ર્યને અને વિચાર ગહનતાને ક્રૂરથી અને શાસ્ત્રીય પદ્ધતિ વડે લૂંટે છે. સાહિત્યના શુદ્ધ હૃદયી સેવકોએ સામાજિક બન્ધનોની જૂની ધુંસરીમાંથી તેમ 'રાષ્ટ્રીય' બન્ધનોની આ નવી ધુંસરીમાંથી પણ છૂટવાનું છે. રાષ્ટ્રીયતા સાહિત્યને અનેક રીતે પોષી શકે; પરન્તુ સત્યદર્શી રાષ્ટ્રીય-તાએ જન્માવેલું સાહિત્ય જ અમર અને પ્રભાવશાળી થઇ શકે, બીજું નહિ.

શ્રમસાધ્ય અભ્યાસ તરફ આપણી શક્તિઓ આ પ્રમાણે દોરવાય તો સાહિત્ય અને કવિતા માટેની રૂચિ તો પ્રત્યેક મનુષ્યમાં આવી શકે. માત્ર ખાસ અભ્યાસીઓને જ આ કથન લાગુ પડતુ નથી. સાહિત્યમાં રસ લેનારા સામાન્ય માણસો પણ જ્યારે વધારે બુદ્ધિપૂર્વક અધ્યયન શીખે અને સાચી રસિકતા કેળવે ત્યારે જ સાહિત્યનો ઉચ્ચતમ હેતુ—સંસ્કારિતાનો વિકાસ અને દ્દઢીકરણ—સિદ્ધ થઇ શકે.*

---

*અભ્યાસની આ વકીલાત, મ્હેં આગળ દર્શાવેલી અભ્યાસ સ્હામેની વિરૂદ્ધતા સાથે અથડામણમા નહિ આવેઃ ત્યાં અભ્યાસની અતિશયતા સ્હામે લખાયું છે. અહિં ત્હેના સર્વથા અભાવ સ્હામે.
—ક્રિટિક.

## વિચારમંત્રણા—એક સંગીન અને વ્યવહારૂ કામ.

સાહિત્યપરિષદ્ "વિદ્વાનોના વિચાર એકઠા કરી સરખાવી જોવા માટે મળે છે." એમ રમણભાઇ જણાવે છે; અને જેટલે અંશે તેનું વિચાર સંમેલન સંગીન, ઉપયોગી અને વ્યવહારૂ ગણાય, તેટલે અંશે અધિવેશનનું કામ પણ વ્યવહારૂ અને નક્કર છે; એવો મત દર્શાવે છે.

એક સિદ્ધાન્ત તરીકે આ અભિપ્રાય દોષમુક્ત છે, પરન્તુ લક્ષમાં રાખવાનું એટલું કે ઉત્તમ સિદ્ધાંતોને આચારમાં મૂકવાનો કેવો અને કેટલો પ્રયાસ થાય છે. ગુજરાત સાહિત્ય પરિષદોનાં અધિવેશનને અવસરે મૂલ્યવાન વિચારોનાં તેવાં સંગીન સમ્મેલન જે પ્રકારે થાય છે તે પ્રકારોની યાદી રમણભાઇએ આપી નથી. પણ એ આપવા જેવી છે, તેવી યાદીના મુદ્દાઓ કાંઇક આ રીતના સૂચવી શકાયઃ—

(૧) વિદ્વાનોએ જેમ બને તેમ અળગા અતડા રહેવું;

(૨) પોતાના ઓળખીતાઓમાં જ વિચારશક્તિ હોય છે એમ માનવું તથા અન્ય સાક્ષરબન્ધુઓ પાસે મનાવવું;

(૩) નવીનતાને નામે ન્હાસતા ફરવું અને ગર્વના શિખર પરથી યુવાનો તરફ શંકાની અને તુચ્છકારની દૃષ્ટિથી જોવું;

(૪) વિશ્વનું પ્રજ્ઞાનમાત્ર પોતાને જ પ્રાપ્ત થયું છે એ સિદ્ધ થયલું હોવાથી જ્યારે જ્યારે બની શકે ત્યારે સદ્‌ગત ઝારની છાંયડી હેઠળ કામ કરવું;

(૫) અને તે રીતે ગુજરાત પ્રાન્તના મૂલ્યવાન વિચારોનાં સર્વોત્કૃષ્ટ સમ્મેલન અને વિનિમય આદરવાં.

## સમાપ્તિ.

સાહિત્યવિભાગના પહેલા પ્રમુખનું વ્યાખ્યાન આ પ્રમાણે ગંભીર દોષોથી મુક્ત નથી, તેમ ગુણવત્તા વિનાનું પણ નથી. તે ગુણો સ્વયંપ્રકાશી છે એટલે ચતુર વાંચકો સમજીને તેનો ઉપયોગ કરી શકશે; અને આ સમીક્ષામાં પણ તે ગુણોનો યથાસમય ઉલ્લેખ થયો છે. વળી, જો એમ લાગે કે દોષો પર ભાર વધારે મૂકાયો છે તો તેનું નવલું અનિવાર્ય હતું,—એટલોજ ઉત્તર દઇ શકાય. સાહિત્યગગનમાં દર્શનશક્તિની વિશાળતા જોઇએ એ સૌ કોઇ જાણે છે. વધુમાં હાલની પ્રજાકીય જાગૃતિને ખાતર જ નહિ, પરન્તુ સાહિત્યના સ્વભાવ અને લાક્ષણિક ધર્મને ખાતર, તે પ્રશ્નોના ઉહાપોહ કેવળ શુષ્ક શાસ્ત્રીયતા કમી થવી જોઇએ, અને જીવન ચૈતન્ય તેમાં વિશેષ પ્રગટવું જોઇએ, એ પણ સર્વે નિષ્પક્ષપાતી મનુષ્યો સ્વીકારશે. દૃષ્ટિવિશાળતાનો અને ચૈતન્યનો આગળ પડી આવતો અભાવ આવા વ્યાખ્યાન સંબન્ધે અક્ષમ્ય હોવાથી જ સમીક્ષા કરતાં દોષો પર ખાસ ભાર મૂકાયો છે. ભવિષ્યમાં રમણભાઇવાળું સ્થાન સ્વીકારનાર વ્યક્તિઓ એ દોષોને દૂર રાખી શકશે તો જ તેમનાં વ્યાખ્યાન, ગોવર્ધનરામના વ્યાખ્યાન પેઠે, ગુજરાતી સાહિત્યમાં મહત્વની પદવી પ્રાપ્ત કરી શકશે એ સ્વતઃસિદ્ધ છતાં ભૂલી જવાતા સત્ય ભણી ધ્યાન ખેંચીને વિરમીએ.

'ક્રિટિક'

# ચેતનની આવશ્યકતા.

ચેતન શબ્દ જ જીવનગમ્યક છે. ગતિ–પ્રવૃત્તિથી ભરેલો છે. જડતાથી વિમુખતા આપોઆપ તે બતાવી આપે છે. જો ચેતનની આ વિશ્વમાં જરૂર–આવશ્યકતા ન હોત તો "एकोऽहमबहुस्याम्" એ મહાવાક્ય જાતેજ નિરર્થક થઇ જવા જેવું દેખાત. જીવનના પ્રત્યેક પગથીએ પ્રત્યેક ક્ષણે ચેતનની આવશ્યકતા છે તે કહેવાની જરૂર નથી, બલ્કે જીવન શબ્દના અર્થમાં તે વ્યાપ્ત જ છે. ચેતન વિના જીવનનો અવકાશ જ નથી બ્રહ્માંડમાં ખનીજ પદાર્થ આદિ કહેવાતી જડકોટિથી માંડી મનુષ્ય અને દેવકોટિ સુધી પ્રત્યેક પદાર્થ કહો કે વ્યક્તિ કહો તે ચેતનમય જ છે. આમ છે ત્યારે આવું નામ–ઉપાધિ ધારણ કરી નવા પ્રગટ થતા માસિક પત્રને નિરાળું પાડવાનું કારણ શું એ સ્વાભાવિક પ્રશ્ન ઉદ્ભવવા સંભવ છે. આ ચેતનને ચેતન આપનારના હૃદયમંદિરમાં કે મગજના ભંડારમાં તો ગમે તે હેતુ હશે પણ તેમણે એટલું તો સ્વીકારવું જ પડશે કે જડતા હટી કાંઇક નવી–કાંઇક તાજી, કાંઇક –મય અનુકૂળ જાગૃતિ આપવી એ મુખ્ય ધર્મ 'ચેતન'નો છે. ખનીજ પદાર્થ આદિ મનુષ્યથી ઇતર યોનિ કે કોટિઓ કહેવાય છે, તે હાલ બાજુ પર રાખી માત્ર માનવજીવનમાં ઉતરશું તો આપણને સહજ ભાન થાય છે કે તેણે જો મારું સ્થૂલશરીર મારું વાસનાશરીર, મારું માનસિકશરીર અને મારું આધ્યાત્મિકશરીર–ઉપાધિ–કરવું બલ્કે કરવાં હોય તો ચેતનની ઉપાસના પૂરી જરૂરની છે. આ ઉપાસના પ્રારંભમાં કેટલી બળવાન કરવી, તેનાં આન્દોલનો કેવી ગતિના કરવા, ઉન્નતિ કે વિશુદ્ધ કરવાનો ક્રમ કેવી ત્વરિત ગતિનો રાખવો, તે તો પ્રત્યેક વ્યક્તિના ગુણકર્મધર્મસંયોગ આદિ અનુકૂળતા, પ્રતિકૂળતા, કુળપરંપરા અને સત્યાગ્રહના ઉપર છે. પરંતુ તે આવશ્યક છે, તેમાં તો બે મત કહેવાનો સંભવ કે અવકાશ પણ નથી. અને એમજ છે તો અમારે ચેતનના ગ્રાહક થવું પણ આવશ્યક છે

સંસારનો પ્રવાહ ચેતનની ભરપૂર ગતિથી પ્રવાહે છે તો તે સાથે અમારે ઘસડાવું છે કે તે પ્રવાહનું બળાબળ, સમયાનુકૂળતા, પ્રતિકૂળતા, ઇત્યાદિ જોઇ તેમાં એક વ્યક્તિચેતનનું સહજ સામર્થ્ય વાપરી સ્વેચ્છાને આગળ વધારી તરવું છે? જો કેવળ એ પ્રવાહ સાથે જડવત્ તણાયે જવું હોય તો ઇતર ચેતનની પરવાહ નથી. પરંતુ જો નિજબળ–સ્વાશ્રય–ને અવલંબવું હશે તો વ્યક્તિપૃથક્ત્વના કારણથી ચેતનપૃથક્ત્વનો ખપ છે અને તેટલા માટે પ્રત્યેક દેશકાળજ્ઞ, વ્યક્તિચેતનની આવશ્યકતાનો સ્વીકાર કરી તેનો ઉપયોગ પોતાના પિંડ પરત્વે તેમજ અન્ય બંધુઓ વિગેરે પ્રતિ કેવો કરવો તે જોતા શીખે તે યાચના છે.

'ચેતન'ના પ્રવર્તક યુવક બન્ધુઓ સુરત અને ભાવનગરના (ભરેલા) છે યુવાવસ્થામાં સુરત–સૌંદર્ય–અને ભાવ–પ્રેમ–નો સંબંધ સ્વાભાવિક જાગૃત હોય છે. દીર્ઘકાળ–સુધી એ સૌંદર્ય અને પ્રેમભાવ તાજવામાં 'ચેતન'ને નમવાપણું છે. માટે જે મહાન્ શક્તિ કે મહાન્ નેતૃત્વમંડળ આ બ્રહ્માંડની કાર્યવ્યવસ્થા ઉપર દૃષ્ટિ રાખે છે તે આ 'ચેતન' બાળક ઉપર પણ પોતાનું પ્રેમબિન્દુ વર્ષાવે. તેના ઉત્તેજકોમાં પ્રેમજીવન અને પ્રેમચેતન નિરંતર રેડે જાય, એ નમ્ર પ્રાર્થના સાથે આ લેખ સમાપ્ત થાય છે. *

૧૦–૫–૨૦ ભાવનગર

'અભ્યાસી'

---

* સુજ્ઞ વાંચકો સમજી શકશે તે પ્રમાણે, આ લેખ પહેલા અંકને માટે લખાયલો છે; પરન્તુ અનિવાર્ય કારણોથી તેમાં કે બીજા અંકમાં તે લઇ શકયા નહોતા, એટલે આ અંકમાં તે પ્રકટ થાય છે.

અધિપતિ.

# વેદિક કાળનું ભારતીય યુદ્ધ

—અથવા—

# દાશરાજ્ઞ વિગ્રહ

( ગતાંકના પૃ. ૬૪ થી અનુસંધાન )

---

## ૬. પ્રથમ ભારતી યુદ્ધ અથવા વીશ રાજાઓનો વિગ્રહ.

તુર્વયાણના વિગ્રહ પછી ઋગ્વેદ સંહિતામાંથી સુશ્રવા અને વીશ રાજાઓ સાથે થયેલા વિગ્રહની હકીકત મળી આવે છે. એક તરફ સુશ્રવા રાજા એકલો હતો ત્યારે બીજી તરફ આર્યાવર્તના વીશ રાજાઓ એકઠા થઈ, તેની સામે લડયા હતા. આર્યાવર્તનું આ પ્રથમ રાષ્ટ્રીય યુદ્ધ હતું, છતાં દુર્ભાગ્યે આખી ઋગ્વેદસંહિતામાંથી તેને માટે એક અથવા બે મંત્રો મળી આવે છે. તેથી સુશ્રવા રાજા કોણ હતો, શા કારણે તેની સામે આખો દેશ ઉશ્કેરાઇ ગયો હતો અને તે છતાં તે યુદ્ધમાં વિજય મેળવવાને શી રીતે તે સમર્થ થઇ શક્યો, તે જાણવાને આપણી પાસે કંઇ પણ સાધન નથી. તે યુદ્ધ વિષે જે કંઇ હકીકત પ્રાપ્ત થાય છે, તે નીચે પ્રમાણે છે.

त्वमेतान जनराज्ञो द्विर्दशा
ऽबन्धुना सुश्रवसोपजगाम ।
षष्टिं सहस्रा नवतिं नव श्रुतो
नि चक्रेण रथ्या दुष्पदा वृणक् ॥ ९ ॥
त्वमाविथ सुश्रवसं तवोतिभि-
स्तव त्रामभिरिन्द्र तूर्वयाणम् ।
त्वमस्मै कुत्समतिथिग्वमायुं
महे राज्ञे यूने अरन्धनायः ॥ १० ॥

( ऋ. १-६३ )

"હે ઇન્દ્ર ! તેં સુશ્રવા નામના નિ:સહાય મહીપતિ ઉપર ચઢી આવેલા વીશ રાજાઓના ૬૦૦૯૯ યોદ્ધાઓને તારા અમોઘ રથચક્રથી કાપી નાંખ્યા હતા, એમ અમે સાંભળ્યું છે." "તેં જેવી રીતે તારા પરાક્રમથી સુશ્રવાનું રક્ષણ કર્યું હતું, તેમ તુર્વયાણની પણ તેં રક્ષા કરી. કુત્સ, દિવોદાસ અને આયુ રાજાઓને તે મહાન્ યુવાન્ રાજાને શરણે મોકલ્યા."

આ મંત્રોમાં ઇન્દ્રની સ્તુતિ કરનાર સવ્ય આંગિરસ નામનો ઋષિ છે. સવ્ય આંગિરસ સિવાય બીજા કોઇપણ ઋષિએ આ હકીકતનું કથન પણ કર્યું નથી. તે ઉપરથી તે ઋષિ

સુશ્રવાનો પુરોહિત હશે, એમ સ્પષ્ટ થાય છે.* સુશ્રવા રાજા અંગિરાગોત્રના બ્રાહ્મણનો યજમાન હોવાથી અને મનુના વંશના રાજાઓને તે બ્રાહ્મણો સાથે કલહ હોવાથી, મનુવંશના ક્ષત્રિઓ આર્યાવર્તમાં આવ્યા પહેલાં આ રાજા સમસિંધુપ્રદેશના મોટા ભાગ ઉપર રાજ્ય કરતો હશે, એમ પણ અનુમાન થાય છે. તેને "જન રાજન" કહ્યો છે, તે ઉપરથી તે પ્રદેશની પ્રજાએ તેને પસંદ કરીને રાજા તરીકે ચુંટી કાઢયાની પણ કલ્પના થઇ શકે છે છતાં તેના મુલુકની આસપાસના સઘળા રાજાઓ તેની અને તેના આશ્રયી બ્રાહ્મણોની સત્તાનો સમૂલ ઉચ્છેદ કરવા ઇચ્છતા હશે. તે કારણથી આવો ભયંકર વિગ્રહ થયેલો જણાય છે. મહાભારતના યુદ્ધમાં જેમ શ્રીકૃષ્ણ ભગવાને સુદર્શનચક્ર ધારણ કરીને અજેય ભીષ્મનું તેજ હરી લીધું હતું, તેમ આ યુદ્ધમાં પણ ઇન્દ્રે પોતે સુશ્રવાના પક્ષમાં રહીને ચક્રવડે શત્રુઓની સેનાનો સંહાર કરી નાંખ્યો હતો. શત્રુરાજાઓના ૬૦ સાઠ હજાર યોદ્ધાઓનો આ યુદ્ધમાં નાશ થયાનું કહેવામાં આવ્યું છે, ત્યારે આ પ્રથમ ભારતયુદ્ધમાં ઓછામાં ઓછા એક લાખ માણસો મરાયા હશે, એમ અનુમાન થાય છે. આ યુદ્ધમાં સુશ્રવાને વિજય મળ્યો હતો, પરંતુ બન્ને પક્ષોમાં થઇને મનુષ્યોની અને દ્રવ્યની એટલી બધી હાનિ થઇ હશે કે તેઓ બહુ નિર્બળ સ્થિતિમાં આવી પડયાનું જણાય છે. આજ કારણથી સરહદ ઉપર આવેલા રાજાઓ બળવાન સેનાઓ લઇને આર્યાવર્ત ઉપર ચઢી આવ્યા હતા. દિવોદાસના ઇતિહાસમાં તે વિષે હવે પછી સવિસ્તર કહેવામાં આવશે. આ સ્થળે તો એટલું જ કહેવું બસ છે કે દિવોદાસે તે અનાર્ય રાજાનો મોટા સંહાર સાથે પરાજય કર્યો હતો. દિવોદાસ પછી સુદાસ રાજાના સમયમાં આર્યાવર્તમાં એક બીજું મહાભારત યુદ્ધ થયું, તે યુદ્ધે ઘણા વૈદિક ઋષિઓનું ધ્યાન ખેંચ્યું છે, તે ઉપરથી તે યુદ્ધ બહુ મહત્વનું હશે, એમ સમજાય છે.

## ૯. બીજું ભારતીય યુદ્ધ અથવા દાશરાજ્ઞ વિગ્રહ.

સુદાસ રાજાનો આ રાષ્ટ્રીય વિગ્રહ બહુ મહત્વનો હોવા છતાં, દુર્ભાગ્યે, વિગ્રહને લોકપ્રિય અથવા સર્વવ્યાપી કરવામાં વાલ્મીકિ અથવા વ્યાસ જેવા સમર્થ અને પ્રતિભાશાળી કવિની સરસ્વતીએ પ્રવેશ કર્યો નથી. આશ્ચર્ય તો એજ છે કે ઋગ્વેદ અને અથર્વવેદ (૧૦-૧૨૮-૧૨) માં તે યુદ્ધનું વર્ણન હોવા છતાં રામાયણ મહાભારત કે કોઈ પણ પુરાણમાં તે વિષે એક અક્ષર પણ લખવામાં આવ્યો નથી. વસિષ્ઠ, વિશ્વામિત્ર અને ભરદ્વાજ જેવા ઋષિઓએ સુદાસ, દિવોદાસ અને ભરતકુળનું યશોગાન કર્યું છે, પરંતુ ઇન્દ્રાદિ દેવોની સ્તુતિ કરતાં, તે તે દેવોએ પોતાના ભક્તોને સમયે સમયે કરેલી મદદોના દૃષ્ટાંતો આપવા ઉપરાંત બીજો કોઇ પણ ઉદ્દેશ તેઓને નહિ હોવાથી એવી એક અત્યુપયોગી ઐતિહાસિક બાબત અર્ધ અંધકારમાં જ રહી છે. દિવોદાસને સુદાસનો પિતા કહેવામાં આવ્યો છે; પરંતુ પુરાણોમાં અને મહાભારત તથા રામાયણમાં તેઓના સબંધમાં જે વંશાવળી આપી છે, તે જૂદા જ પ્રકારની છે. વસિષ્ઠ ઋષિએ ઋગ્વેદ સંહિતાના સાતમા મંડળમાં ૧૮, ૩૩ અને ૮૩-એ રીતે ત્રણ સૂક્તોમાં સુદાસના આ રાષ્ટ્રીય વિગ્રહનું વર્ણન કર્યું છે. વિશ્વામિત્ર ઋષિએ ત્રીજા મંડળના ૫૩ મા સૂક્તમાં સુદાસના અશ્વમેધનું અને ૩૩ મા સૂક્તમાં દિગ્વિજય યાત્રાનું વર્ણન કર્યું છે. વસિષ્ઠજીએ "આ રાષ્ટ્રીય યુદ્ધનું નામ દાશરાજ્ઞ આપ્યું છે; જેનો અર્થ એક સંપ કરી આવેલા, દશ રાજાઓનું યુદ્ધ" એવો કરવામાં

*અથર્વવેદમાં આ હકીકતનો સહેજ નિર્દેશ કરવામાં આવ્યો છે. અથર્વવેદ પણ અથર્વા અને અંગીરસનો બનાવેલો છે, તેથી પણ ઉપર્યુક્ત અનુમાનને પુષ્ટિ મળે છે.

આવ્યો છે. (ઋ. ૭–૩૩–૨ થી ૫ અને ૭–૮૩–૮). તે યુદ્ધમાં મહાભારતના યુદ્ધની જેમ હિંદુસ્થાનના તથા હિંદુસ્થાનની બહારના દેશોના લગભગ સઘળા રાજાઓએ ભાગ લીધો હતો, એમ જણાય છે. છતાં આ સુદાસ રાજા કોણ હતો, ક્યા વંશનો હતો, તેનું રાજ્ય ક્યાં આવ્યું હતું અને તેનો કેટલો વિસ્તાર હતો તેમજ શા કારણથી તે યુદ્ધ થયું હતું, તે વિષે કંઈ પણ હકીકત લખાયેલી નહિ હોવાથી જૂદા જૂદા વિદ્વાનોએ જૂદા જૂદા તર્કો કર્યા છે. વિદ્વાનો કોઇપણ બાબતમાં એક મત થતા હોય તો તે એજ છે કે–તે **આર્ય** રાજા હતો, સપ્તસિંધુ પ્રદેશમાં તેનું રાજ્ય આવ્યું હતું અને પરૂષ્ણી એટલે રાવિ અથવા ઈરાવતી નદીને કિનારે તેને દશ રાજાઓ સાથે અને યમુનાને તીરે અનાર્યો સાથે યુદ્ધો થયાં હતાં.

## ૮ આર્યજાતિની જન્મ ભૂમિ.

પરંતુ સુદાસ અથવા દિવોદાસનું રાજ્ય પશ્ચિમમાં હતું કે પૂર્વમાં, દિગ્વિજયાર્થે તેઓ પશ્ચિમમાંથી પૂર્વ તરફ કે પૂર્વમાંથી પશ્ચિમ તરફ ગયા હતા, તે વિષયમાં વિદ્વાનોના બે મતો પડી ગયા છે. તેનું કારણ એમ જણાય છે કે—કેટલાક વિદ્વાનો એમ ધારે છે કે આર્યોનું એક ટોળુ દિવોદાસના નેતૃત્વનીચે પશ્ચિમ પ્રદેશમાંથી પંજાબની સરહદ ઓળંગી હિંદુસ્થાનમાં દાખલ થયું હતું. ત્યારે બીજા પક્ષની એવી માન્યતા છે કે આર્યોનું મૂળ નિવાસસ્થાન સપ્તસિંધુ પ્રદેશ હતો; ત્યાંથી અનાર્યો તેમજ આર્યો પશ્ચિમમાં યાને એશિઆ તથા યુરોપમાં જઈને વસ્યા હતા. પાશ્ચાત્ય પંડિતોએ તે વિષે બહુ સૂક્ષ્મ તર્કજાળ ગુંથીને અન્યોઅન્ય વિઘાતક છતાં ઘણી સ્પષ્ટ કલ્પનાઓ પ્રકટ કરી છે. એમ. ઇ. સેપોર્ટા, ડાક્ટર વોરન અને લોકમાન્ય તિલક જેવા વિદ્વાનોએ વૈદિક સાહિત્યમાંથી અંતઃપ્રમાણો આપીને સિદ્ધકર્યું છે કે આર્યજાતિની જન્મભૂમિ ઉત્તરધ્રુવપ્રદેશ હતી. યોગદૃષ્ટિથી અવલોકન કરનાર મેડમ બ્લેવેટ્સકીએ પણ તેજ મતને પુષ્ટિ આપી છે. બીજી કલ્પના યુરોપની છે. પરંતુ તે કલ્પનામાં સ્થળવિશેષના સંબંધમાં સઘળા પંડિતો એક બીજાથી જૂદા પડે છે. જર્મન વૉન લોહર આર્યોની જન્મભૂમિ જર્મની માને છે. ત્યારે ફ્રેડીક મ્યુલર અને કુનો મધ્ય યુરોપ, લિંડનસ્મિટ ઉત્તર યુરોપ, પેંકા સ્કેન્ડિનેવિયા અને પોસ્ચે લિથુનિયાને માટે આગ્રહ પૂર્વક મથે છે. ત્રીજી કલ્પના મધ્ય એશિયાની એટલે તુર્કસ્થાનમાં આવેલ પામીરનો પ્રદેશ આર્યજાતિની જન્મભૂમિ હતી અને ત્યાંથી કેટલાક ટોળાં હિંદુસ્થાન અને ઇરાનમાં, કેટલાંક એશિઆમાઈનરમાં અને કેટલાક યુરોપમાં ગયાં, એવી કરવામાં આવી છે. તે કલ્પનાનો ઉદ્ભાવક પ્રોફેસર મેક્ષમ્યુલર છે અને તેને પોટ, લેસન, ગ્રિમ, શીલર મોમસેન, સ્પીગલ, સ્લેગલ, મ્યુર અને એસાકટેલરાદિ વિદ્વાનોએ ટેકો આપ્યો છે. ચોથી કલ્પના ખુદ હિંદુસ્થાનની છે. આ કલ્પનાનું કર્ઝને અનેકવિધ પ્રમાણે આપીને બહુ યુક્તિ પુરઃસર સમર્થન કર્યું છે. તેમજ લુઇ. જેકોલિયો, ક્રુઝર, કાઉન્ટ જોન્સ્ટર્ન, ડેલો, એલ્ફીન્સ્ટન અને હેડર જેવા વિદ્વાનોએ પુષ્ટિ આપી છે.*

---

*એમઆરેજરે પોતાના " The origin of the Aryans " નામના ગ્રંથમાં એ વિષે સઘળા વિદ્વાનોના મતોનો સંગ્રહ કરી, તે વિષે પુષ્કળ વિવેચન કર્યું છે. માટે વિશેષ જાણવાની ઇચ્છા રાખનારાઓએ તે ગ્રંથ જોવો અથવા રા. નારાયણ ભવનરાવ પાવગીએ પોતાના 'The Aryan Arctic Home' નામના પુસ્તકમાં તે વિષે વિસ્તારથી ચર્ચા કરી છે. જિજ્ઞાસુઓએ તે પુસ્તક ખાસ વાંચવું જોઇએ.

એ રીતે જૂદા જૂદા વિદ્વાનોએ, જે જૂદા જૂદા તર્કો ઉપસ્થિત કર્યા છે, તેની ચર્ચામાં ઉતરવાનું અત્રે અપ્રાસંગિક છે. પ્રાયશઃ પૂર્વ સંસ્કારોથી દોરાઈ જવાનો મનુષ્ય સ્વભાવ હોઈને કોઈ પણ પંડિત તે કુદરતી નિયમમાંથી મુક્ત થઈ શક્યો નથી. તે જ કારણથી તેઓએ એકજ ગ્રંથનાં પ્રમાણોમાંથી આટલી બધી વિરુદ્ધ કલ્પનાઓ ઉપસ્થિત કરી છે. પરંતુ વાસ્તવિક રીતે તો ડૉક્ટર મ્યુર કહે છે, તેમ કોઈ પણ સંસ્કૃતપુસ્તકમાંથી અથવા કોઈ પણ વૈદિક ગ્રંથમાંથી એવું એક પણ વચન નીકળતું નથી કે જેમાંથી આર્યો વિદેશમાંથી હિંદુસ્થાનમાં આવ્યા હોય, તેવું અનુમાન ઉપજાવી શકાય.* લોકમાન્ય તિલકે ઉત્તર ધ્રુવ પ્રદેશને આર્યજાતિની જન્મભૂમિ તરીકે સિદ્ધ કરવાને વૈદિક સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથોમાંથી છુટાં છવાયાં પ્રમાણો આપ્યાં છે; પરંતુ તે સઘળાં પ્રમાણોનું શ્રીયુત નલિની કુમારદત્તે ખંડન કરી તેની અયથાર્થતા સિદ્ધ કરી છે.× હજુ પણ તે વિષે નવી નવી શોધો થતી જાય છે, છતાં વૈદિક ઇન્ડિયાનો લેખક રાગોઝિન કહે છે તેમ તે પ્રશ્નનો છેવટનો માટે નિઃસંશય રીતે નીકાલ થવાનો સંભવ હોય તો તે ક્યારે અને શી રીતે, તે કહી શકાતું નથી.+ આ પ્રસંગે આ વિષયનો સ્પર્શ કરવાનું તો કારણ એટલું જ છે કે સુદાસ અને દિવોદાસની રાજ્યમર્યાદા વિષે જૂદા જૂદા વિદ્વાનોએ જૂદા જૂદા અભિપ્રાયો આપ્યા છે, તે સર્વનું મૂળ આર્યજાતિની જન્મભૂમિ વિષે વિદ્વાનોનું મતવૈભિન્ય છે, તે દર્શાવવાનું જ છે.

## ૯ દિવોદાસ અને સુદાસની રાજ્યમર્યાદા.

ઋગ્વેદ (૬–૬૧–૧) માં કહ્યું છે કે સરસ્વતી નદીને કિનારે વધ્ર્યશ્વ રાજાએ યજ્ઞ કર્યો અને દશરથ રાજાને જેમ યજ્ઞનારાયણે પ્રસન્ન થઈ રામચંદ્રાદિ ચાર પુત્રો આપ્યા હતા, તેમ વધ્ર્યશ્વને પણ ઇન્દ્રે પ્રસન્ન થઈને દિવોદાસ–પુત્ર આપ્યો હતો. કૌષીતકિ ઉપનિષદ (૩–૧) માં પ્રતર્દનને દિવોદાસનો પુત્ર કહ્યો છે. હરિવંશ (૧–૩૨–૭૨) માં દિવોદાસને દૃષદ્વતીને નીચે પ્રતર્દન નામનો પુત્ર થયો હતો, એમ કહ્યું છે. તે ઉપરથી દિવોદાસના પિતા વધ્ર્યશ્વનું રાજ્ય સરસ્વતી અને દૃષદ્વતી વચ્ચેના પ્રદેશ ઉપર હતું, એમ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે ઋગ્વેદ (૭–૧૮–૨૫) માં દિવોદાસને સુદાસનો પિતા કહ્યો છે અને સુદાસને પૈજવન પણ કહ્યો છે. યાસ્કાચાર્યે નિરુક્ત (૨–૨૪) માં પૈજવનનો અર્થ પિજવનનો પુત્ર કર્યો છે. સુદાસને તેજ સૂક્તમાં દેવવાનનો પૌત્ર અને પૈજવન પણ કહેવામાં આવેલ છે. (ઋ. ૭–૧૮–૨૨) આ ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે કે સુદાસ દિવોદાસનો પુત્ર અને દેવવાનનો પૌત્ર હતો. પૈજવન તેના ગોત્રનું કે કુળનું નામ હોવું જોઈએ, અને તેજ પ્રમાણે દેવવાન નું બીજું નામ વધ્ર્યશ્વ હોવું જોઈએ. આ સુદાસ રાજાને એક તરફ એક યુદ્ધ પરુષ્ણી એટલે રાવિ અથવા ઇરાવતી નદીને કિનારે અને બીજું યુદ્ધ યમુના નદીને કિનારે થયું હતું. (ઋ. ૭–૧૮–૧૮, ૧૯) તે ઉપરથી સુદાસ રાજાની રાજ્યમર્યાદા યમુનાથી રાવિ નદી સુધી હતી, એમ સ્પષ્ટ થાય છે.

---

*Muir's original Sanskrit Texts, vol. II, p.322

×Arctic Home in the Rig Veda by N. K. Datta M. A.

+Vedic India by Ragozin, ed. 1915. p. 176.

એ રીતે ઋગ્વેદમાંથી જ દિવોદાસ અને સુદાસના રાજ્યની મર્યાદાનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, છતાં તે બાબતમાં પણ પાશ્ચાત્ય તેમજ આ દેશના વિદ્વાનોમાં ઘણો મતભેદ જોવામાં આવે છે. ઋગ્વેદ (૬-૬-૬૧) માં દિવોદાસે પણિઓનો નાશ કર્યાનું લખ્યું છે. તે ઉપરથી હિલ્લેબ્રાંટ નામના જર્મન વિદ્વાને એવી કલ્પના કરી છે કે પણિઓ ને ઝંદ અવસ્તામાં કહેલા પર્નીઓ હતા, અને તે પર્નીઓને દિવોદાસે ઈરાનમાં આવેલી સરસ્વતી એટલે હુરકવૈટી નદી ઉપર માર્યા હતા.÷ પરંતુ ઋગ્વેદમાં સરસ્વતી ને સિંધુ અને સરયુ સાથે (૧૦-૬-૪૯) તેમજ ગંગા, યમુના, શતદ્રુ–આદિ પંજાબની નદીઓ સાથે (૧૦-૭૫-૫) ગણાવેલી છે. તે ઉપરથી વૈદિક સરસ્વતીને ઝંદ અવસ્તામાં કહેલી ઇરાનની હુરકવૈટી નદી માનવાની હિલ્લેબ્રાંટની કલ્પના કેવલ પરાસ્ત થાય છે. પાશ્ચાત્ય પંડિતોમાં દિવોદાસ અને સુદાસ રાજાઓની રાજ્યમર્યાદાની બાબતમાં ગમે તેટલો મતભેદ છે, છતાં કોઇએ પણ હિલ્લેબ્રાંટની કલ્પના સ્વીકારી નથી. સરસ્વતીને મોટામાં મોટી નદી ( **नदीतमा** ). માતાની માતા ( **अंम्बितमा** ), મહાન્ દેવી ( **देवीतमा** ) (ઋ. ૨-૪૧-૧૬) અને પર્વતોમાંથી નીકળીને સમુદ્રને મળનારી ( ઋ. ૬-૬૧-૨ ) કહી છે, તે ઉપરથી રૉથ, ઝિમ્મર. ગ્રિફીથ અને લુડવિગાદિ વિદ્વાનો સિંધુ નદીનું બીજું નામ સરસ્વતી હતું એમ ધારે છે; અને દિવોદાસનું રાજ્ય સિંધુ નદીને કિનારે હતું, એવી કલ્પના કરે છે. પરંતુ આ કલ્પનાને લૅસન, મેક્ષમ્યૂલર અને મેકડોનલાદિ વિદ્વાનોએ નિર્મૂલ ઠરાવી છે. × છતાં શ્રીયુત નલિની કુમારદત્તે સ્વવિરચિત 'આર્ટિક હોમ ઈન્ ધ ઋગ્વેદ' નામના પુસ્તકમાં તે કલ્પનાને સિદ્ધ કરવાને ભગીરથ પ્રયત્ન કર્યો છે.* તેઓ પોતાની કલ્પનાના સમર્થનમાં સુદાસ જે પાંચ આર્યજાતિઓના રાજાઓ સામે લડવા ગયો હતો, તે પાંચ જાતિઓ સરસ્વતીને કિનારે વસતી હતી, એમ ઋગ્વેદ મંડળ ૯ ના સૂક્ત ૬૫ ના મંત્ર ૨૩ નો આપી કહે છે. મંડળ ૭-૮૩-૧ માં સુદાસ દાશરાજ્ઞ યુદ્ધમાં પશ્ચિમમાંથી પૂર્વમાં ગયાનું લખ્યું છે. તે મંત્રનો મુખ્ય આધાર આપી મંડળ ૩ ના ૩૩ અને ૫૩ મા સૂક્તોમાંથી તથા મંડળ ૬ ઠ્ઠાના ૭૫, ૧૯ અને ૪૬ મા સૂક્તોમાંથી કેટલાંક વચનો ટાંકી તેઓ સ્વમતને પુષ્ટિ આપે છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં વસિષ્ઠ વિરચિત મંડળ ૭ મા નાં સૂક્તો ૧૮ અને ૮૩ સાથે વિશ્વામિત્ર વિરચિત મંડળ ૩ જાનાં સૂક્તો ૩૩ અને ૫૩ અને ભરદ્વાજ વિરચિત મંડળ ૬ ઠ્ઠાનાં સૂક્તો ૭૫, ૧૯ અને ૪૬ ને કંઈ સંબંધ નથી. વસિષ્ઠજીએ તે બે સૂક્તોમાં દાશરાજ્ઞ યુદ્ધ તથા અનાર્ય જાતિઓ સાથેના યુદ્ધનું વર્ણન કર્યું છે. ત્યારે વિશ્વામિત્રે અશ્વમેધ તથા દિગ્વિજયયાત્રાનું વર્ણન કર્યું છે. ભરદ્વાજ ઋષિએ એક મંત્રમાં કોઈ યુધ્ધનો ઇસારો કર્યો છે, ને ખરું છે, પરંતુ તે ઇસારો દાશરાજ્ઞ યુદ્ધને લાગુ પડે છે, તેમ માનવાને કંઈ કારણ નથી. દિવોદાસ અને સુદાસ ભરતવંશના હતા, એમ તો શ્રીયુત દત્ત સ્વીકારે છે. તેજ ભરતવંશના મૂળ પુરૂષ દુષ્યન્તના પુત્ર ભરતને માટે ઐતરેય બ્રાહ્મણ ( ૮-૩૯-૯ ) માં કહ્યું છે કે તે ભરત દૌષ્યન્તિએ પૃથ્વીના અંતપર્યન્ત જય મેળવીને સંખ્યાબંધ અશ્વમેધ યજ્ઞો કર્યા છે, તેણે મંચા અને સાચીગુણ દેશોમાં યજ્ઞો કરીને

÷Vedic-Index by Macdonell and Kieth, vol. I p.323.

×તેજ, વો. ૨ પૃ. ૪૩૫.

* જુઓ પૃ. ૧૭ થી ૩૭ સુધી.

રાજાઓને હજારો હાથીઘોડાનાં દાનો આપ્યાં છે. યમુનાને તીરે ૭૮ યજ્ઞો અને ગંગાને તીરે વૃત્રઘ્ન નામના સ્થળે ૫૫ અશ્વમેધો કર્યાં છે, અને એ રીતે તેણે ૧૩૩ અશ્વમેધો કરીને પૃથ્વીના સઘળા રાજાઓને વશીભૂત કર્યા છે. શતપથ બ્રાહ્મણ ( ૧૩–૫–૪, ૧૧, ૨૧ )માં પણ ભરતવંશી રાજાઓએ કાશીપુરી જીતી લીધી હતી અને ગંગા યમુનાને તીરે અનેક યજ્ઞો કર્યા હતા, એમ લખ્યુ છે. ઋગ્વેદ મંડળ ૩, સૂક્ત ૨૩ના ૩ જા તથા ૪ થા મંત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભરતોએ સરસ્વતી આપયા અને દૃષદ્વતીને તીરોએ યજ્ઞો કર્યા હતા, અને દેવવાત તથા દેવશ્રવા નામના તે વંશના બે રાજાઓ તે યજ્ઞ કરનારાઓમાં મુખ્ય હતા. એ પ્રમાણે વૈદિક સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથોમાં જ ભરતોનુ રાજ્ય સરસ્વતીના કિનારાથી એક તરફ ગંગા સુધી અને બીજી તરફ સિંધુ નદી સુધી હોવાનાં સ્પષ્ટ અને બળવાન પ્રમાણો હોવા છતાં તેઓનુ રાજ્ય પ્રથમ સિંધુને કિનારે હતુ અને ત્યાર પછી તેઓએ સરસ્વતીના કિનારા સુધીનો પ્રદેશ જીતી લીધો હતો, એવો શ્રીયુત નલિનીકુમાર દત્તનો તર્કોલ્લાસ તે કેવળ તર્કવિલાસ જ કરે છે * (અપૂર્ણ.)

માનશંકર પીતાંબરદાસ મેહેતા

* શ્રીયુત નલિનીકુમાર દત્તે દિવોદાસ અને સુદાસની રાજ્યમર્યાદા વિષે જે જે તર્કો કર્યા છે, તેનું ખંડન હવે પછી પરિશિષ્ટ ન ૧ માં કરવામાં આવશે.

# કિરણ.

અનુવાદક:

મનુભાઈ કલ્યાણજી દેશાઇ.

તે એક રસવની રાત્રિ હતી. સાંજના ઝરમર ઝરમર વરસાદ થયો હતો એટલે સર્વત્ર શીતળતા વ્હેતી હતી. વરસાદનું પાણી પડવાથી જમીનમાંથી સુગંધી નીકળતી હતી. આ સુવાસમાં તાજા ખીલેલા મોગરાની મઘમઘતી સુગંધ ભળતી હતી. રાત્રિના અધિષ્ઠાતા સમો પૂર્ણિમાનો ચંદ્ર નિજ સકળ કળા પાથરતો હતો. હિંદની જાહોજલાલીના સમયના કોઇ રાજાધિરાજના દરબાર સમું આકાશ દીપી નીકળ્યું હતું. દરબારમાં અધિપતિ સમો ચંદ્ર વિરાજ્યો હતો અને દરબારીઓ રૂપી તારાઓ ધીમેધીમે એક પછી એક દરબારમાં હાજર થયે યોગ્ય સ્થાને ગોઠવાઇ જતા હતા. દરબારમાં રસિકતા અને ભપકાની ઠઠ ઠીક જામી હતી. છતાં એક એકાકી મનુષ્યના હૃદયની વ્યથા એ સૌને જાણ ન્હોતી. પૃથ્વી પર તેને માટે કંઇએ આનંદ ન્હોતો. એકાએક શોકજનક બનાવ બનવાથી તેનું હૈયું દીલગીરીથી છિન્નભિન્ન થઈ રહ્યું હતું. તેના ઓરડામાં તે એકલોજ હતો. ગતિહીન કલાકેક ખુરશી પર બેઠો હતો. ત્યાંથી તે ઉઠ્યો. પ્રેમભગ્ન દુઃખીહૃદય જેમ ઉંડો નિશ્વાસ નાંખે તેમ તેણે પે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. થાક્યો પાક્યો તે બારી પાસે ગયો—પડદો આઘો ખસેડયો અને બારી ઉઘાડી. પૃથ્વી તેને વેરાન અને વિસ્તીર્ણ લાગી. રાત્રિની સુંદરતા તેને મન ઉપહાસ કરતી જણાઇ. નિશ્ચેતન તે સજ્જડ થઇ પથ્થરનાં પુતળાં જેવો ઉભો. કારમી ચીસ પાડતું ઘુવડ પાંખો ફફડાવતું તેની બારી પાસે થઇને ઉડી ગયું. આછાં આછાં *વાદળાંઓનાં પગથીયાં ચઢતો ચઢતો ચંદ્ર ઉંચે આવતા લાગ્યો—અને તેને ખીજવવો હોય તેમ* વધુ ને વધુ તેજથી પ્રકાશવા લાગ્યો. ધોતીઆંના છેડાથી મોઢું લુછતો દુઃખાર્દને મૃદુ વાણીથી તે બોલ્યોઃ

" કિરણ, મ્હારી કિરણ ! અરે ઇશ્વર ! ઇશ્વર !!

એની આંખોમાંથી શુદ્ધ પ્રેમનાં પવિત્ર, ઉન્હાં આંસુઓ દડદડ નીચે પડતાં હતાં.

* * * *

વિધાતાની કરડી નજર તે અનુભવતો હતો. ચૌદ વર્ષ પહેલાં આજ માણસ યુવાનીની ઉષા અનુભવતો હતો. દુનીઆનાં બધાંય સુખો એને હતાં—યુવાની, શારીરિક સંપત્તિ, ધન, સૌન્દર્ય, જ્ઞાન, કીર્તિ—સૌ કાંઈ એને કાજ હતું; વળી એક રૂપવતી બાળ—વધુ સાથે એના વિવાહ પણ થયા હતા. આજથી ચૌદ વર્ષ પહેલાં એજ ઓરડામાં—એજ બારીએ તે કેટલીએ વખત ઉભો રહેતો. પણ તે વખતે અત્યારની પેઠે ઇશ્વરની સહાય માટે તે ન્હોતો પુકારતો. પણ કોઇ વખત

ઈશ્વરને શ્રાપ દેતો તો કોઈ વખત પોતાનું અથવા તો પોતાની 'કહેવાતી' પત્નીનું મૃત્યુ ઇચ્છતો. દિવસો અને વરસો સુધી આમ ચાલ્યા કર્યું: પછી તો ભર યુવાવસ્થામા તેણે પ્રવેશ કર્યો અને તેની સાથે યુવાનીની મસ્તીલતા યે એનામા આવી. નવયુવાનો આદર્શસૃષ્ટિના સ્વપ્ન અનુભવે છે, તેમ તેને યે થયું. તેના મિત્રો તેને "દેવમૂર્તિ"ની ઉપમા આપતા. અઢાર વર્ષની વયે કિરણ જોડે તેના વિવાહ થયા; પણ એ તેને મુદ્દલે ગમ્યું નહિ. તેના હૃદયની ઉત્કટ ઇચ્છા એ હતી કે કિરણ સાથે એના લગ્ન ન થાય તો સારૂં. જે લગ્નને માટે તેના માતપિતાને આટઆટલો આગ્રહ હતો તેજ લગ્ન તરફ તેને કોણ જાણે કેમ પણ અત્યંત અણગમો હતો. જનસમાજ પણ એ લગ્નને સર્વોત્તમ સમજતી—ટુંકમાં જેને લગ્ન કરવાનું હતું તેના સિવાય સૌ કોઇને એ લગ્ન પસંદ હતું!

કિરણ માત્ર આઠ વર્ષની કુંળી વયની હતી. એની મુખાકૃતિ સુંદર હતી અને શરીરનો બાંધો પાતળો અને નાજુક દેખાવનો હતો. માછલીના જેવી મોટી અને ચપળ એની આંખ્યો હતી. એનો સ્વભાવ સ્નેહાળ હતો; છતા આ બધાથી યે તે ખુશ થતો ન્હોતો. એક પળ માત્ર પણ એની સામે તેણે જોયું ન્હોતું—એવો સખત વિરોધ એને માટે તેના મનમા ઠસી ગયો હતો. આ લગ્ન તેને બીનકુલ પસંદ ન્હોતું. છતાએ માતપિતાએ દીર્ઘ કાળથી પોષેલી આ ઇચ્છા વિરૂદ્ધ તેનાથી જઈ શકાયું નહિ. લગ્ન થયાં. બ્રાહ્મણો વેદ-મંત્રો ભણી જ્યારે આશીષો આપતા હતા ત્યારે તેના મુખપર માત્ર અર્થરહિત હાસ્ય ફરકતું હતું. લોકોએ તેને ગર્વિષ્ઠ કહ્યો. તે દિવસથી તે પોતાનું અથવા પોતાની પત્નીનું મૃત્યુ ઇચ્છતો હતો. આમ દશ વર્ષો વીત્યાં; પણ તેને મન તો જાણે સદીની સદીઓ પસાર થઈ.

આજે બારીની બહાર જોતો તે જ્યારે ઉભો હતો, ત્યારે તેના કમ્પિત મગજમાં પાછલી જીંદગીના દુઃખી વિચારો ત્વરિત ગતિથી એક પછી એક આવવા માડ્યા. ભિન્ન પ્રકારની લાગણીઓથી તેનું હૃદય આજે ચીરાઇ રહ્યું હતું. મદદ, સ્વાસ્થ્ય અને ક્ષમા માટે ઈશ્વરની તે પ્રાર્થના કરતો હતો. તેની કિરણ આજે તેના ચર્મચક્ષુથી અળગી થઇ હતી—દુનીઆ સદાને માટે છોડી, જતી રહી હતી, એટલે તેની જીવન અવધ એકાએક અટકી હોય એમ તેને લાગતું હતું. જે કિરણને તે પ્રથમ ધિક્કારતો હતો અને પાછળથી જેને હૃદયથી ચ્હાતાં તે શીખ્યો હતો તે કિરણ આજ સદાને માટે ગઇ હતી. જ્યાંથી પાછી ન આવી શકે ત્યાં—પ્રભુને દ્વાર તે પહોંચી ગઇ હતી. ગત વર્ષોના પશ્ચાત્તાપજનક શોકથી અને કિરણના મૃત્યુથી તેનું હૈયું ચીરાઇ રહ્યું હતું. ભૂતકાળ તેને સ્મરી આવ્યો અને સર્વ લાગણીઓ નિર્જીવ થઈ રહી. સાસુજીનું તેડું આવતું ત્યારે એ સાસરીએ આવતી અને દૈવવશાત્ એ જો તેના જોવામા આવતી તો ઘણી યે ગુસ્સાભરી નજરો તે ફેંકતો; બારણાની પાછળ સંતાઇને છાનીછાની એ તેને નિરખી રહતી; એનું નિર્દોષ હાસ્ય, જે તેને મન કઠોર લાગતું આ સર્વ તેની સમક્ષ તરી આવ્યું.

"ઈશ્વર! ઇશ્વર! તું મને સહાય થા." એવા ઉદ્ગારો ઘડીએ ઘડીએ તે કહાડતો હતો.

પછી તો કિરણના જીવનની ઉષા આથમી, ને તેમાથી અદ્વિતીય સ્ત્રીત્વનું પ્રભાત પ્રગટ્યું. એના મા-બાપે એને પતિને ઘેર રહેવા મોકલી. દશ વર્ષમાં તેનામા યે ઘણા ફેરફાર થયા હતા. ઉષાના રંગબેરંગી ઝાંખા તેજમાંથી મધ્યાહ્નનનું ગગનભેદી પ્રખર તેજ પ્રગટ્યુ હતું. તે કર્મ-પરાયણ અને માનુષી લાગણીવાળો હતો. જગત પ્રત્યેની ફરજો તેને સુજ્ઞાત હતી. કિરણ તેને

ઘેર આવી તે દિવસથી તેનામાં રહેલી માનુષી અને ફરજની લાગણીના ઉત્તર રૂપ એની સાથે માયાળુપણે વર્તવાનો તેણે ઠરાવ કર્યો. પ્રેમ સિવાય સૌ કંઇ તેણે એને આપ્યું. જીવનના, મોજશોખ અને સુખચેનનાં સર્વ સાધનો તેણે એને સમર્પ્યાં. સુંદર સાડીઓ અને ઘાટઘાટનાં કિમતી અલંકારો તેણે એને માટે કરાવ્યાં. ટુંકમાં સ્ત્રીઓને જે વસ્તુઓ પ્રિય હોય છે, અને જેનાં વિના જીવન જીવવું તેમને કઠણ થઇ પડે છે, તે બધી વસ્તુઓ તેણે એને આપી. જગતે જાણ્યું કે કિરણ સુખી છે અને એની સખીઓ એને 'ભાગ્યશાળી' કહી ગઇ. આમ જોતાં તો એને સર્વ રીતે સંપૂર્ણ સુખમાં કાંઇએ ન્યૂનતા ન્હોતી. થોડા વખતમાં સંતતિનું સુખ પણ એને મળ્યું. આનંદના ઉજ્વલ કિરણો યુવાન માતાના મુખ પર પ્રકાશી રહ્યાં; પણ હજી યે કિરણ સુખી ન્હોતી. સાડીઓ અને અલંકારોથી કે દુનીઆની સારીસારી વસ્તુઓથી પ્રસન્ન રહે એવો એનો આત્મા ન્હોતો. આના કરતાં યે વધુ સુંદર, વધુ કિમતી, ને વધુ ઉચ્ચ વસ્તુની કિરણ ઝંખના કરતી—મનુષ્યની સર્વ લાગણીઓમાં સર્વોત્તમ અને દૈવી એવા પ્રેમને માટે તે ઝીજરાતી પણ એ પ્રેમજ એને ન્હોતો મળતો. ચિંતાભર્યાં નયને એ આતુરતાથી તેવા દિવસની વાટ એ જોઇ રહી હતી, અને એને સંપૂર્ણ આશા હતી કે તે દિવસ એને માટે જરૂર ઉગશે. એને પતિ–પ્રેમની પ્રત્યક્ષ પ્રતીતિ ન થાય તો પણ જો એના પતિ એને ચ્હાય છે એમ એને માલમ પડે તો એને પુરેપુરો સંતોષ થાય. પતિના નેત્રમાં એ પ્રેમ જરા સરખો ય એને તરવરતો જણાય તો યે એને મન બસ હતું. બિચારી પ્રેમ–ભૂખી કિરણ! પ્રેમ એનું જીવન હતું એ વિના તે એ શી રીત જીવી શકે?

* * * *

એક દિવસ સાંજે કિરણના પતિ કંઇક કામસર બહારગામે ગયા; પણ ધાર્યા કરતાં એકાદ બે દિવસ વહેલા પાછા આવ્યા. તેના ઓરડામાંજ તે બારોબાર જતા હતા પણ કિરણના ઓરડામાં ન્હાનો કિશોર કાલાકાલા શબ્દો બોલતો હતો ત્યાં તેનું ધ્યાન ખેંચાયું. ઓરડામાં ડોકીયું કરી તેણે જોયું. જમીન પર કિરણ બેઠી હતી અને એની આંખમાંથી ચોધાર આંસુઓ પડતાં હતાં. પૂર્ણ પ્રેમથી હાથમાં રાખેલી છબિ તે નિહાળી રહી હતી. ન્હાનો કિશોર એની સાડીની કોર ખેંચી એને પજવતો હતો. કિરણના પતિએ જોયું કે છબિ કોઈ પુરૂષની હતી; પણ જ્યાં ઉભો હતો ત્યાંથી છબિ કોની હતી તે જોઇ શકાતું ન્હોતું. તેના મુખ પર ગુસ્સાની લાગણીઓ તરવરી.

થોડો વખત હતો ત્યાંને ત્યાં તે ઉભો રહ્યો અને પછી કિરણ જ્યાં બેઠી હતી તે તરફ ગયો. તદ્દન નજીક આવી પહોંચ્યો ત્યારેજ કિરણે જાણ્યું કે ઓરડામાં કોઇ આવ્યું છે. એ એકદમ ચોંકી ઉઠી; ભિન્ન પ્રકારની લાગણીઓ એના મુખ પર ફરી વળી અને છબિ જાણ્યે અજાણ્યે શેતરંજી હેઠળ એણે સંતાડી દીધી. તેણે આ બધું જોયું અને ગુસ્સાથી બળ્યો જળ્યો થઇ રહ્યો. કિરણની વધુ પાસે તે ગયો અને છબિ હાથમાંથી ખુંચવી લીધી. પણ વાંચક! છબિ બીજા કોઇની નહિ પણ તેની પોતાનીજ નીકળી અને તેની લાગણીઓ પાછી એકદમ ફેરવાઈ ગઇ.

કિરણની સ્થિતિ પણ વિચિત્ર હતી. એકેક પળ એને એકેક યુગ જેવી લાગી. પતિના મુખ સિવાય બીજું કંઇ એ જોતી ન્હોતી; પોતાના હૃદયના ધબકારા સિવાય બીજું કંઇ એ સાંભળતી ન્હોતી. થોડો વખત તો એના પતિ હાથમાં છબિ લઇ ત્યાંજ ઉભા રહ્યા. પરસ્પર વિરૂદ્ધ ભાવો અને વિચારોથી તેનું મન ચકડોળે ચઢ્યું હતું. આખરે તે ચોક્કસ વિચાર પર

આવતો હોય તેમ જણાયું. તેની આખી જીંદગીમાં પહેલીજ વખત તેણે કિરણ સામે એક સ્નેહભરી દૃષ્ટિ નાખી અને તરતજ બોલ્યા વિના ઓરડા બહાર તે ચાલ્યો ગયો. ત્યાર પછી દિવસો વીત્યા ધીમેધીમે તેણે તેનું દિલ કિરણ સમક્ષ ખોલવા માંડ્યું. ક્રમશઃ તે એને ચ્હાવા લાગ્યો અને સત્ય ભાન આખરે તરી આવી. એની પ્રેમભરી સુંદર આંખોની મસ્તી અને મુખ પરના લલિત ભાવે તે આકર્ષાવા લાગ્યો. તેના મનને થયું કે તે એને ચ્હાતા શીખ્યો હતો. છતાં તેના મગરૂરી સ્વભાવને લીધે તે કિરણને એમ કહી શકતો ન્હોતો—તે કહેતા તેને શરમ લાગતી. પણ પોતાના મોઢે તે કહે કે નહિ તેની કિરણને દરકાર ન્હોતી. કિરણે જાણ્યું હતું કે તે એને ચ્હાવા લાગ્યો હતો અને તેટલાથી કિરણને સંતોષ હતો. તેના મુખ પર અને હૃદયમાં પ્રેમ સભર ભરેલો એ જોઇ શકતી હતી હવે એને લાગ્યું કે એ સુખી હતી. જે પ્રેમ–ઝરણના પાણીનું એક ટીપું સરખુંય મેળવવા માટે પૃથ્વીના કેટકેટલા આત્માઓ ટળવળે છે—અગણિત કષ્ટ અને દુઃખો સહન કરે છે, તે પ્રેમ–ઝરણું આજ સુધી એને માટે રોકી રાખવામા આવ્યું હતું, તેનું કલકલતું સુમધુર જલ એને એકદમ મળ્યું, એટલે ધરાઇ ધરાઇને એણે તે પીધું. કિરણના સુખની સીમા ન રહી. એને સંપૂર્ણ સુખ મળ્યું.

પણ રે! દૈવોમા યે અદેખાઈ ભરી છે. કિરણના દિવસો આંગળીના વેઢા પર ગણાય એટલા બાકી રહ્યા હતા. એનો અંતકાળ નજીક આવ્યો હતો. થોડોક વખત વીતી ગયો અને એક દિવસ ઉન્હાળાની સવારે કિરણે એક બીજા બાળકને જન્મ આપ્યો પણ જન્મ્યા પછી તરતજ તે બાળક મરી ગયું, ને કિરણની ય માંદગી વધી. એની સ્થિતિ ભયંકર થતી ગઈ. "મૃત્યુની જલદ પાંખો સમીપ" આવતી હોય તેમ એને લાગ્યું. દિવસ ને રાત એના પતિ એની પાસે બેસી રહેતા. તેને લાગ્યું કે કિરણ હવે થોડા દિવસની અતિથિ છે.

"કિરણ, વ્હાલી કિરણ" ધીમે સાદે તેણે કહ્યું.

કિરણના મુખ પર થઇને એક ફીકું હાસ્ય સરી ગયું. એણે કહ્યું "મને કહો કે તમે મને ચાહો ! હું તમને છોડી જાવું તે પહેલાં એટલું—બસ એટલુંજ તમારે મોઢેથી મને સાંભળવા દો."

"કિરણ! મ્હારી કિરણ! મેં તને ચાહી છે, ચાહું છું અને હંમેશને માટે તને હું ચાહીશ. પણ પ્રભુ! એને બચાવ, મારા પર દયા કર–" એમ કહેતા કહેતા તેની આંખમા આંસુ ભરાઈ આવ્યા ને કંઠ રૂંધાયો.

શય્યા પર બેઠી થવા તેણે પ્રયત્ન કર્યો પણ અશક્તિ બહુ વધી ગઈ હતી. કિરણે કહ્યું "વ્હાલા, રોશો નહિ. તમે મને કેટલી સુખી કરી છે એનો જ તમે ફક્ત વિચાર કરશો તો તમને દુઃખ નહિ લાગે. મને લાગે છે કે મારું જીવન નિરર્થક નથી ગયું. તમારો પ્રેમ લઇને હું બીજી ભુમિમા જાવું છું.

કિરણ મૃત્યુ પામી! જીવનમાં એની ખાત્રી થઈ કે પતિપ્રેમ મેળવવા એ ભાગ્યશાળી થઈ હતી અને એથી એનો જીવ વિના ક્લેશે પરલોકમાં વિચર્યો.

કિરણના જીવનની સાથે એના પતિનું ય જીવન પુરું થયું! જીવનમાંથી જીવન તે જીવવા લાગ્યો.[૧]

---

[૧] મૉર્ડન રીવ્યુમા પ્રસિદ્ધ થયેલી એક લેખિકાની અંગ્રેજી વાર્તાનો અનુવાદ.

કર્યું હતું ? અને તે રીતે કેટલાં માન અને મહત્તા આપ્યાં હતાં ?—અને આજે ? અરે ભગવાન! આજે એ છાલો કેટલી અધમાધમ દશામાં છે ? કેવી મહાપાપિનીઓ થઇ છે ?

હું સહેજ ચમક્યો અને પૂછ્યું: "પાપિની ? તેણે શાં પાપ કર્યાં છે, રમણ ?"

"ત્હને નથી ખબર ? અરે વિનોદ, કેટલી નિર્બળ ત્હારી અવલોકન શક્તિ ?"—આકાશ તરફ જોતાં જોતાં: "હે ઇશ્વિર આના જેવાને કાંઇક મતિ આપ !" મ્હારી ભણી જોતા "શું તે નથી જાણ્યું વિનોદ, કે કેટલાય માણસોના પગ એ છળકપટ ભરી છાલો પર આવવાથી તેઓ લપસીને જમીન પર પટકાઇ—."

ધડાક !!

લીસા અને ભીંજાયલા ફુટપાથ પર અનેક કેળાંની છાલો પડેલી હતી, અને વિશાળ વ્યોમ તરફ જોઇને ઇશ્વરને સંબોધી રહેલા રમણચન્દ્રનો પગ ને ટુકડાઓમાંની એક પર અજાણતાં આવતાંજ તેઓ—કાંઇક અજબ ઝડપથી—ફુટપાથ પર ચત્તાપાટ થઇ ગયા.

પોતાને 'અધમાધમ' અને મહાપપિની' કહેનાર નીચ પુરુષ પર વેર લેવામાં કેળાંની છાલે આ પ્રમાણે જરાય વાર લગાડી નહિ: બગલાંની પાંખ જેવાં સફેત કપડાંને રંગીન બનાવી મૂકયાં; સુદામાની દેહ જેવી સશક્ત દેહનાં કુમળાં હાડકાંને જરા વધારે કુમળાં કર્યાં; અને મોંઘી-દાટ બેંગલોર કેપને નજીકના એક ખાબોચીયામાં ન્હાવા મોકલી દીધી.

મ્હારી પૂજા જેમ મોટરકારને હાથે થઇ હતી તેમ રમણની પૂજા આ શ્રીકૃષ્ણચન્દ્રની માનીતી વસ્તુને હાથે થઇ. મ્હારી પૂજા એકોપચારે જ થઇ હતી; રમણચન્દ્રની ષોડશોપચારે થઇ. મ્હને કચરાના છાંટા ઉડ્યા તે વાત કોઇએ જાણી પણ નહોતી; પરન્તુ આ મહાપૂજાનો મહોત્સવ નિરખવાને તો ત્યાં ભાવિક ભક્તોનું એક ભવ્ય ટોળું એકઠું થઇ ગયું. 'શું છે?' 'શું થયું ?' એમ પરોપકારી સજ્જનો પૂછવા લાગ્યા. કેટલાકોએ શંકા કરી કે આ શ્રાવણીઆ સોમવારે રમણચન્દ્રે મહાદેવજીની પ્રસાદી લીધી હશે: કેટલાક વધારે શાણા પુરુષોએ સુચવ્યું કે ભોળાજીની પ્રસાદી લીધેલી હોવી જોઇએ,—નહિ તો આવા હાલ થાય નહિ. અને કેટલાંક મસ્તી-ખોર પોરીઆંઓએ જાણે પોતાનો હિસ્સો રહી જતો હોય તેમ, 'હુરીઓ' 'હુરીઓ'ના હર્ષનાદ કરીને મહા પૂજામાં અગત્યનો એવો પવિત્ર કોલાહલ મચાવી મૂકયો.

હવે મ્હારે શું કરવું ? મ્હારા મુરબ્બીને આ ધાંધાટથી દૂર લઇ જઇને ઘેર શી રીતે પ્હોંચાડવા? તેઓ હજી ઉભા રહી શકે કે ચાલી શકે તેવી સ્થિતિમાં નહોતા. આવી સ્થિતિ માટે અલબત્ તેમની કાયા જ જવાબદાર હતી. પરન્તુ મ્હારે, માટે સહાય દૂર નહોતી. રમણચન્દ્ર જે પ્રભુના અનન્ત ભક્ત હતા તેમણેજ જાણે મોકલ્યા હોય તેવી રીતે કુમુદકાન્ત—મ્હારા ને રમણના સ્નેહી—એ ટોળામાંથી નીકળી આવ્યા અને બાજુમાંથી પસાર થતી એક ગાડીમાં ભાઇ રમણને ઉંચકીને અમે બેસાડ્યા. અમે બંને પણ સાથે બેઠા અને ચોમાસાની આ ચારતાનો લ્હાવ લેવાને અમે શી રીતે ભાગ્યશાળી થયા એ રસિક વૃત્તાંત મ્હેં કુમુદકાન્તને કહીને-કેળાંની છાલ તરફથી થોડી વકીલાત કરી:

"પણ કુમુદ," મ્હેં કહ્યું "એ છાલ એક દયાળીજ તો નહોતી જઃ કેમકે તેણે ધાર્યું હોત તો રમણના ચશ્માં તે એવી રીતે ફોડત કે તેના કાચની કણી તેમની આંખમાં પેસી જાય; અને તેણે ધાર્યું હોત તો તેમની ખોપરીની સ્થિતિ એવી કરત કે જેને પરિણામે, ડીટેક્ટીવ વાર્તાઓમાં ભરાય છે તેવું એક લોહીનું ખાબોચીયું ત્યાં ને ત્યા જ ભરાઈ જાત અને તેણે ધાર્યું હોત તો, જે ઇશ્વરને રમણચન્દ્ર સંબોધતા હતા તેની સમક્ષ તેમને મોકલી દેત, અને શ્રીકૃષ્ણચન્દ્રની પરમપ્રિય પોતે જે ગૌરવવની કેળાંની છાલ, તે વિષે ખરાબ ખરાબ વિશેષણો વાપરવામાટે તેમને સખત સજા કરાવત.—કેમ, ખરૂં કે નહિ ?"

કુમુદકાન્તે ગંભીરતાથી ડોકું હલાવી હા કહી. "ખરેખર, વિનોદકાન્ત, એમજ થાત."

---

## ગતાંકની મુખ્ય મુખ્ય છાપ ભૂલો.

૬૭ મે પાને "ઉત્પન્ન કર્યો" ને બદલે "ઉત્પન્ન કર્યો નથી" એમ જોઇએ.

૭૧ મે પાને "અભ્યાસી સેન્દ્રસબરિ" ને બદલે "અભ્યાસ વિનાનો સેન્દ્રસબરિ' જોઇએ.

"પતિતપાવની" વાર્તામાં એકાદ બે ઠેકાણે 'વિનય' ને બદલે "નિયમ" છપાયું છે; અને વાર્તાના છેવટના ભાગમાં 'અશક્ત' ને સ્થાને 'મશકત' જોઇએ.

---

## સાભાર સ્વીકાર.

"અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન." ભાષાન્તર કર્તા, મોતીલાલ જેઠાલાલ શાહ; પ્રકાશક, રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી. (અવલોકન હવે પછી).

# ગ્રન્થ–વિવેચના.

## "ઇંદુકુમાર"–એક ઝાંખું અવલોકન.

લખનારઃ ભટ્ટ ઉમરવાડિયા.

(જુન માસના પૃ. ૨૯ થી ચાલુ)

ઇન્દુકુમાર કાંતિકુમારીને જુવે છે. કુમારીની પાછળ સૂર્યોદય થાય છે, ને ઇન્દુના હૃદયમાંય ચન્દ્રોદય પ્રકટે છે. સૂર્યોદય કે સૌન્દર્યોદયના વિમાસણે પડેલો એ રસિક રસમંદિરના કળશે જઇને બેસે છે, ને તેથી મ્હારે મને તો કેટલીક વિરોધાભાસ જેવા દોષો અંદર આવી જાય છે.

માનવ લોકના સૌભાગ્યની ઘડી જગાડતી વિધાત્રીના કુમકુમ થાળ સમી કાંતિને માર્તંડરાજ, વીરકેસરીને મુગટ જોડે સરખાવવી એ કાંઇક આઘાત કરે છે. 'સૌભાગ્ય' ને 'થાળ' શબ્દો જેટલા સુગ્ધાસમા છે તેટલા કેસરી કે માર્તંડરાજ નથી. પરંતુ શબ્દોમાં અર્થ જોવા એ હૃદયનું કામ છે. અત્યંત વપરાશથી કેટલાક શબ્દો જેવા કે 'લલિતો'થી કેટલાકને હૃદયે પ્રેરણા નથી થતી તો કેટલાકના હૃદય ઉલ્લાસે ચ્હડે છે; પરંતુ એટલું તો સિદ્ધ છે કે આ અતિશયોક્તિથી કવિની કલ્પના કમજ નથી રહી. ને તે વારંવાર દર્શાવાતી કિરણ સમી કેશાવલિની ઉપમા સૌનેય જણાશે. રસરમણે કાર્ય શબ્દાર્થ ભૂલે છે, ને શબ્દધ્વનિ શબ્દાર્થ કરતાં ઉત્કૃષ્ટ થાય છે. આથી બીજો પણ દોષ આવે છે. કેટલાક અર્થહીણ શબ્દો યોજાય છે તેનું દૃષ્ટાંત કવિની 'આ'માં સુચોટ માલમ પડે છે, તથા કેટલીક વખતે પ્રયોજન વિનાના વાક્યો ઘડાય છે.

પાંખડી કહે છે કેઃ—

> ને બ્હેન, હવે તો ને તો,
> નથી થાળ, કે નથી મુખ.

વાચકને પહેલી દૃષ્ટિએજ હવે તો ને તો ની અર્થ હીણતા જણાઇ આવે છે,

કવિ મનુષ્ય જીવનની ઘડી કેમ ચિત્રે છે, એની પિછાન કાંતિને ઇન્દુના સ્વાગત શબ્દોથી થાય છે. એક પ્રસંગે કાંતિ કહે છે કેઃ

મ્હને કોણ બોલાવે છે? કોઇ બોલાવે છે મ્હનેઃ મ્હારૂં નામ લઇ બોલાવે છે. ફૂલના પરિમલ જેવે શબ્દે બોલાવે છે.

કાંતિના આ સ્મરણ શબ્દો પ્રત્યેક રસભોગી–સ્મરણભોગીને પ્રિય હોય એમાં આશ્ચર્ય નથી. ને એ કેટલા સત્ય લાગે છે? આગળ કાંતિ ઇંદુને જુવે છે, પરંતુ નયનાંજલિએ નયનનાં અર્ઘ્ય અર્પી, બાળી પરે તે પાછી પધારે. દેવ–આત્માના એક થાળ પૂરી તે સંતોષાય છે. પૂજકનો એટલોજ અધિકાર છે કે દેવને અર્ઘ્ય અર્પવા દેવને તે જાણુ હોય કે નયે હોય. કોઇ દી કોઇ ટીકાકાર મનુષ્યના ધર્મની રેખા આ પરથી દોરી શકે તો આશ્ચર્ય નથી.

## પ્રવેશ ૨ જો.

કવિ મૂશન મૂકે છે કે રસકળામા ધર્મકળા મૂકવી. કવિનો આ મંત્ર મ્હારે તો માન્ય નથી. રસની કળા એટલેજ ધર્મકળા. રસ વિનાનો ધર્મ ક્યાંથી હોય; ને ધર્મહીણુ રસ પણ ઉચ્ચ નથી હોતો. Keat કહે છે કે A thing of Beauty is a joy for ever. ઇંદુ કહે છે કે ધર્માચરણમાં સ્નેહના તપ આદરવાનાં મ્હારે !" એ કેવું જીવન એ હું તો કળી શકતો નથી; પણ જીવનનો ગહન વિષય અત્રે ચર્ચાપાત્ર થવો ન જોઇએ, તેથી બીજા વિષય પર ઉતરશું. ઇંદુકુમાર, કાન્તિની પ્રશંસા કરે છે ત્યારે કહે છે કેઃ—

> 'એ સ્નેહગીત સંધ્યાને સુણાવતી ?
> કે ચન્દ્રની પેલી આથમેલી પાંદડીને.'

ચન્દ્રની પાંદડી મ્હેં જોઈ નથી ને હું કલ્પી શકતો પણ નથી. સુરત મેવા મંડળમાં આપણ આપણાં ગુજરાતના એક સુપ્રસિદ્ધ સાક્ષરે કહ્યું હતું કે 'સૃષ્ટિમા કોઈ સરજતું નથી.' એક બીજા સાક્ષરને આ વાત માન્ય ન્હોતી. પરંતુ એટલું તો સિદ્ધ છે કે એ સરજવાની કલ્પનાને પણ હદ હોવી જોઇએ 'રવિ ન પ્હોંચે ત્યા કવિ પ્હોંચે' એ ઠીક હશે, પરંતુ તે અપુદીઠી ભૂમિમા કવિતા અસ્તિત્વ (existing condition) થી વિરૂદ્ધ ન હોવી જોઇએ, એમ હું માનું છું. કવિતા—એ જીવનનું સત્ય, અનુકરણ કે કલ્પના—એ એક વાદવિવાદનો પ્રસંગ છે; પરંતુ કળા કે સૌન્દર્ય; સત્યથી નિરાળા તો નથી જ, એમ કબૂલવું પડશે. અને એમાંજ કળાની ઉચ્ચતા હોય છે કે સત્ય હોવા છતા પળે પળે વિવિધ આનંદ આપે.

**क्षणे क्षणे यन्नवतामुपैति, तदेव रूपं रमणीयतायाः** । પરંતુ એ નવતા સત્યથી તો વિરૂદ્ધ નજ હોવી જોઇએ. ચંદ્રને પાન્દડી હોય એ સમજાતું નથી.

"ઇંદુકુમાર," ગુજરાતનું એક પ્રિય પુસ્તક છે; પરંતુ તે દોષહીણુ તો નથી જ. જીવનચિત્ર ને બીજા વિષયો અળગા મૂકી આવાની દૃષ્ટિએ જોતા પણ એમ જણાશે કે અહીં કવિ ન્હાનાલાલની કળા પરિપક્વતા પામી નથી; એમના ઉચ્ચ ભાવોની અહીં રસક્ષતિ થાય છે.

'તાજ મહાલ' ના કવિ 'ઇંદુકુમાર' ના કવિથી કાંઇક જુદા પડે છે

"ગુજરાતના મલ્હાર સમા મ્હારા બાલકાળમા" આ શબ્દોથી આરંભેલ ભાવના, "ગુલગુલ જેવા વ્હાલ ભાલ મુખડેથી" શબ્દોમા પરિણામે છે તે ઠીક લાગતું નથી. તોપણ નિઃસંશય છે કે તેમણે ગુજરાત માટે ઓછા ઉચ્ચ આદર્શો મૂક્યા નથી. ગુજરાતના કુમારો માટેઃ

> 'મહાભાવનાની મુજ પ્રેરણા દેવિ,
> મારા જીવન ગુજરાતની માડેલડી'.—

વિ. શબ્દો એક ગુરુમંત્ર રૂપી છે.

'સમાધિમાં ત્હારી સખી ! મુજ રમેન્દુ ય તપશે.'

સખિ કાજ રમેન્દુ તપાવવાની ગુજરાતમા ઘણીજ આવશ્યકતા છે, પરન્તુ એ રમેન્દુની તેવી જ્યોત્સ્નામા જોગણના—

> 'યુવરાજ ! વિસરશો મા !
> આત્માએ કોને કોને કોલ દીધા છે !—'

એ સંભારણા, સ્નેહયોગીને કદાચ બહુ દુઃખવાળી થતી હશે.

હા ! જોગણુ કહે છે તે યે યાદ છે કે:

ભગિનીને, દેશભગિનીઓને,
બાન્ધવને, મનુ બાન્ધવને,
પ્રાણદાતા માતા મંડળને,
પ્રાણસખા મિત્ર સમાજને,
પિતાને, પિતાઓના પરમ પિતાને,
સ્નેહીને, સંસારને, દેશને, માનવ જાતિને:
કોનું કોનું મહાઋણ
કાલને ચોપડે ખડું છે ? યુવરાજ !
ડગલે ડગલે કૉલ દીધા છે,
ને યાત્રા હજી લાંબી છે:
તીર્થ તો દૂર છે, કુમાર !

પ્રત્યેક પુરુષને આવા સંભારણાની જરૂર નથી ? ને યુવરાજ એટલે રાજયોગનો ઉપાસક તે. ને સ્નેહી મંડળ, દેશ, માનવ જાત એજ રાજ્ય, ને એ રાજ્યનો પ્રત્યેક પુરૂષ, રાજવી. ગુજરાત, આમાંથી કંઇ શીખતું નથી.

કોઈ પૂછે છે કે—" ત્યાં વિલાસ છે કે વૈરાગ્ય ? "
જોગણ કહે છે કે—" રાજ પ્રવૃત્તિની ચાખડીએ ચ્હડનારને.

નથી વિલાસ સ્વાર્થ માટેની નવરાશ,
કે વિરક્તિ માટેની અશ્રદ્ધા વા અવગણના. "—

આ મને માન્ય નથી. એક ઇતિહાસકાર કહે છે કે:—" The orientals cannot visit the force of thoeries into practice. They try to imitate all that they read * * * * *

આના પડછાયા કવિ ન્હાનાલાલમાં પણ પડે છે. કવિનો રાજયોગી એટલે કર્મયોગી; એને જો વિલાસહીણું જીવન હોય એ સુખકર સ્વપ્ન તો નથીજ. કર્મના યોગ જો સુંદર ને શ્રેયસ્કર હોય તો એમાંજ વિલાસ સમાવો જોઇએ. સાચા સૌંદર્યને પગલે વિલાસ હીડે છે. આ પ્રશ્નનો બીજો પણ ઉત્તર દેવાય. George Eliot રોમોલામાંની Tito ને એજ પ્રશ્ન પુછાય છે. અને તેનું સમાધાન આ થાય છે:

" But after all, " he asks, " why should he go ? or do anything ? What was the end of all life, but to extract the utmost sum of pleasure."

Tito ના આ સિદ્ધાંતને હું અનુમોદન આપું છું એમ નથી, કે G. Eliot નો આવો અભિપ્રાય છે એવું યે નથી, પણ એથી આવા વિચારના સિદ્ધાંતિયો છે એમ તો સાબીત થાય છે જ. હું તો ધારૂં છું કે " પ્રભુ આદેશની બજ્યવેણુ જગતકુંજ ભરી ટહુકાવવી. " એ ખરૂં; પરંતુ એ જો દિવ્ય રીતે હોય તો રસસૌન્દર્ય અને વિલાસના પડછાયા એની સાથેજ ફરવા જોઇએ. વિલાસ એથી નિરાળો શા સારૂ હોય ?

પાંખડી અને ઇન્દુની આખી યોજના સ્તુત્ય અને પ્રશંસનીય છે. પાંખડી પૂછે છે—'વીર, ફૂલ લેશો ?' ઇન્દુ પૂછે છે કે '—તુ કોણુ છે ?" એ પ્રશ્નોત્તરમાં મનુષ્યની એક મહાભાવના આલેખાયેલ છે એમ મને લાગે છે. જગત્મા મનુષ્યનું પ્રયાણ ક્યાં પરિણમે છે—ક્યાંથી આરંભાય છે. તે કોને જાણ છે ? ઇંગ્લંડના એક કવિએ એજ ભાવ આલેખ્યો છે, પરંતુ ગુજરાતના કવિએ વધુ સુંદરતા તથા મહત્તાથી તે સમજાવ્યું છે, એમ હું માનું છું. Arthur. H. Dough કહે છે કે:

> Where lies the land to which the ship would go?
> Far, far ahead, is all her seamen know,
> And where the land she travels from? Away,
> Far, far behind, is all that they can say

પરંતુ પાંખડી તો કહે છે કે:

> હુ કોણુ છુ ? તમે કોણુ છો ?
> હુ કોણુ છુ ! કોણ જાણે.

ઇંગ્લંડનો નાવિક જાણતો નથી, પરંતુ પાંખડીને તો તે કહે છે તેમ—

> "દેવે મને દીક્ષા દીધી
> ત્યારે કાનમા કહ્યુ હતું કે
> અમૃતપુરના ફૂલ વીણી
> મ્હારે અમૃતપુરવાસીને દેવા.

Dough ના નાવિકને દેવ, કાનમા કહેતા નથી. અમૃતપુરની ફૂલબાળાને તો દેવ કહે છે ને તે યે શુ ? 'અમૃતપુરના ફૂલ પુરવાસીને દેવાં" ગુજરાતના ફૂલ, ગુર્જરવાસીઓને જો એમ અપાતાં હોય તો ગુજરાતનું ભવિષ્ય કેટલું દીપી નીકળે ? આગળ ચન્દ્રકુમાર, ફૂલ માટે પાંખડીને પૈસા આપે છે; પરન્તુ પાંખડી કહે છે:

> "ફૂલ વેચાય ? ફૂલ ધનથી પમાય ?
> ફૂલનાં મૂલ કોણુ મૂલવશે ?
> દેવ કહે છે ફૂલ વેચવે પાપ છે:
> ફૂલ વેચવાની મ્હને આણ છે."

એ ફૂલ વેચવાની આણ એકલી પાંખડીને નથી. પણ સૌનેય છે. મ્હારે અને ત્હમારેય. પરન્તુ એ કોણુ માને છે ?

પ્રવેશને અંતે ઇન્દુને ભૂતસ્વપ્નો જાગે છે, ને પોતે અનુત્તર છે તેનુ ભાન થાય છે. મિત્ર કોલ સ્મરે છે—ને ગુજરાતના સૌયે રસિકને તેનુ ભાન થવું જોઇએ.

અંક ત્રીજો.

કવિ ન્હાનાલાલ પર એક આક્ષેપ છે કે એમના નાટ્ય પાત્રો સામાન્ય નથી—અનુકરણ થઇ શકે તેવાં નથી. ગિરિશિખરના તેઓ નિવાસી છે. હા. અમૃતપુરનાં હૃદયશૃંગો તો સામાન્ય દૃષ્ટિએ નથી પડતાં, ને પડતા હોય તો તે અજાણ્યાં રહે છે; પરન્તુ એ પરિધાન હેઠળ હૈયાના જે ધબકારા વાગે છે તે તો શુદ્ધ સૃષ્ટની કથા છે, એમ હું માનું છું. ત્રીજા અંકમાંની કાંતિ-

યશની રસિક કથની, અને વસન્ત પૂજન, સખી-મંડળની સામાન્ય વાતો છે. એ ભીતર વસતા પુરૂષને કદી ન સમજાય. પરંતુ સ્ત્રીઓને તો તે સામાન્ય ને પ્રિયજ હશે. ને યશ કહે છે કેઃ—

'બડાં પક્ષાં છોઃ બધુંય સમજો છો.'

આમાં ગુજરાતની ચતુરિકાનો પડઘો શું નથી સંભળાતો ? ને યશ, પ્હરોડિયાની કથા કહે છે એવો અનુભવ કઈ સખીઓને નથી ? હું તો માનું છું કે કવિ ન્હાનાલાલે સામાન્ય છતાં ઉચ્ચ એવા ભાવો ચીતર્યા છે, ને તે જાતેજ અનુકરણ છે. ને કેટલીક વખત તો જાણે કવિ, ગુરુ-મંત્ર દેતા હોય તેમ કહે છે કેઃ

'વસન્તપૂજનનું વિધાન શીખશો
એટલે સૌભાગ્યના રસીલા સ્વસ્તિક
મેળે મેળે પૂરાશે, કાન્તિ બ્હેન !
ત્હમારે કૌમારને આંગણે.
લોક કહે છે સ્નેહજયનું એ વ્રત છે.'

લોકોને તો એ વ્રત અજાણ્યાં છે. પરંતુ આ રીતથી કવિ તેમને તે શીખવે છે. ને આપણી રૂઢિઓ માટે ન્હાની કાન્તાના ન્હાના શબ્દો આપણા વડીલો માટે જેટલા પ્રબળ છે, તેટલા પ્રબળ હજુ ભાગ્યેજ ઉચ્ચારાયા હશે ? તે કહે છે કેઃ

" × × યશ બ્હેનાં !
સ્હવાર સળગતું ભાસે છે મ્હને.
કદીક અંધકારનાં આણાં આવે છે.
પક્ષ પક્ષમાં અમાસ જોઉં છું.
ત્હમે સ્વપ્નાં સાચાં કીધાં,
હું સ્વપ્નાંના વાઘા સજું છું હજુ.
મંજરીઓ મ્હને, બ્હેન !
આંસુના છોડ દેખાય છે.
વળી વળીને ઉઘાડું છું ત્હોય
પ્રારબ્ધનું પુસ્તક મ્હારૂં બીડાય છે.
અશ્રુનાં ઉદ્યાન સરજાતાં હોય
ને ત્હેમાં એકલી ભૂલી પડી હોઉં !
બળી જશે, જળી જશે,
પણ એ ક્યારી નહીં ફોળે.
જો ! વસન્ત પાછળ ગ્રીષ્મ સળગે.—
**ફૂલડાં અંગારામાં વાવશો ? વડીલો !**

ગુર્જરદેશની વાડીમાં એવી ઓછી-કુમારિકાઓ નહિ હોય કે જેમને મંજરીઓ, આંસુનાં છોડ દેખાય, જેમના પ્રારબ્ધનું પુસ્તક બીડાય, વળી અંગારામાં ફૂલડાં વાવનાર વડીલોએ ક્યાં ઓછા છે ?

## પ્રવેશ ચોથો.

એક પ્રસંગે કોઇએ કહ્યું હતું કેઃ—'ન્હાનાલાલ, 'પ્રિય—પ્રિયા'ના કવિ છે. ગોવર્ધનરામભાઇએ ગુજરાત સમક્ષ જે ઉચ્ચ આદર્શો મૂક્યા છે તેની તો ભાવનાયે એમનામાં નથી જણાતી."

એ બેઉની તુલના નજ કરી શકું. પણ ચોથા અંકની લગ્નની ચર્ચા ઉચ્ચ આદર્શવાળી નથી એમ તો નજ કહું. દૃષ્ટાન્ત ગોપેન્દ્ર કહે છે કે:

" પ્રભુવિહોણા જનકુલમાં
બાલક પ્રભુના પેગમ્બર છે;
જડજેવા પૃથ્વીને પાટલે
બાલક ચેતનના ફુવારા છે.
જલભર નવવર્ષાની વાદળીઓ છે;
મનુકુલના ભાવિ ભંડાર છે;
આશા છે, ઉત્સવ છે, ઉન્નતિ છે.
બાલકોનો મહિમા મહાન છે,
ને એથી યે મહાન છે મહિમા
**માનવમંજરીએ મ્હોરતી માતૃલતાનો.**

માતૃલતાનો મહિમા દર્શાવવો એટલે જગત્ધાત્રીની કાર્યસૃષ્ટિ આલેખવી; ને એ એક મહાન કર્મ છે. હા! ગોવર્ધનરામભાઇએ જે ઉચ્ચતાથી એ કાર્ય કર્યું તેટલે ન્હાનાલાલે નથી સાધ્યું એમ કબુલ કરું છું. ગુજરાતની આદર્શદેવી ગુણસુંદરી, માતૃલતાનો મહિમા ગાતી નથી, પણ કરી બતાવે છે. કવિ ન્હાનાલાલ, શબ્દોમાં કહે છે. એમના પાત્રો કર્મના નથી. ને તેટલે અંશે માનવ-જીવનથી નિરાળા પડે છે. પરંતુ એથી તેઓ ફક્ત 'પિયુ-પ્રિયા'ના કવિ છે એમ તો નજ કહેવાય.

'બ્રહ્માંડમાં ભવ્યકર્મી સરજનહારી કો હોય
તો તે જનની કે જગજ્જનની.'

આ મહાશબ્દોમાં મ્હને તો 'પિયુભાવ' નથી જણાતો.

" દેહના કે દેહીનાં સૌન્દર્ય સામર્થ્ય
કેવળ નિજના ઉપભોગાર્થે નથી,
માનવ વેલના ફુલન ને શોભન કાજે છે,
એ ઉદારચરિત માતૃજીવનનો સદ્બોધ.
વર્તમાનને તીરે ઉભી ભવિષ્ય રચતી
મન્વન્તરોને આકળતી માતાઓ
સૃષ્ટિવિકાસની સહાયક મહાદેવીઓ છે.
પૂજ્ય છે, પવિત્ર છે, પાવનકારિણી છે,
સૃષ્ટા સરીખડી વન્દનીય છે,
માનવગંગાની અખંડવાહી ને ગંગોત્રીઓ.
પ્રભુનો આદેશ છે કે
" પ્રાણ અર્પી પુત્ર સરજવા,
ને પુત્રને પીયૂષ પાઇ
મહાભાગ મનુષ્ય ખીલવવા.

આ શબ્દોમાં મ્હને તો સનાતન ભારતનો પ્રતિધ્વનિ સંભળાય છે.

અથવા. ‘ કુલડાં મા મારો હો ! મળ્યા નવ જાય, સખે !’ પૃષ્ઠ ૨૩. અં. ૧, પ્ર. ૨

વળી, ‘ ઊંચા આકાશ, ઊંચી વાદળી, અલી કોયલડી !

કોઇ ઊંચા ન્હાનાં રણવાસ.

મીઠડું ટહુકડ્યે રે અલી કોયલડી !’ પૃષ્ઠ ૭૭. અં. ૧, પ્ર. ૭

વિગેરે તો સંગીતના રસજ્ઞોને પણ પ્રિય છે, એટલે એ વિષે કાંઇ કહેવાનું રહેતું નથી.

હવે એક વિષય પર કહેવાનું રહે છે. કવિ ન્હાનાલાલ, કવિ છે કે નહિ એ પ્રશ્ન દૂર મુકીએ તોપે એટલું તો કહેવુંજ પડે છે કે ગુજરાતી ભાષામાં એમણે એક નવું ચેતન્ય ઉમેર્યું છે, શેલી અને લોર્ડ બાયરનના અવસાન પછી જેમ અંગ્રેજી સાહિત્યમાં Period of Exhaustion હતો તેવુંજ કાંઇક ગુજરાતી સાહિત્યમાં પણ હતું. અમુક સાક્ષરોનાજ કાનનો અનુસરાતા. અમુકજ પદ્ધતિ સેવાતી; એટલે કવિતામાં જે ઉછાળા આવશ્યક છે તેનો તે વખતે અભાવ હતો. ‘ઉષા’ જ્યારે લખાઇ, ત્યારે કવિએ કહ્યું હતું કે ‘ઉષા’ જરા તોફાની છે. પણ ગુજરાતમાં હજી ત્રણ ચાર ‘ઉષા’ની જરૂર છે. હું એમ માનું છું કે કવિ ન્હાનાલાલ પોતેજ **તોફાની** છે. એમના લખાણની ગુજરાતને હજી જરૂર છે. એમનીજ શૈલિ. એમનીજ પદ્ધતિ અનુસરાય એવો આગ્રહ નથી. પણ એટલું તો છે કે,

“આ હિંદુ લોકનો ચાલ, સૌએ માર્ગ એક થવાનો.

જઈ જતાની પાછળ કુવે પડી મરવાનો.”

એ ટીકામાંથી મુક્ત થવા માટે સ્વતંત્ર ઇચ્છા પેદા કરવાનું જોઇએ, કવિએ પોતાની નવી શૈલિથી આરંભ્યું છે અને સાહિત્યને સ્વતંત્રતા અર્પી છે. સાહિત્યપર એ ઓછો ઉપકાર નથી. પછી ભલે ન્હાનાલાલ કવિ હો કે ન હો.

હવે ગુજરાતના એક વિદ્યા–વિલાસી રા. રા. હિંમતલાલ. ગ. અંજારીઆએ કવિ ન્હાનાલાલ માટે એમના ‘કાવ્ય–માધુર્ય’ માં જે નોંધ લીધી છે તે આલેખી હું વિરમીશ. તેઓ કહે છે કેઃ—
“રા. ન્હાનાલાલના પુસ્તકોથી ગુજરાત હવે એટલું બધું પરિચિત છે કે તે પુસ્તકોના નામ ગણાવવાની પણ જરૂર રહેતી નથી.”

આગળ ત્યાંજ તેઓ લખે છે. —“કવિશ્રી દલપતરામના કવિપુત્રની કવિતા બધાથી કાંઇ ન્યારીજ પતિની છે. હૃદયનું નિખાલસપણું, અને વૃત્તિનું વિલાસીપણું તેનામાં પદે પદે દૃષ્ટિગોચર થાય છે. પરંતુ તેની કલ્પનાના ઉમંગો એટલા ઉંચા અને દૂરના છે કે સહવાસ વગર તેની સાથે ઉડવું ભારે થઇ પડે છે. તેની લખાવટમાં કોમળતા, સહૃદયતા અને મધુરતાનું સારૂં સંમિશ્રણ થયું છે; તથા કવિત્વના ઉભરાળા, આશાભર્યાં ચિહ્નો જણાઇ આવે છે તેમની કવિતા માટે કેળવાએલા વર્ગોમાં પણ ભારે મતભેદ ફેલાઇ રહ્યો છે. કેટલાક તેના લેખોને ‘નિરસ’ કહેવા સુધી પણ હિંમત ધરે છે તો પણ સાક્ષર વિદ્વાનોમાં તેની કદર નથી થઇ તેમ નથી. સાધારણ સપાટીથી જરા વધારે ઉર્ધ્વગામી કલ્પના અને લેખનપદ્ધતિ હોવાથી સામાન્ય વર્ગના વાચક–મંડળને તેમાં રસ ન પડે તેમાં આશ્ચર્ય જેવું નથી. પરંતુ સંસારના અટપટા વ્યવહારની ધમાલમાં મશગુલ રહેલા સામાન્યજનને કોઇના સંસ્કારી આત્માની ઉચ્ચ કલ્પનાનાં ઉન્નત ઉડ્ડયનમાં આનંદ ન આવે તો તેમાં તે આત્માનો દોષ કાઢવાપણું ન હોઇ શકે.”

રા. અંજારીઆ ખરૂં કહે છે કે સ્થૂલ વસ્તુમાં રસબસ થએલને આ ઉન્નત આત્માના ઉચ્ચ ઉડ્ડયનોમાં રસ નહિ આવે. પરંતુ તેમાં કવિનો શો દોષ ?

# ટીકા અને ચર્ચા.

## ગ્રંથાવલોકન કોણ કરી શકે?

ચેતનના રા. તન્ત્રીજી,

સાહિત્ય પત્રે બુદ્ધિપ્રકાશમાં પ્રગટ થયેલા પ્રોફેસર દવેના ગ્રંથાવલોકન વિચાર વિષે જુલાઇ માસના અંકમાં કાંઇક ચર્ચા કરી છે.

'લાંબી ચર્ચાનો મારો કાળ' હજી આવ્યો નથી. 'કેવળ' સાદું ને સીધું 'કાર્યજ કરવું' એવો મને ગુરુબોધ છે.' તદનુસાર એક 'અન્યાય પામતી' કલાનું 'સૂચન માત્ર જ આદરવાનો આ પ્રયત્ન છે.'

પ્રોફેસર દવેનો લેખ કિયા કારણોથી લખાયો અથવા સૌ.-કનકલક્ષ્મી દવેનું ભાષાંતર કેવું છે તે વિષે ચર્ચા કરવાનો મ્હારો ઉદ્દેશ નથી. પરન્તુ સાહિત્ય પત્ર **ગીતાંજલિ** વિષે લખે છે કે, "એક પુસ્તક એક જણને સારૂં લાગે તેથી તે બધાંનેજ રૂચે એવી વ્યાપ્તિ બાંધવા અમે તૈયાર નથી." બીજા એક પુસ્તક એક જણને રૂચે તે બીજાને રૂચવુંજ જોઇએ એવો કાંઇ નિયમ નથી એ હું સ્વીકારૂં છું; એવી વ્યાપ્તિ બંધાવવા કોઇથી પણ આગ્રહ થઇ શકેજ નહિ; પરન્તુ એ વિદ્વાન ટીકાકારને વિસ્મરણ થાય છે કે **ગીતાંજલિ** પુસ્તક એક જણને રૂચ્યું નથી; **ગીતાંજલિ** એક સૃષ્ટિ-પ્રિય પુસ્તક છે. અને આવા સંજોગોમાં સૌ કોઇને એક પુસ્તક પ્રિય હોય અને સોમાંથી બલ્કે હજારમાંથી એકનેજ તે 'ઠીક' લાગતું ન હોય તો—તે એકની વિદ્વત્તા વિષે શંકા ઉઠે 'એ વ્યપ્તિ બાંધવા' હું તૈયાર છું.

એ વિદ્વાન ટીકાકાર આગળ પ્રશ્ન પૂછે છે કે: 'શેકસપીઅરના ગ્રંથોની સમાલોચના બીજો શેકસપીઅર હોય તોજ થઇ શકે, અને સામાન્ય માણસને શું પોતાનો અભિપ્રાય આપવાની છુટ નથી?'

આપણ democratic દિવસોમાં 'સામાન્યના હક્ક'ની આ સબળ સાક્ષી છે; પરન્તુ ટીકાકાર ભૂલે છે કે ટાગોરની ગીતાંજલિ પર સાહિત્ય પત્રે અભિપ્રાય આપ્યો હતો, તે એક **'સામાન્ય'** વ્યક્તિ તરીકે નહિ; પરંતુ ગુજરાતના એક અગ્રણી વિદ્વાનના વેષમાં. સામાન્ય માણસને ગમેતેમ અભિપ્રાય આપવાની અલબત છુટ છે; પરંતુ માસિકના તંત્રીને કે ટીકાકારને તો નહિ. સમાલોચનાના મૂળતત્વ નીહાળતાં કદી એમ કહી શકાય કે પ્રોફેસર દવેની વ્યક્તિ પ્રમાણે તો એટલે કે એક શેકસપીયરના પુસ્તકોની સમાલોચના માટે બીજો શેકસપીયર જ વધુ મોટો શેકસપીયરજ હોયતો—સમાલોચના માત્રજ અસંભવિત છે એતો દેખીતું છે; કારણ કે એકજ શેકસપીયર જન્મે છે— અને કવે છે. પરંતુ સાહિત્યનો મત પણ મ્હને માન્ય નથી. એક કવિની સમાલોચના ગમે તે 'સામાન્ય' માણસ કરી શકે એ દલીલ સાવ નિર્બળ છે. કાર્લાઇલ કહે છે તેમ એક કવિએ જે ભાવના વડે એક ચિત્ર રજુ કર્યું હોય, તેવી ભાવનાવાળો કે ટીકાકારજ તે ચિત્ર વાંચી શકે—અનુભવી શકે; અને તેટલે અંશે તે કવિ ગણાય. ટીકાકારનું કર્તવ્ય ગમે તે અભિપ્રાય આપવામાં સમાયું નથી; એનું પરમ કર્તવ્ય તે એ છે કે જે આણુ પરમાણુઓના સંબંધમાં વસી કવિએ સૃષ્ટિ રચી, તેજ અણુ-પરમાણુઓ ફરી સર્જવાં, અનુભવવાં અને આલેખવાં. ટીકાકારની આ સર્જન શક્તિ-હરકોઇ સામાન્યમાણસમાં હોય એમ શી રીતે માની શકાય?—અને તો એવા 'સામાન્યમાણસ'ને 'ટીકાકારની' ઉચ્ચ પદ્ધિ ધારણ કરવાનો શો અધિકાર?

કાલબાદેવી. મુંબાઇ — લી.

૧૩-૭-૨૦ — બાલગોપાલ.

'નોંધ:—બાલગોપાલનું આ ચર્ચાપત્ર 'સાહિત્ય' પત્રમાં મોકલી આપવા અમે ભલામણ કરી હતી; પરન્તુ કેટલાંક કારણોને લીધે તેમણે તેમ કરવા ના પાડવાથી અમો તે પ્રગટ કરીએ છીએ.

અધિપતિ.

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## ૧. કલા, ધર્મ અને જીવન.

મે માસના "નાઇન્ટીન્થ સેન્ચરિ ઍન્ડ આફ્ટર" માં 'કૅરેક્ટર ઑફ આર્ટ' એ શીર્ષકવાળા લેખમાં કલાનું ખરૂં સ્વરૂપ શું, હેને ધર્મ સાથે કેટલું સામ્ય છે, અને તે બંનેનો જીવન સાથે કેવો સંબન્ધ હોવો જોઇએ, એ પ્રશ્નો ચર્ચતાં મિ. સ્ટેન્લિ રોલૅંડ લખે છેઃ—

"ખરૂં જોતાં તો કલાની ભાવના એટલી વિશાળ છે કે એકાદી વ્યાખ્યાની અંદર હેને જકડી રાખવાનું બને તેમ નથી. તોપણ, જે કલા લોકજનના હૃદયમન પર અસર કરી શકે છે અને નિત્યજીવનમાં જેનું સ્થાન સૌથી મ્હોટું છે તેનો વિચાર આટલું કહીને આપી શકાય કે —જેમપૂરા ઉદાર ભાવથી જોતાં, જેમ ધર્મભાવનામાં જિંદગી બક્ષવા માટે પ્રભુના સ્તુતિગાનનું અને હેની પ્રત્યેના આભારદર્શનનું સ્વરૂપ વ્યક્ત થાય છે તેમ કલાભાવનામાં સર્જનજન્ય આનન્દનું સ્વરૂપ વ્યક્ત થાય છે. જેટલે અંશે કલા અને ધર્મ પોતીકા જ એવા ભેદભરમો (mysteries of their own) ને વધવા દે છે અને માનવહૃદયની સ્વયંસ્ફૂર્તિઓને ઝીલવા અને પ્રતિબિમ્બિત કરતાં અટકી જાય છે, તેટલે અંશે સબળ અને સક્રિય શક્તિઓ તરીકેનો પ્રજાના જીવન પરનો તેમનો પ્રભાવ કમી થાય છે. રોમના ઇતિહાસમાં પેગન ધર્મનો આવો જ કેજ થયેલો, અને તે દડાકે પડાયલા પાઠ આજના ધર્મો માટે, અને ખાસ કરીને આજની કલા માટે, છેક નિરૂપયોગી નથી. કલા અને ધર્મ સંયુક્ત થઇને લોકજીવનમાં એક જીવન્ત, અહર્નિશ પ્રવૃત્તિશીલ એવી શક્તિ રૂપે પ્રવેશ્યાં તે ઘટનાનું દૃષ્ટાંત, તે બંનેના સર્વશ્રેષ્ઠ કાર્ય પરિપાક (achievement) એવા મધ્યકાલીન યુગના મન્દિરોના અવલોકનથી આપણને મળી શકે છે.

## ૨. કલાકાર અને લોકજન.

આ બંનેના પરસ્પર સંબન્ધ વિશે એ જ લેખમાં મિ. રોલૅંડ લખે છેઃ "કલાકારની પ્રવૃત્તિની વ્યાવહારિક બાજુનો પણ વિચાર કરવો જોઇએ. 'માગ અને છતનો નિયમ વહેપારમાં તેમ કલામાં પણ પ્રવર્તે છે—જો કે, સદ્ભાગ્યે કલા એટલી તો વડાઇ લઇ શકે એમ છે કે હેના માયા દિલના ભક્તોમાં ઘણા એવા છે જેઓ સમૃદ્ધિ કરતાં સત્યને વધારે વ્હાલું ગણે છે.

"ચિત્રો ખરીદનાર લોકજનની જે ભૂલ થાય છે તે આ બે બાબત નહિ સમજવામાંઃ (૧) કલાએ જૂદે જૂદાં ઘણાં કર્તવ્ય બજાવવાનાં છે, માત્ર શોભા વધારવી કે આનન્દ આપવો એટલું જ હેનું કામ નથીઃ અને (૨) સંવાદજન્ય આનન્દ આપનાર વસ્તુ તરીકે હેની ઉપયોગિતા સ્વીકારી છે તો પણ, બધી જ જીવન્ત વસ્તુઓની માફક કલાની ચૈતન્યમયતા (vitality) સર્જનશીલ (creative) છે,—અને સર્જન એ પ્રકૃતિમાં વિશેષતમ બળ ઉત્પન્ન કરનારૂં બળ હોવાથી નવીન આકૃતિઓ ઉપજાવનાર આપણા જૂના ખ્યાલોને અવશ્ય અસ્થિર કરવાનો."

ખોરાક પચાવવાની દવા ,, ૧
ખરજવાં તથા ખુસ ચાંદાની દવા ,, ૨
પ્રમેહની દવા ,, ૧
ટાઢીઆ, એકાંતરીઆ, ચોથીઆ વગેરે દરેક જાતના તાવની દવા ,, ૨
જૂના મરડા–ચૂંક તથા સંગ્રહણીની દવા ,, ૨
ક્ષયરોગની દવા ,, ૫
હિસ્ટીરીઆ તથા આંકડીની દવા ,, ૫
અડદીઓ વાની દવા ,, ૫
કમળાની દવા ,, ૨
હડકવાની દવા ,, ૫
કોલેરાના રોગની દવા ,, ૫
અટકાવ લાવવાની દવા ,, ૫
કફપિત્ત તથા વિસ્ફોટકના ચાંદા તથા ઘાંબાઓ ઉપરનો અકસીર મલમ ,, ૫
આંખનું અંજન તથા મોતીનો સુરમો ,, ૨
બચ્ચાંને તથા મ્હોટાંને આમેણું ઉતરતું હોય તેની દવા ,, ૨
કરમની દવા ,, ૧
છાતીમાંથી પડતું લોહી બંધ કરવાની દવા ,, ૨
વાળાની દવા ,, ૨
બાલામૃત ,, ૧
બેરા કાન સારા કરવાની દવા ,, ૫
વરમ ઉતારવાનો લેપ ,, ૧
ઉટાંટીઆંની ઉધરસની દવા ,, ૫
આધાશીશીની દવા ,, ૨
મધુપ્રમેહની દવા ,, ૫
બચ્ચાંની માનું દૂધ વધારવાની દવા ,, ૧
બચ્ચાંના માથામાં ખોડો તથા જુ હોય તેની દવા ,, ૧

હાથે પગે રસ ઉતર્યો હોય તેની દવા ,, ૨
કરમાળી તથા ડગમાળની દવા ,, ૨
રક્તપિત્ત તથા વિસ્ફોટકમાં લોહી સુધારવાની દવા ,, ૧
દદરાંની દવા ,, ૧
રેચની ગોળી ,, ૧
દીવાના માણસને સારો કરવાની ગાંડપણની ગોળી ,, ૫
પાઠાનો મલમ અને પાઠાની ગોળી ,, ૫
ઉધરસની દવા ,, ૨
નવા બાલ લાવવાની દવા ,, ૨
બાલ વધારવાનું સુગંધી તેલ ,, ૧
દાઝયાની દવા ,, ૧
શુદ્ધ વનસ્પતિનું પેનકપૂર
સાપ વિંછુ કુતરાં ઉંદર વિગેરેના ડંખનો ઇલાજ ,, ૨
વાનું તેલ ,, ૨
ખસ ખુજલીનો મલમ ,, ૧
દરાજનો મલમ ,, ૧
બાલ કાઢવાની દવા ,, ૧
બચ્ચાંની વાવણીની દવા ,, ૧
લોહીવાની દવા ,, ૧
બરોળની દવા
ચાંદી તથા ટાંકીનો મલમ ,, ૧
ઘાંટું બેસી ગયું હોય તેની દવા ,, ૧
હાથે પગે વળતા ગંધાતા પરસેવાની દવા ,, ૨
પ્લેગના તાવની દવા અને ગાંઠ પર મારવાની પટ્ટી ,, ૫
હરસના મસાની દવા ,, ૫
ભગંદરની દવા ,,

ઉપરની બધી દવાઓ વેચવા માટે હમે કોઈને એજંટ નીમ્યા નથી. દવાઓ ફકત હમે ખુદ તબીઅત તપાસી આપશું, અથવા હમારા એજંટ મી. નાનાભાઈ નટવરલાલ જેઓ હમારા દવાખાનામાંજ બેસે છે, તેમનીજ પાસે મળશે.

ફકત રવિવારે ડાક્તર યુ: એલ. દેસાઈની મુલાકાત ઉપલે શીરનામે સુરતમાં થશે



## —સાહિત્યની ફૂલવાડીમાં—

### કવિતા અને ત્હેનું શિક્ષણ.

એકવાર નવરાશની વેળા બાગ એ મિત્ર ને સહકારી સાથે વિવિધ વિષયપર વાતચિત થતાં થતાં અમે કવિતાપર ઉતર્યા તો અમને એકકાળે લાગ્યું કે મધ આપણું મન રસાલંકારથી રંગીન ને શોભિત હતાં હાલ કેવળ અર્થબુદ્ધિના કારણથી, કવિતા તે શું, તેની અસર કેવી, એની સત્તા કેટલી, પ્રેમમાં તેમજ નીતિભક્તિવિરાગમાં એ કેવે જૂદે જૂદે રૂપે મ્હાલે છે ને શૌર્યમાં કેવી ઘુમે છે, પ્રવૃત્તિ નિવૃત્તિ બન્ને એણે કેવા પોતાના ખાસ વિષય કરી લીધા છે, ચડતીના અંકોશ ને પડતીના આધાર બની જૂદા જૂદા મરોડમાં પણ એકજ નિશાને સ્થાયી ઉત્સાહવાળી એ કેવી રાખે છે. બાળ-યૌવન-વૃદ્ધ, સૌનાંજ મનને એ કેવી રમાડનારી છે. સૃષ્ટિસૌન્દર્ય અને સંસારમાં વિધવિધના ફેરફારો જુક્તિથી દાખવી આખર બ્રહ્મની લીલામાં મનને લીન કરવે એ કેવી નિપુણ છે—ટુંકાણમાં સર્વદા સર્વત્ર મનુષ્યના સ્વભાવ કર્મ ઉપર એ કેટલી સત્તા ધરાવે છે, અને પ્રથમ નીતિથી આપણાં મનને અંકુશિત કરી એના વિધવિધ રંગતરંગમાં ઝીલવાથી કેવી હેળવણ ને કેટલો લાભ છે—એ વિષે થોડાજ હાલ વિચાર કરતા હશે. હમણાં વળી કોઈ કોઈ વિદ્વાનની વાણી સુધારસ સીંચાવાથી એવા વીચારોની સૃષ્ટિ જડમાંની કેટલીક પાછી અંકુરિત થઈ પાંગરતી કહીં કહીં જોવામાં આવે છે; તો પણ કેવળ અર્થબુદ્ધિથી જડતા પામેલાં મનને પિગળાવી ઉપર દર્શાવેલા વિષય ને વિલાસ તરફ તેનું વળણ કરવાને કાંઇક વિશેષ પ્રયાસની જરૂર છે. વિવિધવિષયપર લોકમાં કવિતા વંચાય-સંભળાય છે ને શાળાઓમાં શિખાય-શિખવાય છે ખરી, પણ તે ઘણી લુખ્ખી રીતે—તેમાં પણ અર્થતાત્પર્યનેજ પ્રાધાન્ય અપાય છે. માત્ર શબ્દાર્થ શિખ્યા એટલે કવિતા શિખવાનો હેતુ પૂરેપૂરો પાર પડ્યો એમ મનાય છે. કવિતા શિખવામાં શબ્દાર્થની સાથે વ્યુત્પત્તિ ને સમાસ, સ્પષ્ટાર્થ ને ગૂઢાર્થ, અર્થની ચમત્કૃતિ ને રચનામાં ચાતુરી, રસ ને અલંકાર-વગેરે ઘણું ઘણું શિખવા-શિખવવાનું છે.

( હરિકૃષ્ણ ભટ્ટકૃત “ કાવ્યનિમજ્જન ”ની પ્રસ્તાવના. )

# જીવનપન્થે પ્રકાશ.

બીજા વૃદ્ધોની માફક હું યુવાનો ભણી તિરસ્કારદૃષ્ટિથી જોતો નથી; તેમ જ, ભૂતકાળમાં મ્હેં અનુભવેલી ભીતિઓના ભારથી હું યુવાનોની ભવિષ્ય પરત્વેની આશાઓને દાબી દેતો નથી. હું તેમને આ પ્રમાણે કહી શકું છું: નિર્ભય રહો; વસ્તુની સત્યાસત્યતા વિષે પ્રશ્ન કરો, નવનવા પ્રયોગો અજમાવી જુઓ, અને એ રીતે વિવેકબુદ્ધિ વાપરતાં શીખો. સત્ય વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવાને ખુદ સત્યને પણ તોડી નાંખવું પડે તો બેલાશક તેમ કરો—અન્તે તમે પોતે ત્હેને વશ થાઓ ત્યાં લગી અડગ અને શુદ્ધ હૃદયથી ત્હેની સ્હામે ઝૂઝો: ગમે તે કરો પણ પ્રગતિ કરતા જાઓ.
—રવીન્દ્રનાથ.

ભૂલ એ તો મનુષ્યત્વનું પુણ્યદ્વાર છે, અને એ દ્વારમાંથી જ પસાર થઈને દેવત્વ તરફ જવાય છે.

—ખબરદાર.

જેટલા અણગમાથી આપણે શિખામણો ભણી જોઈએ છીએ તેટલા અણગમાથી આપણે બીજા કશા તરફ જોતા નથી. શિખામણ આપનાર આપણી સમજશકિતને અપમાન કરતો હોય અને આપણી ગણના બચ્ચાંઓ અને જડભરતો ભેગી કરતો હોય તેમ આપણને થાય છે.
—એડિસન.

પડે નહિ જે પૃથ્વી સૂએ, કને નહિ તે કો શું ખુએ;
ટાઢું ઉનું ન્હોય આકાશ, પાણીમાં નહિ માખણ છાશ,
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નહિ સ્વામી, સેવક, સખા.

—અખો.

પ્રત્યેક સત્યની સમક્ષ બાળકની માફક શિષ્યભાવે બેસો; આગળથી બાંધી મૂકેલા એકેએક ખ્યાલને જરૂર પડયે છોડી દેવાને તત્પર થાઓ; કુદરત જ્યાં દોરે ત્યાં નમ્રતાથી જાઓ—તે સ્થાન અતલ ગર્ત જેવું જણાય તોપણ: આમ જો નહિ કરો તો તમે કાંઈ જ શીખી શકશો નહિ.

—હક્સલિ

સારી બુદ્ધિ, સ્વભાવથી જ તત્ત્વપક્ષપાતિની હોય છે બુદ્ધિ ઉપર રાગદ્વેષ પટો ન પડયા હોય વા દૂર થયા હોય તે સત્સમાગમનો સંસ્કારે શુદ્ધ થઈ હો ત્યારે તે બુદ્ધિ શુદ્ધ સત્ય તત્ત્વને પ્રત્યક્ષ કરી શકે છે.

—મનઃસુખરામ

સાહિત્યવિવેચનનું પરમ અને પ્રધાન લક્ષ્ય, લેખનકળાના સિદ્ધાંતો સ્થાપવા એ છે; બીજાનાં લખાણો વિષે મત દર્શાવવાના નિયમો પડવા અને પૂરા પાડવા એ ત્હેનું ગૌણ કર્તવ્ય છે.
—કોલરિજ

रसो वै ब्रह्म ।

# ચેતન



## વ્હાલાંઓને ઉપદેશ.

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી:
અધિકારી છો જેના માનવ માત્ર જો !
એક પિતા પરમેશ્વર જાણો આપણો:
નિકટ સગાંઓ સમજો ભાઇ બ્હેન જો !
નીકો ન્હાની મોટી જે જીવો તણી:
વહતું તેમાં એક અખંડિત વહેણ જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે:
રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાનાં આંસુડાંઓ લૂંછતાં
ઊંચાં ચડશો સ્ત્રી પુરુષો સૌ એમ જો !
મૂલદયા છે ધર્મ બધાના મળમા.
સઘળા એ સન્તોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયાસાગર; યાચતા આપજો;
દીનજનોને અમને એનો લેશ જો !

—મણિશંકર.

---


પ્રકાશક:
બટુ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા–સુરત.

તંત્રીઓ:
બટુ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમ:
સહાયક વર્ગ: રૂ. ૧૦. ( અથવા વધારે ).
વર્ગ બીજો: રૂ. ૪. (પોસ્ટેજ જુદું ).
છુટક નકલના આઠ આના.

# લેખોનો અનુક્રમ.



---

**ઇનામી વાર્તાની હરિફાઇનું પરિણામ આવતા અંકમાં પ્રગટ થશે.**

—અધિપતિ.

---


આ માસિક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "ગજાનન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદ ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા સંઘાડિયાવાડમાં આવેલી પોતાની ઑફિસમાંથી પ્રકટ કર્યું.

વર્ષ ૧ લું.] ઑક્ટોબર ૧૯૨૦ [અંક ૫ મો.

# ચેતન.

## કોઈ ઝીલશો ?

દેવપૂજાનાં ફુલડાંની છાબડી:
ઠેસ આવી કે કરથી સરી પડીરે,
કોઈ ખરતા તારલિયા એ ઝીલશો ?

પાંખ ઉગતી કોયલડી આપડી:
ઉંચા આકાશે એ ઉડતાં પડીરે,
કોઈ સુતા ટહૂકડા એ ઝીલશો ?

એક હેતનો હણાયલ યોગીડો:
એનાં આંસુની ધાર રણમાં ઢળેરે,
કોઈ રસનાં મોતીડાં એ ઝીલશો ?

તાજો સ્હોડયો સૌભાગ્યતણો ચાંદલો:
ઉડી પવને લાગ્યો અગને પુળેરે,
કોઈ અમીનાં બિન્દુડાં એ ઝીલશો ?

ઢળે પાતાળે માનવ સાગરિયો
મહીં ખારાં હૈડાંઓ બૂડતાં બળેરે,
કોઈ આત્મનનાં તેજ બાલ ઝીલશો ?

—દેશળજી પરમાર.

# વીર પુત્રનું મૃત્યુ.

રચનારઃ " મનુ ત્રિવેદી. "

માતા ઉભી'તી નિજ ગોખ મહીં સુણ'તી.
જે યુદ્ધનાદ ભણકા દૂરથી ય આવે;
ત્યાં શાન્તિ આ શી ? નવ સાદ સુણાય શાને ?
શું વાયુના પડી ગયા સહુ વેગ ધીમા ?

વાયુ સ્વાર થઇ આવે શ્યામ વાદળ ઉપરે,
પૂછતી ગાભરી માતા 'શાન્તિ કાં? શમનાદ કયાં ?'

'જે મોખરે રહી લડયો વીર આજ સુધી
તે આજ યુદ્ધ મહીં ઘાયલ થૈ મરાયો;
છે શાન્તિ આથી, નવ શંખ ફુંકાય છે ત્યાં,
ને પાંખમાં આમ તણી નવ શક્તિ આજે,

સુણી આ વાત માતાના મુખે યે ગ્લાનિ છાય છે,
મૂકીને હાથ છાતીએ માતા દાંત પીસી રહે !

ન રોઈ માતા ને નવ વદી કંઈ શોક વચનો,
કંઇ સ્વસ્થતાઈથી દિનકર પ્રતિ શીશ નમવી
જઈ નીચે વ્હાલા મૃગપતિ પરે સ્વાર થઇને
ગજાવી દિશા સૌ રણ સ્થળ પ્રતિ જાય ધસતી !

માતા જઈ રણ મહીં કરી શંખનાદ
દિશા સહુ 'તિલક કી જય'થી ગજાવે;
ને મોખરે ઉભી રહી વીર હાંક મારે
'ચાલો અહો ! રણ સહુ જીતવા ચલો હો !'

*　　　*　　　*

છે શાન્તિ ના, ફરી થતા પૂર્ણ શંખનાદ,
વાયુ તણા પણ હવે નથી વેગ ધીમા;
ને સ્વર્ગથી તિલક એ સઘળું નિહાળી
આનંદથી વદી રહે, 'ફરી આવું છું હોં !'

ને આજ એની જયંતી શું
મોદભર હું ઉજવું !
શોક તજી, શાન્તિ સજી,
આનંદનદમાં હું ઝૂલું.

અન્તમાં હું અનુભવું:—
શોક આર્દ્ર કરે છે આ:
માનુષી મુજ ઉર્મિઓને
ભરે અંતરમાં હવાં.
ના કલ્પના ભર હું ઉડું:
પણ ચિંતનો ઉત્તમ વહું:
એ ચિંતને દાક્ષિણ્ય ઉંડું
ફલ રૂપે અવ હું ધરું.
ને ઝીલું અધિકા ભાવને,
નવ જે ઝીલ્યા એ જીવતાં:
ને પામું અપરંપાર હું
રસભાવ અધૂરા જે રહ્યા.

આદિત્ય અવ સ્મરું એહનું:
જે ધન્યના પ્રભુની ઝર્યું:
ને બુદ્ધિ કેરી વિશાળતા—
ભર ઉચ્ચાદર્શે દીપતું:
આત્મનીતિ, રાજનીતિ,
રસપ્રદેશની ઉચ્ચતા,
પ્રભાવશાલી સર્વ એથી
હું ઝીલું દાક્ષિણ્ય હા:

જનનશો આજન્મ નેતા:
સત્ય સજ્જન એ હતો.
ઉત્સાહ અતીવ તેથી
સહુના જનમન હરતો.

હું જાણું છું અહઃ એહની
સિદ્ધિ થોડી કાર્યની
અન્યકેરી અધિક, પણ
જની શક્યતા એની વડી.

રાજનની નિસર્ગતા

સ્મરું જવ હું એહની,
જ્ઞાન ને દાક્ષિણ્યના
ભેદની ઝાંખી થતી:—
જ્ઞાનસંગ અતૃપ્તિ છે:
વર્તમાની દૃષ્ટિ છે:
મોહ-વશ એ જ્ઞાનને
લોભ સત્તાનો અરે!
કિન્તુ માત્રા જ્ઞાનની
ચાલક અને શાસક વડી
એક દાક્ષિણ્યે રહી
જે ન્યાળતી શું નિરવધિ!
જ્ઞાનને ય અગમ્ય જે,
ગમ્ય તેને તુર્ત તે:
ભાવિ—ભાવિપાર એની
પ્રેમ નિર્ઝર ગતિ-કૃતિ.

[નવવસંતાનિલની
આવી ફરી આમંત્રણા:
ગંધવતી જો, મ્હાલતી
નવરંગ કુસુમો સાજ શા !]
અવ શોક ને આશા તણી
ઉર-તુલા મુજ ન્યાળું હું:
આશા-તુલા જાય નીચે:
અલ્પ અવ મુજ શોક શું !
એ આશ સહ નવમૈત્રીનો
પ્રેમનો નવજન્મ શો !
જ્યાં વિલંબ મિલન તણો
સાલનો ન ઉર કશો.

સ્નેહાગ્નિ મૃત જેમને
ઉચ્ચાશયથી તે ડગે.
સત્યકેરી, પ્રેમ કેરી
મૂર્તિ નવ કદી વિભુગે.
કિન્તુ પશુમાંથી મનુ.
ને મનુ મટીને દેવ શું
તરવ ઉત્ક્રાંતિ ભર્યું
નિઃસીમ ન્યાળું જગતું.

[પુનઃ એહ પ્રદેશમાં
જ્હીં એ વસેલ તહીં સરઃ
શોક તજીને, હર્ષનાં અવ
સ્મરણ-શરણાં હું જીવું.]

આ સત્વકેરી મૈત્રી નો
શિક્ષા દીએ મુજને નવીઃ—
"પશુમાંથી માનવી
"નવ જડ વિકાસ શી એ ગતિ,
"કિન્તુ માનવી પ્રથમથી
"દૈવી વિભૂતિને ધર્યાં;
અવનતિ યદિ યુગયુગની
હોય તે સહ એ કર્યાં:

પ્રભાત કેરી તારલી
સાંધ્યતારા અનુસરે,
ભૂતના મુજ શોકને
હર્ષ ત્યમ અવ અનુસરે.
કાકે આદિ ઉભયનું
એક મૈત્રી પ્રેમમાં
જનન, પોષણ, ઉદ્ધરણ,
ગો મૂળમાંથી ઉભયનાં.

જ્યમ શોક-અત્યાચાર પર
મુજ દ્રોહકાળે નિકટ એ,
ત્યમ આજ એના વિજયકાળે
મિત્ર વસજો મુજ કને.

સૃષ્ટિ ભૌતિક વિશ્વની
વિકૃતિ યુગયુગ ધરીઃ
એક અવિકૃત મૈત્રી મુજ
મનુ સત્ત્વ શાશ્વતની નકી.

કો શાશ્વતોનું શાશ્વત?
કો મહાનનું યે સર્વ એ?
દેવના અધિદેવ કો?
હું જાણું નાઃ નવ ગમ્ય તે.
ના પ્રકૃતિજ ના માનુષી,

બ્રહ્મજ્ઞાન તણી રીતિ,
પરમ તત્વ પિછાનવા
ખળ મુને કદી હે જરી.
પણ અશિક્ષિત મુજ ઉરે
અનુભવું પ્રભુ સત્ રૂપેઃ
જીવન મુજ આત્મા સદોદીત
પૂણ્ય અમૃતથી ભરેઃ

નૈરાસ્યની કટુ વાણીમાં
આશ મુજ ઉર જાગતી.
આશ વા નૈરાસ્યની
વાણ પ્રેમસ્ફૂર્તિ શી!

પ્રેમ મુજ ઉર-અધિપતિઃ
આજનો નવ, નિત્યનોઃ
પ્રેમદેવો નિત્ય વદતા
મિત્રના સન્દેશ હો!
ને પ્રેમનેતા સહુ હું તો
સ્વસ્થ શ્રદ્ધાભર વસું:
પ્રેમ-ઉપરક્ષક કનેથી
અભય વાણ હું મેળવું:—
"સહુ શુભ વર્તે, શુભ વર્તે"
વિરલ વિપ્લવ આત્મનો
નૈરાસ્ય સ્થાને આશની
પ્રિય લ્હાણ ઉર લ્હવાય જે.
ને સૃષ્ટિતંત્ર શું વિપ્લવે?
નવચેતને શું એ જગે?
નવ-જાગૃતિ, નવ-સ્ફૂર્તિ શી
નવ-પ્રેરણા સર્વત્ર વહે!
વ્યવસ્થિતિ સઘળે દિસે
ને ન્યાય સઘળે વિલસેઃ
આર્દ્રતા ને શાન્તિમાં
સહુ શુભ અન્તે વર્તી રહે,

વિપ્લવી મુજ આત્મસ્થિતિથી
વિશ્વ સ્થિતિ હું માપું શું?

જ્યાં અશાન્તિ તુમુલ સૌ
પરિણમે શાન્ત સુસ્થિતિ શું.
ને જગતઇતિહાસપાટે
અવનવું જ લખાય શું!
ક્ષુદ્ર થકી ઉચ્ચોચ્ચની
સંસિદ્ધિ વિશ્વ સધાય શું!

દ્વિ-સ્વભાવી મિત્ર મુજઃ
માનુષી, વળી દૈવી એઃ
માનુષી સુખ આથમ્યે
દૈવી અવ સુખ સાંપડે.
ને એ સહે જગની લીલા
સુખ જ્યાં ત્યાં ઝગી રહી!
ને પ્રણય મુજ એ સૌખ્ય રૂપે
ભવ્યતર બનીઓ નકી!
પ્રકૃતિ ને પુરુષત્વ—
રાચતો મુજ મિત્ર જો!
તદપિ નિજ વ્યક્તિત્વને
જરિ ય નવ તે ત્યાગતો.
પ્રેમ વધુ અવ આદરૂંઃ
ના તજું ઉર-સ્મૃતિ એઃ
મૃત્યુ યદિ મુજ થાય ત્હોયે
પ્રેમ મુજ શાશ્વત દીપે.

મુક્ત—ઇચ્છાના બલે
અન્તિમ નિર્ણય આ લહુંઃ
મુક્ત—ઇચ્છા છવિત મુજ
નિર્મળ કરો, એ વિનવું.
ને મિત્ર મુજ મૃત તેહ સંગે
સ્નેહભર વાર્તા વદુંઃ
પરમ શ્રદ્ધા માત્રથી
ગૂઢ સત્યને પામી રહુંઃ
એ સત્ય સિદ્ધ ન થાય હાંઃ
એ સત્ય નિગૂઢ સર્વદાઃ
પણ આત્મ આત્માને મળી
એ અનુભવે પરજીવનમાં.

[ સંપૂર્ણ ]

# પ્રજાતત્વ

## અને

# ગુજરાતી પ્રજાનાં લક્ષણો.

( ગતાંકના પૃષ્ઠ ૧૪૪ થી ચાલુ )

પ્રજાનાં લક્ષણો બંધાવામાં પ્રજાના નિવાસ સ્થાનની આબોહવા, તેનો પુરાતન ઇતિહાસ તથા પરંપરાપ્રાપ્ત શિષ્ટતા, અને તેના વર્તમાન વલણો એ મુખ્ય ભાગ બજાવે છે. ગુજરાતના નામ જુદે જુદે કાળે જુદાં જુદાં હતાં; તેના વિભાગો પણ સ્વતંત્ર નામથી ઓળખાતા, છતા તેની સીમા લગભગ તેની તેજ રહેલી છે એમ કહીશું તો ચાલશે કચ્છથી માંડીને મુંબાઈ સુધીના દરીઆ કિનારાને અડકીને આવેલો પ્રદેશ, તે ગુજરાત. ઉત્તરે સિંધ અને રજપુતાનાનાં કેટલાક સંસ્થાનો સાથે ગુજરાતની સીમા જોડાયલી છે. પૂર્વમાં માળવા અને ખાનદેશ એ તેનાં સાખ પડોશી છે. દક્ષિણે મહારાષ્ટ્રનો પહાડી પ્રદેશ તેની લગોલગ આવી રહ્યો છે. પશ્ચિમે પથરાયલો વિશાળ સમુદ્ર પ્રાચીન ગુજરાતને પરદેશના દ્વાર સમાન થઇ પડયો હતો. સાબરમતી, મહી, નર્મદા અને તાપી સરખી વિશાળ નદીઓ ગુજરાતની ફળદ્રુપતામા ઉમેરો કરતી રહી છે. કાઠીયાવાડમા આવેલો ગિરનાર તથા શેત્રુંજો, ગુજરાતની મધ્યમા આવેલો પાવાગઢ તથા વિંધ્યાચળનો કેટલોક ભાગ, અને ખાનદેશની સરહદ ઉપર આવેલા નાના મોટા ડુંગરો એ વિના જાણવા યોગ્ય પર્વતો ગુજરાતમાં નથી. ગુજરાતનો પ્રદેશ સામાન્યતઃ સપાટ અને ખુશનુમા ઋતુઓવાળો છે. ઓછા વધતા પ્રમાણમાં શીત, વર્ષા અને તાપ તેમાં વહેંચાયલાં રહે છે, પરંતુ કોઈ પણ સ્થાને તે અતિ ત્રાસદાયક થઈ પડે એટલા મોટા પ્રમાણમાં નથી.

ઉત્તમ ગણાતી ખેતીને માટે સર્વ રીતે યોગ્ય એવો ગુર્જર દેશ એક સમયે હિંદુસ્તાનનું કાગ્યું મોનું મનાતો. દરીયા કિનારાને લઇને પરદેશમાં વ્યાપારી સાહસ ખેડવું એ ગુજરાતનું ખાસ લક્ષણ ગણાતું; તેનુંજ વ્યાપારી કૌશલ્ય આજ દિન લગી ગુજરાતીઓ જાળવી રહ્યા છે. ખંભાત ભરૂચ, સુરત, દમણ, ઘોઘા, પ્રભાસ, તથા દ્વારિકા એ પ્રાચીન કાળથી પ્રખ્યાત ગણાતાં ગુજરાતનાં બંદરો હજી સુધી પોતાની જૂની જાહોજલાલીનાં સ્મરણો આપતાં અવશેષોની માફક મોજુદ છે. ગુજરાતી વહાણો એક ખાસ જાવા તથા સુમાત્રા સુધી દરિયો ખેડતા, તો બીજી બાજુ ઇરાન, અરબસ્તાન, તથા આફ્રિકાના સઘળા પૂર્વ કિનારા સુધીનો દરિઓ ડહોળી નાખતાં. કદાચ મધ્ય યુગમાં પ્રખ્યાત ગણેલા ઇટલીના વેનીસ બંદર ઉપર ગુજરાતી વ્યાપારીઓ હજારો અને લાખોની ઉથલ પાથલ કરતા ફરતા હોય તો તેમાં નવાઇ નથી. ઘણા જણને ખબર પણ નહિ હોય કે વાસ્કો ડી ગામાને હિંદુસ્તાનનો રસ્તો બતાવનાર એક આફ્રિકા ગયેલો ગુર્જર વ્યાપારી હતો. આફ્રિકાની આખી

પૂર્વ બાજુને ખીલવી ઉજ્વળ બનાવનાર ગુજરાતીઓજ હતા. તેમણે વાવેલાં બીજકો ફળ રૂપે પરિણામ પામતાં લલચાયલી ગોરી પ્રજાઓ તે ફળને ઝુંટવી લેવા માંગે છે. મનુષ્યાહારી રાક્ષસો અને સિંહ સરખાં ક્રૂર પશુઓથી ભરેલા આફ્રિકાના મધ્ય ભાગ તરફ સાહસિક મુસાફરોને રસ્તો બતાવવામાં ગુજરાતી ભોમીયાઓનો ઘણોજ ઉપયોગ થએલો હોવો જોઇએ.

આવા પ્રકારની ભૌતિક રચનામાં ગુજરાતની પ્રજા ઉછરી આવેલી છે. તેનો ઇતિહાસ અને તેની પરંપરાપ્રાપ્ત શિષ્ટતા ( tradition ) એ પણ અતિ પ્રાચીન હોઇ તેમણે ગુર્જર પ્રજાના માનસિક બંધારણને ચોક્કસ સ્વરૂપ આપેલું છે. જગના સર્વથી પુરાણા સાહિત્ય વેદની મહા વિખ્યાત ગાયત્રીના રચનાર વિશ્વામિત્રનું સ્મરણ હજી પાવાગઢ અને તેમાંથી જન્મ પામતી વિશ્વામિત્રી નદી આપે છે. સાંખ્ય ફીલસુફીના આચાર્ય કપિલમુનિ અને તેમનાં માતા દેવહુતી હજી તેમના મૂળ સ્થાનક સિદ્ધપૂરમાં પૂજાય છે, અને માતૃગયાના નામથી પ્રસિદ્ધ થએલું એ સ્થાન હજી યાત્રાળુઓના યાત્રા લોભનું પાત્ર મનાય છે. પંચમહાલને રામાયણના સુપ્રસિદ્ધ તાડિકા વન તરીકે ઓળખાવવામાં આવે છે, અને સંખેડાની આસપાસના જંગલી અને ડુંગરી પ્રદેશને હિડીંબ વન તરીકે ગણી તેની પ્રાચીનતાને મહાભારત સુધી લંબાવવામાં આવે છે. સૂર્યને ઢાંકી દેવા જેટલી ઉંચાઇ ધારણ કરતા વિંધ્યાચળને સુવાડી દેઇ જગતને અંધકારની આગતડમાંથી બચાવી લેનાર અગસ્ત્ય ઋષિની વાત ઘણી જાણીતી છે. વળી પરબ્રહ્મની વિભૂતિ રૂપ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રની શ્રેષ્ઠતા સંબંધી પરીક્ષા લેવાની હિંમત ધરનાર ભૃગુ ઋષિનો આશ્રમ ભરૂચમાં હતો એમ મનાય છે.

આ પ્રાચીન કાળથી જાણીતા થએલા પ્રદેશનો યથાર્થ અને સળંગ ઇતિહાસ મળતો નથી, તેના વિવિધ ખંડોનીજ માહીતી આપણને પ્રાપ્ત થએલી છે. ઇતિહાસનું પ્રથમ કિરણ આપણને દ્વારિકામાં નિવાસ કરતા દ્વાપર યુગના સૃષ્ટા, મહાભારતના સૂત્રધાર, સૌન્દર્ય, જ્ઞાન તથા કર્મની સંયુક્ત ભાવનાના મૂર્તિમાનસ્વરૂપ સરખા કૃષ્ણચંદ્રની ઝાંખી કરાવે છે. કૃષ્ણના દેહવિલય પછી યાદવાસ્થળીમાંથી બચેલા રહ્યા સહ્યા યાદવો ઉત્તર તરફ સિંધ, પંજાબ તથા અફગાનીસ્તાનમાં ચાલ્યા ગએલા કહેવાય છે. અલેક્ઝાન્ડર અને સીથીયન પ્રજાઓનાં ધસારાથી આ યાદવો પોતાના મૂળ પ્રદેશમાં પાછા ફર્યા, અને ત્યાંથી દક્ષિણ તરફ તેમનાં કેટલાંક ટોળાંએ વધી મોટાં રાજ્યો પણ સ્થાપ્યાં.

આ પછી મૌર્ય વંશના સમ્રાટ અશોકના સમયમાં ગુજરાત ઉપર અશોકની આણ ફરતી હતી, અને તેના સાક્ષીરૂપે ગિરનાર ઉપરનો શિલા લેખ હાજર છે. અશોક પછીનો અંધકારમય સમય વીત્યા પછી વલ્લભીવંશના શિલાદિત્યોની અસ્પષ્ટ માહીતી મળી આવે છે. છેલ્લા શિલાદિત્યનું રાજ્ય સિંધ માર્ગે આવેલા કોઇ શક કે આરબ લોકોએ છિન્ન ભિન્ન કરી નાંખ્યું, પરંતુ વલ્લભીરાજ્યની ભસ્મમાંથી પંચાસરના ચાવડાઓ જન્મ પામ્યા. વચમાં કલ્યાણીના ચાલુક્ય રાજા ભુવડે ચાવડા રાજા જયશિખરીને મારી થોડો સમય પોતાની આણ વર્તાવી, તથા તેના પુત્ર વનરાજે ભુવડ સોલંકીના લશ્કરને ટુંક મુદતમાં હરાવી ગુજરાતની બહાર કહાડયું, અને ગુજરાતનું રાજકીય કેન્દ્ર પંચાસરથી ખસેડી પાટણ સરખા મધ્ય સ્થળે આણ્યું.

ચાવડા વંશના છેલ્લા દુર્બલ રાજા સામંતસિંહને મારી તેનો ભાણેજ મૂળરાજ ગુજરાતની ગાદીએ આવ્યો. મામાનો ઘાત કરી રાજ્ય પ્રાપ્ત કરનાર આ સોલંકીનો વંશ સંતાનોની બાબતમાં

સર્વદા અસંતુષ્ટ રહ્યો છે, છતાં ગુજરાત અને ગુજરાતીઓનો ઉત્કર્ષ સોલંકીઓના કાળમા ઉચ્ચતમ કક્ષાએ પહોચ્યો હતો. હિંદુસ્તાનના રાજકીય તંત્રમાં ગુજરાતને આ સમયે અતિ મહત્ત્વ પ્રાપ્ત થયુ; ગુજરાતને સ્થિરતા, આબાદી અને કીર્તિ મળ્યાં. ગુજરાતની એકતા આ સમયે સ્ફુટ થઇ, ગુજરાતની સીમા આ સમયે સ્પષ્ટ થઈ, અને ગુજરાતી તરીકેનું અભિમાન પુરેપુરું જાગ્રત થયું. માળવા, આબુ, રજપૂતાના, દક્ષિણ વગેરે પ્રદેશોમાં ગુજરાતી સમશેર ચળકતી હતી. ગુજરાતી ભાષાનાં મૂળ પણ આ સમયે રોપાયાં. જૈનો અને બ્રાહ્મણોએ વિદ્યાનું વ્યસન સર્વત્ર વળગાડી દીધુ.

પરંતુ આ ઉન્નતિના સમયમા હિંદુસ્તાનના દુર્ભાગ્યનાં ચિન્હો પણ જણાયા કરતાં હતાં. મુસલમાનોએ ધાર્મિક ઐક્યના પ્રભાવે જુદી જુદી પ્રજાઓ હોવા છતાં જગતના મોટા ભાગ ઉપર પોતાની આણ ફેલાવી. ક્રિશ્ચિયનો પણ જુદી જુદી પ્રજાના બનેલા હોવા છતાં ધાર્મિક ઐક્યના બલે તેમણે પણ સુંદર સંસ્કૃતિ ઉત્પન્ન કરી રાષ્ટ્રીય ભાવનાને ઘણીજ ખીલાવી. પરંતુ હિંદુ પ્રજા એક છતાં તેનામાં ધાર્મિક વિરોધની લેશ પણ તીવ્રતા નહિં છતા, મુસલમાનોના પ્રથમ ધસારા સ્હામે નિષ્ફળ નીવડી પરતંત્ર બની ગઇ એ પણ ઇતિહાસવેત્તાઓ માટે એક ગંભીર પ્રશ્ન છે. તેજપાળ, અનંગપાળ વગેરે પંજાબનો મોખરો સાચવનાર આર્યરાજાઓ મુસલમાનોના પ્રવાહને અટકાવી શક્યા નહિ, અને ગુજરાતના દૂર આવેલા રાજ્યને ઘડીભર ઉથલાવી નાખી સોમનાથના પવિત્ર દેવળને ભાગી તોડી મુસ્લીમ ધર્મનો વિજય વાવટો ફરકાવી વંટાળીઆની માફક આવી ચાલ્યા જનાર મહમદ ગીઝનવીને માત્ર એક અકસ્માત આપત સમજી તે દૂર થતાં નિશ્ચિંતપણે અંદર અંદર કલહો અને વિગ્રહોમાં ઉત્સુક રહેતા શાસનધરોના દિવસ ભરાઈ ચુક્યા હતા. સીકંદરની સ્હામે થનાર પોરસ અને ચંદ્રગુપ્ત, તથા સીથીયનોનાં બળવાન ટોળાંનો પરાજય કરી પોતાનો સંવત ચલાવનાર પરાક્રમી વિક્રમાદિત્યનો સમય હવે રહ્યો ન હતો. રાજ્યને માટે કે સ્ત્રીઓને માટે અંદર અંદર મિથ્યાભિમાનથી કપાઈ મરતા જયચંદ, ભોળાભીમ અને પૃથુરાજનો સમય આવ્યો હતો. પરિણામ શું આવ્યું તે સર્વ કોઈ જાણે છે. મુસલમાનોએ હિંદુઓની ખામીનો સંપૂર્ણ લાભ લીધો, અને સોલંકી વંશના પાછલા કાળમા તો તેમણે ઉત્તર હિંદુસ્તાનનો મોટો ભાગ પોતાને હસ્તગત કરી લીધો.

સામાન્ય શત્રુની સ્હામે એકસંપી કરવાનું ભુલી ગએલા હિંદુ રાજાઓ એક પછી એક મુસલમાનો આગળ લુપ્ત થવા લાગ્યા. સોલંકીઓની પાછળ આવનાર વાઘેલા રાજાઓ ચાર પાંચ પેઢી સુધી ગુજરાતનું સુકાન હાથ ધરી રહ્યા, પરંતુ છેલ્લો રાજા કરણ પોતાની વિષયાસક્તિને પરિણામે પોતાના મિત્રો અને શુભેચ્છકોનેજ પોતાના દુશ્મનો બનાવી અલાઉદ્દીન ખીલજીને હાથે પોતાનું રાજ્ય ખોઇ બેઠો. આ સમયથી એટલે લગભગ ઈ. સ. ૧૩૦૦ ની સાલથી ગુજરાતે પરતંત્રતાની ધુંસરી પોતાને ગળે ધારણ કરી, જેમાંથી તે હજી સુધી મુક્ત થયું નથી.

દીલ્હીની સલતનતથી છુટા પડેલા કેટલાક મહમદ બેગડા અને બહાદુરશાહ સરખા ગુજરાતના સુલતાનોએ ગુજરાતનો સારો ઉત્કર્ષ કર્યો હતો, પરંતુ રજપૂત રાજાઓના સમયમા ગુજરાતનું જે એક પ્રજાજીવન ઘડાતું હતું તે છિન્નભિન્ન થઇ ગએલું પાછું એક થયું નહિં. પ્રજાના જીવનમાં પરાધીનતાને પરિણામે રાજકીય શિથિલતા વ્યાપવા લાગી. ગુજરાતનો જે કાંઇ ઝળકાટ જણાતો હતો તે પ્રજાજીવનના આરોગ્ય ભર્યા પ્રફુલ્લ તેજનો નહિ, પરંતુ ગાદી ઉપર વિરાજતી કોઈ વ્યક્તિના બુદ્ધિચાપલ્ય કે રણકૌશલ્યના પ્રતિબિંબ રૂપ હતો. પ્રજાના અને રાજાના સ્વાર્થ એક ન હતા, અને મુસલમાન બાદશાહોને પોતાપણાની દૃષ્ટિથી વિલોકવાનો સમય આવતા પહેલા તે બાદશાહોજ અકબરને હાથે નષ્ટ થયા. મોગલ તથા રજપૂત જ રાજાઓના ઉત્તર તરફના ધસારા-

માંથી, માળવાના બાદશાહના પૂર્વ તરફના હુમલાઓમાંથી અને ઘણીવાર સુલતાનોના દક્ષિણ તરફના હલ્લાઓમાંથી પોતાની ગાદીને સુરક્ષિત સાચવી રાખવાના પ્રયત્નોમાંજ ગુજરાતના બાદશાહો મશગુલ રહેતા. આવી સ્થિતિમાં લશ્કર એજ પોતાના બચાવનું મુખ્ય સાધન હતું, પરંતુ તે લશ્કર તળ ગુજરાતનું નહતું, અને જે કાંઈ થોડો ઘણો ભાગ ગુજરાતીઓનો હશે તેમનામાં ગુજરાતી તરીકેનું અભિમાન ન હતું. આ પ્રમાણે ગુજરાતી પ્રજાનો લશ્કરમાંથી તથા રાજ કાજમાંથી ભાગ ઓછો થઈ જતાં લોકોએ માત્ર ખેતી અને વ્યાપારની શાંત પ્રવૃતિઓમાંજ પોતાનું ધ્યાન પરોવ્યું. રાજકીય જીવન તથા લશ્કરી જીવન મનુષ્યની મર્દાનગી ખીલાવે છે, પરંતુ જે પ્રજાનો તેવા જીવનમાંથી રસ ઓછો થઇ જાય છે તે પ્રજાની આત્મશ્રદ્ધા ઉતળી બની જાય છે, સ્વમાનની લાગણી તરફ ઉદાસીનતાનો ભાવ થઇ જાય છે, અને સહન કરવાની ટેવ પડતાં બાપડી બિચારીની ગણતરીમાં લપસી જઇ આવી પ્રજા અન્યની દયા ઉપર જીવન ગુજારવામાં સંતોષ માને છે. આવી પરિસ્થિતિને લેઇ કોઇ શિવાજી ગુજરાતમાં જન્મે એ અશક્ય હતું.

આ સ્થિતિ લગભગ ચારસો વર્ષના મુસલમાની અમલ દરમીયાન ચાલી. મુસલમાનો પછી આવનાર મરાઠાઓએ પણ સ્વાર્થ, ધનલોભ, અને રાજ્ય લોભને લેઈ એવી રાજનીતિ અખત્યાર કરી કે જે મુસલમાનોની જહાંગીરી કરતાં વધારે કુમળા નામથી ભાગ્યેજ ઓળખાવી શકાય. સ્વધર્મીઓ તરફ જે સ્વાભાવિક પક્ષપાત થવો જોઇએ તે મરાઠાઓની આવી રાજનીતિને લીધે કદી પણ ઉદ્ભવ ન પામ્યો. પરતંત્રતા લખાવી લાવેલા હિંદુસ્તાને શિવાજી અને રણજીતસિંહ સરખા રાજનીતિનિપુણ અને રણપંડિત વીરો ઉત્પન્ન કર્યા; તેમણે ઉભાં કરેલાં બળથી મોગલાઇની મહેલાત ડગમગી ગઇ; પરંતુ શિવાજી અને રણજીતનું સ્થાન લેનાર વ્યક્તિઓએ જાતિ સ્વાર્થને આગળ કરી સ્વરાજ્ય અને સામ્રાજ્યની મૂળ ભાવના વિસારી દીધી. નહિતો અટક સુધી ભગવો ઝુંડો ફરકાવનાર મરાઠી વીરો એક પછી એક ખરી જાય પોતાની સ્વતંત્રતા લુપ્ત થવા દે એ બનવું અશક્ય હતું. સિંહ સરખા શીખ લોકો જેમણે અફગાનીસ્તાનના તોફાની અને પહાડી મુલકમાં રાજ્યની ઉથલપાથલો કરાવી હતી તેઓ તાબેદારી સ્વિકારે એ અસંભવિત હતું. મુસલમાન અને મરાઠા એ બન્નેથી ધરાઈ ગએલી પ્રજાને ઇન્ગ્રેજી અમલની સાથે દાખલ થતું શાંતિનું વાતાવરણ ઘણું ગમી ગયું; આવી શાંતિની તેને હવે જરૂર પણ હતી; અને સ્વાર્થ સાધતા વિવિધ રાજાઓ અને સરદારોની સાથે પ્રજાએ પણ બ્રિટિશ અમલને આવકાર આપ્યો.

આ સર્વ ઘટનામાં ઇન્ગ્રેજોની યુક્તિઓનો દોષ કહાડવા કરતાં આપણે આપણી સ્વાર્થવૃત્તિ અને તેને અંગે ઉત્પન્ન થતા બુદ્ધિભ્રમનેજ વધારે દોષ કહાડવો જોઇએ. પેશ્વા સિંધીયા, હોલકર ભોંસલે, ગાયકવાડ વગેરે મરાઠી રાજ્ય સમૂહનાં વિવિધ અંગોએ મૂળ અંગમાંથી છુટા પડી જવાની, મૂળ અંગથી સ્વતંત્ર જીવન ભોગવવાની વિઘાતક યુક્તિઓ આદરી, અને તેને પ્રરિણામે કોઇએ પોતાનું જીવનજ સમાપ્ત કર્યું, અને કોઇએ પરતંત્ર જીવન સ્વિકાર્યું. પરંતુ કલાઇવ વોરન હેસ્ટિંગ્સ, વેલેસ્લી કે ડેલહાઉઝીએ માત્ર કંપનીનાજ સ્વાર્થમાં પોતાનો અંગત સ્વાર્થ ગાળી દીધો, ખોટાં ખરાં જે કાર્યો કર્યાં તે સર્વમાં દોષ પોતાને માથે વહોરી ફળ કંપનીને સમર્પ્યાં, અને પોતાના માલીકોની અહોનરી ઇચ્છી, સામ, દામ, ભેદ અને દંડનાં રાજ્ય પ્રપંચનાં સૂત્રોનો મહા કુનેહથી ઉપયોગ કરી પોતાના મુઠી ભર માણસો વડે તેત્રીસ ક્રોડ હીંદીઓ ઉપર એક ચક્રે અંકુશ સ્થાપી દીધો.

(અપૂર્ણ)

રમણલાલ વસંતલાલ દેશાઇ.

# વૈદિક કાળનું ભારતીય યુદ્ધ

—અથવા—

# દાશરાજ્ઞ વિગ્રહ.

( ગતાંકના પૃ. ૧૫૪ થી અનુસંધાન. )

## ૧૨ દાશરાજ્ઞ વિગ્રહનાં કારણો તથા દિવોદાસનો ઇતિહાસ.

દાશરાજ્ઞ વિગ્રહ શા માટે થયો, તેના કારણોનું અન્વેષણ કરવામાં દિવોદાસનો ઇતિહાસ ઉપયોગી થઈ પડે છે. દિવોદાસને ઋગ્વેદમાં અતિથિગ્વ ( ૧-૧૩૦-૮ ), અશ્વથ અને સાંજય પ્રસ્તોક ( ૬-૪૭-૨૨. ૨ ) કહેવામાં આવેલ છે. તેના પુત્ર સુદાસને પજવન કહ્યો છે. તે ઉપરથી પિજવન તેનું બીજું નામ અથવા ગોત્ર હોવાનો સંભવ છે. સુદાસ સિવાય તેને પ્રતર્દન નામનો બીજો પુત્ર હતો, એમ કૌશીતકી ઉપનિષદ્ ( ૩-૧ ) ઉપરથી જણાય છે. દિવોદાસના પિતાનું નામ વધ્ર્યશ્વ હતું, જેનું રાજ્ય સરસ્વતીના કિનારા ઉપરના પ્રદેશ ઉપર હતું. ( ઋ. ૬-૬૧-૧ ) મત્સ્ય પુરાણમાં પણ દિવોદાસના પિતાનું નામ વિધ્ર્યશ્વ આવેલ છે ( અ. ૫૦, શ્લો. ૧ ), તેથી વૈદિક દિવોદાસ અને પૌરાણિક દિવોદાસનું તાદાત્મ્ય સિદ્ધ થાય છે. ઉપર કહેવામાં આવ્યું છે, તેમ સુશ્રવા રાજા ને આર્યાવર્તના વીશ રાજાઓ સાથે મહાન્ વિગ્રહ થયો હતો. ને વિગ્રહમાં સુશ્રવાનો વિજય થયો હતો. પરંતુ શા માટે તે વિગ્રહ થયો હતો, તે વિષે કંઈ કહેવામાં આવ્યું નથી. તેટલા માટે તે સમયની પરિસ્થિતિ સમજવાને માટે મહાભારતાદિ ગ્રંથોનો આધાર લીધા વિના ચાલે તેમ નથી. વૈવસ્વત મનુએ આર્યાવર્તમાં આવીને સરયુ નદીને તીરે અયોધ્યા નગરી બંધાવી, આસપાસના પ્રદેશમાં રાજ્ય સ્થાપ્યું. તે સમયે અંગિરા, અથર્વે અને ભૃગુકુળના બ્રાહ્મણો યજ્ઞયાગાદિકમાં ઇન્દ્ર અને અગ્નિનું યજન કરતા હતા. મનુના પુત્ર નાભાનેદિષ્ઠે રુદ્રનું યજન દાખલ કર્યું.* દક્ષયજ્ઞભંગની કથામાં ભૃગુ ઋષિએ શંકરને યજ્ઞમાં ભાગ આપવાની સામે સખ્ત વિરોધ દર્શાવ્યાનું કહેવામાં આવ્યું છે,× તે ઉપરથી જણાય છે કે ભૃગુઓ જેઓ અગ્નિ અને ઇન્દ્રના યાજકો હતા, તેઓને આ નવીન સુધારો પસંદ પડ્યો ન હતો. તેજ કારણથી તેઓને રુદ્રિયો સાથે દારુણ સંઘર્ષો થયા છે. શૈવ, વૈષ્ણવ અને શાક્ત સંપ્રદાયોના અનુયાયીઓને જેમ મધ્યકાળમાં વારંવાર ઝગડા થતા હતા અને આજે પણ જેમ આર્યસમાજીઓ અને સનાતન ધર્માવલંબીઓ વચ્ચે વખતો વખત કલહો થયા કરે છે, તેમ વૈદિક કાળમાં રુદ્રયજનના સંપ્રદાયે ઉગ્ર પ્રક્ષોભ કરી મૂક્યો હતો. વૈદિક કાળના રાષ્ટ્રીય વિગ્રહોમાં આ ધર્મવિરોધ પણ એક બળવાન કારણ હતું. પરંતુ મુખ્ય કારણ તો આર્યાવર્તમાં જુદાં જુદાં નાનાં મોટાં રાજ્યો હોવાનું જ

* ઋગ્વેદ ૧૦-૬૧-૧ તથા ઐતરેય બ્રાહ્મણ ૫-૨૨-૯

× શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૪, અ. ૬.

છટકી શકયો નહિ હોય, એમ પાછળથી બનેલા બનાવ ઉપરથી જણાય છે. એવી પરિસ્થિતિમાં વિજીત પ્રજાઓની બાહ્ય પ્રવૃત્તિઓનો થોડા સમય સુધી નિરોધ કરી શકાય છે, પરંતુ તેઓના હૃદયમાં તેથી વૈર્યનો તીક્ષ્ણ અગ્નિ પ્રકટ થાય છે, તે અગ્નિને ઓલવી શકાતો નથી. અનુકૂળ સંયોગરૂપ વાયુનું બળ મળે, તે અગ્નિ પ્રજ્વલિત થાય છે અને તેની ધિકૂધિકતી જ્વાળામાં વિજેતાનું સર્વસ્વ હોમાઈ જાય છે. દિવોદાસે પોતાના પિત્રાઇ રાજાઓની અને વિશેષતઃ યદુઓની બહુ દુર્દશા કરી હતી. તેના નામથી પણ થરથરતા રાજાઓ અને પ્રજાઓના હૃદયમાં તેણે કદિ પણ શાંત ન થાય, તેવો વૈર્યાગ્નિ સળગાવ્યો હતો. તેના મૃત્યુ પછી તે અગ્નિ પ્રજ્વલિત થયો, જેની ભીષણ જ્વાલામાં આખો દેશ હોમાયો.

## ૧૩. વસિષ્ઠ અને વિશ્વામિત્ર.

અનેક મનુષ્યોનો સંહાર કરીને રક્તપરિપ્લુત હસ્તથી મેળવેલા દિગ્વિજયનું અને સ્વદેશના તેમજ વિદેશના રાજાઓને ચરણ નીચે ચાંપીને પ્રાપ્ત કરેલ ચક્રવર્તીપણાનું સુખ દિવોદાસે દીર્ઘ કાળ સુધી ભોગવ્યું હોય, એમ જણાતું નથી. ઋગ્વેદના છઠ્ઠા મંડળ ઉપરથી જણાય છે કે અંગિરા ગોત્રના ભરદ્વાજ ઋષિ દિવોદાસના પુરોહિત હતા. એક મંત્ર ( ૬-૪૭-૨૨ )થી ભરદ્વાજના પુત્ર ગર્ગ પણ તેના પુરોહિત હોવાનું જણાય છે, તે ઉપરથી જણાય છે કે કુત્સાંગિરસ સાથે સંધિ કર્યા પછી દિવોદાસે તેમજ ભરતોએ અંગિરાના વંશજોને પુરોહિતપણું આપ્યું હશે. પરંતુ અંગિરાના સમકાલીન ભૃગુઓ વૈવસ્વત મનુના વંશજો સાથે સમાધાન કરી શક્યા ન હતા. વૃત્ર જાતિના દાનવ રાજા વૃષપર્વાના તેમજ વલ જાતિના રાજા બલિના ગુરૂ શુક્રાચાર્ય હતા. * અનાર્યોનું પુરોહિતપણું સ્વીકારવામાં તેઓને આર્ય ક્ષત્રિયો સાથે શત્રુતા હતી, તે સિવાય બીજું કંઇ પણ કારણ હોવાનો સંભવ નથી. મનુના પુત્ર ઇક્ષ્વાકુના પુરોહિત વસિષ્ઠજી હતા, × તેથી તેઓ મનુની સાથે આર્યાવર્ત્તમાં આવ્યા હશે, એવું અનુમાન થાય છે. તેજ પ્રમાણે મનુની પુત્રી ઇલાના વંશજોએ પણ વસિષ્ઠનો સ્વીકાર કર્યો હતો. + દિવોદાસના મૃત્યુ પછી તેના પુત્ર પૈજવન સુદાસ ને વસિષ્ઠજીએ ઐન્દ્રમહાભિષેકવિધિથી રાજ્યાભિષેક કરાવ્યો હતો ÷ તે ક્રિયાના બળાથી સુદાસે પૃથ્વીપર્યંત દિગ્વિજય કરીને અશ્વમેધયાગ કર્યો હતો. વિશ્વામિત્ર ઋષિએ તે યજ્ઞનું વર્ણન કર્યું છે, તેમાં કહ્યું છે કે-' ભોજકુળના રાજાએ તથા તેના પુરોહિત આંગિરસે એક યજ્ઞમાં તેને (વિશ્વામિત્રને) પુષ્કળ ધન આપ્યું હતું. (ઋ. ૩-૫૩-૧). અશ્વમેધયાગમાં સુદાસ રાજાએ પણ વિશ્વામિત્રને અધ્વર્યુનું પદ આપ્યું હતું. તે ઉપરથી સુદાસ રાજાના સમયમાં વિશ્વામિત્રનું ઋષિત્વ તેમજ બ્રાહ્મણત્વ સ્વીકારવામાં આવ્યું હતું', એમ સિદ્ધ થાય છે. ઋગ્વેદના ત્રીજા મંડળના ૩૩ મા સૂક્તમાં વિશ્વામિત્રે વિપાસા (બિયાસ) અને શતદ્રુ (સતલજ) નદીઓની પ્રાર્થના કરી છે, તેમાં ભરતો ને નદીઓ ઉતરી સામે તીરે ગયા, એમ કહ્યું છે. (મંત્ર ૧૧-૧૨). તે ઉપરથી

---

* મહાભારત આદિ પર્વ, અ. ૭૬ શ્લો. ૬ તથા શ્રીમદ્ ભાગવત ૮-૧૫

× રામાયણ ઉત્તરકાંડ સ. ૫૬

+ મહાભારત આદિ પર્વ ૧૭૪-૮

÷ ઐતરેય બ્રાહ્મણ ૮-૮-૩૮.

તે આખું સૂક્ત દાશરાજ્ઞને લાગુ પડે છે, એમ પાશ્ચાત્ય પંડિતો માને છે.* પરંતુ સાયણાચાર્યે તથા નિરુક્તકાર યાસ્કાચાર્યે (નિ. ૨-૨૪) અશ્વમેધયાગની સમાપ્તિ થયા પછી વિશ્વામિત્રે પોતાના આશ્રમપતિ પ્રયાણ કર્યું હતું, અને તે બે નદીઓ ઉતરતાં તેઓને જે વિપત્તિ નડી હતી, તે હકીકતને જ લાગુ પાડયું છે. કદાચ તેમ છતા પણ તે સૂક્ત દાશરાજ્ઞયુદ્ધને લગતું છે, એમ માનીએ, તો પણ વસિષ્ઠ અને વિશ્વામિત્રને સહજ વૈર હતું, એ માન્યતાને બાધ આવતો નથી. ભાગવતાદિ પુરાણોમાં વિશ્વામિત્રને ગાધિપુત્ર કહેલ છે. × તે ગાધિની પુત્રી સત્યવતીને ભૃગુકુળના ઋષિ ઋચિકથી જમદગ્નિ થયા અને તે જમદગ્નિના પુત્ર પરશુરામ થયા. એ રીતે ભૃગુઓ વિશ્વામિત્રના નિકટના સંબંધમાં આવ્યા હતા. અર્થાત્ વિશ્વામિત્રનું કૌશિકકુળ અને જમદગ્નિનું ભાર્ગવકુળ લગ્નગ્રંથિથી જોડાઇ ગયાં હતાં. મનુના વંશજોએ ભૃગુઓને બહુ સતાવ્યા હતા અને વસિષ્ઠજી તેઓના કુલપુરોહિત હતા, તેથી વસિષ્ઠ પ્રતિ વિશ્વામિત્રના હૃદયમાં દ્વેષ ઉત્પન્ન થયો હતો. વિશ્વામિત્રે વસિષ્ઠની સત્તા નિર્મૂળ કરવા ઉગ્ર ઉદ્યમ આરંભ્યો. દારૂણ તપ તપીને તેઓએ પ્રથમ તો બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું અને ભોજાદિ ચંદ્રવંશીય રાજાઓના યજ્ઞમા ઋત્વિજનું કાર્ય કરવા માંડયું. તેઓના તપનો પ્રભાવ એટલો બધો દુર્ધર્ષ હતો કે સુદાસ રાજાએ પણ પોતાના પુરોહિત વસિષ્ઠની ઉપેક્ષા કરીને તેઓને અશ્વમેધયાગમા અધ્વર્યુનું પદ આપ્યુ. આ યજ્ઞમાં વસિષ્ઠના પુત્ર શક્તિ અને જમદગ્નિ પણ ઋત્વિજો તરીકે વરાયા હતા. વિશ્વામિત્ર જન્મથી ક્ષત્રિય હોવા છતાં પોતાના જ યજમાને તેઓને મુખ્યપદ આપ્યું તેથી શક્તિનું હૃદય દ્વેષથી કલુષિત થયું અને તેઓએ મંત્રબળથી વિશ્વામિત્રને અને તેઓના પુત્રોને નિર્વાક કરી નાંખ્યા. આ પ્રસંગે પોતાના ભાણેજ જમદગ્નિએ તેઓને સાહાય્ય કરી અને વિશ્વામિત્ર તથા તેઓના પુત્રોને સરસ્વતી પુનઃ પ્રાપ્ત થઈ. (ઋ. ૩-૫૩-૧૫ અને ૧૬). એ રીતે મોટા આડંબરથી આરંભાયેલો અશ્વમેધ યજ્ઞ તો નિર્વિઘ્ને સમાપ્ત થયો, પરંતુ વિશ્વામિત્રના અંતઃકરણમાં સળગી ઉઠેલો અગ્નિ તો એકદમ પ્રવૃદ્ધ થયો. યજ્ઞની પૂર્ણાહુતિ થવાની સાથે વિશ્વામિત્રે ચાર મંત્રો વડે વસિષ્ઠોને ઉગ્ર શાપ આપ્યો. (ઋ. ૩-૫૩-૨૧ થી ૨૪). તે મંત્રોમાં વિશ્વામિત્રે એટલું બધુ બળ મૂક્યું કે-આજે પણ વસિષ્ઠ ગોત્રના બ્રાહ્મણો તે મંત્રોનો ઉચ્ચાર કરતા નથી. તેમ તેના એક અક્ષરનું પણ શ્રવણ કરવામા પાતક સમજે છે. * આ પ્રમાણે બ્રહ્મવર્ચસ તે જ સર્વસ્વ ગણનારા બ્રાહ્મણોના બે કુળો વચ્ચે કટ્ટી શત્રુતા ઉપસ્થિત થઈ. પરંતુ ત્યાર પછી જ્યારે ભરતો અને તૃત્સુઓનાં રાજ્યો ઉપર શત્રુ રાજાઓ ચઢી આવ્યા, ત્યારે સુદાસે વિશ્વામિત્રનો ત્યાગ કરી, ફરીથી વસિષ્ઠને પુરોહિતપણું આપ્યું. (ઋ. ૭-૩૩-૬). વસિષ્ઠજીએ પોતાના તપોબળથી તેઓનું રક્ષણ કર્યું અને દાશરાજ્ઞયુદ્ધમા તેઓની સંયુક્ત સેનાની સાથે જઇને તેઓને સંપૂર્ણ વિજય

---

* શ્રીમદ્ ભાગવત સ્કંધ ૯ અ. ૧૪ તથા કાત્યાયન કૃત સર્વાનુક્રમણી.

× ઐતરેય બ્રાહ્મણ (૮-૧૮) તથા આશ્વલાયન શ્રૌત સૂત્ર (૭-૧૮)મા પણ તેને ગાધિનો પુત્ર કહેલ છે. ગાધિના પિતાનું નામ કુશિક હતું.

* જૂઓ ૫૩ મા સૂક્તના ૧-૧૫-૧૬-૨૧ થી ૨૪ મંત્રો ઉપર સાયણાચાર્યનું ભાષ્ય. ૨૩મા મંત્રના ભાષ્યમાં કહ્યું છે કે-વિશ્વામિત્ર તપ કરતા હતા, ત્યથી તેઓને વસિષ્ઠના નોકરો બાંધીને વસિષ્ઠ પાસે લઇ ગયા.

અપાવ્યો. તે ઉપરથી સમજાય છે કે અશ્વમેધયાગ પ્રસંગે વસિષ્ઠપુત્ર શક્તિએ ચલાવેલ વર્તનથી નારાજ થઇને સુદાસે વસિષ્ઠનો ત્યાગ કરીને વિશ્વામિત્રને પુરોહિતપણું આપ્યું હશે. (નિરૂક્ત ૨-૨૪). પરંતુ વિશ્વામિત્રનો તે પ્રયત્ન અંત સુધી ચાલી શકયો નહિ. દાશરાજ્ઞ વિગ્રહનું મુખ્ય કારણ કદાચ દિવોદાસ અને તેના પુત્ર સુદાસનું વિજિત પ્રજાઓ સાથેનું અસહ્ય વર્તન હશે, છતાં વસિષ્ઠવિશ્વામિત્રનો કલહ પણ અગત્યનું કારણ જણાય છે. ઋગ્વેદના સાતમા મંડળના ૩૨ મા સૂકતમાં રાક્ષસોથી રક્ષણ થવાને માટે વસિષ્ઠજીએ મંત્રો કહ્યા છે. તે સૂકતના ૧૦ મા મંત્રમાં સુદાસની સ્તુતિ કરવામાં આવી છે. તે સુદાસ પિજવનનો પુત્ર હતો, એમ બૃહદ્દેવતા (અ. ૫ શ્લો. ૨૪૫) માં કહ્યું છે. પરંતુ સાયણાચાર્યે તે સ્થળે સુદાસ શબ્દ સુદાસ રાજાનો વાચક નથી, પરંતુ સુદાસ એટલે સારૂં દાન આપનાર, એવો અર્થ કર્યો છે. તે મંત્રની ટીકામાં * આપેલાં શાટ્યાયન અને તાંડક ઋષિઓનાં વચનો ઉપરથી સમજાય છે કે-વસિષ્ઠના પુત્ર શક્તિને કોઇએ બાળી નાંખવાથી, તે સૂક્ત કહેવાયું છે. તૈત્તિરીય સંહિતા (૬-૪-૭-૧), પંચવિંશ બ્રાહ્મણ (૪-૭-૩) અને જૈમિનીય બ્રાહ્મણ (૨-૩-૯૦)માં સૌદાસે વસિષ્ઠોના પુત્રોને માર્યા અને વસિષ્ઠે તેનું શાસન કર્યું એવી કથા કહેવામાં આવી છે. રામાયણ (ઉત્તરકાંડ અ. ૫૬) માં, મહાભારત આદિપર્વ (અ. ૧૭૫ થી ૧૮૨) માં અને પુરાણોમાં ઇક્ષ્વાકુ કુળના રાજા સુદાસનો પુત્ર સૌદાસ જેનું બીજું નામ કલ્માષપાદ હતું, તેણે આવું અધમ કૃત્ય કર્યું હતું, વસિષ્ઠજીએ તેનું શાસન કર્યું હતું તથા શક્તિના પુત્ર પરાશરે રાક્ષસયાગ કર્યો હતો, તે કથા બહુ વિસ્તારથી કહેવામાં આવી છે. તે સૌદાસને વૈદિક સુદાસ સાથે સંબંધ હોવાનું જણાતું નથી. ઋગ્વેદની કોઇ પણ ઋચામાંથી ભરતકુલોત્પન્ન સુદાસને વસિષ્ઠ સાથે શત્રુતા થઈ હતી, એવું એક પણ વચન નીકળતું નથી × વળી પુરાણોમાં સૌદાસ કલ્માષપાદના પિતામહનું નામ સર્વકામ આપ્યું છે,+ ત્યારે વૈદિક સુદાસના પિતાનું નામ દિવોદાસ છે. તેથી સૌદાસ કલ્માષપાદનો પિતા સુદાસ તથા વૈદિક સુદાસ જૂદી જૂદી વ્યક્તિઓ હતી, એમ સિદ્ધ થાય છે.

### ૧૪ સુદાસ રાજાનો અશ્વમેધયાગ તથા દિગ્વિજય યાત્રા.

ઇક્ષ્વાકુ કુળના સૌદાસ કલ્માષપાદના પિતા સુદાસને ભરતકુલોત્પન્ન પૈજવન સુદાસ માનવામાં એક બીજી પણ આપત્તિ આવે છે. સુદાસના આરંભના કાળમાં તથા છેવટના કાળમાં તેનું પુરોહિતપણું વસિષ્ઠ જ કરતા હતા. વચમાં અશ્વમેધ પ્રસંગે વિશ્વામિત્રને તે અધિકાર આપવામાં આવ્યો હતો. તેથી તેના પુત્રના સમયમાં વસિષ્ઠજ પુરોહિત હોવાથી અને વિશ્વામિત્ર ફરીથી પુરોહિત થયા હોય, તો તેવી હકીકત વૈદિક સંહિતામાંથી પ્રાપ્ત થતી નથી, તેથી વસિષ્ઠ સાથે વૈદિક સુદાસના પુત્રને વૈર હોવાનો સંભવ રહેતો નથી. વૈદિક સુદાસના પિતા દિવોદાસે ચક્રવર્તીપણું પ્રાપ્ત કર્યું હતું. તેથી તેના મૃત્યુ પછી ચક્રવર્તી રાજાને છાજે તેવા આડંબરથી સુદાસ

---

* ઋ. ૭-૩૨-૧ ઉપરનું ભાષ્ય.

× Vedic Index, Vol. II., p. 275.

\+ Matsya Purana, Panini office ed., Vol. vii p. Lxxviii.

રાજાએ રાજ્યાભિષેકનો સમારંભ ઉજવ્યો. પ્રાચીન કાળમાં એવો નિયમ હતો કે જે રાજા પોતાને અખિલ માનતો હોય, તેણે દિગ્વિજય કરી અશ્વમેધ યજ્ઞ કરવો જોઈએ. પુરાણોમાં પણ જે રાજાઓનાં નામો જોવામાં આવતાં નથી, તેવા લગભગ હજાર રાજાઓએ [illegible] કર્યાની અને પૃથ્વીના અંત સુધી દિગ્વિજય કર્યાની હકીકત ઐતરેય બ્રાહ્મણ ( ૮–૪–૭,૮,૯ )માંથી મળી આવે છે. પરંતુ સુદાસ ગાદીએ બેઠા કે તુરત શત્રુ જાતિના અનાર્યો ફરી ઉપદ્રવ કરવા લાગ્યા. સરયુ નદીને તીરે અયોધ્યાનો ઇક્ષ્વાકુ કુળનો પુરુકુત્સ રાજા રાજ્ય કરતો હતો, જેનું બીજું નામ દુર્ગહ હતું અને જેની અર્ધાંગ ગિરિક્ષિત હતી. ( ઋ. ૪–૪૨,૮,૯ ). સંભવતઃ તેના રાજ્યની મર્યાદા સરયુ અને સરસ્વતી નદીઓ વચ્ચેના પ્રદેશ સુધી હતી. ઋગ્વેદના એક મંત્ર (૧–૧૭૪–૨) થી જણાય છે કે જે શત્રુઓના શરદ્ રાજાનું રાજ્ય હિમાલયની તળેટીમાં સરસ્વતીના મૂળની આસપાસના પ્રદેશ ઉપર હતું.* આ શરદ્ રાજા પુરુકુત્સને નાની ઉમરનો જાણીને તેના રાજ્ય ઉપર ચઢી આવ્યો. પુરુકુત્સે પ્રશિષ્ટ રાજાની સાહાય્ય મેળવીને, તેને પોતાના મુલકમાંથી હાંકી કાઢ્યો. (ઋ. ૧–૧૧૨–૭) પરંતુ તે રાજા એટલો બધો બળવાન હતો કે એવા સ્વલ્પ પરાભવથી શાન્ત થાય તેવો ન હતો. દિલ્હીના ચુહાણ રાજા પૃથ્વીરાજે શાહબુદ્દિન ઘોરીને એકથી વધારે વખત હરાવીને હાંકી કાઢ્યો હતો, છતાં શાહબુદ્દિન ફરી ફરીને વધારે ને વધારે બળવાન સેના લઈને પાછો આવ્યો હતો. તે સમયે પૃથ્વીરાજે પ્રમાદથી તેની ઉપેક્ષા કરી, જેનું પરિણામ પોતાના અને આખા દેશની સ્વતંત્રતાના નાશમાં આવ્યું. પુરુકુત્સ પૃથ્વીરાજ જેવો વિલાસી અને પ્રમાદી ન હતો; તેણે શત્રુનું બળ બરાબર આંક્યું હતું, અને તેથી તેણે સરહદ ઉપર આવેલાં રાજ્યોના રાજાઓ સુદાસ અને પુરુની સાથે એકસંપી કરીને શત્રુઓના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. આ પ્રસંગે સુદાસે બહુ પરાક્રમ કર્યાનું નોંધાયું છે; તેણે શત્રુઓને ઘાસની જેમ કાપી નાંખ્યા અને ત્રણે રાજાઓની સંયુક્ત સેનાઓએ શરદ રાજાના સરહદ ઉપર આવેલા લગભગ સાત કિલ્લાઓ તોડી નાંખ્યા. (ઋ. ૧–૬૩–૭ તથા ૬–૨૦ ૧૦ ) આ યુદ્ધમાં પુરુકુત્સની સેનાનો બહુ સંહાર થયો હશે, એમ જણાય છે; કેમકે પુરુકુત્સના પુત્ર ત્રસદસ્યુએ પોતે જ એક મંત્રમાં કહ્યું છે કે તેના પિતાને શત્રુઓએ કેદ પકડ્યો હતો. (ઋ. ૪–૪૨–૮ ). પુરુકુત્સ કેદ પકડાયાથી સંયુક્ત રાજાઓએ નિરુત્સાહ થઈ જાણે વિશેષ પ્રયત્ન કર્યો હોય, એમ જણાતું નથી. પરંતુ ત્યાર પછીની જે હકીકત નોંધાઈ છે, તે ઉપરથી એમ જણાય છે કે પુરુકુત્સની જે સ્ત્રી સગર્ભા હતી, તેને પુરુકુત્સ કેદ પકડાયા પછી સપ્તર્ષિઓના અનુગ્રહથી ત્રસદસ્યુ નામના પુત્રની પ્રાપ્તિ થઈ. ત્રસદસ્યુ ઉમ્મર લાયક થતાં સુધી પ્રકૃત સ્થિતિમાં કંઈ ફેરફાર થયાનું પણ જણાતું નથી. પરંતુ તે ઉમ્મર લાયક થયો કે તુરત તેણે પોતાના પિતાનું વૈર વાળવાને માટે ઘાટ ઘડવા માંડ્યો. સુદાસ અને પુરુઓ

---

* दनो विश इन्द्र मृध्रवाचः सप्त यत्पुरः शर्म शारदीर्दत् ।
ऋणोरपो अनवद्यार्णा यूने वृत्र पुरुकुत्साय रन्धीः ॥

"હે ઇન્દ્ર ! અનાર્યભાષા બોલનારાઓનો તેં પરાભવ કર્યો; શરદના સાત કિલ્લાઓ તોડી નાંખ્યા; નદીઓનાં પાણી ઓછાં કરી નાંખ્યાં; અને વૃત્રને યુવાન પુરુકુત્સને શરણ મોકલ્યો." આ સ્થળે શરદ શબ્દનો અર્થ શરદ રાજા એવો સાયણાચાર્યે કર્યો છે. યુરોપીય પંડિતો શારદી પુરોનો અર્થ શરદ્ ઋતુમાં બચવાને માટે બાંધેલા કિલ્લાઓ, એવો અર્થ કરે છે. એ સઘળી હકીકત

સાથે પ્રથમથીજ મૈત્રી હતી. તદુપરાંત સૃંજયરાજ વીતહવ્યની સાથે તેણે નવીન સંધિ કરી. યોગ્ય સમય જોઈને તે સઘળા રાજાઓની પ્રચંડ સેના શરદના પ્રદેશમાં ઉતરી પડી. તે પ્રસંગે શરદ રાજાએ પણ દારૂણ યુદ્ધ કર્યાનું જણાય છે. શરદની સરહદ ઉપરના સાત કિલ્લાઓ તો પુરૂકુત્સે તોડી નાંખ્યા હતા, પરંતુ તેની રાજધાનીની આસપાસના બીજા કિલ્લાઓનો આ સંયુક્ત સેનાએ નાશ કરી નાંખ્યો. (ઋ. ૮-૧૮-૩ તથા ૧-૧૧૨-૧૪). સુદાસ રાજાએ આ વિગ્રહમાં વિજય મેળવ્યા પછી અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો. વિશ્વામિત્ર ઋષિએ આ યજ્ઞનું વર્ણન અતિ ગર્વિષ્ઠ વાણીમાં કર્યું છે (ઋ. ૩-૫૩). તેઓએ જે વર્ણન કર્યું છે, તે ઉપરથી જણાય છે કે-તે સમયે સુદાસ રાજાનો આખા દેશ ઉપર એટલો બધો દુર્ધર્ષ પ્રતાપ તપતો હતો કે અશ્વમેધના અશ્વને બાંધવાની કોઈ પણ રાજાએ હિમ્મત કરી ન હતી. અશ્વનું રક્ષણ કરવાને સુદાસ રાજા અને પોતાના બાંધવો સહિત વિશ્વામિત્ર પણ સાથે જ હતા. વિશ્વામિત્રે આ પ્રસંગે કહ્યું છે કે—

"હે કુશિક ઋષિના પુત્રો! સજ્જ થાઓ, સાવધાન થાઓ! સુદાસ રાજાના અશ્વને દિગ્વિજયની યાત્રા માટે છોડી મૂકો! (ભય રાખશો માં.) ઈન્દ્રદેવે પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશામાંથી શત્રુઓનો નાશ કર્યો છે. નિઃસંશય. સુદાસ રાજા પૃથ્વીના અંતપર્યન્ત વિજય મેળવીને અશ્વમેધ યજ્ઞ કરશે"

"મેં પૃથ્વી ઉપર તેમ આકાશમાં પણ ઈન્દ્રદેવને પ્રસન્ન કર્યા છે. ભરતકુળની નિખિલ પ્રજાનું વિશ્વામિત્રની મંત્ર શક્તિ સદૈવ રક્ષણ કરવાને સમર્થ છે."*

કુશિક પુત્રોએ અશ્વને છૂટયો મૂકયો. પ્રથમ અશ્વ પૂર્વ દિશા તરફ ચાલ્યો. છેક પૂર્વમાં કિકટ દેશ (અર્વાચીન મગધદેશ)માં શૂદ્રવર્ણનો પ્રમગંદ રાજા રાજ્ય કરતો હતો, ત્યાં અશ્વ જઈ પહોંચ્યો. સુદાસે તે રાજાને હરાવીને તેની અનાર્ય પ્રજાની સઘળી સંપત્તિ લૂટી લીધી. (ઋ. ૩-૫૩-૧૪). ત્યાંથી પાછાં વળતાં માર્ગમાં જે જે રાજ્યો આવતાં ગયાં, તે રાજ્યોના રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવતાં ઉઘરાવતાં અશ્વમેધનો અશ્વ વિપાસા (બીયાસ) અને શતદ્રુ (સતલજ) નદીઓના સંગમ ઉપર આવીને અટકયો. 'પર્વતોના ઉત્સંગમાંથી ઉછળતી સમુદ્રને ભેટવાની ઉત્કંઠાથી તે બે સરિતાઓ શરતમાં જાણે દોડતી ન હોય, તેમ છુટી ગયેલી ઘોડીઓની પેઠે અથવા વાછડાંને ભેટવાને હીંસારા કરતી દોડી જતી ગાયોની પેઠે પોતાના દુધ જેવા જળ પ્રવાહને વેહેવરાવતી ધસી જતી હતી.' (ઋ. ૩-૩૩-૧). સામાન્ય મુસાફરોને ઉતરવાને માટે નદીના કાંઠા ઉપરના થાંભલાઓ સાથે દોરડાં બાંધવામાં આવ્યાં હતાં. તે દોરડાં ઝાલીને મનુષ્યો તરીને તે નદીઓ ઉતરતા હતા. (ઋ. ૩-૩૩-૧૪). પરંતુ આખી સેના અને તેની સામગ્રીને તે રીતે સામે પાર લઈ જવાનું શકય ન હતું. વિશ્વામિત્ર ઋષિએ પોતાના તપોબળથી તે નદીઓને પ્રસન્ન કરવાને મંત્રો પ્રાપ્ત કર્યા. તે મંત્રોના બળથી તેઓએ તે બન્ને નદીઓને પ્રસન્ન કરી. પાછળના ઇતિહાસમાં લેખવામાં આવ્યું છે, તે મુજબ વસુદેવ તુરતના જન્મેલા શ્રી કૃષ્ણ ભગવાનને મથુરામાંથી ગોકુલ લઇ જતા હતા, ત્યારે જેમ યમુના નદીએ માર્ગ આપ્યો હતો, તેમ આ પ્રસંગે

* उप प्रेत कुशिकाश्चेतयध्वम् अश्वं राये प्रमुञ्चत सुदासः ।
राजा वृत्रं जङ्घनत् प्रागपागुदक् अथा यजाते वर आ पृथिव्याः ॥
य इमे रोदसी उभे अहमिन्द्र मतुष्टवम् ।
विश्वामित्रस्य रक्षति ब्रह्मेदं भारतं जनम् ॥
ઋ. ૩-૫૩-૧૧ અને ૧૨.

વિશ્વામિત્રની પ્રાર્થનાથી વિપાસા અને શતદ્રુએ સુદાસની સેનાને માર્ગ આપ્યો, અને આખી સેના નિર્વિઘ્ને સામે કાંઠે ગઈ. (ઋ. ૩-૩૩-૧૨). વૈદિક ઇન્ડિયાના કર્તા રાગોઝીન લખે છે કે ભરતો આ નદીઓ ઉતરી શક્યા ન હતા, પરંતુ તૃત્સુઓ સામે પારથી ઉતરી આવ્યા અને ભરતોને હરાવ્યા.* દાશરાજ્ઞ યુદ્ધની સાથે આ હકીકત મેળવી દીધાથી, ઉપર્યુક્ત ૧૨ મા મંત્રમાં કહેલી હકીકતથી તેથી વિરૂદ્ધ કલ્પના કરવાની તેઓને જરૂર પડી છે. વસ્તુતઃ અશ્વમેધના દિગ્વિજય સાથે દાશરાજ્ઞ યુદ્ધને કંઇ સંબંધ નથી, અને સુદાસનો યજ્ઞ કંઇ પણ વિઘ્ન ઉપસ્થિતિ થયા વિના સમાપ્ત થયો હતો, એમ વિશ્વામિત્ર ઋષિએ યજ્ઞની સમાપ્તિએ રાજા પાસેથી મળેલી વિપુલ દાન દક્ષિણાનું જે વર્ણન કર્યું છે, તે ઉપરથી સિદ્ધ થાય છે. (ઋ. ૩-૫૩-૧૭ થી ૨૦).

(અપૂર્ણ)

માનશંકર પીતાંબરદાસ મહેતા

---

# કવિકુલની ભૂલ.

"એ કોણ કૂજે છે ?"
"કોકિલા"
"નર કે માદા ?"
"માદા" કવિકુલ અને લૌકિક સંપ્રદાયે કહ્યું
"નર." ભૂલ ભાગનારે જણાવ્યું.

વાંચનાર ! કહો ભલા, કોકિલમા કોણ કૂજે છે ? નર કે માદા ? કોના કૂજન સુભગાં છે ? કવિકુલ અને લૌકિક સંપ્રદાય કહે છે કે 'માદા કૂજે છે' પણ કૂજનાર તો 'નર' છે.

* * *

"મૈના"—"સોડા લાવ." જતે જતા જતાં મ્હને મધુરો શબ્દટંકાર સંભળાયો. આવું તે કોણ બોલતું હશે ? ઉચ્ચાર સુમધુર અને સુસ્પષ્ટ હતો છતાં એ માનવવાણી તો ન હોય એમ લાગતું હતું.

કુતુહલ ટાળવા તપાસ કરી તો નજીકમા એક કાબર જેવડું અને કોયલ જેવા કાળા રંગનું ન્હાનું પક્ષી પિંજરમાં કલ્લોલતું હતું અને તેના એ શબ્દો હતા. પૂછતાં જણાયું કે તે 'મૈના' હતી.

'શું મૈના ? મૈના આવી હોય ! પોપટ તો ખાસો મઝનો લીલા રંગનો હોય છે અને તેની સ્ત્રી મૈના કાળી હોય એ કેમ સંભવે ?'

ખરેખર ! ઘણીએ તપાસ કરી પણ ભૂલકણા કવિઓ અને કથાવિદોએ ક્યાંયે એમ લખેલું ન જાણ્યું કે મૈના અને પોપટ બેયે જુદાં. 'મૈના એ પોપટની સ્ત્રી' જ્યાં જોઉં ત્યાં એવાજ ભ્રમકલ્પ ભ્રામક લેખ નજરે પડ્યા

'ત્યારે ખરું શું ? મૈના અને પોપટ બેયે સજાતીય કે વિજાતીય, ?

મિત્ર મંડળે એ ચર્ચા ભરભેર ચર્ચી અને એના મન્થનમાં બે × સાક્ષરોની સહાય ઇચ્છી. ઉદાર સહાયે અમે નવનીત તારવ્યા કે—

"મૈના અને પોપટ ભિન્ન ભિન્ન જાતિનાં ભૂલકણા કવિઓ અને કથાવિદોની એયે ભ્રામક ભૂલ હતી.

વિલે પારલે
૫ ઓગસ્ટ ૧૯૨૦

નાગર. પ્ર. પટેલ.

---

* Vedic India, ed. 1915, p. 332.

× રા. મણિશંકર રત્નજી ભટ્ટ અને રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા.

# સાહિત્ય અને સાહિત્યકાર.

## ગુજરાતના વર્ત્તમાન સાહિત્યની એક પરમ ભાવના.

( ગતાંક પૃ. ૧૪૯થી ચાલુ )

કામ અને પ્રેમને એક સમય એક પૃષ્ઠની બે બાજુઓ કહેવામાં આવી હતી.—એકજ વસ્તુની ડાબી-જમણી બાજુઓ કહેવામાં આવી હતી. પરંતુ ખરી રીતે જોતાં તો ઉભય ભિન્ન જ છે. અસત્‌ ને સત્‌, તમસ્‌ અને જ્યોતિઃ, મૃત્યુ અને અમૃતત્વ જેટલાં જ ઉભય ભિન્ન છે. ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ સમાં ઉભય વચમાં અંતર છે. કામ શું? અને પ્રેમ શું? કામની ખાતર પ્રેમ—અને પ્રેમની ખાતર જ પ્રેમઃ એ ઉભય શું છે? તેની બારિક તુલના મીસીસ ઇલીઝાબેથ બ્રાઉનિંગના Sonnets from the Portuguese માંથી આ નીચે પ્રમાણે મળી આવશેઃ—

> If thou must love me, let it be for naught
> Except for love's sake only. Do not say
> 'I love her for her smile...her look...her way
> Of speaking gently...for a trick of thought
> That falls in well with mine, and certes brought
> A sense of pleasant ease on such a day'—
> For these things in themselves, Beloved, may
> Be changed, or change for thee,—and love, so wrought,
> May be unwrought so. Neither love me for
> Thine own dear pity's wiping my cheecks dry,—
> A creature might forget to weep, who bore
> Thy comfort long, and lose thy love thereby!
> But love me for love's sake, that evermore
> Thou mayst love on, through love's eternity

કામ અને પ્રેમ ઉભય વચ્ચેનો અંતર આ પ્રમાણે જોતાં જણાશે કે પ્રેમમય નૈષ્ઠિક બ્રહ્મચર્યની ભાવના જે રા. ન્હાનાલાલે ગુંથેલ છે તે કેવળ સત્‌, જ્યોતિને અમૃતમ્‌ પ્રતિ જ વળતી હોઈ, કેવળ આત્માના જ ભાવો ભણી રહે છેઃ આત્માનાંજ અનન્ય સત્ય સૌંદર્ય ને સારપ પર જ અવલંબે છેઃ મીસીસ બ્રાઉનિંગ પ્રેમની પૃથક્કરણા કરતાં લખે છેઃ

How do I love thee? Let me count the ways.
I love thee to the depth and breadth and height
My soul can reach, when feeling out of sight
For the ends of Being and ideal Grace.
I love thee freely, as men strive for Right
I love thee purely, as they turn from praise
I love thee with a love, I seemed to lose
With my lost saints—I love thee with the breadth,
Smiles, tears, of all my life!—and if God choose,
I shall but love thee better after death.

કવિ ન્હાનાલાલ જયાને મુખે આથી પણ ઉચ્ચતર, શુદ્ધતર વાણી બોલાવે છેઃ—

પડે છે ચન્દ્ર ઉપર સૂર્યના તેજ,
ને ચંદ્રિકા પ્રકાશે છે પૂરણજ્યોત
એવા ત્‍હારા તેજ પ્રકટ્યા મ્હારામાં,
ને જન્મ્યો મ્હારો બ્રહ્મજન્મ.

નિત્ય નિત્ય વૃદ્ધિ ને વિકાસ પામે અનસ્ત અને અક્ષય આ પતિપત્નીનો બ્રહ્મજન્મ Marie Corelli ના Life Everlasting મા વર્ણવાયો છે જ્યાં અનંત યૌવન, અનંત જીવન, અનંત શિવત્વમની ત્‍હાણ દમ્પતી દે છે-લે છે; ને જગદુદ્ધારનું કાર્ય કરે છે-જ્યા અને જયંત સમું જ 'હું' અને રોન્ડોરીસનું એક યુગલ નર્યા આત્માના જ પ્રકાશ પર અવલંબતું યુગલ ત્યા આલેખાયું છે. અને અજન્મ ભાવ ભણતું મિત્રાયુ છે.

પ્રેમમય નૈષ્ઠિક બ્રહ્મચર્યમાંથી હવા આપણે ગ. કવિએ આકેલ સંસારલમ પ્રતિ દૃષ્ટિ કરીએ. કાશીરાજ અને ગેવતી ક્ષત્રીય વીર અને બ્રાહ્મણ કન્યા–હૈયાની વીણાઓ બે કેન્દે છે અને ગાય છે—

તું જગમોહન,
હું રસશોભન;
દિલને વમ્યા દરિયેઃ
હૈયાની હૈયા!
વેણુ લઈએ ને દઈએ.
તું નટ નાગર,
હું રસ સાગર,
ભરતી અધે ભરીયેઃ વિગેરે વિગેરે

'પ્રેમનું પ્રભાત' ઉગતું ઉભયને જણાય છેઃ અને પરમ સ્નેહના માંગલ પ્રકાશ પ્રકટતા ફિરે છે.

પિયુ! ઉતરી એ રાત!
પિયુ! ઉતરી એ રાત!
સૂરજો નાચે છે દિલે-દેહમાં જો!

દિસે ને દેહે—પ્રથમ આત્મામાં ને પછીથી દેહમાં 'સ્નેહસૂરજે' તપે છેઃ—પ્રથમ આત્માનાં અને પછીથી શરીરનાં સંવનન અને પરિશીલન યોજાય છે; અને આ 'લગ્નજ ઉભયના પ્રાણ વિકાસનું વ્રત' બને છે; 'સ્વર્ગપંથનું પગથીયું' બને છે; ઉભય આ રીતે જ 'પ્રભુનામાં પગલાં' માંડે છે.

દુનિયાનાં કેટલાંક કુલનામી કુલ જેવાં ચેતનનષ્ટ લગ્નનામી લગ્ન કરતાં તો કવિ ભાખે છે તેમ "સરસ્વતીએ કૌમારદીક્ષા સ્વીકારી, ને નારદજીએ બ્રહ્મચર્ય ને યોગ લીધાંઃ કે કે એમ કૌમારને સેવશે."

મનુ ભગવાને કહી ગયા છે કેઃ

કન્યાને ય આજીવન કુમારી રહેવા દેજો,
પણ ન વરાવશો કો અવગુણીઆ સાથી સંગે.

ને ન્હાનાલાલે પુત્રો માટે ઉમેર્યું કેઃ

કુમારા રહી ભીષ્મ જેવા ઘુમજો,
પણ આત્મા ન આલ્હાદે
એવાં લગ્નવ્રત મા કરશો.

ગુજરાતનો કવિ ગુજરાતના લગ્નની અવદશાનો આવો રસસુન્દર, પ્રજાજીવનનો પોષક એવો પ્રતિકાર દાખવે અને તે દ્વારા ગુજરાતનાં કુમારકુમારીકાઓને સદ્ અને બળવત્તર સ્થળે—દેવ કાર્યમાં નિયત કરે—જગતને દીધેલ કોલનું સ્મરણ કરાવે—એ કાંઈ ઓછું શ્રેયકર ન કહેવાય.

ખોટી સમવેશો આમ અટકાવાય એટલું જ નહિ, પરંતુ ચેતનનષ્ટ બાળકનામી બાળકોનો સમૂહે હિન્દ પાર થતો તે સહ અટકાવાય; ને સુસંતતી શાસ્ત્રની સિદ્ધિ સાથી 'પ્રજાશરીરનો પસારો' નષ્ટ થઈ પ્રજાગણ 'નવપલ્લવતા'નાં લ્હાણાં લ્હાઈ રહે.

આ જ કવિની છેલ્લી 'એ સજ્જનજૂની વાર્તા' દ્વારા નીચેનાં સંસારસમૃદ્ધ વાક્યો યોજાયાં:—

"નૈષ્ઠિક બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી પૃથ્વીને પગથાર બ્રહ્મવેલીનાં બ્રહ્મફુલડાં છે.
સ્મરણસંગી પ્રેમવનિયાં વિધુર કે વિધવા સંસારના અધીર મહાવનમાં સ્નેહનાં સન્તજન છે.

પણ સંજોગબલાત્કારની વિધવા ને કુમારી નવયૌવનાઓ તો વસન્તપૂર્ણિમાની ધન્ય ચન્દ્રિકામાં મૂકેલી હોળીઓની જ્વાલાઓ ભાસે છે, અણપૂર્યા કોડની ચિતાઓ લાગે છે."

ગુજરાત આ રીતે આજ છેલ્લાં કેટલાંક વર્ષોથી નિજ સાહિત્યમાં લગ્નભાવના વિશુદ્ધતાના મંથો દૂંઝી રહેલ છે. કેટલેક સ્થળે ધર્મ ને પ્રીતિના સૂક્ષ્મ લગ્નમાં ભક્તિનાં કિરણ પ્રકાશે છે. ને સુગ્રી તત્વજ્ઞાનની વિચારણાનું વહન થતું પ્રત્યક્ષ થાય છે. બાલાશંકરનું 'નાચનું' કાવ્ય તેની પ્રતીતિ કરાવે છે, એટલું જ નહિ પરંતુ મણિલાલની આખ્ખી ય આત્મનિમજ્જન એવા જ સુરી ભાવડે અંકિત થયેલ છેઃ—

Here with a Loaf of Bread beneath the bough.
A flask of wine, a Book of Verse—and Thou
Beside me singing in the wilderness.—
And wilderness is Paradise enow.

ઓમાર ખય્યામની રુબાઇયતમાંથી ઉપસ્થા સુરીભાવ સમું આ ગીત જણાયા વિના નહિ રહે—

દિલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી.
પુતલી પડે નજદીકમાં બેઠા વિના ગમતું નથી.
મૂખ–ચંદ્ર ઓપે ઝગઝગી ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મુજ ચકોર ગરિબને પીધા વિના ગમતું નથી.

*  *

પ્રતિ રાત્રિભર તુજ ભ્રાન્તિમાં પોકાર બાસ ઉંડો કરે,
ગમતું નથી, ગમતું નથી, આખું જગત્ ગમતું નથી.

નાનાલાલની 'રસજ્યોત' આટલા જ ઉદાર અને ઉમદા સુરી ભાવની પ્રેરણા પામે છેઃ—

અહો ! વિશ્વના દ્વાર ખુલ્યાં–ઉઘડ્યાઃ
અહો ! અવધૂત ને બ્રહ્મયોગ મળ્યાંઃ
અહો ! લોચન લોચન માંહિ ઢળ્યા.
રસજ્યોત નિહાળી નમું હું નમુંઃ
દૃગબાણથી પ્રારબ્ધ લેખ લખ્યોઃ
કંઈ પ્રેમીએ પ્રેમપથી પરખ્યોઃ
અને આત્માએ આત્મનને ઓળખ્યો :
રસજ્યોત નિહાળી નમું હું નમું :

સ્વીડનબોર્ગના Conjugal Love ના કેટલાક ભાગનું રા. કાન્તે કેટલાંક વર્ષ પૂર્વે ભાષાન્તર કીધા પછી તો–અને તેમાં પ્રાચીન સંસ્કૃત સાહિત્યની મનપસન્દ પ્રેરણાઓ સંયોજાતા પછી તો–ગુજરાતના નવીન સાહિત્યને એ દિશામાં નિજ પુરાણ ભાવ નવા દ્રષ્ટિકોણ વડે ઉકેલવામાં જરૂર સ્થાન મળી છે: એટલે સુધી કે એ લગ્નસ્નેહની ઉજ્જ્વલતા આ લોક ચીરી કેટલાક કવિઓએ તો પરલોકવાસીનાં સ્નેહસ્મરણમાં ય સનેજ કીધી છે. ઈંગ્લાંડના કવિઓ એડગર ઍલન પો અને ડેન્ટી ગેબ્રીઅલ રોઝેટીના બે કાવ્યો–The Raven and The Blessed Damozel તેવાં જ ગુજરાતે પણ બે અશ્રુભલ કાવ્યો ઉપજાવ્યા છે: જેનું સ્થવિધાન અજેય અમર કરી રચ્યા વિના નથી રહ્યું. 'તુ ગઈ' નું રા. રમણભાઈનું ગીત તથા રા. કવિના કેટલાક કાવ્યો ભાગ રેલામાંનું 'અરસ ન રહેવા' એ જ સત્ય, સૌન્દર્ય ને સારપભર્યું કલાચિત્ર ચાંપી રહે છે. રા. કાન્તનાં અનેક રસપદ ગીતોમાંથી આ એક રસગીત પણ એજ પ્રભા પ્રકાશે છે.

આકાશે એની એ તારાઃ
એની એ જ્યોત્સ્નાની ધારાઃ
તરુણ નિશા એની એ.
દારા ક્યાં છે એની એ ?

*  *  *

છે જ્યાં છે સ્વામીની દારા
સ્વર્ગોની જ્યોત્સ્નાની ધારા
નહિ જ નિશા જ્યાં આવે,
દારા ત્યાં છે એની એ.

> જે પુષ્પનાં દળ ખોલીને—જ સ્થૂલને રસમય કરે:
> અધિકારી તેં મધુમક્ષિકા એ મધુ તણી પ્હેલી કરે:

અનન્ય સહચર્ય અને ઉરપ્રાણની અનેરી સંલગ્નતા સિવાય આવી પંક્તિઓ ભાગ્યેજ પ્રકટી શકે!

—અને વયમાં વૃદ્ધ પણ રસિકતામાં યુવાન એવા એક પ્રતિષ્ઠિત સાક્ષરે તો સંસ્કૃત અને અંગ્રેજી દ્વારા ય નિજ સ્વપ્નના અર્પણ ભાવો આવી મનોહર શૈલીમાં વ્યક્ત કીધા છેઃ—

> शमयित्वास्य विषमयी—
> भूतस्य भवस्य सत्तयैव विषम्।
> सिञ्चन्त्यौ सुखसुधये—
> दमर्प्यते गौरि ते प्रीत्याः ॥ १ ॥
> त्वमसि शरीरं सुन्दरि
> संसारे मे प्रिये यशोविद्ये।
> तस्मात् यशः शरीरं
> यदिदं तम तत्त्वा स्तुतराम् ॥ २ ॥
> I love in thee, who art as dear
> To me as learning and good name,
> soul of my soul! Do thou for ever
> Live in my body of fair fame.

આ સાથે સ્નેહની સહજે ભાવનાનું તલસ્પર્શીપણું કવિ ન્હાનાલાલે એમની 'ઉસ'ના અર્પણ ગીતમાં સુમધુર રીતે યોજ્યુંઃ —

> 'પ્રિય, પ્રિય' બોલે ન શું પંખો
> ઉરબ્બોમે ઘનની ઘટા વહકે ?

અને આખા ય 'તાજમહેલ' ના રમણિય ભાવ વદતા કાવ્યમાં સમસ્ત 'પ્રેમરાશી' ને વર્ણવ્યો. નિત્ય લગ્નની વીરહાક વગાડી 'સૌન્દર્ય ને સ્નેહ આજ્ઞા મૃત્યુથી" એમ ગાયું: એની પ્હેલી ચાર લીટીઓ તો જરૂર વર્તમાન ગુજરાતી ભાષાનાં કાવ્ય ગૌરવની પ્રતીતિ કરાવ્યા વિના નહિ રહે:—

> આ એજ શું મંડપ નિત્ય લગ્નનો ?
> કે ભસ્મરાશી પિયુ પ્રેમ ભસ્મનો ?
> આ તાજ શું એ મુમતાજનો ? સખે ?
> કે સ્નેહના પંખીની વાસપેટિ એ ?

વળી × × × ×

> પ્રેમની કવિતાશૈ કે એ જહાંગીરશાહીનો ?
> સૌન્દર્યનો ? કલાનો ? કે તાજ આ મુમતાજનો ?

× × × ×

> પૂર્ણિમા કેરી જ્યોત્સનામાં જ્યોત્સનાનો પુંજ શો તજે !
> દમ્પતીપ્રેમની નિત્યે પૂર્ણિમા તપતે જ તેઃ

આ પંક્તિઓ પણ અનન્ય દામ્પત્ય જીવનની સાખ પૂરે છે.

શેલીની 'Love's, Philosophy' માં ગવાયેલ ભાવો મમી ગુજરાતના કવિઓની ય રમ્ય રસિકતાથી ઓછી દીપતી નથીઃ—

કુસુમને વસન્ત ચૂમે છે,
પરાગને અનિલ ચુમ્બન દે છે,
તો પ્રીતમ પ્રિયને—

'મ્હારો કંથ' અને 'કંથ–કોડામણી' × નામક બે કાવ્યો સુકોમળ દામ્પત્યમાધુર્યનું દર્શન કરાવે છેઃ—

આજે સાહેલી ! મ્હારે અજવાળા ઉગીઆઃ
ઉગ્યો આયુષ્યનો આનન્દ મુખડાંને મરકલડે રે ?
પીધી અમર મને અમૃત પાઇને,
વરસ્યો રસીલો રસચન્દ્ર. „
ટહૂકે વસન્તગીત કીકીની કોકીલા,
ડોલે ભ્રુકુટિના હિંડોલઃ „
હૈયાને આભ એવા ઝબકે છ વીજળી
પ્રકટે છ પ્રેમના પંથ „
પૃથ્વીની પ્રભુતામાં પ્રભુશો પ્રકાશતોઃ
જો, જો, સાહેલી ! મ્હારો કંથ „

ખરેખર—

કહેવી, સુણવી ન ગમે કહોને ?
રમની કે રસિકોની વાતડી ?

પરંતુ હવે આપણે વિરમશુઃ—ગુજરાતના વર્તમાન સાહિત્યની 'લગ્નભાવના' પણ એક પરમ ઓજસ્વિની ભાવના છે. અને એ ભાવનાનું વર્તનમાં રૂપાન્તર થયે, રસઉરએકયના ભાવો ઝીલાયે, અન્યોન્યના પ્રાણપરાગનો વિનિમય થયે, ટુંકામાં એ ભાવનાનું યથેચ્છ પાલન થયે, જરૂર ગુજરાત શરીરના સ્વાસ્થ્ય, મનનાં બુદ્ધિસ્વાતંત્ર્ય, હૃદયના પ્રેમઔદાર્ય અને આત્માનાં શ્રદ્ધાબલ ઝીલી રહેશે એ નિઃશંક છે. હિન્દ ને ગુજરાતની પ્રજાના ગૃહસ્થાશ્રમના આ જીવનમાં તો લગ્નભાવની શુદ્ધિ જ તેને વિશેષ લાભપ્રદ છે, અને ગુજરાતના કવિગણોએ પ્રબોધેલી એ શુદ્ધિ ગુજરાત સારી ય ભોમ શીખતો, રહો, જાગો અને સેવો એવા અભિલાષ રાખીથી વિરમવું ઉચિત ગણું છું.

**મંજુલાલ જમનાદાસ દવે.**

---

× ઉષામાં નો ગલ

અમદાવાદ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ કાલે સમય ન રહેવાથી વણવાંચ્યો રહેલ નિબંધ.

# શ્રીયુત શાન્તિપ્રસાદ મહેતા બી. એ.

## ( એક શાન્ત વ્યક્તિનું શાન્ત ચરિત્ર )

લખનારઃ 'વિનોદકાન્ત.'

શાન્તમૂર્તિ શાન્તિપ્રસાદ મહેતા-મ્હારા અંગત મિત્ર થાય. અમારા બંનેના સ્વભાવમાં તો ઉત્તર દક્ષિણનો તફાવતઃ મ્હારો સ્વભાવ આકળો ને ધાંધલીઓ; શાન્તિપ્રસાદનો ઠરેલ અને ધૈર્યવાન. આમ હોવા છતાં અમારાં હૃદય વચ્ચે કાંઇ અદ્ભુત આકર્ષણ હતું, અને જગત્‌માં એવી મૈત્રીઓ થોડી જ હશે એમ બધા કહેતા. વળી, મ્હારા ઉતાવળીઆ સ્વભાવ પર શાન્તિપ્રસાદ અંકુશરૂપે પણ હતા, અને એક વાર મ્હને આત્મહત્યાના ઘોર પાપમાંથી બચાવ્યો હતો.

અમે બંને કૉલેજમાં હતા ત્યારથી જ અમારી વચ્ચે ગાઢ સ્નેહ હતો—અને અહિં પણ, મ્હને સુધારનાર તરીકે શાન્તિપ્રસાદનો હું ઘણો જ ઋણી છું. મ્હારી ટેવ પ્રમાણે હું તો પ્રોફેસરો સ્હામે ગમે તેવી ટીકા કરતોઃ તેમની હપછપની મશ્કરી કરતો; તેમની બોલવાની રીતના ચાળા પાડતો; ફલાણા પ્રોફેસરને તો કાંઇ જ આવડતું નથી, એવાને અહિં રાખ્યા કોણે ? એમ કહેતો; અને કેટલીક વાર તો, 'પ્રોફેસર અમુક મિસ તમુક સાથે પગથી તે માથા સુધી પ્રેમમાં છે' એવું એવું નિર્લજ્જ ભાષણ કરતો. આવે વખતે મ્હારા શાન્તમૂર્તિ મિત્ર મ્હને ધીરો ઠપકો આપીને કહેતા કે એવાં અવિચારી અને ઉછૂંખલ વચનોના ઉચ્ચારથી હું વાતાવરણને કલુષિત કરૂં છું અને મ્હારા અમૂલ્ય આત્માને હેઠો પાડું છું. એ દુષ્ટ ટેવોનો સમૂળગો નાશ કરીને શાન્ત વૃત્તિની ખીલવણી માટે તેઓ પોતાના માનીતા ગંભીર તત્ત્વચિન્તકોનાં—પ્લેટો, ગેટે, એમર્સન ઇત્યાદિનાં—પુસ્તકોનો અભ્યાસ કરવાની મ્હને "મજબૂત ભલામણ" કરતા. હું એ મહાગ્રંથો વાંચવા માંડતો અને ત્રણેક પાનાં વાંચીને ત્હેને ટેબલ પર પછાડતો.

આ પ્રકારની ઉદ્યમપ્રિયતા અને અભ્યાસશીલતાને લીધે હું પહેલે જ વર્ષે બી. એ. થઇ શક્યો નહિ, પણ શાન્તિપ્રસાદ તો થઇ ગયા. શાણાં માણસો જેને "પ્રલાપ" કહે એવું મ્હેં ઇર્ષ્યાના આવેશમાં બોલવા માંડ્યું: "એ બીલકુલ 'સ્પિરિટ' વિનાનો માણસ પાસ થઇને લોકોની વાહવાહ મેળવે, ને મ્હારા જેવા 'સ્પિરિટ'થી ઉભરાતા વિદ્યાર્થીને જગત આગળ નીચું જોઇને ચાલવું પડે, એ તે શું કહેવાય ? ઇશ્વર અન્યાયી છે એમ કહેવામાં હવે પાપ શાનું ? શું ત્હેની એકલાની જ મહેનત ને મ્હારી નહિ ?" (મ્હારી આ 'મહેનત' તો એવી કે આખ્ખાં એ વર્ષ ટેનિસની મ્હજામાં ને મિત્રોના સેવનમાં કહાડેલાં; પણ તેથી શું થયું ? મ્હેં મહેનત કરેલી એ ચોક્કસ.)

મ્હારી નિષ્ફળતાથી હું બહુ જ નાસીપાસ થયો અને નિરાશાથી દાઝલે દિલે ચાલ્યો બજાર તરફ—સોમલ ખરીદવા. કોણ જાણે કયા દુષ્ટ દૈવે તે વખતે શાન્તિપ્રસાદને પણ તે જ રસ્તે મોકલ્યા. હું તો આડું જોઇને ચાલ્યો જતો હતો કેમકે એ જાણે તો મ્હને અટકાવે એ હું સારી પેઠે સમજતો હતો. પણ તેમની શાન્ત ને સ્વસ્થ દૃષ્ટિ રસ્તાના ખૂણેખૂણાનું અવલોકન કરી રહેલી

એટલે તેમણે મ્હને દીઠો અને હું દૂર જાઉં ત્યાર પહેલાં તો, પોતાની રોજની ધીરી ચાલ એટલી વાર વેગળી કરીને, મ્હને પકડી પાડ્યો અને હું છટકતો હતો તે કાંઇક નીચ હેતુથી જ હોવું જોઇએ એમ શક પડવાથી, મ્હારી ગમે તેવી નામરજી છતાં એ ખરી વાત મ્હારે મ્હોએ કબૂલ કરાવી.

"અરરર! વિનોદ, એવું પાપ?" મ્હારા ભાંગ્યાતૂટ્યા શબ્દો થોડી વારે સમજાયા (કેમકે તેમની સમજશક્તિ પણ જરા શાન્ત છે) એટલે તેણે મ્હારો હાથ ઝાલીને કહ્યું.

"શાન્તિપ્રસાદ, જવા દો, જવા દો મ્હને" હાથ છોડવતાં હું બોલ્યો, મ્હારૂં જીવતર જ હવે ઝેરઝેર થઇ રહેશે ત્યારે હમણાંથી જ ઝેર પીને તેનો અન્ત આણવો શો ખોટો? હું જીવ્યો જ નહોતો એમ માની લેજો."

"અરે પણ એમ તે હોય?" મ્હારો હાથ હવે બેવડા જોરથી પકડતા તેણે કહ્યું. "આવું પાપ ક્યાંઇ થાય......?"

"શા માટે ન થાય? રોજ થાય છે–મુંબઇના છાપા વાંચો"

"અરે છાપાં શું વાંચે? આત્મહત્યારાને તો સાત સાત ભવ સુધી કીડાનો અવતાર મળે છે. અને આ અમોલો માનવ જન્મ કેટલે ભવે કેમ મળે છે તેનું કાંઇ ભાન છે તમને બધાને? નાહકના નરકવાસ શોધવા શીદ નીકળો છો?" ત્યાર પછી ફિલસુફી અને ધર્મજ્ઞાનનો કેટલોક બોધ મ્હને આપ્યો, અને ડાન્ટેને સ્મરાવે તેવું નરકયાતનાનું ભયોત્પાદક વર્ણન કરી બતાવ્યું, અને મ્હારી કનેથી વચન લીધું કે આપઘાતનો વિચાર જ છોડી દેવો.

એ પોતાને રસ્તે પડ્યા એટલે મ્હારા હૃદયમાનો સેતાન ફરીને જાગૃત થયો; "આ તે શું હરિશ્ચંદ્રનો જમાનો છે કે આપેલાં વચનો પાળવાં જ જોઇએ? નહિ, હું નહી આત્મહત્યા કરવાનો. અને શાન્તિપ્રસાદને શું? મ્હને મ્હોંની શીખામણ આપવામાં એનું શું ગયું? એને કાંઇ છે પીડા? રહેવથી પાસ થઇને નફકરે જીવે ફરે છે. કાલ સવારે નોકરી મળશે પચાસ પોણોસોની, એટલે એનું જીવન તો ધન્ય ધન્ય થઇ રહેશે. ને મ્હારે હજી એના એ થોથાં ઉથલાવવાનાં–એનો એ માથું ખાનો બેકન, એનો એ ધડાકા કરતો કાર્લાઇલ, એનો એ ખૂન ચિતરતો શેકસ્પીઅર! આ તે કાંઇ જિન્દગી છે?"

વિચારમાળાના મણકા આમ પરોવતો પરોવતો હું મરિન લાઇન્સના દરિયા પાસે આવી પહોંચ્યો. જુન માસનો તોફાની સમુદ્ર પર જેમથી ઉછળી ઉછળીને કોઇ ગગનમાં પડેલા મહા-રાક્ષસનું સ્મરણ કરાવતો હતો. કિનારા પર અથડાતાં તોફાની મોજાં ભયંકર ઘુઘવાટ કરીને હાંજાં ગગડી જાય તેવા ઘોર નાદ કરી રહ્યાં હતા, અને ઘેરાઇ રહેલું આકાશ હમણાં મૂશળધાર રેડીને જાણે જગતને ડુબાડી દેશે એમ લાગતું.

આકાશ અને સાગરનો આ ભયાનક દેખાવ જોઇને હું કંપવા લાગ્યો, મનને અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો. "આવે વખતે આ દરિયામાં શી રીતે પડાય? હું પડું ને આ મોટાં મોટાં મોજાં મ્હને પથ્થર પર અફાળે તો? ને એમ રીબાઇને ચૂરા થવાનું તે કેમ સહ્યું જાય? આના કરતાં તો, દરિયો શાન્ત હોય, આકાશ સ્વચ્છ હોય ને તારાનું તેજ હોય ત્યારે ધીરે રહીને જળમાં સમાઇ જવું એ કેટલું સારૂં?"

થથરાવનારા અવાજે એક મહામોજ કાંઠા પર અથડાયો: હું બે ડગલાં હઠયો. વિચા આગળ ચાલ્યા:

"કાંઇ નહિ, આજે નહિ. હમણાં વિચાર બંધ રાખીએ. ચોમાસા પછી વાત. મોતનો ડર નથી, પણ આ તોફાન ન હોય તો સારું, પછી અવતાર બવતારની ચિન્તા નથી—કીડાને આવે કે કાગડાનો. આ ઝેરી જિન્દગી કરતાં કીડાની જિન્દગી શી ખોટી?"

આમ મહાપાપનું કૃત્ય મુલતવી રાખીને હું એક બાંકડા પર બેઠો. ભયભરેલે ચિત્તે આજુબાજુ દૃશ્ય હું નિહાળતો હતો એવામાં મ્હારી નજર, મ્હારા પગ નજીક થોડે દૂર કાંઇક સળવળતું હ તાં ગઇ. તે એક લાંબો, કાળો, ચોમાસાનો કીડો હતો. જાણે પોતાની સુખી જિન્દગીથી મ્હ એ ન્હીડવતો હોય એમ લાગ્યું. હું બોલી ઉઠયો:

"અહા! શી સ્વતંત્રતા! કેવો આનન્દ! કેટલું નિશ્ચિન્ત અને નિર્જન્ત આનું જીવન? શા માટે શાન્તિપ્રસાદ જેવા મૂર્ખાઓ એ જીવન ધિક્કારતા હશે?—આને કોઈ પાંચ પંદર શેરનાં થોથાં વાંચવાનુ કહે છે? આને કોઇ ભેજાનું દહીં કરવાની ફરજ પાડે છે? પરીક્ષાની કાંઇ આપદા છે? નપાસ થવાની સળગાવી મૂકનારી ચિન્તા છે? ખરેખર, કીડા!" મ્હેં દૃષ્ટિ ફેરવીને સંબોધન કર્યું "ખરેખર, ત્હારા સુખ જોડે સરખાવતાં તો કુબેરને કાર્નેજીનાં ધનસુખ પણ પેલા પાણીના પરપોટ સમાન છે!"

પણ તે સદ્ભાગ્યશાળી કીડા તો, બીજા સૌ ભાગ્યશાળીઓની પેઠે, મ્હારાં અભિનન્દનયુક્ત સંબોધનને તુચ્છકારીને આગળ વધ્યો અને ધીમે ધીમે, બાજુમાં આવેલી રસ્તાની પગથી તરફ ગયો. એ રસ્તે એ થોડે દૂર ગયો હશે ત્યાં એક માણસ ઉતાવળે પગલે તેની પાસે આવી લાગ્યો. અને તેનો પગ સડપ કરતો કીડા પર પડયો. ત્હેને ચગદાતો જોઇને મ્હને કમકમાટ થયો. "સ્વહત્યા કરું તો મ્હારા પણ કોઇક દહાડો આવા જ હાલ ને?" એમ મનને પૂછીને મુલતવેલો વિચાર કાયમ માટે છોડયો; અને શાન્તિપ્રસાદના અગણિત ઉપકાર માનતો ઘેર ગયો.

૨.

પણ શ્રીયુતના ચરિત્ર ભણી પાછા વળીએ.

પાસ થયા પછી શોધતાં શોધતાં બે-ત્રણ મહિને તેમને નોકરી મળી અને તે પણ તેમના સ્વભાવને માફક આવે તેવી જ-કોપિઇંગ કલાર્કની. મ્હને માત્ર દુઃખ એ થતું કે એ જગાએ તેમના પ્રિય લેખકો, કાર્લાઇલ ને એમર્સનની ફિલસુફીનો ઉપયોગ થઇ શકતો નહિ. પણ શાન્તિપ્રસાદ પોતે તો સંતોષવૃત્તિના માણસ એટલે તેમને એ કાંઇ બહુ સાલતું નહિ. તે નવી નોકરી વિષે એક બીજી વિશેષતા નોંધવા જેવી છે અને તે તેમના પગાર સંબન્ધી: જેવી શાન્ત તેમની ગતિ, જેવી શાન્ત તેમની પ્રકૃતિ, જેવી શાન્ત તેમની વાણી. અને રીતભાત, તેવો જ શાન્ત તેમનો પગાર હતો—માસિક રૂા. ૨૫) નો.

તેમનો પગાર શાન્ત પ્રકારનો હતો પણ દેશમાંની મોંઘવારી તેવી નહોતી. પોતાની અનન્ત નિસરણીનું એકેક સોપાન તે એકેક સૂર્યોદય સાથે ચ્હડતી. શાન્તિપ્રસાદને પણ એ કાલિકાએ પોતાનો પરચો બતાવવા માંડયો એટલે તેમણે વિચાર્યું કે આ શાન્ત પગારથી શાન્તિ વળવાની નથી માટે સાથે સાથે કાંઇક બીજે પણ ઉદ્યમ કરવો. આ હેતુથી તેમણે એક અઠવાડિકમાં લેખો આપવા માંડયા, એમ ધારીને કે એક પન્થે દો કાજ થશે: ફરમાની વિદ્યા નવપલ્લવિત રહેશે અને દેશ-સેવાનો મોંઘમોંઘેરો લ્હાવ પણ લેવાશે.

પણ કહેવત બનાવનાર છેક મૂર્ખ તો નહોતો જ. "નસીબ બે ડગલાં આગળનું આગળ." બે એક માસમાં શાન્તિપ્રસાદને સમજાયું કે જર્નાલિઝમનું ઉતાવળીઉં કામ પોતાને રુચે એમ નહોતું. પોતે આદર્શપ્રેમી અને દિવ્ય ભાવનાઓના પૂજક હતા. તેમનો અવિચળ સિદ્ધાંત એવો કે લેખ લખવો તો ઉત્કૃષ્ટ અને અપૂર્વ લખવો–દરેક નવો લેખ આગલાથી ચઢે તેવો. તેવી અનુપમતા સાધવા માટે સામયિક પત્રોનું નિયમિત પરિશીલન આવશ્યક હતું–અને તે પણ થોડાં ને ઘણાં છાપન! દર રવિવારના અંકમાં લેખ આપતા અને આગલી જ રાતે પેલાં પત્રોનું સૂક્ષ્મ અધ્યયન પૂરું થતું. ત્યાર પછી શાન્તિથી તે બધાંને બાજુપર મૂકતા અને તેવી જ શાન્તિથી લખવાનાં સાધન પાસે લેતા. ત્યાર પછી લમણે હાથ દઈને વિચાર સાગરમા ડૂબતા: "બીજું બધું તો ઠીક, પણ શરૂઆત કેમ કરું? મને ગ્લેડસ્ટનમાંથી ઘણી પ્રેરણા મળે છે, તો પહેલો ફકરો તો તેનાથી જ લેવો વારૂ, લેખની મધ્યમાં કોનો અભિપ્રાય ટાંકું તો ઠીક? સ્ટેડ? કે લેખક શાઅર? કે ડીકેન? ત્રણમાંથી એક તો આવવો જ જોઈએ, બાબત સાથે કાંઈ સંબન્ધ ન હોય તો પણ તે નામોમાં જ જાદુ છે; એટલે લોકો સહેલથી વશ થશે. અને લેખને અન્તે? ત્યાં તો કોઈ કવિ આવે તો જ સારૂં હું ધારૂં છું આજે પેલી ટેનિસનની જ પંક્તિઓ લઉં 'Self-reverence, self-knowledge, self—" એવામાં ચડાક કરતું કૃતનું બારણું ઉઘડતું, બહુ જ શાન્તિથી શ્રીયુત તે તરફ ફરતા: "કેમ ભાઈ, કોણ છે તું?"

"અરે કાય સેઠ "કોન ગે તૂં?" તન્ત્રીરાજનો અનુચર જવાબ આપતો." એડિટર સાબ બસ મારતે કે આટીકલ કસાલા નાંય આલા? કાલચા વાયદા હોનાબ આણી આજ તો સનવાર ઝાલા!"

આ સાંભળતાં જ, હાથ જરા ઉંચો કરીને શ્રીયુત તેની તરફ ફરીને કહેતા, "શાન્તિ શાન્ય બાપ! શાન્તિ. એમ ઉતાવળે ક્યાંઇ લેખ લખાતા હશે? બેશ જરા; હમણાં લખી આપીશ." પણ પેલાને તો અધિપતિએ કાનમાં અશાન્તિનો જ મંત્ર ફૂકીને મોકલેલો એટલે તેના બખાળા ચાલુ રહેતા પણ શાન્તિપ્રસાદની સ્વસ્થતામાં એથી ભંગાણ પડે તેમ નહોતું. હજુ થોડાક કલાક બાકી હોય એમ તે તો નિરાંતે વિચારવા બેસતા. શાન્તિનું શાસ્ત્ર નહિ સમજનાર પેલા અધીરા મનુષ્યને આથી બેવડી રીસ ચઢતી: "અરે મેઠ! બસલા કસાલા? લિહાવા જલ્દી જલ્દી, મેલા ઉશિર હોતે. મગ બારા વાજેલ તવા મી તાડી કુઠે પીઆયચા?

'તાડી' શબ્દથી મ્હારા મિત્રના હૃદયમાં દુસહ આઘાત થતો. "અરે રામ! ક્યારે મ્હારા દેશમાંથી આ પિશાચીય પીણું ટળશે?" કપાળે હાથ મૂકીને એ આમ નિશ્વાસતા અને પેલા માણસને તે બાબતમાં સુધરવા માટે તેની સન્મુખ મદ્યપાન નિષેધક ભાષણ આપવું એ નકામું છે એ આગલા અનુભવથી જાણતા હોવાને લીધે, મદ્યપાન વિરૂદ્ધ એક ધમધમતો લેખ, આખાયે આગામી સમાજને ઉદ્દેશીને લખવાનો વિચાર કરતા ને લખવા માંડતા. તે અડધોક લખાય ત્યાં તો ફરીને પેલા તાડી પિપાસુના નગારા શરૂ થતા. પણ શ્રીયુત તો પોતાના કામમાં મશગુલ રહેતા–જાણે કોઈ નાજુક પંથનીને પોતાના મરોડદાર અક્ષરથી શોભિત કરવાના હોય તેવી રીતે માપી માપીને ત્રણ મિનિટે એક અક્ષર લખતા, દરમિયાન, નિદ્રાદેવીની હુંફાળી પાંખો તંત્રીના નોકર પર પ્રસરતી, જેને "ઝોકાં ખાવાં" કહે છે એ ક્રિયા કરતે કરતે તે ત્રણચાર વાર જમીન પર ઝીકાતો અને ઉંઘરે, દસ વાગવા આવે ત્યારે ફરીને ચગડતો ચાલ્યો જતો. કવિઓ કહે તેમ, "પ્રાચી પાથરી

પાથરીને" શાન્તિપ્રસાદ તે રીસાયેલા દેવને મનાવવાને મથતા; પણ ભીંત સાંભળે તો એ સાંભળે.

ઘણી વાર આ દુઃખદ વ્યતિકર બનતો અને ઘણીવાર શ્રીયુતે આ રીતે અડવાડિક શી ખોઈ હતી, મ્હને એ વાતની જાણ થતાં હું તેમની આગળ દિલગીરી દર્શાવતો.

"વિનોદ એમાં કાંઇ દિલગીર થવા જેવું નથી," ટેબલ પર હાથ-મૂકીને માથું ટેકવતા એ કહેતા; "આપણો અધિકાર કર્મ પર જ છે, ફળ પર નહિ. મ્હેં મ્હારૂં કર્તવ્ય કર્યું ને બદલો ન મળે તો પ્રભુઇચ્છા–મ્હને ફળપ્રાપ્તિની લાલસા નથી."

મ્હારા વ્યવહારવિષયી મનને એ ફિલસુફી રૂચતી નહિ. "શાન્તિપ્રસાદ," હું દલીલ કરતો. "આપણે કાંઇ ઋષિમુનિઓ નથી કે એવી ફિલસુફી પર હવે બેસી રહેવાય. આપણે હવે યુરપ ને અમેરિકા સાથે કામ પાડવું છે ને વહેવાર બાંધવો છે, ત્યાં આવી વૈરાગ્યવૃત્તિ તે ક્યાં લગી ચાલશે?"

આ સાંભળતાં જ સ્વાસ્થ્યથી તે મ્હારી ભણી જોઈ રહેતા અને શાન્તિ ઝરતાં નયનો મ્હારી પર ફેરવીને શાન્ત તુચ્છકારથી કહેતા; "વિનોદ, ત્હમે ભૂલો છો. શાન્તિના આનન્દ અનોખા જ છે. ત્હમે એ ન સ્હમજો. ત્હમે જડવાદી છો; હું આર્યાવર્તના આકાશમૂના ચૈતન્યવાદનો એક નમ્ર" માથું નમાવીને—"અનુયાયી છું. મ્હારે માટે ગીતા ને ઉપનિષદ્; તમારે માટે બેન્થેમ ને ફ્રૅાસેટ."

અને, જો બેન્થેમ ને ફ્રૅાસેટ આટલા બધા નીચ અને પાપી છે તો ઇશ્વરે તેમને જન્મવા જ શા માટે દીધા હશે એ કૂટ પ્રશ્ન મનમાં ઉથલાવતો ઉથલાવતો હું ઘેર જતો.

૩.

કોણ જાણે કયા જન્મનાં સત્કર્મથી, પોતે પ્રેમ લગ્ન કરી શકે એવો પ્રસંગ શાન્તિપ્રસાદને પ્રાપ્ત થયો હતો; અને તે અવસરનો ઉપયોગ તેમણે કેવી રીતે કર્યો?–ઘણી જ શાન્તિથી.

જડવાદી અંગ્રેજો જેને 'રોમાન્ટિક મેરેજ' કહે છે તેવું કાંઇ જ આ લગ્નમાં નહોતું. તે પાશ્ચાત્ય પ્રકારનાં લગ્નો તો "છાંચુ પુરુષોનાં નાટક" કહેવાય એમાં આવેશના દાસ થવું પડે, એ ઉન્માર્ગ કહેવાય. શ્રીયુતના મક્કમ અભિપ્રાય પ્રમાણે, તે લગ્ન પ્રથા તો આપણી સ્થિરતામાં અને શાન્ત ચિત્તસરોવરમાં નોશાન જગાડનારી છે. ઉકળતા લોહીના જુવાનીઆઓ પ્રિયા પાસે ગોઠણ ભેર થઇને પ્રેમ માગે કે, "ઓ દેવી! હું તો દાસ છું ત્હારો. જરા તો દયાદૃષ્ટિ કર! ઓ ક્રૂર કામિની! મા. છોડ ત્હારે નયનેથી તીખાં તીખાં તીર, મા કર ઘાયલ મ્હારૂં કમળ કૂમળું હૈયું! ઓ મ્હારી આંખોની કીકી, મ્હારા જીવનની જ્યોત, મ્હારા કાળજડાની કોર, મા તલસાવ–મા તલસાવ એ. મૃત્યુ કાંઇક આવી રહેવા અભાગીઆને! ઓ મ્હારી રંભા! મ્હારી ઉર્વશી! મ્હારી તિલોત્તમા! ત્હારા 'ગર્વસ્વર્ગ'થી એક પગથીઉં તો નીચે ઉતર–એક જ પગથીઉં, દેવી! એક જ. અને તે પછી, અપ્સરા ઓ મ્હારી! ત્હારી પાસે હું કાંઈ જ–કાંઈ જ નહિ માગું?!" આવાં વચનો મ્હારા શાન્તિપ્રિય મિત્રને મને તો નમાલાં ને બાલિશ જ ગણાય, વળી તે કહેતા કે, તે 'દેવી' કે 'અપ્સરા'નાં ચરણોમાં પડીને ત્હેની પદરજ માથે ચ્હડાવવા જેવું હલકું કામ કરીને આપણું આત્મમાન ખોવું તેના કરતાં તો સાથે નરક સેવવાં વધુ સારાં.

આ સિદ્ધાન્તને અનુસરી તેમણે પ્રેમલગ્નનો અમોલો અવસર શી રીતે વાપર્યો એ જુઓ, તેઓ જે ચાલમાં રહેતા તેને બીજે માળે એક પિતાપુત્રી રહેતાં હતાં. કામ પ્રસંગે શાન્તિપ્રસાદ પિતા પાસે જતા ત્યારે સુશિક્ષિત પુત્રી પણ હસી બોલીને વાતો કરતી. આમ પરિચય વધતો ચાલ્યો. થોડા માસ વીત્યા પછી એક રવિવારે પિતા બંદરે ગયા હતા ત્યારે બપોરે બે એક વાગે શાન્તિપ્રસાદ સમય સાધીને પ્રભાલક્ષ્મી પાસે પહોંચ્યા. ગોળ ટેબલ પાસેની ખુરસી પર, ખંડની વચ્ચોવચ, તે રૂમાલ ગૂંથતાં બેઠાં હતાં. ભીંત પાસેની એક થોડે દૂરની ખુરસી પર તેમના ભાવિ પતિ ગોઠવાયા. થોડી આડી અવળી વાતો પછી પ્રેમની મહત્તા અને અમરતાનો વિષય નીકળ્યો, એ વાત ચાલતી હતી ત્યાં અપૂર્વ શાન્તિથી શ્રીયુતે પોતાની બેઠક છોડી અને દૃઢ, ધીરાં, ગૌરવયુક્ત પગલાં ભરતા પ્રભાલક્ષ્મીની ખુરસી પાસે ગયા, ખુરસીની પીઠ પાસે ઊભા; જરાક નીચા નમ્યા, જરાક હોઠ ધ્રૂજ્યા, સહેજ ઉચ્ચાર થયો: "મને પરણશો, પ્રભાલક્ષ્મી?"

"જેવી તમારી મરજી"

બસ આટલું જ, નહોતા ત્યાં ઉન્હા ઉન્હા ચુમ્બનો કે નહોતી ત્યાં શીળી શીળી સ્નેહ દૃષ્ટિઓ. પેલાં 'રોમાન્ટિક' લગ્નોથી આ ઉલટું જ હતું; શાન્તિપ્રસાદ આને 'ક્લાસિકલ મેરેજ' યાને શાન્ત સંયમવન્તાં લગ્ન કહેતા.

(અપૂર્ણ.)




## ૧. મરાઠી વર્તમાન પત્રો.

આ વિષય પર "હિન્દુસ્તાન રીવ્યુ"માં પ્રકટ થયલો લેખ ધ્યાન ખેંચે તેવો છે. લેખ વાંચતાં એકંદરે એવી છાપ મન પર પડે છે કે, વર્તમાન પત્રો કહાડવાની રીત આપણે પશ્ચિમના દેશોમાંથી આયાત કરી છે પરંતુ ત્યાંની આવડત કે ઉત્તમ કાર્યપદ્ધતિ આપણામાં થોડી જ આવી છે. મરાઠી પત્રકારો વિશે લેખક મિ. એસ. બી. આર્ટે કહે છે કે,

તેમની પાસે નવીન અને તાજા સમાચાર મેળવવા માટે પૂરતાં સાધન કે નાણાં નથી હોતા, રૂટર અને એસોશિએટેડ પ્રેસ ઉપર જ તેમનો બધો આધાર રહે છે, વળી, જે સમાચાર મળે છે તેને વાચકો સમક્ષ કેવી ખૂબીથી રજુ કરવા તે પણ આપણા ઘણાખરા પત્રકારોને ખબર નથી: મરાઠી વાંચકો નિસકેસના વૃત્તાંતમાં જેટલો રસ લે તેટલો જ અમેરિકન પ્રેસિડંટના ભાષણમાં લેશે એમ ધારવામાં આવે છે! અને તેથી તે બંને બનાવોને મરાઠી પત્રોમાં સરખુંજ મહત્વ અપાય છે. જેને 'a nose for news' કહે છે તેવી શક્તિ—લોકપ્રિય વર્તમાનને તુરત

પારખી કહાડવાની શક્તિ—આ પત્રકારોમાં નથી. વધુમાં, નવું છાપું કહાડવું હોય ત્યારે ગમે તેવા, બીજા અનુભવી, ભાડુતી લખનારાને ભેગા કરવામાં આવે છે અને, અગ્ર લેખોના લેખથી માંડીને શેરીમાં થયેલી મારામારીનાં વર્ણન સુધીનાં સઘળાં લખાણોની તે ગૃહસ્થો પાસેથી આશા રખાય છે.

સમાચાર સંબન્ધી સ્થિતિ આવી હોવાથી મરાઠી વાંચનાર તંત્રીના લેખોની કિમ્મત વધુ પરતી આંકે છે, જે પત્રના તંત્રીલેખો સાહિત્યદૃષ્ટિથી ઉત્તમ હોય તેને મરાઠી વાંચક વર્ગ ઉંચું સ્થાન આપે છે; અને તેથી જ, "કેસરી"માં છપાતા મિ. કેલકરના લેખો મરાઠી સાહિત્યમાં અગત્યની પદવી ભોગવે છે, તે લેખોને એકઠા કરીને પુસ્તક રૂપે બહાર પાડવામાં આવે ત્યારે, ઇંગ્રેજી વાઙ્મયમાં જે પદ એડિસન કે સ્ટીલના નિબન્ધો ભોગવે છે તે જ પદ મરાઠી વાઙ્મયમાં તેમને મળે છે. પરન્તુ બધાં જ મરાઠી પત્રો રસિકતા અને સદ્રુચિનું આવું ઉંચું ધોરણ સાચવતાં નથી. વિરોધીઓ પરત્વે ઉચ્ચારાયલાં ગલીચ વચનોથી "સન્દેશ" જેવાં પત્રોનાં પાનાં ઘણી વાર કલુષિત થાય છે. પણ "સન્દેશ' માં બીજો એક ખાસ ગુણ—વર્તમાનપત્રો માટે આવશ્યક ગુણ—રહેલો છે: રાજકીય તેમ જ બીજી સભાઓના વૃત્તાંત તે સબળ, છટાદાર અને આકર્ષક શૈલીમાં આપે છે અને અમેરિકન ઢબ પ્રમાણે સામાજિક અનિષ્ટો સચોટપણે નિર્ભયતાથી—લગભગ નિર્દયતાથી—તે ખુલ્લાં પાડે છે. આથી ત્હેની લોકપ્રિયતા ઘણી જ વધી છે.

લેખકના અભિપ્રાય પ્રમાણે,

અમેરિકન પત્રોનું એક બીજું અગત્યનું અંગ પણ દેશી પત્રોમાં દાખલ કરવાની જરૂર છે. ત્યાં તંત્રીના લેખોને ઓછું મહત્વ અપાય છે, અને તંત્રી પર આવેલા ભિન્ન ભિન્ન મતના વાંચકોના અભિપ્રાયને વધારે અગત્યના લેખવામાં આવે છે, કેમકે છપાયલા સમાચાર પરથી સ્વતંત્ર મત બાંધવાની ત્યાંના લોકોને ટેવ છે. આથી ઉલટું, દેશી પત્રકારો તો જ્યારે હોય ત્યારે વાચકવર્ગને ડાહીડાહી શિખામણો આપવામાં અને તેમનો વાંક કહાડવામાં શૂરા છે; અને સ્વમાનની ભાવના નહિ સમજનારા આપણા લોકો પણ મૂંગે મ્હોંએ તે સઘળું ગળી જાય છે.

આ ઉપરાંત, "ધ ડેલિ મેલ" જેવાં પત્રોનું એક વિશેષ અંગ પણ આપણાં પત્રોમાં દાખલ થવાની ખાસ જરૂર છે: ચાલુ માસિકોના મુખ્ય અને રસિક લેખોનું તારણ કહાડીને દૈનિકો તથા સાપ્તાહિકોએ પોતાના વાચકોને તે પ્રકારના વિચારો સાથે સતત સંપર્કમાં રાખવા જોઇએ. નવાં અને ખાસ ઉપયોગી પુસ્તકો વિશે પણ તેમ થઇ શકે; તેમજ, સહયોગી પત્રોમાંથી પણ સારા અને મહત્વના લેખોમાંથી ઉતારા આપવા જોઇએ.

## ૨ શિક્ષણ સંસ્થાઓનો વહીવટ.

"ધી ઇન્ડીપેન્ડંટ લેબર પાર્ટી" ના ત્રિમાસિક વાજીંત્ર "ધી સોશ્યેલિસ્ટ રીવ્યુ" માં હાલની ઇંગ્લંડની શિક્ષણ સંસ્થાઓના વહીવટ વિશે અને ત્યાંની શિક્ષણ પદ્ધતિ વિશે એક સ્પષ્ટ વક્તા અને નવીન માર્ગ દર્શાવનારો લેખ મિ. ફ્રેડ ટેટ નામે લખનારે લખ્યો છે. તે જણાવે છે,

હાલની આખી જ પદ્ધતિમાં—વહીવટ, અભ્યાસક્રમ, શીખવવાની રીત, એ પ્રત્યેકમાં—કાંઇ ને કાંઇ દોષ રહેલો છે. બલ્કે હાલમાં મોટાભાગ શિક્ષણનો વહીવટ ચલાવનારા સૂત્રધારોનો તે

વિશેનો વ્યવહારિક અનુભવ માત્ર નામનો જ છે. શહેરોમાં શિક્ષણ કમિટીઓ હોય છે તેના મેમ્બરોને પણ, તેઓ અમુક પક્ષના છે માટે, અને નહિ કે તેમના કાર્ય વિશેના તેમના જ્ઞાન માટે, ચુંટવામાં આવે છે. વળી નિશાળોના ઇન્સ્પેકટરોને પણ ફક્ત કેળવણીના સિદ્ધાંતોનું જ જ્ઞાન હોવાથી શિક્ષકની વ્યવહારૂ મુશ્કેલીઓ તેમને સમજાતી નથી. અમુક ઉમેદવારને પાર્લામેંટમાં દાખલ થવાનો મત આપનાર પુરૂષોને, તે કારણને લીધે જ, શાળાના મુખ્ય શિક્ષકો નીમવામાં આવે છે. તેવા પુરૂષોનું શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન જૂના જમાનાનેજ માફક આવે તેવું હોય છે; નવા માર્ગો અને નવી રીતો સાથેનો તેમનો સંસર્ગ તુટી ગયો હોય છે.

આ ખામીઓ દર્શાવ્યા પછી આ બાબતમાં મિ. ટેટ પોતા તરફથી કેટલીક ઉપયોગી સૂચનાઓ કરે છે:

આદર્શરૂપ શિક્ષણ પ્રથામાં મુખ્ય શિક્ષકની જગ્યા જ કહાડી નાંખવી જોઇએ. શાળાના સામાન્ય નિત્ય વહીવટનું કામ એક કારકુન કરે, અને અભ્યાસક્રમ, સમય પત્રક, તેમ જ વધારે અગત્યના બીજા વહીવટનું કામ શિક્ષકોની જ એક કમિટી કરે—એવી ગોઠવણ થવી જોઇએ. વળી ઇન્સ્પેકટરોની ચુંટણી પણ શિક્ષકોએ તેમનો વર્ગ પોતાના જ મંડળમાંથી કરવી જોઇએ અને શાળાની પ્રગતિમાં તથા તેનું ભવિષ્ય ઘડવામાં તેનો ભાગ હોવો જોઇએ. ઉપરાંત, શહેરોની અને કસ્બાઓની શિક્ષણમંડળીઓનું બંધારણ પણ ચુંટણીને આધારે—શિક્ષકો તથા શહેરીઓએ કરેલી ચુંટણીને આધારે—ઘડાય એ ઇચ્છવા જેવું છે, અને આખા દેશના કેન્દ્રસ્થ શિક્ષણમંડળના સંબંધમાં પણ તેવા જ માર્ગ સ્વીકારવાની જરૂર છે

## ૩ આદર્શરૂપ શિક્ષણ રીતિ.

આગળ ચાલતાં લેખક કહે છે,

જુદા જુદા વિષય શીખવવાની હાલની રીતો પણ ઘણી કઢંગી છે. હકીકતો અને વિગતોથી બાળકોનાં કુમળાં મગજને ભરી દેવામાં આવે છે, અને તે કામ પણ પૂરી ચીવટ કે હુશિયારીથી થતું નથી. નવી-શિક્ષણ પદ્ધતિમાં હવે મનુષ્ય જાતિના વિકાસનો ઇતિહાસ તથા સામાજીક ઇતિહાસ શીખવવો જોઇએ; અને ભુતકાળનો સાક્ષાત્કાર થવા માટે તે ઇતિહાસ શીખવતી વખતે, હજી અવશેષ રહેલી જંગલી જાતોનો પરિચય ચિત્ર ઇત્યાદિ સાધનો દ્વારા કરાવવો જોઇએ. ભુગોળ શીખવવામાં પણ, નકશો દોરાવવા કરતાં માટી અને કાર્ડબોર્ડની મદદથી તે ઘડાવવો એ વધુ સારૂં છે; અને આ પદ્ધતિ પ્રમાણે શાળાઓ ગામની બહાર આવેલી હોવાથી. નજીકના એકાદ ખેતરમાં જ નકશો દોરી બનાવાય તો તે માર્ગ સર્વોત્તમ છે. ભૂગોળ શિખવતાં એ પણ ધ્યાનમાં રાખવાનું કે સ્થળોનાં નામ ઓછાં ગોખાવાય અને દેશદેશનાં હવા માનની કેવી અસર ત્યાનાં વાસીઓ ઉપર અને તેમના રીત રિવાજ ઉપર થાય છે તે વધારે સમજાવાય તો પણ ઘણું ખરા ઉપયોગનું જ્ઞાન શીખનારને મળે—આ રીતો સ્વીકારવામાં આવે તો બાળકમાં માત્ર જ્ઞાનનો અતિરેક થતો અટકે, તેની કુતુહલ વૃત્તિ પોષાય અને વિચારશક્તિ પણ ખીલવાથી જે કાંઇ નવું શીખવા કે જાણવાની તેને ટેવ પડે




*" Truth for God's sake, lest men believe a lie.*

## ગુજરાતની સાંસારિક સુધારણા.

### આરંભકાળ—તડકા છાયા.

'બોર્ડ ઓફ એજ્યુકેશન'ની સ્થાપના સને ૧૮૪૦ માં થએલી હોવાને લીધે, અને તે સંસ્થા મારફત આપવા માંડેલી અંગ્રેજી કેળવણી એ જ 'સુધારાનું મર્મસ્થાન' હોવાને લીધે, તે વર્ષથી નવલરામે આપણા આધુનિક સંસારસુધારાનો આરંભ ગણ્યો છે. આ પ્રમાણે, સુધારાનું બીજ નંખાયાને આ વર્ષે એંશી વર્ષ પૂરાં થાય છે. તે આઠ દશકાના સમયમાં સુધારાની ભાવના અને પ્રવૃત્તિએ કૈં કૈં લીલી સૂકી જોઇ છે. તેણે મનુષ્યનું મનુષ્યત્વ સિદ્ધ કરવાને લડત ચલાવી છે તેમ કોઇક વાર મનુષ્યની કોમળ લાગણીઓને દુભવવાની ઉચ્છૃંખલતા પણ જાણે કે અજાણ્યે દાખવી છે; સ્વતંત્રતાને શોધી અને સાધી છે તેમ સ્વચ્છન્દતાને પણ પોષી છે; માનવીના ઇશ્વરી અંશને સ્વીકારીને વિકસાવ્યો છે તેમ કેટલીક વાર તે જ અંશની પવિત્રતા અને પૂજ્યતાને ખંડિત કરતાં આંચકો ખાધો નથી. તે પ્રવૃત્તિએ પાહોમ કરીને ઝંપલાવનાર જુવાન નર્મદને જન્મ આપ્યો છે તેમ 'આપણે ભૂલ્યા!' એવો પોકાર કરનાર વૃદ્ધ નર્મદને પણ જન્મ આપ્યો છે; ભોળાનાથ, મહીપતરામ, દુર્ગારામ, કરસનદાસ, મલબારીઃ એવા એવા નરવીરોને તેણે ઉછેર્યા છે તેમ, અધવચથી પાછા હઠનાર બાડુઓને પણ ઉછેર્યા છે. છેવટ, સુધારો નવો નવો હતો તે વખતે તો, કેટલીક નિન્દ્ય અનીતિ પણ તેને અંગે થતી એ બીના પણ શોક સાથે નોંધવાની જરૂર છે.

આ સર્વ કથનો સુધારાનાં "છિદ્ર ખોળવા" માટે અમે નથી કર્યાં, પરન્તુ અમારી દૃઢ માન્યતા છે કે સુધારકવર્ગની આ નિર્બળતાઓ અને અપૂર્ણતાઓ નિડરપણે અને સ્પષ્ટતાથી સ્વીકાર્યાં પછી જ સુધારાનું ભવિષ્ય વધુ વધુ સરલ અને ઉજ્જ્વલ થઇ શકશે. તેમ થાય, અને સુધારાની મૂળ ભાવના પોતાના નિર્મળ સ્વરૂપમાં વિશેષ વ્યાપક અને સ્વીકાર્ય થાય તે માટે

### સુધારાના તાત્વિક સત્યો

નજર સામે ખડા કરવાની જરૂર છે, અને તેમ કરતાં સૌથી પ્હેલું આટલું સમજવાની અગત્ય છે કે સુધારાનું પરમ લક્ષ્ય આધ્યાત્મિક છે, કોઇ પણ રીતે આધિભૌતિક નથી. જે બન્ધનો અને સીમાઓ પ્રભુએ જ સર્જ્યાં છે અને જેને લીધે મનુષ્યજીવન સ્વાભાવિક અને ઉન્નત થઇ શકે છે તે સિવાયનાં સર્વે ય કૃત્રિમ બન્ધનોને આત્માના વિકાસપન્થમાંથી દૂર કરવાં, તે હેતુ સિદ્ધ કરવાને વિચારનું અને વર્તનનું સ્વાતંત્ર્ય ઇચ્છવું, જે બુદ્ધિ અને વિવેકશક્તિ ઇશ્વરે જ આપી છે તેનો ઉપયોગ કરવા વાંછવું, માનવીના સ્વભાવસિદ્ધ આત્મગૌરવને અણીશુદ્ધ રાખવા યત્ન કરવો, માત્ર શાસ્ત્ર પ્રમાણો અને આજ્ઞાઓને નમવાથી તે ગૌરવને અત્યંત ક્ષતિ થાય છે એમ સ્થાપવું, અને તે રીતે ચૈતન્યમય પ્રભુના જીવનની પળેપળે અનુભવવાને વિશ્વના [illegible], સ્થૂલ અને સૂક્ષ્મ, આશ્ચર્યભર્યાં મહાસત્યો પ્રત્યેક ઝબકારા [illegible] પ્રકાશમાં આવવાની વાટ

જોઈ રહ્યાં છે તેમની ધન્ય શોધમાં પ્રવૃત્ત થવું: આનાથી ઉચ્ચતર આધ્યાત્મિક ભાવના કઈ હોઈ શકે? સુધારકવર્ગના દરેક સભ્યે નિરન્તર આ ભાવનાનુસાર વર્તન કર્યું છે એમ અમારૂં કહેવું નથી. ખાસ કરીને, અગ્રણી નહિ એવા કેટલાક અલ્પબુદ્ધિમય લઘુ સુધારકોએ બુદ્ધિવાદ અને સ્વતંત્રતા–એ બંને શક્તિઓને સાધન ગણવાને બદલે સાધ્ય ગણી છે. વળી કેટલીક વાર નિરર્થક ઉપહાસવૃત્તિ, બીનજવાબદાર ટીકાઓ, જેઓ આપણી સાથે સંમત ન થતા હોય તેમની તરફ તિરસ્કારથી જોવાની જાણી જોઈને ખીલવેલી ટેવ, ઈત્યાદિ અપલક્ષણોએ પણ સુધારાની પ્રગતિને ઓછી હાનિ કરેલી નથી. તે અને તેવાં બીજાં લક્ષણોને સુધારાનાં આવશ્યક અંગ શી રીતે લેખી શકાય? અને છતા સુધારાનો પક્ષ લેનાર મનુષ્યોની મ્હોટી સંખ્યાને મન તો તેવા નિન્દા યોગ્ય વર્તાવમાંજ સકળ સુધારાનો સમાવેશ, થાય છે, અને તેમનાં તેવાં આચરણને લીધે, જે વર્ગે હરહંમેશ સુધારકોની વિરૂદ્ધ પડવાનું મન લીધું છે તે પણ, સુધારાના મૂળભૂત મહાતત્ત્વો સમજ્યા વગર (કે પછી નહિ સમજ્યાનો દેખાવ કરીને), પેલા અપલક્ષણોને જ 'સુધારો' માનીને ત્હેને ઉતારી પાડવાની એકકે તક ચૂકતો નથી.

આટલા સ્પષ્ટીકરણથી જણાશે કે, સુધારાની પ્રવૃત્તિ પણ એક મનુષ્યકૃતિ તરીકે ગંભીર દોષોથી મુક્ત નથી, તેણે પોતાનો ઉચ્ચ અને ભાવનામય સન્દેશ કેટલીક વાર વિસારે નાખ્યો છે અને બંને પક્ષ વચ્ચેનું અન્તર તેથી વધ્યું છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં, એક આશ્ચર્યજનક સત્ય આ ચર્ચામાંથી તરી આવે છે: આ 'ઉચ્છેદક' સુધારાની સીમાઓમાં જ ત્હેની મહત્તા અને મહાશક્તિ રહેલી છે. તે

## ઉચ્છેદક વૃત્તિની મીમાંસા.

—રસપ્રદ અને અત્યન્ત ઉપયોગી મીમાંસા–કરવાની ખાસ જરૂર છે. તેમ કર્યા પછી જ, ત્હેની ઉત્પત્તિ અને પ્રગતિ વિશે ઐતિહાસિક દૃષ્ટિથી કાંઈક વિચાર કર્યા પછી જ, ભાવિ કાર્યની રૂપરેખા સુસ્પષ્ટતાથી અને સુગમતાથી આંકી શકાય એમ લાગે છે.

અમે પ્રારંભમાં નવલરામનો અભિપ્રાય જે લેખમાંથી* ટાંક્યો છે તે જ લેખમાં તેઓ કહે છે: "અંગ્રેજી કેળવણી એ જ સુધારાની ઉત્તમ શક્તિ છે, સુધારાની મૂળ, પરમ, આદ્યશક્તિ કહિએ તેવી છે. .....અંગ્રેજી ભણેલાને તો નવો અવતાર લેવું જ થઇ રહે છે....તેની બુદ્ધિ સર્વ સંસારી વાતમાં પ્રકાશમય થઈ જાય છે. તેનામાં અવલોકન શક્તિ, વિચાર શક્તિ, જગતના લાભાલાભ ઓળખવાની તથા મેળવવાની શક્તિ આવે છે. હવે તે આપણા દેશની સંસારી સ્થિતિ નીતિ દેખતો થાય છે." ત્યાર પછી, કેટલાક સુધારપ્રેરક તત્ત્વોની વિસ્તારી અને વિચારપૂર્ણ ચર્ચા કરીને લેખ સમાપ્ત કરતાં પૂછે છે "આ રીતે નવા જ્ઞાન, બુદ્ધિ, ભાવ, વૃત્તિ ને પ્રતીતિ એ સંઘળાં આપણી જૂની વાતોથી વિરૂદ્ધ, અને પોતાનું અમલમાં આણવા તલવાર પકડી ઉભાં રહેલાં છે. આવા વિરલ યોગાનુયોગે સુધારો ઉભો થાય ને તે ઉચ્છેદક રૂપ પકડે એમાં શું આશ્ચર્ય?"

પ્રશાન્ત અને પરિપક્વ વિચારકના આ વચન—ખાસ કરીને છેલ્લું વાક્ય—સંસારસુધારાના મહાપ્રશ્નની વિચારણા વખતે ધ્યાનમાં રાખવાની બહુ જરૂર છે. વળી, આ ૧૯૨૦ના અકટોબરમાં એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે તે જમાનામાં સરકારી કેળવણીનો બહિષ્કાર કરવાનો ઉદ્યોગ કોઇ નહોતું કરતું. તે 'યોગાનુયોગ' મને ૧૮૫૦ ના અરસામાં થયો હતો અને "નવી વિદ્યા" ને સમે આશીર્વાદ રૂપ ગણાતી.

* 'સુધારાનું ઐતિહાસિક વિવેચન': (અસલ) "નવલગ્રંથાવલિ" ભા. ૨.

તે સમયના હિન્દીઓ પાશ્ચાત્ય કેળવણી પર મોહી પડ્યા એમ ઘણી વર્ખત કહેવામાં આવે છે. અમે સમજી શકતા નથી કે, તેમની તે સમયની પરિસ્થિતિ અને સંજોગો જોતાં, તે 'મોહ' ને એક દુર્ગુણ શા માટે લેખવો જોઇએ. તે વિદ્યા ભણવાથી જે દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત થયું તે, ધર્મનો વિષય બાજુ પર રાખતાં, સર્વથા હિતકર જ હતું. સામાજીક પ્રશ્નોની ચર્ચામાં અતિ અગત્યની જે સદસદ્ વિવેચન શક્તિ તે વખતે આપણામાં બીલકુલ નહોતી અને આજે પણ બહુ થોડી છે તે શક્તિને ઉપયોગમાં લઇને શુદ્ધ સત્ય શોધવા યત્ન કરવો તેમાં 'મોહ' નો નહિ પણ સત્ય અને સન્નિષ્ઠા વૃત્તિ પ્રતિના 'સ્નેહ' નો જ અવિર્ભાવ છે.

આદ્ય સુધારકોની સત્યશોધન કાજેની આવી પ્રબળ ઇચ્છા છતાં; નવી વિદ્યાના અગાધ સામર્થ્યને લીધે અને હેની તરફની તેમની ભક્તિ અને ઉંડા અનુરાગને લીધે, તે સત્ય કેટલીક વાર અતિ આવેશ કે વાસનાનાં આવરણથી આચ્છાદિત થઇને સુધારાની જ પ્રગતિને હાનિકર થયું; તેમજ, પોતાની વિશુદ્ધ પરમ ભાવનાના પ્રાબલ્યને લીધે અમુક દિશામાં અત્યંત લાભકર્તા પણ થયું;—એમ, આટલાં વર્ષને અંતરે તે સમયનું પશ્ચાદવલોકન કરતાં, લાગે છે. તે હાનિમાંની એક-સ્વચ્છંદાચાર-વિશે આગળ ઉલ્લેખ થઇ ગયો છે. બીજી હાનિ એ થઈ કે સુધારકોની ઉગ્રતા અને તીવ્રતા જોઇને જૂના સ્થિતિરક્ષક (conservative) વર્ગે, સ્વરક્ષણની કુદરતી વૃત્તિને વશ થઇને, પોતાનાં પુરાણાં મન્તવ્યોનાં મુળ વધારે દૃઢ કર્યાં. સુધારકો અને અસુધારકો વચ્ચેનું અંતર આમ વધતાં બંને પક્ષે અંતિમ માર્ગો સ્વીકાર્યા અને તેમની વચ્ચેનો વિરોધ તીક્ષ્ણ થતો ચાલ્યો. આ તીક્ષ્ણતાને લીધે બંને પક્ષો જ્યાં એકેક સાથે ભળી શકે તેવી સામાન્ય ભૂમિકા રહી નહિ. વસ્તુસ્થિતિના સ્વભાવ તરફ જોતાં, તેવી ભૂમિકાનું અસ્તિત્વ અશક્ય હતું—સુધારકો સામાન્ય જનસમુહથી જૂદા પડીને પોતાનું કાર્ય કરે એ ઘટના અનિવાર્ય હતી. અને તે જ કારણથી, "સુધારકોએ લોકો સાથે રહીને કામ કરવું જોઇએ" એવો જે આગ્રહ વખતો વખત કરવામાં આવે છે તે ભૂલ ભરેલો છે અને સંજોગોને અવગણે છે. તો પણ અમારા આ કથનથી જે ગેરસમજ થવા સંભવ છે તે દૂર કરવાની જરૂર જણાય છે. પ્રજા સમુહની સાથે રહીને સુધારાનો ઉપદેશ કરી શકે તેવો વર્ગ હજી પણ આપણામાં થયો નથી અથવા, કદિ પણ થઇ શકે નહિ, એમ અમારૂં કહેવું નથી, જેને 'સંરક્ષક સુધારક વર્ગ' કહીએ છીએ તે લોકજનને સાથે રાખીને-અને કાંઈ નહિ તો છેવટ તેમનો સમભાવ પ્રાપ્ત કરીને-સુધારાને વધારે વ્યાપક અને વિજયશાળી કરવા સમર્થ છે એ દેખીતું છે. તે વર્ગ, 'ઉચ્છેદક વર્ગ' અને 'સ્થિતિરક્ષક વર્ગ'નું જ બાળક છે તે પણ વિસરવાની જરૂર નથી. ઉચ્છેદન વૃત્તિથી થતો જે એક લાભ અમે ઉપર સુચવ્યો છે તે આ જ છે. જો 'ઉચ્છેદક' સુધારકોએ સ્ત્રીઓને ગાવાના ધોળમાંથી પોતાનો મુદ્રાલેખ સ્વીકારીને કહ્યું હોત કે "ધીરે ધીરે સુધારાનો સાર" તો તેમનું કાર્ય 'સુધારો' ન હોત, તેમાં 'સાર' પણ ન હોત, અને સુધારાની જે થોડી પણ ખરેખરી પ્રગતિ થઇ છે તે 'ધીરે ધીરે' ચાલવાથી કદિ પણ થઇ શકે તેમ ન્હોતું. સ્ત્રી શિક્ષણ, યુવાન વયે લગ્ન, પરદેશગમનની છુટ, વિધવા વિવાહની શક્યતા: આ ઇત્યાદિ પ્રશ્નો પરત્વે જે થોડું થોડું છતાં સંગીન, સુદૃઢ અને આશાજનક કાર્ય થઇ શક્યું છે તે 'ઉદ્દામ' ગણાતા પક્ષના સદાગ્રહ અને સતત પરિશ્રમ વિના, અને આપણા નિશ્ચેષ્ટવત્ જીવનમાં તેમણે આવેગ અને ત્વરા પ્રેર્યા વિના શી રીતે થઇ શકત? તે પક્ષના નેતાઓ કે અનુયાયીઓને હાથે થએલાં સ્ખલનમાંથી પણ આપણે

ભવિષ્ય માટે પાઠ-શીખવાના છે, અને સુધારાનાં તાત્વિક સત્વોને તારવી કહાડીને ભાવિ કાર્યક્રમ ઘડવાનો છે. સંરક્ષક સુધારક વર્ગ તે ઘટના માટે ભાવનાસંપન્ન અને સાધનસંપન્ન છે તે સ્વીકારવામાં કોઈ પણું પ્રગતિશોધક નરનારીને વાંધો નહિ આવે એમ અમે માનીએ છીએ. સાવેગ સુધારકોના તથા સ્થિતિ રક્ષકોના સર્વોત્તમ અંશો સંરક્ષક સુધારકોમાં સંક્રાન્ત થયા છે એ પણ સ્પષ્ટ છે, તો, સંરક્ષક વર્ગના એક ખાસ જૂદા મંડળની આવશ્યકતા હવે નથી જણાતી? તે મંડળના નાયકો અને પ્રેરકો તરીકે અમારી સમજ પ્રમાણે, રા. ગાંધી, રા. આનન્દશંકર ધ્રુવ અને રા. ન્હાનાલાલ કવિ: એ નામો સૂચવી શકાય તેમ છે. તે પુરૂષો અત્યંત વ્યવસાયી છે એ વાત અમારા લક્ષ બહાર નથી. પરન્તુ, ઉક્ત મંડળનો પ્રારંભ કરવા જેટલો અને કાર્યપદ્ધતિ યોજી આપવા જેટલો અવકાશ મેળવવામાં તો તેમને ઘણી મુશ્કેલી પડવા સંભવ નથી. તેઓ જો એટલું કરી આપે તો યુવાન કાર્યકરો બાકીનું કામ ઉપાડી લેવા તત્પર થશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે. (અત્રે એટલું ઉમેરવાની જરૂર છે કે આ નવું મંડળ હાલની સુધારાપરિષદ્‌ના કાર્યના પરિપૂરક અને સહાયક તરીકે જ, નહિ કે પ્રતિસ્પર્ધી તરીકે, પોતાના પ્રયાસ શરૂ કરી શકે.)

* * *

સુધારણાના વિવિધ વલણોનું સામાન્ય દૃષ્ટિથી આટલું અવલોકન કર્યા પછી, ઑગસ્ટની આખરે મળેલી

## ચોથી સંસારસુધારા પરિષદ્-

નાં બે મુખ્ય ભાષણોની અને ઠરાવોની ચર્ચા હાથ ધરીએ. તે કામ શરૂ કર્યા પહેલાં, પ્રસ્તુત અધિવેશનના સામાન્ય સ્વરૂપ વિશે બે શબ્દ લખવાની જરૂર છે.

વર્ષે વર્ષે કે તેથી વધારે સમયને અંતરે ભરાતી પરિષદોની સફળતા કે નિષ્ફળતાનો વિચાર કરતાં કેટલાક મહત્ત્વના પ્રશ્નો ખાસ ધ્યાનમાં લેવાના છે. પોતે જે જે વચનો પ્રજાને ભૂતકાળમાં આપ્યા હતા તે કેટલે અંશે પળાયા છે, જે Cause, જે મહત્કાર્ય બજાવવાનું પોતે માથે લીધું છે તે વિશેની જાગૃતિ અને માહિતી પ્રજાસમૂહમાં પોતે કેટલે અંશે પ્રસારી; અને વિચારશીલ નાયકોએ એકત્ર થઈને કાર્યના ભાવિ વિકાસ માટે શી શી યોજનાઓ ઘડીને પ્રજા સમક્ષ રજુ કરી,—આ બાબતોને આવા પ્રજાકીય મંડળોમાં મુખ્ય અને અગત્યનું સ્થાન મળવું જોઈએ. પ્રમુખોના ભાષણો, વિવિધવિષયક ઠરાવો અને તે પરનાં અન્ય વક્તાઓનાં ભાષણો, એ સર્વને ઉપયોગી છતાં ગૌણ વાતો લેખવી જોઈએ. પરન્તુ પ્રસ્તુત પરિષદે તો બીજી ઘણીખરી પરિષદોની માફક, એ ક્રમ ઉલટાવ્યો છે. ગયે વર્ષે નીમાયલી કમિટીમાં ગુજરાતની સુધારક પ્રવૃત્તિનાં અગ્રગણ્ય નરનારીઓ હોવા છતાં, તેમણે શું અને કેવું કામ કર્યું તે વિશે ગુજરાતના સુશિક્ષિત વર્ગને પણ અંધારામાં રાખવામાં આવ્યો છે. નાયકો પોતે પણ અન્ધારામાં હોવા વિશે આજથી શંકા ઉઠે છે; બીજી રીતે કહેતાં, તે કમિટીએ કાંઈ પણ કાર્ય કર્યું હોય તેવો સંભવ નથી. લોકજાગૃતિ અને વિચારમંત્રણાના ક્ષેત્રોમાં પણ પરિષદના કાર્યવાહકોએ સમાધિસ્થ રહીને, "action in inaction"—એ હિન્દ તત્વજ્ઞાનનો ભાવાર્થ તે માનીનો માર્ગ સ્વીકાર્યો જણાય છે. આ ગંભીર ખામીઓ માટે કાર્યકરો પોતે દોષપાત્ર છે તે કરતાં વધુ અંશે તેમની કાર્ય પદ્ધતિ દોષ પાત્ર છે. રાજકીય ચળવળની ભેળાધામથી વાતાવરણ ક્ષુબ્ધ અને અસ્થિર થઈ ગયું હોય તે વેળા સંસારસુધારા વિષયક કૂટ પ્રશ્ન મહાપ્રશ્નોની ફળદાયી વિચારણા અશક્ય થાય છે. અને છતાં હરહંમેશ એવું જ બને છે કે,

એક કામ સાથે બીજું જેમ તેમ કરીને પતાવી દેવાની લાલસાને લીધે તે બંને મહાકાર્યો જોડે-જોડેજ કરવામાં આવે છે. ચાલુ પદ્ધતિ માટે જો એવો બચાવ કરવામાં આવે કે, નાયકો અને વિચારકોને વારંવાર એકઠા થવાનો અવકાશ નથી, ધન નથી, સાધન નથી તો ઉત્તરમાં એટલું જ કહી શકાય કે તે બચાવ, આપણી આત્મભોગ આપવાની અમાપ અશક્તિનું જ દિગ્દર્શન કરાવે છે.

વળી સમકાલીન સુધારક મંડળની એક મ્હોટી અપૂર્ણતા પણ ઘણી વાર આગળ પડી આવે છે અને ભવિષ્ય માર્ગદર્શન માટે નોંધવાની જરૂર છે: તેઓમાં કોઈ એવો અપૂર્વ શક્તિમાન નરનાયક નથી જે પોતાના વ્યક્તિત્વથી, ચારિત્ર્યબળથી, સમર્થ અને નિર્ભય વાણીથી, અનુયાયીઓનાં દિલ જીતીને તેમને નવનવા કાર્ય પ્રદેશો ભણી પ્રેરી શકે. જો આ ખોટ પૂરાય (જો કે તે પૂરવાનું મનુષ્યના હાથમાં થોડે જ અંશે છે) તો જ સુધારાનું ધર્મ્ય કાર્ય કરવાને યુવક વર્ગને આકર્ષી શકાશે. શુષ્ક અને રૂઢિગ્રસ્ત શબ્દોથી તેમને આકર્ષી શકાય તેમ નથી એ માનવસ્વભાવનું સર્વમાન્ય સત્ય છે. તેમનાં ઉત્સાહ અને સહાયતા વિના હમણાંની મન્દતા દૂર થાય તેમ નથી એ દેખીતું છે. કોંગ્રેસની માફક આ મંડળને પણ યુવાનવર્ગે capture કરવું, હેની પર છાપો મારવો અને ધાંધાટ ને ધાંધલમાં જ ઇતિકર્તવ્યતા માનવી એમ અમારૂં કહેવું નથી. પરન્તુ, સૌ૦ વિદ્યાગૌરીના જ કહેવા પ્રમાણે, "હજી ઘણું કામ કરવાનું છે. બલ્કે બધું જ કામ કરવાનું છે. અને, તેટલા કામ કરનારા નથી એમ કહીએ તો ચાલે," તથા; આગ્રહી કામ કરનારા ઉત્પન્ન થવા જોઇએ:" આ ઉક્તિઓ જ્યારે સત્ય વસ્તુસ્થિતિનું દર્શન કરાવે છે, તો પ્રશ્ન એટલો જ રહે છે કે તેવા કાર્યકરોને હવામાંથી જ ઉત્પન્ન થવા દેવાનો વિચાર છે કે શી રીતે? એક અગ્રગણ્ય નારીસુધારકનાં ઉપલાં વચનો, અજાણતાં છતાં સ્પષ્ટ રીતે, અમે સૂચવેલી અગત્યનો ચોકખો સ્વીકાર નથી કરતાં? તો, શિષ્ટ અને સુધારાના ચ્હાનાર ગુજરાતીઓ જાણવા માગે છે કે પ્રૌઢ સુધારકો હજી ક્યાં લગી પોતાની મન્દતા, અલ્પ સંતુષ્ટતા અને ઉદાસીનતાને જારી રાખવા ઇચ્છે છે? અતિશાન્તિની પૂજા અને શરમાળ પણું હજી કેટલાક યુગ પહોંચવાનાં છે? "આ વર્ષમાં હજારો નાનાં બાળકો પરણી ગયાં. લાખો રૂપીઆ આ રંક દેશમાં વિના કારણે વપરાઈ ગયા અને સેંકડો કુટુંબો દેવાદાર થઈ ગયાં" આવા શોકોદ્ગાર કહાડીને જ અટકવાથી સંસારસુધારાની પ્રગતિ થઇ શકશે એ કેમ મનાય? આ અનિષ્ટોના વિચારથી જો દિલ દાઝી રહ્યાં હોત તો સંખ્યાબંધ સુધારકવીરો, તે અનિષ્ટોથી ઉપજતી હાનિ 'સુસ્થાપિત હકીકતો settle facts' નું રૂપ લે ત્યાર પહેલાં જ, સ્થળે સ્થળે ઉપદેશ કરવાને નીકળી પડ્યા હોત પરંતુ તેમ નથી થયું: તે માટે યત્ન સરખો પણ ન થયો. આ ઘટના એટલું જ દેખાડે છે કે સુધારકોમાં નૈતિક સન્નિષ્ઠા હશે પણ માનસિક સન્નિષ્ઠા (intellectual sincerity) તો નથી.

એકધારી ચળવળની જરૂરિયાતથી સુધારકપક્ષ છેક અજાણ છે એમ તો નથી. એથી ઉલ્ટું, સૌ૦ વિદ્યાગૌરીના ભાષણમાં અને ઠરાવોમાં તે વિશે સ્પષ્ટ ઉલ્લેખ છે, ખાસ કરીને, સંસ્થાનું પત્ર કહાડવાની અમૂલ્ય સૂચના માત્ર 'આવકારપાત્ર' નહિ, કૃતિપાત્ર છે. તેવા પત્રની આવશ્યકતા ગુજરાતને ઘણાં વર્ષથી જણાઈ છે છતાં આજ સુધી તે વિચારના સૂક્ષ્મ પ્રદેશમાં જ રહી એ ખેદકર છે; અને સાથે સાથે, ગુજરાતીઓની કાર્યરીતનું પણ દૃષ્ટાંત પૂરું પાડે છે. અને હજી પણ, વાસ્તવિકતાના સ્થૂલ જગતમાં તે પત્ર ક્યારે અવતરશે તેનો સાચો 'વરતારો' તો કોઇક સમર્થ જ્યોતિષી કહાડે તો જ તેના ભવિષ્યની ઉજ્જ્વલતા કે અનુજ્જ્વલતા જાણી શકાય. મુખ્યત્વે કરીને સંસારસુધારાની ચર્ચા કરનાર તે પત્ર જો કદિ પણ "આ દુનિયાનું

અજવાળું જોઈ શકે" તો, સુધારાની આદ્ય ભાવનાઓને તેમના નિર્મળ સ્વરૂપમાં વ્યક્ત કરવા ઉપરાંત, તે દ્વારા સુધારાના મહાપ્રશ્નોની વિચારણા હવે નવીન અને સ્વતંત્ર દૃષ્ટિબિન્દુથી થવાની અત્યંત જરૂર છે;'સ્વતંત્ર' એટલે હિન્દુઓની જૂની રૂઢિઓથી સ્વતંત્ર તેમ જ, જેરૂઢિને આજ સુધી સુધારક પ્રવૃત્તિવશ રહી છે તેનાથી પણ સ્વતંત્ર. સર્વે વિચારવન્ત સ્ત્રીપુરુષો જાણે છે કે નર્યા સત્યના શોધ અને આચાર માટે આમ કર્યા વિના હવે, બદલાયલા સંજોગોને લીધે, છૂટકો નથી. ટુંકમાં, તે પત્રની નીતિ અને સુધારકમંડળની વૃતિ હવે સંરક્ષકતા તરફ વળવી જોઇએ.

## પ્રમુખનું ભાષણ.

રા. ખાંડવાલાએ પોતાના ભાષણમાં મુખ્ય કરેલું દૃષ્ટિબિન્દુ ઘણું જ પ્રશંસાપાત્ર છે. આદર્શરૂપ સમાજનો સ્પષ્ટ અને સચોટ ખ્યાલ તેમણે આપ્યો છે તે વિશે મનન કરવાથી સુધારાનું પરમ લક્ષ્ય—આધ્યાત્મિક વિકાસ—અત્યંત શુદ્ધ અને દિવ્ય સ્વરૂપમાં સમજી શકાય તેમ છે. હિન્દુ સમાજને તે કસોટી પર ચઢાવીને તપાસવાની તેમણે સ્વીકારેલી રીત પણ વિચારની ગતિને સરલ અને સવેગ કરવામાં સહાયભુત થાય છે. પરન્તુ તેમની સાથે—અને સમસ્ત પરિષદ્ સાથે-એક મહત્ત્વની વાતમાં અમારે મતભેદ પડયા વિના રહેતો નથી રા ખાંડવાલાની માન્યતા એવી લાગે છે કે મૂડી મજુરીનો 'વર્તમાન મહાપ્રશ્ન આ પરિષદ્ છોડે નહિ તો "સાકડા દિલના અને ટુંકી નજરના આપણે થઈ જઇએ એવો ભય છે." અમે સમજી શકતા નથી કે જે મંડળે જીવનની ઉચ્ચતમ ભાવનાઓને પહેલેથી જ પોતાના લક્ષ્ય બિન્દુ તરીકે સ્વીકારી છે તે કદિ પણ પોતાની વિશાળતા અને ઉદારતા શી રીતે ખોઇ શકે? ઉપલા શબ્દોમાં તો એવો ભાવ ગર્ભરૂપે રહ્યો છે કે આજ સુધી પરિષદ્ સંકુચિત દૃષ્ટિથી જ કામ કરતી આવી છે! વસ્તુતઃ તેમ નથી એ સૌ કોઇ જાણે છે. મૂડી મજુરીનો પ્રશ્ન સમાજીક છે તે ખરૂં, પરન્તુ પરિષદ્માં સ્થાન આપી ને ત્હેનું કાર્ય વધારે મુશ્કેલીભર્યું બનાવવાની જરૂર નહોતી. તેને માટે એક જૂદા જ મંડળની આવશ્યકતા છે. પ્રસ્તુત પરિષદે તે સ્વીકારવામાં વિવેક કરતાં તૃષ્ણાનું દર્શન વધારે કરાવ્યુ છે.

## ઠરાવો.

"આત્મનિર્ણય"નો પહેલો મુકાબલો, નવો અને સૌથી અગત્યનો ઠરાવ ખાસ વિચારવા જેવો છે. પરંતુ, "સમાજ તરફથી તે કાર્યમાં જે હરકત હોય તે દૂર કરવા આ પરિષદ્ સર્વને આગ્રહ કરે છે"—આ શબ્દો સાથે 'આત્મનિર્ણય' શબ્દનો વિરોધ નથી? સત્તાપ્રિય સમાજનાં બન્ધનોને શિથિલ કરી કે તોડીને જ જ્યાં વ્યક્તિએ વર્તવાનું છે ત્યા, ઠરાવનું પ્રધાનતત્વ વ્યક્તિને અનુલક્ષીને રજુ કરવું જોઇએ કે બેદરકાર અને સત્તાન્ધ સમાજને? 'આત્મનિર્ણય' એટલે વ્યક્તિએ પોતાની મેળે પોતાના ભાવિજીવનક્રમનો નિર્ણય કરવો ને તેવા નિર્ણયમાં સહાયતા કરવી એ સમાજોનો સ્વભાવ જ નથી અને, હરકત દૂર કરવા માટે ત્હેની પાસે ભીક્ષા માગવી તે કરતા વ્યક્તિએ આત્મબળથી તેની સ્હામે ટક્કર ઝીલીને તેને હઠાવવી એ જ વધારે માનપ્રદ અને શ્રેયસ્કર છે.—બાકીના ઠરાવો રાબેતા મુજબના છે. વ્યવહારિક કામ કરવા માટે બે કમિટીઓ નીમાઇ છે. આ કમિટીયુગની ઘણીખરીની માફક આ બે પણ, પ્રજાને જાગ્રત રાખવાને બદલે પોતે જ નિદ્રાધીન થાય છે કે કેમ એ તો આવતે વર્ષે જાણીએ ત્યારે; દરમ્યાન, મિ. એસ્કિવથ કહે તેમ wait and see ધીરજ રાખીને જે થાય તે જોયા કરવું એટલું જ આપણું—જેમને તે કમિટીઓમાં હોવાનું સદ્‌ભાગ્ય (કે દુર્ભાગ્ય) પ્રાપ્ત થયું નથી તેમનું—કર્તવ્ય છે.

અજવાળું જોઈ શકે" તો, સુધારાની આદ્ય ભાવનાઓને તેમના નિર્મળ સ્વરૂપમાં વ્યક્ત કરવા ઉપરાંત, તે દ્વારા સુધારાના મહાપ્રશ્નોની વિચારણા હવે નવીન અને સ્વતંત્ર દૃષ્ટિબિન્દુથી થવાની અત્યંત જરૂર છે; 'સ્વતંત્ર' એટલે હિન્દુઓની જૂની રૂઢિઓથી સ્વતંત્ર તેમ જ, જે રૂઢિને આજ સુધી સુધારક પ્રવૃત્તિવશ રહી છે તેનાથી પણ સ્વતંત્ર. સર્વ વિચારવન્ત સ્ત્રીપુરુષો જાણે છે કે નવાં સત્યના શોધ અને આચાર માટે આમ કર્યા વિના હવે, બદલાયલા સંજોગોને લીધે, છૂટકો નથી. ટુંકમાં, તે પ્રજાની નીતિ અને સુધારકમંડળની વૃતિ હવે સંરક્ષકતા તરફ ઢળવી જોઇએ.

## પ્રમુખનું ભાષણ.

રા. ખાંડવાલાએ પોતાના ભાષણમાં મુખ્ય કરેલું દૃષ્ટિબિન્દુ ઘણું જ પ્રશંસાપાત્ર છે. આદર્શરૂપ સમાજનો સ્પષ્ટ અને સચોટ ખ્યાલ તેમણે આપ્યો છે તે વિશે મનન કરવાથી સુધારાનું પરમ લક્ષ્ય—આધ્યાત્મિક વિકાસ—અત્યંત શુદ્ધ અને ઉચ્ચ સ્વરૂપમાં સમજી શકાય તેમ છે. હિન્દુ સમાજને તે કસોટી પર ચ્હડાવીને તપાસવાની તેમણે સ્વીકારેલી રીત પણ વિચારની ગતિને સરલ અને સવેગ કરવામાં સહાયભુત થાય છે. પરન્તુ તેમની સાથે—અને સમસ્ત પરિષદ સાથે—એક મહત્વની વાતમા અમારે મતભેદ પડયા વિના રહેતો નથી રા. ખાંડવાલાની માન્યતા એવી લાગે છે કે મૂડી મજુરીનો 'વર્તમાન મહાપ્રશ્ન' આ પરિષદ્ છેડે નહિ તો "સાંકડા દિલના અને ટુંકી નજરના આપણે થઈ જઇએ એવો ભય છે." અમે સમજી શકતા નથી કે જે મંડળે જીવનની ઉચ્ચતમ ભાવનાઓને પહેલેથી જ પોતાના લક્ષ્ય બિન્દુ તરીકે સ્વીકારી છે તે કદિ પણ પોતાની વિશાળતા અને ઉદારતા શી રીતે ખોઇ શકે? ઉપલા શબ્દોમા તો એવો ભાવ ગર્ભરૂપે રહ્યો છે કે આજ સુધી પરિષદ્ સંકુચિત દૃષ્ટિથી જ કામ કરતી આવી છે! વસ્તુતઃ તેમ નથી એ સૌ કોઇ જાણે છે. મૂડી મજુરીનો પ્રશ્ન સમાજીક છે તે ખરૂં, પરન્તુ પરિષદ્મા સ્થાન આપીને હેનું કાર્ય વધારે મુશ્કેલીભર્યું બનાવવાની જરૂર નહોતી. તેને માટે એક જુદા જ મંડળની આવશ્યકતા છે. પ્રસ્તુત પરિષદે તે સ્વીકારવામા વિવેક કરતા તૃષ્ણાનું દર્શન વધારે કરાવ્યુ છે.

## ઠરાવો.

"આત્મનિર્ણય"નો પ્હેલો મુકાયલો, નવો અને સૌથી અગત્યનો ઠરાવ ખાસ વિચારવા જેવો છે. પરંતુ, "સમાજ તરફથી તે કાર્યમાં જે હરકત હોય તે દૂર કરવા આ પરિષદ્ સર્વને આગ્રહ કરે છે"—આ શબ્દો સાથે 'આત્મનિર્ણય' શબ્દનો વિરોધ નથી? સત્તાપ્રિય સમાજનાં બન્ધનોને શિથિલ કરી કે તોડીને જ જ્યાં વ્યક્તિએ વર્તવાનું છે ત્યા, ઠરાવનું પ્રધાનતત્વ વ્યક્તિને અનુલક્ષીને રચુ કરવું જોઇએ કે બેદરકાર અને સત્તાન્ધ સમાજને? 'આત્મનિર્ણય' એટલે વ્યક્તિએ પોતાની મેળે પોતાના ભાવિજીવનક્રમનો નિર્ણય કરવો ને તેવા નિર્ણયમા સહાયતા કરવી એ સમાજનો સ્વભાવ જ નથી અને, હરકત દૂર કરવા માટે હેની પાસે ભીક્ષા માગવી તે કરતા વ્યક્તિએ આત્મબળથી તેની મ્હામે ટક્કર ઝીલીને તેને હઠાવવી એ જ વધારે માનપદ અને શ્રેયસ્કર છે. બાકીના ઠરાવો રાબેતા મુજબના છે. વ્યવહારિક કામ કરવા માટે બે કમિટીઓ નીમાઇ છે. આ કમિટીયુગની ઘણીખરીની માફક આ બે પણ, પ્રજાને જાગૃત રાખવાને બદલે પોતે જ નિદ્રાધીન થાય છે કે કેમ એ તો આવતે વર્ષે જાણીએ ત્યારે; દરમ્યાન, મિ. એસ્કિવથ કહે તેમ wait and see ધીરજ રાખીને જે થાય તે જોયા કરવું એટલું જ આપણું—જેમને તે કમિટીઓમા હોવાનું સદ્ભાગ્ય (કે દુર્ભાગ્ય) પ્રાપ્ત થયું નથી તેમનું—કર્તવ્ય છે.

| દવા | કિંમત |
|---|---|
| ખોરાક પચાવવાની દવા | રૂ. ૧ |
| ખરજવાં તથા ખસ ચાંદાની દવા | ,, ૧ |
| પ્રમેહની દવા | ,, ૧ |
| ચોથીઆ, એકાંતરીઆ, રોજીઆ વગેરે દરેક જાતના તાવની દવા | ,, ૨ |
| જુના મરડા-ચૂંક તથા સંગ્રહણીની દવા | ,, ૨ |
| ક્ષયરોગની દવા | ,, ૫ |
| હિસ્ટીરીઆ તથા આંકડીની દવા | ,, ૫ |
| અરદીઆ વાની દવા | ,, ૫ |
| કમળાની દવા | ,, ૨ |
| હડખવાની દવા | ,, ૫ |
| કલેજાંના રોગની દવા | ,, ૫ |
| અટકાવ લાવવાની દવા | ,, ૫ |
| રક્તપિત્ત તથા વિસ્ફોટકના ચાંદા તથા ડાઘાઓ ઉપરનો અકશીર મલમ | ,, ૫ |
| આંખનું અંજન તથા મોતીનો સુરમો | ,, ૨ |
| બચ્ચાંને તથા મ્હોટાંને આમણ ઉતરતું હોય તેની દવા | ,, ૨ |
| કરમની દવા | ,, ૧ |
| છાતીમાંથી પડતું લોહીબંધ કરવાની દવા | ,, ૨ |
| વાળાની દવા | ,, ૨ |
| બાલામૃત | ,, ૧ |
| બેરા કાન સારા કરવાની દવા | ,, ૫ |
| વરમ ઉતારવાનો લેપ | ,, ૧ |
| ઉટાંટીઆની ઉધરસની દવા | ,, ૫ |
| આધાશીશીની દવા | ,, ૨ |
| મધુપ્રમેહની દવા | ,, ૫ |
| બચ્ચાંની માનું દૂધ વધારવાની દવા | ,, ૧ |
| બચ્ચાંના માથામાં ખોડો તથા જુ હોય તેની દવા | ,, ૧ |

| દવા | કિંમત |
|---|---|
| હાથે પગે રસ ઉતર્યો હોય તેની દવા | રૂ. ૨ |
| કંઠમાળ તથા ગંડમાળની દવા | ,, ૨ |
| રક્તપિત્ત તથા વિસ્ફોટકમાં લોહી સુધારવાની દવા | ,, ૧૦ |
| ફેફરાંની દવા | ,, ૧ |
| રેચની ગોળી | ,, ૧ |
| દીવાના માણસને સારા કરવાની ગાંડપણની ગોળી | ,, ૫ |
| પારાંનો મલમ અને પારાંની ગોળી | ,, ૫ |
| ઉધરસની દવા | ,, ૨ |
| નવા બાલ લાવવાની દવા | ,, ૨ |
| બાલ વધારવાનું સુગંધી તેલ | ,, ૨ |
| દાઝયાની દવા | ,, ૨ |
| શુધ્ધ વનસ્પતિનું પેનકયુરર | ,, ૨ |
| સાપ વિછુ ભમરા ઊંદર વિગેરેના ડંખનો ઈલાજ | ,, ૨ |
| વાનું તેલ | ,, ૨ |
| ખસ ખુજલીનો મલમ | ,, ૧ |
| દરાજનો મલમ | ,, ૧ |
| બાલ કાઢવાની દવા | ,, ૧ |
| બચ્ચાંની વાવળીની દવા | ,, ૧ |
| લોહીવાળી દવા | ,, ૧ |
| બરોળની દવા | ,, ૧ |
| ચાંદી તથા ટાંકીનો મલમ | ,, ૧ |
| ધાતુ બેસી ગયું હોય તેની દવા | ,, ૧ |
| હાથે પગે બળતા ગંધાતા પરસેવાની દવા | ,, ૨ |
| પ્લેગના તાવની દવા અને ગાંઠ પર મારવાની પટ્ટી | ,, ૫ |
| હરસનાં મસાની દવા | ,, ૫ |
| ભગંદરની દવા | ,, ૫ |

ઉપરની બધી દવાઓ વેચવા માટે હમે કોઇને એજંટ નીમ્યા નથી. દવાઓ ફકત હમે ખુદ તબીઅત તપાસી આપશું, અથવા હમારા એજંટ **મી. નાનાભાઈ નટવરલાલ** જેઓ હમારા દવાખાનામાંજ બેસે છે. તેમનીજ પાસે મળશે.

સોમવાર સિવાય દાક્તર **યુ. એલ. દેશાઈની** મુલાકાત ઉપલે શીરનામે સુરતમાં થશે.

# જીવનપન્થે પ્રકાશ.

જીવન, વિકાસ ને કલ્યાણને વાસ્તે વિચારનું અને કૃતિનું સ્વાતંત્ર્ય મુખ્યતઃ આવશ્યક છે. જે દેશમાં ઉક્ત સ્વાતંત્ર્ય હોતું નથી તે દેશના મ્હોટા જનસમુદાયનો તે દેશની જાતિ અને પ્રજાનો અધઃપાત થવો જ જોઇએ. જાતિ, પન્થ કે મત હોય કે ન હોય, પરંતુ જે મનુષ્ય, જનસમુદાય, જાતિ, પ્રજા અથવા સંસ્થા, એક વ્યક્તિના વિચાર સ્વાતંત્ર્યને અને કૃતિ સ્વાતંત્ર્યને, તે સ્વાતંત્ર્ય અન્યનું અનિષ્ટ ન કરતાં હોવા છતાં પણ અટકાવે છે, તેની અવનતિ અવશ્ય થાય છે.

—વિવેકાનન્દ.

જ્યાં સુધી એકેક જણ વિચાર કરવાની ટેવ નહિ પાડે, સમજ્યા પછી દુઃખ ખમવાની બીકે પોતાના વિચારને હોંસે અમલમાં નહિ આણે, અમલમાં આણી ટેકથી નહિ રહે, ત્યાં સુધી કોઈ કાળે આપણી દશા ફરવાની નથી. વખત તો પોતાનું કામ કરશે જ, પણ આપણો ધર્મ છે કે આપણું કામ વહેલું ને સહેલું થાય તેમ કરવું.

—નર્મદ.

દેશી નરનારો ! ખરો સુધારો સ્વીકારો સમુદાય મળી,
સૌ અંગ્રેજોના ઢંગ ધરો તો, ભંગ થશે આશા સઘળી;
પાસેની પેલી જોઈ હવેલી, નિજ ઝુંપડી તોડો તલપે,
ઘરબાર વિનાના ભાર ભૂમિ પર, દોઢચતુરમાં નામ ખપે.

—મલબારી.

પ્રત્યેક ઇન્દ્રિયાર્થે તો રાગદ્વેષ રહેલ છે;
ના થવું વશ તેઓને, આત્માના વાટપાડુ તે,
સ્વધર્મે અધુરો સારો, સુસેવ્યા પર ધર્મથી.
સ્વધર્મે મૃત્યુ યે શ્રેય, પર ધર્મ ભયે ભર્યો,

—શ્રી કૃષ્ણ.

સત્ય જોવામાં રાગદ્વેષ જ બુદ્ધિને પ્રતિબન્ધક છે; અનેક સંસર્ગથી તે રાગદ્વેષો બુદ્ધિને વિકૃત કરે છે. તે બુદ્ધિને સ્વચ્છ તથા સ્વસ્થ કરવાને મહાજનોનાં જીવનચરિતો બહુ ઉપયોગી છે.

—મનઃસુખરામ.

શ્રદ્ધાથી સંભારવા, ગંભીર થઈ ગત જન,
તેનું નામ જ શ્રાદ્ધ છે, બુદ્ધિ શુદ્ધિ સાધન.

—નવલરામ.

रसो वै सः।

# ચેતન



## યુગ મુબારક!

શકુનનું સમરસ લ્યો, હાંરે કોઇ સમરસ લ્યો! ધ્રુવ.

મંગલ દિન મંગલ ઘડી મંગલ અરુણ સોહાય,
મંગલ કુદરતથી વળી મંગલોર્મિ છલકાય;
એથી મુજ અમિપાત્ર ઉભરાય. શકુન૦

'દિન પલટ્યો પલટી ઘડી પલટી હત્થ કમાન;'
કલિ રજની સંધ્યા' તણા વિષાદનું એ ગાન,
પરન્તુ આ તો ઉગતો ભાણ. શકુન૦

કલિ–જડતા–વિષ ઊતરે, સ્ફુરે પ્રાણ નવ માંહ્ય,
રજની ત્રણ વીતી ગઇ, રક્ત સંજીવન થાય,
ફરીથી ઓપે પૌરુષ કાય શકુન૦

તિમિર તણાં પડ ઊપડે, ફોરે અનિલ ઉમંગ,
ગગન દીસે વિકસે ધ્વજો આશા ઝળકિત અંગ,
ભાવિના પૂરી વિધવિધ રંગ. શકુન૦

જલ તૃણ તરુ ખગ વાદળો અનિલઘુમટ અવકાશ,
પાય પીએ સવિતા તણા રસ જીવને પ્રકાશ,
માનવી કેડ ધરી ઉલ્લાસ. શકુન૦

—બલવન્તરાય.

---

પ્રકાશક
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા–સુરત.

તંત્રીઓ:
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમ.
સહાયક વર્ગ: રૂ. ૧૦. (અથવા વધારે).
વર્ગ બીજો: રૂ. ૪. (પોસ્ટેજ જુદું).
છુટક નકલના આઠ આના.

# લેખોનો અનુક્રમ



---

અમે દીલગીર છીએ કે અનિવાર્ય સંજોગોને લીધે આ વખતે મનન અને વિવેચન (તંત્રી–લેખ) અમે આપી શકયા નથી. આશા છે કે અમારા ગ્રાહકો અમારી એ ત્રુટી દરગુજર કરશે.

—અધિપતિ

---


આ માસિક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દ દાજીભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા મંધાડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રકટ કર્યું.

વર્ષ ૧ લું.] નવેમ્બર ૧૯૨૦ [અંક ૬ ઠો.

# ચેતન.

## જીવન સાફલ્ય.

વસંત–

છે મોહ મુગ્ધ જગ આ ભ્રમથી ભરેલું,
નિર્માલ્ય સુખ મહીં મસ્ત બની રહેલું;
બુદ્ધિ, શરીર, બળ ને ધન વ્યર્થ ખુએ,
ના દેશ કાળ-નિજ ધર્મ કંઈ વિચારે.
છે જન્મ ને જીવન જો પ્રભુએ દીધેલાં,
નિશ્ચે હશે જીવન કર્મ કંઈ ઠરેલાં;
સાધી શકાં નહિ કદિ નવ સાધવાનાં,
તો તો-અનન્ત જીવનો પણ છે મરેલાં.
છે પ્રેમ આ જગતના સહુ જીવ માટે,
છે દ્રવ્ય નિર્ધન તણાં દુઃખ ટાળવાને,
શક્તિ અવશ્ય નિજ દેશ હિતાર્થ છે ને,
સાફલ્ય જીવન તણું પરહિતમાં છે.

એક બ્હેન.

# વંદન જય ગૂજરાત!

(મરાઠી સાખી.)

ભરતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રસભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝઝુમીએ જહીં ઘૂમી—
જયગાન ગજવતાં માત;
તુજને વંદન જય ગુજરાત! ૧

રમકસવંતી ભરતભૂમિની શ્રેષ્ઠ સુભગ રસપુત્રી,
ગિરિ, ગહ્વર, સરવર, નદી, ઝરણાં પ્રકૃતિ–પ્રસાદી ધરતી,
ધન ધાન્ય ભરી રળિયાત;
તુજને વંદન જય ગુજરાત! ૨

યદુકુળ–તિલક કૃષ્ણચન્દ્રની રાજ્યભૂમિ જયવંતી,
ઘોષ ગીતાના સદાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માત;
તુજને વંદન જય ગુજરાત! ૩

સિદ્ધરાજ, વન, ભીમદેવ સમ સમરવીરોની પ્રસૂતા,
વીરકેસરી સમ જય ત્રાડે ધરણી જે ધ્રૂજવતા—
કરી વિજય ધ્વજ ફરકાટ;
તુજને વંદન જય ગુજરાત! ૪

નૃસિંહ, મીરાં, સરખાં રસિયાં સંતનની રસજનની,
ધર્મધુરંધર દયાનન્દ ને કલાપીની કુલભૂમિ,
વા'તી રસબંસી દિનરાત;
તુજને વંદન જય ગુજરાત! ૫

પ્રેમ–શૌર્યનું રણશીંગ ફુંકવતો નર્મદ જય ગજવે,
સત્યનિષ્ટ કર્મવીર ગાંધી અવનવ ચેતન પ્રેરે,
જન ઘૂમે કીર્તિધ્વજ સાથ;
તુજને વંદન જય ગુજરાત ! ૬

જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી
પ્રાચી દિશામાં વિવિધ રંગ ભરી ઉદય ઉષા ઝળહળતી
જો ! દિવ્ય હસંત પ્રભાત;
તુજને વંદન જય ગુજરાત ! ૭

'પોરી પુરંધર દેશ તણાની ઘુઘરમાળ ઘમકશે'
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ ને પ્રતાપ, ચેતન સરશે,
જોઈ સ્તબ્ધ થશે જગ, માત !
તુજને વંદન જય ગુજરાત ! ૮

—ખજુભાઈ રાવત.

---

## લોકસેવિકા

૧

(કલકત્તાઃ ડીસેમ્બર ૧૯૧૭)

શી મેદની જન તણી ઉભરાય આજે !
શી હર્ષની ગગનભેદક ગર્જનાઓ !
શી આ અખંડ થતી પુષ્પની રમ્ય વૃષ્ટિ !—
હા ! ધન્ય પૂજન હું પામી મહાપ્રજાનાં.

૨

(કલકત્તાઃ સપ્ટેંબર ૧૯૨૦)

રે રે ! અરે ! અરર ! આ શું અરે, શું આ શું ?
શા નીચ આ "શરમ !"-ના ધ્વનિ કાન ફાડે ?
છે ભ્રાન્તિ ? સ્વપ્ન ?—અહ ! ના, ખરી વાત છે આ;—
ઉન્મત્ત "લોકજન" માં ધરવી શી શ્રદ્ધા ?

# ગુર્જરકવીન્દ્ર ન્હાનાલાલને

૧

સ્વર્ગ સરિખો આનર્ત સોહે આ ગુજરાત ત્યાં
સર્વે કવિગણ માંહ્ય મહેન્દ્ર શો તું મ્હાલતો
રવીન્દ્રનાં રસગીત જગભરને મોહાવતાં,
ગુર્જરજગનો વીર ! રવીન્દ્ર તું રસિયો રમે;
તુજ ગીત યે કો દી યં સુણશે સારી સૃષ્ટ ને
તેવે તું યે વીર ! સ્હડજે ભવ્ય સિંહાસને

૨

રાષ્ટ્રભક્તિની રેલ તુજ આવ્યે રેલાય ને
અગટે ભાવભરેલ એ ભક્તિ તુજ કાવ્યમાં.
ગુર્જરી ઠેરે ઠેઠ નવચેતન તેં રેડિયાં
રાષ્ટ્રજીવનની લેહ લાગી "ઇન્દુ" વાંચતાં;
રાષ્ટ્રજીવનની છોળ આજે ઉછળે આંહિ જે
તેનો તે દિન તું જ પધારિયો પયગમ્બર.

૩

'પૂર્વ પશ્ચિમ બે પાંખ પૃથ્વીરૂપ પંખિણીની'
એક કીધું તે સિદ્ધ જુગતે બંને જાળવી.
રાજવી શો તુજ આત્મ રાજેન્દ્રો જ વધાવતો.
ગાતો ગૌરવગાન ઉરની ઊંડી ઊર્મિથી,
વધાવિયા ગુરુરાજ, ગાંધી અમૃત હર્ષથી
તું ને એ બંને ય, ગુર્જરગુણના રાજવી.

૪

રસજ્ઞ કહેતા આમ, "ઉપમા કાલિદાસની"
અમ કાવ્યે અભિરામ "ઉપમા ન્હાનાલાલની"
મહાગુરૂની મહાન ધારા વીર ! તેં ઝીલીને
"મેઘદૂત" ની ગંગ વહવી શી અમ આંગણે !
ગુરૂપ્રતિભા તો સ્વર્ગ, કવિતા તેની ગંગ શી
ચિત્ત શું તેં ઝીલી એહ, કીધી ગુર્જરભૂમિને

૫

બ્રહ્મચર્યજયનાદ "જયા જયન્તે" કીધ ને
સંયમ કેરા સાદ ઘરઘર તે પ્હોંચાડિયા
પરમપ્રેમનાં ગૂઢ રહસ્યરસ સમજાવિયાં.
સ્નેહ તણી શી સૂક્ષ્મ ઊર્મિ ઝીલવી સર્વને
સ્નેહલગ્નનાં સત્ય, ગુજરાતે ત્યાં ઓળખ્યાં.
નિજ જીવને યે કૈંક આન્દોલન એ ઝીલિયાં.

૬

અરહડ સરવર તુલ્ય, રસગંગાથી શી ઉભરે
એવી "ઉષા" અમુલ્ય, ગુર્જરીને ચરણે ધરી.
સૃષ્ટિજૂના કૈં ભેદ ઉકેલિયા પ્રતિભાબળે,
તત્વ તણું જે તત્વ, તેની મીમાંસા કરી.
મોહક કલાવિધાન પૂંઠે પૂંઠે પાથર્યાં,
ગદ્ય મહીં યે ગાન ગાયાં બહુ, મનભાવતાં.

૭

કાવ્યકલા શી વિધ બુદ્ધિ મ્હારી વખાણશે ?
નવયુગ લાવી કીધ, નવલી તેં ત્યાં પ્રેરણા;
અણખુલ્યા નિધિ તેં જ મંગળ હસ્તે ખોલિયા,
લીધી અમે એ લ્હાણ, રસરંગો ઉર રેલિયા.
રસચિન્તક તું રાજ ! સુન્દરતાનાં શાસ્ત્રનો
રસમયતાના સાજ મઝ્યા સજાવ્યા નેહથી.

૮

અવન્તપાંદડીવન્ત અમ્બુજ જેવું પ્રભાભર્યું
છલકે તેજ-સુગન્ધ, સેવાં તુજ કાવ્યામ્બુજો.
તત્વજ્ઞાની તું પ્રૌઢ, પ્રેમ તણાં શાસ્ત્રો તણો,
પઠનો ગૂઢ-નિગૂઢ, તેનાં તુજ આણે સદા.
ચિન્તને સુહવન્ત આત્માની લહરિ સૂક્ષ્મ જે,
ત્હેના અનુભવ ધન્ય, વિલસી રહે તુજ જીવને.

—મયૂરાનન્દ વર્મા.



# ટીકાકારોને.

ભો ! સાહિત્યના ઉપાસકો, થંભો,
કો તમારી લેખિની રૂપી કટારીને
શબ્દ રૂપી ધનુષ્ય બાણને.
બ્દયુદ્ધથી આનંદતા ઓ સૈનિકો !
ાતૃભાષાના ઉદ્ધારાર્થે સ્વયંસેવક બન્યા છો ને ?
ા સજ્જ થાઓ ! બુરખા કાઢી નાખીને
ૌર્યથી મેદાનમાં ઉતરો.
ુણ્યમયી ભારત માતાના ઓ કુળ દીપકો !
પૃથ્વી પરના સ્વર્ગસમી, વિશ્વવિખ્યાત
ભરત ભૂમિના સદ્પુત્રો નથી રચતા
શબ્દજાળનાં અનાકર્ષક જોડકણાં !
સાહિત્ય વાટિકામાં વિહરનારને તો
વિધવિધ કુસુમોનું વૈવિધ્ય
પિછાનવું પડે છે. અને
રસનાં રસીઆં તો વાંચ્છે છે સ્થળ સ્થળમાં
અસ્ખલીત રસનાં નિર્મળાં ઝરણાં
ને વાંચ્છે છે તે પામેય છે.
કૂળાં કમળ કુસુમનાં સૌન્દર્યને તે પિછાને છે
ને કાંટાળી ઝાડીમાંના ગુલાબની
સોરભને ય તે ઝીલે છે.
રસ, રૂપ ને ગંધના નિરીક્ષણની
સૌન્દર્ય ને કળાને પિછાનવાની
અરણ્યમાંથી અમૃત ફુવારા ઉત્પન્ન કરવાની
અને પાષાણમાંયે ચૈતન્ય પ્રકટાવી
તેને પૂજવાની કોઇ મહાશક્તિ
પ્રભુ રસનાં રસીઆંને આપે છે.
અહો ! 'નાનાલાલ શાહી'ના ઓ 'વિરોધીઓ' થંભો
સદ્વસ્તુને પિછાનતાં–પૂજતાં શીખો,
નહીં તો જાણો છો તો ખરાને કે
શબ્દયુદ્ધ તો મહા કપરાં છે ?
એ યુદ્ધ નથી જીત્યાં કોઇએ
ને નહીં જીતાય કોઇથીએ !
ગદ્યપદ્યના મહા યુદ્ધના ઓ સૈનીકો !
ન્યાયપૂર્ણ દૃષ્ટિથી ઉકેલો
'અપદ્યાગદ્ય'ના ભાવાર્થને
ને નિરખો તેનાં ઊંડા ઉદરમાંનાં
અમોલાં જવાહીરોને.
ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં
મંડાયા છે સાક્ષરગણોના મહા યુદ્ધ,
વર્ષો વીતી ગયાં ને કેટલાંય વીતી જશે
પણ નથી જોયા જોષ કોઇ મહા જ્યોતિષીએ સુદ્ધાં
કે એનો અન્ત ક્યાં અને ક્યારે આવશે.
ને સમય તો વહ્યો જાય છે ને ?
અને સૌ યે જાણે છે કે

ાળના સપાટામાં કે કે રત્નો અદૃશ્ય થશે
ે કેટલાંય મગતરાં ચોળાઇ જશે.
ણ નથી; નથી, એ મહા સામર્થ્યવાન
ાળની યે શક્તિ કે
કોઇ મહા તેજસ્વી રત્નના પ્રકાશને
અંધકારમાં ફેરવી શકે.

પ્રકાશ તો સર્વદા પ્રકાશજ રહેશે
અનન્ત કાળ સુધી પ્રકાસશે
ને જીવશે, દેખશે તે જાણશે કે
આખરે સત્યનો જય છે!

—એક બ્હેન.

---

નોંધ—આજકાલ ગુજરાતમાં ટીકા-સાહિત્ય ઉભરાતું લાગે છે; લેખકો તેમાં મોટાઈ માનતા જણાય છે; કહેવાતા વિદ્વાનો તેને પોષણ આપે છે; પરન્તુ એક સ્ત્રી-અભ્યાસક પણ તેની કેટલી અને કેવી કિંમત આંકે છે તે આ લેખ ઉપરથી જણાશે. અમે આશા રાખીએ છીએ કે આ પછી તો એ જાતના સાહિત્યથી ગુજરાતી સાહિત્ય વધુ કલંકિત નહિ થાય. આ ઉત્તર સિવાય તો એવાં સાહિત્ય (?) ને લક્ષમાં પણ લેવું એ અયોગ્ય છે એમ અમે માનીએ છીએ. બે માસ ઉપર ખાનગી ચર્ચા માટે અમને આ લેખ મળ્યો હતો. અત્યારનો ઉચિત પ્રસંગ ધારી, તે બ્હેનની રજા વિના અમે તે પ્રગટ કરીએ છીએ; આશા છે કે તે માટે અમને તેઓ ક્ષમા આપશે.

૧૫-૧૦-૨૦.

—અધિપતિ.

---

# સાહિત્ય અને સાહિત્યકાર.

## કવિ દલપતરામ—એમનું સાહિત્યજીવન.

### પ્રસ્તાવ.

આ લોકપ્રિય ગુજરાતી ભાષાના અત્યુત્તમ વકીલનો જન્મ વીરક્ષેત્ર ને સતીતીર્થ વર્ધમાનપુરીમાં ઇ. સ. ૧૮૨૦ના જાન્યુઆરી માસની ૨૧ મી તારીખે એક આમલી નીચેની છાપરીમાં થયો હતો. એ પ્રસંગ ઉપરનું પોતાના વતનનું સ્મરણ એક સુન્દર મનહર છન્દમાં લખ્યું છે.

અરે આમલી હું તારી છાયા તળે અવતર્યો,<br>
તારી છાયા તળે એજ છાપરીમાં ઉછર્યો;<br>
દેવળમાં દેવ તારી પાસે છે પારસનાથ,<br>
શ્યામરંગ શરીર વિશેષ વેષ છે ધર્યો;<br>
લાખુવાવ લાખેણીનું પ્રતિદિન પાણી પીધું,<br>
વિસર્યું નથી મને હું જો વિદેશ વિચર્યો;<br>
કહે દલપતરામ ગામ વઢવાણ સદા,<br>
ઈશ્વર આબાદ રાખે આશીષ હું ઉચર્યો.—

(દલપત કાવ્ય ભા. ૧ પૃષ્ઠ ૧૦૫- કડી ૨૮)

અહીં એમનું સ્થૂળ જીવનવૃત્તાન્ત ટુંકામાં પણ કહીશું નહિ, પણ એ મહાકવિની સાહિત્ય પ્રવૃત્તિ દેખાડીશું; અને એ યુગની સાયંસંધ્યા અને નવા યુગની ઉષાનાં અક્ષરચિત્ર દોરીશું, તથા એ બને ચિત્રોમાં રંગની મેળવણી અને આલેખનનું સામ્ય, વિરોધ, ને નવીન ભાવોનો ઉદય બતાવીશું.

### પૂર્વરંગ.

'કવિને સમજવા કવિ થવું જોઇએ' એવી સામાન્ય ઉક્તિ છે; પણ 'કવિ જ કવિને સમજી શકે' એજ સ્વાભાવિક ઉક્તિ છે; અને સૌએ જન્મથી જ ઓછાવત્તા અંશે કવિ જ છે ને? ચંદ્રોદયનાં દર્શને કોનાં મન રંજન નથી થતાં? દયા અને માયા શું માનવીઓ વચનમાં ને વર્તનમાં નથી દર્શાવતાં? ફુલપુંજનો સુગંધ અને કોકીલાનો ટહૌકાર કોને નથી રુચતો? કવિજનો એ ઉભરાઓ સુન્દર સંગીતમાં, સુન્દર શબ્દોમાં લખી વ્યક્ત સ્વરૂપમાં પ્રકાશમાં લાવે છે. પણ આપણા આ કવિ-ધનની કદર કરવા આપણે ભાષા અને સાહિત્યનું વિશેષ જ્ઞાન ધરાવવું જોઇશે. એ વિષે થોડું વર્ણન કરવું આજકાલે કે અસ્થાને નહિ જ લેખાય.

કોઈ પણ ભાષાના સાહિત્યનાં મુખ્યત્વે બે ભાગ પાડી શકાય. પ્હેલો ભાષાયુગ અને બીજો રસયુગ. અંગ્રેજી ભાષામાં એમને અનુક્રમે 'કલાસીકલ એઇજ' અને 'રોમેન્ટીક એઇજ' કહે છે. ભાષાયુગમાં ભાષાનું બંધારણ બનતું જાય છે; એટલે બધા તાર નવા રચાતા જાય છે. એ બધા સરખી લંબાઇના, સરખી જાડાઇના અને સરખે અંતરે આવેલા હોય છે. કોઇ પણ દોરો આડો અવળો પડી ભાષાના બંધારણમાં ગુંચ નથી પાડી શકતો. 'સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક' એ આ યુગનું મુખ્ય લક્ષણ છે. વાક્ય રચનાની કે વાક્યાર્થની ક્લિષ્ટતા હોઇ શકતી નથી. લાગણીઓના જુસ્સા કરતાં બુદ્ધિનું પ્રાધાન્ય હોય છે. વાક્યોમાં સરખું સમતોલપણું હોય છે. વાક્ય અને વિચારની સરળતાને લીધે એ લોકભાષા હોય છે. રસયુગમાં આ લક્ષણો કરતાં ઉલટું જ હોય છે. આપણા વિખ્યાત કવિવર કયા યુગમાં હતા તે આ ઉપલા વર્ણનથી સ્પષ્ટ થઇ ગયું હશે. આ ઉપરાન્ત અન્ય પણ આ યુગનાં લક્ષણ છે, એ સહુ આપણે કવીશ્વરની કાવ્યપ્રવૃત્તિમાં અવલોકી શકીશું. આપણા કવીશ્વર એ ભાષાયુગના છેલ્લા આથમતા શુક્રકવિ હતા એની ખાતરી કરવા નીચેની સાબિતીઓ હું રજુ કરૂં છું.

(૧) ઉપદેશાત્મક અને વર્ણનાત્મક કાવ્યો.
(૨) અનેક નામાંકિત સ્ત્રીપુરૂષોનું કાવ્ય લેખન.
(૩) ગરબીઓ, ધોળ, અને લગ્નગીતો બાદ કરતાં બાકીની છંદ-રચના ને સંગીતનો અભાવ.
(૪) ટીકાની વૃત્તિ અને આક્ષેપવૃત્તિ.
(૫) બે ચરિત્રની વાર્તા.
(૬) એમની કવિતાઓ સ્ફુરી નથી; એમણે કવિતાઓ રચી છે.

### ભાષાપ્રેમ.

આ સર્વ કહેતાં પ્હેલાં એટલું કહેવું આવશ્યક છે કે એમની ગુજરાતી ભાષા માટેની પ્રીતિ અપૂર્વ છે; ઉત્સાહ અથાગ છે; પરિશ્રમ અનુપમ છે; અને વિજય અતોલ છે. તમે કોણ છો એમ એક રાજાએ પુછેલા પ્રશ્નનો ઉત્તર ગુજરાતી ભાષા માટેનો એમનો ઉત્સાહ સ્પષ્ટપણે પ્રગટ કરે છે.

સ્વદેશ સુધારવાની સભાનો હું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું;
ચોટામાં લુટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુઃખ ઘણો દિલગીર દિલ છું;
હિંદી ને મરાઠી હાલ, પામી છે પ્રતાપ પાર,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું;
કહે દલપતરામ રાજા અધિરાજ સુણો,
કડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

દોહરો.

વાણી ગુજરાતી રડી, રાણી જાણી આજ;
હું વકીલ તેનો બની, કરૂં તેનું શુભ કાજ.

( દલપત કાવ્ય ભાગ ૧. પૃ. ૧૦ કડી ૮૫-૮૬ )

ફાર્બસ સાહેબના એક પત્રથી સરકારી નોકરીને તિલાંજલી આપી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં જોડાયા અને માતભાષાને પોતાનું જીવન અર્પણ કર્યું. ગુજરાતી ભાષા માટે નોકરી છોડી દીધી ને કહ્યું:–'કરીશ ખુશામત ખૂબ હું તુજ માટે હે માત.' અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને માટે રાજ્યરાજ્યમાં ભમી ખુશામત કરી આવતા, અને ગુજરાતી ભાષાનું કાંઈક કલ્યાણ કરી પાછા આવતા.

## કાવ્ય ક્ષેત્ર.

કવિશ્રીનું કાવ્યક્ષેત્ર એટલું વિશાળ છે, કાવ્યપ્રતિભા એટલી સતેજ છે કે આટલા ટુંકા અવલોકનમાં એક ઉડતી દૃષ્ટિ નાંખીને જ સંતુષ્ટ રહેવું જોઇશે. પણ એમની કાવ્યવસ્તુના વિષય નીચે પ્રમાણે ગણાવી શકાય.

(૧) મશહુર પુરૂષો અને આશ્રયદાતાઓ વિષે.
(૨) નૈતિક સૂત્રો, ઈશ્વર અને ધર્મનાં ચિન્તનો અને સામાજીક સુધારણાઓ વિષે.
(૩) જનસ્વભાવ અને કુદરતનાં દૃશ્યો.
(૪) સ્વદેશવાત્સલ્ય તથા કળાકૌશલ્ય.
(૫) પદ, ગરબી, ધોળ અને માંગલિક ગીતાવલિ.
(૬) કવિતાની ચારી પિંગળ અને પ્રવીણસાગરની બાર લહેરની રચના ને ટીકા.
(૭) હિન્દી કાવ્યો:
(૮) કેટલાક નિબંધો.

શૃંગારરસ જો ઓછો લખ્યો છે તો તેને બદલે હાસ્યરસ વધુ ઉમેર્યો છે. મશહુર પુરૂષો અને આશ્રયદાતાઓ વિષે જે કાવ્યો લખ્યાં છે તેમને સારૂ જે બોલવાનું છે તે બધું બાકી છે. માત્ર દાખલા આપવા એજ અત્યારે યોગ્ય છે. 'ફાર્બસ વિલાસ', 'વિજય વિનોદ', 'ફાર્બસ વિરહ', 'નગરશેઠ હીમાભાઇની હયાતી વિષે', 'અંગ્રેજી રાજ્ય વિષે' અને બીજા રાવ સાહેબો, રાવ બહાદુરો, ને રાજાઓ વિષે.

## નીતિરસ.

હવે એમની નૈતિક શીખામણોની કેટલીક કવિતાઓનો ઉલ્લેખ કરીએ. એ વિષયનાં તો તેઓ સૌથી સરસા છે. એમનાં કાવ્યોની નીતિ શુષ્ક નથી. પણ એણે એક નવો નીતિરસ ઉપજાવ્યો છે. એમની કવિતાનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે બાપ કે મ્હોટાભાઇ આગળ પણ સરી કવિતા વાંચવામાં દીકરી કે બ્હેનને કશો બાધ કે રજ શરમ આવવાં જોઇએ નહિ. અને તેથી જ આપણે એમનાં કાવ્યોમાં શૃંગારરસનો અંશ ઓછો જોઇએ છીએ. વળી સ્વામીનારાયણ ધર્મના કોઈ વૈષ્ણવ ધર્મનાં ઉઘાડાં અમર્યાદ ધોળ ગીતો વિગેરેનો પણ ખૂબ કંટાળો ચ્હડ્યો હશે. એથી પણ એમની વ્યાવહારિક બુદ્ધિએ આ ઉદ્દેશ પાર પાડવા પ્રેર્યા હશે. આ ઉદ્દેશની સિદ્ધિ અર્થે એમની નીતિની શીખામણો ધીમે ધીમે મીઠીમીઠી જ પીવાડતા નથી પણ કયારેક કડવી કડવી લઇને એકદમ ગળે ઉતરાવી દે છે 'ગુરૂઓને શીખામણ'ના કાવ્યમાં કહે છે કે:—"સેવકજન સઘળાંને સાચા સમજો બેટાબેટી; દાસતણી વહુ દીકરીઓને ભ્રષ્ટ ન કરશો બેઠી," તે વખત વૈષ્ણવ દુરાચારને આ નગ્ન વચન સંભળાવ્યાં છે એમ પ્રત્યક્ષ દેખાય છે. આ

સંસારનું અસ્થિરપણું દેખાડતાં લખે છે કેઃ—"થિર કરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું; કરી લો કાંઈ રૂડાં કામ, રહેશે કહેવાનું." મોચીવાળા પથરજીને કહે છેઃ—"પાસડાં ખમવાને યોગ્ય છો, મોચીવાળા પથરજી." આપણા શુભચિંતક મિત્ર હોય તેમ સમજાવે છેઃ—"મન નહિ માને રે, ત્યાં નહિ જઈએ મળવા; જેની પાસ જવાથી લાગે, બોલ્ય સુણી મન બળવા." "ખળ મુખ બોલે રે ત્યારે કાન બંધ કરીએ." "નારી નરપતિ અગ્નિનો અતિ-પ્રસંગ દુઃખમુળ." "પણ પોથાં એ તો સહુ થોથાં; આજ ડાચાં તે સઉથી સાચાં." આવાં એમનાં નીતિનાં વચન એટલાં તો સચોટ છે કે વાંચકના મન ઉપર તુર્ત અસર કરે છે. સરળ ભાષામાં બતાવેલો એનો ચોકખો વિચાર વધુ અસરકારક બને છે. એ લીટીમાં લખેલો એમનો 'રાજનયનો સિદ્ધાન્ત વ્યવહારમાં કેટલો ઉપયોગી છે તે જુઓઃ—'જુલમ' વિષેના કાવ્યમાં છેલ્લી કડી કહે છેઃ—"જુલમી જુલમ કરે ઘણો, સુઝે ન કાંઈ ઉપાય; કરીએ કાગારોળ, તો, કવચિત ફાયદો થાય." "ઓછોટ ઓછોટ" એ હિન્દના હિતસ્વી વીરા હોર્નિમેનનો અનુભવ શું આ કવિહૃદયમાં આટલા કાળ પૂર્વે પ્રત્યક્ષ નથી થતો? એજ કાવ્યમાં વચમાં કયે છે કેઃ—"ન્યાય નિયમ સૌ ગરિબને, સમર્થને સૌ માફ." શું દુઃખી પ્રજાની લાચારી-ભરી અનાથ દશા આ લીટી નથી કહેતી? અંગ્રેજી રાજ્યપ્રકરણમાં અમલદારવર્ગ ગરીબ પ્રજાને કેવો સતાવે છે એ હાસ્ય તથા કરૂણારસમાં સારૂં બતાવી આપ્યું છે. (દલપતકાવ્ય ભા. ૨. પૃ. ૫ વચનીકા) જો કોઈ એવો આક્ષેપ કરે કે કવિએ અંગ્રેજોનો આશરો શોધી એનાં જ વખાણ કર્યાં છે; તો એના બચાવમાં મ્હારે બોલવું જોઇશે કે કવીશ્વરની વ્યવહારદૃષ્ટિ ઘણી ઝીણી હતી અને જોઈ શકી કે અંગ્રેજ અમલદારને પ્રજાનાં દુઃખ, આવી રસિક રીતે કાવ્યમાં જ કહી કહી શકાશે. હિંદુસ્તાનની તે વખતની અંધાધુધી ભરી ગેરવ્યવસ્થા તરફ એના જ 'હરખ હવે તું હિંદુસ્તાન' તરફ જુઓ. વળી યાદ રાખવું કે, તે સમયના અંગ્રેજ અમલદારો ભલા, માયાળુ ને મળતાવડા હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના એક અંગ્રેજ જડજ ને કલેક્ટરની હિતચિંતક વૃત્તિને જ આભારી હતી. અને ગુજરાતી ભાષાના વિકાસ અને કલ્યાણની ઈચ્છાને આધીન થઇ કવિએ એ અંગ્રેજ નરવીરને પોતાનો આશ્રયદાતા પરમ મિત્ર માન્યો હતો. અંગ્રેજના પક્ષમાં સાચા રહી લોકોની સેવા અને માતૃભાષાની સેવા બજાવનાર આ આપણા વીરલ કવીશ્વર જ હતા. અહીં જ કવિશ્રીની સૂક્ષ્મ વ્યવહારબુદ્ધિ આપણને ચોકખી પ્રતીત થાય છે, અને એવા પ્રકારની સેવા એવી જ બુદ્ધિથી એમના પુત્ર ન્હાનાલાલને કરતા આજ આપણે જોઇએ છીએ.

પ્રારબ્ધવાદનું ખંડન કરતાં અને કર્મયોગનું મંડન કરતાં કવિના ઉદ્ગાર જોવા જેવા છે. કર્મવાદખંડનમાં કયે છે કેઃ—

"નશીબ નશીબ સૌ કો કહે, પણ નકી નહિ આશ;
સુસ્ત શા માટે કરે, જો નશીબ વિશ્વાસ."

કવિશ્રીની ધાર્મિક આસ્થા સૌ કાર્યમાં ઇશ્વરનું કર્તાપણું અનુભવી રહી છે, અને પછીની જ લીટીઓમાં કહે છે કેઃ—

"આદરવો ઉદ્યોગ પણ, ઇશ્વર પર આધાર;
જનશ્રમ ને ઈશ્વરકૃપા, સદૈવ જોઇએ સાથ;
ખેતર વાવે શ્રમ કરી, ઉગાડવું હરિહાથ."

ગીતાજી અને વેદાન્તજ્ઞાનનો મહા મુખમંત્ર 'કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન' અહીં પણ ચોકખા શબ્દોમાં નથી પ્રકાશતો ? છતાં કવિશ્રી નિરાશાવાદી બનવા નથી કહેતા. કવિશ્રીનો ગૂઢ અનુભવ અને અચલ આત્મશ્રદ્ધા ઈશ્વરનો ન્યાય જોઇ રહ્યાં છે અને કહે છે કે નિષ્કામ શ્રમ અલેખે નથી જતો; એક ગરબીમાં ગાય છે કે—"સખિ જો કદિ ઉદ્યમ નવ ફળિયો, તોય નસીબ થકી તે ફળિયો બ્હેન;" શું આ લીટીઓ ઉત્તમ ધાર્મિક અને વ્યવહારિક ઉપદેશ નથી પૂરો પાડતી ? ઈશ્વર ઉપરનાં એમનાં બીજાં અનેક કાવ્યો આવો જ ધાર્મિક ઉપદેશ આપે છે. એમનાં નૈતિક શીખામણોનાં એટલાં તો અગણિત કાવ્યો છે કે એના માત્ર થોડા નમુનાઓ જ અત્રે ઉતાર્યા છે.

## સામાજીક સુધારો.

હવે એમનો ચર્ચેલો સામાજીક સુધારણાનો વિષય તપાસીએ. સામાજીક સુધારાના તેઓ શ્રી અડગ હીમાયતી છે તેની ખાતરી કરવા એનું એ વિષય ઉપરનું મ્હોટું સાહિત્ય જોઇશું ત્યાં જ છક થઈ જશું. સમાજના કુધારાઓના એઓ ખાસ અભ્યાસી છે એનું સુન્દર ભાન આપણને એમનાં 'વેનચરિત્ર', કન્યાઓ અને સ્ત્રીઓ માટેની એમની ગરબીઓ, 'કચ્છ ગરબાવલિ', 'હુન્નરખાનની ચઢાઈ' અને 'ભૂતનિબંધ' બતાવવા પુરતાં છે. કેફ ઉપર એમણે ૭ ગરબીઓ અને ૩ લાવણીઓ રચી છે. 'હુન્નરખાનની ચઢાઈ'માં દેશી ગોને ઉદ્યમનું અને ઉદ્યોગનું શરાતન ચ્હડે એવું છટાદાર અને સરસ રૂપક ઉભું કર્યું છે. 'ભૂતનિબંધ'માં આપણું અજ્ઞાન કેટલું ઊંડું અને ઉંડું ઉતરી ગયું છે તે બતાવી આપ્યું છે, અને સારે આપણા વહેમનું ઉચ્છેદન કરી પવિત્ર જ્ઞાન-પ્રદીપના પ્રકાશનાં દર્શન કરાવ્યાં છે. 'વેનચરિત્ર'માં બાળલગ્ન નિષેધ અને પુનર્લગ્નના વિષયો એક કાવ્યમય વાર્તામાં ગૂંથ્યા છે. આ બધાં કાવ્યોનું ક્ષેત્ર એટલું વિશાળ છે કે એના સંબંધ વિનાના ઉતારા કરવા નિરર્થક લાગ્યું છે. છતાં તે વખતે પણ આજના પ્રશ્નો કવિશ્રીના મગજમાં કેવા ઘૂમી રહ્યા હતા અને કવિશ્રીએ એમને પોતાની કવિત્વ શક્તિનો કેટલો હીસ્સો આપ્યો છે એજ કવિશ્રીનું ઉદાર અને વત્સલ દિલ દેખાડી આપે છે. સ્ત્રી કેળવણીને માટે જ એમની ગરબીઓ અને માંગલિક ગીતો રચાયાં છે. રામ અને સીતાજીના અરસપરસ કાગળ અને બીજાં ઘણાં ગીતો આજનો સ્ત્રીવર્ગ હોંસે ગાય છે. વિવાહનાં ફટાણાં ટાળવા એઓશ્રીએ સુન્દર સ્ત્રીહૃદયને અનુકૂળ ભાવ વદતી ૧૪૧ ગીતોની માંગલિક ગીતાવલિ રચી છે. આ એમનો સ્ત્રીવર્ગ ઉપર કાંઇ ઓછો ઉપકાર નથી જ. સ્ત્રીસમાજ ઉપરની એમની વત્સલતા પુનર્લગ્નના પ્રશ્નથી અને ગીતાવલિની રચના ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે. આપણી સ્ત્રીઓ તે વખતે માંગલિક પ્રસંગોએ બીભત્સ ગીતો ગાઈ વિખવાદ અને ઝગડાઓ ઉભા કરતી એ કાંઇ આપણને અજાણ્યું કે નવું નથી. એવાં ભૂંડાં ગીતોથી એઓનું અજ્ઞાન વધતું ને પોષણ પામતું તથા તેમના હૃદય વધુ મલિન તેમ જ જડ રહેતાં એવી સ્ત્રીઓને સુધારવા એમની મહેનત કાંઇ ઓછી કે એળે ન કહેવાય.

હવે સમાજસુધારાનાં છૂટાંછવાયાં એમનાં વચન વાંચી જ આપણે સંતોષ માનીશું. એક કજોડાનું વર્ણન કરતાં લખે છે કેઃ—

"લટકે લીંબડાં લુગડે, અંગે અવગુણ મેલ;
ગોરી ચ્હડતાં ચોટલે, ધર્યું હશે ધુપેલ."

અને ગામડાંનો એ સ્ત્રીવર્ગ ચોક્ખાઇમાં ઘણો જ પાછળ છે એની ના નહિ કહેવાય. 'દેશાટન' ઉપરની એમની દલીલ કેટલી સબળ છે તે જુઓઃ—

"વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપ તણાં સંતાન?"

મરેલાં પછવાડે રડવું કૂટવું નહિ, એથી મરેલાંને દુઃખ થાય છે એ વેદાન્તનો સિદ્ધાન્ત એમણે સ્હમજાવ્યો છે. તે વખતે આ કુચાલ એવડા પ્રમાણમાં પ્રચલિત હતો કે તે વિષે બોલવું એ પણ પરનો તિરસ્કાર વ્હોરી લેવા જેવું હતું, દેશાટનની તરફેણ કરવી તે એ વખતે જ્ઞાતિઓની ગાળો ખાવી. છતાં કવિશ્રીએ મહીપતરામભાઈની કવિતા રચી દેશાટન વખાણ્યો છે, એ બતાવી આપે છે કે કવિદિલની નિડરતા, ચોકખાઈ અને સત્યવૃત્તિ લોકોની કલ્યાણભાવનામાં કેટલાં ઉંડાં પ્રવેશી શક્યાં હતાં. સમાજનાં રોગીલાં મૂળ પરખી કાઢવામાં અને એની ચિકિત્સા કરવામાં કવિ વૈદ્ય કેવા અને કેટલા કુશળ હતા. એક વ્યસનની પતિની સ્ત્રી પોતાની સાહેલીને આત્મકથા કહે છે કેઃ—

"પગ દાઝે તો મોજડીઓ લઈ ધારું રે સાહેલી;
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારું રે સાંભળ સાહેલી;
માળે બેસી પંખીડાં મલકાય રે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી."

કન્યાઓને ભણવા જવા ઉત્સાહ વધે એટલા માટે સાત આઠ ગરબીઓ રચી છે. ભરથારને વશ કરવાની ગરબીની શરૂઆત આ લીટીથી કરે છેઃ—

"લલના નહિ થાય લગીર, કામણ મંત્ર કરો."

અને શીખામણ આપે છે કે એમને દેવ જેવો માનવો ને ગર્વ રાખવો કેઃ—

"દુનિયામાં નર હમને દેખું, બીજા લાલ ફકીર રે;
તુચ્છ ગણું છું તે સઘળાને, હોય અમીર વજીર."

શેરબજારની મૂર્ખાઈ ઉપર કવીશ્વર સમભાવ શેર કરે છે કેઃ—

"દયા તજી પૂજ શેઠ દેવાળ્યા, કીધો આચાર કસાઇનો."

આટલાં ઉદાહરણ સાંભળ્યા કેડે આપણને એમ નથી લાગતું કે કવીશ્વરનાં કાવ્યો એ કલ્પનાનાં પૂતળાં કે ધુમાડાના ગોટા નથી પણ સ્વાનુભવનો સત્વરસ છે ને દૈનિક દુનિયાનાં સાચાં દર્શનો છે? સમાજજીવનમાં કેટલી ખામીઓ છે અને એના શા ઉપાયો છે તેનો ઉપદેશ દરેક વ્યક્તિની સાધારણ સ્હમજને કેટલો ઉપયોગી છે એ એમણે નિષ્કામ પ્રીતિથી કહી બતાવ્યું છે. એમનાં કથન ઉપરથી જણાય છે કે કુદરતના કાયદાઓના કવિ કેવા જાણકાર હતા અને સૌને કેવી સરસ રીતે બોધતા હતા. વિજ્ઞાનથી એમનાં કથન વિરૂદ્ધ ન હતાં (સૂર્યવેગઃ 'મીનીટમાં મૈલ ઘણા કપાય, જે લાખ ને બાશી હજાર જાય') પૃથ્વી રૂપી નટડીને સંબોધતા કવિ કહે છે કેઃ—

"નિજ શરીર સંકોચન કરી, થઈ ગઇ ગોળમટોળ;
મેં દીઠું તેના દેહનું દડા પ્રમાણે ડોળ, નટડી નાચે છે."

## જનસ્વભાવ.

હવે બીજો કાવ્યવસ્તુનો વિષય જનસ્વભાવ અને કુદરતનાં દશ્યો વિષે કહેવું. એમની એ તે કવિતા લો અને તમે જનસ્વભાવ વિષે કંઈક નવું જાણશો જ. એમણે આકાશી વાતો

ખોળી કરી છે. જગતનો અને એની જંજાળનો ખાસ અભ્યાસ કરી એમણે જનસ્વભાવ જાણી લીધો છે, કુદરતની જડચેતન વસ્તુઓ પર પણ અન્યોક્તિઓ રચી જનસ્વભાવ જમાવી દીધો છે. પૃથ્વીને નટડી ને આને પુરુષની પેટી ધારી છે. લોહદંડમાં મૂર્ખ પુરુષ દેખે છે.

"દીઠો એક લોહ દંડ, અખંડ પ્રચંડ પંડ,
કાઠથી કઠોરને અનમ્ર દીસે આવતાં,
દૂધ દધિ ઘૃત મધ પાઇએ જો પંચામૃત,
નરમ ન પડે અંગે અત્તર લગાવતાં;
મધુર વચનની મધુરતાથી માને નહિ,
જડ જેવો જડ સમજે ન સમજાવતાં,
કહે દલપત એવા કઠોરની કાયા નમે,
તાપથી તપાવી માર મારીને નમાવતાં". *

જવાસા નામના ઘાસમાં અદેખો માણસ પેઠો છે, એને કહે છે કે:—

"જવાસા શીદને મરે છે સુકાઇ; ભૂંડું શું વરસાદે કીધું ભાઇ:
ચારે દિશ વરસાદની ઘેઘ ચડાઇ, દેખી તેની સરવથકી સરસાઇ;
હારે તારા ઉરમાં આવી અદેખાઈ."

શેલડીમાં ખોટો ડોળ નહિ કરનારને જુએ છે:

શેલડીની ગરબી.

( "કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે"—રાગ )

સુણ શેલડી તું શાણી ઘણી રે
કરે છે તું ગુપત ઉપકાર, ઉપકારી તું સાચી શેલડી રે;
નથી ફુલ કરીને ફુલતી રે;
તારા ચિત્તના ચોખા વિચાર, ઉપકારી.
નથી દુનિયાને ફળ દેખાડતી રે;
ઉંચા લટકાવી આકાશ, ઉપકારી.
તારાં ફળ ગોળ, સાકર, ખાંડ, છે રે;
પણ દેખે ન કોઇ તુજ પાસ. ઉપકારી.
દાન આપી કહી દેખાડતું રે;
તે તો કીર્તિદાન કહેવાય. ઉપકારી.
પ્રભુપ્રીતે જ્યારે દાન જે કરે રે;
તે તો કોઇથી ન જાણ્યું જાય. ઉપકારી.
ફુલ કરીને જે ફળદાન દે રે;
ફળિયા છોતરાં તે આંદી, ઉપકારી.
તારી પેઠે ગુપત દાન જે દે રે;
તેમાં કસ્તર ન મળે કાંઇ. ઉપકારી.

* 'દલપત કાવ્ય: ભાગ ૧ પૃ. ૧૭૫ કડી ૩૮.

નથી ખૂબ મોટાઈ દેખાડતી રે;
દીસે દુર્બળ તારો દેહ. ઉપકારી.
નથી કાંટા કામામાં રાખતી રે;
તેથી પામી તું સૌનો સ્નેહ ઉપકારી.
મોટા મોટા તરૂમાં નથી આંસતી રે;
સદા વસી એરંડા સાથ, ઉપકારી.
પણ નીચો સ્વભાવ લીધો નહીં રે;
એમ દેહું રાખ્યું તેં હાથ. ઉપકારી.
ક્યાંથી પામી સરસપણું પંડમાં રે ?
જોતાં અચરજ જેવું જણાય. ઉપકારી.
કેરી કેળાં આદિક ફળ જે કહું રે;
તારા ફળની તુલ્ય ન ગણાય. ઉપકારી.
મળી સૌની વધારે મિષ્ટતા રે;
એવું એવું મેળાપી અંમ, ઉપકારી.
છત્ર મેળવી લે જ્યાં જાય ત્યાં રે;
સૌને સારો લાગે તેનો સંગ. ઉપકારી.
કોઈ ગરીબ ગુપ્ત દાન તો કરે રે;
કરે મોટા તો પામવા માન. ઉપકારી.
જેમ વરસાદ જળનું દાન દે રે;
ગાજે ઉંચે ચઢી આસમાન ઉપકારી.
જે કોઈ જગત વિષે જન્મ પામીને રે;
કરે પરઉપકારી કામ ઉપકારી.
એવા એવાને અંતઃકરણથી રે;
દેછે આશીષ દલપતરામ. * ઉપકારી.

કેળમાં રૂડી ઠકરાણીનો આરોપ છેઃ—

"રસીલી કેળ રૂડી તું તો ઠકરાણી, કાળજું પણ બહુ કોમળ તારૂં;
હાંરે તારી એજ ઉંચા જાતની એંધાણી, ફુલ્યા વિના તું તો ફળ દે છે."

તેમ વાદળીને પરોપકારી બાઈ માને છે. આરસીમાં સાચું કહી દેનારી સત્ય-મૂર્તિ દીઠીઃ

"અરે આરસી મેં તને ઓળખી રે
તું તો શુભ ગુણવંતી ગણાય,
સત્યવાદી તું સાચી આરસી રે.
તારા આગળ આવી જે ઉભું રહે રે
જેવું હોય તે તેવું જણાય, સત્ય૦
તું તો સુધ્ધોષ હોય તે દેખાડતી રે;

* દલપતકાવ્ય: ભાગ ૧. પૃ. ૨૫૫ ગરબી-૧૭.

જેવી સાચે સાચી કહે વાત, સત્ય૦
ભલે હોય તે પોતાનું કે પારકું રે;
તારે પડે નહિ પક્ષપાત, સત્ય૦
હોય રંક કે રાજા ભલે રણા રે;
કોઈની શરમાવી ન શરમાય, સત્ય૦
બીક દેખાડતાં તું બીહે નહિ રે;
લાંચ આપવાથી ન લલચાય, સત્ય૦
તું તો નકટાને નકટું કહે રે;
જાણે તે પણ પોતાનો દોષ, સત્ય૦
તારું દિલ સ્વચ્છ દેખતાં દેખાય છે રે;
તેથી દિલમાં ન ધરે કોઇ દુઃખ, સત્ય૦
તારી સત્યતાને સૌ ચહાય છે રે;
હોંશે હોંશે ઝાલે તને હાથ, સત્ય૦
નાનાં મોટાં અને રાય રંકને રે;
સૌને ગમે છે તારો સાથ, સત્ય૦
તું તો સાચી ઠરી સંસારમાં રે;
એ તો અચળ ખરેખરો આંક, સત્ય૦
શુદ્ધ બુદ્ધિથી સાચું જે કહે રે;
રાખી નિર્મળ મન તુજ તુલ્ય, સત્ય૦
તેને રીઝે તેનો કર્તા ધણી રે;
એવો ગુણ સત્યતાનો અમૂલ્ય,* સત્ય૦

તાડમાં એક પૈસાદાર પણ કંજુસ જન જુએ છે:

ઉંચા તાડની ગરબી.

( 'મહા કોપ થયો તે કણી કાળમાં જો '—રાગ )

તું તો ઉંચો વિશેષ વધ્યો તાડિયા જો;
પણ તાપ કોઇના તેં ન મટાડિયા જો; તું તો૦
સૌમાં મોટો ગણાયો તેથી શું થયું જો ?
તારું મોટાપણું કહેવામાં રહ્યું જો. તું તો૦
પર ઉપકાર કાંઇએ નહિ કર્યો જો;
મરા ઉપર તેં જન્મ શીદને ધર્યો જો ! તું તો૦
તેં તો આશરો ના આપિયો કોઇને જો;
જન આશા ન રાખે તને જોઇને જો. તું તો૦
કોઇ ભૂખ્યાને ભોજન ન આપિયું જો;
દાઝ, તાપ, કષ્ટ કોઇનાં ન કાપિયાં જો; તું તો૦

* દલપતકાવ્ય ભાગ ૧. પૃ. ૨૫૬ ગરબી ૧૫ મી

તારી છાયાથી સુખ કોઈને છે નહિ જો.
પક્ષી માળો ઘાલીને ખમે નહિ દંત. તું તો૦
સારાં સુગંધી ફુલડે ન ફલિયો જો;
બાઈ! અકડ રહેવામાં નથી ભૂલિયો જો. તું તો૦
મીઠાં ફળ તું'થી કોઈને નહિ મળ્યાં જો;
બારે લાકડાં ઇમારતમાં નહિ ભળ્યાં જો. તું તો૦
તારી કાયા પણ તું'થી ક્યાં ઢંકાય છે જો;
દુનિયામાં એવો કંજુસ દેખાય છે જો. તું તો૦
કાંટા છોડ બાઝ્યા તારાથી છે ભલા જો;
તેથી પોષણ પામે છે પ્રાણી કેટલા જો? તું તો૦
તું'માં એટલું પરાક્રમ દીસે અરે જો;
દુનિયાને રસ પાઈ દીવાની કરે જો! તું તો૦
શિરછત્ર સમાન તેં શોભા ધરી જો;
જન નિષ્ફળ જાણે છે ખરેખરી જો. તું તો૦
ધન્ય! ધન્ય! માનીએ તેનું મોટાપણું જો,
કામ પરઉપકારનું ઘણું કર્યું જો. તું તો૦
રૂડી સમસ્યા છે દલપતરામની જો;
કહી માણસોને જાણવાના કામની જો.* તું તો૦

એક બાવળમાં લોભીઆનું દર્શન કરાવે છેઃ

"છાંયે વસી જન કદી સુખીયા ન દીઠા,
ફુલ્યા ન ફુલ, નફળ્યાં ફળ કાંઈ મીઠા,
પ્રખ્યાતના ન પસરી. જન પાળવામાં,
રૂડો ગણાય ગુણ, આવળ બાળવામાં.
સુકો દીસે સામટો, ફુલ વિના નહિ માલ;
પાકે ફળ નો પરડિયા. ને બાવળને આળ."×

## કુદરત.

કુદરતના દશ્યોમા પ્રભાતવર્ણન, સાયંકાળવર્ણન, તથા ઋતુવર્ણન છે. આ વર્ણનોમાં કવિની દિવ્ય કલ્પના જાગ્રત થાય છે. ચન્દ્રને વાણિયો કહી કલ્પના આપે છે,

લડ્યા વિના જે તજી રાજ્ય નાઠો,
દેખાવ દીસો અતિ છેક માઠો;
જરૂર જાણે જગ જાણિયો છે,
ક્ષત્રી નહિ તે વિધુ વાણિયો છે.

---

* દલપતકાવ્યઃ ભાગ ૧. પૃ. ૨૬૦ ગરબી ૨૮ મી.
× દલપતકાવ્યઃ ભાગ ૨. પૃ. ૧૫૧ કડી ૧૧-૧૨.

નીચી કરી મુખ નમ્યો હરી[1] તે,
દીધો તજી દેશ ગયો ડરી તે;
ધરે ન ક્ષત્રી તુજ નામ મંદ,[2]
વણિકને લાયક નામ "ચંદ". *

પ્રભાતનું સાગરગર્જન સુણી કલ્પે છે કે:

"જાણે ગયું પુત્રનું રાજપાટ, ક્રોધે કરે ગર્જન એજ માટ."

અરુણોદય થયે લાલી જોઇ લાગે છે કે:

"આવે કવિસ્વારી વિશેષ ધાની, એથી ઉડી આ અનિ ધૂળ રાતી."

સૂર્યોદય સમયે સત્ય તર્ક કરે છે:

"આવ્યો કૂદી ત્યાં રવિદેવ એમ, કૂદી ઉકે કેસરી સિંહ જેમ;
જ્યાં બિંબમાં સૂરજ આવી પેઠો, તે જેમ સિંહાસન ભૂપ બેઠો"

નદીનાં ધીમાં વહતાં પાણી જોઈ અનુમાન કરે છે કે:

"તે જેમ મોટા જનને નિહાળી, લજાતી ચાલે સતી લાજવાળી"

જ્હાંજે વનનું વર્ણન કરતાં કહે છે કે:

"ખરા સ્વભાવી પગ ચાલનારા, ભલા ધર્યા છે શિર ઘાસભારા;
કેવા દીસે સંચરતા સહુ તે, જાણે ધર્યા પર્વત રામદૂતે.
દંતાળી ખાંધે ધરી ખેડુ કોઈ, કવિ કરે તર્ક વિતર્ક જોઈ
ધરારૂપી સ્ત્રી તાણી કાંચકી છે, જાણે કૃષિકારકને જડી છે."

સમુદ્રકાંઠે આથાઓ મડમોનાં ભુલકાં તેડી ફરે છે તે જોઈ કવિ ધારે છે કે:

"તે જેમ કડવા કણબીની નારી, વરાવવા જાય શિશુ શૃંગારી."

દીપક પ્રગટેલી હાંડી દેખી કહે છે કે:

"કે હિંચકે અધર કૌશલનાથનારી, તેજસ્વી ગર્ભ તનમાં-શિરછત્રધારી."

સૂર્યના અસ્ત પછી તારાઓનો ઉદય નિરખી કહે છે:

"ભૂપાળ મોટા તણું રાજ ભાંગે, અનેક ન્હાના નૃપ જેમ જાગે."

ચંદ્રોદય જોઇ તર્ક કરે છે કે:

"પાતાળમાં શું નટવો નચાવ્યો, તેણે જ આ થાળ ઉંચો ઉછાળ્યો"

આટલાં દૃષ્ટાંતો પછી ત્હમને એમ નથી લાગતું કે કવિની દૃષ્ટિ કોઇ નવીન સૃ[illegible] હતી જણાય છે? વ્યાવહારિક સૂત્રો કહેનારો અને નૈતિક શીખામણો દેનારો આ કવિ ન્હો[illegible] પણ ત્હેં બધી કલ્પના પ્રધાન કડીઓજ લીધી છે. એ તો વખતે સંસારસ્થિતિનું વર્ણન ત્હેં છોડી [illegible] છે, તે એટલાજ માટે કે કવિની કલ્પનાશક્તિ કેટલી ઉંચી ઉડી શકે છે તેની સ્હમજ [illegible] ગ્રીષ્મનું વર્ણન કેવી સરસ રીતે શરૂ કરે છે તે સાંભળો:

૧ ચંદ્ર. ૨ મૂર્ખ.

* દલપતકાવ્ય: ભાગ ૧. પૃ. ૨૩ કડી ૩૧-૩૨

ક્રોધમય કાયા ધરી અરે આ આવેછે કોણ,
જેના અંગ અંગેમાંથી ઉપજતી ઝાળ છે;
ભૂત જેવો ભયંકર કિંકર છે શંકરનો,
કિંવા ભયંકરી લંકાભૂમિનો ભુપાળ છે,
પયોધિના પાણીને ઉડાળનો પગની ઠગે,
વેગે જોતાં વપુ જેનું મહા વિકરાળ છે;
સરોવર સરિતના સલિલને શોષી લે છે,
ક્રોધી મામો કંસ છે કે કિંવા ગ્રીષ્મ કાળ છે?"*

ઓછા નીરવાળી નદીઓ જોઈ કહેછે:

"ક્રોધી પતિને નિરખી બિચારી, ધીમી પડે છે ભયભીત નારી."

ગ્રીષ્મઋતુની મુસાફરી કરતાં તૃષા લાગી અને 'બાપાની પીપર' નીચે વિસામો લીધો. તેનો ગુણ સંભારી કાવ્યમાં તેને અમર કરી છે:

"આંબા કરતાં અતિ ભલું દીસે તારું ડાળ
શેલડી શા હીસાબમાં, આપે સાકર ગોળ;
આપે સાકર ગોળ, તાપ તનનો ન મટાડે;
સુરતરુ સ્વર્ગે વસે, ન દેખે નર કોઇ દહાડે
ભાખે દલપતરામ, સરવ તરુના ગુણ સ્મરતાં;
તુજમાં અમૃત તત્ત્વ, અધિક તું આંબા કરતાં."
(બાપાની પીપર વિષે.)×

(કથાન્તર અથવા પ્રારંભ.)

જેઠના તાપમાં દુનિયાને છત્રી ઓઢી ચાલતી જોઇ કવિ કલ્પના કરે છે કે.

"જરૂર છત્રી જેઠમાં, ઓઢવાનો છે ચાલ,
લાજ કઢાવી જેઠની, ખરો હશે એ ખ્યાલ."

પછીનાં વર્ષા, શરદ, હેમન્ત અને શિશિર ઋતુઓનાં વર્ણન છોડી દઉં છું અને છેલ્લાં વસન્તવર્ણને થોડું અટકું છું. આટલા વિવેચન પછી આપણે કવિનું કાવ્યવસ્તુ અનિચ્છાએ પડતું મૂકશું. [અપૂર્ણ.]

કેશળજી પરમાર.

---

* દલપતકાવ્ય: ભાગ ૧. પૃ. ૩૭ કડી ૩.
× દલપતકાવ્ય ભાગ ૧. પૃ ૮૨ કડી ૭૧.

# ગ્રન્થ-વિવેચના.

## ભારતનો ટંકાર.

(મળેલું)

વીરરસનાં કાવ્યો દુનિયાના સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. શૃંગારરસનાં કાવ્યો સમાંત. પણ એ રસ કોણ આલેખી શકે છે ? "બ્રિટનની ધજાની હેઠ અમે ઘૂમીશું." એ સ્વરવાળો લેખક આ વીરરસની જ્વાલા-ભવ્ય ભભુકતી જ્વાલા—"ભરતભૂમિના જયગીત" દ્વારા જગાવી શકે ? **ભા**રતના પ્રજાજનનું શૌર્ય ક્યારે સ્ફુરી ઉઠે ? એ તો ત્યારેજ થાય જ્યારે **ભા**રતની પ્રજા એકત્વ-ની સાંકળે સંકળાઇ એક પ્રજાત્વ ધારણ કરે. "સંપૂર્ણ **બ્રી**ટીશ પ્રજાત્વ વાંછીએ," એ ભાવભર્યો ટંકો ભાખનાર કવિની ઉક્તિ સફળતા પામે ત્યારે જ **ભા**રતનાં જયઘોષનાં ગીત ગવાય. **ભા**રતનો રણટંકાર તો ત્યારે જ દિશાદિશ ડોલાવી રહે. ભારતનો સૂર્ય તો ત્યારેજ અનેરો ઉગે અને અનસ્ત તપે. "દેશભક્તિનો કડાકો" તો પ્રજાજનોના હૈયાના આભમાં રાજપ્રજાના સંવાદની વીજળી ઝબુકે ત્યારે જ થાય. 'પતિને પડખે' રહીને નહિ, પરંતુ ભગિનીપ્રજાના સહાયક સન્મિત્ર રૂપે જ ભારતમાતા વીરતાનાં ઉદ્બોધન આપી શકે. બાકી 'ભારતનો ટંકાર' કે 'ભારતનું રણશીંગું,' કે 'ભારતનો શંખ' એ સૌ નકામા ને નિર્બળ પ્રયત્નો છે, એ નિઃશંક છે. કારણ **મી.** ખબરદાર જણાવે છે તેમ.

> અમ શસ્ત્ર ન અસ્ત્ર ન કો,
> નવ વસ્ત્ર રહ્યાં તન કો;
> અમ રક્ષણ કાજ સદા સુણવો
> પરશસ્ત્ર તણો રણકો !
> ધિક્ એ સુખ, નિર્ભયતા, !
> ધિક્ એ પરશાન્તિમતા !
> ધિક્ પ્રૌઢ વયે પણ બાળ સમી
> પરપાલનની મમતા !

આવી સ્થિતિમાં 'ભારતના ટંકાર'નું સ્થાન ક્યાં ? એની ઉપયોગિતા શી ? એની કવિતાની આવશ્યકતા શી ? એ સહુ શોધવું શું વસમું પડે તેમ છે ?

'ગોરી સ્વતંત્રતા' રૂપી 'રત્નદરેણું' થાય અને વીરરસનાં કાવ્યો ઉદ્ભવે એ કેવું સરસ ? ગુજરાતીઓ તેમ કરી શકે કે ગુજરાતે સત્કારેલા પારસીઓજ ? સ્વદેશવત્સલ સહુ કોઇ તેમ કરી શકે.

અમને તો આખા પુસ્તકમાં 'ઉદયના મંત્ર'માંજ કવિતા, કલા, ને દેશભાવના માલુમ પડી છે.

કો દેશોન્નતિ ? ગાજિને, કરે કવિ ઉદયના ઉપાય:

કરિયે ઉદયના ઉપાયઃ હો, ધરિયે વિજયની ધજાયઃ
આવો રે, કરિયે ઉદયના ઉપાય. ઓ દેશીઓ !

પરવશ છે પ્રાણ આ,
સર્વ સ્મશાન આ;
કરવી ત્યાં ચેતનભર લ્હાય;
આવો રે, કંઈ કરિયે ઉદયના ઉપાય. ઓ દેશીઓ !

('ચેતન ભર લ્હાય' નો અર્થ શો હશે ? કવિજાણે.)

અવનિ ને આભનાં
તીર્થો જે લાભનાં,
પ્રાણે પ્રાણે જ સેવાય.
આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય. ઓ દેશીઓ !
સેવા ને સિદ્ધિના,
પ્રીતિની ઋદ્ધિના,
પળ પળ તે મંત્રો પઢાય
આવો રે, કંઈ કરિયે ઉદયના ઉપાય ઓ દેશીઓ !

સને ૧૮૬૫ માં કવિ નર્મદે જે બાંગ ગુજરાતના સાહિત્ય-આકાશમાં જગાવ્યો હતો, તે નો અદ્યપિ વણઝંકાર્યો જ રહી ગયો છે ! "ભારતનું નગારું" ક્યારે ગગડે વારુ ? કેશરિયાં ક્યારે કરાય વારુ ? ત્યારે જ, રા. ખબરદાર કહે છે તેમ—

ભૈયા ! તમ તેજધ્વજ તો
ઉડશે નભમાં સ્વસ્વીર.
ધિમિકિટ ધિમિકિટ ધિમિકિટ કરતા
વિજયી ફરશો રણધીર,
ત્યારે નમ જયગીતો ગાશું
ભારત કાજ
ઘુમશું આજ
જ્યારે દળવાદળ ઘેરાય !
જ્યારે નભ બોલે નવહાસ્ય મુખે
ને દળવાદળ વેરાય !

ત્યારે જ. ને તે વિના નહિ: 'ભારતનો ટંકાર' તે પણ વિના તો મોળો ને નિરર્થક જ.

---

**નોંધ:**—મી. અરદેશર ફરામજી ખબરદાર એક પારસી લેખક છે; અમે ધારીએ છીએ કે ગુજરાતીઓ આ વાત જાણે છે. પારસી જ્ઞાતિમાં જન્મ અને ઉછેર છતાં મી. ખબરદાર શુદ્ધ ગુજરાતી અને સારી કવિતા લખી શકે છે, એ એક આનંદ પામવા જેવી વાત છે. અને ખાસ કરી તે જ્ઞાતિમાં ક્વચિતજ દૃષ્ટિએ પડતી દેશાભિમાનની ભાવના કવિતામાં ઉતારવાનો તેમનો પ્રયત્ન ગણાય. અવલોકનકારે આ વિગતો લક્ષમાં નથી લીધી એમ જણાય છે. પરન્તુ અમારી ખાત્રી છે કે ફિરમના જેમ કોમળ હૃદયના થઈ મી. ખબરદાર-પોતાના આવા પ્રયત્નો સંબંધનો નતિજ કરે, ને ઉપરોક્ત અવલોકન અધૂરું અને એક રીતે એકપક્ષી પણ કહી શકાય.



# પ્રજાતત્વ અને ગુજરાતી પ્રજાનાં લક્ષણો.

( ગતાંગ પૃષ્ઠ ૧૮૬ થી અનુસંધાન )

ગુજરાત અત્યારે આ સ્થાને હિંદુસ્તાનનાં અન્ય અંગો સાથે પોતાનું ભાગ્ય જોડી દેઈ ઉભું છે. આવા પ્રકારનો ઇતિહાસ પ્રજામાં કેવાં લક્ષણો ઉત્પન્ન કરે એ સહજ સમજી શકાય એમ છે. ગુજરાતની સ્વતંત્રતા લગભગ છસો વર્ષથી નષ્ટ થએલી છે. રાજકીયજીવનની મંદતાનુંજ પોષણ થાય એવા સંજોગોને લીધે ઔરંગઝેબની જુલમી રાજનીતિ સ્હામે પંજાબ અને મહારાષ્ટ્રમાં જે વિરોધી બળનો આવિર્ભાવ થયો તે ગુજરાતમાં ન થઈ શક્યો. ડુંગરો ને પર્વતો ભરેલા પ્રદેશમાં જે ઝનુન, જે સ્વાશ્રય અને જે મહેનત કરવાની શક્તિ વિકાસ પામે છે તે ખુશનુમા, સપાટ અને અનુકૂળ કુદરતવાળા ગુજરાતમાં ઘણે ઓછે અંશે વિકાસ પામે એ સહજ છે.

પરંતુ કોઇપણ પ્રજાએ પોતાના ભવિષ્ય માટે નિરાશ થવાનું કારણ નથી. દૃઢસંકલ્પ જો કોઇ પણ પ્રયત્નની પાછળ રહેલો હોય તો માત્ર એક વ્યક્તિ પણ ધારે તે કરી શકે છે. એક સંસ્કારી પ્રજા ભેગી થઇ દૃઢ સંકલ્પનો આશ્રય લેઈ હિંદુસ્તાનને અત્યારે જેની જરૂર છે એવા ગુણો પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં જોડાઇ જાય તો તેને ઇચ્છિત ફળ ન મળે એમ નથી. આબોહવા કે વંશપરંપરાપ્રાપ્ત સંસ્કારોની અસર દૃઢસંકલ્પ આગળ નિરર્થક નીવડી શકે છે.

પ્રથમ આપણે ખામીઓનો વિચાર કરીએ.

ગુજરાતીઓ શારીરિક બળમાં પંજાબી, મહારાષ્ટ્રી કે હિંદુસ્તાનીઓની સરખામણીમાં ઉભા રહી શકે એમ નથી. શરીર-ચાપલ્ય. રૂઆબદાર તનદુરસ્ત મુખછટા, જગતને હસી કહાડનો વિશાળ સીનો, અને મરોડદાર નીચી નમતી ગરદન એ જો ગુજરાતીઓમાં હાલ જોવાની કોઇ આશા રાખતું હોય તો તેમાં તેને નિષ્ફળતાજ મળશે. હિંદુસ્તાનને તો બાજુએ રાખીએ, પરંતુ ગુજરાતમાંય કોઇ ગુજરાતી પહેલવાન પ્રખ્યાત થએલો જાણવામાં નથી. ગુજરાતને મર્દાની રમતોનો શોખ નથી, ગુજરાતે હજી અખાડાને આવકાર આપ્યો નથી. નદી અને તળાવ કિનારે વસતા લોકોએ તરવાનું પણ ભૂલવા માંડ્યું છે. આપણી રમતો લુપ્ત થતી જાય છે, અને તેમને સ્થાને આપણે બીજી અનુકૂળ રમતો દાખલ કરી શક્યા નથી. આપણા ધનિકો સાધનસંપન્ન હોવા છતાં તેમનો શોખ આ માર્ગે કદી વળ્યો નથી. કોઇ નામાંકિત ઘોડેસ્વાર આપણામાંથી બનાવી શકાય એમ નથી. માત્ર મોજને ખાતર પહાડો અને જંગલો ખુંદી વળવાની સાહસિકવૃત્તિ આપણે કેળવી

નથી. ટપ્ટ અને થાક સહન કરવાની ટેવો આપણે પાડી નથી. આપણી પ્રેસીડેન્સી ક્રીકેટ મેચમાં ગુજરાતીઓના નામ ગણ્યાં ગાંઠયાંજ જોવામાં આવે છે, અને તે પણ લજ્જાળ સ્ત્રીઓની માફક મોખરો પસંદ ન કરતાં મધ્યમ સ્થાનમાં રહી સંતોષ પામે છે. હાઇસ્કુલ અને કોલેજોમાં દમાની રમતોમાં ગુજરાતીઓની સંખ્યા પ્રમાણમાં નહિં જેવીજ હોય છે. નસે નસે વહેતી વીજળી ના પ્રભાવે જે ઉચ્છૃંખલતા વિદ્યાર્થીઓમાં હોવી જોઇએ તે ગુજરાતી વિદ્યાર્થીઓમાં તો નથીજ. દક્ષિણી અને પારસી વિદ્યાર્થીઓના અપમાન કે હાસ્ય સહન કરતા ગુજરાતી વિદ્યાર્થીઓની ખોટ નથી. ગુજરાતીશરીરને ચારે બાજુથી વધતું અટકાવવા કોઇ જાદુગરે પોતાની જાદૂઈ લાકડી ઉંચી કરી 'બસ આટલેજ', એવો હુકમ આપી દીધો હોય તેવાં અવિકસિત કે અર્ધવિકસિત શરીર પોતાનો પ્રભાવ કદી પણ પાડી ન શકે એ સહજ છે. કરમાયલા મુખ ઉપર અશક્તિના પ્રતિબિંબરૂપ ખિન્ન સંતોષ, નિર્બળતામાંથી ઉત્પન્ન થતું કાગળ જેવું ઢીલાપણુ, ઉત્સાહના અભાવમાંથી પોષણ પામ કરતું નાના સરખા મુખમા ન દીપતું તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને પરાજય પામી તાબેદારી સ્વીકારવા ઉત્સુક બનેલા મનુષ્યનું નિસ્તેજ ઉંચકેરતું બ્હીકણું હારવા ગુજરાતીનું આવું ચિત્ર જો કોઇ પરદેશી ચિતારો રજુ કરે તો આપણે તેનો વાંક કહાડી શકીએ એમ નથી.

ગુજરાતી તરીકે આ વસ્તુસ્થિતિ ઘણીજ ગ્લાનિ ઉપજાવનારી છે. જમાનાઓથી પરતંત્રતાના વાતાવરણનો ઉછેર, બાળલગ્ન જેવી સામાજીક જીવનમા ઝેર રેડનારી રસમોનું પોષણ, અને વર્તમાન નાટક નવલકથાની અસરથી હદપાર ગએલી અતિવિલાસપ્રિયતાનો ઉદ્ભવ એ સઘળું ગુજરાતીશરીર અને ગુજરાતીજીવનને વહેંતીયાં બનાવવા માટે બસ છે. ગુજરાતીઓએ હવે પુરેપુરા જાગ્રત થવાની જરૂર છે, અને બીજા સર્વ પ્રયત્નો બાજુએ મુકી દેવમન્દિર સરખા દેહને નવો પ્રકાશ આપવાની જરૂર છે. એ નવો પ્રકાશ આપણને અખાડાઓમાંથી અને રમતગમતના મેદાનોમાંથી મલશે. એ અખાડાઓને અંતઃકરણપૂર્વક આવકાર આપતાં ગુજરાતે હવે શીખવું જોઇએ, દેહની દુર્બળતાથી શરમાતાં શીખવું જોઇએ.

ઉપરના જ સંજોગોને લેઇને ગુજરાતમાં એક બીજી મહત્વની ખામી જણાયછે. એ ખામી તે સ્વાર્થત્યાગની અશક્તિ છે. આ સ્વાર્થ ત્યાગની અશક્તિને લીધે જ આપણા દેશ સેવકોની સંખ્યામાં ગુજરાતીઓનાં નામ આંગળીને વેઢે ગણી શકાય એટલાં જ છે; અને એ નામો પણ અમુક અપવાદો બાદ કરતાં માત્ર નામનાં જ કહેવા જેવાં છે. કેટલાકને ન છુટકે પોતાની એ સ્થિતિના અકસ્માતને લીધે આગલી ખુરશીઓ શોભાવવી પડે છે, અને કેટલાકને જે યશ ખાટયો તે ખરો એવા કીર્તિ લોભની પ્રેરણાથી દેશસેવાની ચળવળમાં જોડાવું ઠીક લાગે છે. પરંતુ આ સર્વની કૃત્રિમતા ગુજરાતને હીંદની વર્તમાન જાગૃતિમાં કેટલો હીસ્સો લીધો છે તેની તુલના કરતાં સહજ પકડાઇ આવે છે.

એ વાત ખરી છે કે ગુજરાતની કેટલીક હિન્દ કાર્યદક્ષતા દેશી રાજ્યોની ખટપટના નીવેડા કરવામાંજ રૂંધાયલી રહે છે. છતાં દાદાભાઇ અને ફીરોજશાહ એ બન્ને પારસીઓને બાજુ એ મુકીએ તો હિંદુસ્તાનનો વર્તમાન ઇતિહાસ ઘડનાર કોઈ ગુજરાતી ભાગ્યેજ જડી આવશે. વાઇસરોય કે ગવર્નરની ધારાસભાઓ કોઈ ગુજરાતીની બીષણ ગર્જનાથી ગાજી ઉઠી હોય એમ લાગતું નથી. ગુજરાતમાં સરવન્ટસ

ઇન્ડીયા સોસાયટી જેવી દેશ સેવા સમાજ કે ડેક્કન એજ્યુકેશન સોસાયટી સરખી સ્વાર્થ
નો સૂત્ર ઉપર રચાયલી સમાજો પૂર જોરથી અસ્તિત્વમાં આવી નથી. આ રાજકીય પ્રવૃત્તિની
તો ઇચ્છવા યોગ્ય નથી. રાજકીય પ્રવૃત્તિ અન્ય સર્વ પ્રવૃત્તિઓની મહાન ઉપકારક છે. તે
તમાં અદ્ભુત રસ આણે છે, મનુષ્યનો જુસ્સો ખીલવે છે, અને તેને સ્વતંત્રતાનો ચુસ્ત
સક બનાવી સ્વાર્થત્યાગ માટે તૈયાર કરે છે. જગતની સર્વ સંસ્કારી પ્રજાઓ રાજકાજનું
પોતના હાથમાં આવે એવો સતત પ્રયત્ન કર્યે જાય છે; હિંદુસ્તાન પણ એજ માર્ગે અનેક
યણો વચ્ચે ચાલ્યું જાય છે. તો હિંદુસ્તાનના એક આવશ્યક અંગ તરીકે ગુજરાતે રાજ-
પ્રવૃત્તિમાં પાછળ રહેવું એ ઉચિત નથી. ઘણી મીલો હોવી, ઘણાં કારખાના હોવાં, વિવિધ
રના ઉદ્યમો હોવા એ સઘળું સારૂં છે, અને ઇચ્છવા યોગ્ય છે; પરંતુ વધારે સારૂં અને
રે ઇચ્છવા યોગ્ય તો એજ છે કે દેશમાં ઉત્તમ ચારિત્ર્યવાળા, સ્વાર્થનું બળીદાન આપનારા
ર પુરુષો ઉત્પન્ન થાય. એવા પુરુષો જો આપણી પાસે હશે તો આપણને મીલો વગર ચાલશે,
પાર વગર ચાલશે, અને ધન વગર પણ ચાલશે.

ગુજરાતના સદ્ભાગ્યનું એ એક ચિહ્ન છે કે તેણે પોતાની ખામીઓ અને પોતાના દોષો
નજર પહોંચાડી છે, અને તેને દૂર કરાવાના સાચા પ્રયત્નો પણ થવા લાગ્યા છે. ગુજરાત
કાંઈ બુદ્ધિ વિહીન પ્રજાઓ નો મુલ્ક નથી. માનસિક શક્તિઓની બાબતમાં તે હિંદુસ્તાનના
ાઇ પ્રાન્તની સાથે હરીફાઇમાં ઉતરી શકે એમ છે. બુદ્ધિમાન પ્રજાને ખરે રસ્તે ચડતાં વાર
ાતી નથી. સ્વદેશ સેવા માટે નવીન ગુજરાત એકે પગે તૈયાર થતું ભાસે છે. શારીરિક બલ-
ાર્યની પ્રાપ્તિ અર્થે આશાજનક પ્રયત્નોની શરૂઆત થઈ ચુકી છે ગુજરાતીઓ ઉપર એક
ાવાદ ઓરાડવામાં આવે છે કે તેઓ માત્ર આરંભ શૂરા છે. થોડા કે વધારે અંશમાં દુનિયાની
પ્રજાઓ આ દોષની ભાગીદાર બની શકે એમ છે, ગુજરાતનુંજ તે આવશ્યક લક્ષણ છે
ા માનવું, અથવા તે આવશ્યક લક્ષણ રહેશે જ એમ ધારવું એ ભૂલભરેલું છે. ખરો કે
ા મુકાયલો આરોપ સર્વદા દૂર કરવાનો પ્રાપ્ત થએલો લાગ જો ગુજરાતીઓ નહિં જવાદે
એકાદ પેઢી generation માં તો આ ખામીઓ તદ્દન દૂર થઈ જશે, અને ગુજરાતને
ાના દુર્બળ શરીર કે રાજકીય બીરૂતાથી શરમાવાનું લેશ પણ કારણ રહેશે નાહિં.

આ બે ખામીઓ મહત્ત્વની છે; તે ઉપર અવલંબન રાખતી બીજી ઉપખામીઓનું વિસ્તૃત
દર્શન કરાવી ગુજરાતના ચિત્રની દૂષિત રેખાઓ જ આગળ લાવ્યા કરવાની જરૂર નથી. એ
ની ધાટીલી રેખાઓ પણ હવે જોવી જોઇએ.

ઉપર જણાવેલી ખામીઓનું અસ્તિત્વ સ્વીકાર્યા છતાં એટલું તો કબુલ કરવું જ જોઇએ કે
ાતી પ્રજા અનેક સદ્ગુણો અને મહત્તા ભર્યાં લક્ષણો ધારણ કરતી પ્રજા છે. અનેક
ાઓથી તે કચરાતી ચાલી આવે છે, છતાં ધર્મ અને સાહિત્યને લીધે સચવાઈ રહેલું વ્યક્તિ-
ગો તેરલું હોવા છતાં તેના અસ્તિત્વ માત્રથી અપણને આશ્ચર્યમાં નાંખી દે છે. એ વ્યક્તિ-
સચવાઇ રહ્યું છે તેમાંજ આપણા ભવિષ્યની મોટી આશાઓ છે. વ્યક્તિત્વની સાચવણીમાં
ાતનીમતાંતર ક્ષમા અને નવીન વિચારને માન આપવાની ઉદારતાએ મોટો ફાળો આપ્યો છે.
ક સમયે ગુજરાતમાં બૌદ્ધ, જૈન, શૈવ, શાક્ત, તથા વૈષ્ણવનો અનેક પંથ સંપ્રદાયો સહ બહ્ચારાથી

રહી શકે છે. પરધર્મી પારસીઓને ધર્મસંકટ વખતે ગુજરાતે જ આશ્રય આપ્યો હતો. બ્રિટીશ પ્રજાના સંસર્ગથી અને અંગ્રેજી ભાષાના અધ્યયનથી જે નવીન વિચારોનાં વહન હિંદુસ્તાનમાં વહેવા લાગ્યાં છે તે વહનોને ઝીલવામાં ગુજરાત સહુથી મોખરે હતું. દુર્ગારામ, નર્મદ, નવલરામ, ભોળાનાથ, મહીપતરામ, કરસનદાસ વગેરે નવીન સંસ્કારો આપનાર આચાર્યોને માટે ગુજરાત બેશક મગરૂર છે અને મગરૂર રહેશે. સંસારસુધારાના વિરોધીઓને કદાચ આ વાતનો સ્વીકાર કરવો એ યોગ્ય ન લાગે, પરંતુ જેઓ ગુજરાતના હૃદયની ચિકિત્સા કરી રહ્યા છે, જેઓ તેના ઊંડાણમાં વહેતાં પ્રબલ ઝરણાંની ગતિને પારખી શક્યા છે તેઓ સહજ કહી શકશે કે ગુજરાતમાં નૂતન પ્રવૃત્તિ નિષ્ફળ તો નથી જ નીવડી. નવીન વિચારોનો સ્વીકાર એક અથવા બીજા રૂપમાં ખુલ્લા વિચારમાં નહિ તો છૂપા આચારમાં પણ થયો છે, અને હવેના કાલ વખતે તે ખુલ્લા વિચાર અને ખુલ્લા આચારમાં સ્વીકાર પામશે. અલબત, સુધારાની ઓથે સમાજમાં પેસી જતી કૃત્રિમતા, સ્વચ્છંદતા અને સંયમના અભાવને તો આપણે ગાળી કઢાવવા જ પડશે.

ગુજરાતના વ્યાપાર કૌશલ્ય અને વ્યવહાર ચતુરાઈ જાણીતાં છે, અને તે બાબતમાં ગુજરાત હાલ પણ અગ્રેસર છે એમ કહીએ તો વાંધા ભરેલું નહિ જ ગણાય. આ વારસો ગુજરાતે વંશપરંપરાથી પ્રાપ્ત કરેલો છે, અને તે સાચવી રાખવાની, તથા તેમાં ઉમેરો કરવાની શક્તિ ગુજરાત ધરાવે છે એમ સહુ કોઈ કબૂલ કરશે. રાષ્ટ્રીય જીવનમાં વ્યાપારીઓને પણ સ્થાન છે, અને ગોખલે કે બાબા જેવા આપણા રાષ્ટ્રીય સાધુઓ સાથે તાતા કે ચીનુભાઈ સરખા ધુરંધર વ્યાપારીઓને પણ આપણે સ્વીકારવા જોઈએ. વ્યાપારીવૃત્તિ જડ બની જઈ માત્ર ધન શોધનમાં જ પરોવાયલી ન રહે એ તરફ ખાસ લક્ષ્ય રાખવાની જરૂર છે. ધનને અને સ્વાર્થવૃત્તિને બહુ સુગમતાથી મિત્રતા બંધાઈ જાય છે. આથી વ્યાપારમાં રાષ્ટ્રીય લાગણી, બંધુભાવની લાગણી ભળવી જોઈએ, ઉચ્ચવૃત્તિઓ ને તેમાં અવકાશ મળવો જોઈએ. દાનને માટે પંકાયલું ગુજરાત કેવળ પાર્થિવ પ્રવૃત્તિ તરફ દોરાશે એવો ભય રાખવા કારણ નથી. દૂર દૂરના મુલકોમાં ધર્મશાળાઓ બંધાવનાર, અન્નક્ષેત્રો સ્થાપનાર, તથા વાવકુવા અને નવાંણ બંધાવી વટેમાર્ગુને અનુકૂળતા કરી આપનાર ધાર્મિક વ્યાપારીઓના જ વર્તમાન વ્યાપારીઓ વંશજો છે.

ગુજરાતીઓનાં હૃદયમાં ક્રૂરતા, હઠીલાઈ, ખારીલાપણું અને નાગ સરખો ડંસીલો વૈરભાવ એ બીલકુલ જોવામાં આવતાં નથી. તેઓ નમ્ર, વિવેકી, ક્ષમાશીલ અને મૃદુ હૃદયના હોય છે. ગુજરાતી ગૃહસ્થ એ હાલમાં ધીમે ધીમે લુપ્ત થઈ જતો ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિનો એક ભવ્ય નમુનો છે. બાળપણથી સર્વની ચિંતાઓને વહોરી લેતો, ગમે તે દુઃખ સહન કરીને પણ વિશાળ કૌટુમ્બીક જીવનનું પોષણ કરતો, ગૃહના યુવાનોનો ગુરૂ, બાળકોનું આનન્દસ્થાન, મહેમાનોનો વિવેકી યજમાન, અને ન્યાત જાત કે ગામના દુઃખી પ્રસંગનું આશ્રયસ્થાન આ ગુજરાતી ગૃહસ્થ હાલ પણ સંસ્કૃતિને શોભા રૂપ થઈ પડે એમ છે. સંજોગો બદલાતાં તેના સ્વરૂપમાં ફેરફાર થતો જશે, પણ તેના આવશ્યક ગુણો જળવાઈ રહી તેનું સ્થાન ખાલી નહિ પડે એવી આપણે આશા રાખીશું. વિવેક એ ગુજરાતીનું ખાસ લક્ષણ છે. જેઓ કાઠીયાવાડની ક્ષત્રિય કોમોના પરિચયમાં આવ્યાં હશે તેમણે જોયું જ હશે કે ત્યાં વિવેક અને શિષ્ટાચારને એક સુંદર કલા તરીકે કેળવવામાં આવેલાં છે. સુંદર કલાઓ (fine arts) માં કૃત્રિમતા તરફ ધસી જવાનું વલણ હોય છે, અને જૂના કે નવા સ્વરૂપમાં કૃત્રિમતા પકડાઈ આવતાં તે હાસ્યપાત્ર બને છે. એવી કૃત્રિમતા તો સર્વથા ત્યજવા ગણાવી જોઈએ. વળી અનેક સંજોગોને લઈને આ

પ્રાચીન શિષ્ટાચાર બદલાતો જાય છે, તો પણ તેનાં બાહ્ય સ્વરૂપોના ફેરફાર સાથે તેના ગર્ભ ભાગમાં રહેલો વિવેક, આવશ્યક નમ્રતા, સહૃદયતા વગેરે લુપ્ત ન થઇ જાય એ ખાસ જોવા જેવું છે. આચારનાં પરિવર્તનો સાથે જાળવવા યોગ્ય વિચારો ચાલુ રહે એ સર્વની ઇચ્છાનો વિષય હોવો જોઇએ.

સાહિત્ય એ જન સમાજનું પ્રતિબિંબ છે. તેમાં વ્યક્ત થતી ભાવનાઓમાં જ નહિ, પરંતુ તેની બાહ્ય આકૃતિમાં પણ સમાજની તાદૃશ્ય છબી ઉતરેલી આપણે જોઇ શકીએ એમ છે. ગુજરાતી સાહિત્યના અભ્યાસકો જાણે છે કે દેશી, રાસડા અને ગરબી એ તળ ગુજરાતની જ પેદાશ છે. એ દેશી પ્રબંધની મંદ, પરંતુ પ્રલંબ અને સર્વગ્રાહી રચના, રાસડાઓમાં ઉછળતો ગોઠવેલો મૃદુ વિલાસ, અને ગરબીઓમાં ઉભરાઇ આવતી ભાવનાની તીવ્રતા એ ગુજરાતીઓના હૃદયની પ્રતિકૃતિ હોય એમ લાગે છે.

ગુજરાતીઓની રસભાવના ઉંચા પ્રકારની છે. પ્રેમાનન્દ તથા દયારામ સરખા કવિઓ જે પ્રજાએ ઉત્પન્ન કર્યા તે પ્રજાની રસિકતા માટે શંકા હોઇ શકે જ નહિ. પરંતુ તેનો શોખ મધ્યમ માર્ગે જ વિચરે છે. કલાના દર્દીઓની તલ્લીનતા કે ઘેલાઇ આપણામાં બીલકુલ જોવામાં આવતાં નથી,તેમ કલાના છાછર જ્ઞાનવાળાઓ ( dilettantes ) નો દંભ તથા કલાની નિકૃષ્ટ સ્થિતિમાં જણાતી લોલુપતા તથા અશક્તિ પણ જોવામાં આવતાં નથી. સંગીતનું જ્ઞાન ગુજરાતીઓમાં પ્રચલીત હતું. દીપક રાગ ગાતાં તાનસેનના શરીરમાં ઉત્પન્ન થએલી ઉષ્મા કોઇ ગુજરાતી સન્નારીએ મલ્લાર ગાઇને નિવારી હતી એમ એક લોકકથા જાણીતી છે. પરંતુ મુસલમાનોના આગમનથી એ કળાની ઉચ્ચ અને શાસ્ત્રીય બાજુ કેળવાતી બંધ થઇ ગઇ છે. કથાકારોની કથાઓ, સ્ત્રી મંડળમાં લગ્ન કે નવરાત્ર પ્રસંગે ગવાતા ગરબા, અને મન્દિરોમાંના કીર્તનો તથા ફરતા ભજની- કોની, નગરનોની ધૂન આજ માત્ર આપણી સંગીત પ્રિયતાનાં ઝાંખાં ઝાંખાં રહી ગએલાં ચિન્હો છે, અને તે પણ નવીન શિક્ષણ અને સંસ્કારોની અસર નીચે ઘસાઇ જવાની તૈયારીમાં જ છે. જે પ્રજાના જીવનમાંથી સંગીત કરમાઇ જાય છે તે પ્રજાનું લાલિત્ય અને સૌન્દર્ય પણ શુષ્ક બની જાય છે.

હિંદુસ્તાનની ચિત્રકળામાં ગુજરાતનું કયું સ્થાન છે તેનો હજી કશો નિર્ણય થઇ શક્યો નથી; કદાચ તે સ્થાન ઉંચુ નહિ પણ હોય, તથાપિ આબુ ઉપરનાં વસ્તુપાલ તેજપાલનાં મન્દિરો, સિદ્ધપુરની રૂદ્રમાળ, ડભોઇની હીરા ભાગોળ એ ગુજરાતી પ્રાચીન સ્થાપત્યના યશસ્વી નમુના છે. વર્તમાન સ્થાપત્ય હજી રાષ્ટ્રીય કક્ષામાં આવ્યું જ નથી. સમગ્ર હિંદુસ્તાનભરમાં તે પાશ્ચાત્ય પદ્ધતિનાં બેડોળ અનુકરણમાં રોકાયલું છે; આથી તે સંબંધમાં ગુજરાતને જ ખાસ દોષ દેવો ઉચિત નથી. વસ્ત્રાલંકારનો વિચાર કરતાં ગુજરાતી સન્નારીની સાડી કલાની દૃષ્ટિએ અત્યુત્તમ પરિધાન છે. તે બદલાય એવો સંભવ લાગતો નથી.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે વર્તમાન ગુજરાત સમર્થ સંગીતવેત્તા, ચિત્રકાર કે શિલ્પી માટે દાવો કરી શકે એમ નથી. કારણ સ્પષ્ટ છે. સંગીત અને ચિત્ર સરખી કળાઓ એ રાષ્ટ્રીય વિકાસના આવિર્ભાવરૂપ છે. મંથન કરી નાખતી ભાવનાઓ જ્યારે ગુજરાતના હૃદયમાં ધુમશે ત્યારે તે ભાવનાઓ આપોઆપ સંગીત અને ચિત્રકલામાં વ્યક્ત થશે. સુંદર કલાઓમાં અગ્રસ્થાને વિરાજતી કવિતા હજી નિરાશા ઉપજાવતી નથી, એટલે અન્ય કલાઓ, ખીલવાના ક્રમમાં કોઇ કવિતાની પાછળ અવશ્ય આવતી હોવી જ જોઇએ એવી આશા રાખીએ તો તે મિથ્યા નહિ જ ગણાય.

ગુજરાતનું બુદ્ધિચાતુર્ય બહુ સ્વીકારાયલું જણાતું નથી. પરંતુ તેનો સ્વીકાર થવાની ખાસ જરૂર છે. ઉપર જણાવેલી ખામીઓને લીધે એ બુદ્ધિચાતુર્ય પ્રકાશમાં આવ્યું નથી. આપણે ભુલવું ન જોઈએ કે ગુજરાતી મુત્સદ્દીઓએ રાજ્યો સ્થાપ્યાં છે અને ઉથાપ્યાં છે. મુસલમાની અમલમાં પણ ગુજરાતી પ્રધાનો અને સલાહકારોનો અભાવ હતો એમ માનવા કારણ નથી. માત્ર એ બુદ્ધિચાતુર્ય એક જ કેન્દ્રમાં એક જ ભાવનામાં સંક્રાન્ત ન થવાથી તે દેશ સમસ્તને ઉપયોગી ન થઈ પડતાં માત્ર વ્યક્તિઓના કલ્યાણ અર્થે અને સ્થાનિક સીમાઓમાં જ વપરાયું છે. હાલ પણ ગુજરાતના રાજ્ય તંત્રોની આંટીઘૂંટીમાં ઘડાયલો ગુજરાતી મુત્સદ્દી કોઈ પણ સભ્ય રાજ્યસભાને શોભાવે એમ છે.

ગુજરાતનાં લક્ષણો સંબંધી આ એક ઉપરછલ્લો વિચાર રજુ કર્યો છે; કયાં કારણોને લેઈને આ લક્ષણો બંધાયાં તેની રેખાઓનું સહજ જ નિદર્શન કરાવ્યું છે. તેનાં સર્વ લક્ષણોની યાદી આપવાનો આ સમય નથી, અને તે પ્રત્યેક લક્ષણના ઉપર લંબાણ વિવેચન કરવાની જરૂર નથી. ગુજરાત એ એક ઉચ્ચ સંસ્કારી પ્રજાનો મુલક છે. તે સર્વ રીતે આગળ પડવાને લાયક છે. પરંતુ તેના રાજકીય વાતાવરણે તેને જોઈએ તેટલું આગળ આવવા દીધું નથી. એ સ્થિતિ દૂર થઈ શકે એમ છે એમાં લેશ પણ સંશય નથી. ગુજરાતના ત્રણ મહાપુરુષોએ ગુજરાતમાં કેટલી શક્તિ રહેલી છે તે બતાવી આપ્યું છે; અન્ય પ્રાન્તોની સરખામણીમાં ગુજરાતને એક લજાવું ન પડે એવું કાર્ય એ ત્રણે મહા વ્યક્તિઓએ બજાવ્યું છે; અને એ પ્રદેશ અનુકૂળ સંજોગોમાં આવી સમર્થ વ્યક્તિઓ ઉપજાવી શકે તે પ્રયત્ન આદરે તો સર્વ દેશી નેતૃત્વ કેમ પ્રાપ્ત ન કરે તે સમજાતું નથી. આ ત્રણ વ્યક્તિઓ તે કવિ નર્મદ, સ્વામી દયાનંદ અને મહાત્મા ગાંધી. ગુજરાતના સપાટ લાગતા પ્રદેશમાં આ ઉચ્ચ શિખરોની ત્રિપુટી આપણને ઉંચે ઉંચે ચઢવા પ્રોત્સાહન આપે છે; ગુજરાતની ભૂમિની મહત્તાનું તે માપ આપે છે. ગુજરાતીઓને નવીન જાગૃતિ આપનાર, તેમાં શૌર્યની ભાવના ખીલાવનાર, અને ગુજરાતીઓને મર્દોની ગણનામાં લાવવાનો પ્રયત્ન કરનાર કવિ નર્મદ પ્રેમશૌર્યની બાંગ પુકારતો, ગરવી ગુજરાતનો ઝુંડો લઈ આગળ ધસતો તેના કવનમાંથી નહિં પણ તેના જીવનમાંથી આપણે માટે આદર્શો મુકતો ગયો છે. ધાર્મિક અંધશ્રદ્ધા અને બુદ્ધિવિહીન કર્મકાંડ સામે બંડ ઉઠાવનાર સ્વામી દયાનંદ જોકે તેમની જન્મભૂમિ ગુજરાતમાં બહુ સત્કાર પામ્યા નથી. તથાપિ ગુજરાતના એ સુપુત્રે પંજાબ વગેરે સ્થળોમાં ધાર્મિક જુસ્સા સાથે રાષ્ટ્રીય ભાવનાને કેળવવાની જે અનુકૂળતા કરી આપેલી છે તેને માટે આપણે ગુજરાતી તરીકે મગરૂર થવું જોઈએ. વળી ધાર્મિક, સામાજીક અને રાજકીય એ ત્રણે જીવનમાં જે પ્રાચીન કે અર્વાચીન પાખંડ, મિથ્યા ડોળ, ભીરુતા અને ઓપ ચઢાવેલું ખુશામતીયું ઘુસી ગયાં છે તેમને દૂર કરવાને મહા વિકટ તપ આચરતા, ગુજરાતીઓ ધારે તો કેવો ભીષણ સ્વાર્થત્યાગ કરી શકે છે તેનું જ્વલંત ઉદાહરણ આપના તપસ્વી ગાંધી હિંદુસ્તાનના પરમેશ્વર ને જગાવી રહ્યા છે. ગુજરાતી જીવનના મોજાં આ વ્યક્તિઓની ઉંચાઈ સુધી ઉછળી શકે છે એ સિદ્ધ વાત છે.

જે ગુજરાતમાં ક્ષત્રિય, કાયસ્થ અને નાગર સરખી સાક્ષર, સ્વતંત્ર અને મુત્સદ્દી કોમો છે, દૂર દક્ષિણ આફ્રિકા સુધી ગુજરાતનું નામ લેઈ જનાર, અને જગતનાં બજારોમાં ઉથલપાથલ કરવાની શક્તિ ધરાવનાર, વહોરાઓ, વાણીઆ અને ભાટીયાઓ વસે છે, અને ગુજરાતની ભૂમિને રસાળ અને હરીયાળી બનાવનાર પાટીદાર સરખા ઉચ્ચ કૃષિકારો ગ્રામ્ય જીવનની મહત્તા સાચવી રહ્યા છે તે ગુજરાત જો સહજ યત્ન આદરે તો સમગ્ર દેશની, અરે સમગ્ર જગતની પ્રજાકીય સંસ્કૃતિમાં સારો ફાળો આપી શકે એમ છે.

રમણલાલ વસંતલાલ દેસાઇ.

# વૈદિક કાળનું ભારતીય યુદ્ધ

—અથવા—

# દાશરાજ્ઞ વિગ્રહ.

( ગતાંક પૃષ્ઠ ૧૯૫ થી અનુસંધાન )

## ૧૫ પરૂષ્ણીનું યુદ્ધ.

પરંતુ શસ્ત્રબળથી આખા જગતને પગ નીચે દાબી રાખવાની સુદાસ જેવા અતિ વીર્યશાલી રાજાની ઇચ્છા પણ પરિપૂર્ણ થઇ શકી નથી. વૈદિક કાળના આર્યોની જેમ ઇરાન, ઇજિપ્ત, આસિરિયા,બાબીલોનીયા અને ગ્રીસાદિ દેશોની પ્રજાઓએ સમકાલીન સઘળી સભ્ય પ્રજાઓ ઉપર સામ્રાજ્ય કરવાના પ્રયત્નો કર્યા હતા. છતાં તેઓમાંની કોઇપણ પ્રજા તે પ્રયત્નમાં દીર્ઘકાળ સુધી ફાવી શકી નથી. પરતંત્રતા અને દાસત્વ તે મનુષ્યની પ્રકૃતિથી જ વિરુદ્ધ છે. વિજીત પ્રજા ગમે તેટલી નિર્બળ સ્થિતિમાં આવી જાય છતાં પોતાનું અસ્તિત્વ પોહોંચે ત્યાં સુધી પર પ્રજાની ધુંસરીમાંથી છટકવાને સમયે સમયે પ્રયાસ કર્યા વિના રહેતી નથી. સુદાસના પિતા દિવોદાસને યદુઓ અને તુર્વશો સાથે કટ્ટી શત્રુતા થઇ હતી. તેણે યદુઓનું કાશીપુરીનું રાજ્ય જીતી લીધું હતું. સુદાસે અશ્વમેધ પ્રસંગે સઘળી આર્ય અને અનાર્ય પ્રજાઓને વશીભૂત કરી હતી, છતાં તેઓનાં રાજ્યો ખાલસે કર્યાં ન હતાં, સુદાસના સમયમાં એવાં અનેક સ્વતંત્ર રાજ્યો હતાં; જેઓએ સુદાસની સર્વોપરિ સત્તા સ્વીકારી હતી, છતાં પૂરેપૂરાં તેને તાબે થયાં ન હતાં. વત્સ નામની ભરતકુળની એક શાખા હતી; તે જાતિનું રાજ્ય યમુના અને પરૂષ્ણી [ રાવી અથવા ઇરાવતી ] વચ્ચે આવ્યું હતું. મેકડોનલની એવી માન્યતા છે કે સુદાસ તે વત્સ જાતિનો રાજા હતો.* પરંતુ દાશરાજ્ઞ યુદ્ધને અંતે વત્સુઓએ શત્રુની પ્રજા ઉપર અત્યાચાર કર્યાથી સુદાસે તેઓનું શાસન કર્યું હતું અને ત્યાર પછી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા હતા, એમ કહેવામાં આવ્યું છે. (ઋ. ૭-૧૮-૧૫,૧૬) તે ઉપરથી સુદાસ વત્સુઓનો રાજા હોવાનું બિલકુલ અનુમાન થઇ શકતું નથી; પરંતુ પ્રથમ સ્પષ્ટ કરવામાં આવ્યું છે તેમ, તે ભરતોનો રાજા હતો અને વત્સુઓએ તેને દાશરાજ્ઞ યુદ્ધમાં સાહાય્ય કરી હતી, એમ સિદ્ધ થાય છે. પરૂષ્ણીની પશ્ચિમે તુર્વશો, દ્રુહ્યુઓ અને અનુઓનાં રાજ્યો હોવાનું જણાય છે. ભૃગુઓનું પણ તેઓની પાડોશમાં જ રાજ્ય હતું, અને દક્ષિણ પ્રદેશ ઉપર મત્સ્યો રાજ્ય કરતા હતા. તે સીવાય સિન્ધુ નદીની પશ્ચિમે કેટલીક અનાર્ય જાતિઓનાં રાજ્યો આવ્યાં હતાં.+ દાશરાજ્ઞ યુદ્ધમાં જે અનાર્ય જાતિઓએ ભાગ લીધો હતો, તેમાંના પક્થો એટલે જેઓમાંથી અર્વાચિન પઠાણો ઉતરી આવ્યાનો સંભવ છે, તેઓનું રાજ્ય અફગાનિસ્તાનમાં હતું.× સુદાસની આપખુદી સત્તા તોડવાને તે સઘળાં

* Vedic Index, vol II. p. 4[illegible].

+ [illegible] વો. ૧ પૃ. ૬૨૦. × તેજ વો. ૧ પૃ. ૪૬૪.

રાજ્યોએ એકસંપી કરી, માત્ર તૃત્સુઓ જ સુદાસને વફાદાર રહ્યા. ઋગ્વેદના સાતમા મંડળના ૧૮ મા સૂક્તમાં દાશરાજ્ઞયુદ્ધનું વસિષ્ઠજીએ જે વર્ણન કર્યું છે, તે ઉપરથી જણાય છે કે—પ્રથમ પરૂષ્ણી નદીને તીરે જે યુદ્ધ થયું, તેમાં સુદાસની સામે અનુઓ, દ્રુહ્યુઓ, પુરૂઓ, યદુઓ, તુર્વશો મત્સ્યો, ભૃગુઓ, કવષો, શ્રુતો અને વૃધ્ધો નામની દશ આર્યજાતિઓ અને તેઓની પક્થો ભલાનો, અલિનો, વિષાણીઓ, શિવો, વિકર્ણો અને શિગ્રુ નામની અનાર્ય જાતિઓ હતી વિગ્રહનો આરંભ શા રીતે થયો, તે વિષે કંઈ હકીકત પ્રાપ્ત થતી નથી. પરંતુ એમ કહેવામાં આવ્યું છે કે, દ્રુહ્યુઓ, અનુઓ અને બીજી અનાર્ય જાતિઓના સૈનિકોએ તૃત્સુઓ અને ભરતોના મુલકોમાં પ્રવેશ કરીને ગાયોનું હરણ કરવા માંડ્યું. (ઋ ૭-૧૮-૭) વર્તમાનકાળમાં જેમ વિગ્રહનો આરંભ વિગ્રહ ઘોષણાથી (Declaration of War)થી થાય છે, તેમ પ્રાચીનકાળમાં શત્રુતાની શરૂઆત ગોહરણથી કરવામાં આવતી હતી. ભરતો અને તૃત્સુઓની પ્રજાઓને તેઓ પીડવા લાગ્યા અને જેઓ સામા થયા તે લોકોને મારી નાંખવા માંડ્યા. એ રીતે ચારે તરફથી તે બન્ને રાજ્યો શત્રુઓથી ઘેરાઈ ગયાં; આવા બારીક સમયમાં સુદાસને વસિષ્ઠના સામર્થ્યનું સ્મરણ થયું અને તેણે વિશ્વામિત્રને પુરોહિતપણામાંથી મુક્ત કરી વસિષ્ઠની તે જગ્યાએ સ્થાપના કરી. (ઋ. ૭–૩૩–૬) વસિષ્ઠની સલાહ મુજબ તેણે એક મહાન વિગ્રહને માટે તૈયારી કરવા માંડી. તૃત્સુઓ પણ મોટી સંખ્યામાં તેની સેના સાથે જોડાયા. પરૂષ્ણી અથવા રાવિ નદી હિમાલય પર્વતમાંથી નીકળી વર્તમાનચંબા ગામ પાસે થઈને મુલતાન પાસે સિન્ધુનદીને મળે છે. સંભવતઃ લાહોરથી મુલતાન સુધી પરૂષ્ણી અને ચિનાબનદી વચ્ચેના પ્રદેશ ઉપર મિત્રરાજ્યોનાં સૈન્યો ગોઠવાયાં હશે. લાહોર સુધી પરૂષ્ણીનો પ્રવાહ ઉત્તરથી દક્ષિણમાં વહતો હશે. અને ત્યાંથી પશ્ચિમ તરફ ફંટાઈ ને છેવટે સિન્ધુને મળતો હશે. સૌથી ઉપરના ભાગમાં એટલે લાહોર નજદીક તુર્વશોની સેના ગોઠવાઈ હતી અને ત્યાર પછી મત્સ્યો, ભૃગુઓ, દ્રુહ્યુઓ અને અનુઓની સેનાઓએ આગળ મુખ્ય ભાગ સાચવ્યો હોય, એમ જણાય છે. છેક આગળના ભાગમાં વૈકર્ણ જાતિનું લશ્કર રાખવામાં આવ્યું હતું. એ સઘળી સંયુક્ત સેનાઓનું સેનાધિપતિપણું ભૃગુવંશના ચ્યવમાનના પુત્ર કવિને આપવામાં આવ્યું હતું. બીજી તરફ સુદાસનું લશ્કર પરૂષ્ણીના પૂર્વ કીનારા ઉપર તૃત્સુઓના રાજ્યની સરહદ ઉપર આવીને ગોઠવાઇ ગયું. તે લશ્કર જે પ્રદેશ ઉપર ગોઠવાયું હતું, તે પ્રદેશની ભુમિ સપાટ અને નીચાણમાં હતી. તુર્વશોની સેના જ્યાં ગોઠવાણી હતી, તે ભાગ ઉચાણમાં હતો અને પરૂષ્ણી નદીનો પ્રવાહ સુદાસની છાવણીની જમણી બાજુ ઉપર આવ્યો હતો. હાલના યુરોપના મહાભારતના યુદ્ધમાં જર્મન લશ્કર જ્યારે બેલ્જીયમમાંથી ફ્રાન્સ તરફ જતું હતું, ત્યારે બેલ્જીયમના રાજાએ સમુદ્રનો બંધ તોડી નાખી જર્મન લશ્કરના મોટા ભાગને સમુદ્રના જળમાં ડુબાડી દીધો હતો, તેમ તુર્વશાદિ રાજાઓએ સુદાસના લશ્કરની જમણી બાજુએ આવેલ નદીના કાંઠાને તોડી નાંખ્યો અને જળપ્રવાહ તેની છાવણી તરફ ધસી આવ્યો. આ પ્રસંગે વસિષ્ઠે મરૂતોની સ્તુતિ કરી, તેથી આકાશમાં મોટું પવનનું તોફાન ઉઠ્યું. "જલપ્રવાહ વિનાની ગાયો ચારાથી ભરેલી ભૂમિ તરફ જેમ ધસી જાય, તેમ પોતાની માતાની આજ્ઞાથી મરૂતો મારને ગૌડ સુદાસને સાહાય્ય કરવા લાગી આવ્યા અને અનાર્ય શત્રુઓએ જે જળ પ્રવાહમાં સુદાસના લશ્કરને ડુબાડી દેવાની યોજના કરી હતી, તે જળપ્રવાહને ઉલટી દિશામાં વહેવરાવ્યો." (ઋ. ૭–૧૮–૧૦ તથા ૧૧ ). તે બાજુએ મત્સ્યો ભૃગુઓ અને દ્રુહ્યુઓનાં લશ્કરો ગોઠવાયાં હતાં,

તેઓની ઉપર સઘળું જળ ફરી વળ્યું અને ઘણા યોદ્ધાઓ તે જળપ્રવાહમાં ડૂબી મુઆ. છતાં જેઓ બચી શક્યા, તેઓ તુર્વશની છાવણીમાં પહોંચી ગયા. (ઋ. ૭-૧૮-૮). આણી તરફ સુદાસ રાજાની સેનામાં મોટો ભાગ ઘોડેસ્વારોનો હતો, તેઓ તુરત ત્યાંથી હઠી ગયા અને જળ પ્રવાહનો માર્ગ બદલાયો કે તુરત આખું સૈન્ય લઇને સુદાસ રાજા નદી ઉતરીને તુર્વશનું લશ્કર જ્યાં ગોઠવાયું હતું, ત્યાં જઇ પહોંચ્યો. શત્રુઓ પણ તેઓને વધાવી લેવાને તૈયાર જ હતા. આ પ્રસંગે ઘોર સંહાર યુદ્ધ થયું. શત્રુઓએ ધસી આવેલા સૈન્ય ઉપર શસ્ત્રનો અવિરત મારો ચલાવવા માંડ્યો, અને ભરતો તથા તૃત્સુઓની સેનાઓના સંખ્યાબંધ યોદ્ધાઓને આ કારણથી પાછું હઠવું પડ્યું; પરંતુ વસિષ્ઠના મંત્ર બળથી તેઓમાં નવીન બળ અને ઉત્સાહ જાગૃત થયો. સિંહ જેમ ઘેટાંના ટોળા ઉપર તુટી પડે છે, તેમ સુદાસ રાજાએ પોતાનો અશ્વ આગળ કર્યો અને મોખરે ઉભેલા વૈકર્ણ જાતિના એકવીશ સરદારોને ક્ષણવારમાં કાપી નાંખ્યા. માનલો દૈવવાધઃ ગયેલો જાણીને મિત્ર રાજાઓનો સેનાપતિ કવિ પોતે સુદાસને અટકાવવા આગળ ધસ્યો; બન્ને વીરો વચ્ચે ઘોર સંગ્રામ મચ્યો, પરંતુ છેવટે સુદાસે તેને યમસદનમાં મોકલી દીધો. (ઋ. ૭-૧૮-૮.) સુદાસનું લશ્કર આ બનાવથી વધારે ઉત્તેજિત થયું અને ક્રાચર આકારે શત્રુના દળમાં પેશીને સુન, જૂહ, કવષ, દ્રુહ્યુ અને અનુઓની સેનાઓને ઘેરી લીધી. તેઓની એક બાજુએ પરૂષ્ણી નદી અને બીજી બાજુએ સુદાસનું લશ્કર ફરી વળ્યું. તેઓના સૈનિકો આ બનાવથી ગભરાઇ ગયા અને શત્રુઓના પ્રહારમાંથી બચવાને પ્રયત્ન કરતાં નદીમાં ડુબી ગયા. (ઋ. ૭-૧૮-૧૨). જેઓ નદીના પ્રવાહથી બચ્યા, તેઓ પોતપોતાના દેશો તરફ નાશવા લાગ્યા. પરંતુ સુદાસે તેઓની પીઠ પકડી, અને પ્રથમ દ્રુહ્યુઓના અને અનુઓના મુલકોમાં જઇને તેઓના જેટલા કિલ્લાઓ હતા, તે સઘળા તોડી નાંખ્યા અને સાત શહેરોનો નાશ કરી નાંખ્યો. (ઋ. ૭-૧૮-૧૩) દસ્યુઓએ મોટું પરાક્રમ કરીને બાકીની રહેલી સેનાનો અંત આણ્યો. પરંતુ એટલેથી જ તૃપ્ત ન થતાં તેઓએ નિઃશસ્ત્ર પ્રજાજનોની સંપત્તિ લૂટી લીધી, અને જેઓ શરણે ગયા, તેઓને મારી નાંખ્યા. પ્રાચીન કાળમાં, અશસ્ત્ર, શરણાગત અને અયોધક ઉપર શસ્ત્ર ઉગામી શકાય નહિ, એવો યુદ્ધશાસ્ત્રનો સામાન્ય નિયમ હતો. આતતાયી એટલે શસ્ત્ર ધારણ કરી લડવા આવે, તેની સાથે જ લડાઇ કરવામાં આવતી હતી. વિજય મેળવ્યા પછી જિત પ્રજાને લૂટી શકાતી ન હતી, પરંતુ તેને અભય આપવામાં આવતું હતું. જીતાયેલો મુલક કદિ પણ ખાલસે કરવામાં આવતો નહિ, અને યુદ્ધમાં લડતાં લડતાં જો રાજાનો તેમજ તેના સીધા વારસનો ઉચ્છેદ થઇ જતો, તો તેવે પ્રસંગે જિત પ્રજાને આત્મનિર્ણયનો હક આપવામાં આવતો હતો. આજની વીસમી સદીના સુધરેલા જમાનામાં યુદ્ધમાં મેળવેલી હાનિના બદલાને બહાને જિત પ્રજાને અમલદારોના પગ નીચે કચરી નાંખી દીર્ઘકાળ પર્યન્ત ગુલામગિરિની સ્થિતિમાં મુકવામાં આવે છે, તેવો એક પણ દ્રષ્ટાંત પ્રાચીન આર્યોના ઇતિહાસમાંથી પ્રાપ્ત થતો નથી. તેમ છતાં દસ્યુઓના વિરૂપાક્ષ શીપાઇઓએ જિત પ્રજા ઉપર જુલમ કરી અને તેઓની સંપત્તિ લૂટી લઇ ભાગી જવાની તૈયારીમાં છે, એમ સુદાસના જાણવામાં આવ્યું કે તુરત તેણે તેઓને અટકાવ્યા અને જુલમ કરનારને યોગ્ય શાસન કરી લૂંટી લીધેલું ધન તેઓ પાસેથી પાછું લઇ લીધું. (ઋ. ૭-૧૮-૧૫,૧૬) આ યુદ્ધમાં માત્ર દ્રુહ્યુઓ અને અનુઓનાં જ એકંદર ૧૨૦૬૬ માણસો માર્યાં ગયાં હતાં. (૭-૧૮-૧૪) તે ઉપરથી બીજી પક્ષોમાં કેટલાં માણસોનો સંહાર થયો હશે, તેમ અનુમાન થાય છે.

## ૧૬ યમુનાનું યુદ્ધ.

સુદાસ રાજાને એ પ્રમાણે આ મહાન વિગ્રહમાં અપૂર્વ વિજય મળ્યો. વસિષ્ઠ ઋષિએ એ વિજયનું વર્ણન કરતાં કહ્યું છે કે—" હે ઇન્દ્ર અને વરુણ દેવો ! જેઓએ તમને કદિ પણ યજ્ઞ યાગાદિથી પ્રસન્ન કર્યા નથી, તેવા દશ રાજાઓ એક બાજુએ એકઠા થયા, છતાં તમારી કૃપાને લીધે સુદાસ રાજાને તેઓ પહોંચી શક્યા નહિ. સુદાસના ઋત્વિજોએ તમોને યજ્ઞદ્વારાએ જે આહુતિઓ અર્પણ કરી, તે સઘળી સફળ થઇ, તેથી તે ઋત્વિજો દેવ સમાન મનાવા લાગ્યા. દશ રાજાઓથી સુદાસ જ્યારે ચારે તરફ ઘેરાઇ ગયો, ત્યારે જટા ધારણ કરનાર વસિષ્ઠોએ તૃત્સુઓને યજ્ઞ કરાવ્યા, અને હે દેવો ! તેઓની પ્રાર્થના સાંભળીને તમે સુદાસને અપૂર્વ બળ આપ્યું." ( ઋ ૭–૮૩–૭, ૮ ). આ મહાન વિગ્રહ ચાલતો હતો, ત્યારે ભરતોનો અને તૃત્સુઓનો પ્રદેશ અરક્ષિત છે, એમ જાણી યમુના નદીની દક્ષિણે અને પૂર્વે આવેલા અનાર્ય રાજાઓ એકઠા થયા અને એકસંપી કરી, ભરતોના અને તૃત્સુઓના પ્રદેશો ઉજ્જડ કરવા લાગ્યા. દિવોદાસે યદુરાજા ભદ્રશ્રેણી અને તેના એકસો પુત્રોને મારીને કાશી રાજ્ય છીની લીધું હતું. પરંતુ તેના એક પુત્ર દુર્દમનની સરદારી નીચે યદુઓ એકઠા થયા અને સુદાસની ગેરહાજરીમાં તેના સરદારને હરાવીને કાશીપુરીનું રાજ્ય પાછું છીની લીધું. ( હરિવંશ, ૧–૨૯ ). પંજાબની સરહદ ઉપર જે શંબરોનો દિવોદાસે જડમૂળથી ઉચ્છેદ કરી નાંખ્યો હતો, તેઓએ પણ આ સંધિનો લાભ લઇને આર્યરાજા મન્યમાનના પુત્ર દેવકની ઉશ્કેરણીથી માથું ઉંચક્યું. સુદાસે મહાન્ વિગ્રહમાંથી પરવારીને તેઓની પણ ખબર લીધી અને ફરીથી તેઓ ઉભા ન થઇ શકે, તેવી સ્થિતિમાં તેઓને મૂકી દીધા. ( ઋ. ૭–૧૮–૨૦ ). તે સઘળી ગરબડમાં યદુઓએ પડોશમાં આવેલા અજો, શિગ્રુઓ અને યક્ષોને ઉશ્કેર્યા. છીનાયેલા મુલકની જોઇતી વ્યવસ્થા કરીને, સુદાસ રાજા પોતાની સેના લઇને એકત્ર થયેલા બળવાન્ શત્રુઓ સામે દોડી ગયો. બન્ને શત્રુઓનો યમુનાને તીરે ભેટો થયો. ભેદ નામનો ભેદ જાતિનો સરદાર આ સંયુક્ત સેનાનો સેનાપતિ હતો. આરંભમાં આ ભેદ સરદારે અપૂર્વ પરાક્રમ દર્શાવ્યું: દશ રાજાઓ અને તેઓના અનાર્ય મિત્રોનો મદ ઉતારનાર તૃત્સુઓ અને ભરતોનો મદ તેણે પીગળાવી નાખ્યો. વસિષ્ઠ ઋષિએ આ યુદ્ધનું વર્ણન બહુ ઓજસ્વી વાણીમાં કર્યું છે. તેઓએ કહ્યું છે કે:—

"હે ઇન્દ્ર અને વરુણ દેવો ! તમારો અનુગ્રહ સંપાદન કરીને ભરતો પરશુઓ ધારણ કરીને પૂર્વ દિશામાં ગાયોને પાછી વાળવા ગયા છે; તેઓનો માર્ગ તમે નિષ્કંટક કરો ! અને તેઓના આર્ય તથા અનાર્ય શત્રુઓનું નિકંદન કાઢી નાખી, સુદાસ રાજાનું અવિલંબે રક્ષણ કરો !" ઋ. ૭ ૮૩–૧)

" જે રણસંગ્રામમાં વિજયપતાકા ફરફરાવતા શરીર યોદ્ધાઓ એકઠા થાય છે, જે રણસંગ્રામમાં પૃથ્વી ઉપર રહેલાંને સ્વર્ગનું દર્શન ભય પમાડે છે, તેવા ભીષણ સંગ્રામમાં હે દેવો ! તમે અમારી પાસે આવીને ઉભા રહો !"-( ઋ. ૭–૮૩–૨ ).

" પૃથ્વીમર્યાદા સુધી ચારે દિશાએ વિકરાળ કાળની દંષ્ટ્રામાં સપડાઇ જાય છે, યોદ્ધાઓનો રણઘોષ આકાશ પર્યંત છવાઇ જાય છે, તેવે અગ્નિને પ્રસંગે હે ઇન્દ્ર અને વરુણ દેવો ! તમે અમારી દીનવાણીનું શ્રવણ કરો અને અમારી સન્મુખ આવીને ઉભા રહો !" (ઋ. ૭–૮૩–૩).

"હે ઇન્દ્ર ને વરુણ દેવો! શત્રુઓનાં કઠોર શસ્ત્રોએ અમને આકુળ વ્યાકુળ કરી નાંખ્યા છે! કદાચ અમારા શત્રુઓ (મદુઓ)એ તમને પુષ્કળ હુતદ્રવ્યથી તૃપ્ત કર્યા હશે! પરંતુ અમારા યજમાને (સુદાસે) પણ તમને સર્વસ્વ અર્પણ કરી દીધું છે; અને તેથી હે દેવો! આ યુદ્ધમાં તમે સુદાસ રાજાનું રક્ષણ કરો!" (ઋ. ૭-૮૩-૪).

છેવટે ઇન્દ્ર અને વરુણ દેવોએ વસિષ્ઠની સ્તુતિ સાંભળી. તેઓએ સુદાસના બાહુમાં એવું બળ મૂક્યું કે, તેના શસ્ત્રપ્રહારથી ભેદનો નાશ થયો, શત્રુઓની સેના કપાઇ ગઈ અને એ રીતે સુદાસને આ બીજી વિપત્તિમાંથી તેના પુરોહિત વસિષ્ઠજીએ બચાવ્યો.

આ યુદ્ધનો અંત આવ્યા પછી સુદાસનું કોઈ શત્રુ રહ્યું નહિ. તત્સોએ તેની તરફ છેવટ સુધી સાંગોપાંગ વફાદારી રાખી હતી. તેના બદલામાં તેઓને સુદાસે વિજીત અનાર્યોના મુલકમાંથી અમુક ભાગ ઇનામમાં આપ્યો. (ઋ. ૭-૩૩-૪) યમુનાને તીરે તત્સુઓએ અને સરસ્વતીને તીરે ભરતોએ વિજયોત્સવ ઉજવ્યો સુદાસ રાજાએ મોટા મોટા યજ્ઞો કરીને દેવોને અસંખ્ય આહૂતિઓથી અને બ્રાહ્મણોને અસંખ્ય દાન દક્ષિણાથી પરિતૃપ્ત કર્યા એ રીતે આ મહાન્ વિગ્રહનો અંત વસિષ્ઠજીની દૈવી શક્તિથી પોતાના યજમાનના પરમોત્કર્ષમાં આવ્યો.

## ૧૭ ઉપસંહાર

વૈદિક સાહિત્યમાંથી કે પૌરાણિક સાહિત્યમાંથી ત્યાર પછીનો સુદાસનો ઇતિહાસ પ્રાપ્ત થતો નથી. છતાં ઋગ્વેદના ૧૦ મા મંડળના ૧૩૩ મા સૂક્તના દ્રષ્ટા તરીકે તે ફરી દેખાવ દે છે. તે ઉપરથી જણાય છે કે તેણે ઘણું લાંબું આયુષ્ય ભોગવ્યું હશે, અને વિજીત પ્રજાઓ ઉપર સમદૃષ્ટિ રાખ્યાથી આ રાષ્ટ્રીય યુદ્ધ થયા પછી આખા દેશમાં સુખશાંતિનું સામ્રાજ્ય પથરાઇ ગયું હશે. તેમ ન હોત તો ઋષિ જેટલી શક્તિ સંપાદન કરવામાં જેટલી ધર્મપરાયણવૃત્તિ અને નિવૃત્તિ હોવી જોઇએ, તેટલી તેને મળી શકી ન હોત. સરયુ નદીને તીરે સૂર્યવંશી રાજા ત્રસદસ્યુ જેને સુદાસે શરદ્ રાજાની સામે સહાય્ય કરી હતી, તેણે આ મહાન્ વિગ્રહમાં ભાગ લીધો હોય, એમ જણાતું નથી. સરહદ ઉપરના અનાર્યોથી પોતાના રાજ્યને નિષ્કંટક કર્યા પછી તેનું સઘળું ઉત્તર ધાર્મિક ક્રિયાઓમાં વ્યતીત થયાનું જણાય છે તેણે અનેક અશ્વમેધો કર્યા હતા. એમ કહેવામાં આવ્યું છે.* તે ઉપરથી જણાય છે કે તે રાજા પરાક્રમમાં પણ ઓછો ન હતો. સુદાસની પેઠે તેણે પણ ઉત્તરાવસ્થામાં યોગાભ્યાસ કર્યો હતો અને મંત્ર દ્રષ્ટાનું સામર્થ્ય સંપાદન કર્યું હતું. ઋગ્વેદના ૪થા મંડળના ૪૨ મા સૂક્તનો ઋષિ પુરકુત્સનો પુત્ર ત્રસદસ્યુ છે, એમ કહેવાય છે. સુદાસના મૃત્યુ પછી તેનો ભાઇ પ્રતર્દન પણ સુદાસ જેવો જ વીર્યવાન થઈ ગયો છે. મદુઓ પાસેથી કાશીપુરીનું રાજ્ય તેણે ફરી છતી લીધું અને કાશીમાં જ રાજધાની કરી. પરંતુ આ રાજાનો યશ વૈદિક ઋષિઓએ ગાયો નથી. તેથી તેણે સુદાસ અને ત્રસદસ્યુ જેટલી ધાર્મિક ઉન્નતિ નહિ પ્રાપ્ત કરી હોય, એમ અનુમાન થાય છે.

એ પ્રમાણે પંજાબની ભૂમિએ છેક વૈદિક કાળથી અદ્યાવધિ પર્યન્ત અનેક રંગો જોયા છે. અનેક રાજાઓ તે ભૂમિનું સ્વામિત્વ પ્રાપ્ત કરવાને આ દુનિયા લઈ મથ્યા છે, અનેક જાતિઓએ સમયે સમયે આક્રમણો કર્યા છે. અનેક વીરોએ દેશને માટે, ધર્મને માટે, અરે! પોતાના

* પંચવિંશ બ્રાહ્મણ ૨૫-૧૬, કાઠક સંહિતા ૨૨-૩ તથા તૈત્તિરીય સંહિતા ૫-૬-૫-૩



અસ્તિત્વ માટે પ્રાણાહુતિઓ આપી છે, ગગનમંડળને બાથ ભીડવાની ઇચ્છા રાખનારા અનેક ઘાતકી રાજાઓએ નિર્દોષ અને નિઃશસ્ત્ર સ્ત્રીપુરુષોનાં ગળાં રેંસી નાંખ્યાં છે, છતાં પંજાબની ભૂમિ હજારો વર્ષોથી તેવી ને તેવી સ્થિતિમાં રહી છે. ત્યાંની વીર પ્રજાએ જ્યાં સુધી દૈવી શક્તિનો જ આશ્રય રાખ્યો હતો, ત્યાં સુધી આસુરી શક્તિથી સ્વલ્પ સમય સુધી સંપીડિત થયા છતાં પરિણામે અસુરોનો નાશ કરવાને તે પ્રજા સમર્થ થતી હતી. આજે પંજાબની પ્રજામાં ભરદ્વાજ વસિષ્ઠ કે વિશ્વામિત્ર જેવા પોતાની આત્મશક્તિ (Sole Forco) થી અખિલ બ્રહ્માંડ ને ઉથલાવી નાંખે તેવા ઋષિવરો નથી, આજે દિવોદાસ કે સુદાસ જેવા આખી પૃથ્વીને અંકુશમાં રાખી શકે તેવા રાજાઓ નથી, છતાં પંજાબની વીર પ્રજાએ વીરતાનો કે દૈવી શક્તિનો સર્વથા ત્યાગ કર્યો નથી. ઇ. સ. ૧૯૧૯ના એપ્રિલ માસમાં સત્યને માટે પડેલી હડતાળને પ્રસંગે પંજાબના સરદાર રાયજાદા સાહેબે મહાત્મા ગાંધીજીની આત્મશક્તિના પ્રભાવનું વર્ણન કરતાં, તેના પ્રત્યુત્તરમાં જલીયાનવાલા બાગની કતલને અનુમોદન આપનાર પંજાબની હાકેમ ઓડવાયરે કહ્યું હતું. કે મહાત્મા ગાંધીની આત્મશક્તિથી પણ એક વધારે બળવાન શસ્ત્રની શક્તિ છે. અલબત, જેમ પંજાબના પૂર્વકાળના ઇતિહાસમાં બન્યું છે, તેમ તે વધારે બળવાન આસુરી શક્તિએ, જે-પંજાબની પ્રજાએ યુરોપના મહાન વિગ્રહના આરંભમાં યેપ્રેસના યુદ્ધમાં પોતાના અનેક પ્રાણોનું બલિદાન આપી આખા યુરપને જર્મનીની વિકરાલ દંષ્ટ્રામાં ફસડાઈ જતાં બચાવ્યું હતું, તે પ્રજાનાં નિર્દોષ બાળકોનો સંહાર કરી નાખ્યો છે, છતાં પ્રાચીન ઇતિહાસ છાતી ઠોકીને કહે છે કે–અંતે સત્યનો જય થશે, આસુરી શક્તિ અને તેના ઉપાસકોની ચિર કાળ સુધી સ્થિતિ ટકી શકશે નહિ. આત્મશક્તિની ઉત્પાદક, આત્મશક્તિને જ સર્વસ્વ માનનાર અને આત્મશક્તિને માટે અસહ્ય સંકટો સહન કરનાર, દેવો અને ઋષિઓની જન્મભૂમિ, પંજાબ જ્યાં સુધી આત્મશક્તિને વળગી રહેશે, ત્યાં સુધી જડશક્તિથી થોડો સમય દબાઈ જવા છતાં, પરિણામે જડ-શક્તિ તેનો પરાભવ કરી શકશે નહિ.

માનશંકર પીતાંબરદાસ મહેતા.

# સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખના ભાષણ વિષે કેટલાક વિચારો.

રા. બા. કાંટાવાળાનાં ભાષણથી ગુજરાતી વાંચક વર્ગ માટે નવા પ્રદેશો નજરે પડતા નથી. એથી સૃષ્ટિનાં નવપ્રયાણમાં ગુજરાતી સાહિત્ય આગળ વધતું નથી. બીજા સાહિત્યોમાં નજરે પડતી નવોત્સાહની છોળો આ ભાષણમાં ઝીલાઈ નથી એ ખરૂં છે. પરંતુ જે જે વિષય રા. બા. કાંટાવાળાએ ઉકેલ્યા છે તેમાં વિદ્વત્તા ઠામ ઠામ નજરે પડે છે, એટલુંજ નહિ, પણ અનુભવનો સંભાર તથા વયની શાંતિ પણ તેમાં તરી આવે છે. અંગ્રેજી સાહિત્યના વાંચકને કોઈક વખત ઓક્સફર્ડના (જુના) પ્રોફેસર શેર્પનાં ભાષણો સ્મરે છે. રા. બા. કાંટાવાળાનાં ભાષણમાં ધ્યાન ખેંચતી મુખ્ય વસ્તુ એ છે કે નવા અને જુના બેઉ પક્ષો ને રાજી રાખવાનો એમનો પ્રયાસ છે. સાચા સાહિત્યકાર તરીકે આ રીત યોગ્ય છે કે કેમ તે વિષય અહીં અસ્થાને છે. ભાષણમાં મુખ્યત્વે કરીને ઉતારા છે. હાલની સદીના વાંચકો ને તે અપ્રિય થશે. પરંતુ સાહિત્યના સભ્યાસીને તે ઉપયોગી થશે, એમ આશા રાખવામાં આવે છે. ઘણા માસ પહેલાં આ ભાષણ ગુજરાતી પ્રજા સમક્ષ રજુ થયું છે તેથી વાંચકને એ વિષયો પરિચિત હશે ધારી ઉતારા સિવાયના ભાષણ કર્તાના એક બે વિચારો અવલોકીશું.

**ભાષા:—**

આ વિષય ઉપર ચર્ચા કરતાં ભાષણકર્તા કહે છે કે "ભાષાની ઉત્પત્તિ મનુષ્યની ઉત્પત્તિ સાથે જ થયેલી હોવી જોઇએ." આગળ એક સ્થળે તેઓ કહે છે કે "ભાષાને ઉપજાવનાર સમાજ છે." આ બેઉ વિચારોને સાંકળના સાંકળીક સંબંધ એ બેસે છે કે "મનુષ્યની ઉત્પત્તી સાથે જ સમાજની ઉત્પત્તી થઇ અને તેની સાથે જ ભાષા ઉપજી" પરંતુ આ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે. અને એ વિષે કેન્ટ, સ્પેન્સર, હોબ્સ અને હક્સલી જેવા તત્ત્વજ્ઞાનીઓ પણ એક મત નથી.

**ફારસી અને અરબી:—**

આ પ્રસંગે ભાષણ કર્તા કહે છે કે "પુર્વે જમતી વખતે કોઈ 'ખસ' બોલે તો 'શું તું મુસલમાન છે'? કહી તેને વડીલો ધમકાવતા પણ હાલમાં જમતાં ને વાતચીત કરતાં ફારસી અરબી તો શું પણ અંગ્રેજી શબ્દો ઘણીક વાર વપરાય છે, છતાં બોલનારને કોઇ અટકાવતું નથી." 'ફારસી, અરબી તો શું પણ અંગ્રેજી' આ શબ્દોથી એ ભાવ ઉઠે છે કે ભાષણ કર્તાને અંગ્રેજી શબ્દો જેટલા અપ્રિય અને અરુચિકર છે તેટલા ફારસી કે અરબી નથી. અંગ્રેજી કરતાં ફારસી અરબી શબ્દો ઉપર ભાષણ કર્તાને વધુ પક્ષપાત હોય એમ જણાય છે. આનાં કારણ જણાવ્યાં નથી. સાચા સાહિત્યસેવકને આવો પક્ષપાત શોભતો નથી. અને વિશેષમાં અહને લાગે છે કે આવા સંજોગોમાં આવાં વાક્યો રજુ થવાથી પ્રજામાં ખોટા વિચારો ઉપસ્થિત થાય છે, જે બીના ખરેખર શોચનીય છે.

પરભાષાના શબ્દોના વપરાશના વિષયમાં ભાષણ કર્તાનું દેશાભિમાન ઝળકી ઉઠે છે; પરંતુ પરભાષા જોડે ઘટતી ને યોગ્ય લેવડદેવડથી આપણી ભાષાનો વિકાસ વધે છે, એ વિગત રા. ખા. કાટાવાળા જેવા સાહિત્યના અભ્યાસીને વિસારે પડે છે એ આશ્ચર્ય પમાડે છે.

"There are two ways of enriching the vocabulary of a language: one by incorporating new material from another tongue; the other by adapting & combining elements of the native vocabulary on the model of the foreign name."

(Historical study of the Mother Tongue by
–Prof. H. C. Wylde.)

નવસેં વર્ષથી વધારે જુની આપણી ભાષામાં કેટલાક સાદા વિચારો દર્શાવવાને પણ શબ્દો નથી. આપણી ભાષાની એટલી દરિદ્રતા છે તેનું કારણ આપણું મિથ્યા સ્વાભિમાન જ હોવું જોઇએ. અંગ્રેજી ભાષામાં એવું નહોતું, અને તેથી જ ભાષણ કર્તા જણાવે છે તેમ જોન્સનના વખતમાં જે ભાષાનો શબ્દભંડોળ આશરે પચ્ચીસ હજાર શબ્દોનો હતો, તેની જ આજ એટલા માત્ર દોઢસો વર્ષમાં આશરે પાંચ લાખ પર ગણત્રી થાય છે. મ્હને તો લાગે છે કે ગુજરાતી ભાષામાં ઓછી નહિ, પણ વધુ લેવડદેવડ થવી જરૂરી છે. જો કે તે યોગ્ય અને ઘટતી હોવી જોઇએ. સ્વભાષા વિસારે મૂકી પરભાષા સેવવી એવો લેખકનો મત નથી.

**પોર્ચુગીઝ શબ્દોઃ—**

આ વિષય ચર્ચતાં ભાષણ કર્તા કહે છે કે 'ઇસ્ટાંપ' શબ્દ મૂળ પોર્ચુગીઝ 'ઇસ્ટાપ' પરથી પ્રચલીત થયો, નહી કે અંગ્રેજી 'સ્ટેંપ' પરથી. આ સિવાય ભાષણ કર્તાએ બીજા સાત શબ્દો રજુ કર્યાં છે. અહિં પ્રશ્ન થાય છે કે 'ઇસ્પેતાલ,' 'ઇસ્કોલ,' 'ઇસ્ટટ,' વિ. શબ્દો પણ પોર્ચુગીઝ ભાષા પરથી જ ચાલુ થયા?

તે ઉપરાંત અંગ્રેજી ભાષાનો આપણી ભાષામાં પગસંચાર થયો તે પ્હેલાં આપણી ભાષામાં 'ઇસ્ટાંપ' 'ઇસ્કોલ' 'બીસ્કુટ,' વિ. શબ્દો હયાત હોય તો જ આપણાથી કહી શકાય કે તે શબ્દો પોર્ચુગીઝ ભાષાને લીધે ગુજરાતીમાં પ્રવેશ પામ્યા.

'ઇસ્કુલ' વિ. દષ્ટાંતોને લીધે સામાન્ય માન્યતા એવી છે કે અંગ્રેજી ભાષાનાં કર્ણકટુ-લાગતા શબ્દોને આપણી રહેવાણી અને સુખનરસી પ્રજાએ પોતાને ઓછો શ્રમ પડે તેમ બદલી નાંખ્યા હોવા જોઇએ. દાખલા તરીકે 'ટુવાલ' શબ્દ જેટલી સ્હેલાઇથી મ્હોંમાંથી સરી પડે છે તેટલી સ્હેલથી 'Towel' શબ્દ મ્હોંમાંથી નીકળી શકતો નથી, બીજા દષ્ટાંતો 'પાટલુન,'–'Pantaloon' વિ. વિષે પણ એમજ કહી શકાય. આ સામાન્ય માન્યતાને જર્મનીના સુપ્રસિદ્ધ શબ્દશાસ્ત્રિ સ્લીચર તથા એમના અનુયાયીઓ જેવા કે સંસ્કૃત પંડિત વ્હિટની ઇત્યાદિથી અનુમોદન મળે છે. તેઓ કહે છે કે "Men are ever Striving after increased ease of utterance."

આ સામાન્ય માન્યતા અસત્ય છે એમ ઠરાવવા આવશ્યક સબળ પુરાવા ભાષણ કર્તાએ રજુ કર્યાં નથી.

**સંકર સમાસો ને ભ્રષ્ટ શબ્દો:—**

ભાષણકર્તા કહે છે કે "એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે, તે એ કે આપણા લોકો ખપ પડે ત્યારે અન્ય ભાષાના શબ્દોનાં શુદ્ધ નામ પડાવવા સારૂ સાક્ષરો પાસે જતા નથી."

નવા વાસણો ઉપર શુદ્ધ નામ પડાવવા લોકો કંસારાને ત્યાં જાય છે. બાળકોનાં નામાભિધાન માટે લોકો જોશીઓ કને જાય છે.—"આપણા લોકો ખપ પડે ત્યારે અન્ય ભાષાના શબ્દોનાં શુદ્ધ નામ પડાવવા સાક્ષરો પાસે જતા નથી"—એ સત્ય છે. પરંતુ પ્રશ્ન એ થાય છે કે બીજા દેશોના લોકો એમ કરે છે? ભાષા અજાણે ઘડાય છે ("The life of language–its making is unconscious"—Prof. Bradley) સાક્ષરો પાસે લોકોએ શુદ્ધ નામો કેમ પડાવવા તે વિષે સૂચનો કર્યાં હોત તો ઠીક પડત!

ઈટલીના પ્રખ્યાત દેશભક્ત અને કવિ મેઝિનિના સાહિત્યવિચારો ટાંકતાં ભાષણકર્તા દરેક વાંચકને ઉપયોગી થાય એવું સાહિત્ય સ્વીકારે છે. એ અભિપ્રાય એક દૃષ્ટિએ જોતાં સત્ય છે; પરંતુ હાલ માટે એટલું જ કહી શકાય કે પ્રજાજન ભોળો ન થઈ જાય, ને એનામાં નવજીવન અને ચેતન આવે એવા સાહિત્યની વધુ જરૂર છે. સાહિત્ય ઉપયોગી છે કે નહિ, એવી દૃષ્ટિએ સાહિત્ય ન્યાળી શકાય જ નહિ. સાહિત્ય કૈક કારખાનામાં બનતી વસ્તુ નથી કે પ્રજાની વ્યાપારી જરૂરીઆતો પૂરી પાડશે કે નહિ?—એ પ્રશ્ન પુછી શકાય. સાહિત્યકારને કવિનાં સ્થાન એટલાં ઉન્નતિ ને ગૌરવભર્યાં હોવાં જોઇએ કે પ્રજા ત્હેમની પ્રસાદી ઝીલવા પ્રયતે. એક પ્રસંગે કોઈ ગ્રામ્યવાસીઓએ મહર્ષિ ટાગોરને વિનંતી કરી કે હમારા ગામમાં કૂવો નથી; હમને નાણાં આપો. રવીન્દ્ર બાબુએ ઉત્તર આપ્યો કે ત્હમે સૌ મળી કૂવો ખોદો, તે પછી ચબુતરો હું કરાવીશ. લેખક અને વાંચક વચ્ચે આવો જ કોઇક સંબંધ હોવો જોઇએ. આ જ ન્યાયે સાદાઇના સબળ હિમાયતી અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થે પણ કહ્યું હતું કે "Let me find an audience fit, though few;" આ જ ન્યાયે આપણામાં જ્ઞાનના અધિકારી ને અનાધિકારીના પ્રશ્નો ઉઠતા. અંગ્રેજ કવિ રોબર્ટ બ્રાઉનીંગે પણ એવો જ ન્યાય સ્વીકાર્યો હતો; અને તે આધારે જ મીસીસ બ્રાઉનીંગ લખે છે કે—"The poet writes what he writes, the world may accept it or not."

**મી. બીમ્સ**નો મત ટાંકતાં ભાષણકર્તા ગામડાની ભાષા સ્વીકારે છે. કવિ વર્ડ્ઝવર્થે એક પ્રસંગે માત્ર ભાષા માટે જ નહિ, પરંતુ વસ્તુ સંકલના ઇત્યાદિ વિષયો માટે પણ આ જ સિદ્ધાંત સ્વીકાર્યો હતો. એ સિદ્ધાંતના રદીઆ કોલરિજ અને બીજા ટીકાકારોએ ખંડ કર્યા છે. જે ઉકેલવા એક સૂચનરૂપ છે; અને આશા છે કે વિષય વિષે ઘણીક ઉપયોગી વસ્તુઓ મળી આવશે. ભાષણકર્તાને ગ્રામ્યજન માટે જે સદ્ભાવ ઉત્પન્ન થયો છે, તે એક રીતે તો પ્રશંસનીય છે જ. એમનું ભાષણ વાંચતાં વાંચક ઇચ્છે છે કે ભાષણકર્તાએ પોતે પણ એવા શબ્દોનો ઉપયોગ કર્યો હોત તો ઠીક; પરંતુ દુર્ભાગ્યે એમનાં ભાષણમાં યે એવું નથી! અને ફારસી ઇત્યાદિ પરભાષાના શબ્દોનો બહિષ્કાર કરવા સલાહ આપનારથી પણ "સમાપ્ત કરૂં છું" અથવા "પુરૂં કરૂં છું" એવા સાદા ને સોંઘા શબ્દોની જગ્યાએ "ખતમ કરૂં છું" ઇત્યાદિ શબ્દો વપરાઇ જાય છે!

પ્રમુખના સૂચનોમાં કેટલાક અગત્યના વિષયો જેવા કે Creative Criticism—ને સ્પર્શ

[illegible] ...યું નથી.

ઉપર જણાવેલ વિષયો ઉપરાંત રા. બા. કાટાવાળાનાં બાપુમાં કાંઈ જોવામાં આવતું નથી. આશા રાખવામાં આવે છે કે પ્રાથમિક વિકાસ માટે ઠીક પડે એવાં એમનાં સૂચનો ગુજરાતી પ્રજા સત્વર હાથ ધરશે.

**ઉમેદરામ મંછારામ વ્યાસ.**

---

નોંધઃ—

સાહિત્ય પરિષદના પ્રસંગને ઘણોક સમય થઈ ગયો છે; છતાં પણ લેખકે ઉપયોગી સૂચનો કર્યાં છે તેથી આ લેખને હમો સ્થાન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે અન્યોન્ય પ્રશંસાની પુરાણી રુઢીઓ છોડી દઈ આપણા વિદ્વાનો બીજાં સાહિત્યનાં અસ્તિત્વ ભોગવતાં અવલોકનના અંગો બીજાં અંગોપાંગો ગુજરાતીમાં કેળવવા તરફ લક્ષ આપશે; અને ત્યારે જ ટીકાકારનું ગૌરવ અને તે પદ્ધતિની મહત્તા અને જોખમ જે અમ્હારા કેટલાક મિત્રોને હાલ અજાણ્યું છે તે તેમને જાણ થશે, અને ત્યારે જ ગુજરાતી સાહિત્યને કલંકરૂપ કેટલુંક "ટીકા-સાહિત્ય" ગમે તેમ લખાય છે અને પ્રગટ થાય છે તે બંધ થશે. **અધિ.**

---

# શ્રીયુત શાન્તિપ્રસાદ મહેતા બી. એ.

## ( એક શાન્ત વ્યક્તિનું શાન્ત ચરિત્ર )

લખનારઃ **'વિનોદકાન્ત.'**

( ગતાંક પૃષ્ઠ ૨૦૫થી અનુસંધાન. )

મ્હારા મિત્રનું નામ અને તેમના જીવનપ્રસંગો આ પ્રમાણે દૂધમાં સાકર મળે તેવાં હતાં. આ ઘટના ફક્ત એક અકસ્માત્ હશે એમ કેટલાક વખત સુધી તો રહ્યું માન્યું, પણ એ માન્યતા ઝાઝા દહાડા ટકી નહિ. મ્હારૂં મન મ્હને કહેવા લાગ્યું કે એ બાબતમાં કોઈ ગૂઢ અને અકળ ભેદ રહેલો છે.

એક દિવસ હું એ જ વિચાર કરી રહેલો હતો ત્યાં શાંતિપ્રસાદ આવ્યા તેમને જોતાં જ હું બોલી ઉઠ્યોઃ "હેં શાન્તિપ્રસાદ! આનું કારણ શું?"

મ્હારી તરફ શાન્ત દૃષ્ટિ માંડતાં તેમણે સ્હાગો સવાલ કર્યોઃ "શાનું ?"

"આ તમારાં નામ ને કામ હરરોજ મળતાં જ આવે છે તેનું. હું તો રોજ દુનિયામાં જોઉં છું કે નામથી ગુણ ઉલટા હોય; પણ તમારામાં તો સુલટા છે. આ મ્હારો જ દાખલો લ્યોઃ મ્હારૂં નામ વિનોદકાન્ત છે પણ હું તો કેમ જાણે સારા ગામની ફીકર મ્હને જ પડી હોય તેમ ધુંધવાયલે મ્હોંએ ફરૂં છું. મ્હારા ફોઈએ તો ખરેખર ભૂલ કરી લાગે છે—'વિષાદકાન્ત' નામ પાડતાં મ્હારૂં 'વિનોદકાન્ત' નામ પાડી દીધું એમ મ્હને ઘણીવાર લાગે છે."

"એવી ભૂલ થઈ હોય એ બનવા જોગ છે." તેમણે કહ્યું; "ખાસ કરીને એટલા માટે કે નામ [illegible] આરાધના [illegible] હોય." "શું નહિ હોય?"

આરાધના, માતાજીની આરાધના."

"માતાજીની આરાધના? એ શું? નામ પાડવા સાથે એને શો સંબન્ધ?"

"'શો સંબન્ધ' કેમ?" લાક્ષણિક શાન્તિ સહેજ ખોતાં તેમણે કહ્યું; પણ તરત જ સ્વસ્થ થયા: "એ સંબન્ધ તો ગહન છે, દૈવી છે;" અને પછી જરા અટકીને ઉમેર્યું: "ને તમારા જેવા સમજે કે નહિ એ પણ શક પડતી વાત છે."

મ્હારો પાતળો જડવાદ તેમનાં આધ્યાત્મિક સત્યોને નહિ સમજી શકે એ જાણીને હું શરમાયો. મનમાં ગુસ્સાયો પણ ખરો. પણ તેમની પાસે તે ક્રોધનો ઉભરો ખાલી કરાય તેમ નહોતું કારણ કે, એ તો શાન્તિથી મ્હારું સાંભળી રહે ને, મ્હને ખમણી રીસ ચ્હડે. તેથી મ્હેં પણ એ વખતે તો તેમનું ચારિત્ર્ય આદર્શ તરીકે લઇને પરમ શાન્તિ સાચવી રાખી, અને થોડી વારે તેમને સમજાવી પટાવીને (અને આ કામ બહુ સહેલું હતું) એ ઊંડો ભેદ તેમની પાસેથી કઢાવ્યો.

તે ભેદ રહસ્યમય હતો તેમ રસિક પણ હતો. વાતચિત પરથી મ્હને જણાયું કે શાન્તિપ્રસાદનાં એક કોઇ ધનકોર બા કરીને હતાં. તેમને બચપણથી જ માતાજી પર બહુ આસ્થા. મ્હારા મિત્ર કહેતા કે તે આસ્થાની વાત પરથી રિપ વાન વિંકલની વાર્તા કાંઇક યાદ આવે તેવું છે: તે મહાપુરૂષ વરસોનાં વરસો સુધી ડુંગરા પર સુઇ રહ્યો હતો. તે પ્રમાણે બીજા ત્રીજા દેવો પણ કળજુગનાં ૫૩૫૦૦૦ વરસ દરમિયાન કોઇ આઘેઆઘેના ડુંગરાઓ પર પઢોડી ગયા છે. ફક્ત શક્તિ દેવી જ જાગતાં જ્યોત રહ્યાં છે. આ કારણથી, ઉંઘતા દેવોને પૂજવાને બદલે ધનકોર ફોઇ નિત્યચેતનવન્તા માતાજીને જ પૂજતાં. અને તે ભક્તિ પણ ઓછી કે અધુરી નહિ. અનન્ય હતી. ત્હેનાં થોડાંક દૃષ્ટાંત સાંભળવા જેવાં છે:

સવારમાં માતાજીનું નામ લેતાં લેતાં જ ઊઠવું જોઇએ, નહિ તો આખો દહાડો ઉચાટમાં જાય. ન્હાયા વિના ચ્હા પીવાય નહિ. અને તે ચ્હા પણ માતાજીને નૈવેદ્ય તરીકે ધર્યા પ્હેલાં મ્હોંએ અડકાય નહિ; (મ્હેં વિચાર્યું કે માતાજી પણ પશ્ચિમદેશી રિવાજોનાં હિમાયતી લાગે છે. નહિ તો તેમને વળી ચ્હા શી ને કાફી શી? વિશેષમાં પૂજા કરતાં બરાબર સવ્વા ત્રણ કલાક થવા જોઇએ (આમ કરવાથી રસોઇનું મોડું થાય અને ધનકોરના પતિપુત્રોને નિશાળ-ઓફિસનું મોડું થઇ જાય તો ચિન્તા નહિ; માતાજીના કામમાં ચૂક ન પડવી જોઇએ એ પ્હેલું. ભણવા કમાવાનું તો છે જ ને? એથી કાંઇ આત્માનો ઉદ્ધાર થશે?) ત્યાર પછી, માતાજી પાસે રોજ ઘીના દીવા થાય તેમાં એક દિવસનું સવ્વા બશેર ઘી તો જોઇએ જ, અને તે પણ ઉત્તમ જાતનું; (આ વાંચીને કોઇ ઉદ્ધત જુવાનીઆએ ટીકા ન કરવી કે "અરરર! આટલું બધું ઘી ફોકટનું શીદ બાળી દો છો? દેશમાં કરોડો માણસો ભૂખે મરી જાય છે તેને એ પૈસામાંથી ખવાડતાં હો તો કેટલા આશીર્વાદ લાગે?" નહિ. બીલકુલ નહિ. ભોગ એના મરે તો.-કાળ આવ્યો ને મરી ગયાં; એમાં આપણે શું કરીએ? જેટલાં વધુ મરશે તેટલું સોંઘવારી વધુ તર થશે માળું ખબર. એને મરવા દેવાથી પણ આ રીતે તેમની સેવા જ થાય છે ને, એમાં ખોટું શું?)

ધનકોર ફોઇની આવી નિર્મળ અને મહા ગંભીર ઉપાસનાને પરિણામે માતાજીએ તેમની પર પ્રસન્ન થઇને, કોઇની પણ પાસે નહિ હોય તેવી એક અતિ ઉપયોગી શક્તિ તેમને વરદાનમાં આપી હતી. તે શક્તિ તે ગુણાનુસાર નામ પાડવાની-બાળકનો જન્મ થયા પ્હેલાંથી જ.

શાન્તિપ્રસાદનાં માતુશ્રી પ્રેમકુંવર સગર્ભાં હોય ત્યારે ત્યારે ધનકોર ફોઇને એક રાતના સ્વપ્નું આવતું અને માતાજીનો કોમળતા ભર્યો મધુર કંઠ સુણતાં: "ધનકોર! ભત્રીજો આવશે ત્હારે. હિમ્મતલાલ નામ પાડજે તેનું—નામ પ્રમાણે ગુણ થશે." શ્રીયુતના મ્હોટાભાઇનો જન્મ થવાનો હતો ત્યારની આ વાત. તે જન્મ થયા પહેલાં જ ધનકોર ફોઇએ પોતાનાં ભોજાઇને કહ્યું હતું. "પ્રેમકોર! ત્હારે દીકરો આવવાનો આ વખત. હિમ્મત નામ રાખજે. ને માતાજીની વાણી કદી યે અફળ ગઇ નથી—જાય નહિ. નામ પરમાણે દીકરાનાં કામ થવાનાં. અને સપૂત હિમ્મતલાલે પોતાનું નામ સાર્થક કર્યું હતું. મ્હોટા થયા પછી એ વાઇસરોયની કાઉન્સિલમાં દાખલ થયા ત્યારે અડગ હિમ્મતથી, અત્યંત હઠીલા ગણાતા અધિકારીઓને પણ રોકડે રોકડું પરખાવી દેતા. વળી એમ પણ કહેવાતું કે તેઓ બોલવા ઊભા થતા ત્યારે સરકારી પક્ષના સભાસદોના હૃદયધબકાર એક સેકંડના એકત્રીસની ઝડપે ચાલતા. એક વખત તો હિમ્મતલાલના નિડર અને પ્રભાવશાળી વક્તૃત્વના અસહ્ય પ્રહારોને લીધે એક ભડકણ બ્યુરોક્રેટ ત્યાં ને ત્યાં જ બેશુદ્ધ થઇ ગયો હતો. પ્રજાની આવી અપ્રતિમ સેવા બજાવવા માટે લોક પક્ષના સભ્યોએ કાંસાના કાસ્કેટમાં તેમને માનપત્ર આપેલું. એ અપૂર્વ ઘટના હિન્દના ઇતિહાસમાં સોનેરી અક્ષરે અમર થશે.

આઠ હિમ્મતલાલના જન્મ પછી થોડે વર્ષે જ્યારે ફરીને એમ લાગવા માંડ્યું કે એ કુટુંબમાં વધારો થવાનો પાકો સંભવ છે, તેવામાં ધનકોર ફોઇને વળી પાછું સ્વપ્ન લાધ્યું હતું; તે જ પરિચિત ને પ્રતાપી સ્વર ફરીને સંભળાયો હતો: 'ધનકોર! ભત્રીજી આવશે ત્હારે આ વખતે. સુલોચના નામ પાડજે તેનું—નામે પ્રમાણે ગુણ થશે." કુમારી સુલોચના પધાર્યાં, અને આઠ દસ વર્ષનાં ન થયાં ત્યાં તો તેમનાં લોચને ઝાંખ વળવા માંડી અને પચીસ રૂપીઆ ખરચીને ચશ્માં લેવાં પડ્યાં. ત્યાર પછી થોડે દહાડે ધનકોર બાની ચવિત્રી ભાણેજી સુરેશકાન્તિ મામી પાસે પ્હોંચી અને કહ્યું:

"કેમ ધનમાશી! તમે તો કહેતાં'તાંને કે મ્હારાં પાડેલાં નામ ખોટાં પડે જ નહિ? જુઓ, સુલોચનાને તો ચશ્માંએ લેવાં પડ્યાં; તે વગર જરા યે દેખાતું નથી.—હવે ક્યાં ગયાં તમારાં માતાજી?"

"ચુપ, ચીબાવલી!" માસીએ જવાબ દીધો, "એવું કહેવાય કે માતાજીને?" પછી જરા ડરતાં ડરીને તેમણે આસપાસ સંભાળભરી નજર નાંખી; કોઇ એટલામાં ન્હોતું એ વાતની ખાતરી કરી, ને ધીરે સાદે બાળક કાન્તિને સમજણ પાડી: "જો કાન્તિ! કોઇને કહીશ માં હોં! પણ મ્હારી જ ભૂલ થઇ'તી આ વખતે. આ રડી મોંઘવારીને લીધે મ્હેં ઘી જરા હલકું મંગાવેલું, ને માતાજીને ધરવાની ક્રિશ્ચન ચહાનો ડબો યે લાવ મંગાવેલો. પીધો નહિ, સમજી કે? આપણા જ આવા આવા વાંક હોય ત્યાં માતાજી નારાજ થાય એમાં કાંઇ નવાઇ? એ તો આપણને ધડો મળે એ સારૂ તેમણે જરા આ વખત આમ કર્યું, સમજી ને?" પછી કાન્તિને બે પેંડા અને પાવલી આપીને કહ્યું, "કાન્તિ, લે આ; વાત કોઇને કહીશ માં હોં કે!"

"ના માશી, નહિ કહું," કહેતી સુરેશકાન્તિએ મિઠ્ઠી લાંચ લઇને દોડી ગઇ.

એ પછી થોડે મહિને જ્યારે જણાયું કે સુલોચનાકુમારીને એકાદ વધારે ભાઇ કે બ્હેન આવવાનું છે એટલે ધનકોર ફોઇએ માતાજીના કામમાં બહુ જ સાવચેતી અને ચોકખાઇ રાખવા માંડી કેટલાક ખાસ નિયમો પણ પડ્યા: શ્રીયુત મુનિવ્રત ધારણ કર્યું—ચોવીસે કલાક ગદ્દો પર

જાણે 'સીલ' મારી રાખતાં અને સઘળું કામ મુંગાં મ્હોરાંની ભાષા દ્વારા ચલવતાં. અપવિત્રતા તો હવે સ્હેજ પણ તેમનાથી સહેવાતી નહિ: જરા થુંકવું પડે, કે છીંક આવે, કે બગાસું આવે તો તુરત ન્હાઈ નાંખતાં. વધુમાં, 'રડી મોંઘવારી'ની લેશ માત્ર દરકાર રાખ્યા વિના, "માતાજી આપી રહેશે" એમ અડગ શ્રદ્ધાથી માનીને, સોળઆનામાં સોળઆનું ઘી અને ઉંચામાં ઉંચી ચહા પણ માતાજી માટે મંગાવ્યાં.

અસિધારા વ્રત સમી આ તપશ્ચર્યાની અસર માજી પર થયા વિના ન રહી. એક તેજોમય સ્વપ્નમાં દર્શન દઈને તેમણે ધનકોર બા સાથે સલાહ ને સંદેશ દીધો "પ્રસન્ન થઇ છું, ધનકોર! હું પ્રસન્ન થઈ છું. ત્હારે ત્રીજો આવવાનો છે. 'શાન્તિપ્રસાદ' એવું સુન્દર નામ પાડજે હેનું. નામ પ્રમાણે જરૂર ગુણ થશે.

અને કર કંકણને આરસીની શી જરૂર? જીવનમાં નામાનુસાર ગુણ હતા એ વાતની સાક્ષી આ તેમનું અદ્ભુત ચરિત્ર પૂરી રહ્યું છે, ને હજી પૂરશે. કોઈ તો ઘડીઓ ગણ ગણતી આવ્યાં હોય તેમ ફુલીને ફાળકા થવા લાગ્યાં. શાન્તિપ્રસાદ તેમના માનીતા થઈ પડયા. પણ માસી આ વેળા ખરાં પડવાથી સુરેશકાન્તિને એવડી ખોટ ગઈ: પેંડાને પાવલી ન મળ્યાં અને ધનમાસીને ન્હીવડાવવાની મ્હજા પણ ન મળી. —ચાલુ—



# કવિતા કરવાનું પરિણામ.

ઇનામી વાર્તા *

( ૬ )

મારો મિત્ર વિનોદ, કવિ હતો. એને છેક નાનપણથી જ કવિતા કરવાનો શોખ હતો; અને અત્યારે તો એની એક સારા અને પ્રસાદિક કવિ તરીકે પણ ચાર લોકમાં ગણના થતી હતી.

એક દિવસ વિનોદ મ્હારે ત્યાં આવેલો ત્યારે એની ભાભીએ કહ્યું કે વિનોદભાઇ! તમને કોઇપણ વિષય ઉપર કવિતા કરવા આપી હોય તો બનાવી શકો ખરા કે? વિનોદે જવાબ દીધો કે કવિતા કંઈ બનાવેલી નથી થતી. એ તો લાગણીનો આવેશ આવે તો એની મેળે જ થઈ જાય. ત્યારે એની ભાભીએ પૂછ્યું "લાગણીનો આવેશ ક્યારે આવે?" વિનોદે જવાબ આપ્યો કે કોઇપણ કુદરતનું સુન્દર ચિત્ર નજરે પડે, કાંઇ ગુસ્સે થવાનું, કાંઇ રડવાનું, કાંઇ હસવાનું કારણ બને, કોઇ સુન્દર સ્ત્રીની મૂર્તિ જોવામાં આવે તો કવિતા સારી લખી શકાય.

તરત જ વિનોદની ભાભીએ ઊઠી કબાટમાંથી એક પોટલી કાઢી માંહેથી એક સુન્દર નાની સરખી છબી કાઢી વિનોદના હાથમાં મૂકી અને કહ્યું "જુઓ, વિનોદભાઇ, આ છબી કેવી સુન્દર

* ઇનામી વાર્તાના દશ રૂપીઆના ઇનામને બે ભાગમાં વહેંચી નાંખવું પડ્યું છે. તેમાંનું પહેલું ઇનામ રૂ. ૬) નું સુરેન્દ્ર બાલચંદ્ર પાઠકને "કવિતા કરવાનું પરિણામ" નામની વાર્તા માટે અને બીજું રૂ. ૪) નું ઇનામ "મનુ ત્રિવેદી" ને "મ્હેં હેને એ જ કહ્યું હતું" નામની વાર્તા માટે આપવાનું ઠર્યું છે. ઇનામી વાર્તાઓ વિષે વધુ આવતા અંકમાં.

—અધિપતિ.

છે ? એ બિચારી પરણ્યા પછી બીજે જ વર્ષે વિધવા થઇ હતી. તમારા ભાઈની આંખમાં એની વાત કરતાં આંસુ આવી જાય છે. અને સૌએ ઘરમાંથી કાઢી મૂકેલી–તમને આ ચહેરો શું નિર્દોષ નથી લાગતો ? તમને આ વૃત્તાંત શું કવિતા કરવા જેવું નથી લાગતું ?"

(૨)

ઉપરોક્ત કોમલ વચનો સાંભળી વિનોદનું હૃદય પીગળી ગયું. એના હૃદયના તાર ઝણઝણી ઉઠયા, અને એકાદ સુન્દર કાવ્યની પંક્તિ એની મેળે જ સ્વતઃ નિકળી અને થોડા વખતમાં રૂઢિને ધિક્કારનાર એક સુન્દર કાવ્ય મારા મિત્રે બનાવી કાઢ્યું. તે સુન્દર પ્રતિમા, નિર્દોષ મુખમુદ્રા, ભવ્ય લલાટ ઉપર સૌન્દર્ય અને નિર્દોષતાનો પ્રતાપ, વિધિની ક્રૂરતા અને વિધિ કરતાં પણ ક્રૂર એવાં એના સગાં, જન સમાજમાં રૂઢિબંધન તોડી નાંખી સુધારો કરવાની જરૂર, બાળ વિધવાઓના પુનર્લગ્ન દાખલ કરવાના રિવાજની ભલામણ–એ સૌ, કાવ્યમાં બહુ જ સારી રીતે આલેખાયું હતું.

ત્યાર પછી થોડીવાર રહી મ્હારો મિત્ર પોતાને ત્યાં ગયો. પણ કવિતા કર્યા પછી એના મનપર કાંઈ ભારે અસર રહી ગઇ હોય એમ અમને લાગ્યું હતું એના ગયા પછી એની ભાભીને તુરત જ સાંભર્યું કે પેલી છબી એની પાસે રહી ગઇ હતી. મેં કહ્યું "કાંઇ નહિ," ફરી આવશે ત્યારે માગી લઇશ."

(૩)

થોડા દિવસે વિનોદ પાછો મારે ત્યાં આવ્યો ત્યારે કાંઇ એનામાં અજબ ફેરફાર થઇ ગયો હતો. જાણે કે કાંઇ મોટા મંદવાડમાંથી ઊઠયો હોય એમ એનું શરીર ફીક્કું પડી ગયું હતું, એની આંખો ઉંડી ઉતરી ગઇ હતી, એ તદ્દન સુકાઈ ગયો હતો. અમને એનું કાંઇ કારણ સમજાયું નહિ. અને મ્હારા તો ધ્યાનમાં પણ વાત નહોતી પણ વિનોદની ભાભીએ પેલી છબી પાછી માગી કે તુરત જ વિનોદનું વદન દીન થઇ ગયું. એણે કહ્યું. "ના, ના, ભાભી, એ છબી હું તમને પાછી આપવાનો નથી, એ તો મારૂં જીવન થઇ પડી છે. અને આજે હું એટલા જ માટે આવ્યો છું–તપાસ કરવા કે એ કોની છે. દુનિયામાં આવાં દુઃખી માણસોની વ્હારે ધાવું જ જોઇએ."

વિનોદની ભાભીથી હસ્યા વિના રહેવાયું નહિ. એણે પૂછ્યું "ત્યારે શું વિનોદભાઈ! તમે એની સાથે પુનર્લગ્ન કરશો ?"

વિનોદ ગંભીર થઇ ગયો. આવા સીધા સવાલનો શું જવાબ આપવો ? મને પણ હસવું માયું નહિ. તરત જ વિનોદે શરૂઆત કરી "એમાં હસવા જેવું કંઇજ નથી. કદાચ હું એની સાથે પુનર્લગ્ન કરૂં પણ ખરો. હજી હું ક્યાં પરણ્યો છું ?" એણે મારા તરફ ફરી કહ્યું "ધીરેન્દ્ર ! જરૂર મને કહે એ કોણ છે ? તું મને એને ત્યાં લઇ જશે ? હું એને બધી વાત કહીશ અને રૂચિ પ્રમાણે કરીશ. હું ચીબાવલી દુનિયાની જરા પણ દરકાર કરતો નથી."

હું તો દિગ્મૂઢ બની ગયો. મેં કહ્યું "કોણ ભાઇ ! તું ? હજુ તો એને ઓળખતો નથી. આટલો બધો આકળો કેમ થઇ ગયો છે ?"

મારૂં તો એણે સાંભળ્યું જ નહિ. એણે તો એણે અનુભવેલાં સ્વર્ગ અને નર્કની વાતો કરવા માંડી. પચાસેક કવિતાનું બંડલ કાઢી એણે મારા તરફ ફેંક્યું; અને વિનોદની ભાભી તો

આંકુ જોઇ મનમાં ને મનમાં કાંઈ હસ્યા જ કરતી હતી. તેણે ધીરે રહી મને આંખથી ઇશારો કર્યો અને હું ચુપ રહ્યો.

તેણે કહ્યું " કાંઇ નહિ, વિનોદભાઇ! એ તમને એ એની છબી છે. તેની પરોણા લઇ જશે. તમે તેને મળજો અને તમારૂં બધું દિયું ત્યાં ખાલી કરજો. અત્યારે તો આ રામો ચાહ લાવ્યો છે તે પી લ્યો. જરા ધીરા પડો. લાગણીનું કામ જ એવું છે. ચાલો કોઇની જીંદગી સુધરતી હોય તો ઘણું જ સારૂં. દુનિયામાં તમારા જેવા પરોપકારી માણસો બહુ જ થોડા હોય છે."

વિનોદે જવાબ દીધો, "પણ ના, ભાભી, એમાં પરોપકાર છે જ નહિ. એતો માત્ર હું મારી ફરજ બજાવવા જ તૈયાર થયો છું. વીરેન્દ્રભાઈ! કાલે જ આપણે જઇશું. હું આ જ વખતે તમારે ત્યાં આવીશ."

હું જવાબ દઉં તે પહેલાં વિનોદની ભાભીએ જવાબ દઈ દીધો કે "હા, હા, આવજો. કાલે જરૂર એ તમારી સાથે આવશે. ધર્મના કામમાં ઢીલ કેવી? તમે પણ શું! જજો કાલે એની જોડે."

ચાહ પી થોડીવારમાં વિનોદ ઘેર ગયો ત્યાં સુધી એણે બસ પોતાના પ્રેમ અને પ્રેમપાત્રની જ વાતો કર્યા કીધી. અને હમે પણ એની લાગણી દુઃખાય નહિ માટે જેમતેમ કરી હસવું દબાવી સાંભળ્યા કીધા.

(૪)

બીજે જ દીવસે વિનોદ પાછો ઘેર આવ્યો તેણે કહ્યું "ચાલો કપડાં પહેરી લો."

તુરત જ મેં કપડાં પહેરી લીધાં. એટલામાં વિનોદની ભાભી આવી. તેણે કહ્યું ' રાખો. વિનોદભાઈ તમને લઈ તો જાય છે. પણ એક સરત કરવાની છે કે તમે ત્યાં જે વાત કરો તે બધી એમના દેખતાં કરવી અને ઘેર આવ્યા પછી ત્યાં શું વાત કરી આવ્યા, ત્યાં શું શું લાગણીઓ અનુભવી, તેની એક સુન્દર સંવાદરૂપ કવિતા લખી તમારે મને આપવી."

વિનોદે સરત કબુલ કરી અને હું એને લઈ ઘરની બહાર નીકળ્યો. એ એના વિચારમાં જ મગ્ન હતો. મારી સાથે કંઇ પણ વાત એણે કરી નહિ હું પણ મુંગો મુંગોજ એની આગળ ચાલતો હતો.

આખરે હમે એક ભવ્ય મહાલય આગળ આવી પહોંચ્યા. બહાર બેઠો હતો તે અમારા આવ્યાની ખબર આપવા અંદર ગયો હમે પણ અંદર બોલ્યા વગર પેઠા તુરત જ મારો નાનો સાળો દોડતો દોડતો બહાર આવ્યો અને કહ્યું "આવો વીરેન્દ્રભાઈ! આવો, અંદર આવો; બા અંદર છે."

હું અંદર ગયો. મારાં સાસુ અંદર હતાં. તેમણે મને જોઈ કહ્યું "આવો, આવો, કંઇ ઘણે દહાડે! એ તો મુંબાઈ ગયા છે. કંઇ કામ હતું?"

મેં કહ્યું "નારે, કંઈ ખાસ કામ નહોતું. એ તો મારા મિત્ર વિનોદભાઇને જરાક મોટી બાને મળવું હતું, તેથી એને તેડીને આવ્યો છું" મેં કહ્યું તે કાંઇ વિનોદે સાંભળ્યું હોય એમ મને લાગ્યું નહિ. એતો માત્ર પોતાનો પ્રેમ અને પોતાના પ્રેમપાત્રનો જ વિચાર કરતો હતો.

મારાં સાસુએ કહ્યું " ત્યારે મારાં સાસુજીને બોલાવું ? " મેં ડોકું ધુણાવ્યું. મારાં સાસુએ અમને હીંચકા ઉપર બેસવાનું કહ્યું અને અંદર જઈને પોતાનાં સાસુને મારા આવ્યાની ખબર કહી. થોડીવારમાં તે પતિવ્રતાનાં પ્રતાપવાળી, વૃદ્ધ છતાં પણ રસળતી ખુબસુરતીના ચિહ્નવાળી, સાઠ વરસની વૃદ્ધા બહાર આવી. એણે મારી તબીયતના સમાચાર પૂછ્યા. મેં કહ્યું " ઠીક છે."

ત્યાર પછી મેં પાછા ફરી વિનોદને કહ્યું " ભાઇ તારે શું કહેવાનું હતું ? આ એઓ આવ્યાં ". વિનોદની વિચારમાળાનો મણકો પડી ગયો. એ કાંઈ સમજ્યો હોય એમ મને લાગ્યું નહિ. મેં કહ્યું " ભાઇ તારે શું કહેવાનું હતું ? જે કહેવું હોય તે કહે. "

એણે જરા પણ સમજ્યા વગર જવાબ દીધો " ના, ના, મારે કાંઇ કહેવાનું નથી. " મારા મનને કે વિનોદને પોતાની ભુલ સમજાઇ હશે. તેથી મેં કહ્યું " ચાલો ત્યારે જઇએ. " એમ કહી અમે ઘેર જવા તૈયાર થયા. સાધારણ ચાહપાણીના સત્કાર પછી હમે ઘર બહાર નીકળ્યા.

(૬)

વિનોદે કહ્યું " કેમ ભાઈ, વીરેન્દ્ર ! ચાલ ત્યારે આપણે પેલીને ત્યાં જવું છે ને ?

મેં પૂછ્યું " કોને ત્યાં ?

એણે કહ્યું " પેલી જેની છબી છે તેને ત્યાં. '

મેં જવાબ દીધો " ત્યાં તો આપણે જઇ આવ્યા. "

વિનોદ આશ્ચર્યમાં ડૂબી ગયો " હેં કોને ત્યાં ? "

મેં કહ્યું કે " એ છબી તો મોટી બાની છે. "

વિનોદે કહ્યું " તું શું કહે છે ? ત્યારે હું તો સજ્જડ મુર્ખો બન્યો. "

મેં કહ્યું " હું તો તને ક્યારનો કહેતો હતો પણ તું ક્યાં સાંભળતો હતો. "

વિનોદે કહ્યું. "એ બધી ભાભીની કરામત. એણે જ મને બનાવ્યો. કાંઇ ફીકર નહિ. એનો પણ કોઇ વખત આવશે. "

હમે ઘેર ગયા. વિનોદને એની ભાભીએ પૂછ્યું " કેમ વિનોદભાઇ ? હૃદયનો ઉભરો ખુબ ખાલી કર્યો કની ? "

વિનોદે જવાબ દીધો " ભાભી, હવે તો એ ઉભરો તમારી આગળ ખાલી કરીશ. મારા મન આગળ ખડી કરેલી એ કલ્પિત મૂર્તિ ગમે તેમ કરી મને આણી આપો. નહિ તો મારૂં શું થશે તે મને કંઇ સમજાતું નથી. "

વિનોદના બોલવામાં કાંઇક ભયંકર ગંભીરતા હતી, એનામાં કંઇ જુદો જ આવેશ આવી ગયો હતો. હમે બન્ને જણાએ મળી એનું કાંઇક સાન્ત્વન કર્યું અને તરત વેળા એને ઘેર મોકલ્યો.

(૭)

ત્યાર પછી મેં એને બહુ જ ઠપકો આપ્યો. વિનોદના લાગણીવાળા સ્વભાવની મશ્કરી કરવાનું આ ગંભીર પરિણામ આવ્યું હતું, તે એને પણ સમજાયું. ગમેતેમ કરી વાત સુધારવાની હતી; તેથી એણે જ બધી વાત માથે રાખી. થોડા દિવસ પછી એણે મને વિનોદની ખબર કાઢી આવવા કહ્યું. મેં ખબર કાઢી. વિનોદે 'વિરહીની વેદના" એ નામનું એક મહાકાવ્ય લખ્યું હતું પણ એને ક્ષય લાગુ પડ્યો હતો. એનું શરીર દિવસે દિવસે ગળાતું જતું હતું.

( ૮ )

આજે વિનોદ મારે ત્યાં આવ્યો હતો. હમે નીચે બેઠાં હતાં. એણે વિનોદને કહ્યું 'વિનોદભાઈ, જરા ઉપર નહિ જાઓ? આજે મારે તમારી પાસે એક નવી કવિતા લખાવવી છે. તે પણ મહાકાવ્ય લખવાનું છે. અને એની શરૂઆત કરવાનું મુહૂર્ત આજે જ છે. તેનું નામ 'સંયોગ સુખ' રાખવાનું છે."

વિનોદે કહ્યું "બાજી તમારી મશ્કરી મને બીલકુલ પસંદ નથી. તમને હજુ મારી દ[illegible] નથી આવતી?

લલિતા—વિનોદભાઈ, તમે મારૂં એટલું કામ નહિ કરો?

વિનોદ—કવિતા બનાવેલી તે કંઇ થતી હશે!

લલિતા—તમે ઉપર જશો તો એની મેળે જ થઇ જશે.

વિનોદ—શી રીતે?

લલિતા—ઉપર જાઓ તો ખરા.

વિનોદ આખરે ઉપર ગયો.

( ૯ )

લગભગ પોણો કલાક થયો તોપણ તે પાછો ફર્યો નહિ; ત્યારે મને થયું 'એ ગાંડો ઉપર શું કર્યા કરે છે. લાવ જોઉં' એમ કહી હું ઉઠયો. તુરત જ એણે મને રોકયો. "ઉપર ના જશો, અને જાઓ તો કોઇ જાણે નહિ એમ ધીરે ધીરે જજો નહિ તો કાવ્ય લખવામાં ખલેલ પડશે. નહિ તો ચાલો હુંએ તમારી સાથે આવું છું."

પછી હમે બન્ને બહુ જ ધીમે પગલે ઉપર ચઢયાં. ધીરે રહી બારણાની ફાટમાંથી હમે અંદર જોયું. "અરે લુચ્ચી" મારાથી અચાનક જ બોલાઈ ગયું અને ધીરેથી મેં લલિતાને એક તમાચો લગાવી દીધો. તુરતજ રંગમાં ભંગ પડયો. ગરીબ બિચારો વિનોદ એકદમ ગાભરો બની ગયો. એના હાથમાંથી કલમ પડી ગઇ. એની બગલમાંથી બાલિકા એનાથી પણ વધારે બહાવરી બની જઈ તુરત જ છટકી. હમે એને બોલાવીએ તે પહેલા તેણે બારણું ઉઘાડયું અને વિજળીની ઝડપે સીડીનાં પગથીયાં ઉતરી મારા ઘરમાંથી ચાલી ગઇ.

( ૧૦ )

હમે ઓરડામાં ગયાં એક સરસ કવિતા કાગળ ઉપર લખેલી પડી હતી. ચોથે દિવસે વિનોદનાં લગ્ન લલિતાની દોસ્તની છોકરી ચંદ્રિકા સાથે થયાં. લલિતા વિનોદને હવે વિનોદમાં 'વિરહી' કહીનેજ બોલાવતી અને વિનોદે પણ ચંદ્રિકાનું નામ 'સંયુકતા' જ રાખ્યું.

સુરેંદ્ર લાલચંદ પાઠકજી.

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## ૧. વિલિઅમ સ્ટેડ.

રાક્ષસી કદની આગબોટ "ટિટેનિક"ની નાશકારક આફત વેળા જલસમાધિસ્થ થએલા જગત્વિખ્યાત પત્રકાર મિ. ડબ્લ્યુ. ટી. સ્ટેડનું સ્મારક તેમના પ્રશંસકો અને બંધુપત્રકારોએ થોડા જ વખત પર લંડનમાં ઊભું કર્યું છે. તે પ્રસંગે, લોર્ડ મોર્લિ, લોર્ડ બ્રાઇસ, ઈત્યાદિ અગ્રણી અંગ્રેજ વિચારકોએ તેમને સ્મરણાંજલિ અર્પી છે. ખાસ કરીને, જાણીતા પત્રકાર મિ. એ. જી. ગાર્ડિનરનો "રીવ્યુ ઑફ રીવ્યુઝ"માં આવેલો લેખ સ્ટેડના વ્યક્તિત્વ અને ચારિત્ર્ય પ્રભાવનો અચ્છો ખ્યાલ આપે છે તે લેખમાંથી કેટલાંક સંક્ષિપ્ત સંદોહન અહિં કર્યાં છે સ્ટેડના અદ્ભુત અને અત્યંત આકર્ષક, નમનપ્રેરક વ્યક્તિપ્રભાવ વિશે મિ. ગાર્ડિનર લખે છે:

તમે તેનાથી પ્રસન્ન હો કે ન હો, તેની સાથે એકમત થઈ શકો કે નહિ, તો પણ તમે તેની તરફ બેપરવા રહી શકો એમ તો હતું જ નહિ. તેનામાં કાંઈક એવું અવનવું હતું, જે કોઈથી અવગણી શકાય નહિ. પરિણામની દરકાર વગર એ ઝંપલાવતો, વાગ્યુદ્ધમાં અપૂર્વ આનંદ મ્હાણતો, અને લક્ષ્ય સાધ્યા પહેલાં જંપીને બેસતો નહિ. બ્હીકણ અને અનિશ્ચત મનનાં માણસોની અસ્થિરતા ત્હેનામા રજમાર પણ નહોતી. એક મગની બે ફાડ કરીને ઉભા રહેવું એ જ ત્હેનો સિદ્ધાંત હતો. ત્હેની સથે વાત કરતા તમે પણ દૂધમાં ને દહીંમા પગ રાખી શકો એમ નહોતું: કાં તો એ પોતાનો મત તમારી પાસે માન્ય કરાવે અથવા તમારો પોતાનો મત ઘણી જ સ્પષ્ટતાથી ભારપૂર્વક દર્શાવવાની તમને ફરજ પાડે.

ત્હેણે પોતાના સમકાલીનોને આત્મભાન કરાવ્યું, તેમની વિચારરીતિને વિમળ બનાવી, તેમને આત્મનિરીક્ષણ શીખવ્યું, અને પ્રજા સમક્ષ પોતાના અભિપ્રાય એવી સબળતાથી ને નિર્ભયતાથી મૂક્યા કે પ્રજાજનોએ કાં તો તે સ્વીકારવા પડે, નહિ તો આત્માનાં ઉંડાણમાં શોધવું પડે કે અસ્વીકારનાં શાં શાં કારણો છે.

એકવાર તે ઉપદેશ કરવા માંડે કે આપણને એમ જ લાગે કે તે ઉપદેશક થવા ને જ જન્મ્યો છે. ત્હેનો વિષય ગમે તેવો પ્રાપંચિક ( Secular ) હોય તો પણ નવધર્મના કોઈક નેતાના ઉત્સાહ જેવો અનિવાર્ય ઉત્સાહ તે તેમાં રેડતો. "કયામતનો દિવસ નજીક છે, આ પાર્થિવ ક્લેશ ને મલિનતાના બીતરમાં આધ્યાત્મિક ક્લેશ નિરન્તર વસે છે"—આમ તે હંમેશ કહેતો. આ

અધ્યાત્મદૃષ્ટિને પ્રતાપે ત્હેના આવેશપોષકતા (sensationalism), ત્હેના નિર્બળ અનુકરણકારોની આવેશપોષકતાથી જૂદી પડી આવતી. ત્હેની કાર્યપદ્ધતિ અતિઉગ્ર (violent) અને કોઈક અસભ્ય (vulgar) પણ હોતી; છતાં તે સર્વના મૂળમાં રહેલી ત્હેની ઉદાત્ત અને નિષ્કામવૃત્તિ તુરત જણાઈ આવતી. અમુક ભાવના ત્હેના હૃદયમાં જન્મી કે તુરત જ ત્હેની સિદ્ધિ માટે તે ચાહોમ કરીને પડતો; તે વખતે પછી કોઈ પણ શક્તિ—શું મનુષ્યની, શું દૈવની,—ત્હેને વારી શકે તેમ નહોતું.

વાગ્યુદ્ધનો તે રસિયો હતો અને અનેકગણી મ્હોટી સંખ્યા સામે પણ ટક્કર ઝીલતાં અચકાતો નહિ સંગ્રામ જેમ જેમ ભીષણ થતો જાય તેમ તેમ ત્હેનો આત્મા પ્રફુલ્લતો શત્રુસંખ્યા જેમ વધે, તેમ જુદ્ધરમણમાં તે વધુ મસ્ત થતો...

આકાશ લગી પ્રકાશ પ્રસારતો એ નવદીપક પ્રગટ્યો કે ત્હેની સમક્ષ આગીઆઓ ઝાંખા પડ્યા. ઝંઝાવાતની માફક જગતભરને પોતાના મહાવેગમાં ઘસડનાર, રાજેન્દ્રો અને વરિષ્ઠ ધર્માધ્યક્ષો (Popes)ના 'ઇન્ટર્વ્યુ' લેનાર, મહેન્દ્ર (Jove)ની સત્તા સમી અતુલ સત્તાથી નવા સમુદ્ર-સૈન્યની માગણી કરનાર, એક ઘડીએ જગદ્વ્યાપક સુલેહશાન્તિની ઉષાનો ઉદ્ઘોષ કરનાર, તો બીજી ઘડીએ, કોઇ મહામુત્સદ્દીને જીવનભર ખૂણો સેવવાની ફરજ પાડનાર, તે ત્રીજી ઘડીએ, જે વાત વિશે મૌન ધારવાનું જનમંડળે અંદરઅંદર જાણે કાવતરૂં રચ્યું હોય તે વાતને જાહેર ચર્ચામાં ખેંચી આણીને સમાજની "શિષ્ટાચાર"ની ભાવનને હચમચાવી નાંખનાર: આવો વિરલ, મહામસ્તાન ને વિલક્ષણ એ માણસ હતો; ત્હેની પર ઉપરવટ થવાની હિમ્મત પણ કોનામાં હોય?

તે સ્વાર્થી હતો એવું કોઈથી કહેવાય તેમ નથી. તેમ જ એ મિથ્યાભિમાની હતો એવું પણ કહેવાય તેમ નથી; છતાં ત્હેનામાં અસીમ અહંભાવ હતો. પરન્તુ, આટલું ધ્યાનમાં લેવાની જરૂર છે કે તે અહંભાવ, જે માણસ ધર્મોન્માદ (fanaticism)ની મહાજ્વાલાથી જળી રહ્યો હોય, અને તે અગ્નિથી ઝડપાયલો હોય ત્યારે લોકાપવાદને તેમ પોતાની જાતને પણ છેક વિસરી જાય, તેવા માણસમાં જ હોઇ શકે તે પ્રકારનો હતો. જગત્‌માં ઝળકી ઉઠવાના લોભથી નહિ પણ કોઈ અન્તઃપ્રેરણાથી, અજાણતાં જ, કોઇ કુદરતી મહાબળની માફક, એ ઝળકી ઉઠતો.

વિચારોના આગળથી નક્કી કરેલા કોઇપણ વર્ગમાં ત્હેને મૂકી શકાય તેમ નહોતું. તે માણસ પાસેથી સુસંબદ્ધતા (consistency)ની આશા રાખવી એ પણ વ્યર્થ હતું. તે હવે શું કરશે તે કોઇથી કહી શકાય તેમ નહોતું: આજે દક્ષિણ આફ્રિકાની લડાઈ વિરુદ્ધ ગર્જે તો કાલે સેસિલ ર્‌હોડ્સનો પક્ષ ખેંચવામાં સૌથી આગળ પડે; આજે સ્વાતંત્ર્ય કાજે માથું આપ તૈયાર થાય તો કાલે ઝારની રાજ્યનીતિનો બચાવ કરે! આવું વર્તન અખંડપણે ચાલુ રાખવું એ જ બાબતમાં તે "સુસંબદ્ધ" હતો. પોતાનું પોત પ્રકાશવું, સંગ્રામનો આનંદ લૂંટવો, પોતાને માર્ગે વેગથી, નિર્બન્ધતાથી ધસવું: આ ત્હેનાં મુખ્ય લક્ષણ હતાં.

પ્રવર્તક હેતુની આવી ઉલટાસુલટી છતાં તે સર્વના ઉંડાણમાં એકધારૂં પ્રેરકતત્ત્વ શુદ્ધ અને માલિક ઉદ્દેશ હતો. તે ઉર્મિઓની શુભાશુભતાના ભીતરમાં મનુષ્યજાતિના ભલા

અત્યન્ત ઉત્સાહ હતો. માનવજાતિની સકળે કળાઓ અને પ્રકારોનો તે ચ્હાનાર હતો, અને માનવીની તાત્વિક સારપ વિશે ત્હેને અખૂટ શ્રદ્ધા હતી. વૉલ્ટ વ્હિટ્મેન જેવી સર્વગ્રાહિતા ત્હેનામાં હતી: જાત, વર્ણ કે સંપ્રદાયોની અન્ધતાથી તે મુક્ત હતો. ત્હેનું સ્વદેશાભિમાન પણ સંકુચિત નહોતું. જો તે સ્વદેશના ગુણગાન ગાતો અને બીજાઓમાં તે વૃત્તિ પોષતો, તો તે પણ એવી જ માન્યતાથી અંગ્રેજ પ્રજાએ જગતમાં મહાન્ અને પરોપકારી કાર્યો કરવાનાં છે; અને તેથી જ, જ્યારે ત્હેને એમ લાગ્યું કે સામ્રાજ્યવાદીઓની અસર ને વગસગને પરિણામે તે શુદ્ધ આશય મલિન થતો હતો, ત્યારે પ્રજાની ખફગી વહોરીને પણ સામ્રાજ્યવાદની વિરૂદ્ધ પડવામાં ત્હેણે હર્ષ માન્યો.

ખાનગી જીવનમાં તે અત્યંત સાદાઇથી રહેતો અને ગમે તે માણસ, તે માણસ છે એટલા જ કારણથી ત્હેની મુલાકાત લઈ શકતું. તે પદવી કે પૈસાને ખોટું માન આપનાર ન્હોતો. હલકી જાતની ગર્વિષ્ઠતા તેનામાં જરા યે ન્હોતી. કોઇને મદદ કરતો તે પણ "પરોપકારી પુરૂષ" તરીકે નહિ પણ બન્ધુ તરીકે બન્ધુભાવથી વર્તવાની આ ટેવ તેના દાખલાથી બીજા પત્રકારોમાં પણ પ્રસરી, અને ત્હેની અનેક ખામીઓ છતાં આટલું તો કહેવું જ જોઇશે કે ગઇ આખી સદીના ઈંગ્લંડના પત્રકારજીવનમાં તે સૌથી વિશેષ સ્મરણયોગ્ય પુરૂષ હતો; વળી, ત્હેના વિશેની આપણી સઘળી ટીકાઓ પછી પણ આટલું તો સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી કે ત્હેના જવાથી આપણા પત્રકારમંડળને સત્પ્રેરણાઓની જેટલી ખોટ ગઈ તેટલી બીજા કોઇના જવાથી જાય તેમ નહોતું.

## ૨. નિખિલભારતસાહિત્યસંઘ.

હિન્દની પ્રત્યેક ભાષાના સાહિત્યને ખીલવવા માટે અને તેમના અભ્યાસને ઉત્તેજવા માટે આ નામની એક સંસ્થા કલકત્તામાં સ્થાપવામાં આવી છે. તે વિશેની વિગતવાર માહિતી "ન્યૂ ઈંડિઆ"માં તેના તંત્રી રા. જ્ઞાનેન્દ્રકુમાર કાવ્યાર્ણવ આ પ્રમાણે આપે છે:—

ભારતમાતાનાં ૩૦ કરોડ પુત્રપુત્રીઓમાં પોતપોતાની ભાષાઓનો વિશાળ પ્રચાર કરવો, ભાષાભાષાની સ્નેહગ્રન્થિ સુદૃઢ કરવી, દેશની પ્રત્યેક ભાષાની પરિપૂર્ણતા સાધવી, અને તે રીતે જુદા જુદા પ્રાન્તના નિવાસીઓને ઐક્યના માર્ગે પ્રેરવા: એ આ મંડળનાં મુખ્ય લક્ષ્ય અને હેતુ છે. આ મહાન્ આશય પાર ઉતારવા માટે હિન્દની દરેક ભાષાનું પૃથક્ત્વ (individuality) સાચવવું જોઇશે અને સંસ્કૃતને સર્વના મૂળ તરીકે સમજીને પ્રાન્તિક ભાષાઓને એકેક સાથે જોડી શકાશે.

આદિ હેતુ આ પ્રમાણે સૂચવ્યા પછી કાર્યક્રમની રૂપરેખા આંકતાં લેખક જણાવે છે કે,

આ ઉદ્દેશો પાર પાડવા માટે પ્રસ્તુત સંઘે સતત કાર્ય આરંભ્યું છે અને સંસ્કૃત તેમજ સર્વે પ્રાન્તભાષાઓમાં કાવ્ય, નાટક, કથા, હિસ્ટરી, ઇતિહાસ, વૈદકશાસ્ત્ર ઇત્યાદિ વિષયોની

# જીવનપન્થે પ્રકાશ.

જય જગન્નાથ! તુજ રોજ લલકારિયે, ત્યાં રમી એક રહે ભાવ હૈયે;
તું અમારો, અમે નાથ! તુજ, ને જગત આપણું તેની સંભાળ લઇયે!
એ જ પરમાર્થ પ્રભુ! પ્રેરતો પ્રાણને, પ્રેમ સુપ્રકાશ ભરતો જ પાંખે!
શાન્તિ, આનન્દ; પ્રેત્સાહને વિચારિયેઃ નિરખિયે તુજ લીલા હસતી આંખે
પુણ્ય કલ્યાણમય વૃત્તિ ને વર્તને દૈવી સંપતભર્યા હો વિહરિયે!
લ્હાણુ દઇયે પ્રભુ! તુજ પ્રસાદી તણી ભાંડુ સંગે ત્રલિત લ્હાવ લઇયે!

—લલિત.

જે સાત દિવસ 'સ્વદેશ' 'સ્વદેશ' એમ નામ ઉચ્ચાર્યા કરે છે તે જ ખરો સ્વદેશ-સેવક નથીઃ પણ જે એક પિતા તરીકે, પુત્ર તરીકે, ભાઈ તરીકે, મિત્ર તરીકે, પાડોશી તરીકે, મુસાફર તરીકે, દુકાનદાર તરીકે, અમલદાર તરીકે, એમ વિધવિધરૂપે કુટુમ્બમાં, શેરીમાં, બજારમાં, કચેરીમાં, ચૉરામાં પોતાનું કર્તવ્ય યથાર્થ બજાવે છે એ જ ખરો સ્વદેશભક્ત છે.

—આનન્દશંકર.

સુન્દર કલાઓના શાસ્ત્રમાં લખેલું છે કે સુન્દરતા એટલે બારૂપણું નહિં, પણ છટા, હિન્ડોલ, તેજસ્વિતા. હયશાળામાં પાણીદાર વછેરા ને વછેરીઓ હોય છે ત્હેવા કુમાર ને કુમારીકાઓને, પાણીદાર, સુસુન્દર, ચેતનભર્યાં આત્મવાન ખીલવવાં એ સર્વ શાળાસ્થાપનનો હેતુ છે, સર્વ કેળવણીનો સિદ્ધાંત ને લક્ષ્ય છે.

—ન્હાનાલાલ.

લગ્નમાં બુદ્ધિની સમાનતા જોઈતી નથી, પણ આ જન્મ પર્યંતના સંબન્ધને નિભાવવા અને દીપાવવા આત્માર્પણ, સહનશીલતા અને અખંડ એકનિષ્ઠ સ્નેહની પ્રથમ આવશ્યકતા છે.

—ખબરદાર.

સ્નેહી સંસારવ્યવહારમાં મદદગાર ન થઈ શકે કદાચ, પણ આત્માને તો મદદગાર થઇ જ શકે; અને તેથી દુનિયાદારીના મતભેદથી આત્માના સ્નેહને વિક્ષેપ નં થવો જોઇએ.

—કલાપી.

ચારિત્ર્યના પોષણથી વ્યક્તિની, દેશની, અને લોકમાત્રની સુવ્યવસ્થા છે; એ વ્યવસ્થાના ધર્મ ઇશ્વરને પોતાની પૂજના કરતાં વધારે પ્રિય છે. અને પોતાની ભક્તિના કરતાં વધારે ઇષ્ટ છે.

—ગોવર્ધનરામ.

रसो वै ब्रह्म ।

# ચેતન



### પરમ ધન.

પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

રૂપું ધન, ધન સોનું,
હો અવધૂત ! હીરા મોતી ઝવેર,
હો અવધૂત ! હીરા મોતી ઝવેર;
સત્તા ધન, ધન જોબનઃ ચળ સહુ;
અચળ બ્રહ્મની લહેર. પરમ૦

નહી સૂરજ, નહી ચન્દ્ર,
હો અવધૂત ! નહી વીજળી ચમકાર,
હો અવધૂત ! નહી વીજળી ચમકાર;
અગમનિગમની યે પાર, અપાર એ
બ્રહ્મ તણા ભંડાર. પરમ૦

દૂર થકી પણ દૂર,
હો અવધૂત ! પ્રાણ થકી પણ પાસ,
હો અવધૂત ! પ્રાણ થકી પણ પાસ;
ઉગે તપે કે આથમતાં યે
એ ધન છે અવિનાશ પરમ૦

—ન્હાનાલાલ.

પ્રકાશક:
બટુ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા–સુરત.

તંત્રીઓ:
બટુ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમ:
સહાયક વર્ગ: રૂ. ૧૦. (અથવા વધારે).
વર્ગ બીજો: રૂ. ૪. (પોસ્ટેજ જુદું).
છુટક નકલના આઠ આના.

# સનાતન અને બ્રાહ્મણ.

## [ કવિ ટાગોરના "ફ્રુટ ગેધરિંગ" માંથી. ]

ગંગાતીરે સનાતન માળા ફેરવતો હતો.

એવે, એક ચીથરેહાલ બ્રાહ્મણ એની કને આવ્યો ને કહ્યું. "મ્હને કંઈ સહાય કરો; હું ગરીબ છું!"

"મ્હારૂં ભિક્ષાપાત્ર જ ફક્ત હવે મ્હારી કને રહ્યું છે,"–સનાતને કહ્યું, "જે હતું તે સઘળું મ્હેં આપી દીધું છે."

"પણ—" તે બ્રાહ્મણ બોલ્યો "ભગવાન શિવે મ્હને આજ સ્વપ્નમાં દર્શન દીધાં અને ત્હારી કને આવવાને પ્રેર્યો."

એકાએક સનાતનને યાદ આવ્યું કે ત્હેને નદીકિનારે પડેલા પથરાઓમાંથી એક સુન્દર પત્થર જડ્યો હતો અને કોઇને કામ આવશે એમ ધારી તેણે રેતીમાં એ સંતાડી રાખ્યો હતો.

જ્યાં દાટ્યો હતો એ સ્થલ તેણે બ્રાહ્મણને બતાવ્યું; આશ્ચર્યચકિત નયને એણે તે ત્યાંથી ખોદી કહાડ્યો.

બ્રાહ્મણ નીચે બેસી ગયો; પ્રકાશનાં છેલ્લાં કિરણ ફેંકતો સૂર્ય અસ્ત થયો અને ગોવાળિયાઓ ગાયોનાં ટોળાં હાંકીને ઘેર લઇ ગયા ત્યાં સુધી તેણે એકલા બેસીને, ઊંડા વિચાર કર્યા કર્યો.

પછી તે ઉઠ્યો અને ધીમે ધીમે સનાતન કને જઇને કહેવા લગ્યો "પ્રભુ, મ્હને એક જરા જેટલી જ લક્ષ્મી આપો, પણ એવી લક્ષ્મી આપો કે જેના આગળ આ જગતની લક્ષ્મી તુચ્છ હોય."

અને તેણે તે હીરા ગંગાનાં વ્હેતાં નીરમાં દૂર ફેંકી દીધો.

બચુભાઇ રાવત.

ગંગાકિનારે સનાતન જાપ જપતો હતો ત્યાં એક ભિક્ષુક બ્રાહ્મણ આવ્યો ને બોલ્યોઃ "મને સહાય કરો હું દરિદ્ર છું"

સનાતને કહ્યું "આ કમંડળ જ હવાં મ્હારૂં સર્વસ્વ છે, મ્હારૂં સર્વ હતુ તે મેં દઈ દીધું છે."

બ્રાહ્મણે કહ્યું "મ્હારા ભોળાનાથ શિવ મને સ્વપ્નમાં દર્શન દઇ દીધા કે તમારી પાસ મ્હારે ભિક્ષાર્થ જવું."

સનાતને સહસા સાંભર્યું કે નદીતટના કંકરમાંથી એક પથ્થર તેણે વિનામૂલ્યે ઉપાડ્યો હતો અને તેને કોઇ ન લઈ લે એથી ધુળમાં સંતાડ્યો હતો.

બ્રાહ્મણને તેણે તે સ્થાન નિર્દેશ્યું, ને બ્રાહ્મણે સાશ્ચર્ય તે પથ્થર ખોદી કાઢ્યો.

તટભુમિપર બ્રાહ્મણ બેઠો ને સંધ્યાકાળ પડી ને ગોપાળ નિજ ગાયો ચારી ઘેર ગયા ત્યાં સુધી તે ચિંતાનિમગ્ન રહ્યો.

પછી તે ઉઠ્યો; ને સનાતન સમીપ ધીરેથી બોલ્યો, પ્રાર્થિવ સર્વ દ્રવ્યોને અવગણે એવા દ્રવ્યનો એક અણુ મને આપો.

ને એ અમુલ્ય પથ્થર તેણે જળમાં નાંખી દીધો.

મંજુલાલ દવે.

# ગ્રન્થ-વિવેચના.

## " ગુજરાતનો નાથ. "

### [ "ચેતન" માટે ખાસ. ]

ગઈ તા. ૨૦ મી સપ્ટેમ્બરે અમદાવાદમાં 'ગુજરાત સાહિત્ય સભા'માં ગુજરાતના લોકમાન્ય અને સર્વોત્કૃષ્ટ નવલકથાકાર રા. કનૈયાલાલ માણેકલાલ મુન્શીની 'ગુજરાતનો નાથ' એ નવલકથાપર વિવેચન રૂપે રા. કપિલાશંકર મોતીરામ ઘોધારીએ એક લેખ વાંચ્યો હતો અને ત્યાર પછી જૂદાં જૂદા દૃષ્ટિ બિન્દુથી એનાપર ચર્ચાઓ અને અવલોકનો થયાં હતાં. જો કે એને કેટલાયે દિવસો વીતી ગયા છે છતાં પણ એ વિષય ગુજરાતી સાહિત્ય રસિકોને રૂચે એવો અને ઉપયોગી થઇ પડે એવો લાગવાથી એ સંબંધે જેટલું બની શકે એટલું સ્મરણ ઉપરથી અહીં આપવું ઉચિત ધારૂં છું. નીચેના લેખમા, આ લેખકના પોતાના વિચાર કરતાં સભામાં થયેલી ચર્ચાનુંજ વિશેષ ભાગે નિરૂપણ કરવામાં આવ્યું છે.

શરૂઆતમા ભાઇ કપિલાશંકરે ઐતિહાસિક અને વીરરસભર્યા નવલકથાના સાહિત્ય વિષે ઉલ્લેખ કરી, સમર્થ અંગ્રેજ ઐતિહાસિક નવલકથાકાર વોલ્ટર સ્કોટની કૃતિઓ સાથે રા. મુન્શીની કૃતિને સરખાવવાનો આછો પ્રયત્ન કર્યો હતો ત્યાર પછી એમણે એ આખી વાર્તાનો એક અચ્છો ટુંક સાર ખેંચી કહાડી રજુ કર્યો અને પછી વિવેચન પર ઉતર્યા હતા.

વાર્તાની ખુબી સ્હમજાવતાં તેમણે જણાવ્યું કે વાર્તાની શરૂઆત 'સરસ્વતી તીરે' થી શરૂ થાય છે અને અંતમાં પણ લેખકે સરસ્વતી તીર આલેખ્યો છે શરૂઆતમા લેખક આપણને પ્રથમ કાક સાથે પરિચય કરાવે છે અને અંતમા કાકનું પ્રસ્થાન આલેખ્યું છે. રા. મુન્શીનું આ કલાચાતુર્ય છે.

આ નવલ કથાના ઉપોદ્ઘાતમા રા. નરસિંહરાવે જે ત્રણ મુખ્ય ગુણો રા. મુન્શીની નવલ કથામાં હોવાનો ઉલ્લેખ કર્યો છે એ મત સાથે વિવેચનકારે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. ઉપોદ્ઘાતમાં રા. નરસિંહરાવ લખે છે કેઃ—

"રા. કન્હૈયાલાલ મુનશીની વાર્તાઓમા એક સામાન્ય લક્ષણ એ મ્હને જણાય છે કે વાચકને વાર્તાના વૃત્તાન્તના ઓઘમાં જોસભેર, રસની ક્ષીણતા થવા ના દઇને, વહે કે હવશે તણાવુંજ પડે છે. વૃત્તાન્તના પ્રબળ વેગમાં લેખકને વૃથા વર્ણનો, આવશ્યક પ્રસંગો, પાંડિત્યદર્શક અથવા ફિલસુફીમાં રમનારી લાંબી લાંબી અપ્રસ્તુત ચર્ચાઓ, ઇત્યાદિ ખેલ માટે નવરાશ જણાતી નથી Digressions (પ્રસંગાન્તરતાઓ) આવે છે ત્હાં પણ ઔચિત્ય, સંયમ, વિરલતા એ ગુણો ગમનીયતા સાચવે છે. આ એ લેખકનો એક અપૂર્વ ગુણ મ્હને તો લાગે છે. આ જમાનામાં વાચકવર્ગને નકામાં અસંબદ્ધ લખાણો ખમવાની શકિત નથી, ફુરસદ નથી, તે

કારણથીજ નહિ પણ કલાનાં ખરાં તત્ત્વો માગી લે છે તે કારણથી, એ ગુણ મ્હને મૂલ્યવાન લાગે છે. બીજો ગુણ આ વાર્તાકારને વિલક્ષણ ઉચ્ચ સ્થાન આપનારો પાત્રોનાં લક્ષણ બાંધવાની, લક્ષણ વિકસાવવાની કલા, અપૂર્વ કલા, અને કલાના સામર્થ્યમાં મ્હને જણાયો છે. ત્રીજું વિશેષ લક્ષણ વૃત્તાન્તોની ગુંથણીમાં ચાતુર્ય–એ જણાયું છે."

એ કથાનાં પાત્રાલેખનની બાબતમાં રા. નરસિંહરાવે ઉપોદ્ઘાતમાં રા. ગોવર્ધનરામભાઈના 'સરસ્વતીચન્દ્ર'ના પાત્રાલેખન સાથે રા. મુન્શીની પાત્રાલેખન કળાની જે તુલના કરી છે તેની સાથે પણ તેમણે સહાનુભૂતિ દર્શાવી હતી. રા. નરસિંહરાવે એ બાબતે લખ્યું કે " 'સરસ્વતીચંદ્ર' ના સમર્થ રચનારની કૃતિ જોડે આ વાર્તાઓની સરખામણી કરવા સમાન ભૂમિ નથી, કેમકે 'સરસ્વતીચંદ્ર' એ માત્ર કલાવિધાનું ફળ નથી, એક સંશ્લિષ્ટ વાર્તા નથી. પરંતુ, રા. આણંદશંકરે એક સ્થળે સ્તુતિ રૂપે કહ્યું છે તેમ એ 'સરસ્વતીચંદ્ર પુરાણ' છે. આમ છતાં પાત્રસૃષ્ટિ યદ્યપિ સજીવ છે તથાપિ રા. કન્હૈયાલાલની પાત્રસૃષ્ટિની કલાનો સમાન અંશ લક્ષમાં લેતાં એટલું મ્હને તો લાગે છે કે ગોવર્ધનભાઈની સૃષ્ટિ યદ્યપિ સજીવ છે તથાપિ રા. કન્હૈયાલાલની પાત્રસૃષ્ટિ આગળ એ સૃષ્ટિની સજીવનતા ઊતરતી લાગે છે 'સરસ્વતીચંદ્ર'નાં પાત્રો તેમજ વૃત્તાન્તો અને વર્ણનો અતિશય ભારને લીધે બોજારૂપ લાગે છે, ત્યારે પ્રસ્તુત વાર્તાઓના તેજ અંશો સુશ્લિષ્ટ, સંયમ ગુણથી ઘડાયલા, હોઈ પૂર્ણ કલાવિધાન દર્શાવે છે."

આ પછી તેમણે જણાવ્યું કે રા. મુન્શીની રસની જમાવટ કરવાની કલા એટલી ચાતુર્યભરી છે કે એ વાચકને 'પુસ્તકના પ્રવાહ સાથે ઘસડી જાય છે' જેને આપણે 'હાથમાં લઇએ તે પૂરું કર્યા સુધી મુકવાનું મનજ ન થાય' એવું પુસ્તક કહીએ છીએ તેવાજ પ્રકારનું એ પુસ્તક છે. અને તેથી વાચકને તેમાં આવતાં પાત્રો, પ્રસંગો, બાબતો, મુદ્દાઓ ઇત્યાદિ વિષે વિચાર કરવાનો સમય નથી મળતો–રા. મુન્શીનું કલાવિધાનજ એવું છે કે તે પોતે ઉત્પન્ન કરેલી સૃષ્ટિપર વિચાર કરવાનો અવસરજ વાચકને નથી આવવા દેતા; જ્યારે 'સરસ્વતીચંદ્ર'માં એથી ઉલટુંજ છે. એનો ગમે તે ભાગ ગમે ત્યાંથી અધૂરો મૂકીને વાચક, પોતે વાંચેલા ભાગપર શાન્તચિત્તે ઉંડો વિચાર કરી શકે. રા. મુન્શીનાં દરેક પાત્રો કડક છે; "હોઠ કરડવા" એ શબ્દ એમનાં લખાણમાં સ્થળે સ્થળે નજરે પડે છે. એ સિવાય એમની ભાષામાં બીજા દોષો છે. ભાષામાં કેટલાક પ્રાંતિક શબ્દો છે; દાખલા તરીકે:–'કુંપેર' 'ગાલ' ને બદલે 'ગાળ' છેવટે તેમણે એમના નીચલા ત્રણ દોષો દર્શાવીને પોતાનું વિવેચન પૂરૂં કર્યું હતું અને તે એ કે (૧) રા. મુન્શીએ "ગૂજરાતના નાથમાં" જે રાજકીય વાતાવરણ યોજ્યું છે તે આધુનિક છે. જૂના ગૂજરાતનું રાજકીય વાતાવરણ અને એ સમયના રાજનીતિના વિચાર જે તેમણે એ કથામાં રજુ કર્યા છે તે વિચાર હાલના રાજકીય વિચારોને આબાદ મળતા છે. (૨) આ વાર્તા જુના ગૂજરાતની છે અને ભાષા તદ્દન આધુનિક છે. એમાં જૂના સમયના ગીત, દુહા, ઇત્યાદિ મુકવાં જોઇએ સ્કોટે જેમ પોતાની કૃતિઓમાં મૂક્યાં છે તેમ.

રા. મુન્શીએ કાળભૈરવનો પ્રસંગ આમાં ગૂંથ્યો છે. એ વાર્તાને Romance આપે છે; જો કે "કરણઘેલામાંની" ભૂતની વાત પેઠે રા. મુન્શીએ એ પ્રસંગને ખીલવ્યો નથી. એ સિવાય, રા. કપિલાશંકરે બીજા કેટલાક મુદ્દાઓ પણ ઘણી વિદ્વત્તાભરી રીતે ચર્ચ્યા હતા, એ બધાનો અહીં ઉલ્લેખ કરી શકાયો નથી જેટલું સ્મરણપરથી બની શક્યું એ ટાંક્યું છે.

વાર્તાની રસની જમાવટ, ચાતુર્યભર્યું કલાવિધાન અને તેમાં રહેલી ઉદાત્ત ભાવનાઓને લીધે જેમ એ વાર્તા આપણને અતિપ્રિય લાગે છે. તેમજ તે તેની સરળ, સચોટ અને રસભરી ભાષાને લીધે પણ લાગે છેજ, એ આપણે ભુલી જવું ન જોઇએ. અને જો એ પોતાની કથાને એ સમયનું રૂપ આપવા સારૂ Scott ની માફક પોતાની ભાષાને જાણી જોઇને 'જુની કરે' તો વાર્તાના રસમાં ક્ષતિ થાય એમ નથી લાગતું? વળી Scott ની કથાઓ સાથે સરખામણી કરીને રા. મુનશીની કથાઓ ('પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ') ના ગુણદોષ વર્ણવ્યા છે એ એક દૃષ્ટિએ યોગ્ય ન પણ ગણાય. સ્કોટે જે ઇતિહાસ પોતાની નવલ કથાઓમા ઉતાર્યો છે તે, તેની પહેલાં એકાદ બે સૈકા જેટલા સમય પૂર્વેજ બનેલો હતો અને એને જોઇએ એટલાં ઐતિહાસિક સાધનો, મુદ્દાઓ અને હકીકતોની વિપુલતા હતી. એકાદ બે સૈકા પહેલાંજ જ્યાં ખરા બનાવ બનેલા હતા એ રણક્ષેત્રો, કિલ્લાઓ અને ઐતિહાસિક સ્થળો તેની આગળ જાણે વાતો કહેવા તૈયાર હોય એમ ઉભના જાગતા હતા. સાધનોની આટલી બધી વિપુલતા ને પરિણામે ઉત્પન્ન થયેલી ઉત્તમ કલાવિધાનવાળી સ્કોટની નવલ કથાની સાથે રા. મુનશીની ખરી હકીકતો બન્યા પછી ૯૦૦ વર્ષે ગણ્યા ગાંઠ્યા અને અધુરા મુદ્દા અને સાધનોની સહાયથી લખાયેલી નવલ કથા સરખાવીએ તો તે સરખામણી અયોગ્ય કહેવાયજ, અને તે છતા પણ રા. મુન્શીની નવલકથાઓ સાથે ઉભી રહેવા જેટલી સુયોગ્ય ગણાય એ તો રા. મુન્શી માટે અનહદ ધન્યવાદનીજ વાત છે!

રા. મુન્શીની સાથે વર્ષો થયા પરિચય ધરાવનાર રા. પ્રાણલાલ હીરપારામ દેસાઇએ આ વિષયપર અજવાળું પાડીને નવલકથાના ગુણદોષનું ઉત્તમ અવલોકન રજુ કર્યું હતું. અંગત પરિચયની વાતો કહેતા તેમણે જણાવ્યું કે અમુક વર્ષો પહેલા રા. મુન્શી જ્યારે કોલેજમાં હતા ત્યારે તેમના સ્વભાવમા એટલી તો વિચિત્રતા હતી કે તે સમયે આપણે કલ્પી પણ ન શકીએ કે તે 'ગુજરાતનો નાથ' જેવી નવલકથા ભવિષ્યમાં લખશે તે હમેશા અંગ્રેજીમાંજ લખતા, અને ઘણુંખરૂં અંગ્રેજી વાંચતા. સમર્થ નવલકથાકાર એલેક્ઝાન્ડર ડયુમા તેમનો પરમપ્રિય લેખક છે. ગુજરાતી તે કદિ લખતા નહિ તેમજ 'ગુજરાતી હું લખી શકુંજ નહિ' એવી તેની માન્યતા હતી. આવા શખ્સ. "પાટણની પ્રભુતા" અને "ગુજરાતનો નાથ" જેવી અપૂર્વ અને અપ્રતિમ ઐતિહાસિક નવલકથાઓ લખે અને તે પણ સચોટ અને રસમય ભાષામાં, એ ખરેખર સાનંદાશ્ચર્ય ઉપજાવે છે!

આ નવલકથાના દોષો ગણાવતાં તેમણે કહ્યું કે મ્હોટા દોષ, એ લેખકનું ગુજરાતના ઇતિહાસ અને ભુગોળનું અજ્ઞાન છે; અને તે અક્ષમ્ય છે જો તેમણે એ લખ્યા પૂર્વે ગુજરાતના ઇતિહાસ અને ભુગોળનું ધ્યાન પૂર્વક અવલોકન કર્યું હોત, જૂના અણહિલપુર પાટણનાં ખંડેરે, મીનળ દેવીનાં બંધાવેલાં તળાવ, પ્રાચીન ગુજરાતનાં ઠેર ઠેર અસ્તવ્યસ્ત પડેલા જીર્ણાવશેષો જોયા હોત અને પછી એ કથા લખી હોત તો એ અદ્ભુત અપૂર્વતા ધારણ કરત. વાર્તાની શરૂઆતમાં જ એમણે સરસ્વતી નદીમા હોડીઓ ચાલતી હતી એવો ઉલ્લેખ કર્યો છે! જેમણે એ નદી નજરો નજર જોઇહશે તેને એ અસંભવીત લાગે છે. એ કાળે કદાચ એ પુરજોસમાં અને મ્હોટા રૂપમાં રહેલી હશે! આવી ભુલ કદાચ એ એમ પણ માનતા હોય કે એ કાળની કથા લખાય છે. બંગાળના એક નવલકથાકારે મારવાડ અને એ પ્રદેશ વિશે માનવીનું વર્ણન કરતી વખતે આવીજ વાત એક

બંગાળી વાર્તામાં કરી છે. એણે પણ ક્ષીપ્રા નદીમાં હોડીઓ ચલાવી છે! રા. મુન્શીનું ગૂજરાતના ઇતિહાસ અને ભુગોળનું આ અજ્ઞાન અક્ષમ્ય હોવા છતાં પણ એમનું અજબ કલાવિધાન રસની જમાવટ, અને સરળ પણ જોસદાર ભાષા વાચકના મનપર એવી તો સચોટ અસર કરે છે કે એ દોષો ભુલી જવાનું આપણને મન થાય છે. પાછળથી એ સભાના પ્રમુખે આ વિષે એક દૃષ્ટાંત આપ્યું હતું એક અંગ્રેજી પુસ્તકમાં હિંદ વિષે લખાણ હતું અને એ પુસ્તકમાં અતિઉત્કૃષ્ટ ભાવ અને રસની જમાવટ કરવામાં આવી હતી; પરંતુ તેમાં મુંબાઇને પંજાબમાં આવેલું કલ્પવામાં આવ્યું હતું! આ ભયંકર ભુગોળ દોષ ખરેખર અક્ષમ્ય હતો પરંતુ એ પુસ્તકના બીજા ઉત્તમ ગુણ જોતાં એ માફ કરવાનું મન થાય એવું હતું એ અંગ્રેજી પુસ્તકના લેખકે તેની પ્રસ્તાવનામાં લખ્યું હતું કે—" For the purpose of this book – and this book only, Bomay is supposed to be situated in the Punjab." રા. મુન્શીનું ઇતિહાસ ભુગોળનું અજ્ઞાન આટલું ભયંકર તો નથીજ; અને વળી એમના પુસ્તકના બીજા ગુણ એટલા બધા છે કે એ દોષ ભુલી જવાનું વાચકને મન થાય છે.

આ નવલકથામાં કંઇક અધીરાપણું લાગે છે; એની વસ્તુસંકલનાઓ ઉતાવળે ગૂંથાઈ જઈને ઉતાવળેજ પરિણામ પામે છે. એનાં પાત્રો ઉતાવળેજ નિશ્ચયપર આવી જાય છે.

આ કથા બહુ ઉતાવળથી અને અધીરપણે લખાઇ છે, એમના ધંધામાં એ એટલા તો રચ્યાપચ્યા રહે છે કે અવકાશ એમને ભાગ્યેજ મળતોજ નથી. 'વીસમીસદી'નો અંક તૈયાર થઈ જવા આવ્યો હોય, પ્રેસને મેટરની જરૂર હોય, અને રા. હાજીમહમદ ઉઘરાણી કરે ત્યારે છેક છેલ્લી ઘડીએ મુન્શીજી બીજાના કાગળિયાં દૂર ખસેડી વાર્તાનું એકાદ પ્રકરણ લખી આપે! આ અદ્ભુતતા નથી લાગતી? અને આવી ઉતાવળમાં પણ આ વાર્તા આટલી સરસ લખાઇ, તો પછી પૂર્ણ શાન્તિથી અને દરેક પ્રકારના સંપૂર્ણ અભ્યાસ પછી લખાઇ હોત તો કેવું પરિણામ આવત એ ખ્યાલ કરવાનું વાચકનેજ સોંપવું ઉચિત છે. એમની આ ઉતાવળને લીધે વાર્તામાં ક્યાંક અધુરાપણું જણાઇ આવે છે.

બીજો એક દોષ એમની ભાષાનો કાઢવામાં આવ્યો. જો કે એમની ભાષા રસપૂર્ણ છે, સરળ છે અને સચોટ છે છતાં દોષરહિત નથીજ એમ તો ન કહેવાય! વ્યાકરણ દોષ પણ છે અને કેટલુંક સ્થળે વાક્ય રચના ક્લિષ્ટ છે. શબ્દોમાં પણ કેટલેક પ્રાંતિકપણું જણાય છે. રા. દેસાઇએ તો કહ્યું કે જ્યારથી એ 'હકારિયા' જોડણી વાપરતા શીખ્યા અને અમુક ગુરુઓનાં પરિચયમાં આવી એમની માફક સંસ્કૃતમય લખવાનો યત્ન કરતાં શીખ્યા ત્યારથી એમની ભાષા દોષવાળી અને ક્લિષ્ટ થઈ છે.

કીર્તિદેવનું Romantic પાત્ર એમની કલ્પનાશક્તિનું સુંદર ફળ છે. એના જે વિચાર લેખકે પુસ્તકમાં રજુ કર્યાં છે એ બધા આધુનિક છે. એ સઘળા રાજ્કીય વિચારો, કીર્તિદેવની અખિલભારતનું ઐક્ય કરવાની ભાવના, અને એની રગોમાં વહેતું રાષ્ટ્રીક એ સઘળી આધુનિક વાતાવરણની પ્રતિચ્છાયા છે; જુના ગૂજરાતના નવલકથા લેખનમાં એ આધુનિક વિચાર દાખલ કરવા એ પણ રા. મુન્શીની કથાનો એક દોષ ગણાયો હતો. આશ્ચર્યની વાત છે કે રા. નરસિંહરાવે જે ઉપોદ્ઘાત લખ્યો છે તેમાં એમણે આ સંબંધે કે કીર્તિદેવ સંબંધે બહુ ઉલ્લેખ કર્યોજ નથી. એનું કારણ કદાચ એમ પણ હોઇ શકે કે 'રાષ્ટ્રીયતા' એ રા. નરસિંહરાવને રુચતો વિષય નથી

એમના કાવ્યોપરથી સ્પષ્ટ જણાય છે કે 'દેશાભિમાન' વિષે એમણે કશુંય લખ્યું નથી. કેટલાંક વર્ષપર ઈ. સ. ૧૯૦૯ના બુદ્ધિપ્રકાશના અંકમાં 'ઇસુનું વર્ષ ૧૯૦૮' એ મથાળા હેઠળ ગુજરાતની ઈ. સ. ૧૯૦૮ની સાહિત્ય પ્રવૃત્તિનું અવલોકન કરતાં આ વિષયપર રા. રણજીતરામે લખ્યું હતું કેઃ—"'દેશાભિમાન' શબ્દથી ભડકનારાઓમાંના રા. નરસિંહરાવ પણ એક હોય એમ લાગે છે. એમના સમગ્ર કાવ્ય સંગ્રહમાં દેશાભિમાનનું એક પણ સારૂં કાવ્ય છે? જ્યાં સ્હેજસાજ ઉદ્ગાર કાઢ્યા છે તે કેટલા નિર્બળ છે?..."

અને એ આક્ષેપ, ખરો પણ છે. સંસાર સુધારાનાં કેટલાંક કાવ્યોમાં, 'નુપુરઝંકાર'માંની કેટલીક કવિતાઓમા તેમની દેશભક્તિ પાછી આવી દેખા દે છે એ સીવાય તેમના કાવ્યોમાંથી દેશભક્તિ વિષે તો એજ લીટી ટાંકી શકીએ—

> "ગુજરાતનો પુત રહી ઉભો આ સ્થળમા,
> કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિં જળમાં?"

એટલું તો ખરૂં કે રા. નરસિંહરાવે ગુજરાતી આલમમાં રાષ્ટ્રોદ્રેક ઉછળાવ્યું નથી. એ એમને રુચનો વિષયજ લાગતો નથી. અને આજ કારણથી એમણે 'ગુજરાતનો નાથ' ની નવલકથામાંનો સ્વદેશાભિમાનવાળો ભાગ અડકયા વગરજ કોરે મુકી દીધો લાગે છે! ગુજરાતના એક અગ્રગણ્ય કવિ તરફની આ પ્રકારની નિરાશા ગુજરાતને ખરેખર શોચનીય છે.

[રા. મુન્શીની કથામાં એલેકઝાન્ડર ડયુમાની આબાદ છાપ છે, ડયુમાનું આબેહુબ અનુકરણ છે. એમના પાત્રો પણ ડયુમાના પાત્રો જેવાં 'કડક' છે. ડયુમાના પાત્રો જેમ પાનાનાં પાનાં સુધી વાતચીત કરે છે તેમ રા. મુન્શીએ પણ લાંબા વાર્તાલાપ યોજ્યા છે. ડયુમાએ જેમ ફ્રેંચ રાજ્યક્રાન્તિ સુધીનો ઇતિહાસ નવલકથારૂપે ગૂંથ્યો હતો એમ ગુજરાતનો ઇતિહાસ પણ નવલકથારૂપે ગૂંથી ગુજરાતને સાદર ધરવાના રા. મુન્શીને અભિલાષ છે.] પ્રભુ એ અભિલાષ પૂરે!

મીનળદેવી અને મુંજાલ વચ્ચેનો જે સંબંધ એ આપણી સન્મુખ રજુ કરે છે એને કંઇ ઐતિહાસિક આધાર નથી; તેમ કાંઈ પૂરાવો નથી. રા. દેશાઇએ તો કહ્યું કે ડયુમાની નવલકથા માંની 'એન ઑફ ઑસ્ટ્રિયા' ના જેવુંજ મીનળદેવીનુ પાત્ર અને મુંજાલને મેઝેરિન જેવો ચીતરવા માટે એમને એ સંબંધ યોજવો પડયો છે! ડયુમાપર એ મુગ્ધ છે અને એની 'એન' ના જેવુંજ પાત્ર ચીતરવાના અભિલાષથી એમણે મીનળદેવીના ચારિત્ર્યનું એ કલંક એમણે આરોપ્યું છે. એ ગમે તેમ હોય પરંતુ મીનળદેવીનું એવું ચારિત્ર્ય ચીતરીને રા. મુન્સીએ પોતાની નવલકથાને દોષિત કરી છે એમ બીજા કહેતા હોય તો એ માન્ય નથી |મીનળદેવી વિષે ગુજરાતનો ઇતિહાસ આપણને અલ્પ સાધનોજ પૂરાં પાડે છે કર્ણદેવ દક્ષિણ તરફથી એક રાણી પરણી લાવ્યા; કંઈક કારણે એ અણુમાનીતી થઇ; એને એક છોકરો થઇ ગયો અને પાછળથી એ સિદ્ધરાજ કહેવાયો! આટલી બાબતો 'ગુજરાતનો નાથ' નહિ વાંચનારા જાણે છે. મીનળદેવી વિષેની બીજી બધી વાતો લેખકે યોજી-કલ્પી એ દોષ નથીજ. વળી એમણે આપણી સન્મુખ કંઇ મીનળદેવીનું અધપાત નથી મુકયું. 'ગુજરાતનો નાથ' નો એતો એક અદ્ભુત પ્રસંગ છે. એ પ્રસંગ યોજીને તો લેખકે મીનળદેવીને અપૂર્વ બનાવી છે. મુંજાલ અને મીનળના આચરણમાં એમણે સ્ત્રીપુરૂષની નીતિની શિથિલતા કોઇપણ પ્રકારે નથી દાખવી; સંયમનું બળ એમણે બતાવ્યું છે; શુદ્ધપ્રેમનું સ્વરૂપ એ આપણી સન્મુખ મુકે છે.|

[ રા. મુન્શીના જૈનમંત્રીઓનાં પાત્રાલેખન વિષે પણ કેટલીક શંકા ઉપસ્થિત થઇ હતી. જૈનમંત્રીઓ જે લડવૈયા અને રાજ્યસત્તાલોભી ચીતર્યા છે. 'પાટણની પ્રભુતામાં' જૈનજતિ આનન્દસૂરીને પણ સત્તાલોભી આલેખ્યો છે. પહેલાં પણ આની સ્હામે વિરોધ ઉત્પન્ન થયો હતો. આ બાબતમાં પણ રા. મુન્શીએ ડ્યુમાનું અનુકરણ કર્યું દીસે છે. ડ્યુમાની વાર્તાઓમાં રોમનકેથોલિક સાધુઓના સત્તાલોભ અચ્છો આલેખાયો છે. વળી ભવભૂતિના નાટકોના સત્તાલોભી બૌદ્ધસાધુ સાધ્વીઓનાં કાવત્રાં પણ આ સ્થળે ધ્યાનમાં લેવા યોગ્ય છે. મંત્રીઓ લડવૈયા હતા, સત્તાલોભી હતા અને રાજાઓને કાબુમાં રાખતા. ગુજરાતના કેટલાક રાજાઓ તો મંત્રીઓને પૂછીને પાણી પીતા એ વાત તો આપણને ઇતિહાસ પણ કહે છે./ એ વખતના મંત્રીઓ ભલેને 'અહિંસાધર્મ' પૂજક જૈનો રહ્યા, છતાં પણ એમને લડવૈયા બનવું પડતું. એ સમયજ એવો હતો કે એમને રાજનીતિની સાથે યુદ્ધકૌશલ્યની અને વીર લડવૈયાઓને છાજે એવી કેળવણી મેળવવી પડતી. આજનો લોઈડ જ્યોર્જ રાજનીતિજ્ઞ હોય પણ યુદ્ધમાં કાબેલ ન હોય તો ચાલી શકે; પરંતુ એ સમયનો મુંજાલ રાજનીતિનિપુણ સાથે કુશળ લડવૈયો ન હોય તો ન ચાલે.

રા. નરસિંહરાવે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે 'ગૂજરાતનો નાથ' કોણ? એ કોયડો એમણે ઉપોદ્ઘાતને છેડે મુકયો છે અને એ ઉકેલવા પ્રયત્ન કર્યો છે. બીજા પણ કેટલાક લોકો હજુયે ચોક્કસપણે એમજ માને છે કે 'મુંજાલ'નેજ રા. મુન્શીએ 'ગૂજરાતનો નાથ' ચીતર્યો છે. પરંતુ આ ભુલ છે.' લેખક એ પુસ્તકમાંજ એએક સ્થળે સ્પષ્ટ કહે છે કે 'ગૂજરાતનો નાથ" જયદેવ છે;) અને રા. નરસિંહરાવનો ઉપોદ્ઘાત લખાયા પછી એક પ્રસંગે એકજણ સાથે વાત કરતાં લેખકે એમજ કહેલું કે "રા. નરસિંહરાવને ભલે એ કોયડો લાગે પણ મ્હેં તો જયદેવનેજ 'ગૂજરાતનો નાથ' આલેખ્યો છે."

નવલકથામાં બીજો પણ એક દોષ આપણને લાગેછે અને તે એ કે જયદેવ નિર્માલ્ય ચીતરાયો છે. કાક, મુંજાલ, ત્રિભુવન, મીનળદેવી ઇત્યાદિના હાથમાં તે રમકડાં જેવોજ લાગે છે. ભવિષ્યનો પરાક્રમી સિદ્ધરાજ જયસિંહદેવ, એ આ જયદેવ, એમ જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે આપણા મનમાં આશ્ચર્ય સાથે ક્ષોભ ઉત્પન્ન થાય છે. આપણને એના વિષે મુદ્દલે માન પેદા નથી થતું, પરંતુ ઉલટું

એ અણહિલવાડના રંગ,
એ સિદ્ધરાજ જયસીંગ,

એ કવિ નર્મદની લીટીઓ વાંચતાં જે શૌર્ય, અને સિદ્ધરાજ વિષે માનની લાગણી ઉત્પન્ન થાય છે તેને જયદેવનું આ નિર્માલ્ય પાત્ર વાંચવાથી હીણપત લાગતું હોય એવું લાગી આવે છે.

'પાટણની પ્રભુતા'માં ત્રિભુવનપાળ આપણને જેટલો નજરે ચ્હડે છે એટલો 'ગૂજરાતના નાથ'માં લેખક એને પ્રકાશમાં નથી લાવ્યા. આ આખી કથામાં ફક્ત એકાદ બે સ્થળેજ આપણને લેખક ત્રિભુવનપાળનાં દર્શન કરાવે છે.

વળી ઐતિહાસિક દૃષ્ટિથી રાણકદેવીનું પાત્ર પણ બરાબર આલેખાયેલું નથી લાગતું. વિષયલંપટ અને નફટ જણાતા કૃષ્ણદેવને રાખેંગાર તરીકે પ્રકટ થતો જોઇ આપણને આશ્ચર્ય થાય છે.

ગમે તેમ, પણ ગુજરાત, પોતે અગાઉ કદિ નહિ જોયેલી, સાંભળેલી કે અનુભવેલી એવા પ્રકારની અપૂર્વ અને અપ્રતિમ નવલકથાઓ મેળવવાને ભાગ્યશાળી થયુ છે. આ નવલકથાઓ વિષે ઉલ્લેખ કરતાં આપણે સ્વ. રણજીતરામને અહીં વીસરી જવા ન જોઇએ આ કથાઓ ઘણે અંશે એમનાંજ પ્રોત્સાહન અને પ્રેરણાનાં પરિણામરૂપ છે એ હવે ઘણા વાચકોથી અજાણ્યું નથી. અને રા. કનૈયાલાલ પણ એમને વિસરી ગયા નથી. 'ગુજરાતનો નાથ' "મિત્ર અને ભલાઈના સદ્દગત ભાઇ રણજીતરામના પવિત્ર સ્મરણોને અર્પણ કરવામાં એમણે પોતાનું ધર્મ કાર્ય બજાવ્યું છે, રા. રણજીતરામે એક સ્થળે લખ્યું હતું કે " દેશના પુત્રોના ઝણઝણાટ પ્રેરતા વિચારોથી સાહિત્ય જવલંત હોય છે ત્યારે દેશમાં પણ ચેતન આવે છે. ગુજરાત માટે, પ્રત્યેક ગુજરાતી વસ્તુ, પ્રસંગ પુરુષ માટે જ્યાં લગી અભિમાન મમત્વ, ઉત્સાહ, માન નહિ જાગે ત્યાં લગી ગુજરાતની એકતા નથી. ગુજરાતના ભાગ્યમાં ત્યારેજ આપણને "ગૌરવાન્વિત અને પૌરુષયુક્ત શ્રદ્ધા થશે, ત્યારેજ નમ્ર ભાવનો ત્યાગ કરી, છાતી ઠોકીને આપણે કહી શકીશું કે 'અમે ગુજરાતીઓ છીએ.' ત્યારેજ ગુજરાતીઓની બુદ્ધિ પુનર્જન્મ પામશે અને ફલવતી થશે." રા. કનૈયાલાલે આ કથાઓ લખીને સ્વર્ગસ્થના એ અભિલાષ પૂર્યા છે અને હજુયે પૂરશે એમ નથી લાગતું ?

'પ્રફુલ'



## સાહિત્ય અને સાહિત્યકાર.

### કવિ દલપતરામ–એમનું સાહિત્યજીવન.

( ગતાંક પૃષ્ઠ ૨૩૬ થી અનુસંધાન )

### દ્વિઅર્થી કડીઓ.

એમના કાવ્યમાં ઘણા ચમત્કાર છે, તે સર્વેનું લખાણ કરી શકાય તેમ નથી. અન્યોક્તિઓ આગળ આવી ગઇ છે. ઝડઝમક, અનુપ્રાસ, ઉપમાઓ અને બીજા કાવ્યાલંકારો ઘણા છે જેનું અહીં વર્ણન કરવું અયોગ્ય રીતે લાંબુ પડે. અને આ સૌના દાખલા ડગલે ને પગલે એમનાં કાવ્યોમાં જોઇએ છીએ. કેટલીક કડીઓ દ્વિઅર્થી છે તે કહેવી રસિક થઇ પડશે તેથી પ્રસાદી રૂપે અહીં મૂકી છે. એક કુળદીપકને સંબોધી કહે છે કે:—

" સ્નેહ તો ઘડાડે નહિ, મેશ તો લગાડે નહિ,
પાત્ર તો તપાડે નહિ, પોતે તપી તનમાં."

કામઠીને સંબોધી કહે છે કેઃ—

"વળી શુભ શિક્ષકથી સદ્ગુણ લીધો ધારી, શાણી શર ધરણી"

આગગાડી અને ગંગાનું એક જ મનહરમાં વર્ણન કરે છેઃ—

"જેમાં જુઓ ભરેલું છે ભલું નિરમળ જળ,
તે પાસે તપાસો હોમ ધુણીની ધુમાડી છે;
એની ઉપર થૈ બહુ બંદરોનો આવે માલ,
જેને વેગે જુઓ ઝાઝી ઝડપ દેખાડી છે;
જ્યાં પ્રાપતિ[1] આવી જનો તેમાં પ્રવેશ કરે,
ત્યાંની પ્રાપતિ તો. તેણે તેઓને પમાડી છે;
ચક્રવાક[2] જ્યાં બહુ બિરાજે દલપતરામ,
શન્ય[3] વિના સદા જેનું નામ આ ગંગાડી છે."*

કારભસવિરહનો કારભસ, કવિને ક્યાં સુધી સાંભરે છે તે વિષે દ્વિઅર્થી દોહરો છેઃ—

"ફાગણ આગળ ગત અને, આવ્યો ચૈતર અંત;
શરૂ બળેવમાં સાંભરે, પોસ અંત પર્યંત."

એક મહાલક્ષ્મીનો ભક્ત અને કૃષ્ણનો ભક્ત પોતપોતાના ધર્મનો કવિ મુખે કહાવે છેઃ—

"એકજ મ્હારે ઇષ્ટ છે, નહિ બીજો વિશ્વાસ;
નિધિજા માતાને નમું, એજ પુરે મુજ આશ."

### હાસ્યરસ.

આતો આપણે એમની દ્વિઅર્થીની વાત કહી. પણ હજુ કવિશ્રીનો હાસ્યરસ તો બાકીજ છે. પણ આપણાથી તેમાં અત્યારે ઉતરી શકાય તેમ નથી. 'કારભસવિલાસ' અને 'વિજયવિનોદ' આખા હાસ્યરસનાં જ ભરેલા છે, તે આતુર હોય તે વાંચી શકે. દાખલા તરીકેઃ—

"વિનય થકી વશ થાય છે, રાજા ને વળી રાંક,
કદી ન સૂઝે કોઇને પણ પોતાનો વાંક.
એમ કહ્યું એ અવસરે, ત્યાં નર એક નઠોર;
મિયાં નિસર્યો મારગે; ખરોજ ટંટાખોર.
પરદેશી પ્રત્યે પછી, ભણે શેઠ ધરી ભાવ;
વાલંપણ ને વિનયથી, લે આને બોલાવ.
પછી તેણે ત્યાં પૂછ્યું, સ્નેહે કરી સલામ;
'સહિબ, ખુદનું નામ શું?' 'કયા હે તેરે કામ?'
(રૂચિરા છંદ)
સુત તેનો સાથે દેખીને. પૂછ્યું "પુત્ર તુમેરા હૈ?"

---

૧ પ્રાપ્તિ. ૨ (ચક્ર+વાક્) પૈડાંનો ઉચ્ચાર અથવા સારસ પક્ષી. ૩ ઉજડ વગર, અથવા અનુસ્વાર વગર વાંચીએ તો આ ગંગાડી નું આગગાડી વંચાય.

* દલપત કાવ્યઃ ભાગ ૨. પાનું ૩૫ કડી ૬.

મહુજ રીસ કરી તે બોલ્યો, 'નહિ મેરા, તો તેરા હૈ ?"
પુત્ર તમારાને પરમેશ્વર, અધિક અધિક આયુષ્ય આશે,
મિયાં કહે 'જો મરજી તુમારી, અભી ઇશ્વર માર હી ડાલે.'
સાલમપાક શિયાળે કરશો, થાશે પુષ્ટ સરસ ચેરા;
'સુકા સુકા હમ લકડી હોગા, સાલે ક્યા લેના તેરા ?'
માણસ સાથે માણસ બોલે, દોસ્તી કરે, ન રહે મુંગા;
દોસ્તી તેરી જહાનમમેં ગઈ, અબ બોલે તો મારૂંગા.' "*

## અપ્રસ્તુત પ્રસંશાલંકાર.

( કવિત )

ઊંટ કહે " આ સભામાં વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમાં પક્ષીઓને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો વાંકો વિસ્તાર છે;
વારણની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંશને તો શિર વાંકા શીંગડાનો ભાર છે;"
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ
" અન્યનું તો એક વાંકું આપના અઢાર છે. "×

કોઇ રાજાએ જુદી જુદી જાતના લોકોને પ્રશ્ન પૂછેલા કે 'તમે રાજા થાઓ તો શું કરો ?' ત્યારે તે લોકોએ જવાબ આપ્યાઃ—

નટઃ—

કુકડાં ને કુતરાં ભલાં ભલાં ભેળા કરીએ,
પાડાને ગધેડા પણ પાર વિના પાળીએ;
નાચીએ ને કુદીએ ન રાખીએ લગાર લાજ,
ગારમા ને ગમ્મતમાં દિન રાત ગાળીએ;
ઉંચી આંખો રાખી રોજ મ્હાલીએ ચૌટામાં ચાલી,
નીચાં નેણ કરી શીદ ભૂમિ ભણી ભાળીએ;
મળે રાજપાટ તો ઉચાટ ચિત્ત ના તજીને,
છરા ભૂરી છાંડી, છતે રૂપૈયા ઉછાળીએ.

ભીખારીઃ—

ગોળની કરાવું ગાડી, સાકરનો સુખપાલ,
ખાંડની તો ખુરશીમાં બેઠાં ગીત ગાઇએ;
પેંડા ને પતાસાં ખાસાં હાર કરી દેયે ઘરૂં
કચેરીમાં બેઠા બેઠા ખાંતે ધરી ખાઇએ;

* દલપતકાવ્ય ભાગ ૧ પાનું ૫૨ કડી ૧૯૧–૧૯૬ × દલપતકાવ્ય ભાગ ૨ પાનું ૮૭ કડી ૬૨

વણિક:—

દરબાર ખાતે દેશોદેશમાં દુકાનો કરી,
સંપડાવી વિશેષ નાણું તો સરાગીએ;
ચાલે નહિ તેટલાજ રાખીએ ચાકરીઆત,
લગાર લગાર તો પગાર સૌનાં કાપીએ;
કવિ, ગુણી, પંડિત કે આવે કોઇ આશા ધરી,
કોઇને કદાપિ એકે દમડી ન આપીએ;
મળે મને રાજ્ય તો હું કાજ એવું મોટું કરૂં,
થાપણ કરોડ, બે કરોડ કરી થાપીએ.

બ્રાહ્મણ:—

બ્રાહ્મણ કહે જો ભલા ભાગ્યથી હું ભૂપ થાઉં,
મ્યાનામાં બેસીને રોજ જાઉં ભિક્ષા માગવા,
મોટા મોટા વરા કરી હુંજ વખણાઉં અને,
બ્રાહ્મણ બીજાનાં અભિમાન લાગું ભાગવા;
વાડીઓમાં તુંબડાના વેલા વવરાવું અને,
દરભના પૂળા તો અનેક રાખું આગવા;
આવે શત્રુ ભોજ તેને આપું હું આશીરવાદ
બ્રાહ્મણ જાણીને તે તો લાગે પગે લાગવા*

હાસ્યરસમાં એકાદ સ્થળે જ કવિ બિભત્સ રસમાં ગબડી પડયા છે. એક દોહરામાં લખે છેઃ

"બુઢો પરણે બાયડી, અભણ્યો બેસે રાજ;
બોજ ઉપાડે બળદિયો, તે સહુ પરને કાજ."

બીજો દાખલો મોટા મુંબઈ શહેરના વર્ણનમાં આવેલો છે.

"શહર મુંબઇજ મોટાથી મોટું, જહાં
છાપરૂં એક નહિ છેક છોટું;
શેઠિયા સર્વ જ્યાં મોટે મોટા વસે.
કોટિ નાણાં તણું થાય કોટું;
દેહ મોટા ને હિંમ મોટું દલપત્ત કહે.
ખાણ પણ મોટું, નવ ખાય ખોટું;
કશણ મોટાં અને વૃષણ મોટા વળી
હોય મોટા તણું સર્વ મોટું." *

કવિએ બીજા પ્રબન્ધ અનેક રચ્યા છે જેનો અહીં ઉલ્લેખ કરી જ અટકી જશું. હિન્દી ભાષાનું જ્ઞાન કવિશ્રીને ઘણું સારૂં હતું 'પ્રવિણસાગર' પ્રથમ સમજવાાં અઘરો પડતો, તેની સ્પષ્ટ ટીકા લખી અને બાકી રહેલી બાર લહેરો પોતે રચી દીધી છે આ ઉપરાંત કવિતાની ચાવી કહેવાતી પિંગળ તથા બીજું ઘણું લખ્યું છે.

* દલપતકાવ્ય ભાગ ૨ પાનું ૧૨૮ કડી ૪૫-૪૯.
* દલપત કાવ્ય: ભાગ ૨. પાનું ૭૬. કડી ૨૧.

## કવિચારિત્ર્ય

કવિને માટે બોલતાં પ્રથમ કહેવું જોઇએ કે કવિનું ચારિત્ર્ય નિર્મળ હતું. કોઇ એક સરદારે પરકિયા નાયિકા વિષે કવિને એક કવિત રચવાનું કહેલું ત્યારે તેમણે આ દોહરો તે સરદારને કહ્યો હતોઃ—

> "અણુ બાબું સંભારતાં, ઉપજે ઉલટી જેમ;
> વરણવતાં વ્યભિચાર પણ પાસે મુજ મન તેમ.
> શોભા માટે નથી સરજ્યાં, એમ વિચારો ઉર,
> સ્ત્રી, અંડર, ગજ, ઘંટ છે દેખી ખસવા દૂર.
> જો મરે પણ નહિ ડરે, થતાં અંગનો ભંગ,
> મોહવડે ફોર પડે, દીપક દેખી પતંગ
> જે ચેતી ચાલે નહિ, હાલી ઠોકર ખાય;
> પછી તે સજ્જન પાયમાં, ઉચ્ચરતાં શરમાય." ×

આરચમા કવિ ધીરજરામે કવીશ્વરનું સ્તોત્ર ગાયું છે તેમાં કહ્યું છે કે

> "કવિનું ચરિત્ર દીઠું, ભક્તિ, નીતિ, સુકાજમાં"

અને પ્રમાણમાં શૃંગાર એમણે ઘણો થોડો ગાયો છે. ખાસ કરીને નાયિકાની ચાર વિપ્રયોગની શૃંગારની હેરીઓ અને એવીજ બીજી ગરબીઓ એમણે ગાઈ છે. પણ એથી એ રસિક ન હતા એમ ન સમજવું. નીતિમાં એમણે એટલો રસ ઉમેર્યો છે કે તેને નારી બદલી નીતિરસ નામનો પુરુષ બનાવી દીધો છે! કાવ્ય વિષેનો બીજો એમનો સિદ્ધાન્ત એ હતો કે આખું કુટુંબ એટલે કે સ્ત્રી, બાળકો, માતા, બાઈ, ભોજાઈ વિગેરે સહુ જે કવિતા સાંભળી શકે તેજ કવિતા સારી. કવિતામાં નીતિ હેવી જોઇએ. કાવ્યકળાને પોતે કાયક ગણે છે તે નીચે આપેલી કડીથી સમજાશે સાત પ્રકારનાં અતિસુખ વર્ણવતાં કહે છે.

> "છઠું સુખ અધિકાર છે રે, માન પ્રતિષ્ઠા માણસ માંય જો;
> *વિદ્યાદિક એનો આધાર છે રે, કાવ્યકળાદિક પણ ગુણ કાંઇ જો."*

સ્પષ્ટ છે કે કાવ્યકળાનો હેતુ કવિશ્રીનો અધિકાર અને માન પ્રતિષ્ઠા મેળવવાનો છે. જો અધિકાર ન મળ્યો, તો માનપ્રતિષ્ઠા તો ખરેખરી ઘણી મેળવી અંગ્રેજનાં વખાણ કરવામાં. એકાદ વખત અતિશયોક્તિ ગઢ કરી છે. મહારાણીજીનાં વખાણ કરતાં કહે છે કે.—

> "રાવણ સીતા હરી ગયો, રામઆણ હતી તોય,
> આ અવસર અંગ્રેજમાં, આણ ન લોપે કોઇ."

ફુવરખાનની ચઢાઇમા લખે છેઃ—

> "સરદાર સાહીબ લોક તે, એ લોકનું અતિ પ્રિય કરે,
> સમભાવ રાખે સર્વ પર, દિલમાં દયા ધરથી ધરે"

આ વર્ણનથી તદ્દન ઉલટો અનુભવ આપણને થતો આવ્યો છે. મ્હને લાગે છે કે આવા આટલાં વખાણ ન કર્યાં હત તો ચાલત. પણ કવિશ્રીમાં ભાટચારણની કહો કે બ્રહ્મવૃત્તિ વારંવાર

× દલપત કાવ્ય, ભાગ ૧ પાનું ૧૮૫ કડી ૩ –૩૪

દેખા દે છે, અને રંગે રહડે છે. છેવટે 'આશિષ દે છે દલપતરામ' કહી બક્ષિસ કે દક્ષિણા માગે છે. પણ આ કવિનો વાંક નથી; વાંક એના દેશકાલનો છે.

## દલપતરામ અને નર્મદાશંકરની તુલના.

કવિશ્રીના હરીફ નર્મદ મુંબઇમાં જાગ્યા હતા. બે પક્ષ પડયા હતા. હરીફાઈ અને ચડસાચડસીમાં દરેકનાં નવાં નવાં અને સારાં સારાં કાવ્યો નીકળ્યે જતાં હતાં. અમદાવાદીઓ દલપતરામ કવિને વખાણતાં ને નર્મદને વગોડતાં, જ્યારે સુરતીઓ અને મુંબઇગરાઓમાં નર્મદ વખણાતા. આ બંને કવિઓની લગભગ બધી રીતભાત, શૈલી, વિચાર રહેણી કરણીમાં ફેર હતો. એ બે કવિઓની સરખામણી કરીએ તો જણાશે કે દલપતરામ ભાષાયુગના છેલ્લા, મ્હોટા સડવૈયા હતા; જ્યારે કવિ નર્મદ રસયુગના ઉગતા યુવક હતા. નર્મદનો મુંબાપુરીનો સ્વતંત્રતાનો પવન તોફાન મચાવી રહ્યો હતો અને 'ડાંડીઓ' ગડગડાવતો હતો ત્યારે અમદાવાદી વાણિજ્યબુદ્ધિના દલપતરામ ઠંડે કલેજે 'બુદ્ધિપ્રકાશ' ફેલાવતા હતા. નર્મદનું હૃદય ઉછળી ઉછળી આન્દોલન ફેંકતું હતું, ત્યારે દલપતરામનું મગજ અને મન નીતિમાં–ધર્મમાં–ગુંચવાઈ ધીમાં અને સાવચેત પગલા ભરતાં હતાં. નર્મદ જ્યારે મિત્ર જેવી સહૃદયતા બતાવી હૃદયનાં ખેંચાણથી હૃદયો તાણતા હતા, ત્યારે કવિ દલપતરામ ઉપદેશક બની ધર્મચાર્ય પેઠે બોધ આપતા હતા, બીજાઓની અક્કલને જગાડતા હતા, મ્હટાઓની ખુશામત કરી નાણાં ઊઘરાવતા હતા. કવિ નર્મદનો પ્રેમ–શૌર્યનો ઝુંડો જ્યારે ઝળહળ પ્રકાશતો હતો, ત્યારે કવિને મન 'બાળો કાળા કાગ' થતું હતું એક જ્યારે સાહેબની મુલાકાત લેવા કડીઓ બનાવતો ઉતાવળો ઉતાવળો શેરીઓમાં ફરતો ત્યારે બીજો સરસ્વતી મંદિરમાં એક ધ્યાને શાન્ત ચિત્તે પૂજા કરતો હતો; એક શ્રીમંતને સલામો ભરતો, ત્યારે બીજો ઓછીજ દરકાર રાખતો અને અક્કડ ચાલ્યો જતો; એક જ્યારે હૃદય ચિતરતો ત્યારે બીજો હૃદયને પ્રફુલ્લ બનાવતો; એક દિલપતિ થતો ત્યારે બીજો દિલદોસ્ત થતો; જ્યારે એક મનરંજની થતો ત્યારે બીજો હૃદયંબંજની થતો; જ્યારે એકનો વાણીપ્રવાહ સીધી સપાટીપર અવાજ વગર ચાલ્યો જતો ત્યારે બીજાનો જળધોધની માફક પછડાતો અને પડતો ને લથડતો ને ડગતો ઢોળાતો હતો. એકે ઘણી કવિતાઓ રચી ત્યારે બીજાની માત્ર થોડીજ રચાઈ. અમદાવાદની વાણિજ્ય બુદ્ધિવાળો કવિ જ્યારે શ્રી સંગાથે સરસ્વતી સહિત બંને હાથે બેયને રમાડતો ત્યારે મુંબઇનો ઉડાઉ નર્મદ ભુખ્યો પેટ સરસ્વતી પર ક્યારેક ખીજાતો, ક્યારેક રીઝાતો ત્યારે એમાં આશ્વાસન લેતો અને જરા શાન્ત થતો. એક આપણને કાવ્ય કરવા પીંગળ આપી ગયો, બીજો ગુજરાતી ભાષાનો કોષ ભરી ગયો. એક છંદ, દોહરા, ચોપાઇ, છપ્પા, કવિત, વસંતતિલકા. સવૈયા વિગેરે બોલનો અને અક્ષર તથા શબ્દનો રોજમેળ રાખી મેળ કરતો ત્યારે બીજો મુંબઇનો મોઝીલો રોજમેળ થોડો રાખતો અને ઘણીવાર ન રાખતો અને સ્વચ્છંદે હૃદય દોરે ત્યાં જઈ ફરતો એક પૃથ્વીની સપાટી ઉપર જ પડી જવાના ભયથી ભોંય જોઈ પગલાં માંડતો. ત્યારે બીજો કુદકા મારી ઉડવા લાગતો અને પૃથ્વી ઉપર પગ દેવો તેને ભારે પડતો એક સમાજમાં મળતાવડો, ખુશમિજાજી થઇ ફરતો, ત્યારે બીજો દેખાવ કરવા ન ઇચ્છતો. કવિ તરીકેની કીર્તિ બંનેને મેળવવાની લાલસા હતી, અને બંનેને ગુજરાતી ભાષાની સેવા કરવી હતી. એકે બુદ્ધિ આપી, બીજે લાગણી દીધી.

## વાણિજ્ય બુદ્ધિ અને ઇશ્વરશ્રદ્ધા.

કવિ દલપતરામની વાણિજ્યબુદ્ધિ એમનાં દરેક અનુભવી વચનમાં દેખાય છે. તે વ્યાવહારિક બુદ્ધિ એમના અમદાવાદના વાસથી અને સ્વામિનારાયણ ધર્મ પાળવાથી આવેલી જણાય છે 'ઘેલી મુસાફર'ની ગરબીમાં કવિને બીજી વખત રાંધવા તપેલી સાજી રાખવી છે અને ઘેલી મુસાફરને કહે છેઃ—

"જેથી સ્વારથ આપણો જરિયે રે, તેના ઉપર ક્રોધ ન કરિયે રે."

એક બીજે વખતે રૂપિયાના અવગુણ અને ગુણ વિવેકના ત્રાજવામાં તોળે છે અને ગુણનું ત્રાજવું કેમે કર્યું પણ નમાવી દે છે. પરદેશ જવાનો લાભ બતાવે છે કેઃ—

"ફરે ન પરદેશે જતાં, તે નર દેખે દામ."

બીજી બાજુ તપાસતાં કવિશ્રીની ઈશ્વિર પ્રત્યેની અચળ શ્રદ્ધા અજવાળ કરે છે. ગુજરાતી માટેનું ગૌરવ જાળવવાની મહેનત અથાગ છે. ઇશ્વિર વિષે ઘણી કવિતાઓ ને ગરબી બનાવી છે.

"અંતર પ્રેરક ઇશ, રીશ નહિ રાખો મા
જયજય શ્રી જગદીશ, વીશ વખત ભાખો મા."

બીજે સ્થળે કહે છે કેઃ—

"જગતપતિ આપે સુખ જેટલું રે, પાડ ગણીને કરો પ્રણામ જો."

### રસયુગ ને ભાષાયુગનું તુલનાત્મક અવલોકન.

અહીં એ યુગની સીમાઓ સમાપ્ત થાય છે, અને નવો યુગ શરૂ થાય છે. ભાષાયુગ અને રસયુગની આગળ શરૂઆતમાજ જે વાત કહી હતી તે તાજી કરવા જરૂર છે. ભાષાયુગનો છેલ્લો બહાદુર વીર દલપતરામ અને બેસતા રસયુગની ઉષામાંથી ઉગતો નવયુવક નર્મદ એ બંનેની લડાઇ આપણે હમણાંજ સાંભળી ગયા. કદાચ નવાઇ લાગશે કે વર્તમાન સર્વમાન્ય કવિવર ન્હાનાલાલ આ રસયુગના રણમાં રમણ કરે છે અને પિતાજીના સામા પક્ષમાં ભળી ગયા છે. હવે આપણે એ બે યુગને સરખાવીએ અને જોઇએ દલપતરામ કયા અર્થમાં કવિ હતા અને એમની કવિતાઓમાં શી શી ખામીઓ છે અને શાને લીધે છે. જો આ બાજુ હું ન બતાવું તો સઘળા મ્હને પણ એમના જેવો જ વખાણ કરનારો સમજે. પણ માણસનો ખરો તોલ બને બાજુઓ તપાસવાથી થાય છે અને એ કસોટી પર 'દલપતરામ કવિને મૂકી જોવા જોઇએ કે એ કેવી ને કેટલી શોભા ધરાવે છે. આને માટે આપણે પ્રથમ કવિને ભાષાયુગના છેલ્લા' વીર નાયક શાથી ગણ્યા તે તપાસશું. મેં એમની કશુમાર સાબિતીઓ રજુ કરી છે તે ઉપરથી હવે તે સિદ્ધ કરીશ.

કવિશ્વર ભાષાયુગના છેલ્લા તારલા હતા એટલે તે વખતે ભાષા રઝાઇ રહી હતી, પરંતુ એ ભાષાના ફૂલ છુટાં જવાયાં રણની રેતીમાં ઢંકાઈ ગયાં હતાં. તે સૌ શોધી એકઠાં કરે તો એનો સરસ સુવાસ જામે એમ હતું. આ કામ આપણા કવિશ્વરે ઘણી નિપુણ કળાથી પાર પાડયું એ ભાષાના ફુલ ગુંથી માળાઓ અને તોરણો બનાવી સરસ્વતીમંદિર શણગાર્યું. એ શોધમાં તેઓએ આખું રણ ખોળ્યું, અને ભારે મહેનત ઉઠાવી. પણ એ ફુલની ગુંથણી ઘણી

સાદી કરી કેમકે તેથી સાધારણ સહમજનાં લોક પણ જાણી શકે. આપણા આ કવિ અંગ્રેજી સાહિત્યના પ્રખ્યાત કવિઓ પોપ અને ડ્રાઇડનને ઘણે અંશે મળતા આવે છે. એથી એમની લલિત વૃતિ નવી ગુંથણી ઉપજાવી ન શકી, પણ જુની ગરેડમાં ચાલી જૂના ધારાધોરણને અનુકૂળ રહ્યા. આ કારણે જ એમની ભાષા લોકભાષા બની; અને કવિ લોકપ્રિય થયા. આ સરળ ભાષા અને વિચારનો મુખ્ય લાભ એ થયો કે અભણ લોક કંઇક રસિક કવિતાઓમાં ઉપદેશ પીવા માંડયાં; કુવહેમ તજવા લાગ્યાં અને સાચા સુધારાની ઝાંખી કરવા લાગ્યાં. રસયુગનો કવિ પોતાના હૃદય–આવેશમાં ઉંડી સમાજની ઓછી પરવા કરતો લાગે છે એની ઉડ્ડયન વૃત્તિ નવા પ્રદેશમાં સંચાર કરે છે અને નવું નવું હૃદયને જોરે બતાવે છે. આથી એની ભાષા કંઇક ઉંચો અને સાધારણ માણસની સહમજથી આઘી ઉડે છે. આછી આછી એની કલ્પના વરાળના ગોટા જેવી કે પીગળી જતી રૂપેરી વાદળી જેવી દેખાય છે, અને દેખાતી બંધ થાય છે. એ કારણે એમને સહમજવા ઉંચી રસિકતા અને ભાષાનું ઉંચું જ્ઞાન જરૂરનું છે. એમની કલ્પનાકૌશલને જોવી પણ દુર્લભ, તો પકડવી અને પાળવી તો કોઈ વિરલ રસિક જ કરી શકે. પણ જોવાય તો ઘણી જ સુંદર દેખાય એ ચોક્કસ. આનો એક ગેરલાભ એ થયો કે રસયુગના કવિ સાધારણ લોકથી જૂદા પડયા અને એ લોક આ કવિને ન સહમજી શક્યા. રસયુગનો કવિ એક અનુપમ ઉત્તમ આદર્શ પર દૃષ્ટિ કરી એ આદર્શ ગાય છે, અને ભવિષ્યમાં પોતાની માતૃભાષાનું ગૌરવવન્તુ પદ કેટલું ઉંચું રાખવું અને ટકાવવું તેની તૈયારી કરે છે અને જગલોકને એ રસ ચાખી આ પદ પામવા આમંત્રણ કરે છે, ભાષાયુગ જ્યારે વર્તમાન પર નજર રાખી એ સૌની સાથે ચાલી સૌને દોરે છે. ત્હારે રસયુગ હૃદયના રસ–આકર્ષણે સૌને એ આદર્શ પ્રતિ તાણે છે ને તેડે છે. રસયુગના કવિ હૃદયના આકર્ષણ સરખાં બળ વાપરતા નથી પણ ક્વચિત્ ધીમો આંચકો તો ક્વચિત્ મ્હેલું આન્દોલ આપે છે એ કવિ સૌન્દર્ય, સત્ય અને લાલિત્યનાં અદ્ભુત દર્શનો ઉઘાડે છે અને જગતને કોઇ જૂદોજ રસકાંડ અર્પણ કરે છે. આ બાબતમાં તો બન્ને યુગના કવિઓ પોતાનો યોગ્ય ભાગ બજાવે છે કારણ કે અજ્ઞાની જનોની સહમજશક્તિની ખીલવણી ભાષાયુગનો કવિ ન કરે અને એમનાં અંતર મેલ રૂપ જડવાદ કાઢી ચોખ્ખાં ન કરે અને શિક્ષાનાં સુકામ ન કરે તો રસયુગનો કવિ પ્રજાનું હિત કરી શકવા અસમર્થ છે.

ભાષાયુગ એ સાહિત્યની બારાખડી છે જ્હારે રસયુગ એ સુંદર જોડબેસા શબ્દો છે. ભાષાયુગ એ રસયુગનો પાયો છે અને ભાષાયુગ હોય તોજ રસયુગ ઉભો રહે. બન્ને યુગો સાહિત્યના કુદરતી વિકાસનાં કુદરતી સાધનો છે. દલપતરામ કવિના ન્હાનાલાલ થયા અને એકના સાહિત્યનો આધાર જેટલો દલપતરામના સાહિત્ય પર છે તેટલો જ આ ભાષાયુગ એ રસયુગનો જનક અને પોષક છે. આથી જ આપણે આ કવિનાં ઉપદેશાત્મક અને વર્ણનાત્મક કાવ્યોની ઉપયોગીતા સિધ્ધ કરી શકીએ છે. આંગ્લ અવલોકનકાર સ્વિન્બર્ન કહે છે કે કાવ્યની વ્યાખ્યા એ છે કે એની વ્યાખ્યાજ ન થઇ શકે। મમ્મટ વ્યાકરણી કવિતાનું પ્રયોજન લખે છે કે જેવી રીતે નવયુવતી સ્મિત અને હાવભાવથી પોતાના પ્રિયતમને રીઝવી પોતાનું ધારેલું કામ કાઢી લે છે તેવી રીતે કવિતાસુન્દરી પણ વ્યક્ત માગણીથી નહિ પણ વ્યંગમાં રસિક વચન બોલીને જ પ્રિયને ઉંચો ચઢાવે છે. કેટલાકોનો એવો મત છે કે ઉપદેશાત્મક કાવ્યો એ કાવ્યોજ નથી પણ જોડણાં જ છે. આ મત ખાસ કરીને રસયુગના રસિકજનોનો મત છે અને

મ્હને પણ એ જ ઠીક લાગે છે. આ કસોટીમા કવિ દલપતરામ એટલા બધા શોભતા નથી. એમનો ઉપદેશ આપણને ઘણીવાર અપ્રિય લાગે છે. આપણને આપણી ખામીઓ સાંભળવી ગમતી નથી, અને બેદરકાર બની, કાન દાબી બ્હેરા બની એ બોધ સાંભળવો છોડી દઇએ છીએ અને આ પણ માનવસ્વભાવ જ છે ને? કવિએ કેટલુંક મઝાકમાં દાંત કઢાવતાં કહ્યું છે પણ મ્હોટે ભાગે તો ધર્મનો ઉપદેશક ધર્મગુરુ બોલતો હોય તેવું લાગે છે. જે રીતથી એ વિચારો કહેવા જોઇએ એવી રીતથી એ આપણને પૂરેપૂરૂં કહી શકયા નથી, અને ઉપદેશ આપણને લાગ્યો પણ નથી. દલપતરામ કવિ કાવ્યકસોટીમાં આટલા હલકા પડયા છે.

દલપતરામના કાવ્યનું બીજું છિદ્ર એ છે કે તેઓએ શાન્ત હૃદયથી બધું લખ્યું છે ને સંભળાવ્યું છે. એમણે લખવામા અકલ વાપરી છે પણ લાગણીનો અભાવ બતાવ્યો છે. એક સહૃદયી સુહૃદ કહેતો હોય એમ લાગે છે ખરૂ, પણ તે કહીને જ અટકે છે; એથી વધુ હૃદયને આશ્વાસન આપી શકતો નથી. એ પોતાને માટે માન ઉત્પન્ન કરવા યત્ન કરે છે પણ મિત્રતા સંપાદન કરવા નહિ જ. કવ્ચિત્ તો એક સાક્ષી તરિકે સ્વાનુભવ કથતા હોય તેમ લાગે છે. રસયુગનો કવિ મિત્ર થશે અને લાગણીઓના ખેંચાણમા તાણી વાંચકજન સાથે એકતા વરશે બધા આપત્કાળમાંસાથે રહેશે. આ માનસિક અને હાર્દિક સંબંધમાં બ ને કવિઓ આમ જૂદા પડે છે, અને એટલે અંશે કવિવર દલપતરામ આપણને ઓછા પડે છે. એમની કવિતાનું બીજું લક્ષણ એ છે કે કાવ્યગાંભીર્ય (poetic seriousness) એમની કડીઓમાં બહુ ઓછું છે હૃદયની લાગણીઓથી ઉત્પન્ન થયેલું કાવ્ય કાવ્યગાંભીર્યથી છલકાતું હોય છે આ વિષયમાં પણ કવિવરની કવિતાઓમા ઓછું કાવ્યગાંભીર્ય છે, અને તે એની લાગણીઓની ઓછપને લીધે છે. ગરીબ અવસ્થામા ઉછરેલા કવિ પ્રજાનું દુઃખ દેખી શકે છે, પણ સૌને માથે સાધારણ શીખામણ આપી બંધ પડે છે. તેથી જ એના તરફથી રસિક પણ ગંભીર સહાનુભૂતિ નથી મળતી. ઝડઝમક, અનુપ્રાસ, અક્ષરમેળ અને શબ્દમેળમાં જ મઘળું મન રોકી દીધું હોઈ લાગણીઓ સૂતી જ રહે છે. ગરબીઓ, ઘોળ અને હોરીઓ બાદ કરતા એમનામાં સંગીત લગભગ નથી જ એમ મ્હને લાગે છે. હિન્દીનું જ્ઞાન છતાં હિન્દી સંગીતની રાગરાગણીઓ એમણે આ ભાષામા ઉતારી હોય એમ મ્હારી જાણમાં નથી. જેટલો સંગીતનો અભાવ એટલો લાગણીઓનો ઉછાળો ઓછો. એક હરિગીત કે મંદાક્રાન્તા પીંગળના માપ પ્રમાણે કરવો એ કાંઇ મ્હોટી વાત નથી. એવા જોડકણાથી કાંઈ કવિતા રચાતી નથી. એથી ઉલટું રસયુગમાં એક જ કાવ્ય રચનાર કવિ કહેવાયા છે, કાવ્યગાંભીર્યથી નીકળતું આખી જીંદગીમા એક જ કાવ્ય રચાયુ હોય તો બસ છે. એવા કવિઓ સાહિત્યરચનાનો મ્હોટો જથ્થો રચી પણ શકતા નથી. આપણા સાહિત્યમા એવો એક કવિનો દાખલો છે ભાષાયુગના કવિને કાવ્ય કરવું એ સરળી વાત છે. રસયુગનો કવિ લાગણીઓમાં એકતાન થઇ જાય છે. અને આખું ચિત્ર એની નજર આગળ ખડું થાય છે; ત્યારે જ એનું કાવ્ય બને છે. રસયુગનો કવિ હમેશાં 'સબ્જેક્ટીવ' હોય છે; ભાષાયુગનો કવિ ઘણું કરી 'ઓબ્જેક્ટીવ' હોય છે. હૃદયને લગભગ બંધ રાખી દુનિયાની (બહારની) વાતો કરવી તેને 'ઓબ્જેક્ટીવ' કહી શકીએ જ્યારે દુનિયાની અને દુનિયાં પરની વાતો હૃદય ખુલ્લું રાખી તેમા બોળવીને આપવી એને 'સબ્જેક્ટીવ' કહી શકીએ અને હવે અનુમાન કરી શકાશે કે દલપતરામ કવિ કેટલા 'સબ્જેક્ટીવ' કવિ છે

દલપતરામભાઇની કવિતા વિષે આટલું કહેવું રહી જાય છે કે એમણે હદથી ઝાઝાં વખાણ હદથી ઝાઝાં માણસોનાં કરેલાં છે. એ વખાણ કરવામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને મદદ આપવાનો આશય હોય કે રાજ્યકવિ થઈ વર્ષાસન લેવાનો હેતુ હોય તે ગમે તેમ હો, પણ આટલાં બધાં અતિશયોક્તિ વાળાં વખાણ રસયુગનો કવિ તો નજ કરે. આપણા કવિમાં ભટ ચારણનો ભાવ વધુ પડતો દેખાઇ આવે છે એની ના કોઇથી નહિ પડાય. રસયુગનો કવિ પોતાની રસિકતા અને સ્વતંત્રતા આટલી હલકી કિંમતે વેચવા તૈયાર નથી થતો. કીર્તિ કમાવાના લોભથી કે ધનપ્રાપ્તિની લાલસાથી કે લોકપ્રિય થવાની ફિકરથી રસયુગનો કવિ પોતાનો આદર્શ ઝાંખો નથી પડતો. મ્હારૂં કહેવું એમ નથી કે આવાં કાવ્યો એ ન જ કરે કે ન જ કરવાં જોઇએ, પણ આપણા કવિશ્રીએ જે રીતે કર્યું છે તેમ તો ન જ કરે. એક માણસનાં કાવ્યમાં વખાણ કરી કહેવું કે એ પણ ગુજરાતી ભાષાની સેવા છે, એ કાંઇ ન્યાયી નથી. તે આશય તો માત્ર ગૌણ ગણાય. 'ફાર્બસવિલાસમાં'માં, 'વિજયવિનોદ'માં તે 'હુંસકાવ્ય શતક'માં કવિશ્રીએ આવું જ કર્યું છે. આશ્રય અને આશ્રયદાતા વિના કવિ ન શોભે એ રસયુગના પ્રાણીને માનવું સ્હેલું નથી. કોઇના પાળેલા પોપટ થઈ રહેવું અને કહે તેમ બોલી રાજી કરવા એ ભાષાયુગમાં માત્ર ભાટચારણનો ધંધો હતો, કવિને જ એવું અંધ અનુકરણ કરવું ઉચિત નથી, અને પુરાણા કવિઓ આશ્રયદાતા ખોળતા, એની શીળી છાયામાં પળતા, અને કાવ્ય કરતા એ બચાવની એટલી બધી સબળ દલીલ નથી. જીવનનું એવું ગુલામી વેચાણ કરી ગુજરાતી ભાષાની સેવા કરવી એ ગુજરાતનો આદર્શ ઝાંખો કરવા જેવું છે. કદાચ એનો બચાવ એમ કરી શકાય કે એ દેશકાળ એવો હતો અને દલપતરામ કવિ એમની અમદાવાદી વાણિજ્યબુદ્ધિને સંમત થઈ દેશકાળને અનુસર્યા. અમદાવાદીઓને જેવું જોઇતું હતું તેવું કીર્તિ કમાવા પીરસવું પડ્યું, અને દેશી રાજ્યોની રૂઢિ પ્રમાણે ધન મેળવવા વખાણ કરવાં પડ્યાં. પણ આથી દલપતરામ કવિ રસયુગથી અને તેટલાજ અંશે સત્ય કવિત્વની કસોટીથી નીચા આવે છે.

ભાષાયુગનું એક સબળ પ્રમાણ એમની 'વેનચરિત્ર'ની વાર્તા પુરૂં પાડે છે. ભાષાના વિકાસમાં કવિતાનું પ્રથમ કામ વાર્તાની ગુંથણી છે કવિ સામળ, પ્રેમાનંદ વિગેરેએ વાર્તાઓની કવિતાઓ કીધી છે. એ વખતે કવિ હૃદય બીજા વિષયો ગ્રહણ કરી શકતાં નથી. એ વાર્તાઓમાં નીતિ મેળવવી અને વાર્તાનું વર્ણન કરવું સ્હેલું પડે છે. એ વાર્તાનો યુગ આપણાં રામાયણ મહાભારતથી માંડી નંદબત્રીશી, પંચદંડ અને પ્રેમાનંદનું ધાર્મિક સાહિત્ય દશમસ્કંધ સુધી ચાલ્યો આવે છે. આંગ્લ સાહિત્યમાં પણ એવુંજ થયું છે. ચોસર કવિની વાર્તાઓ આજ યુગનો આરંભ બનાવે છે.

તે પછી વાર્તાઓ મુકી કાંઇક નીતિમય વિષયો કાવ્યોમાં ઉતારાય છે. આ પણ આપણે કવિશ્રીના સાહિત્યમાં જોઈ ગયા છીએ. આ ઉપરથી આટલું અનુમાન સહેલાઈથી કરી શકીએ છીએ કે કાવ્યકલાના વિકાસમાં કવિશ્રીની કાવ્ય પ્રવૃત્તિ યોગ્ય સ્થળે અને ઉત્તમ છે. આ સા લખાણમાં હૃદય મેળવવું અને ઉંચી દૃષ્ટિ રાખવી તે કામ રસયુગને માટે બાકી રહ્યું. સાથે એ પણ ભૂલી જવાતું નથી કે એ યુગના કવિ ભાષા રચે છે અને તેને સરળ, સીધી, અને વિચાર દર્શનનું અનુકૂળ વાહન કરે છે; પણ કવિતાઓ કરે છે તે યુગમાં કવિતાઓ રચાતી નથી કળા એટલે કુદરતના સૌન્દર્યનું અનુકરણ. કળા હંમેશાં ખીલતી જ રહે છે. ભાષાયુગ એ કુ ઉઘડવાની કે ખીલવવાની તૈયારીની દશા છે ત્યારે સંપૂર્ણ વિકાસની કલ્પના સરખી પણ શ

શકતી નથી. જ્યારે રસયુગની થોડી ખીલવણી પછી આપણે એ આદર્શ આન્તરિક દૃષ્ટિથી આછું આછું જોઇ શકીએ છીએ અને તેનાં પ્રતિબિંબ પાડવા આપણે વધુ ઉંચા ઉડના જઇએ છીએ આ કળાની ખીલવણીની તૈયારી કવિશ્રીએ કેટલી બધી કરી આપી છે તેની કદર આપણે કરવાની છે. અને એ આભારવૃત્તિ દર્શાવવા જ આ નિબંધના લખાણનું પ્રયોજન છે. આ આભારવૃત્તિ ન બતાવી શકીએ તેટલી રસયુગની લાગણીમાં ન્યુનતા કહેવાય. હું ધારૂં છું કે આખા ગુજરાતે આ આભારવૃત્તિ બતાવી કવીશ્વરની યોગ્ય કદર કરી છે છતાં એક રસયુગમાં જન્મેલ માણસ આ વધુ લેખમાં યુગભેદ, મતભેદ અને પક્ષપાતબુદ્ધિને લીધે યોગ્ય કદર ન કરી શક્યો હોય કે પૂરતી આભારવૃત્તિ ન દેખાડી શક્યો હોય તો પણ એ બંનેની આવશ્યકતા અને ઉપયોગીતા તો તેણે બતાવવા પ્રયત્ન કર્યો છે. કોઈ ભાષાયુગના તેમજ રસયુગના અભ્યાસી આવો લેખ લખે તો કવીશ્વર દલપતરામને પૂરતો ન્યાય મળે એમ મ્હને આશા રહે છે. દલપતરામ કવિ અને નર્મદાશંકર કવિની સરખામણી કરી છે તે ભાષાયુગના અસ્તની અને રસયુગના ઉદયની સરખામણી સમજવી. હવે ભાષાયુગના મુખી દલપતરામ અને રસયુગના અત્યારના નાયક ન્હાનાલાલ એમ પિતાપુત્રની તુલના કરી હોત તો આ કરતા વધુ અજવાળું કાવ્યકળાની ખીલવણીમા પડત, પણ આપણી હદની બહારનો આ વિષય આપણે ભવિષ્યના કોઈ અનિશ્ચિત રસિકને માટે રહેવા દઈ આ લેખ પૂરો કરશું.

પ્રિય વાંચકો ! જો મ્હેં કવીશ્વરનો જીવનવૃતાંત નથી કહ્યો તો એમનો સાહિત્ય પ્રવૃત્તિ સંબંધનો મુખ્ય જીવનવૃત્તાન્ત રજુ કર્યો છે અને એ વૃત્તાંતમા આપણને એમનું જીવન-તરવરતું નથી-જણાતું ? કોઇપણ સાહિત્યસેવકનું સાહિત્યજીવન એના સંસારદર્શનથી જૂદું છે ? સાહિત્યજીવન એ એના સંસારનું પ્રતિબિંબ છે. અને એવાજ પ્રતિબિંબમાં આપણે આજ કવિશ્રીના સ્વર્ગગમનને બાવીશ વર્ષ વીત્યા છતા એમનું ૭૮ વર્ષનું સાહિત્યજીવન જોઇએ છીએ અને સદાકાળ એનો-આવો અક્ષરદેહ આપણા પછીની પ્રજાઓ જોઈ શકશે. આવા ઉપલક અવલોકનમા ઘણી ભુલો રહેલી હશે, કેટલુયે નહિ કહેવાયું હોય, છતાં તે સૌને માટે માફી માગી લઉં છું.

દેશળજી પરમાર.

---

# તારાઓની રમત.

લખનાર: “ એક બ્હેન ”

શરદ પૂર્ણિમાની મધ્ય રાત્રીએ ગાઢ નિદ્રાના સુખમાં હું નિમગ્ન હતી. નિદ્રાનુ શરણુ લેનાર વ્યક્તિ વારંવાર અશક્ય બનાવોને સહજ સાધ્ય બનાવવાનો પ્રયત્ન કરે છે, એવુંજ કંઇક તે દિવસે મારી બાબતમા પણ બન્યુ.

પેલો શુક્રનો તારો ! જગત આખાને આસક્ત કરવાની પોતાની મહત્વાકાંક્ષા ત્યજી દઈને તેણે પોતાનું સર્વ બળ મારા પર અજમાવવા માંડ્યું. પ્રથમ તે મીટ માંડીને મારા તરફ જો રહ્યો. ધીમે ધીમે હસવા માંડ્યું, અને પછી ચક્કર ચક્કર ફરવા માંડ્યું અને પછી, એકદમ ફરતો અટકી જઈને અટ્ટહાસ્ય કરી દિશાઓ ગજાવતો તે બોલી ઉઠ્યો, ‘ આવ, અહીં અમારા તારા મંડળમાં આવ ! ’

થોડી વાર તો મેં તેના તરફ વિશેષ લક્ષ ન આપ્યું. પણ આથી તેણે વધારે જોસમાં ચક્કર ચક્કર ફરવા માંડયું. રહેજવારમાં અસંખ્ય તારાઓ તેનું અનુકરણ કરી રહ્યા. ચંદ્ર તો ગભરાઈજ ગયો. ભયંકર રાજદ્રોહ! બળવો થવાનાં પ્રત્યક્ષ ચિન્હ! કયો રાજા ગભરાટ વિના તે જોઇ શકે? ચંદ્ર પણ એક રાજાજ હતો. તેણે કેટલાંક વાદળાંને પોતાની તરફ બોલાવ્યાં. પણ પરિણામ તેના ધાર્યાથી ઉલટું આવ્યું. જે જે તારાઓ તટસ્થ રીને પોતાના માંડુની લીલા નિહાળી રહ્યા હતા, તેઓને રાજાની અને તેના મદદનીશોની આ આપખુદીથી અત્યંત ગુસ્સો ચઢ્યો. પૂર્ણિમાની મધ્ય રાત્રીએ, તારાઓના આનંદ વિહારમાં ખલેલ પાડનાર–તેથી ભય પામનાર રાજા, રાજા થવાને તદન ના લાયક છે એમ તેઓ સ્પષ્ટ કહેવા લાગ્યા. અચાનક પવનનો એક સપાટો આવ્યો. ન્હાનાં વાદળાં દોડાદોડ કરીને પલાયન કરી ગયાં ને પોતાના ભેગા બળથી મોટાંને પણ સાથે ઘસડતાં ગયાં

વળી પાછી તારાઓની રમત શરૂ થઇ. અસખ્ય તારાઓની આ વિચિત્ર લીલાથી આકાશે અવનવું રૂપ ધારણ કર્યું. ચંદ્ર પણ સમજ્યો. તારા મંડળનો નાશ કર્યા પછી આવા અપૂર્વ સૌન્દર્યથી, આવી અલૌકિક લીલાથી આકાશ પટને કોણ શોભાવશે? એક ક્ષણ પૂર્વે ઉત્પન્ન થયલી દુષ્ટ બુદ્ધિ તેણે ત્યજી દીધી ને પોતાના હરિફને–શુક્રના તારાને, અભિનંદન આપતો પોતાની હંમેશની પરમાર્થ વૃત્તિથી જગત પર અમૃત વરસાવવા લાગ્યો

કુતુહલથી–અનિમિષ નયને હું આ અદ્‌ભુત દૃશ્ય જોઈ રહી હતી, એવામાં વળી પાછો પેલો પરિચિત સ્વર મારા કર્ણ પટ પર અથડાયો: 'આવ, અમારા તારા મંડળમાં આવ!'

ફરી પાછું તેજ ગગન ભેદી અટ્ટહાસ્ય અને 'આવ, અમારા તારા મંડળમાં આવ.' એ શબ્દોથી દિશાઓ ગાજી રહી ખળખળ વ્હેતાં સરિતાના જળમાંથી પ્રતિ ધ્વનિ થયો; 'આવ, અમારા તારા મંડળમાં આવ!' પવનની ઝીણી ઝીણી લહરીઓ કર્ણદ્વાર સમીપ આવીને કહેવા લાગી, 'જા પેલા તારા મંડળમાં જા!' વૃક્ષવૃંદનાં પર્ણેપર્ણો ફરફરીને કહેવાં લાગ્યાં, 'જા, બાપુ પેલા તારા મંડલમાં જા'

આ સામટા હુમલાથી મારું માનસિક ધૈર્ય ખુટી ગયું; અને 'તમારું તારા મંડળ મનુષ્યને ઇચ્છિત વસ્તુ આપવાને શક્તિમાન છે?' એ પ્રશ્ન મેં અસાવધપણે પૂછી દીધો પણ—ખેલ ખલાસ!

તારાઓની ક્રીડાનો અથવા મારી દિવ્ય દૃષ્ટિનો અંત આવ્યો. કંઈક શોક–આનંદ મિશ્રિત ભાવે મેં આકાશ તરફ જોયું. અસંખ્ય તારાઓની મધ્યમાં, પેલો શુક્રનો તારો, હંમેશની માફક શાંત, નિશ્ચલ ભાવે પ્રકાશી રહ્યો હતો.




## [ ચેતન માટે ખાસ. ]

લખનાર:—"બાલમુકુન્દ"

ભાવનગરમા થોડા વખત થયા ચાલુ થયલી "સાહિત્ય સભા" તરફથી પહેલું ભાષણ કવિવર ન્હાનાલાલે તા. ૩૧મી ઓકટોબરને દિવસે આલફ્રેડ હાઇસ્કૂલના હોલમા સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખસ્થાન હેઠે આપ્યું હતું. શ્રોતાજનની સંખ્યા સારી હતી અને હોલ લગભગ ભરાઇ ગયો હતો. ખુરસીઓ ભાવનગરના દરબાર તરફથી પૂરી પાડવામા હતી અને જે કોઇ તેના ઉપર બેસવા જતું તેને તેઓ વાંકી ચુંકી થઈ હાવભાવયુક્ત આદર દેતી હતી. વળી, આ લખનાર ઉપર તે એટલી તો મોહી પડી હતી કે ભાષણ પુરૂ થતા જ્યારે તે ઉભો થવા ગયો ત્યારે પોતાની પાછળની ચુંક વતી તેણે તેનો નવો કાળા આલ્પાકનો ડગલો પકડી રાખ્યો અને ઘણું સમજાવ્યા પછી જ પોતાના સ્મરણચિન્હાર્થે તે ડગલામા એક બારી રાખી ત્હેને જવા દીધો.

સભાના મંત્રીઓએ સઘળી ગોઠવણ સારી કરી હતી અને શિયાળાની સ્હાંજે અંધારૂં વ્હેલું થાય છે તે વાત કદાચ ધ્યાનમા નહિ હોવાથી તેઓએ દીવો લાવવાનું ઉચિત ધાર્યું ન્હોતું. ભાષણનો લગભગ પોણો ભાગ પૂરો થયો ત્યારે ભાષણકર્ત્તાને દરવાજા પાસે કાગળો રાખીને જોકે આંખો જરા ખેંચવી પડતી હતી પણ તેવી ટેવ પાડી હોય તો અંધારામાં કોઈ વખતે ભાષણ કરવાનો પ્રસંગ આવે કામ લાગે. મંત્રીઓએ કદાચ એમ પણ માન્યું હશે કે કવિ તેમની ઉચ્ચ કલ્પનાના ઝળહળતા જ્યોતિપ્રદેશમા શ્રોતાવર્ગને લઇ જશે, જેની કાન્તિ આગળ કૃત્રિમ દીવાઓની જરૂર પડશે નહિ. તો પણ તે જ્યોતિપ્રદેશમાંથી ભાષણ પૂરૂં થતાં અમે જ્યારે ઉતર્યા ત્યારે એકબીજાના મ્હો દેખાતા ન્હોતા.

'જગતના સાહિત્યમાં ગુજરાતી રસસાહિત્યનું સ્થાન' એ ભાષણનો વિષય હતો. શરૂઆતમાં ભાષણકર્તાએ ભાવનગર વિષે બે બોલ કહ્યા હતા. "કાઠીયાવાડમાં ભાવનગર બીજા શહેરો કરતાં સ્વચ્છતામાં અગ્રેસર ગણાય છે. ત્હેમા રાજ્યાધિકારીઓ અને લોકો તરફથી જુલમ અને ત્રાસ બીજા નગરો કરતાં પ્રમાણમાં ઘણો ઓછો છે. ગૌરિશંકર ઉદયશંકરની કારકીર્દિમાં અને ત્યાર પછી પણ ત્હેની આબાદી ઘણી વધી છે. ભાવનગરમાં 'કાન્ત', ત્હેની પાસેના ગામ મહુવામાં કવિ ત્રિભુવન પ્રેમશંકર, બીજા જૈન કવિઓ અને અન્ય શિક્ષીત લોકો હોવા છતાં પણ ભાવનગરના વાસીઓ આટલે વર્ષે સાહિત્યનું સેવન કરવા જાગે છે તે કંઇક આશ્ચર્ય ઉપજાવે તેવું છે."

પછી ગુજરાત વિષે તેમણે કહ્યું: "ગુજરાત શું નથી? સારી દુનિયાની નજર અત્યારે ગુજરાત પર ઠરી છે. ગુજરાતે આજે શું કર્યું અને કાલે શું કહેશે તે જાણવાને બ્રિટિશ મહારાજ્યનું મંત્રીમંડળ પણ અધીરું રહે છે. નિષ્કામ ભાવનાથી સેવા કરતા ગુજરાતના એક દંપતિ જીવનને જગત અત્યારે પોતાની આંખ સામે આદર્શ સમું રાખે છે. ગુજરાત એ ગ્રીસ અને

કેમથી યે જૂનો છે, દુનિયાંના ધર્મપુસ્તકમાંનાં એક અગ્ર પુસ્તક, ગીતાનાં જન્મનું એ સ્થાન છે. ગુર્જરભૂમિની હરિયાળી કુંજોમાં મોરલાઓ ટહુકી રહ્યા છે અને બપૈયાના 'પિયુ પિયુ'ના સ્વર સંભળાઈ રહ્યા છે. જગત્‌માં ગુજરાતનું સ્થાન ઘણું ઉંચું અને પ્રાચીન છે."

"કેટલાકોએ મ્હને શંકા બતાવી છે કે આજના વિષયમાં સાહિત્યને બદલે રસસાહિત્ય શબ્દ કેમ વાપર્યો? અંગ્રેજીમાં જેને Light literature કહેવામાં આવે છે તેવા અર્થમાં રસસાહિત્ય શબ્દ મૂકાયો છે. આવી જાતના સાહિત્યને બીજા ધર્મ, તત્વજ્ઞાન વિગેરેના વિષયોથી નિરાળું, વાર્તાઓ, કવિતાઓ, નાટકો અને કાદંબરીઓનું બનેલું કહી શકાય. અને આજે આપણે આવી જાતના જ સાહિત્યનો વિચાર કરવાનો છે.

"આજથી દસેક વર્ષ પ્હેલાં મ્હેં મ્હારૂં પોતાનું એક કાવ્ય 'સુન્દરી–સુબોધ'ના તંત્રી રામમોહનરાય ઉપર મોકલ્યું અને તે વિષે તેમનો અભિપ્રાય માગ્યો. તેમણે કહ્યું: 'શબ્દો ઘણી સારી રીતે યોજાયા છે–રચના ઘણી ઉત્તમ છે' વિગેરે. મ્હેં કહ્યું: 'ના, મ્હારે તે નથી જોઇતું. જગત્‌ના સાહિત્યમાં ત્હેનું સ્થાન ક્યાં છે?' ત્હેનો જવાબ તંત્રી તરફથી કંઇ મળ્યો નહિ. 'ઇન્દુકુમાર'નો પ્હેલો અંક બ્હાર પડયો ત્યારે ત્હેની એક નકલ મ્હેં મ્હારા મિત્ર ઉપર મોકલી અને પુછાવ્યું: 'જગતના સાહિત્યમાં ત્હેનું સ્થાન ક્યાં છે?' તે પ્રશ્ન પણ હજી સુધી અનુત્તર જ રહ્યો છે. આજે હું તેવા પ્રશ્નોનો ઉત્તર આપવા બનતો પ્રયાસ કરીશ."

જગતનાં સઘળાં રસસાહિત્યોનાં પુસ્તકોમાં એક પુસ્તક–જર્મન કવિ ગેટેનું "Sorrows of Werther"–બાપણ કર્ત્તાએ ઉત્તમ ગણાવ્યું. ઇજીપ્તની પાસેના સમરાંગણમાં જ્યારે નેપોલિયન રણ ખેલતો હતો અને યુદ્ધ ભયંકર મચી રહ્યું હતું ત્યારે તે શહેનશાહ ત્હેની છાવણીના તંબુમાં એક ચિત્તે "Sorrows of Werther" વાંચી રહ્યો હતો. જગતની શહેનશાહતોને ધ્રુજાવનાર તે નરવીર ફરી જ્યારે જર્મનીમાં લડતો હતો ત્યારે પણ—સર્વ દુનિયાંને લાગતી અશાન્તિની તે ઘડીએ પણ—તે ગેટે સાથે સાહિત્ય ઉપર ચર્ચા કરતો હતો.

ત્યાર પછી કવિએ ગુજરાતી ભાષાના સાહિત્યને પાંચ મૂળ તત્વોમાં વહેંચી નાંખ્યું. પ્હેલું તત્વ ભક્તિનું, બીજું લાગણીનું ત્રીજું કલ્પનાનું, ચોથું રમતીયાળવેડાનું અને પાંચમું ઇતિહાસનું.

આપણા સાહિત્યનો ખરો જન્મ ભક્તિ—કાવ્યોમાંથી થયો. આપણા આદ્ય કવિ નરસિંહ મ્હેતા અને મીરાંબાઇનાં પદો એટલાં તો ભક્તિ અને રસથી છલકતાં છે કે આજ સુધી પણ તેઓ ગુજરાતી સાહિત્યમાં ઉંચી કોટીએ છે. તેઓના વખતમાં હિન્દી ભાષા બોલાતી હોઇ, તેઓએ કેટલુંક હિન્દીમાં પણ લખેલું છે અને તે ભાષાના સાહિત્યમાં પણ તેમનાં કાવ્યોના કેટલાક ઉત્તમ નમુનાઓ છે. પણ આજનો વિષય તો ગુજરાતી સાહિત્યનો જ હોવાથી તે વિષે આપણે કંઇ બોલી શકાશે નહિ.

લાગણીનાં પૂરથી ઉભરાતું સાહિત્ય પણ આપણી ભાષામાં કાંઇ થોડું કે નજીવું નથી. હૃદયના ભાવોની ઉંડી છાપ પાડતી દયારામની ગરબીઓ, પ્રેમી–હૃદય 'કલાપી'નો કેકારવ, કવિ ત્રિભુવનનો 'કલાપીનો વિરહ', બાલાશંકર કંથારિયાનું 'ક્લાન્ત કવિ,' મણિશંકરનું 'વસંત વિજય' વિગેરે આ જાતનાં સાહિત્યનાં ભૂલાં પડી આવતાં ઉત્તમ લખાણો છે.

શેલીની સાથે સરખાવી શકાય તેવા કલ્પનાની કળાના નમુનાઓ પણ આપણે ત્યાં છે. તેવા નમુનાઓમાં ગોવર્ધનરામભાઇનાં 'સરસ્વતીચન્દ્ર' અને 'સ્નેહમુદ્રા' તેમજ કવિ ત્રિભુવન પ્રેમશંકરનું 'વિભાવરી સ્વપ્ન' ગણાવી શકાય.

રમતીમાળવેડાવાળા સાહિત્યમા દલપતરામનું 'મિથ્યાભિમાન' નાટક અને 'વેનચરિત્ર'નો થોડો ભાગ આવે છે. વળી આપણા પારસી ભાઇઓ તરફથી મળેલા પારસી સાહિત્યને પણ આપણે ભૂલી જવું જોઇએ નહિ. સુપ્યત્વે કરીને તેમનું સાહિત્ય રમતીમાળવેડાથી જ ભરેલું છે. તોપણ આપણને તેઓ જે સાહિત્ય ટુચકા મારફત, 'કૌતુકસંગ્રહ' વિગેરે પુસ્તકો મારફત તેમજ 'ગપ-સપ' આદિ માસિકો મારફત પૂરૂં પાડે છે અને જે રમુજ અને નિર્દોષ આનન્દ આપે છે તેને માટે પણ આપણે તેઓનો ઉપકાર માનવો જોઇએ.

પછી ઇતિહાસના વિષય ઉપર આવતાં તેઓએ કહ્યું- "કોણ જાણે કેમ ગુજરાતીઓને ઇતિહાસ ઉપર બીલકુલ પ્રેમ જ નથી ત્હેમાં ખાસ કરી ગુજરાત અને કાઠીઆવાડનો કેટલાયે વર્ષોનો જૂનો ઇતિહાસ કાળના પડદા પાછ્ળાડે ઢંકાઈ રહેલો છે, તે ખુલ્લો કરવાને કોઇથી પણ સબળ પ્રયત્ન થતો જ નથી. રસસાહિત્યમાં તે ઇતિહાસને મુકવા કેટલાક પ્રયત્નો થયા છે અને તેવા માત્ર કાંઇક અંશે સફળ પ્રયત્નો 'કરણઘેલો' અને 'કાન્તા' છે બાકી 'વનરાજ ચાવડો' 'વીરમતી' 'સધરા જેસંગ' 'દેવળદેવી' વિગેરે ઐતિહાસિક પુસ્તકો તદ્દન જ નિર્માલ્ય છે. પ્હેલાના કરતાં ઘણે અંશે સફળ તેમજ વખાણવા યોગ્ય પ્રયત્નો 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ' અને 'પૃથિવી વલ્લભ' છે. પણ ઐતિહાસિક વાર્તાઓમાં જેવા સાહસિક તથા પરાક્રમમયી બનાવો તેમજ ભવ્ય વર્ણનો જોઇએ તેવાં તે પુસ્તકોમાં નથી. પર્વતનાં, શિખરોના તેમજ વેરાન રણપ્રગથાળનાં જે દિલ ઉશ્કેરનારાં ચિત્રો તે વાર્તાઓએ રજુ કરવાં જોઇએ તે કરતા વધારે અંશે તેઓ 'ઇરીગેર' અને 'લાઇબ્રેરી'નાં દશ્યો ખડા કરે છે. આપણા ગુજરાતના પ્રાચીન શહેરો ચાપાનેર ને પાવાગઢ, પાટણ ને વલ્લભીપુર વિગેરેના નામ માત્રથી જ આપણને કેવી romantic feeling ઉત્પન્ન થાય છે. ત્યાંના પ્રાચીન ઇતિહાસના બનાવો સ્કોટની નોવેલોના High land લોહી ઉકાળતા બનાવોને પણ શરમાવે તેવા છે. પણ તે સઘળા હાલ તો કોઇ ભવિષ્યના સ્કોટની રાહ જોઇને બેઠા છે.

"આપણે ત્યા મહાકાવ્યો-અંગ્રેજીમા જેને epic poems કહે છે તેવાં કાવ્યો નથી. પ્રેમાનંદના કાવ્યો, 'નળાખ્યાન', 'મામેરૂ', 'દશમસ્કંધ'નું ભાષાન્તર વિગેરેને કેટલીક વાર મહાકાવ્યો-મા ગણવામા આવે છે પણ તેવી જાતની કવિતાના સઘળા જરૂરી અંશો તેમાં નથી. તો પણ પ્રેમાનંદનાં આ કાવ્યો રસ અને લાગણીથી ઉભરાતાં છે અને તેઓમાના કેટલાક ભાગો જગતનાં બીજાં મહાકાવ્યો "Paradise Lost" "Divine Comedy" વિગેરેની સાથે સરખાવી શકાય તેવા છે દશમસ્કંધમાના ગીતે-"મ્હારૂં માણકડું રીસાવ્યું રે શામળીયા"- કેટલાક શ્રોતાજનોની આંખમાંથી આંસુ વહેડાવ્યા છે 'નળાખ્યાન'માં કવિએ પોતાના જ અનુભવ અને પોતે ઉછરેલા સમાજની પરિસ્થિતિ એટલાં તો આબેહુબ રૂપે વર્ણવેલા છે કે એક વખત ગોવર્ધનરામભાઇએ, જે વખતે દમયંતી ત્હેના પુત્ર પુત્રીને મોસાળ વિદાય કરતાં બોલે છે કે 'સહેજે મામા મામીની ગાળ'. તે લીટી પર ટીકા કરી હતી કે નળ દમયંતીના વખતમાં પણ હાલના સમાજની માફક મામા મામીઓ ભાણેજોને ગાળ દેતા હશે ખરાં?'

આગળ ચાલતાં કવિએ કહ્યું હતું કે દુનિયાંમાં પ્રખ્યાત થયેલી મહા કાદમ્બરીઓ—Les Miserable's, Anne Karina—જેવી એક કાદમ્બરી ગુજરાતમાં પણ છે, અને તે 'સરસ્વતી ચન્દ્ર' વળી સમાજના દંભને સખત ફટકાઓ લગાવનાર એચ. જી. વેલ્સ અને બર્નાર્ડ શો જેવા લેખકો-નોવેલો અને નાટકો-પણ આપણે ત્યાં છે.

"માગો કે અત્યારે પ્રલયકાળ આવે અને 'બાઇબલ'માની કથા પ્રમાણે નોઆહનું વહાણ

આશ્ચર્ય ન થયું. જે પુરૂષ વિશ્વંભરના અણુઅણુમાં શાન્તિ અનુભવી રહ્યો હોય, તેના લેખોમાં બીજો ત્રીજો અશાન્ત વિષય પ્રવેશી પણ ક્યાંથી શકે ?

"ત્યારે તમે નથી આવતા ?"

"ના, આજે તો —"કાંઇક સાંભરી આવ્યું:" ઉભો રહે, વિનોદ ! થોડે સુધી—ગામના નાકા સુધી, ત્હારી સાથે સાથે અવાશે." પછી લેખને ખાનામાં મૂકતાં મૂકતાં ઉમેર્યું " આ લેખમાં બે ત્રણ પુસ્તકોની જરૂર પડે એમ છે, ને એ લેવા મ્હારે વિદ્યુતકુમારને ત્યાં જવું છે" પછી ખુરસી પરથી ઉઠીને કપડાં પહેર્યાં—શાન્તિથી: જોડા પ્હેર્યા—શાન્તિથી; અને દાદર ઉતરવા લાગ્યા—તે પણ શાન્તિથી.

એ સર્વવ્યાપી શાન્તિને પ્રતાપે, અમે હેઠળ ઉતરીને રસ્તા પર આવ્યા ત્યારે સાડા ચાર થયા હતા, મ્હારે પ્રોફેસરને ઘેર પહોંચવાને હવે અડધો જ કલાક બાકી હતો. મ્હને ચટપટી થવા માંડી કે આટલા થોડા વખતમાં મ્હને ટ્રામ મળશે ક્યારે ને હું પહોંચીશ ક્યારે. વળી શાન્તિપ્રસાદ મ્હારી સાથે હતા એટલે ઉતાવળે ચાલવાનો તો સવાલ જ નહોતો. તો પણ, હું ગભરાટમાં હતો એટલે વિચાર્યું કે ચણો ચાંપી જોવામાં શું ગયું ? વળી ભ્રકુટી ચડાવશે તો જોઇ લઇશું.

" શાન્તિપ્રસાદ, જરા ઉતાવળે ચાલશો ? " હૃદય ને મસ્તકનું સઘળું બળ એકઠું કરીને મ્હેં પૂછ્યું.

"એ શું બોલ્યા ? મ્હારી શાન્તિમાં આમ ખલેલ કરવાનું તમને ન છાજે. વળી આજે તો હું આખો દિવસ ખુરસી પર બેસી રહીને એવો તો થાકી ગયો છું કે આ પગ કેમ ઉપડે છે એ મ્હારૂં મન જાણે છે."

એટલામાં મ્હેં દૂરથી દેખાતા ટ્રામના પાટા પરથી ઉપરાઉપરી ત્રણ ચાર ટ્રામ પસાર થતી જોઇ.

"શાન્તિપ્રસાદ, જરા તો ઉતાવળે ચાલો ! જુઓ, આ ટ્રામો તો એક પછી એક ચાલી જાય છે બધી: ને પાંચ તો થવા આવ્યા."

તેમની ગતિ ઉલટી ધીમી થઇ.

"વિનોદ," મ્હારે ખભે હાથ મૂકતાં એ બોલ્યા, "આજે તમને એક પાઠ શીખવવાનો મ્હારો વિચાર છે. તમે બધી વાતમાં બહુ ઉતાવળા ને અધીરા છો. તે દહાડે ય કોણ જાણે શું ઘેનું લાગ્યું તે ઝેર ખાવા નીકળ્યા'તા ! તો મ્હને ઘણી વાર એમ થાય છે કે તમે પણ ધીરા અને શાન્ત કેમ ન થઇ શકો ? આજે જ શરૂઆત કરો; સુમન્દ ગતિથી ચાલતાં શીખો પાછળ કોઇ પકડવા આવતું હોય તેમ દોડવા માંડો માં. જુઓ." આમ કહેતા તે મ્હારી સ્હામે આવીને ઉભા; મ્હારા બંને હાથ ઝાલ્યા, અને બાળકને ચાલતાં શીખવીએ છીએ તેવી રીતે, પોતે પાછે પગે ચાલતા ચાલતા મ્હને દોરવા લાગ્યા; જુઓ, આમ ધીરાં પગલાં માંડો; બધામાં ધીરા થાઓ. જિન્દગીનો અર્થ જ ધીરજ ને શાન્તિ."

"અરે શાન્તિપ્રસાદ ! આ શું કરો છો, રસ્તા વચ્ચે ? મૂકો મ્હારા હાથ " મ્હેં જેમ તેમ કરીને હાથ છોડવ્યા ને તેમની સાથે આગળ ચાલવા લાગ્યો. મ્હારી નજર ટ્રામના રસ્તા બણીજ હતી. પાંચમી ટ્રામ ચાલી ગઇ. હું ખૂબ ચ્હીડાયો. "જુઓ, પેલી પાંચમી ટ્રામ પણ ગઇ. હવે હું શાથીને વખતસર પહોંચવાનો હતો ? જરાક તો વિચાર કરો ! એક બાળકમાં શું કરતા હશો ?"

"ધીરા પડો વિનોદ, ધીરા' હાથ સ્હેજ ઉંચો કરતા તેમણે ઉપદેશ શરૂ કર્યો; બાળક તમે છો. હું નહિ જરાજરામાં વિના કારણ શાન્તિ ગુમાવી બેસે એ 'બાળક' શબ્દની વ્યાખ્યા અને તે પણ ટ્રામ જેવી ક્ષુલ્લક વસ્તુ માટે! જાણતા નથી કે તમારી ટ્રામને તમારા પ્રોફેસર તો આજ છે ને કાલ નથી એવી ક્ષણભંગુર ચીજોને ખાતર તમારી અનુપમ શાન્તિઓથી એ તો હીરો આપીને કાચ લેવા જેવું થાય, સમજ્યા?"

"હા સમજ્યા! એ બધાં ડ્હોડ ડહાપણ કોરે મુકો જરા વાર. આ મુંબાઇ વહેવારમાં એવું એવું નહિ ચાલે. જો અહિં બધા જ તમારી જેવી વાતો ઘડીએ ને પળે સંભારવા બેસે તો મુંબાઇ બીજે દહાડે ઉજ્જડ થઇ જાય એ ખબર છે?

"એ ગમે તે થાય, પણ તમારે સૌએ હવે આ શીખવાની જરૂર છે. તમારૂં મુંબાઈ તો આજે છે ને કાલે નથી. આત્મા અમર છે, તેનો વિચાર પહેલો થવો જોઇએ.

એટલામાં અમે ટ્રામના સ્ટેશન પાસે આવી પહોંચ્યા. મ્હેં ડોક ઉંચી કરી કરીને દૂર સુધી નજર કરી પણ એકકે ટ્રામ આવતી દેખાતી નહોતી. તેનો વીજળીક પ્રવાહ વખતે "શાન્ત" થઈ ગયો હશે તેથી નહિ આવતી હોય એમ મ્હેં માન્યું અને અકળાવા માંડયો પણ જ્યાં સુધી ઉભા રહેવું પડે ત્યાં સુધી મ્હારા શાન્તમૂર્તિ મિત્રને રોકી રાખવાનો વિચાર કર્યો. એ તો ચાલવા માંડતા હતા પણ મ્હેં તેમની બ્હાય પકડીને કહ્યું "શાન્તિ પ્રસાદ," નહિ જવાય હમણાં. તમારે પણ અહીં મ્હારી સાથે પગે પાણી ઉતારવું પડશે" મ્હારો દુષ્ટ જીવ વેર લેવા તલ્પી રહ્યો હતો; મ્હેં ઉમેર્યું, "તમે મ્હને મોડું કરાવ્યું તો હું પણ તમને મોડું કરાવીને બદલો લઉં ત્યારે જ ખરો."

"અરે વિનોદ, એ શું બોલ્યા?" પછી ઉપદેશ દીધો: "**क्षमा वीरस्य भूषणम्।** એમ મિત્ર તરફ વેર વૃત્તિ રાખીએ? ચાલો સાહેબજી, હું જઇશ; વિદ્યુતકુમાર પાછા બ્હાર નીકળી જશે" એમ કહેતાં મ્હારો હાથ છોડાવીને લ્હેરથી તો ચાલવા માંડયું. મ્હેં દાંત કચકચાવ્યા, ને ટ્રામ આવતાં લગી બીજું કાંઇ કામ નહિ હોવાથી બબડાટ શરૂ કર્યો: "—અને મ્હારા પ્રોફેસર બ્હાર નીકળી ગયા-હશે તેનું શું? તે માટે કોણ જવાબદાર? તમારા જેવા આત્મા પરમાત્માની ડાહી ડાહી વાતો કર્યા કરે પણ સ્વાર્થ ક્યાં કમી થાય છે તમારાં દિલમાંથી? મ્હને નુકસાન થાય તેનું કાંઇ નહિ, ને પોતાનો વારો આવે ત્યારે છટકી જવું! શી દાંભિકતા છે દુનિયાંની!"

કેટલીક વારે ટ્રામ આવી એટલે હું કોટમાં ગયો. અલબત્ત, પ્રોફેસર સાહેબ ઘેર નહોતા. તેમનાં મડમે કહ્યું કે તમારી ઘણી ઘણી વાટ જોઇને હમણાં જ એ ગયા. મ્હેં દિલગીરી દર્શાવી ને પાછી ચાલી. હું હેઠળ ઉતરવા લાગ્યો એટલે મડમ સાહેબે પાસે બેઠલી પોતાની સખીને ધીરેથી કહ્યું. આ હિન્દીઓમાં નિયમિતપણું ક્યારે આવશે? પાંચનો ટાઇમ આપીને ચાલ્યા આવ્યા મોડા છ એ તો આવે છે—આમ હોમરૂલ લેવાતાં હશે?" એ ધીરા પણ સ્પષ્ટ શબ્દો મ્હારે કાને પડયા. હિન્દીઓ અને હોમરૂલના કેટલાંક વગોવણાં શાન્તિપ્રસાદ સરખાં આર્યરત્નોને આભારી હશે તેનો વિચાર કરતો કરતો હું ઘેર પાછો ગયો.

બીજે દહાડે હું મ્હારા એ મિત્ર-શત્રુને ઘેર જવાને તૈયાર થતો હતો. મ્હારા મનમાં હતું કે આજે તડને ફડ બધું સંભળાવીને તેમની શાન્તિનાં પરાક્રમો તેમની આગળ વર્ણી બતાવવાં. એટલામાં મ્હને યાદ આવ્યું કે એ જ શાન્તિના શાન્ત બોધને પરિણામે એક વાર મ્હારો જીવ

આવ્યો હતો. હવે શું કરવું ત્હેનો મ્હને વિચાર થઈ પડ્યો. જુનો ઉપકાર યાદ લાવીને તેમને જતા કરવા કે તાજી ઇજાને માટે તેમને ઉધડા લેવા? છેવટે મ્હેં બીજો માર્ગ પસંદ કર્યો અને શ્રીયુત સાથે સખત ટપાટપી કરવાનું નક્કી કર્યું. આ રીત હું પસંદ કરૂં તેમાં કાંઇ નવાઇ નથી: માણસ જાત પહેલેથી જ નગુણી છે; તેમ ન હોત તો શેક્સપીઅરને એમ ન લખવું પડત કે બીજાનાં સત્કર્મો આપણે રેતી પર લખીએ છીએ અને દુષ્કર્મો પીતળની તખ્તી પર અમર કરીએ છીએ. અને મ્હારા હૃદયની તખ્તી પર પણ ગઇકાલનું અપમાન તાજું જ કોતરાયલું હતું એટલે બળતે દેયે હું ઘેરથી નીકળ્યો. રસ્તે ચાલતાં આસપાસ શું હતું તેનું કાંઈ ભાન નહોતું. નીચું ઘાલીને સડસડાટ હું ચાલ્યો જતો હતો, અને એક બે વાર તો બોજા સહિતના મજુરો સાથે અથડાતો સ્હેજમાં રહી ગયો. જો અથડાયો હોત તો એ બોજો ધમ્મ દઈને મ્હારી પર ઉતરત અને મ્હને ત્યાં ને ત્યાં જ "શાન્ત" કરી નાંખત. પણ મ્હારે સુભાગ્યે "પૂર્વજોનાં પુણ્ય" આડાં આવ્યાં (આવે વખતે પૂર્વજોનાં જ પુણ્ય આડાં આવે છે, આપણાં નહિ; કેમકે તેઓ પુણ્યની પ્રતિમારૂપ હતા, આપણે પાપનાં પુતળાં છીએ; પુણ્યનો ઇજારો ન્યાયી ઇશ્વરે તેમને જ આપેલો, અને પાપનો આપણને. હમ હતભાગ્ય આપણાં કે આપણે પૂર્વજો તરીકે નહિ ને પશ્ચિમજો તરીકે જ જન્મ્યા!) આમ પૂર્વજોની છત્રછાયાથી રક્ષાયલો હું મ્હારા મિત્રને ત્યાં સહીસલામત પહોંચ્યો અને ધડધડાટ કરતો દાદર ચ્હડ્યો. બ્હાર જોડા ઉતાર્યા અને અંદર જવાને પગ ઉપાડતો હતો ત્યાં તેમનો ધીર ગંભીર સ્વર બહારથી જ સંભળાયો:

> શોધે અમારાં સહુ શાસ્ત્ર શાન્તિને,
> બોધે અમારા સહુ શાસ્ત્રી શાન્તિ તે;
> એ છે મહામંત્ર સદા ય આર્યનો,
> થશે મહામંત્ર ત્રલોક સર્વનો."

સાંભળતાં જ મ્હારો ક્રોધાગ્નિ વધારે પ્રજ્વલિત થયો: હજી આની શાન્તિ જતી નથી? હજી એનું એ જ પીંજણ? મ્હને આટલું નુકશાન કરાવ્યું, દેશ આખાને અપમાન કરાવ્યું, અને હજી 'શાન્તિ' 'શાન્તિ' કર્યાં કરે છે?" ધડાક કરતું મ્હેં તેમનાં ખંડનું બારણું ઉઘાડ્યું.

"અરે શું શાન્તિપ્રસાદ, રાતદહાડો નમારી શાન્તિનો જાપ જપ્યા કરો છો? શાન્તિએ કાલ કેટલો દાટ વાળ્યો ત્હેની કાંઇ ખબર છે તમને? મ્હને તો ખોટ ગઇ પણ આખા હિન્દને મ્હેણું મળ્યું નમારા એ મહામંત્રને પ્રતાપે તો!"

જ્વાળામુખી સમો હું આમ બડબડી ઉઠ્યો પણ મ્હારા મિત્ર તો શાન્ત વ્હેતી સરિતા સરખા હતા.

"શાન્ત પડો, વિનોદ, શાન્ત પડો" અભીવર્તી મિટડી પર માંડતાં તેમણે કહ્યું; એમ જરાજરામાં ત્રીજું લોચન ઉઘાડીએ નહિ—મ્હેં કપાળે હાથ ફેરવ્યો; લોચન-બોચન તો ત્યાં હતું નહિ, પરસેવો હતો તે મ્હેં રૂમાલથી લુછ્યો—'ના, હજી ઉઘડ્યું નથી, પણ સંભવ હતો. બેસો, અહિં આ ખુરશી પર આવો. જરા પાણી બાણી પીઓ ને સ્વસ્થ થઇને મ્હને સમજાવો કે આટલું બધું શું છે."

તેમને ખુલાસા માટે આતુર જોઇને હું ઠંડો પડયો, લોચન વિશેની મશ્કરી સ્મિત સાથે ગળી ગયો, અને કાલે તેમનાથી છુટા પડયા પછીનો વૃત્તાન્ત સરવાળા ને ગુણાકાર સાથે જણાવ્યો. પાછળથી મનોવૃત્તિની પરીક્ષા કરતાં મ્હને જણાયું કે તે સુધારો-વધારો થોડે ભાગે મ્હારા આવેશને લીધે અજાણતાં થયો હતો, અને થોડે ભાગે એમની ઉત્કટ કલ્પના પર સચોટ અસર કરવાને જાણી જોઇને કરેલો હતો, બધી બીના આ પ્રમાણે વર્ણવ્યા પછી મ્હેં કહ્યું.

"કહો શાન્તિપ્રસાદ, હવે તમારી શાન્તિ છોડશો કે નહિ? તેનાથી મ્હને કે તમને જ નહિ પણ આખા દેશને ખમવું પડે છે તમે કહો છો તેમ શાન્તિમંત્ર હશે કોઇક દિવસ આર્યોનો મહામંત્ર પણ હવે તો તેનાથી આપણામાં બ્હીકણપણું ને દામત્વ આવી રહ્યાં છે; અને વળી પરદેશીઓની આંખમાં હલકા પડીએ તે તો જુદું."

'વિનોદ, તમારી ભૂલ છે, તમે એ વાત સ્હમજતા નથી સ્હમજી શકો તેમ નથી;"-મ્હારા ઊંડા, નિર્લજ્જ જડવાદ માટે મ્હને શરમ આવી-"જે વિદેશીઓનાં મીઠાં વચન ને મીઠી નજર માટે તમે ને તમારા જેવા ઉપરતળે થઈ રહ્યા છો તેમનામા આટલી અશાન્તિ ને દોડધામ છે તેને લીધે તો એ પ્રજાઓ પેલા નામચીન મહાયુદ્ધમા પાયમાલ થઈ ગઇ. તાજો જ ઇતિહાસ આમ વિસરો છો તો પ્રાચીન ઇતિહાસમાંથી-આર્યોના પુરાતન ને પુણ્યવંતા ઇતિહાસમાંથી-તમારા જેવા જેવા શી રીતે પ્રેરણાઓ ઝીલી શકશે?'

"એ તો જોઇશું, કાંક સગવડ કરશુ; પણ મ્હારા બીજા સવાલનો શો જવાબ? શાન્તિના અવળા ઉપયોગથી આપણે આપણું હીર ખોયું તેનુ કેમ? આપણું આખુંએ જીવતર લૂખું ને ઉદાસી ભરેલું છે તેનું કેમ? એ પ્રતાપ તમારા પુણ્યવન્તાં ઇતિહાસ ને ફિલસુફીના કે કોઇ બીજાના?

"એ પણ ભૂલ છે વિનોદ, શાન્તિના આનન્દ અનેરા છે, ત્હેની શક્તિ અપાર છે. તેનાથી કશી યે હાનિ કે અવનતિ સંભવે જ નહિ સાંભળોઃ

શાન્તિ નથી રાજવી ! કાંઇ ભીરુતા,
શાન્તિ નથી રાજવી ! કાંઇ શલ્યતા,
શાન્તિ નથી રાજવી ! કાંઇ હિમતાઃ
છે શાન્તિ સર્વાદ વિરામ, આર્યતા."

જાણે હું જ તેમનો "રાજવી" હોઉં તેવી રીતે મ્હારી બાજુ ડોકનો લ્હેકો કરીને અને તર્જની આગળ ધરીને તેમણે આ શ્લોક ગાયો. એ ગાઇ રહ્યા કે તરત ખડકનું બારણું ઉઘડ્યું અને, ઉત્સાહ ને સ્ફુર્તિના અવતાર સરખા વિદ્યુત્કુમાર અંદર આવ્યા. તેમની આવી ચપળતા ને મુખ-તેજ જોઇને મ્હને લાગ્યું કે ગુણાનુસાર નામ પાડનાર કોઇક ધનકોર કોઇ તેમને પણ મળ્યાં હશે.

—ચારુ.



# "મેં તને એજ કહ્યું હતું!"

લખનારઃ—મનુ.

## ૧.

નાનપણમાં સુવર્ણા પોતાની બા જોડે પ્રબોધને ત્યાં જતી ત્યારનો તે બે વચ્ચે સ્નેહ બંધાયો હતો. હવે તેઓ બાળક મટી મોટાં થયાં હતાં. અને તેઓની વચ્ચેનો સ્નેહ પણ ગાઢતર થતો જતો હતો.

પ્રબોધનો મોટો ભાઈ સુરેશચન્દ્ર આ કૌતુક જોઇ ત્રાસી જતો. આવા પ્રકારના સંબંધના ગંભીર પરિણામો તે કલ્પી શકતો. પણ એ સંબંધ શી રીતે અટકાવવો તે તેને સમજાતુ નહિ. વળી પ્રબોધ ને સુવર્ણાની એક બીજા માટે શી લાગણીઓ હતી તે જાણ્યા વગર, પ્રબોધને એ બાબતમાં ચેતવવો એ મૂર્ખાઈ ગણાય આથી કોઇ પ્રકારે તેઓના દિલની વાત જાણવાનો તેણે ઠરાવ કર્યો.

પ્રબોધ મેટ્રીકમાં પસાર થયો તેની ખુશાલીમાં તેના પિતાએ ચ્હાપાણી કરી બધાં સગાં વ્હાલાંને ઘેર બોલાવ્યાં પોતાના મિત્રો પાસે બેસી પ્રબોધ વાતચિત્ કરતો હતો. તેના મ્હોં પર ખુશાલી જણાતી હતી. પણ સુરેશની ચકોર આંખો એ ખુશાલીની પાછળ છુપાયલી અકળામણ જોઈ શકી. મિત્રોને વડીલ વર્ગ સાથે વાતમાં ગુંથાયલા દેખી પ્રબોધ નીચે ગયો. સુરેશ પણ તેની પાછળ ગયો સુવર્ણા પરસાળમાં ઉભી ઉભી કોઇ રખડતો કુતરો ઘરમાં ભરાયો હતો તેને બ્હાર કાઢવાને હાથના ઉંચા નીચા ચાળા કરતી હતી. સુરેશ જોડેના ખંડમાં સરકી ગયો ને પરસાળમાંથી કોઇ પોતાને જોઇ ન શકે એવી રીતે બધું જોવા લાગ્યો. પ્રબોધે સુવર્ણાની પછાડી જઇ તેની આંખ દાબી દીધી ને લાત મારીને કુતરાને બ્હાર કાઢયો. સુવર્ણા હસી પડીઃ જાણે ઓળખાતાનોજ ન હોય! કોણ જાણે કેમ પાસ થયો હોઇશ! કેમ ખરૂં કે નહિ?

'ખરૂં" પ્રબોધે સ્મિત કરી કહ્યું. પણ ગમે તે રીતે પાસ થયો હોઇશ તો પણ તારાથી તો ચઢું હોં! કુતરાને તારાથી ન કઢાયો તે મેં કાઢયો ને? 'પણ તું તો છોકરો છે!

આ વ્યર્થ બકવાટથી સુરેશનું માથું પાકયું. પણ બધી વાત સાંભળવાનો તેનો નિશ્ચય હતો. એવામાં સુવર્ણાનો સાદ સંભળાયો "પ્રબોધ તું પરણીશ કે કુંવારો રહીશ?"

'કોને પરણું?' પ્રબોધે પૂછયું.

'જેને કહે, કહું.'

'તું કહીશ તો હું તારે માટે વર શોધી કાઢીશ.'

સુરેશ ઊંચે જીવે સાંભળી રહ્યો.

'મને તો કોઇ જડતી નથી' સુવર્ણાએ કહ્યું.

'મને પણ નથી જડતો કોઈ.'

'આહ! પ્રભુ!' સુરેશે નિઃશ્વાસ છોડયો.

૨.

બીજે દિવસે બપોરે સુરેશ પ્રબોધની પાસે ગયો. પ્રબોધની સામે બેસી તેના તરફ ટીકીટીકીને થોડી વાર જોયા પછી ગુંચવાયલા અવાજે તેણે બોલવા માંડયું. 'પ્રબોધ કંઇક વખત થયાં એક ચિંતા મારું મન કોરી નાંખે છે. તને એ કહેવું કે નહિ તેનો વિચાર કરવામાં મેં ઘણા ઉજાગરા કર્યા છે. પણ આજે મેં છેવટનો નિશ્ચય કર્યો છે. મને શાન્તિ આપવી તારા હાથમાં છે.'

પ્રબોધ સાંભળી રહ્યો.

'સુવર્ણા કાયસ્થ છે ને આપણે બ્રાહ્મણ છીએ તે તું જાણે છે? તો પછી, શું તું એમ ધારે છે કે આપણા પિતા આવી વાત કદિ પણ થવા દેશે?'

'શી વાત. ભાઈ?' પ્રબોધે અજાયબીથી પૂછ્યું.

'તું ને સુવર્ણા પરણો તે, બીજું શું?'

પ્રબોધ ખડખડાટ હસ્યો. "આજ તમારી ચિંતાનું કારણ છે કે? એ કૌતુક વળી કયાંથી કાઢયું?" આટલું કહી ફરી પાછું પ્રબોધે હસવા માંડયું. પણ સુરેશ આ બધો ઢોંગ સમજી ગયો. 'ચોકખો ઢોંગ છે!' તે મન સાથે બબડયો; પછી પ્રબોધને કહ્યું 'પ્રબોધ, આજે હું તને કહું છું તે યાદ રાખજે. એવા ગાંડા વિચાર કરતો નહિ, તારી જીંદગી ધૂળમાં મળી જશે.' આ બધું તેણે ખૂબ અકળામણમાં કહ્યું ને પછી ચાલ્યો ગયો.

૩.

પ્રબોધ ફર્ગ્યુસન કૉલેજમાં આગળ અભ્યાસ કરવા માટે ગયો. કૉલેજમાં પોતાની હોંશિયારીથી તે પ્રોફેસરોનો માનીતો થઈ પડયો.

પણ તેથી પ્રબોધને સુખ ન મળ્યું. સુરતથી આવ્યાને ચાર મહિના થયા હતા, તો પણ સુવર્ણાના કંઇ સમાચાર ન હતા. સુવર્ણાને કંઇ કંઇ લખવાને તે તલપી રહ્યો હતો. પણ હવે તેને પોતાની ભૂલ સમજાઇ. 'મારેજ પહેલો કાગળ લખવો જોઇએ' કરીને તેણે આઠ બાજુ ભરીને સુવર્ણાને કાગળ લખ્યો.

આઠ દિવસ પછી સુવર્ણાનો જવાબ આવ્યો. સુવર્ણાના પિતાને અજમેરના ચિફ મેડિકલ ઑફિસરની જગ્યા મળી હતી, તેથી તે બધા અજમેર ગયાં હતાં. બે મહિના પહેલાં તેઓ સુરત નહોતા જવાનાં. ઑક્ટોબરની રજામાં પ્રબોધને અજમેર આવવાનું સુવર્ણાએ નિમન્ત્રણ કર્યું હતું.

'મઝા છે,' પ્રબોધે વિચાર્યું 'એક નવું સ્થળ જોવાનું મળશે.' પણ તરત ભાઇની ચેતવણી યાદ આવી તેનું મ્હોં ગંભીર થઈ ગયું. તે વિચારવા લાગ્યો: 'ભાઈ શું ખરું કહેતા હતા?

મન ગુંચવાયલું હતું-નિરુત્તર રહ્યું. તેણે ભૂતકાળનાં સ્મરણો ખડાં કરવા માંડ્યાં. દહાડે દહાડે સુવર્ણાની ને પોતાની વચ્ચેનો સ્નેહ વધતો જતો હતો, એમ તે જોઇ શક્યો. છેલ્લે છેલ્લે તો સુવર્ણાની સાથે બીજું કોઇ જરા પણ સંબંધ રાખે તે તેનાથી ખમાતું નહિ. આ કયા પ્રકારની લાગણી હતી? 'સુવર્ણાનો બધો સ્નેહ મારે માટેજ છે એમ હું સમજું છું શું? ભાઇનું કહેવું ત્યારે ખરૂં હતું?' દાંત પીસીને તે બબડ્યો, 'ના નહિજ' હૃદય બોલ્યું, 'હા હા.' 'ભાઇને બતાવીશ કે એમનું કહેવું ખોટું છે; અજમેર નહિ જાઉં; આનંદમાં રહીશ—'

હૃદયે સુવાર્યું 'રહેવા મથીશ' ને પ્રબોધ હોઠ કરડીને આરામ ખુરશીમાં પડ્યો.

૪

માર્ચ મહિનામાં પ્રબોધ પરીક્ષામાં પાસ થયો. સુવર્ણાનો અભિનંદનનો કાગળ આવ્યો. "પિતાજી સિવાય અમે બધાં સુરત આવ્યાં છીએ." એમ તેમાં લખ્યું હતું.

પ્રબોધ સુરત ગયો ત્યારે અંગ્રેજીમાં ઘણી સારી માર્ક્સ મળી તે માટે સુરેશે શાબાશી આપી ને પ્રબોધ સૂકાયો હતો તેનું કારણ પૂછ્યું. પણ પ્રબોધે "કોણ જાણે" કરી વાત ઉડાવી.

સાંજે પ્રબોધ કપડાં પહેરી બહાર જવા તૈયાર થયો. પ્રબોધે ધાર્યું હતું કે સુવર્ણા પોતાને મળવા ઘેર આવશે પણ કંઈ આવી નહિ. આથી તે જાતે જ તેને ત્યાં ગયો.

સુવર્ણાની માએ હેત ભર્યો આવકાર આપ્યો. "ખરે વખતે તું આવ્યો પ્રબોધ; હું હમણાંજ મારા ભાઈ સાથે સુવર્ણાના વિવાહની વાત કરતી હતી. કેશવલાલ વકીલના છોકરા કૃષ્ણલાલ જોડે એનો વિવાહ કરીએ તો સારૂં કે નહિ? તું શું ધારે છે?" પ્રબોધે મુખ મલકાવવા પ્રયત્ન કર્યો. અજાણે તેની દૃષ્ટિ દૂર બેઠેલી સુવર્ણા પર પડી. ધ્રૂજતા હોઠે અભિનંદન આપવા જતો હતો ત્યાં તેના મ્હોં પર વિષાદનાં ચિન્હ દેખી તે ખંચકાયો.

સુવર્ણાની મા ચહા કરવા બીજા ઓરડામાં ગઇ ત્યારે પ્રબોધ સુવર્ણા પાસે ગયો.

'શું છે સુવર્ણા? કેમ અકળાયલી છે?' પોતાની લાગણી દાબી રાખી તેણે પૂછ્યું.

પળેક સુવર્ણા તેની સામું ધારીને જોઇ રહી; પછી ડચકાં ખાતી બોલી પડી 'તું ક્રૂર છે, પ્રબોધ!'

'શું તારો વિવાહ થવાનો છે તે તને પસંદ નથી!'

સુવર્ણા મૂગી રહી.

'બોલની; મારી સામે કેમ ગુસ્સે થઈ છે?'

સુવર્ણાનું આખું શરીર ધ્રૂજતું હતું. 'તું બાયલો છે' તે બરાડી ઉઠી. "તારે જોઇએ તે તું મેળવી શકતો નથી. ધિક્કાર છે!"

'શું એમ કહે છે કે—'

'હા' સુવર્ણા તપીને વચ્ચે બોલી ઉઠી. 'હા પિતાજી પાસેથી તારે કંઇ જોઇએ છે બ્હીકણ છે, તારાથી મંગાતું નથી!'

'ના, તારો શો વિચાર છે તે હું જોતો જાણતો……'

સુવર્ણા કચરીયાં ખાતી હતી

'પિતાજી ક્યારે આવવાના છે ?'

'આ રવિવારે.'

૫

રવિવાર આવ્યો. પ્રબોધ સુવર્ણાને ત્યાં ગયો ત્યારે તે બારણામાં ઊભી હતી. 'હમણા પિતાજી પાસે જતો નહિ' સુવર્ણાએ કહ્યું, 'કેટલાક જણ એમને મળવા આવ્યા છે ત્યાં લગી નીચે બેસ.'

પ્રબોધ સુવર્ણા સાથે ઘરના પાછલા ભાગમાં ગયો. સુવર્ણાએ ચહા મૂકી. પ્રબોધ સુવર્ણા તરફથી કંઇક ઉત્તેજનની આશા રાખતો હતો પણ તે કંઇ બોલી નહિ. ચહા થઇ ત્યારે એક પ્યાલું પ્રબોધને આપી એક પોતે લીધું. પણ આ બધું મુગાં મુગાં થયું. સુવર્ણા મૂગી થઈ ગઈ કે શું ? એમ પ્રબોધે વિચાર્યું.

પ્રબોધ ચહા પી રહ્યો ત્યારે મળવા આવેલા તે લોક ગયા. પ્રબોધ માળે ગયો.

'ઓહો પ્રબોધ ! તું આવ્યો કેમ ત્યારે ! વારુ, વ્હેલો કેમ ન આવ્યો ?'

સુવર્ણાના પિતાએ પૂછ્યું. પ્રબોધ જવાબમાં હસ્યો.

'પૂનામાં ઠીક પડે છે કે નહિ ?' પિતાએ પૂછ્યું.

'એકંદરે ઠીક છે. સગાં વ્હાલાંની ખોટ ઘણી વાર સાલે.'

'હવે ક્યાં જવું છે, પૂના કે મુંબઇ ?'

'હજી વિચાર નથી કર્યો. કોઇ પણ રીતે મુંબઈ તો નહિજ.

આ પછી કોઇ બોલ્યું નહિ. પ્રબોધને અકર વકર થઇ. આખરે તેણે મૂંઝવણમાં બોલી દીધું. 'એક ભિક્ષા માગવી છે.'

સુવર્ણાના પિતાના મુખ પર સ્મિત ફરક્યું: 'શી હશે ? ગમે તે હોય, માગ આપીશ.'

પ્રબોધની જીભ લથડી; ખુબ ગભરાટમાં તેણે કહી દીધું "સુવર્ણા" ને જમીન નિરખવા માંડી

સુવર્ણાના પિતા હસી પડ્યા 'ઓહો ! શું સુવર્ણા જોઇએ છે ?'

પ્રબોધે આમ હસી કઢાવાની જરા પણ આશા નહોતી રાખી. શું કહેવું તે તેને ન સમજાયું. ત્યાથી નાસી જવાનું તેને મન થયું, પણ તેમ કરી શક્યો નહિ.

'પ્રબોધ, આજનુ હાસ્ય શાથે પરણે એ કોણે કહ્યું ?'

પ્રબોધે મહની મેરે તેમના તરફ જોયા કર્યું. તેણે વિચાર્યું "પ્રેમ" એમ કહીશ તો શું કહેશે ?' પણ ગમે તે જવાબને હસી કાઢવાને સુવર્ણાનો પિતા તૈયાર હતો તે તેણે જોયું. પ્રબોધ તપી ગયો, ઊભો થયો, ગુસ્સાથી નમન કરી ઓરડાની બહાર ચાલ્યો ગયો. દાદરેથી ઉતરતા ઉતરતાં કોઈ હાસ્યના ધક્કા તેને વાગ્યા.

૬

ઘેર જઇ પ્રબોધ સીધો પોતાના ઓરડામાં ગયો ને આરામ ખુરશીમાં પડ્યો. અડધો કલાક સુધી તે કંઇ પણ હેતુ વગર ઉપરનાં પીઢીઆં જોઇ રહ્યો; અજાણતાં તે ઊભો થઈ બારીએ ગયો.

આકાશમાં ભડકા થયા હતા; સામા ઘરનાં છાપરાં પર બેસીને કોઇ પક્ષી આકાશ તરફ જોઇ રહી પોતાનું દુઃખ રડતું હતું! નીચે રસ્તા પર વૃદ્ધ આંધળો ફકીર ઘેર ઘેર ભિક્ષા માગતો પસાર થતો હતો. આ બધું જોઇ પ્રબોધ ઉંડા વિચારમાં પડ્યો. એવામાં દાદર પર કોઇનાં પગલાંનો અવાજ સાંભળીને તે ચમક્યો. ઘડી પછી સુરેશ ઓરડામાં આવ્યો. હમેશની માફક તેની મુખમુદ્રા શાન્ત પણ કડક હતી. કંઇક શોધી કાઢવા માગતો હોય તેમ તેણે પ્રબોધની આંખો ધારી ધારીને જોયું. પછી બોલવા માંડ્યું:

'આખરે તારાથી ન રહેવાયું કેમ? એ નફટાઇ તું ક્યાં શીખ્યો? તારૂં મ્હોં કેવું દેખાયું હશે તે વખતે? તને આ શું થયું? પણ કદાચ તને કંઇ નહિ થયું હોય. તું શું કરતો હતો તેનું તને ભાન ન હતું. તેં શું કીધું તે તું જાણે છે? હું કહીશ: તારા પિતૃજોના આત્મા તેં કચડી નાંખ્યા છે; તારાં સઘળાં સગાં વ્હાલાંને તેં શરમમાં ડુબાડી દીધાં છે; ઘણાં આને લીધે મરવાનાં હશે તેથી વ્હેલાં મરશે! ને તને પોતાને કેટલું નુકશાન થયું છે તેનો તને ખ્યાલ છે? તેં તારૂં સત્યાનાશ વાળ્યું છે! તું ડોળા કાઢે છે, પણ મારૂં કહેવું ખરૂં છે. આઠ મહિના પહેલાં પણ મેં તને એજ કહ્યું હતું!'

પ્રબોધનો ચ્હેરો લાલચોળ થયો હતો. ગુસ્સાથી તેનું આખું શરીર ધ્રુજતું હતું; ગૂંગળાને સાદે તેણે કહ્યું, 'કશાથી મારૂં સત્યાનાશ નથી વળ્યું, ભાઇ; તમારા શબ્દો વાળશે!'

× + ×

ને રાત્રે ઘૂવડોની ચીચયારી વધારે સ્પષ્ટ સંભળાઇ; ને રાત્રે શેરીઓમાંના કૂતરાઓએ ચંદ્ર તરફ જોઈ રહી કરૂણ રૂદન કર્યું; ને રાત્રે પ્રબોધ ઘર છોડીને ચાલ્યો ગયો. વર્ષો પસાર થઈ ગયાં પણ તે પાછો આવ્યો નહિ!

# ટીકા અને ચર્ચા.

## 'તાત્કાલિક સંસ્કાર' વિશે "સાહિત્ય"ની ટીકા.

"ચેતન"ના સંયુક્ત તંત્રીઓની સેવામાં.

વિનંતી કે, જેને "એ અંકમાં પહેલું સ્થાન આપવામાં ભાઇ ચન્દ્રશંકરે ગંભીર ભૂલ કરી છે" તે, 'સમાલોચક'ના જુનના અંકમાં છપાએલા સાહિત્યપરિષદ વિશેના લેખ ઉપર "સાહિત્ય" પત્રે પોતાના ઑક્ટોબરના અંકમાં સંક્ષિપ્ત ટીકા કરી છે તે આપના અને આપના વાંચકોના ધ્યાનમાં હશે જ. તે ટીકા વ્યાજબી છે કે કેમ તે ટીકાલેખ લખાયો તે ઘડીએ, લખનારની ઉપર વિસ્તરેલા વાતાવરણમાં, કીટ્સના વિઘાતક, વિખ્યાત વિવેચક ફ્રાન્સિસ જેફ્રીનો આત્મા પોતાના કઠોર સ્મિત સાથે, કઠોર નગ્નનિષ્ઠુરતા સાથે, પોતાની શ્યામળી પાંખો પ્રસારીને ઉપસ્થિત થયો હશે; તે આત્માની પુરુષ પ્રેરણાઓ હોંસે હોંસે ઝીલનારને આ પ્રકારની ટીકાઓ લખાય એ સ્વાભાવિક છે. ગુજરાતને સુભાગ્યે "સાહિત્ય"ના ટીકાવિષયમુખ પુરુષોના હૃદય કીટ્સના હૃદયની માફક અતિઆળાં કે અલ્પમનસ્યુક્ત નથી, જો હોત તો, એક સાહિત્યદ્રોહ કરનાર કવિઘાતકને સંઘરવાનો લ્હાવ ગુજરાત પણ લઇ શકત.

૨. પંડ્યાના લેખ સાથે "સાહિત્ય"કારનું લખાણ સરખાવતાં બંનેના મનની અન્તઃ સ્થિતિ પર સારો પ્રકાશ પડે છે: એકમાં સત્વગુણી મહત્ત્વાકાંક્ષા છે, બીજામાં તમોગુણી અલ્પસંતુષ્ટતા છે; એકની કૃતિ ઉદાર, કર્તવ્યભાનયુક્ત (Responsible) અને સવિવેક વિચારરીતિનું પરિણામ છે, બીજાની કૃતિ મદયુક્ત, ઉદ્ધત અને સાંકડી વિચારરીતિનો નાદર નમુનો છે, એકમાં સત્યશોધકની માધ્યસ્થવૃત્તિ અને સત્યાગ્રહની નિર્ભયતા છે. બીજામાં સત્યના ઉપેક્ષક અને ઉચ્છેદકની ઉચ્છૃંખલવૃત્તિ અને ભીરુતા છે; એકની વિવેચન પદ્ધતિમાં નમ્રતા અને સંયમ છે. બીજાની વિવેચન પદ્ધતિમાં માત્ર [illegible], patronising tone નું, વડીલ વેડાનું દર્શન છે.

મ્હારા આ શબ્દો આકરા છે એમ લાગશે, પરન્તુ, સામાન્ય દૃષ્ટિથી થએલા ઉપલા કથનોના સમર્થનમાં જે વિશેષ અને વિસ્તારી ચર્ચા અહિં નીચે કરી છે અને "સાહિત્ય"ના અભિપ્રાયોનું પૃથક્કરણ કર્યું છે તે વાંચ્યા પછી, મ્હારા શબ્દોનું આકરાપણું ન્યાય્ય અને સકારણ છે એમ વાચનારને પ્રતીતિ થશે એવી આશા છે. અલબત્ત, સાહિત્ય સેવામાં જે પન્થ અને પદ્ધતિ "સાહિત્ય" પત્ર સ્વીકારે છે તે જો હું પણ સ્વીકારું તો દલીલસર વિસ્તારી ચર્ચા કરવાની જવાબદારી મ્હારે માથે ન રહે, તો તો, 'અમે'-યુક્ત સર્વસામાન્ય અભિપ્રાયો દર્શાવીને, અમુક લેખકવર્ગ જેને "પંતુજાયું કરવું" કહે છે તે ક્રિયાના કરણથી જ કર્તવ્ય સમાપ્તિ થઇ જાય. પરન્તુ તે પન્થ ને તે પદ્ધતિ મ્હારે માટે 'નિષિદ્ધવર્જ્ય' છે.

૧. "સાહિત્ય"કાર કહે છે, "એ લેખ ત્રણ પાનાનો છે, તેના ઉપર એક પાનાનો ઉપોદ્ઘાત છે. ભાઇ ચંદ્રશંકરે ઉપોદ્ઘાત લખીને પાણીમાં [illegible] નાંખવાનું કામ કર્યું છે." આ વાક્યમાં

શબ્દનો એક ખોટો પ્રયોગ છે અને એક અવળો ખ્યાલ છે એ હકીકત તટસ્થ વાંચનારને તુરત જણાશે. રા. પંડ્યાના લેખને આરંભે જે પરિચ્છેદ ( paragraph ) ચોરસ કાંઠામાં મુકાયો છે તેની શરૂઆતમાં મ્હોટા, જલદીથી વાંચી શકાય તેવા અક્ષરે નોંધ-શબ્દ લખાયો છે. અને છતાં તે પરિચ્છેદને "ઉપોદ્ઘાત" એવું જબરૂં અને અનુચિત નામ આપીને "સાહિત્ય"કાર પોતાના ઉંડા ભાષાજ્ઞાનનું પ્રદર્શન કરાવે છે ભાષાભક્ત પ્રેમાનંદના અનન્ય ભક્તને આ રીત જરા અણછાજતી છે, તે નોંધે. ગેરસમજ દૂર કરવાને તે પૂરેપૂરી અવશ્યક હતી છતાં, મુખ્ય લેખ વાંચીને "સાહિત્ય" કારના કમળ સમા કુમળા હૃદયમાં પડેલા ઘાની અંદર લવણ નાંખવાનું નિષ્ઠુર કાર્ય કર્યું છે તો ગુજરાતના સાહિત્ય સેવકોની ફરજ છે કે સાહિત્ય પરિષદ્‌ની એક ખાસ બેઠક ભરીને તે નિર્દય નોંધ પર " વોટ ઑફ સેન્સ્યોર" પસાર કરવો. પોતાના અદ્વિતીય પત્રકારને ગુજરાત આટલું ય રક્ષણ નહિ આપી શકે, બલ્કે તેમની આ મ્હોટી સેવા યે નહિ બજાવી શકે તો તેના જેવું અગુણજ્ઞ ત્રિલોકમાં બીજું કોઈ નહિ વળી, "ઉપોદ્ઘાત"ના લેખનમાં એક આખું પાનું રોકાઈ ગયું તેથી પણ "સાહિત્ય"કારનું દિલ દુભાયું છે તે પાનું "સાહિત્ય"નાં મહામૂલ્યવાન પાનાંમાંથી ચોરીને લેવામાં નહોતું આવ્યું છતાં અદ્વિતીય પત્રકારે તે માટે ફરિયાદ કેમ કરી તે તો તેમના સૂક્ષ્મવિચારક અનુયાયીઓ જ જાણે. અને 'ઉપોદ્ઘાત' એવો જડબાં તોડનાર, મહા સંસ્કૃત શબ્દ વાપરવાની શી જરૂર? કોઈક સુઘડ, સુન્દર, સરળ, તળપદો શબ્દ ત્હેને સ્થાને ન જડી શક્યો? કહે છે ને કે નવીન ગુર્જર સાહિત્યનો વિકાસ તળપદી વાણીથી જ શક્ય છે? "વસન્ત" સરખા ભાષાપંડિત પત્રે તે મ્હોટો શબ્દ વાપર્યો હોય તો આપણે મન વાળીએ કે, "હોય, 'વનમાળી' ને 'વનવિહારી' ના વ્હાલપડા પત્રમાં એમ જ હોય." પરન્તુ એક તળપદું પત્ર તેમ ન કરી શકે; અને ત્હેની બાબતમાં આપણને કશું આશ્વાસન નથી. એ વિશેષ ખેદની વાત છે.

૨. "તેને એ અંકમાં પહેલું સ્થાન આપવામાં ભાઈ ચંદ્રશંકરે ગંભીર ભૂલ કરી છે."— "સાહિત્ય" ના આ આક્ષેપનો પ્રતિકાર કરતાં કેટલાક સ્પષ્ટ પ્રશ્નો પૂછવાની જરૂર જણાય છે: 'સમાલોચક'ના તે આખા ય અંકમાં બીજો એક પણ એવો લેખ "સાહિત્ય"કાર બતાવી શકશે જેની સાર્વજનિકતા, ઉપયોગિતા અને પ્રૌઢ વિચારપૂર્ણતા રા. પંડ્યાના લેખની જેટલી જ હોય? હું બીજા સારા લેખકોને અન્યાય કરવા નથી મ્હાગતો, પરંતુ પ્રત્યેક વિચારશીલ મનુષ્ય જોઈ શકે એમ છે કે કોઈ પણ 'તંત્રી' નામને યોગ્ય તંત્રી તો તે લેખને ત્હેના સહજ આકર્ષણ અને સર્વોપયોગિતાને કારણે પહેલો જ મુકે એવો તે છે. વળી, "કુક્કુટાદીક્ષા" જેવા કેવળ પિષ્ટપેષણથી ભરપૂર અને વૈરવૃત્તિથી જ પ્રેરાયલા લખાણને માનની પદવી આપનાર વ્યક્તિને ઉપલી ફરિયાદ કરવાનો અધિકાર પણ કેટલો? મસ્તકક્ષેત્રમાં સનાન્યતાનો સારો કાલ આવ્યો હોય ત્યારે શાણા મનુષ્યો પણ કેવી ઝડપથી પોતાનો જ બોધ વિસરે છે અને પોતાનાં ચરણારવિન્દને પોતાના જ કંઠમાં આરોપવાની દર્શનીય કલા કેટલી સંપૂર્ણતાથી ખીલવી શકે છે ત્હેનું આ સચોટ દૃષ્ટાંત છે.—પોતાની ફરજ સમજનાર હર કોઈ તંત્રી કહેશે કે "સાહિત્ય"ના તે અંકમાં પહેલું સ્થાન પામવા યોગ્ય એક પણ લેખ હોય તો તે, પ્રો ગજ્જર વિશેનો "લલિત"નો અનુપમ લેખ જ છે. પરન્તુ આ જમાનો ફરજ સમજવાનો નથી, પ્રમાણબુદ્ધિ કે વિવેક બુદ્ધિ સાચવવાનો નથી; આ જમાનો બીજ જશાપદર ટીકાઓનો છે, સહજ સંયમ ઉપદેશો ઉચ્ચારવાનો અને —માત્ર ઉચ્ચારવાનો જ —છે.

૩. રા. પંડ્યાના અનારોગ્ય સાથે તેમના લેખને સંબંધ હોવા વિશેનું 'સાહિત્ય'નું સૌજન્ય-હીન, અણઘટતું અને અહેતુક સુચન વિચારીને આ પાનાને કલંકિત નહિ કરું. તેવાં સૂચન તેમના લખનારને સંસ્કારી પુરૂષોની કોટિમાંથી હંમેશ માટે બાતલ કરે છે એ સર્વવિદિત છે. તે અપમાન અને તોછડાઈ જાણે અપૂર્ણ હોય તેમ, પોતાના તે વર્તનનો શિથિલ બચાવ 'સાહિત્યે' નવેંબરના અંકમાં કર્યો છે. ને 'બચાવ' ના મુખ્ય બે મુદ્દા આ છે. રા. પંડ્યા 'સાહિત્ય'કારના પરમ મિત્ર છે; અને રા. પંડ્યાનાં વચનો અવતરણ ચિન્હોમાં મૂકાયાં છે.

'સાહિત્ય'કારનું ઉપનું સુચન સારા માણસને છાજે તેવું નથી એ ઉપર જણાવ્યું છે. પરન્તુ 'સાહિત્ય'નો અભિપ્રાય એવો છે કે તેવું સુચન જાણી જોઇને, જાહેર લખાણમાં અને પૂરી ગંભીરતાથી કરવું એ તેમનો મિત્ર ધર્મનો આદર્શ છે. ખરેખર, આ અક્કલમંદ અભિપ્રાય વાંચીને રા. પંડ્યાએ છાની પ્રાર્થના કરી હશે કે, 'God' save me from my friends!'

બીજું મૂળ શબ્દો અવતરણ ચિન્હમાં જ મુકયા છે એમ કહેવામાં અરધું જ સત્ય છે; અને ટેનિસનની ઉકિત પ્રમાણે, " A lie which is half a truth is ever the blackest of lies '—જેમની આંખો સર્વાંશે સાફ છે તેઓ તો તુરત જોઈ શકે છે કે રા. પંડ્યાનાં વચનો સાથે 'સાહિત્યે' પોતાની ટીકા હુશિયારીથી મેળમેળ કરી છે.

૪. 'તાત્કાલિક સંસ્કાર' પ્રસિદ્ધિમાં નહિ મૂકવાની સલાહ આપતા "સાહિત્ય" પૂછે છે, તેવો સંસ્કાર શું 'સર્વ કાળે માનવા જેવો છે? કદાચ નહિ હોય; તેને માનવો એવો રા. પંડ્યાનો સ્હેજ પણ આગ્રહ તેમના લેખમાં નથી. પરન્તુ "સાહિત્ય" નો પ્રશ્ન બીજી દષ્ટિથી વિચારવાની જરૂર છે. તેની માન્યતા એવી લાગે છે કે જે વિચાર કે સંસ્કાર 'સર્વ કાળે માનવા' યોગ્ય હોય તેને જ ત્રિકાલાબાધિત પ્રસિદ્ધિમાં મૂકવા. આ માન્યતામાં એક અનહિત સત્ય એ રહેલું છે કે "સાહિત્ય" પોતે આ ઉપદેશાનુસાર આચરણ કરે છે. બીજી રીતે કહેતાં દશાસત્ય સત્યોનો જ ઉચ્ચાર "સાહિત્ય" મુખે સર્વદા થાય છે તેથી ગુજરાતી લેખકો માટે એમાંથી એક જ માર્ગ રહ્યો છે: કાં તો, ઋષિઓના જેવી દિવ્ય દષ્ટિ પ્રાપ્ત કરીને લેખ લખતાં અગાઉ જોઈ લેવું કે પોતે જે કાંઈ કહેશે તે 'સર્વ કાળે માનવા જેવું" છે કે નહિ, જો નહિ. તો લેખનની પ્રવૃત્તિમાત્ર બંધ કરવી.

રા. પંડ્યાનો 'સંસ્કાર' ખોટો કે અયોગ્ય છે તે બતાવવાને "સાહિત્ય'કારે એક પણ સબળ પ્રમાણ આપ્યું નથી. "ગુજરાતના કવિઓ કે લેખકો તેઓ ગણે છે તેવા છેક નથી" એમ કહેવું એ એક વાત છે, અને શિષ્ટ વાચકોને તે કથનની પ્રતીતિ કરાવવાને પરા વિદ્યાથી યત્ન કરવો એ જુદી જ વાત છે.

ઉપર ટપકેથી જોતા ખરાંસ ગે તેવા પ્રમાણોની તપાસ કરીએ તો જણાશે કે, "કવિઓની ખ્યાતિવીસાયત મારફત અહીં આવતા વિશે 'સાહિત્યે' જે નિરર્થક છણકો વાળ્યો છે તે સર્વથા અસ્થાને છે." "રવીન્દ્રનાથજીની ખ્યાતિ જગતમાં વિશેષ છે માટે મને તે ગાંધીજી કરતાં મ્હોટા લાગ્યા હોય એ કલ્પનાને હું સહેજ તપાસવાનું માન આપી શકું એમ નથી; એ કલ્પના મ્હારી સ્વતંત્ર વિચારશક્તિને ગંભીર અન્યાય કરે છે."— "સાહિત્ય"કારને ખુદખુદ દુઃખ દેનારી પેલી નોંધ (કિંવા 'ઉપોદ્ઘાત')માં આ વાક્યો લખાયાં છે. "સાહિત્ય"ના લખનારે તે વાંચવાં જ નથી કે વાંચવા છતાં ભૂલી જવાની તસ્દીજ કરી છે?

રા. પંડયાનો આ ખુલાસો અત્યન્ત સ્પષ્ટ હોવા છતાં, એવું કહેવાનો તેમનો આશય નહીં હોય એમ કહીને અજાણ્યપણાનો દેખાવ કરીને છટકી જવાની વેતરણ "સાહિત્યે" કરી છે. આ નિર્બળ ને દેખીતી દાંભિકતા કોને છેતરશે ?

૫. પ્રોફેસર મોલ્ટનની હુંફાળી સ્હોડમાં પણ "સાહિત્ય"ને આશરો મળવો મુશ્કેલ છે. "વસન્ત"ની પીઠે ઉતારાયેલા તે પરિચ્છેદનો પૂર્વાપર સંબન્ધ જાણ્યા વિના તેનો ઉપયોગ એક કે બીજા પક્ષનું મન્તવ્ય સિધ્ધ કરવામાં થઇ શકે નહિ. તે પરિચ્છેદમાં જે વિચારો દર્શાવાયા છે તે જ જો પ્રો. મોલ્ટનની સાહિત્યભાવનાનું સત્ત્વ હોય તો તેમના જેવા વિદ્વાનના મતની સંકુચિતતા માટે શોક થયા વિના રહેતો નથી. સાહિત્ય જેવા સર્વદેશી અને સમયબન્ધનથી રહિત વિષયને પણ આપણી "રાષ્ટ્રીય ભાવનાઓ (જે ગમે તેવી સ્તુત્ય અને અમુક સમયવિભાગે માટે અગત્યની હોવા છતાં, બહુ વખત ચાલુ રહે તો 'કૂપમંડૂકતા'માં જ પરિણામે છે તે)ની સાંકળમાં જકડવાના યત્નો કોઈ રીતે પ્રશંસનીય કે હિતાવહ નથી. માનવહૃદયનાં વિવિધ રહસ્યો પ્રીછવામાં અને પ્રકાશવામાં શેક્સપીઅર પ્રેમાનન્દ કરતાં ઘણો વધારે નિપુણ છે એમ મ્હને વારંવાર લાગતું હોય, દર વખતે વિશેષ સ્પષ્ટતાથી અને વિશેષ સબળતાથી લાગતું હોય છતાં પ્રેમાનન્દ મ્હારા પ્રાન્તમાં જન્મ્યો તે જ ક્ષુદ્ર અને આકસ્મિક કારણને લીધે ત્હેને 'મહાન'–અને તે પણ શેક્સપીઅર થી મહાન !–માનવો કે મનાવવો એવી ભ્રષ્ટ સાહિત્યભાવના મ્હારી સંસ્કારિતાને દૂષિત જ કરે અલબત્ત, પ્રેમાનન્દની આંશિક (partial) મહત્તા સ્વીકારવામાં મ્હને બાધ ન હોય: મ્હારા દેશની જે સંસ્કૃતિની વિધવિધ ચિત્રો ત્હેણે આલેખ્યાં હોય તે સંસ્કૃતિની મધ્યમાં હું બાળપણથી ઉછર્યો હોવાને લીધે તે ચિત્રો મ્હને આકર્ષક અને પ્રિય લાગે એ સ્વાભાવિક છે. પરન્તુ, તે ચિત્રો કરતાં કાંઇક વધારે ઉંચું અને વધારે ઊંડું હું શેક્સપીઅરની કૃતિઓમાં (અથવા તો, રવીન્દ્રનાથ કે ગએટેની કૃતિઓમાં) જોઇ શકું તો પછી પ્રેમાનંદને ને કવિઓ કરતાં સર્વાંશે મહાન ગણવવાનો દુરાગ્રહ કરવો એ અધમતાની પરાકાષ્ઠા જ છે. અહિં ખરો પ્રશ્ન એજ છે કે આપણી ઉચ્ચતર વૃત્તિઓને વફાદાર રહીને દૃષ્ટિ વિશાળ રાખવી અને સત્ય શોધવું, કે પ્રાકૃત જનોની પ્રીતિ સંપાદન કરવાના અનુચ્ચ ઉદ્દેશથી જ, જેટલું જેટલું આપણું તે સઘળાને સર્વાંગ સુન્દર ને સર્વોત્કૃષ્ટ તરીકે ડોળી બેસાડવું? જ્ઞાનને તો સ્થલકાલ નડયાં નથી ને નડશે નહિ; "જ્ઞાનગગનમાં નહિ દેશકાળ. એ તો અખંડ અણુજાણ્યાં આળ" આ ઉક્તિને "સાહિત્ય" મુદ્રાલેખ તરીકે સ્વીકારી શકશે તો ગુજરાતને કાંઇક વધારે ઉન્નત પાઠ શીખવી શકશે.

૬. વિષય સમેટતાં એકાદ બે ન્હાની બાબતો ટુંકમાં પતાવીએ. "તેમણે ગુજરાતના ૭ સાક્ષરો માત્ર ગણાવ્યા છે. ત્યાં હાજર રહેલાં બીજા તે કદાચ ભૂલી ગયા હશે; ગેરહાજર એવી નાનાલાલ કવિ અને અરદેશર ખબરદાર જેવી પ્રચંડ શક્તિઓ તેમને યાદ નહીં રહી હોય." 'સાહિત્ય'ની આ ફરીઆદના ઉત્તરમાં રા. પંડયાનાં વચન ટાંકીએ: "એ ૭ સાક્ષરશ્રેષ્ઠો ઉપરાંત બીજા પણ અનેક યોગ્યતા યુક્ત વિદ્વાનો–વૃદ્ધ, પુખ્ત ઉમ્મરના તથા યુવાન–હાજર હતા, અને છતાં યે મ્હને ગુજરાત નિસ્તેજ લાગ્યું–રવીન્દ્રનાથજીની હાજરીમાં, ન્હાનું લાગ્યું." ત્યારે રા. પંડયાનું પાપ એટલું કે પરિષદના મુખ્ય પ્રમુખનો અને ખુદ "સાહિત્ય"ના તંત્રી મહાશયનો નામથી નિર્દેશ ન કરતાં, "યોગ્યતા યુક્ત વિદ્વાનો"માં તેમને સમાવી દીધા. "સાહિત્ય"કારની ફરીઆદ વિનયશીલ, તો ખરી ! "પ્રચંડ શક્તિઓ" વિશે એટલું જ કહેવાનું કે "રવીન્દ્રનાથજીની હાજરીમાં" હોમ તેમની જ સરખામણી પરિષદ નખને કરી હતી.

તમામ ગુજરાતીઓ રા. પંડયાને શા માટે નિસ્તેજ લાગ્યા તે રસિક અને મહત્ત્વનો પ્રશ્ન કોઇક વાર સવિસ્તર ચર્ચવા જેવો છે; અહિં તો "સાહિત્ય"ની લાક્ષણિક ટીકાઓનો સત્યને ખાતર ઉત્તર આપવાનો જ યત્ન છે, તે ટીકાકાર અને તેમના અનુયાયીઓ રા. પંડયા સરખા ભાવનાપ્રેમીનું હૃદય પારખતાં શીખશે, અને તેમનો આતુર પ્રશ્ન–" માનવજીવનના ઉચ્ચ કાર્ય પ્રદેશોમા ગુજરાતનાં સંતાનો ક્યારે ઘુમશે–ઝઝુમશે–ને ગુજરાતને અનેરૂં ગૌરવ ભારત વર્ષમાં અને જગતમાં અપાવશે?"–વિચારશે તો ગુજરાતની વધારે ઉપયોગી સેવા કરી શકશે.* ક્રિટિક.




**समाज जीवन** પુ. ૩ જું અંક ૧ લો સપ્ટેમ્બર લવાજમ: રૂા. ૪–૦–૦

અધિપતિઃ **નારાયણ ગોકળદાસ ડોસાણી**

ફીકાસ્ટ્રીટ ગીરગાંવ પોસ્ટ–મુંબઇ.

આ બે વર્ષ પર નીકળેલું સામાજીક પ્રશ્નો ચર્ચતુ માસિક સપ્ટેમ્બરના અંક સાથે ત્રીજા વર્ષમા પ્રવેશ કરે છે. ત્રીજા વર્ષનો પ્રથમ અંક ખાસ અંક તરીકે પ્રકટ કર્યો છે. એનું બાહ્યાંગ સુંદર અને આકર્ષક–ઘડીભર નયન માંડી નિરખી રહીએ એવું થયું છે. અને તે માટે અમે અધિપતિ મી. ડોસાણીને અભિનંદન આપીએ છીએ. પણ એ બાહ્યાંગ જોતાંજ સાથે સાથે એક કડુ સત્યનો દુઃખદ અનુભવ પણ થાય છે કે આપણામાં યોજના શકિત Originalityની અત્યંત ખામી છે. ટુંકમાં વીસમીસદીનું ઉઘાડું અનુકરણ કરવામા–એની આબેહુબ નકલ ઉતારવામાં એમને સંપૂર્ણ ફતેહ મળી છે. અંકમાં લેખોની વિવિધતા ઘણે અંશે જળવાઈ છે. કાવ્યો એકંદરે સારાં છે. રા. ભાનુનું 'અલિ કહેને બજ્યુ આતે કેવી રૂઢિ' વાળું કાવ્ય હાર્દિક ભાવ રજુ કરે છે. વાર્તા તેમજ સામાજીક લેખો પણ સારા છે. સામાજીક અવલોકન સાથે સમાજ સુધારાના લેખોનો નવો વિભાગ શરૂ કરવા ભલામણ કરીશું તો અસ્થાને નહિ ગણાય. બે વર્ષ દરમ્યાન માસિકે કરેલી પ્રગતિ તથા સાહિત્ય અને સમાજસેવા ધ્યાન બહાર રહી શકતી નથી. અમને આશા છે કે નવીન ગુજરાતના ઘડતરમાં તથા ગુજરાતની સમાજ સુધારણામાં આગળ જતાં આ માસિકે સારો ભાગ ભજવશે.

---

* "ક્રિટિક"ના અમુક શબ્દોની ઉગ્રતા સંયમિત રહી શકી હોત તો વધારે સારૂં; તો પણ તેમણે ઉઠાવેલા અને સબળતાથી ચર્ચેલા પ્રશ્નોની વિશિષ્ટતા તથા ઉપયોગિતા વિચારમાં લઇને તેમનો પત્ર સાધન્ત મૂળ સ્વરૂપમા જ પ્રસિદ્ધ કરવાનું ઉચિત ધાર્યું છે.

"ચેતન" ના તંત્રીઓ.

**ગૃહિણી ભૂષણ પુ. ૧ લું અંક ૧-૨-૩-૪ વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦**
**ઓ. તંત્રી. નટવર એમ., વીમાવાળા**

આ નવીન માસિકના પ્રથમ ચાર અંક અમને અવલોકનાર્થે મળ્યા છે. છેલ્લા બે અંકોથી રા. નટવર એમ. વીમાવાળા તંત્રી તરીકે છે. માસિકમાં સ્ત્રી-ઉપયોગી તથા આરોગ્યોપયોગી લેખો છે. ગુજરાતી માસિકોને અજાણ્યો અને એમણે નવો શરૂ કરેલો પ્રશ્નોત્તરીનો વિભાગ જો યોગ્ય દિશામાં પ્રગતિ કરશે તો અમારૂં માનવું છે કે અંગ્રેજી રમુજી અઠવાડિક Tit-Bitsના Answers to correspondants જેટલોજ ઉપયોગી અને આકર્ષક થઈ પડશે. અગાઉ ગુજરાતી સાહિત્યમાં જે સ્થાન સુન્દરી સુબોધ ભોગવતું હતું તે સ્થાન લેય એમ ઇચ્છી આ નવીન માસિકને અમે સહર્ષ આવકાર આપીએ છીએ.

**स्व० लोकमान्य बालगंगाधर तिलककी रंगीत छबी. १५×२० साईज़.**
**પ્રકાશક: મેનેજર ચિત્રશાળા પ્રેસ પૂના સિટી.**

મહારાષ્ટ્રની ખીણોમાં કે દક્ષિણના ડુંગરો પર ફરનાર બાળક-તિલકની આ છબી નથી; નવચેતન અને પ્રોત્સાહન સ્ફુરાવનાર નવયુવાન-તિલકની આ પ્રતિકૃતિ નથી; ગીતાના પૂણ્ય મંત્રો સમજાવનાર પ્રભુલીન-તિલકની આ મુખાકૃતિ નથી; પરન્તુ મોન્ટેગ્યુ સાહેબના 'દિલ્હી હજી દૂર છે' એ શબ્દોથી જાણે અપમાન પામેલ હોય એવા દૃઢ કર્મયોગી, દેશવીરનું આ ચિત્ર છે. જેમણે એમને જોયા છે તેમને એ અવશ્ય તે ચિરસ્મરણીય મુખાકૃતિની ચોક્કસ યાદ આવશે. જેમણે એમને નથી જોયા તેમને તિલક કેવા હતા તેનો ખ્યાલ આપશે. અમને આશા છે કે લોકમાન્યની આ રંગીત છબીને પ્રજા સત્કાર આપશે.

**पांडवगुप्तनिवास** અનુવાદક: **ઇશ્વરલાલ વીમાવાળા, સુરત.**

**गुजरातीनो दिवाळीनो अंक**
**भट्ट भास्करनो दिवाळीनो नवेम्बर अंक**
**क्षत्रिय मित्रनो दिवाळीनो अंक**
**કર્મવીરના પહેલા ચાર અંકો. નવેમ્બર ૧૯૨૦ સુધીના.** M.

## ઈનામી નિબંધ.

નીચે જણાવેલા વિષય પર સહુથી સરસ નિબંધ લખનાર બ્હેનને રૂપીઆ ૫) નું ઇનામ એક બ્હેન તરફથી આપવામાં આવશે.

"આપણી સ્ત્રીઓના જીવન વિકાસમાં નડતી મુશ્કેલીઓ અને તે દૂર કરવાના ઉપાય."

આ હરિફાઇમાં ફક્ત સ્ત્રીઓજ ભાગ લઇ શકશે.

## ઈનામી કવિતા.

કવિ ન્હાનાલાલની શૈલીમાં કોઈ પણ વિષય પર આશરે ત્રીસ લીટીની ઉત્તમ કવિતા લખનારને એક ભાઈ તરફથી રૂપીઆ ૩) નું ઇનામ આપવામાં આવશે.

નિબંધ તથા કવિતા ૩૧મી જાન્યુઆરી ૧૯૨૧ સુધીમાં આ પત્રની ઓફિસમાં પહોંચવાં જોઇએ.

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## ૧. પરમાણુઓની અપાર શક્તિ.

પાણી, કોલસો, લાકડું, ઇત્યાદિ પદાર્થોમાં અણુરૂપે કેટલી બધી શક્તિ અવ્યક્ત રહેલી છે તે વિશે આગલા એક અંકના* આ વિભાગમાં ટુંકો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો તે વાચકોના સ્મરણમાં હશે જ. તે વિષય વિશે અત્યન્ત રસપ્રદ અને વિગતવાર માહિતી "સરસ્વતી" ના તાજેતરના એક અંકમાં શ. વિષ્ણુકાન્ત ત્રિપાઠીના લેખ પરથી મળે છે. તે લેખ બહુ લાંબો નહિ હોવાથી તેનું શબ્દશઃ ભાષાન્તર અહિં આપ્યું છે:

માત્ર થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત કરીને બેસી રહેવું તે મનુષ્યનો સ્વભાવ નથી. નવાંનવાં સત્યો ખોળી તેનો સંગ્રહ કરવામા સદૈવ ગૂંથાયલા રહેવું તેને ગમે છે. આને જિજ્ઞાસા કહેવામાં આવે છે. તેનાથી પ્રેરાઇને માણસ આત્મકલ્યાણ સાધવા સમર્થ થાય છે, તેનાથી પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરીને ઉન્નતિને શિખરે તે પહોંચે છે. જેનામાં આ જિજ્ઞાસા, જ્ઞાન માટેની આ લિપ્સા બિલકુલ જ નથી તેની ઉન્નતિ કદિ થઇ શકતી નથી. જ્ઞાનનો અસ્ખલિત સ્રોત અનાદિ કાલથી વહી રહ્યો છે; તેનો ક્યાં અન્ત આવશે તે કોઇથી કહી શકાતું નથી. પણ મનુષ્યના જ્ઞાનનો વિકાસ તો દિવસે ને દિવસે થતો જ જાય છે તેમા શક નથી.

આજકાલ વિજ્ઞાનના વિષયમા એક પછી એક વિલક્ષણ શોધો થતી જાય છે. વૈજ્ઞાનિકોનું ધ્યાન હાલ એક નવી, વિસ્મયજનક શક્તિની શોધ કરવામાં તલ્લીન થએલું છે, અને જો તેઓના ઉદ્યોગમાં તેમને સફળતા પ્રાપ્ત થશે તો સંસારનુ સ્વરૂપ બદલાઇ જશે. બર્મિંગહામ યુનિવર્સિટિના અધ્યાપક મિ૦ અર્નેસ્ટ રૂથર્ફોર્ડે પદાર્થોના આદ્ય અણુઓ (atoms) ને વિભક્ત કર્યા છે આ પ્રયોગથી એમ જણાય છે કે અણુઓ જુદા કરવાથી એક એવી જાતની શક્તિ ઉત્પન્ન થઇ શકે છે કે જે વર્તમાન સંસ્કૃતિને તદ્દન બદલી નાંખીને મનુષ્યોને દેવ સમાન બનાવી શકે આ જ પરમાણુઓની અપાર શક્તિ.

પરમાણુઓ અનન્ત છે-અને તેથી તેમની આ શક્તિ પણ અનન્ત છે. જો કોઇ તેનો દુરુપયોગ કરવા ચાહે તો તેની સર્વસંહારિણી શક્તિથી કેટલા યે દેશોનો નાશ કરી શકે. તેમા કંઈ બહુ સામગ્રીની જરૂર પડે તેમ નથી. એક ગ્લાસ પાણીમાં એટલી બધી શક્તિ રહેલી છે કે તે, બ્રિટિશ મહારાજ્યનાં મોટાં મોટાં જહાજોને ઉપાડીને હિમાલયનાં શિખરો પર ચ્હડાવી દઇ શકે. પરન્તુ જો તે શક્તિનો સદુપયોગ કરવામાં આવે તો તેનાથી વ્યવસાયની ઘણી સમૃદ્ધિ થાય. મજુરોના

* સપ્ટેમ્બર પાન ૧૭૦.

ઝઘડા નાશ પામે, ડાકુઓ અને ચોરોનો ભય રહે નહિ. પોલિસની પણ જરૂર પડે નહિ, યુદ્ધો તો માત્ર સ્વપ્નાં સમાન થઇ જાય, અને દેહની ક્ષણભંગુરતા સદાને માટે નષ્ટ થાય,

આ કેવળ મનની કલ્પનાઓ નથી; નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રીઓની આમાં સંમતિ છે. પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી સર ઑલીવર લૉજને આ શક્તિમાં પૂર્ણ વિશ્વાસ છે. ન્યૂયોર્કના ડૉ. અર્વિંગ લેંગમ્યુર પણ આ મત માન્ય રાખે છે; અને હેનાં વચનમાં વિશ્વાસ રાખ્યા વિના આપણે છૂટકો નથી.

આ શક્તિ કેમ ઉત્પન્ન થાય છે તે જાણવા માટે એ બાબત પર ધ્યાન આપવાની જરૂર છે: પહેલી વાત તો એ કે સારા ય સંસારના સર્વ પદાર્થો અનન્ત અણુઓના બનેલા છે; બીજી એ કે એકેક અણુ પણ અનન્ત પરમાણુઓમાં પ્રસ્તુત વિસ્મયકારક શક્તિ રહેલી છે.

વારુ, ત્યારે આ શક્તિ કેવી રીતે ઉત્પન્ન થાય છે? આપણે જોઇએ છીએ કે જ્યારે પાણી વરાળનું રૂપ ધારણ કરે છે ત્યારે તેમાં એવી શક્તિ આવી જાય છે કે જેનાથી તે મ્હોટાં મ્હોટાં એન્જીનો અને મિલોનાં રાક્ષસી ચૉચલરો ચલાવી શકે છે. શક્તિ આવવાનું કારણ એ છે કે પાણી જ્યારે વરાળનું રૂપ લે છે ત્યારે તે અણુઓમાં વિભક્ત થઈ જાય છે. અણુઓમાં સ્વભાવથી જ તીવ્ર ગતિ છે, અને આ ગતિથી વરાળની શક્તિ પ્રકટ થાય છે.

અણુથી યે તીવ્રતર ગતિ પરમાણુઓની છે. તેથી, જો આપણે અણુને પરમાણુઓમાં વિભક્ત કરી શકીએ તો તેઓમાં અસીમ શક્તિ ઉત્પન્ન થાય. આ શક્તિ વરાળની શક્તિથી કરોડો ગણી અધિક છે. વિજ્ઞાનવેત્તાઓએ યંત્રોદ્વારા એ શક્તિનો પરિચય કરી લીધો છે અને તેઓ કહે છે કે આજે જેમ વરાળના બળથી એન્જિન ઇત્યાદિ ચલાવી શકાય છે તેમ પરમાણુઓના બળનો પણ આપણે ઉપયોગ કરી શકશું.

આ શક્તિ સર્વ પદાર્થોમાં અન્તર્હિત છે. માત્ર તેનો ઉપયોગ જાણવાનું જ બાકી છે. તેને માટે સૌથી વધારે અગત્યનું તો એ છે કે અણુને વિભક્ત કરીને તેમાંથી પરમાણુઓ બનાવવાને આપણે શક્તિમાન થવું જોઇએ. આમ કરવામાં સર અર્નેસ્ટ રૂથર્ફર્ડને સફળતા મળી છે.

હવે જોઇએ કે તેનો ઉપયોગ કેવી રીતે કરી શકાય છે: આવી ભીષણ શક્તિની કલ્પના આપણે રેડિઅમની સહાયતાથી કરી શકીએ. રેડિઅમમાંથી જે પરમાણુઓ ઉદ્ભવ પામે છે તેમની મન્દમાં મન્દ ગતિ એક સેકંડના ૭૦૦ માઇલની છે. તેનામાં એટલી પ્રબળ શક્તિ છે કે ગમે તેવા નક્કર પદાર્થને ભેદીને તેઓ તેની આરપાર નીકળી શકે છે. એક્સ-રેઝ આવી જાતના પરમાણુઓની અદ્ભુત શક્તિનો નમુનો છે

વૈજ્ઞાનિકોનાં આ કથનમાં કદાચ એકદમ કોઇ વિશ્વાસ ન ધરે. પણ વિજ્ઞાને આજ સુધીમાં અનેક વાર અસંભવિત દેખાતું સંભવિત કરી આપ્યું છે. જ્યારે જેમ્સ વોટે વરાળની અપૂર્વ શક્તિ વિશે સૌને કહ્યું ત્યારે તેઓમાંના કેટલાએ તે વાત સાચી માની હતી? પણ આજે આપણે તેને પ્રત્યક્ષ જોઇએ છીએ એચ. જી. વેલ્સે આજ વર્ષનમાં મનુષ્યો પક્ષીઓની માફક આકાશમાં ભ્રમણ કરશે, ત્યારે સહુએ તે વાતને એક ઔપન્યાસિકની કલ્પના ગણી હસી કહાડી હતી તો સંભવ છે કે પરમાણુઓની શક્તિનો પણ ઉપયોગ થઇ શકશે. તેને માટે કંપની ઉભી કરવાનું કામ ચાલુ છે અને વિજ્ઞાનીઓ તેને લગતાં જરૂરનાં એન્જીનો રચવામાં રોકાયલા છે.

## ૨. ઇંગ્લંડને બાકીના યૂરોપ સાથે સાંધનારી ટનલ.

ફ્રાન્સ અને ઇંગ્લંડને જોડનારી આ ટનલ (બુગદો) અંગ્રેજી ખાડી (English channel) ની નીચે થઇને ખોદવાની ચર્ચા હાલ ઘણાં વર્ષથી ચાલે છે. તે મહત્કાર્ય પાર પાડવાના માર્ગમાં જે જે વિઘ્ન અને વાંધાઓ નડે છે તેનો વિસ્તારી અને જાણવાજોગ ખુલાસો, "ધ ન્યૂ વર્લ્ડ"ના એક લેખમાં, ફ્રાન્સના નાણાં ખાતાના પ્રધાન મોં. ફ્રાંન્વોય–માર્સલ આપે છે. તેના કહેવા પ્રમાણે, આ બાબતમાં જે યુદ્ધવિષયક મુશ્કેલીઓ ઊભી થાય તે તો, ગઇ લડાઇમાં તે જોતાં, વિચારવા યોગ્ય પણ નથી; અને કદાચ, ગ્રેટબ્રિટન અને કોઇ યૂરોપીય રાજ્ય વચ્ચે લડાઇ જાગે તો બ્રિટનનું લશ્કર આળપુ થઇને બેસી રહેશે એમ માનવાનું કારણ નથી–અર્થાત્, તે સજ્જ થઇને ટનલમાંથી આવતા દુશ્મનને હંફાવી શકે. લેખકના મત પ્રમાણે, વ્યાપાર વિષયક જે જે અડચણો નડે તે તો, જે લાભ મળશે તેને મુકાબલે, નજીવી છે. તે કહે છે કે,

આ ટનલ કરવા દેવાની બ્રિટનની નારાજી કોઇ તર્કસિદ્ધ દલીલને આધારે નહિ પણ માત્ર કુમળી લાગણી (Sentiment) ને લીધે છે. આ બાબતમાં જે વિરોધ દર્શાવાય છે તેના ઊંડાણમાં તો તે "જગતથી એકતા" નું અભિમાન વસી રહ્યું છે કે જેને આટલાં વર્ષોથી બ્રિટન પેઢીદર પેઢી પોષતું આવ્યું છે, વળી વ્હેપારીઓ પણ જાણે છે કે જે "રૂપામાં જડેલા માણેક"* વિષે કવિઓએ ગવાર નેટના યશોગાન ગાયાં છે તે 'રૂપા' (સમુદ્ર)ને લીધે જ, તે વિશાળ ખાડીથી મળતી નિત્ય રક્ષાને લીધે જ, તેઓ પોતાની વખારો ભરી શકે છે, જથ્થાબંધ માલ સંઘરી શકે છે, અને ઘરમાં ટંકશાળ પડતી હોય તેવા વૈભવથી મ્હાલી શકે છે,

વિનાશકારક યંત્રો અને એવી બીજી હરહંમેશ વધતી જતી યુદ્ધસામગ્રીના આ યુગમાં ગ્રેટબ્રિટન જેવો સમુદ્રથી વીંટાએલો એક ટાપુ ખરેખર સલામત રહી શકે કે કેમ, એ પ્રશ્ન અગાઉ ચાલતા મોં. ફ્રાંન્વોય–માર્સલ ચર્ચે છે, તે કહે છે કે,

તેવી સલામતીમાં હવે માનવું એ કેવળ ભ્રમણા છે. હવેના જમાનામાં જ્યારે મ્હોટી મ્હોટી સ્ટીમરને પણ પાણીબૂડ બોટોથી ચેતીને ચાલવાનું છે, સાગરને રક્ષાવનાં સેન્યો સુધી પણ ઝેરી વાયુ પહોંચાડી શકાય છે, અને ઓંચ ફેંકનારાં એરોપ્લેનો જ્યારે ડોવરની સામુદ્રધુની અને કવિએ અમર કરેલા "રૂપેરી કટિબન્ધ" (silver girdle) નો જાણે ઉપહાસ કરતાં હોય તેવું લાગે છે,–તેવા વખતમા સમુદ્રમાર્ગની સલામતીનો ભરોસો શો? હવે તો કોઇ પણ ટાપુને ખરી બાજુથી ઘેરી લેવાનું સુગમ પડે તેમ છે, તેની પર તોપ ગોળાનો મારો ચલાવીને તથા લોકોને ભૂખે મરતા કરીને, તેમને કાંઇ પણ મદદ મળે ત્યાર પહેલા શરણે થવાની ફરજ પાડી શકાય તેમ છે. આવે વખતે જો આ ટનલ તૈયાર હોય તો, આગળના વખતમાં આપણા વડવાઓ જેમ બીજાને માર્ગે ઘેરાયલા કિલ્લામાંથી છટકતા અને બીજે સ્થળે આશ્રય શોધીને નવું જોર આણવા શત્રુ સામે એકદા બળથી બાથ ભીડી શકતા, તેમ આજના અંગ્રેજો પણ કરી શકે.

---

* શેક્સ્પીઅરના શબ્દો: "emerald set in silver."

# 'ચેતન'ની ઈનામી વાર્તાઓ.

## કેટલાક પ્રસંગોપાત વિચાર.

ઑગસ્ટના અંકમાં ઈનામી હરીફાઈ માટે ખબર આપવામાં આવી ત્યારે જે નિયમો ધ્યાનમાં રાખવા સૂચના હતી તેમાં મુખ્ય બે ત્રણ એ હતા કે "ગુજરાતી સંસારની વિચારશીલ, સુન્દર, સૌથી સરસ વાર્તા" માટે રૂ. ૧૦) નું ઇનામ આપવામાં આવશે; "વાર્તા સ્વતંત્ર હોવી જોઈએ" અને. "વાર્તા 'ચેતન'ના ચાર પાનાથી મ્હોટી હોવી ન જોઈએ."

જગતમાં ઘડાએલા અને ઘડાવાના સર્વે નિયમોની માફક ઉપલા નિયમો પણ, એક જૂના રિવાજ વિશેની હેમ્લેટની ઉક્તિ પ્રમાણે, "*More honoure'd in the breach than the observance*" એ પ્રકારના જ મનાયા છે; તેમના પાલન કરતાં ઉલ્લંઘનને વધારે ધર્મ્ય ગણવામાં આવ્યું લાગે છે. અલબત્ત દરેક ઉમેદવારે સઘળા જ નિયમો તોડયા નથી; પ્રત્યેક ખીલતા વૉલ્ટર સ્કૉટે પોતપોતાની વિશિષ્ટ પ્રતિભાને અનુરૂપ એવું ઉલ્લંઘન કર્યું છે. સ્વાતંત્ર્યસ્વરૂપિણી સર્જકપ્રતિભાને શૃંખલાબદ્ધ કરવી એ મહાપાપ હોવાથી ઉપલા નિયમો વિશે વધુ પડતો આગ્રહ કરવા અમે ઈચ્છતા નથી; તોપણ, અમારી નમ્ર ન્યાયબુદ્ધિ અમને આટલું કહેવાની તો ફરજ પાડે છે કે જે તેર વાર્તાઓ અમને મળી તેમાંની એક પણ દશ રૂપીઆના પૂરેપૂરા ઇનામને લાયક નહોતી. આ નિરાશાજનક પરિણામ "૧૩" ની અપશુકનીઆળી સંખ્યાને લીધે પણ કદાચ હોય! ("૧૩"નો વ્હેમ સ્વદેશી નથી, વિદેશી છે, એ હકીકત અમારા ધ્યાન બ્હાર નથી; પણ જે યુગમાં ધર્મથી માંડીને પોશાક સુધીની દરેક વસ્તુને વિદેશમાંથી આયાત કરવી એ પ્રગતિસૂચક રાષ્ટ્રીય કર્તવ્ય મનાયું છે, તે યુગમાં એકાદ ન્હાનો વ્હેમ-વહેમોને આ દેશની હવા વધારે માફક આવતી હોવાથી-અમે આયાત કરીએ તો અમારો તે અપરાધ ક્ષન્તવ્ય ગણાશે એમ આશા છે.)

તેરમાંની માત્ર ત્રણ વાર્તા ખરેખર પ્રસિદ્ધિયોગ્ય હતી; પરીક્ષાનું ધોરણ જરા શિથિલ કરીને જેને પ્રસિદ્ધિયોગ્ય ગણીએ તેવી બે હતી; અને બાકી રહેલી આઠ વાર્તાઓના કિમ્મત તો, જે કાગળો પર તેમને લખવામાં આવી હતી તે કાગળની કિમ્મત કરતાં પણ ઓછી હતી એમ સખેદ કહેવું પડે છે.

વાર્તાઓના આન્તર સ્વરૂપ વિશે ચર્ચા કરીએ ત્યાર પહેલાં તેઓમાંની એક-નામે "સગલા"-ના બાહ્ય સ્વરૂપ વિશે એક બીના નોંધવા જેવી છે. કાગળની આકરી મોંઘવારીને લીધે કે ગમે તેમ, પણ તેના માનવન્ત લેખકે બા. બી. એંડ. સી. આઈ. રેલ્વેનાં તારનાં 'ફારમ'નો લેખ લખવામાં

ઉપયોગ કર્યો છે. છેવટના ભાગમાં તેવાં ફૉર્મના બે ત્રણ પાનાં કોરાં પણ રાખ્યાં છે–કદાચ એવી આશાથી કે તેમની વાર્તા ઈનામ માટે યોગ્ય જણાય કે તુરત તે ફૉર્મને ઉપયોગમાં લઈને તે ખુશખબર અમારે તેમને તારદ્વારા આપવા. એક યુવાન હૃદયની આ આશા પૂરવાને અમે અશક્ત નીવડ્યા એ ખરેખર શોકનો વિષય છે. વળી, "લેખકોને સૂચના" એ મથાળાં હેઠળ બીજાં માસિકો જે ટાંકી અને મ્હોટી શિખામણો પોતાના લખનારાઓને આપે છે તે પ્રમાણે "ચેતન" વિશે થતું નહિ હોવાથી, આ વાર્તાના તેમ જ એક બીજીના લખનારે લેખનવિદ્યાના અતિ સામાન્ય નિયમો–ચોકખા, છુટા અક્ષરે લખવું, કાગળની એકજ બાજુ પર લખવું, ઇત્યાદિ–પણ તોડ્યા છે. અમે તેવી શિખામણો દેવાનું અનુચિત ધાર્યું છે ત્હેનું સ્પષ્ટ કારણ એટલું જ કે તેવી પ્રાથમિક અને સર્વજ્ઞાત બાબતમાં ગુજરાતના લેખક વર્ગને હવે બાલક ગણવો તે ઠીક નથી; પરન્તુ ઉપરના દાખલા બતાવે છે કે તે વર્ગમાંના થોડાઘણા પુરુષો તો, સનત્કુમારોની પેઠે સદાકાળ બાળક રહેવાને હોંસીલા છે. તો આપણે પણ, "તેમનું મોંઘું, માનીતું, સનાતન બચપણ તેમને મુબારક હો!"–એ આશીર્વચન સાથે વિષયનો આ વિભાગ સમાપ્ત કરીએ.

વાર્તાઓની આન્તર રચનાનો વિચાર કરતાં, ઉપર કહેલી "સગલા", તથા "ઉષા" નામક એક બીજી વાર્તાનો ઉલ્લેખ કરવાની જરૂર છે. બંને લેખકો યુવાન છે એ દેખીતું છે; પરન્તુ જો કોઈ એમ ધારતું હોય કે ઉદાર દિલના સઘળા જ કેળવાયલા યુવાન લેખકો 'સંસાર સુધારા"ના પક્ષકાર છે તો એ ગંભીર ભૂલ છે. જે ધાર્મિક ઝનૂનથી કોઈક 'સદ્ધર્મ ભાસ્કર' પંડિત કે તેમનું અનુયાયી સાપ્તાહિક આર્યભૂમિના પુરાતન, વૈદિક સનાતન ધર્મને ખાતર મેદાને પડે અને શુદ્ધ આર્યત્વના શત્રુ સુધારક સમાજને સંહારવા તત્પર થાય તેવા જ ધર્મિષ્ઠ, ઉત્સાહપૂર્ણ ઝનૂનથી આ બંને બન્ધુઓ આર્યધર્મની રક્ષા કાજે બ્હાર પડે છે. એક સાહસભર્યા પરાક્રમ તરીકે આ પ્રયાસ અલબત્ત સ્તુતિપાત્ર છે, અને મારી વાર્તાને આવશ્યક કેટલાંક અંગોની ઉણપ તેમની કૃતિઓમાં ન હોત તો તેમને પ્રકટ કરીને ધર્મ પરત્વેનું અમારૂં ઋણ અમે પણ અદા કરી શકત; પરન્તુ કલાવિધાનમાં ધર્મને મુખ્ય સ્થાન આપવું એ આ સમયમાં બરાબર ન્યાયયુક્ત નહિ હોવાથી તે અભિલાષા હાલ તો અપૂરી જ રહે છે.

વાર્તાઓની લેખનશૈલીનો વિષય હવે હાથ ધરીએ. ઉગતા લખનાર પાસેથી કોઈ વિશિષ્ટ કે પરિપક્વ શૈલીની આશા રાખવી એ તો અણઘટતું છે, પરન્તુ કેટલાક દેખીતા અને સામાન્ય દોષો અટકાવી શકાયા હોત એમ વારંવાર લાગે છે. આ દોષોમાં સૌથી મ્હોટો આડંબરભરી શૈલીનો છે. બાણભટ્ટના એકાદ ગ્રન્થનો થોડો ભાગ ઈન્ટરમીડીએટમાં શીખનાર દરેક યુવક એમ માનવા લાગે છે કે ખૂબ મ્હોટા અવાજ કરનાર શબ્દોના ઉપયોગથી જ પોતે તે આરૂઢ ગ્રંથકાર પરત્વેનું પોતાનું ઋણ ફેડી શકશે, અને તેથી, કુદરતની એક મહાશક્તિને 'સુરજ' કે 'સૂર્ય' કહેવાને બદલે "ભગવાન ગભસ્તિમાલી" તરીકે ઓળખવામાં આવે છે. આ અને બીજા તેવા અસંખ્ય પ્રયોગોથી બાણભટ્ટનો, પવિત્ર, ગંભીર આત્મા કદાચ સંતોષાતો, પ્રસન્ન થતો હશે; પણ ગુજરાતી સાહિત્યના સમુલ્લાસને તો તેથી હાનિ જ છે–ખાસ કરીને એટલા માટે કે તે આત્માની પ્રસન્નતા પ્રાપ્ત કરવાથી જ ત્હેના ગુર્જર અનુકરણકારોમાં એકાદ અમર "કાદમ્બરી" રચવાની શક્તિ આવી શકે તેમ નથી–આ દૂષણ, બીજી કેટલીક બાબતોમાં સારી એવી એક વાર્તા–"પ્રેમની આહુતિ"–માં

પણ નજરે પડે છે. દરેક વાર્તા વાંચીને તે વિશે ટપકાવેલી ટુંકી નોંધમાંથી આ વાર્તા વિશેની અમારી નોંધ, તે લખનારના તેમજ બીજાઓના માર્ગદર્શન માટે અહિં ઉતારેવી યોગ્ય લાગે છે:

"સાંચા કલ્પનારંગની છાંટ.–'કાદંબરી'ના વાચનની અસર, અહિં તેમ બીજે પણ–ઉતાવળાપણું; પ્રસંગો વિકસાવવા ને ગૂંથવાની કલાદૃષ્ટિની ઉણપ–ચિન્તનવૃત્તિની કાંઇક છાયા–ઉત્તરાર્ધમાં કલાગૂંથણીની ઝાંખી; પરન્તુ છેક અન્તના ભાગમાં કંઇક અસંભવ દોષ–આ પ્રકારના લેખકો વાર્તા–સાહિત્યમાં સારૂં, વિચારમાં લેવા જેવું, કાર્ય કરી શકે; તેમણે સ્વતંત્ર ચિન્તનઅવલોકનની ટેવ ખીલવવી જોઇએ, અને શિષ્ટ ગ્રંથોના અભ્યાસથી, સાહિત્યશાસ્ત્રના તેમ સાહિત્યકલાના અભ્યાસથી, રસવૃત્તિને કેળવીને સુમાર્ગે વિકસાવવી જોઇએ."

આવા અભ્યાસ માટે હમણાં તો અંગ્રેજી પુસ્તકો પર જ આધાર રાખવો પડે તેમ છે. પરન્તુ ગુજરાતીમાં આ વિષયનું સાહિત્ય છેક નથી એમ નહિ. નારાયણ હેમચન્દ્રકૃત "નવલકથા વિશે ચર્ચા," રા. મણીલાલ તંત્રીકૃત "ગુજરાતી નવલકથાનું સાહિત્ય" અને ત્રીજી સાહિત્ય પરિષદના રીપોર્ટમાંનો રા. ડાહ્યાભાઈ લ. પરેલનો "સાહિત્યમાં ટુંકી વાર્તા" એ નિબંધ: આ નામો મુખ્યત્વે સૂચવી શકાય તેમ છે.

પરંતુ સાહિત્યના શાસ્ત્રીય ગ્રંથોનું સ્થાન અને કલાકૃતિઓનું પણ નવા સર્જનના વિષયમાં હંમેશાં ગૌણ જ રહે છે, સૌથી વધારે અને મ્હોટો આધાર લેખકની કલ્પનાશક્તિ અને કલાદૃષ્ટિ ઉપર છે. મનુષ્યજીવનનું એકાગ્ર તેમ સમગ્ર દૃષ્ટિથી અવલોકન, તે વિશે ઊંડું અને ગંભીર ચિન્તન, અને ચિન્તનના પરિણામને કલાકૃતિ તરીકે જન્મ આપવાની વિધાયક શક્તિ: આ ગુણો આવશ્યક છે, સૂક્ષ્મ આત્મપરીક્ષા કર્યા પછી જે યુવક યુવતીઓને પોતાના ચિત્તમા આ ગુણોના અંકુર અનુભવાય તેમણે જ વાર્તાલેખનનું ભવ્ય અને દુર્ઘટ કાર્ય હાથ ધરવું જોઇએ. વળી આપણી વાર્તાઓમાં વિષયના એકવિધતા (monotony) પણ બહુ વધી ગઈ છે. અમને મળેલી વાર્તાઓમાં ૮૦ ટકા જેટલી "પ્રેમ" વિશે જ લખાયલી છે. આ દૂષણ ટાળવા માટે લેખકો જીવનની વિવિધતા ઓળખતાં ને અનુભવતાં શીખે તો બહુ લાભ થાય.

આટલા વિસ્તારી વિવેચન પછી, રૂા. ૧૦) નું ઇનામ એ ભાગમાં શા માટે વહેંચવું પડ્યું તે સમજાવવાની ભાગ્યે જ જરૂર છે. જે સર્વોત્કૃષ્ટ વાર્તા આખું ઇનામ જીતી શકી હોત તે ૧૫ પાના જેટલી લાંબી હોવાથી હરીફાઇ માટે ઉપયોગની નહોતી. બાકી રહેલી બારમાંની ઉત્તમ ગયા અંકમાં પ્રગટ થઇ છે. અને બીજા નંબરની આ અંકમાં અપાય આવી છે. આ સિવાયની વાર્તાઓમાં બે કે ત્રણ પ્રસિધ્ધ કરવા યોગ્ય છે તે ક્રમેક્રમે હવે પછીના અંકોમાં છપાશે.

---

## સુધારો.

આ અંકના ૨૭૨ મે પાને 'સનાતન અને અાશ્રય' નામના લેખના લેખક મંજુલાલ દવે નથી પણ 'અનુવાદક' છે. તો લેખની છેલ્લી લીટીમાં મંજુલાલ દવેને બદલે 'અનુવાદક' વાંચવું.

—અધિપતિ.

# રસ-ગીતો.

— કોઈ કૂજનવતી સૂણિનાં અદ્દભુત આંદોલન —

## કેટલાક અભિપ્રાયો.

× × × ચેતનની પ્રસાદીદ્વારા તમારી રસિક ઉદારતા સાકાર અનુભવું છું. તમારાં રસગીતો વાંચ્યા ને વિચાર્યાં છે. તેમાંની રસાત્મકતા, કળા અને ધ્વનિના વિકાસની સાથે પ્રફુલ્લિત થશે એવી મને શ્રદ્ધા છે. ગુર્જરરાષ્ટ્રનાં તમારાં જેવાં કવિહૃદયોના રસભાવ સદૈવ ઉત્ફુલ અને જગતના સાહિત્ય શૃંગારે એવાજ આજસુધીમાં આલેખાયલા છે ને તે માટે પ્રભુનોજ અનુગ્રહ આપણે માનિયેરતો.+× તમારાં રસગીતોના રસભર્યાં 'ચેતન' તેજોમય રૂપે નીરખું એવી પ્રભુ પ્રાર્થના છે.××+ —શ્રુ. લલિતના વન્દન

આ નાની સુંદર બાંધણીની ચોપડી 'ચેતન' માસિકના ઘરાકોને ભેટ આપવા માટે પ્રકાશકે બહાર પાડી છે કાગળ ઉંચા ને છપાઈ સારી છે. ××× એ વાત તો સાચી છે કે નિરાશામય જીવનને માટે કેટલાંક રસગીતોથી આશાના કૂંળા અંકુર ફૂટશે. નિરાશા પ્રેમની હો કે ભક્તિની હો, રાગની હો કે વિરાગની હો, સંસારની હો કે ત્યાગની હો; તો પણ એ નિરાશામાં કેટલાક રસગીતો આશાના અમર બિંદુઓનું સિંચન કરશે. —"સાહિત્ય"

'ચેતન' માસિકના ગ્રાહકોને આ નાનકડું પુસ્તક દીપોત્સવી પ્રસંગે ભેટ આપવામાં આવ્યું છે ××× લેખક અમારા મિત્ર છે–ઉત્સાહી અને આશાજનક યુવાન છે. તેમની ભાષા સંસ્કારી, રસિક અને કલામય છે. રા. ન્હાનાલાલની 'ઢબ'ના હોવાથી પ્રત્યેક ભાવનામાં રા. ઉમરવાડિયા કલા અને સૌન્દર્ય ન્યૂનાધિક અંશે લાવી શક્યા છે. ××× "એક પાંદડીમાં ભગ્નાશ પ્રેમીના નિગૂઢ હૃદયના અસંગદ્ધ ઉભરાઓ ખાલી કરેલા છે "સમાધિની સુંદરી"માં કંઈક ટાગોરશાહીના દર્શન થાય છે. એ સિવાય "પ્રેમસુન્દર નાવિક", 'વંચિત', 'દયામય પ્રભુ' વગેરે ભાવનાઓ ભાવના સૃષ્ટિમાં વિહારનાર તરંગાનીને આનંદ આપે એવી છે. રા. ઉમરવાડિયા ભાવીમાં ગુર્જર સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં વિશેષ વિજયી થાઓ એવી અમારી અંતરની ઇચ્છા છે. —"ભારત સેવા."

આર્ટપેપર પર રંગીન શાહીથી છાપેલું, સુંદર બાંધણી તથા ઉત્તમ છપાઇનું કળાત્મક પુસ્તક:

મૂલ્ય: ૦ ૧૨–૦

મળવાનું ઠેકાણું:
'ચેતન' કાર્યાલય
ગોપીપુરા
સુરત.

એન. એમ ત્રિપાઠી એન્ડ કંo
કાલબાદેવી રોડ
મુંબાઈ.
તથા પ્રસિદ્ધ બુકસેલરો

માત્ર જુજ નકલોજ બાકી રહી છે માટે આજેજ લખો:—

લેખક:
બટુ ઉમરવાડિયા.

ખોરાક પચાવવાની દવા રૂ. ૧
ખરજવાં તથા ખસ આંદાની દવા ,, ૧
પ્રમેહની દવા ,, ૧
ચોથીઆ, એકાંતરીઆ, રોજીઆ વગેરે
દરેક જાતના તાવની દવા ,, ૨
જૂના મરડા-ચૂંક તથા સંગ્રહણીની દવા ,, ૨
ક્ષયરોગની દવા ,, ૫
હિસ્ટીરીઆ તથા આંકડીની દવા ,, ૫
અડદીઆ વાની દવા ,, ૫
કમળાની દવા ,, ૨
હેડખેડાની દવા ,, ૫
કલેજાના રોગની દવા ,, ૫
અટકાવ લાવવાની દવા ,, ૫
રક્તપિત્ત તથા વિસ્ફોટકના ચાંદા તથા
ડાધાઓ ઉપરનો અકસીર મલમ ,, ૫
આંખનું અંજન તથા મોતીનો સુરમો ,, ૨
બચ્ચાંને તથા મ્હોટાંને આમણ ઉતરતું
[illegible] હોય તેની દવા ,, ૨
કરમની દવા ,, ૧
છાતીમાંથી પડતું લોહી બંધ કરવાની દવા ,, ૨
વાળાની દવા ,, ૨
બાલામૃત ,, ૧
બેરા કાન સારા કરવાની દવા ,, ૫
ચરમ ઉતારવાનો લેપ ,, ૧
છોકરાંઓની ઉધરસની દવા ,, ૫
આધાશીશીની દવા ,, ૨
મધુપ્રમેહની દવા ,, ૫
બચ્ચાંની માનું દૂધ વધારવાની દવા ,, ૧
બચ્ચાંના માથામાં ખોડો તથા જુ હોય
તેની દવા ,, ૧

હાથે પગે રસ ઉતર્યો હોય તેની દવા રૂ. ૨
કંઠમાળ તથા ગંડમાળની દવા ,, ૨
રક્તપિત્ત તથા વિસ્ફોટકમાં લોહી
સુધારવાની દવા ,, ૧૦
ફેફસાંની દવા ,, ૧
રેચની ગોળી ,, ૧
દીવાના માણસને સારા કરવાની
ગાંડપણની ગોળી ,, ૫
પાઠાંનો મલમ અને પાઠાંની ગોળી ,, ૫
ઉધરસની દવા ,, ૨
નવા બાલ લાવવાની દવા ,, ૨
બાલ વધારવાનું સુગંધી તેલ ,, ૨
દાઝયાની દવા ,, ૨
શુધ્ધ વનસ્પતિનું પેનક્યુરર ,, ૨
સાપ વિંછુ ભમરા ઊંદર, વિગેરેના ડંખનો
ઇલાજ ,, ૨
વાનું તેલ ,, ૨
ખસ ખુજલીનો મલમ ,, ૧
દરાજનો મલમ ,, ૧
બાલ કાઢવાની દવા ,, ૧
બચ્ચાંની વાવણીની દવા ,, ૧
લોહીવાળી દવા ,, ૧
બરોળની દવા ,, ૧
ચાંદી તથા ટાંકીનો મલમ ,, ૧
ધાંટુ બેસી ગયું હોય તેની દવા ,, ૧
હાથે પગે વળતા ગંધાતા પરસેવાની દવા ,, ૨
પ્લેગના તાવની દવા અને ગાંઠ પર
મારવાની પટ્ટી ,, ૫
હરસનાં મસાની દવા ,, ૫
ભગંદરની દવા ,, ૫

ઉપરની બધી દવાઓ વેચવા માટે હમે કોઇને એજંટ નીમ્યા નથી. દવાઓ ફક્ત હમે ખુદ તબીઅત તપાસી આપશું, અથવા હમારા એજંટ **મી. નાનાભાઇ નટવરલાલ** જેઓ હમારા દવાખાનામાંજ બેસે છે, તેમનીજ પાસે મળશે.

# જીવનપન્થે પ્રકાશ.

ત્હારી વિવેકશક્તિને વન્દનીય ગણજે. કુદરત સાથે અસંગત એવા કોઈ પણ મતનું ત્હારા મનમાં હોવું કે ન હોવું, અને ત્હારૂં મનોબંધારણ એક બુદ્ધિમાન પ્રાણીને છાજે તેવું હોય કે ન હોય,—આ બંનેનો આધાર તે શક્તિની સાચવટ ઉપર જ રહેશે. તેવી સાચવટ આવડે તો આપણે ઉતાવળે અભિપ્રાય બાંધીએ નહિ, મનુષ્ય માત્રને આપણા મિત્રો કરી લઈએ, અને ઈશ્વરાજ્ઞાને આનન્દથી આધીન થઈએ.

—માર્કસ ઑરેલિઅસ.

જેમ ઘણા શુદ્ધ દૂધને ક્ષારનું માત્ર એક ટીપું પણ બગાડી દે છે, જેમ અગ્નિનો માત્ર એક જ તનખો મોટાં મોટાં શહેરો અને જંગલોને બાળી શકે છે, જેમ એક પણ મલિન વિચાર બધી સદ્ભાવનાઓ માથે પાણી ફેરવી દે છે, અને જેમ નાનકડો એક જ રાહુ માત્ર શક્તિવાળા મહાન્ સૂર્યનું ગ્રહણ કરે છે, તેમ જ સ્વાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ પણ આત્મિક બળને તોડી નાંખી, ઢાંકી દઇ આપણને પરમાત્માથી વિમુખ કરે છે.

—પઢિઆર.

ચ્હાવું એ જીવનનું પ્રથમ કર્તવ્ય છેઃ અને કોઇ માણસ ભૂતકાળમાં કે ભવિષ્યમાં ચાહી શકતો નથી; માત્ર વર્તમાનમાં, આ ઘડીએ ને આ પળે જ, આપણે ચાહી શકીએ.

—ટૉલ્સ્ટૉય.

કોઈ પણ મનુષ્યે કર્મહીન રહેવું એવી પ્રભુની ઈચ્છા નથી; પરંતુ પ્રત્યેક મનુષ્યે કર્મ કરવામાં સુખ માનવું એ જ ત્હેની ઈચ્છા છે.

—રસ્કિન.

નિર્મેલાં કર કર્મો તું, કર્મ સારૂં અકર્મથી;<br>
ન ત્હારી દેહયાત્રા યે સિદ્ધથાયે અકર્મથી.

—શ્રી કૃષ્ણ.

આપણાં દુઃખને આપણે જ ન્હોતર્યાં છે, પ્રભુએ મોકલ્યાં નથી.

—મારી કૉરેલિ.

મહા સિન્ધુ શોભે ગિરિવર સરો પૃથ્વી ભુવને,<br>
ફલો પુષ્પો વેલી પ્રફુલિત રહે સુન્દર વને;<br>
કરે નિત્યે અર્ચા અનુક્રમ થકી સર્વ પ્રકૃતિ,<br>
કૃપાસિન્ધુ! મેરો સતત અમને શુદ્ધ સુમતિ

—ભોળાનાથ.

रसो वै ग्रह। જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૨૧.



# ચેતન





સ્વ. હાજીમહમ્મદ અ. શિવજી.

પ્રકાશક
બટુ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય ગોપીપુરા-સુરત.

તંત્રીઓ:
બટુ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

## જાગૃતિ–ચેતના.

૧

જાગૃતિ ચેતના–
અંતરાત્મા ધરેઃ
જન્મસિદ્ધિ પ્રભુની દીધેલી !
અભયને એક–
કલ્યાણ આદેશ, તો–
પ્રાણની ચેતના વિસ્તરેલી !

૨

શ્રવણની ચેતના–
શ્રુતિ રસિક શ્રાવ્યમાં,
ભૂત ને ભાવિની ધમક જગવે !
નયનની ચેતના–
દ્યુતિરસિક દ્દશ્યમાં,
વર્તમાને, પ્રણય–ચમક ચલવે !

૩

મન હૃદય ચેતના–
સંયમે, સ્વાર્પણે,
દિવ્યતા માનવી કેરી પ્રકટે !
કર ચરણ ચેતના–
શ્રમ–ચરિત સૌખ્યને–
જીવન–તીર્થે, સદા લલિત ઝમકે !

જન્મ-લલિત.

મુંબાઈની મોક્ષદાયિની
બાણતીર્થે તા. ૮–૧૨–૨૦.

# પૂજન.

પ્રિયજનનાં પૂજન
હૃદયે તે હાથે ન થાય;
પ્રિય–જનનાં પૂજન.
તલપતાં નયન કરે પ્રેમ–આચમન,
પીતાં ન પાછાં ધરાયઃ
પ્રિય–જનનાં પૂજન.
ઉરભાવદર્શન નવલ સનાતન,
જોતાં ન આંખો થકાયઃ
પ્રિય–જનનાં પૂજન.
કાવ્યકળીની માળાઓ ગૂંથી.
પહેરાવ્યે પૂરી ન થાયઃ
પ્રિય–જનનાં પૂજન.
સ્નેહી સુમનનું સંગીત સુણું,
ઝીલ્યે ન ઝાઝું ઝીલાયઃ
પ્રિય–જનનાં પૂજન.

હેમાળજી, પરમાર.

## કલાપીને.

લીલી ગુર્જર કુંજ, તેમાં તું ટહુકી ગયો,
તું તો વીરલા ! તું જ, દિવ્ય મનોહર મોરલા !
તારો એ ટહુકાર, આમ કર્ણોમાં રમી રહ્યો,
ઓ સ્નેહી દાતાર ! તેં દીધું અમને ઘણું.
ગાયું ગીતાજ્ઞાન, ગાયા વેદ સનાતન,
ગાયું સ્નેહ પુરાણ, કુદરત સઘળી ગાઈ તેં.
તારો અધૂરો યોગ, પૂરો કરવા આવ તું,
શું કુદરત સંયોગ, એવો કદીયે ના બને ?
તારૂં ભગવું ઉર, ભગવી કવિતા ગાઈ તેં,
એક સનમનું નૂર, મરતી મીઠી ગાઈ તેં.

—ગિરીશ.

# વ્યર્થ જીવન આ શિદને ?

વ્યર્થ જીવન આ શિદને ?
પ્રિય વિણ વ્યર્થ જીવન આ શિદને ?

ડગમગતી દ્રવતી પ્રિયમૂર્તિ
અણુ અણુ માંહી રમતી
પ્રિયની સ્નેહપ્રતિમા તરતી
પ્રિયવિણ જીવવું શિદ આ જીવને ?
પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

તર્પણ અશ્રુ સારી સત્વર
અર્પણ આત્મ અશેષ કર્યો મેં
ક્યાં જઈને અવ ઠરવું
જીવવું વ્યર્થ જીવન આ શિદને ?
પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

નવપલ્લવ કુદરત જે ધરતી
સુંદર સ્નેહ સુધા કંઇ સરતી
વિષમય થઇ એ પીડતી
પ્રિયવિણ જીવન દુઃખમય શાને ?
પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

સુગંધ મનોહર વાયુ ભમતો
પરિમલ અનુપમ સહ એ ફરતો
દહતો અમને ઉરને દમતો
જીવવું ? વ્યર્થ જીવન આ શિદને ?
પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

અવનિ દેવી સાથી થઇને
આશ્વાસન અર્પે અમ જીવને
    હાસ્ય શું એને સાલે ?
    પ્રિયવિણ અમને એ ક્યાં તાણે ?
        પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

સાગર ધમધમ ચોદિશ ઘુમતો
ચંદ્ર ચમકતો ચંદ્રી વરસતો
    શશિકર શાને ? સાગર શાને ?
    પ્રિયવિણ એ સૌ જીવને સાલે.
        પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

નહિ અહીં જલ, સ્થલ, તરુવૃંદોમાં,
નહિ વસતી આ મનુસૃષ્ટિમાં
    પ્રભુમય પર સ્નેહી સંજોમાં
    રહીને જીવવું શાને ?
        પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

નહિ જડમાં નહિં ચેતન ઘરમાં
પ્રિયવિણ બીજી કો સૃષ્ટિમાં
    જીવવું ? પુણ્યપથે સંચરવું.
    પ્રભુવિણ શિદને જીવી મરવું ?
        પ્રભુવિણ વ્યર્થ જીવન આ શિદને ?

ધીરૂ ઉમરવાડિયા.






જ્યારે હું એકલી મ્હારા પ્રિયનાં મેળાપસ્થાને જાઉં છું ત્યારે પક્ષીઓ નથી ગાતાં હોતાં; પવનને ય હાલતો નથી, અને શેરીની બન્ને બાજુનાં ઘરો શાન્ત ઉભાં હોય છે.

પણ બળ્યાં! આ મ્હારા પગનાં નૂપુર! ડગલે ને પગલે ઝણકાર કરી મૂકે છે અને હું તો શરમથી અરધી અરધી થઈ જાઉં છું.

ત્હેનાં પગલાં સાંભળવાને એક ચિત્તે ચુપકીથી જ્યારે હું રાહ જોતી મ્હારી અટારીએ બેસું છું ત્યારે ઝાડના પાંદડાંઓ ખખડતાં નથી હોતાં; અને સુઇ ગયેલા પહેરેગીરના પગ આગળ ખુલ્લી પડેલી તરવારના જેવું નદીનું પાણી તદ્દન સ્થિર હોય છે.

ને વખતે ય બળ્યું આ મ્હારૂં હૃદય! જોસબંધ ધબકવા માંડે છે; તેને શાંત કેવી રીતે કરવું તેની મ્હને સ્હમજ પડતી નથી.

જ્યારે મ્હારા હૃદયેશ આવે છે અને મ્હારી પાસે બેસે છે, જ્યારે મ્હારૂં શરીર ધીમે ધીમે કમ્પે છે અને મ્હારાં પોપચાં શરમથી ઢળી જતાં હોય છે ત્યારે રાત્રી વધારે ગાઢ થતી જાય છે. પવનનો સપાટો આવીને તારાઓપર પડદા ઢાંકી દે છે.

આ વખતે ય પણ બળ્યો! આ મ્હારી પોતાનીજ છાતીપરનો મણિ તો ઝળક્યાજ કરે છે. હવે એ પ્રકાશને કેમ બુઝાવવો ત્હેની મ્હને સ્હમજ પડતી નથી.
(રવીન્દ્રબાબુ કૃત " ગાર્ડનર "માંથી અનુવાદ.)

બચુભાઈ રાવત.

---

## "મુદિતા ભારતી."

(હિંડોળ)

ભારતી મુખ મલકાય
ઘડી ઘડી* મુદ ઉર રેલાય—ભારતી
કમળ કળી વિકસે જેમ,
બાલ રવિ જ્યં દર્શ થાય—ભારતી
પ્રબળ વાયુ થતાં પ્રશાંત,
મંદ મંદ સમીર વાય—ભારતી
અવનતિ પદ શીર મૂકેલ,
મદ મંડિત ઉર્ધ્વ જણાય—ભારતી
બીન ધરી કર ધૂન મચાઈ,
સ્વાતંત્ર્યગીત સુર સુણાય—ભારતી

—રમણિક મ્હેતા

# એક આખ્યાયિકા.

શ્રાવસ્તીમાં દુકાળનો કેર વર્ત્તતાં બુદ્ધદેવે તેમના અનુયાયીઓને કહ્યું, "ભૂખ્યાંને અન્નદાન દેવાનું તમારામાંથી કોણ માથે લ્યો છો ?"

નગરશેઠ રત્નાકર શિરસા વન્દી વધો, "ભૂખ્યાંને સંતોષવાને તો મ્હારા સારા યે દ્રવ્ય કરતાં વધુ દ્રવ્ય જોઇશું."

રાજસેનાના અધિપતિ જયસેને કહ્યું, "હું મ્હારૂં જીવનરક્ત સહર્ષ આપી શકીશ, પણ અન્ન તો મ્હારે ઘેર અપુરતું જ છે."

ભૂમિપતિ ધર્મપાળ નિઃશ્વાસ નાંખી વધો, "અનાવૃષ્ટિ વડે મ્હારાં સારાં ય ક્ષેત્ર શુષ્ક છે. રાજ્યકર આપવો પણ મ્હારે માટે દુર્ઘટ છે."

ભિક્ષુપુત્રી સુપ્રિયા પછી સર્વને વન્દન વન્દી બોલી "ભૂખ્યાંને હું જમાડીશ."

"કેવી રીતે ?" સર્વ કોઇ સાશ્ચર્ય વધાં, "કેવી રીતે એ પ્રતિજ્ઞા તું પાળી શકશે ?"

સુપ્રિયાએ કહ્યું, "હું તમ સર્વથી દરિદ્ર છું ને તેજ મ્હારૂં સામર્થ્ય છે, મ્હારે મ્હારાં ધન ને ધાન્યના રાશી તમ પ્રત્યેકને ઘેર છે."

( રવીન્દ્રનાથના કુટગોધરિંગમાંથી અનુવાદ )

—મંજુલાલ દવે.

---

# માનિની.

રાગઃ—સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઇશ્વરા.

હું પદ અતિશે તુજ શશિવદન પરે દીસે,
અધમ સકળ જન ગણીને ચક્ષુ વિલસે. ... હું પદ.
માન સર્વનું ઉતારી હર્ષથી હસે,
સ્વરૂપ તુજ સમાન કો ન સૃષ્ટિમાં વસે,
જાણી એમ, રક્ત ઊછળે છે સદ્ નસે,
વદને, મધુરી, દીપતી,
કાન્તિ અહા !, તેથી સદા, પામું કદા,
એમ ઉર કહે. ... હું પદ.
પ્રણય ઉર, તથાપિ ના કદી મુખે કહે,
હૃદય ના કદાપિ તારૂં ખોલવા ચહે.
પ્રેમી સર્વ મુર્ખ છે, શું એમ તું ગણે ?
તજી દે, મનનાં, સઘળાં,
અભિમાનો. પ્રેમીજનો, માનિનીનો,
મદ ઉતારશે. ... હું પદ.

—'મન્મથ.'



# શરમ.

લેખક: મનુ.

કુદતી કુદતી હું મારી સખીઓ સાથે રમવા જતી હતી ત્યારે બાએ મને બોલાવી.

બાએ મને કહ્યું કે 'લે આ ઓઢણી પહેરતી જા.'

ધીમે ધીમે ચાલીને હું મારી સખીઓ પાસે ગઇ ત્યારે તે સઘળી હસી પડી-ને મેં શરમથી નીચું જોઇ દીધું.

શા માટે મારી સખીઓ હસી પડી? શા માટે મેં શરમાઇને નીચું જોઈ દીધું? તે હું સમજી શકતી નથી!

રમતાં રમતાં સખીઓ વારે વારે મારી તરફ જોઇ હસી પડતી હતી.

સૂર્ય અસ્ત પામ્યો અને આકાશમાં ભડકા થયા ત્યારે સખીઓથી રીસાયલી હું ઘર તરફ પાછી ફરી.

ઓઢણીની કોર વારંવાર પકડતી પકડતી હું રસ્તા પરથી આવતી હતી ત્યારે કાકાજી મળ્યા.

'કેમ બ્હેન સારી છે?' એમ કાકાજીએ પૂછ્યું ત્યારે હું શરમાઇ ગઇ.

'હા' કહી મેં ઉંચું જોયું ત્યારે કાકાજી ચાલ્યા ગયા હતા.

શા માટે હું કાકાજીથી શરમાઈ ગઈ? શા માટે મેં તેમને બરાબર જવાબ ન દીધો! તે હું સમજી શકતી નથી!

ઘેર આવી હું કોચ પર બે હાથોમાં મોહું ઢાંકી દઇ સુઇ ગઈ.

મને થયું કે હું ગોદડામાં વીંટળાઇને વર્ષોનાં વર્ષો સુધી સુઇ રહું!

મને થયું કે હું એવે સ્થળે ચાલી જાઉં કે જ્યાં હવાએ ન હોય, પવને ન હોય, પ્રભુએ ન હોય, ને હુંએ ન હોઉં, બસ કંઇજ ન હોય!

શા માટે એવું થયું? તે હું સમજી શકતી નથી!

# એક યોગ.

મહારાજે કહ્યું મ્હારે રાજ્યની ખંડણી ઉઘરાવવી. સ્વામીના આદેશ અનુસાર રાજ્યના દૂર દૂરના ખુણાઓમાં હું ફરતો ને ખંડણી ઉઘરાવતો. એમ સ્વામીકાર્ય કરતો વિશ્વપુરમાં હું આવી ચ્હડ્યો.

નગરને નાકે એક જલાશય હતું. દિવસના શ્રમ પછી સંધ્યાએ હું ત્યાં જતો ને જલપક્ષિઓને રમાડતો. તે જલાશયમાં એક જીર્ણ મહેલ હતો. કહે છે પુર્વે તે વિશ્વપુરના રાજકુમારનો રણવાસ હતો પણ આજે તો ત્યાં કોઈ જતું પણ નહિ. સંધ્યા પધારેને પુરવાસીઓ ત્યાંથી જતા રહે. કોઈકવાર કોઈ થાક્યો ગોવાળ આવી ચડતો પણ તેયે જતો રહેતો. એ નિર્જનને જીર્ણ પણ ભવ્ય સ્થાનકને હું જોઈ રહેતો ને મ્હને કંઈક કંઈક વિચારો આવતા. કોઈકવાર તો ભૂતકાળના એ રસદેહને નીરખતો જલાશયના આરેજ હું પડ્યો રહેતો ને ચંદ્રિકા તે રસધામની ગીતા વાંચતી.

\+ \+ \+ \+ \+

તે રસપૂર્ણિમા હતી. જલાશયના જલ બિન્દુઓ ચન્દ્રિકાને ઉરમાં વ્હાલે વ્હાલે ઝૂલાવતા. પક્ષિઓ લગ્નગીત ગાતાં ને વૃક્ષવેલીઓ પુષ્પો વધાવતાં આ લગ્ન મુહૂર્ત અનુભવતો દૂરનાં એક ખુણામાં હું પડ્યો હતો. લગ્નના કુમકુમ છાંટણાં મનેયે ભિંજતાં—દાંપત્યના મહારાજ્ય હુંયે સ્વીકારતો હતો ને પ્રતિપળ જગતને વધુ વધુ ભૂલતો. એવે અકસ્માત આકાશમાં ચંદ્રિકા છૂપી ગઈ ને, પક્ષિઓયે જતાં રહ્યાં. સહસા આમ શાથી થયું એ હું વિમાસતો હતો. એવે પેલાં જીર્ણ મહાલયના દ્વાર સહજ ઉઘડ્યાં. ને એક સ્ત્રીની કાંઈક પ્રચંડ આકૃતિ તે દ્વારમાં ઉભી રહી. પળવારમાં મ્હારૂં સ્વાસ્થ્ય ઉડી ગયું પણ શાથી હું ઉભો થયો ને એ આકૃતિ તરફ અનિમેષ દ્રષ્ટિથી જોઈ રહ્યો. તે કોઈ વૃદ્ધા હતી. પુરાતન કાળના રણવાસની કોઈ દુતી હોય તેવી લાગતી ને છતાં તેનામાં કાંઈક અગમ્ય શક્તિ હતી. પળવાર અમ્હારાં નેત્રો થંભી રહ્યાં પણ જોત જોતામાં તો એની વૃદ્ધ આંખ્યોથી ઝરતી શક્તિ મ્હારા ધ્રુજતા શરીરને તેના તરફ દોરી ગઈ.

\+ \+ \+ \+ \+

સ્ફટિકના ફુવારા પાસે એક કુલકુમારી બેઠી હતી; ને ત્હેના ઉત્સંગે એક બતક બેઠું. એની ચોપાસ દાસીઓનું વૃંદ હતું. કોઈ કમળપત્રથી તેને વા વાતી, તો કોઈ એના કેશકલાપમાં પુષ્પો ગુંથતી. દૂર દૂર હું ઉભો હતો, ને મહા વિસ્મય ભર્યા નેત્રોથી એ રાજકુમારીને નીરખતો. કોણ જાણે કેટલોયે સમય આમ ગયો હશે પણ એતો બતકનાજ ધ્યાનમાં હતી. એવે મ્હારા પર એની દૃષ્ટિ પડી ને મ્હારા જીવનનું બધું ચેતન ઉડી ગયું.

\+ \+ \+ \+ \+

પળેકવાર ઉદ્યાનમાં અમ્હે ઉભાં પણ તે તો મૌનજ હતી. ક્યારાના પુષ્પો ચુંટતી ને પાલવમાં ભરતી. કોઈકવાર મારા તરફ દ્રષ્ટિ નાંખતી ને તે હું ઝીલી લેતો. આમ ઘડીક થઈ હશે. એના સંગની સુવાસે હું પરખી ન શક્યો. એવે પેલી દુતી આવીને એની આકર્ષતી આંખ્યોએ ક્યાંક દૂર મને ખેંચી ગઈ ને ત્યાંયે વૃક્ષોની ઘીચઘટાઓમાંથીયે કોઈક વાર પેલી રાજકુમારીના દર્શન હું ઝીલતો ને આત્માને સંતોષતો. એવે અકસ્માત કાંઈક હૃદયભેદક નાદ થયો ને તે ઉદ્યાન અદ્રશ્ય થયું. ને તે મહેલનાં દ્વાર બંધ થયાં—તે જલાશયના આરા ઉપરજ હું સુતો હતો.

સ્વપ્નની ભ્રાંતિ વિના મને કંઈજ સ્મરણ નથી. માત્ર એક ભસ્મ થયેલ સ્વપ્નની વિભૂતિ તે દેવકુમારીના સ્મરણની પુણ્યગંગા.

બટુ ઉમરવાડિયા.



# વિરોધવ્રતનો તપસ્વી.





પારણાને બાર વખત ફરી ફરી બિછાવો,
બારબાર મોર પોપૈયા જડાવો,
બારબાર ઘુઘરાઓ વગડાવો,
આજે બાર માસનો મહોત્સવ છે.
અને એ કોણ છે એવો ?
જાણે કોઇક નિયમ ભૂખ્યો,
જાણે કોઇક છન્દ તરસ્યો,
જાણે સદાનો બન્ધન પ્યાસી,
એ કોણ છે એવોક ?
મતઅન્ધ ને ગર્વેશ્વર ?
દશાનનનો જાણે કો સહોદર ?
એ નવ બાલકડું છે શું ?
અગેયતથી ડર ખાતું
છતાં ય છે એ સબળ માદાણું;
સંદ્ભાવભક્તિથી દૂર ભાગતું
છતાં છે પ્રેમાભિલાષી
ઊર્ધ્વકંઠ ધારી બાલકડું એ;
ન્હાનાલાલપૂજકોને તુચ્છકારતું
છતાં યે છે આતુર
ભળવાને તે પૂજકસંઘમાં
બાળકથી યે વધુ બાલિશ.
એ સિન્ધુ છે મહામૌર્ખ્યનો,
ઉછળતો ને ઘૂઘવતો,
અગાધ અને અનન્ત.
એ પરમ ભક્ત છે
ગુરુગુરુપૂજ્ય ન્હાનાલાલનો:
નિત્ય નવનવી પ્રેરણાઓ પાનાર
ત્હેના અમુલખ કાવ્ય ગ્રન્થોનો
સૂક્ષ્મ ને સતત અભ્યાસી છે એ;
પરંપરાગત કાવ્યપ્રથાનો ચુસ્ત ચેલો છતાં
ન્હાનાલાલની નૂતન ને વિલક્ષણ
કાવ્ય કલાનો નમ્ર શિષ્ય છે એ !
પરખી ગયો છે સહજે ત્હેની
યુક્તિપ્રયુક્તિઓને, અને તેથી જ,
અપદ્યાગદ્યનો આદ્ય ઉપહાસક છતાં
અપદ્યાગદ્યનો સદ્ય ઉપાસક છે એ !
પ્રેમરસનો મહાભોક્તા છતાં
મહાધીર એ તો વૈરવ્રત પાળે છે,
અને વૈરભાવે ભક્તિના મંત્રોચ્ચાર કરે છે.
ન્હાનાલાલવસ્તુ પ્રતિ યે વિરોધી,
"शुभं मत्यपि शत्रुत्वं" બોધનાર,
"પયોચ્ચાર સામે ઉગામ મા" નો અનુયાયી,
"બન્ધનથી જ કવિતા છે" નો આચરનાર,
ઓજસ્વન્તી નવીનતાના
ભગ્ન તેજથી ભડકનાર,
"સ્વાતંત્ર્યથી સુંન્દર છે દાસત્વ" નો ઉદ્બોધનાર,
ભોળી ગુજરાતનો ઘડીભરનો દરવેશ છે તે.
એકદા એનો ઉપહાસડંકો વાગ્યો,
ને વૈરશસ્ત્ર ન્હાનાલાલશત્રુઓની
અન્ધ ગાડરપ્રવાહ જેવી અજ્ઞ સેનાએ
સહર્ષ આક્રમણ કર્યાં
ન્હાનાલાલના અભેદ્ય કવિતાદુર્ગ પર.
આશ્ચર્યચકિત ગુજરાત નિરખી રહ્યું
નિજ ઇતિહાસમાં અદ્વિતીય

આ છન્દરક્ષી ને પયગામી,
વૈરભાવી વિવેચકોની ફૂચ.
મોખરે હતો તે સેનાધિપતિ,
અને ધીરગંભીરી પગલીઓ પાડતા પાડતા
ત્હેની પાછળ પળતા હતા બે ત્હેના
ચન્દ્રશર ને લોકખુશ* સામન્તો:
લલિત મધુરસ્મરણવતી લીમડા પોળની
સુહાગી સૌરભ એકને પદે પદે ફોરતી,
ને સિંદુરઅર્ધથી વિભુષિત અન્ય તો હતો
અવલોકનશાસ્ત્રનો અથંગ ઉસ્તાદ,
"મઈદ" એવી વિલક્ષણ સંજ્ઞાથી લખનાર,
ગાંડા ગુજરાતીઓનો વ્હાલપદો વીરપુત્ર,
માત્ર ભાષાબળે અન્ન જનોને
અવળે રસ્તે દોરનાર,
બુદ્ધિમાન દાસ પુરાણાં સર્વ શાસ્ત્રોનો,
તે સનાતન ધર્મનો ડગમગતો સ્તંભ.
એમને કાજે આલસ્ય નથી;
નિત્ય નવનવા જન્મ ધરીને
અહર્નિશ એ નભિરાઓ ભક્તકુલના
ભજે છે ભગવાનને વૈર ભાવે,
ભક્તો છતાં વિરોધી,
પૂજકો છતાં પ્રતિસ્પર્ધીઓ,
આત્મજ્ઞાનના વાંછુ ત્હો યે
અણવિકસ્યા આત્માના વામનો!
તેમના પેલા પ્રતાપી પૂર્વજોના
બીજાંકુર હજી ય પોષાય છે
રસાળી ત્હેમની પ્રાણ ભોમેઃ—
પુત્રપીડક હિરણ્યકશિપુ
ને પૃથ્વીગોલનો ચોરનાર
વરાહદાઝ્યુ હિરણ્યાક્ષ,
મદમાતો રાવણરાજ
ને ઉંઘ ભૂખ્યો કુંભકર્ણ.
બાળ હત્યારો કંસમામો
ને ગાળકરો શિશુપાળઃ

* લોકખુશ=લોક છે ખુશ જેનાથી; demagogues.

વિષ્ણુશત્રુનાં યુગ્મકોની
તે જસવન્ત ને ચિરંજીવ ત્રિપુરીએ
અરાધ્યા જે જે જીવન મંત્રો
શત્રુભાવી ભક્તિના,
તે જ છે ત્હેમના યે જીવ પ્રાણ.
સ્થિતિરક્ષક સ્વાતંત્ર્ય ભક્ષીઓને
ન હોય ખરાં કે પૂરાં પ્રમાણ,
ને ન હતાં તે વીરશસ્ત્રો
આ વૈરશસ્ત્ર વિવેચકોને.
એ તો તપસ્વીઓ છે વિરોધવ્રતનાઃ
દ્વેષ ત્હેમનો મુદ્રામંત્ર છે,
દાસત્વ ત્હેમનું કવચ છે,
બ્રહ્મચર્યનો ત્હેમનો ધ્વજ છે,
અખૂટ વૈરજલ ત્હેમને કમંડલે છે,
અસહનશીલતાની ત્વચા છે,
રાગદ્વેષના ઝંઝાનિલમાં
છે ઝમકોળાયેલા તે;
છતાં ય છે હોંસીલા.
અડગ વિરોધવ્રતના તપસ્વી સેખે
ન્હાનલ પ્રતિમાના પૂજક થવાને.
ગોવાળ-વિહોણા ધણ સમો
અપૂર્વ એ ભક્તસંઘ આથડ્યો
બહુબહુ દિન તો નેતા વિહોણો;
આખરે કૃપાસાગર કમળાપતિએ
પાઠવ્યો ત્હેમનો યે પીર ને પયગમ્બર.
અને એ પયગમ્બર કોણ?
કમલુગંગાને પુણ્યકાંઠે ગત જન્મમાં
કંકે કાવ્યનપનો તપનાર,
મલબારીનો યશોગાતાને મહામિત્ર,
ઇર્ષ્યાળુ ને આપખુદ
ગુર્જર સાક્ષરોનો સદૈવ શત્રુ,
સ્વતંત્ર્યટંકારકાર નિઃસ્વાતંત્ર્ય ભારતનો,
ગતશૌર્ય ગુજરાતમાં પરાતન પ્રકટવાને
અવનવા અનેક છન્દનો
પૂર્વ જન્મે યોજનાર, અને તેથી જ
રોલનટેંસ્ટ્રની અયોગ્યતાથી ડર પામતો

બારમાસનો ન્હાનકડો બાળક,
**એ તો વિરોધભાવી મહાભક્ત મોટાભાઇ !**

એવાને કાજે આશ્ચર્ય નથી.
"પ્રભાતનો તપસ્વી"નાં ગુણગાન
ગાંડી ગુજરાત ગાઇ રહી–ન રહી,
ત્યાં તો આરંભ્યાં એ વીર રસિકે
"કુક્કુટદીક્ષા"નાં રેપંપેરિતપિષ્ટ પેપણ.
બાલિશ ને બળહીન;
અલ્પરસજ્ઞ ને આપમહાન્
"સાહિત્ય"કારની નિર્જન વાડિમાં,
નિજ કાજે નિત્ય ખુલ્લા
અને નિરાશ લેખકોના
તે છેલ્લા વિશ્રામસ્થાનમાં,
જન્મ્યા વળી ફરી એકદા
પ્રેમભાવી ન્હાનાલભક્તોના ઉપહાસ.
ભાવનાશાલી ચેતનાચાર્યની
વિજયવન્તી ને કલ્યાણમય,
પરમ, પ્રબળ ને સનાતન
ભાવનાઓને ઉપહાસવાને
મિથ્યા મન્થન કીધાં
તે શત્રુભાવી ન્હાનાલભક્તે.
એવાને કાજે આશ્ચર્ય નથી.
વિનયના ઉદાસી કાજે વિનય નથી,
અસહકારના ઉદાસી કાજે અસહકાર નથી,
ને વિરાટ્ભાવનાના ઉદાસી કાજે,
ઓ સંસારકીટો ! વિરાટ્ભાવના નથી.
પરન્તુ બાલજન ! નયને રોષ
ને વદને વૈરસન્ધ્યાને બદલે
ફૂલી ફૂંભમાં ચન્દ્રિકા
ને મુખમંડળે સુધાકર માંડ.
પ્રેમ પ્રીછતાં યે, ઓ ન્હાનાલભક્ત !
દ્વેષાન્ધ છે શા માટે ?
સર્વજ્ઞ ને ગર્વિષ્ઠ ઓ પરમ વિવેચક !
ગર્વના આનન્દમાં મા ઉલ્લાસ.
વૈરના ન્હારા વડા દાવાનળ,
જોજે, ન્હારી ન્હાનાલભક્તિને ન કરમાવે !

ને અરીન્દ્ર ! સખુર.
ત્હારા સમૃદ્ધ પ્રેમભંડાર
ભર્યા ભર્યા ઉઘાડ ને પારખ.
શાની વૈરાકાશના અન્તર્પટ
વીંધીને વિચર, ને ભીતર નિહાળ:
ડોલનમાં, ગુંજનમાં, અપવાદમાં યે
કાવ્યકિરણ જ વિરાજમાન છે.
ત્હારે હૈયે છે ભાવકુંડના હુતાશ:
તંહીથી, ઓ વીર ! વૈરાગ્નિ નહિ
પણ પ્રેમપ્રકાશ પ્રગટાવ,
ગતજન્મની ત્હારી રસપ્રકાશી
" પ્રકાશિકા " સરિખડા.
બન્ધો રસશાસ્ત્ર બોધના યે
ન હોય આટઆટલા આગ્રહ,
એ તો છે હઠયોગના પ્રકારાન્તર.
નહિ કે સાહિત્યયોગના રાજમાર્ગ.
વિવેચકની નહિ, કવિની જ ઇચ્છા
પ્રવર્તે છે કાવ્યરચનાના દિવ્ય કાર્યમાં.
સર્જકવિવેચક વચ્ચેના કાલજૂના કલહો,
ઓ સાહિત્ય દેશના પ્રૌઢ પ્રવાસી !
ત્હમે આજે શે વિસર્યા ?
વિવેચકોના અધસાચા ને ઉપલક
સિદ્ધાન્તોને ક્યારે ક્યારે નથી તોડ્યા
પુષ્પ, પતાપત્રની પ્રતિમાઓ ?
બતાવશો એવો એક પણ સાહિત્યસ્વામી
જેણે સર્વદા ને સર્વથા
પંડિતોની પાંડિત્ય ઝુંસરીમાં જ જકડાઇ રહીને
દીધા હોય પૃથ્વીને અમર નિજ આદેશ ?
ક્યારે પિછાનશો આ અટળ નિયમ
કે વિવેચકે સાહિત્ય સિદ્ધાંત બાંધવાના છે,
કવિએ યથારુચિ ને યથા પ્રસંગ
ત્હેનાં સત્ય આચરવાનાં છે:
શાસ્ત્ર રચવામાં યે વિવેચકોએ તો
નિરન્તર કવિઇચ્છાને નમવાનું છે–?

ઓ સકામ વિરોધ યોગી !
ઓ ઉપહાસઘેલા સાધુ
ઓ અલ્પાત્મન્ વિવેચકકુલના !
પરિહાસશસ્ત્રે ત્હારે મહાભારત
ખેડવાં છે કાવ્યશાસ્ત્રોનાં ?
છન્દવાદે ત્હારે
ડોલનવાદીઓને છતવા છે ?
અંશસાચાં સત્યોને
પૂર્ણસાચાં ઠરાવવાં છે ?
સૌ જાણે છે આ સર્વસિદ્ધ વાત
કે દેહથી આત્મન્
અળગો ને ઉપર છે
તેમ શાસ્ત્રરચ્યા સકળ નિયમોથી
કાવ્ય માત્રનો પરમ આત્મા
અળગો ને ઉપર છે;
અને દેહીને તો છૂટ રાખી છે
વિશાળહૃદયી વિશ્વકર્તાએ
યથાકર્મ ને યથાપ્રકૃતિ દેહ શોધવાની;
સુધારશું આપણે ને પૂર્ણ સ્વરૂપ
પુરાણ પુરુષની ય કૃતિને,
અને અમિત આગ્રહો આદરશું
કે "અધિકાર નથી કવિતા દેહીને
યથાપ્રકૃતિ દેહધારણનો' ?
'સાહિત્ય'પત્રપૂજ્યા પેલા
પાતાળ દેશના સક્ષમ સાહિત્ય શાસ્ત્રી
મોલ્ટનાચાર્યને તો ઓળખો છો ને ?
જાણો છો ને ત્હેનો અદ્‌ભુત પ્રમેય
*"નિર્ણયગામી વિવેચના" નો ?
આ મહાકાંક્ષી મીમાંસકો સાહિત્ય કલાના !
ત્હેનું આ ગભીર ને ગરવું રહસ્ય
કે અન્તર્ગત ને તાત્વિક ગુણોને જ
આધારે રચાય કલા પરીક્ષણના
સકળે નિયમો, સત્ય અને સુન્દર
"સ્વચ્છન્દ" ને 'નિરંકુશતા"ના
અગણિત આરોપો આજ લગી
ઓઢાડયા ન્હાનાલને નિર્દોષ શિરે,
ત્હેના કુદરતી ને કાયદેસર હક્કદારો

* Inductive Criticism.

તો, ઓ સ્વેચ્છાચારી નિયામકો !
આપ જ ન હો, કદાચ ?

પ્રાણપૂજ્યા તમ પ્રાચીન
ને અર્વાચીન આલંકારિકોને
શું પ્રભુનું પદ દેશો, વીર ?
શું ત્હેમણે ને ત્હમે,
ત્હમારા મમ્મટોએ ને ઍરિસ્ટોટલોએ
ત્હમારા જેફ્રીએ ને જ્યોર્જ સેન્ટસ્બરિએ;
ત્હમારા કમળ, અદલ ને આનન્દે;
*નરસિંહે, ધ્રુવાનન્દે ને મકરન્દે,*
શું ઉકેલી નાંખ્યા સકળ સર્જનના ભેદ ?
શું જનસ્વભાવ બહુ જોયો ?
નિસર્ગમીમાંસા બહુ કીધી ?
પ્રતિભાસવેદન બહુ અનુભવ્યાં ?
પૂરી પ્રતીતિ છે ને આપને તો,
કે "અમારૂં એટલુંજ ઉત્તમ ?"
ભલે બન્ધુ ! તમને ગમ્યું તે અમને ગમશેજ !
લંકાપતિની ય વિનય ભાવના શું
સ્પર્ધા કરતી, ટક્કર ઝીલતી,
આપની એ અતુલ ને ઊંડી
વિનય ભાવનાને અમ સરખા,
સ્વચ્છંદીઓના યે શતવાર ને સહસ્રવાર
પ્રણામ હો ! પ્રણામ હો ! ! પ્રણામ હો ! ! !

સ્વમતાન્ધને સાંપડયાં છે કદિ યે
અસંખ્યરંગી કુદરતનાં ગહનતમ સત્યો
કે, આપ સમા ઉપહાસ વીરોને સાંપડે ?
નેત્ર્યકે એકાક્ષી કોણ ?
"છંદબન્ધનથી જ કવિતા છે"
એવા પાંગળાં પ્રમેયો પ્રસારનાર
આછોતરા ને અલ્પદર્શી સાહિત્યાચાર્યો,
કે ડોલનને તેમ બન્ધનને,
ગુંજનને તેમ છન્દનિયમોને,
અગેયતાને તેમ શુદ્ધ ગેયને,
યથા પ્રસંગ ને યથા પ્રેરણા
નમ્રભાવે નમનાર

ને વશવર્તી આ કવિવિરાટ્?
નથી કર્યો તે નિયમોના ભૂતથી,
નથી કર્યો તે છન્દની શિક્ષામર્યાદાથી,
કે નથી કર્યો તે બન્ધનયુક્ત
કાવ્યકલાનાં ઝંકારતાં ઝાંઝરથી,
જ્યારે જ્યારે પ્રેરણાનાં પરમ અમૃતોએ
ત્હેને નિમંત્ર્યો ત્યાં સ્નેહસાનથી.
વિશ્વવીરતા નિજ આત્મનમાં
ત્હેણે સમાવ્યા છે તે સર્વને,
અને કલાહીન દીસતી
છતાં કલાતત્ત્વે સભરભરી
નવરીતી યે સરજી છે
પોતાની પુરાણી ત્હો યે નવલી
ભાવનાઓના સંપૂર્ણ ને સ્વભાવિક,
સૌન્દર્યવન્ત અવિર્ભાવ કાજે.

ડોલનદેશ શોધવામાં વ્હિટ્મેન,
ઉપમાઔચિત્યમાં કાલિદાસ,
સંગીતમાધુર્યમાં ટેનિસન,
નવછન્દ યોજનમાં શેલીઃ
એનામાં તો કલાવીર સમાયા છે.
–અને કહ્યું કોણે કે ન્હાનાલાલની કૃતિઓ
કલા વિહોણી ને કલાવિચ્છેદક છે?
અરે આળસુ ઉપહાસકો!
એ અપદ્યાગદ્યના ગૂઢ નિયમો તો
સજડ અને અટપટા છેઃ
નિરખો એના અર્થગંભીર
ને આકર્ષક સુસ્ક્રમો,
સુણો ત્હેના સકૌશલ અનુપ્રાસો,
સમજો ત્હેનાં પદપદનાં
સૂક્ષ્મ ને સુન્દર સમતોલનો,
તપાસો ત્હેની પંક્તિપંક્તિના
અન્ત્ય સ્વરોની પૂર્ણ ભારતા,
અને એકેકમાં સરલ વ્હેતી
પદાવલિના અખંડ ને ભવ્ય પ્રવાહ
અન્તરના ઊંડાણમાં ઉતારોઃ

કોણ કહેશે કે એ કલાહીણ છે?
મિલ્ટનનો વર્સ-લીબ્રે
છે કાવ્યકલાનો એક પ્રકાર;
તેવો, નવો છતાં સ્વનિયમબદ્ધ,
આને જાણો અન્ય પ્રકાર;
નથી જન્મ્યો આ નવકલાનો
નોત્તમ ને પ્રૌઢ પ્રયોજક,
ત્યાં લગી જ, ઓ વિવેચક વામનો!
ન્હડશો આપના મસ્તકસાગરે
મદજલના જ્બ્બર જુવાળ,
ત્યાં લગીજ પોકારશો
આપ સર્વ ગાજી ગાજીને
કે ન્હાનાલાલની કૃતિઓમાં
સ્વચ્છન્દ છે, ઉચ્છૃંખલતા છે,
કલાહીન કુકડુકોચ્ચાર જ છે.

આજે નહિ તો કોઇક દહાડો,
અનન્તતાને અસીમ કોઇક આરે,
પ્રીછશે ને પરીક્ષશે
રસભાવી ભક્તો યે
તે ડોલનશાસ્ત્રના અચલ ને અપૂર્વ,
નિસર્ગાધીન નિયમને;
*આજે સહુ સુણ્યું હશે*
તો સ્હમજશે ને ભક્તમંથ
કે શા કારણે "ઇન્દુ" ના
અન્ય બે અંકો અપ્રસિદ્ધ છેઃ
ઝીણવટ ભરી નિજ કલાદૃષ્ટિથી
તે કૌશલવન્ત કલાનાયક
શબ્દ શબ્દને ને પંક્તિ પંક્તિને
પાસા પાડે છે, મઠારે છે,
સકલ કલાના પરમ ધ્યેય
સંપૂર્ણતાને વિષમ પન્થે
ત્હેમને ધૈર્યથી, શાન્તિથી,
સંયમ શીલતાથી દોરે છે.
શ્રમ સાધ્ય આવા કાર્યને
સ્વચ્છંદ કહેશો? નિરંકુશતા કહેશો?

આપની શિષ્ટ ને શ્રેષ્ઠ
વાણી વાપરીને કહેશો હેને
"દૂકડે દૂકિયા ઉચ્ચાર"?
અટકશો હેની ગગનગામી
ભાવનાઓ ને કલ્પના શક્તિના જ
ઉદાર હૌ ય ઉપદેશયુક્ત સ્વીકારથી?
ભલે, ગુરુવર્યો! ભલે;
આપને મંગલમુખે થએલ
એટલો સ્વીકારે અમ-સરખા
જ્ઞાનરંકોને સૌનામૂલનો છે:
આપ સમા સિદ્ધ ને સંસ્કારવન્તા
સાહિત્ય પ્રભુનાં કૃપામૃતનું
એકાદ બિન્દુ યે આવ્યું અમારે ભાગે,
એ અહોભાગ્ય ઓછાં નથી.
પણ જાણો છો ને, બન્ધુઓ!
અમારી અધીરતા ને અસંતોષિતા?—
અમૃત બિન્દુના નહિ, અમૃત બ્રહ્માંડના
અભિલાષી છીએ અમે;
આતુર નયને નિહાળીએ છીએ
તે ધન્ય દિનનાં આગમન
જ્યારે વૈરભાવે ભજવાના
સકળ તમ જન્મો પૂરા થશે;
અને વૈર વિમુક્ત તમ આત્મા
આ નવકાવ્યસ્વરૂપમાં ય નિરખશે
નિજ સ્વરૂપનાં ભવ્ય ને સુન્દર,
કિલ્મિષરહિતને કલાયુક્ત પ્રતિબિમ્બ,—
મુમુક્ષુના આત્મા જયમ પરબ્રહ્મમાં
ઓળખે છે સ્વ-સ્વરૂપને, તેમ.
પરંતુ ત્યાં સુધી તો
એ જ માર્ગ, બન્ધુ! એ જ માર્ગ;
શ્રમણુવમળમાં વિહરો છો.
પણ વૈરભાવી ભક્તિ પ્રવાહનો એ જ માર્ગ,
શુદ્ધ મૂકી અશુદ્ધ પ્રેમમાં,
સૌમ્ય મૂકી અસૌમ્ય દિશામાં,
ભક્ત કુલ મૂકી ભંજક વર્ગમાં
હમણાં તો એ જ કલ્યાણપન્થ, ભાઈજી!

કર્યાં ભોગવવાનાં છે સૌએ,
વૈરીઓએ તેમ જ વિવેચકોએ;
પ્રાયશ્ચિત્તકાલ હજી પૂરો નથી થયો.
હારો કે તુજ સરિખડા
વિરોધમતી ભક્તોનો;
પ્રાયશ્ચિત્તયુગ સમાપ્યા પહેલાં
શેં ઉગશે નિર્મલ સ્નેહનાં સ્હવાર
કોઈનાં, કે હારાં, કે હેમનાં યે?
પ્રાણને તું પ્રાયશ્ચિત્ત આપે છે,
ઉપહાસભાવે પણ ભજે છે,
એ જ છે સાચો વિધિઃ
તુજ સમા વિરોધીઓના વિરોધ
તો, ઓ જય વિજયનાં વૈરવારસ!
ન્હાનલ ભક્તિને ઓર બહલાવે છે;
તો દોડી જા પ્રેમગંગાને પુણ્યતીરે,
કર્યાંના પશ્ચાત્તાપ કર,
ને સત્ય માર્ગે ન્હાનલ-ભક્તિના
ઉલ્લાસપૂર્ણ સમારંભ આરંભ.
પછી તો અભય હેંજે ઓ નવલ બાલ!
હારા મંગળાચેં આશીર્વાદ ઉચ્ચારશે
સહુ યે પ્રેમભાવી-ભક્તો:
"જય હો! જય હો!
મુક્તાત્મા મોટાલાલનો જય હો!
વિરોધપૂજક પધાર્યો છે
ન્હાનલ પૂજકોના સંઘમાં;
ઉપહાસ બલવન્ત બાળક ભળ્યો છે
આજે ડૉલનબલિષ્ઠ શિષ્યપરિવારમાં;
જય હો! જય હો!"
ત્યારે તો હને ય, ઓ વીર!
તે પયગમ્બરી સન્દેશ મળશે,
ખુદાઇ નૂર ઉતરશે,
ન્હાનલ પ્રેમના પરમાનન્દ વરસશે;
એકકે ય અપવાદ વિના
ગુજરાતભરમાં ભરતી ડૉલશે
એ પરમ પ્રેમની.

બાર માસનો મહોત્સવ !
પટ્ ઋતુઓ ય વીતી ગઇ
ડોલન છેદક, ગુંજન ભંજક
એ ત્હારા જન્મયોગ પછી;
પણ ડોલનગુંજનની અમર વાણીની તો
નિર્માઇ છે લાંબી લાંબી જીવન અવધો.
એ અનન્ત જીવન કાલની
અણમોલ કોઇક ઘડીએ,
તુજ કાવ્યાત્માની મોક્ષપળ સમીપ પધાર્યે,
તું પે, ઓ સદ્ભાગી શિશુજન !
અમ સંઘના આશય શોધશે;
અને એ ધન્ય આશાને અવલમ્બીને જ
સાહિત્ય ઉપાસકો ઉજવે છે આજે
મંગલદર્શક ત્હારો જન્મદિવસ
આનન્દો, મારે આનન્દો, રસિક જનો !
બાર માસનો આજે મહોત્સવ છે;
પારણાને બાર વખત ફરી ફરી શિણગારો
બાર બાર મોર ચોપટો જડાવો,
બારબાર ઘુઘરાઓ વગડાવો,
બાર બાર હાલરડાં ગવડાવો,
રસમન્દિરે આજે, ઓ પુથ્વીનાં લોક !
રસબાલજન્મનો ઉત્સવ છે, ઉત્સવ છે !

ફેબ્રુઆરિ, ૧૯૨૧ 'કિરિટ.'



# હોલવાયો !

" હોલવાયો, હોલવાયો !" શિશિરની મ્હવારે મ્હોટે પ્હરોઢિએ બાગ માહેનું બુલબુલ રડતે પોકારી ઉઠ્યું—" માતાના મન્દિરમાનો પેલો દીપક હોલવાયો !"

" અરરર !" હૃદયને સખત આઘાત થયો હોય એમ ગુલાબ ફફડી ઉઠ્યું. તેની ખીલું ખીલું થતી પાંખડીઓ ચીમળાઈ ગઇ

" માતાનું મંદિર એના પ્રકાશે વધુ ઝળહળતું; એના સુવાસે મંદિર મ્હેક મ્હેક થતું. હાય ! આખરે એ હોલવાયો !" બુલબુલ રડ્યું.

" અરરર !" વૃક્ષઘટામાંના પવને નિશ્વાસ મૂક્યો, અને વૃક્ષોનાં આંસુ પાંદડા પર થઇને નીચેના ઘાસપર ખરી પડ્યાં.

" માતાના પૂજારીઓ ને કિંકરો, સહુ, હૃદય ભરી ભરી એનો પ્રકાશ પીતાં અને એની સુવાસમાં મસ્ત બની આનન્દતા. હાય ! આખરે એનું એ સુગન્ધી તેલ ખુટ્યું અને એ હોલવાયો." ઝુરતાં ભરતું ભરતું બુલબુલ બોલ્યું.

" અરરર !" ઝરાના વ્હેતાં પાણીએ કલ્પાંત કર્યું. ઘાસપર રમતાં પતંગિયાંઓ અને માળા-માંનાં પક્ષીઓ, જેણે જેણે આ સાંભળ્યું તે સઘળાં કકળી ઉઠ્યાં. વૃક્ષને વીંટાયેલી વેલીઓ કમ્પી ઉઠી ને પોતાના પતિને વધારે જોરથી બાઝી પડી

"પણ સફળ થયું એનું જીવન," ડુસકાં ખાતું ખાતું બુલબુલ બોલ્યું—" કે માતાના મંદિરમાં પ્રકાશ ને સુવાસ પ્રસારવા અર્થેજ એનું સુગન્ધી તેલ વપરાયું, ને માતાની સેવામાંજ એ હોલવાયો !"

" હોલવાયો !" શીતળ ને શાન્ત દિશાઓમાંથી ગમગીન પ્રતિઘોષ થયો.* 'મુકુલ.'

* 'વીસમી સદી'ના તંત્રી શ્રી હાજીમહંમદના અવસાનપર રચાયેલું શોકગીત.

# તાજ મ્હેલ.

આ એજ શું મંડપ નિત્ય લગ્નનો ?
કે ભસ્મરાશી પિયુ પ્રેમ ભગ્નનો ?
આ તાજ શું એ મુમતાજનો ? સખે !
કે સ્નેહના પંખીની વાસપેટિ એ ?

પ્રેમનાં સ્મરણો બોલે માનવી માનવી ઉરે;
તે સૌને પડઘો ઝીલી સુણો ! શાહે જહાં ઝૂરે.

શ્રી કૃષ્ણની બંસી શું નાચ્ય નાચતી;
વૃન્દાવનેથી યમુના પધારતી;
રસેન્દ્રના એ રસવારીને તટે
સૌન્દર્યનું પુષ્પ ખિલ્યું શું આ સખે !

રસીલાં રસયમુનામાં વહન્તાં કંઈ આવતાં;
પ્રેમને દાખતો પન્થ ઉભો છે એ સુહાગમાં

અન્ધારૂ વ્યાપે નભ માંહિ પાતળું,
ઝીણું ઝીણું પૂર પ્રભા તણું ભળ્યું;
જગત્ તણી જીવનછોળ શું છલી ?
જો ! પ્રેમની ઉગી પ્રભાત તારલી.

રાધિકાનાં ગીત ગાતી ઉભીને નદીને તટ
ભણેછે એહ પાષાણો પ્રેમમન્ત્રો સનાતન.

અહો ! મહાકાલની વાસુકી ફણા !
હા ! સર્વભક્ષી, યમકેરી યન્ત્રણા !
તથાપિ મૃત્યુ રસનાં નથી—નથી;
સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.

સુધા ને વિષ ઘોળેલા સખે ! સંસાર સાગરે
પ્રેમ ને મૃત્યુના મ્હેલો વસે છે સૌને ઉરે.

મધ્યાહ્નની ઝાળ ભરી જગત્ ઉભી,
દાઝી—દઝાડી દુનિયા સદા દુભી;
શું પાદશાહી ય દિસે ચિતા ? અરે !
જ્વાલામુખી જો ! સળગે સુધાકરે.

ધૂળની આંધી જામી, કે મેઘાડંબર રહોયલો,
એવા આ અસ્થિરે વિશ્વે ઉગ્યો શું પ્રેમતારલો ?

અનેક વેળા ઉગી આથમે રવિ,
અનેક ઉર્મિ યમુનાની ગૈ જવી:
ગીળો, ગીઠો અમૃતજ્યોત તાજ શો,
અખંડ સૌને ઉર પ્રેમદીવડો.

શું છે કહો વિશ્વના મ્હેલે ? પ્રેમનો ચંદ્ર કે ચિતા ?
એજ આ યમુના તીરે પ્રેમીના પ્રેમની ચીતા.

અહો મહાભાવ ગયા અકબ્બર,
નથી રહ્યા બાબર એ કલન્દર:
નુરે જહાં આથમિયાં દિગન્તમાં,
ઉભા છ આ કીરતથંભ પ્રેમના.

પ્રેમની કવિતા કોની ? કે એ શાહજહાનીનો ?
સૌન્દર્યનો ? કલાનો ? કે તાજ એ મુગલાઇનો ?

અંગાગમાં માર્દવ છે કુમારીનો,
સોહાગ પાનેતરનો ઝળા તણો.
શૃંગારશીલા મુમતાજ શું હશે ?
કેવી ય તો નુરજહાન કહો, હશે ?

પ્રેમની ભસ્મધારીને, દિગન્તે માંડી આંખડી.
પ્રેમની જોગણ કો આ જૂવે વ્હાલાની વાટડી.

ઉચામિનારા સમ ઉર્ધ્વ હસ્તથી
ચન્દ્રાનની ઘુમ્મટ શીર્ષ ટેકતી,
ઢાળી છૂટા પાલવ વાડી ચોક શા,
રસીલી કો નાચતી નિત્ય રાસ આ.

'વણગાળ્યા રમો વાંધી પ્રેમરાશી બને, સખી !'
એ મહાસત્યની જો ! આ પ્રતીતિ પ્રેમીએ લાધી.

કાળે વિછોડી ચકવાની જોડી શા
બન્ને તટે બેઉ મ્હેલ માંડી રહ્યાં,
અદ્વૈત એ દૈતનું સ્થાપવું હતું:
અદ્વૈતનાયે નહિ દ્વૈત સાંખિયું.

પૂર્ણિમાં કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ, શી, સખે !
દંપતીપ્રેમની નિત્યે પૂર્ણિમાં તપજો જ તે.

—ન્હાનાલાલ દ. કવિ.




મ્હેં શું કર્યું ? ઝુંપડે ઝુંપડે અમૃત રેડવાનું આદર્યું. જગતને જોઇતુંજ નથી. પ્રભો ! ત્હારી આ ચાંદની સર્વવ્યાપી થઇ શકે છે. વિશ્વની નિશામાં ત્હારું તેજ જાગતું છે. માનવીના હૃદયની નિશામાં પણ ત્હારી ઇચ્છા હશે ત્ય્હારે પ્રકાશ ઉતરશે. માનવીને માનવીને શિખવવાનો શો હક્ક છે ? જગતમાં દેખાય છે એક, પણ વ્યક્તિમાત્રનું જુદું જગત. મતભેદ એટલે જગત્‌ભેદ. વિશ્વના દરદથી બધાય પીડાતા છતાં વિશ્વના બધાય દાક્તર તો મ્હારા જેવો વૈદ્ય થવાનો ડોળ નહીં કરે તોય શું ? કોણ કોની દવા કરે ? હા પ્રભુ—ત્હારું અસ્તિત્વ પણ જાણે સ્વેચ્છાએ સ્વીકારું છું. જો બુદ્ધિ અને ઇચ્છા ત્હેંજ આપ્યાં છે તો હૃદયના માર્ગથી તેમનો ભિન્ન પંથ કેમ ? બુદ્ધિ પણ અસ્તિત્વના ચીલાથી કેમ વિમુખ થાય ? અત્યારે પ્રકૃતિની લીલા છે તો પ્રભુની લીલા જોઇ શકું છું. કાલે મ્હારું પાપ જોઇશ ત્ય્હારે ત્હારી અકૃપા જોઇશ. જગતમાં પાપ હશે પણ તે શુદ્ધ રીતે હું ન જોઇ શકું; પણ મ્હારો પ્રત્યગાત્મ તે મ્હારું પાપ તો સાક્ષાત્કાર કરે છે. જેટલા મ્હારા દોષ તેટલી ત્હારી અવકૃપા અને અવકૃપાનું જ્ઞાન એટલે અનસ્તિત્વમાં પ્રવેશ.

"પણ આસ્થા—"

"કોણ બોલ્યું ?"

"પણ ભાઈ, સ્વેચ્છા એ અસ્તિત્વ, અનસ્તિત્વ સ્વીકારે છે. એ સ્વેચ્છા શું? કોની ?"

"આ પરિચિત સ્વર કોનો ?"

"હું છું. યોગ્ય. સાંભરે છે પેલું મંદિર ?"

"હા—કયું ?—હં ભાગીરથીના તટ ઉપર મ્હારા—આપણા—ગામથી થોડેક દૂર—હા—હું ત્ય્હાં રોજ જતો."

"હું ત્ય્હાં રોજ જતી."

"આ કોણ બોલે છે ? કુમારી ? કુમારી ! કુમારી ! મ્હારી કુ—કેમ આવતી નથી ? જગત મેળવાનો અંચળો મ્હારે નથી જોઇતો. મ્હારું જગત્ તું. ત્હારા અવસાનથી જ ઉદ્‌ભવ્યો મ્હારો સંન્યાસ—નો સંસારસંન્યાસ. ત્હારું આગમન—પણ અવસાનમાંથી આગમન કેવું ? સંન્યાસમાંથી સંસાર ક્યો ?"

"પણ છે ને અવસાનમાંથી અવતાર ને સંન્યાસમાંથી પ્રેમમય સંન્યાસ. સાંભરે છે ? મંદિર સુધી તો આપણે ઘણીય વખત સાથે આવતાં પણ ત્યાર પછી ?"

"તું-હવે તો-બોલનાર-તું કુમારી જ હઇશ-અંદર જતી અને હું તો દહેરાની આસપાસના ઓટલા ઉપરજ બેસી રહેતો. હું-કોણ જાણે કેમ-મંદિર અંદરજ ન જતો."

"હજુ સાંભરે છે?"

"હા-એક વખત તું ત્હારી ભક્તિમાં ઘણી-તલ્લીન થઇ ગઇ અને હું બ્હાર બેસી રહેલો તે થાક્યો."

"પછી—"

"પછી બાજુમાંની ઓસરીમાંનું ઢોલકું ખુબ જોરથી વગાડયું અને તેની અસર શી થાય છે તે જોવા દોડી ઓટલા ઉપર ચઢી બાજુમાંના ભીંતના જાળીઆમાથી જોયું તો સ્હામેજ ત્હારું મુખ-ત્હારા ઓ. ફફડયા-'**संशयात्मा विनश्यति**"

"હવે સાંભરે છે!"

"ત્યાર પછી થોડાજ વખતમા ત્હને ક્ષય લાગુ પડયો અને ત્હારૂ અવસાન થયું."

"હું-આ હું-પૂર્વજન્મની ત્હારી કુમારી. અત્યારે તું મ્હને પ્રિય છે તે વખતે તું મ્હારો પ્રિય હતો. અને હજુ પણ ત્હને કહું છું કે '**संशयात्मा विनश्यति**'"

"મ્હારો પણ એજ પુકાર"

"થયું, ત્હારા અશ્રદ્ધા જીવનની આજ પૂર્ણાહુતિ. ચાલ થોડું સ્વર્ગનું ઉડ્ડયન કરીએ."

× × ×

"**ओम् तत्सत्**ના બ્રહ્માંડભેદી પુકાર પુકારે ને મ્હારી અને ત્હારી કથા સમુદ્રના સ્વર શી કે આકાશના તારકથી વ્યોમમાંથી ઉતરે. **माऽसौ ब्रह्मज्ञौ ईशानोशौ** નો અનંત સ્વર, માનવ જીવનનો દિવ્ય લેખ, બ્રહ્માંડના અનિર્વચનીય ગાથા કહ્યા ગવાય છે સખી!"

"વેગળે ફુલનો પમરાટ છે અને ફુલસમાંનું યોગી સંગીત છે."

"પણ આ સર્વસભા, ત્હારા ઓજસથી રાત્રિસમા મ્હારા અંચળામાં કાં ભરાય છે તારકગણ! અલંકારથી નથી શોભતી મ્હારી સંન્યાસદીક્ષા."

× + ×

એમ સ્વપ્ન પુરૂં થયું ને સુકા રણ જેવું જગત એકદમ ખડું થયું.—

**વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી.**

# હાજીમહમદ અલારખિયા શિવજી.

લખનારઃ—ચન્દ્રશંકર અમૃતલાલ બુચ.

૧૯૨૦ના નવેમ્બરમાસની સદીમાં "તન્ત્રીના ભાઈ મન્ત્રી," એક વિદ્વાન અભિપ્રાય પ્રકટ કરે છે કે " પંચોપાખ્યાનમાં વાંચેલું કે જે શખસ આ ભવમાં આપઘાત કરે તે આવતા ભવમાં કાંતો સાત દીકરીનો બાપ થાય, નહિ તો અધિપતિ થાય." આ અભિપ્રાય જો કોઇ અધિપતિની પાયમાલી જોઇને બંધાયો હોય તો એ હાજીમહમદને જોઇનેજ બંધાયો છે. ખરી વાત એ છે કે એ લેખક રમુજી લેખક, મુંબઇમાં બહુ વખણાયલા ડાક્ટર છે અને અનેકવાર ગંભીરતાથી જે વિષયમાં હાજીમહમદને તેણે ચેતાવ્યા હતા તેજ વાત એણે પાછી અહિ રમુજી ટકોર રૂપે મુકી છે. હાજીમહમદને બહુ ન્હાની ઉમરથીજ મંદાગ્નિ રહેતો. પાછળથી ચિન્તા વધી એટલે ખાવાની રૂચિ જેવું એમણે કદી અનુભવ્યું નોતું. મ્હોટે ભાગે તે સેનેટોજન ઉપર રહેતા. ડાક્ટરોનો અતિ આગ્રહ આરામ અને હવાફેર માટે હતો—અને એ બેય, છેલ્લાં ત્રણ વર્ષ થયાં એમને માટે અપ્રાપ્ય થઇ પડયાં હતાં—અને આજે બધાં આદર્યાં અધુરાં પડયાં છે અને જદાં ફેર અને જાવેદાન આરામ એ બેય પ્રત્યક્ષ થતાં, સહસા બોલાઈ જવાય છે.

માના નહિ તુજેહ જાના હય જરૂર<br>
ભટકે હુવે દિલમેં ભી હય ખટકા તેરા.

વિધાતાનો એ અતિવિચિત્ર તરંગ એ થયો કે આજ પંક્તિઓ એમની કલમે વીસમીસદીના આરંભ કાળે પ્હેલે પાને લખી અને તે આજે જ્યારે એમના જીવનનું છેલ્લું પાનું પણ ઉઘડી આમ અચાનક બંધ પડયું ત્યારે બહુ જુદી રીતે સાર્થવતી બની.

એમના જવાને હજુ મહિનો એક પણ નથી થયો. એઓ ગયા એ વાત મનમાં હજુ સ્પષ્ટ રૂપે દોરાની પણ નથી ત્યાં એઓ માટે નિશ્ચિનાર્થ શબ્દોમાં—અને સુઘટિત ભાવયુક્ત અભિપ્રાય દર્શાવતાં વાક્યોમાં કંઈ પણ મ્હારેથી કહી શકાય એમ લાગતું નથી. છતાં સવિસ્તર કહેવાનું કોઇદી ઉપર રાખી થોડુંક બાગ્યુ તુટ્યું અને તેટલી વ્યવસ્થા જાળવી અહિ કહેવા ધારૂં છું.

"ભારતજીવન" જે એક વખત ગુજરાતની બહુ સારી સેવા બજાવતું હતું તેના જુના અંકોમાં "પ્રેમભક્તિ,"ચન્દ્રશંકર પંડયા, "ગુલગુલ" એમની આરંભ કાળમાં લખેલી કૃતિઓ ભેગી ભેગી હાજીમહમદની એકાદ બે કૃતિઓ મેં જોઇ છે. " તાજા બ તાજા નઓ'બ નઓ " એ આદ પંક્તિઓ વાંચનારને લાગ્યા વિના રહેતું નથીકે કવિ તરીકે હાજીમહમદમાં અર્થ અને શબ્દની સાદાઇ એજ વિશેષ ગુણ છે. સહુથી પ્હેલી પંક્તિઓ, જ્યારે ચોથાં પાંચમાં ધોરણથી સ્કુલ છોડી ત્યારે તેમના વર્ગના શિક્ષક (ફોર્ટ હાઇ સ્કુલના શિષ્યવર્ગમાં બહુમિશ્રિત માન મેળવનારામાં અને

નેતરથી રડાવી, શીખવવામાં રીઝવનાર તરીકે પ્રસિદ્ધ થનાર), રા. દિક્ષિતને ઉદ્દેશીને લખી હતી. એમની કાવ્યકૃતિઓમાં સહુથી સરસ અને એમણે જતનપૂર્વક સાચવી રાખેલી એવી એક છે તે ઓમરખય્યામનું ગુજરાતી ભાષાન્તર. કવિતરીકેના આ એમના જુજ પ્રયાસો.

લેખક તરીકે 'રશીદા' અને 'ઇમાનનામોની' નામના મનહર ભાષાન્તરો ઉપરાંત જુદાં જુદાં પત્રોમાં વાર્તાઓ, (ઘણીખરી ભાષાન્તરો) લખતા. જો હાજીમહમદ માત્ર કવિ કે લેખકજ રહ્યા હોત તો કદાચ તેમનું નામ આજે ગુજરાતમાં કોઇ ન જાણતું હોત. તેમની સર્જક શક્તિ નહિ જેવી હતી. પરંતુ તેમની રસિકતા, કલાવાન પ્રત્યે મમતા અને કલાના પારખ તરીકેની નિપુણતા એ ત્રણ ગુણ સાથે અતિ મિલનસાર અને પર કાર્યલક્ષી સ્વભાવથી તેઓ ગુજગતના સાહિત્ય પ્રેમીઓમાં અને કલારસિક મંડળમાં પ્રસિદ્ધિ પામ્યા. છેલ્લાં કેટલાંક વર્ષ થયાં મુંબાઇમાં કલાવિષયક એવી બહુ થોડી પ્રવૃત્તિઓ હતી જેમાં એમનો હાથ ન હોય. મરાઠી માસિક મનોરંજન જ્યારે આરંભ દશામાં હતું ત્યારે બહુવેળા તેમાં બ્હાર પાડવાના વિષયો, ચિત્રો વિગેરેની પસંદગી માટે હાજીમહમદને પેડરરોડ પરને બંગલે મંડળ મળતું.

આ માસિકને સહાય કરવામાં સમય અને શક્તિ ખરચવામાં એમણે મણા નથી રાખી. મરાઠી "મનોરંજન, હિન્દી "સરસ્વતી" અને એક ગુજરાતી અને એક અંગ્રેજી એમ, ચાર માસિકો સાથે ભેળવી, એક સિન્ડિકેટના હાથમાં મુકવાં, અને એકજ વખ્તે, ચારે એકજ રંગે, માત્ર જુદી જુદી ભાષામાં, પ્રકટ થાય; આમ તેમના લેખ અને લેખકો, ચિત્ર અને ચિત્રકારો સમસ્ત ભારતના હોઇ શકે, અને સમસ્ત ભારતમાં પ્રસિદ્ધિ પામી શકે, એવી યોજના, જ્યારે દહાડે, ઘડી પાર ઉતારવી એ તેમની ઇચ્છા હતી. એટલે મનોરંજન ના ચાલક પોતે હોય એટલી કાળજીથી તેઓ તેમાં સહાય કરતા અને જે ક્ષણે ગુજરાતી માસિકને પ્રકટ કરી શકાય તે ક્ષણની, ઇષ્ટ સમાગમ માટે કોઇ જોય એવી ઉત્સુકતાથી રાહ જોવા લાગ્યા. ધંધાં વેપારની કે અન્ય કોઈ પ્રવૃત્તિમાં બાહ્ય વ્યાપાર ગમે તેટલો હોય તોપણ અંતરમાં તેજ ક્ષણ સબંધે વિચાર અવ્યાહત આવ્યા કરે. કોઈ પણ પ્રકારનું સાહિત્ય વાંચતાં "મ્હારા માસિક માટે ઉપયોગી થશે કે કેમ ?" એજ દૃષ્ટિ રાખવા માંડી. અંગ્રેજીમાં કે ગુજરાતીમાં, સિંધીમાં કે ઉર્દુમાં મરાઠી કે હિન્દીમાં ગદ્ય હોય કે પદ્ય રમુજી કે ગંભીર, જાહેર ખબર કે ગલ્પ ગમે તે હોય—પણ જો "મ્હારાં માસિક"ના કોઇ પણ અંગના પોષણ કે ભૂષણ માટે ઉપયોગી દેખાય કે તરત તેનો સંગ્રહ કરી મૂકતા. મ્હારા માસિકની એમને વર્ષો પહેલાં લગની લાગી રહી હતી એટલે આ સંગ્રહ બહુજ ચિત્રવિચિત્ર અને વિપુલ છે. કલાની મદદ વગેજ, કોઇપણ લેખકની મદદ વગર માત્ર Scissors and Paste (કાતર અને ગુંદર) નું જર્નાલિઝમ ચલાવે તોય મહિનાઓ સુધી 'સદા' આકર્ષક રીતે બ્હાર પડી શકે. વર્ષો સુધીની આ લગની દહાડે દહાડે વધવા લાગી હતી અને આની પછવાડે ખરચાતાં સમય અને સાધનના પરિણામો જેવી આકસ્મિક વિપત્તિઓ બની. પેડરરોડ પરનો બંગલો ગયો. વડગાદી પરનું મકાન ગયું, ભાન ભુલી જવાય એવી ચિંતામય જીવન આવ્યું. પણ "મ્હારાં માસિકનાં લાલનમાં કંઈપણ ઉણપ ન આવી અને જ્યારે બીજાઓએ ધાર્યું કે હવે આવી વિષમસ્થિતિમાં હાજીમહમદ સાહિત્યવેડા છોડીદઇ ધંધેધાપે વળગશે, તેજ પળે હાજીમહમદે ક્ષિતિજ ઉપર રાહ જોતા માસિકને પ્રત્યક્ષ પધે પધરાવવાનું મુહૂર્ત ધાર્યું.

"વીસમી-સદી" એ ગુજરાતીઓ માટે અને ગુજરાતના સાહિત્ય માટે શું કર્યું છે એ વિષય મ્હારે માટે એટલાં તો જુદાં જુદાં મુદ્દાઓથી ભર્યો છે કે એ સંબંધે અહિં હું કંઇ પણ કહેવા ઇચ્છતો નથી. તેથી બીજી કેટલીક જાણવા જેવી વાતો વિશેજ લખું છું. યુરપ અને અમેરિકાનાં વર્તમાન જર્નાલિઝમ સંબંધિ હાજીમહમદને જેટલી માહિતી હતી તેટલી મુંબઇ તરફના બીજા એક બે હિન્દીઓને માંડ હશે. જો સમય અનુકુળ હોત તો એમને હાથે શાં જશનામી કાર્યો થયાં હોત એ પ્રશ્ન નિરર્થક છે. પ્રથમતો એમની કલ્પના એવી હતી કે ગમે તે લેખકોના ગમે તેવા લેખો ગમે ત્યારે આવે તેના ઉપર નિભાવ કરવા કરતાં "વીસમી સદી"નોજ ખાસ સ્ટાફ રાખવો અને જેમ બને તેમ 'ફ્રી લાન્સ'ની કૃતિઓ ઓછી લેવા ઉપરાંત દર પખવાડીએ એકવાર આ સ્ટાફનો થોડે અંશે 'પ્રોફેશનલ' અને થોડે અંશે "સોસ્યલ" એવો મેળાવડો કરવો, જ્યાં "આવતા અંક" માટેની સર્વ ચર્ચા થાય અને પરસ્પરના સમાગમથી ઉત્પન્ન થતા વાતાવરણ સહુકોઇ પોતાનો હિસ્સો, આપે અને લે. પોતાની આ યોજનાઓ વિષે વાતો કરતાં એઓ એવા તો જોમથી બોલતા કે ગુજરાત અને ગુજરાતીનો કોઇ પણ પ્રેમી એમના સ્વપ્ન સાચાં પડો એમ અંતઃકરણપૂર્વક ઇચ્છ્યા વિના ન રહે. સોણાં તો સોણાંજ રહયાં. વસ્તુસ્થિતિ વિકરાલ બની મોંઘવારી બધે વધી પણ આર્ટપેપર અને બ્લોકસ માટેનાં ઝિંક અને કેમિકલ્સમાં તો દશ દશ ગણા ઉછાળા ખાધા. નાણાંની ભીડ વધી અને છેવટે કોકડુ એવું તો ગુંચવાયું હતું કે તેમાંથી ઉકેલમાર્ગ અસંભવિત હતો. નાણાંની ભીડને લીધે ઘણીવાર કંપોઝ કરેલો મેટર, ગેલિઓ પ્રેસ પર ચ્હડાવવાની છાપખાનાવાળા ના પાડી ઉઠતા. ચિત્રોના છાપવામાં પણ ઘણીવાર એમ થતું. પ્હેલા અંકની કવર ડિઝાઇન વિલાયતમાં છપાઇ હતી, છેલ્લાની કલકતામાં છપાઇ હતી, જ્યારે કોઇવાર "હિન્દુસ્થાન"માં કે લક્ષ્મીઆર્ટ ઉપર કે કોઇ બીજે ઠેકાણે છપાતી. લેખકો ઘણીવાર ધાર્યા કરતાં મોડા થતા. તેમની પુઠે પડવામાં કોઇવાર બહુ ચીવટ દેખાડવી પડતી. એકવાર મ્હારાથી સમયસર લખાણ પ્હોંચાડાયું નહિ; એટલામાં અઠવાડિયું રજા હોવાથી હું ખંડાલે ગયો. એને બીજે કે ત્રીજે દહાડે અહિંથી હાજીમહમદ તાર પર તાર છોડવા લાગ્યા. જે વાત પત્રથી એટલાજ વખતમાં અને ૪૦ટ જેટલાં ખરચે થઈ શકે તેને માટે આ ચીવટાઇ જોઇ અલબત મ્હારે મુંબઇ આવી પ્હોંચ્યા સિવાય છુટકોજ નહોતો. પોતે 'સલિમ' નામથી મોગલ રંગમહેલ અને શીશમહેલ અને બીજી વાર્તાઓ લખતા ત્યારનો એક પ્રસંગ ધ્યાન આવે છે. બીજો કોઇ લેખ સમયસર ન આવવાથી કંપોઝિટર નકામા બેઠા. તુરતજ કંપોઝિટરના સ્ટુલ ઉપર બેસી ફાઉન્ટનપેનથી લખવા માંડયુ અને પાનાં બ્લોકમાંથી ફાડીફાડીને આપતા જાય. એમનાં લખાણો આવી રીતેજ થયલાં. પ્રુફ કે નવો લેખ વાંચી, ચિત્રો વગેરે માટે સ્થાન મુકરર કરવાનું કાર્ય ટ્રામમાં થતું. એકવાર સાંજ-વર્તમાનના મકાન નીચે ટ્રામની રાહ જોતાં રસ્તામાંજ તેમણે એક લેખ વાંચી જવાનું અને મેં થોડાક સેકન્ડ પ્રુફ જોવાનું શરૂ કર્યું, જે દશ્યનું વર્ણન સાંભળી એક ચિત્રકારે કલ્પનામાં અમારૂં રેખાચિત્ર પણ કર્યું હતું. જ્યારે ડા. બોઝ મુંબઇ આવ્યા ત્યારે અંક તૈયાર કરવામાં નવો અનુભવ અમેરિકનો જે અનુભવને Managing a big gun કહે છે, તે મળ્યો. અને બહુ મ્હોટા માણસો બહુ ન્હાની બાબતોને પણ બહુ મ્હોટું રૂપ કેમ આપી દે, છે અમે તે દહાડે સમજ્યા.

હાજી મહમદને ત્યાં સદાય કચેરી ભરેલી રહેતી. નવા આવનારને ઘડીભર ઓળખાણ કરાવવી હોય તો: પેલો કોઇ ખુણામાં જાણે કાંઈ જોતોજ નથી એમ બેઠેલ છે. ઘડીકમાં તે કંઇક વાંચ-

વામાં મશગુલ રહે છે. મ્હોં ઉપરથી ક્ષણભર પણ ગંભીરાઇ દૂર થતી નથી, એ તે "ઇન્સાન". જે બ્હાર જેટલી ગંભીરાઇ રાખે છે એટલીજ ઉંડી હાસ્યવૃત્તિ એની છે. એની Sense of Humour એટલી તો તીવ્ર છે કે તમારામાં રહેલું સૂક્ષ્મતમ કઢંગાપણું પણ એ જોઇ શકે છે અને મનમાં અને મનમાં તે ઉપર થોડાં ટુંકાં સચોટ વાક્યોમાં અભિપ્રાય આપી દે છે. કોઇક દહાડો તમે પરિચિત થશો ત્યારે તે સાંભળીને ખૂબ હસશો અને તમને પોતાને એ કઢંગાપણું મ્હેલેથીજ કેમ ન સુઝ્યું એજ તમને અચંબો લાગશે. બાજુમાં જુવાન ચ્હેરાનો, નાજુક બાંધાનો ભાવવાહી આંખોવાળો કાઠીયાવાડી, ધોળો ફેંટો બાંધી ઇન્સાન સાથે વાતો કરે છે ને થોડી વારે કાગળ ઉપર પેન્સિલ ચલાવે છે—એ રવિશંકર—એના હાથે ક્યારેય તમારો ચ્હેરો પાના ઉપર ઉતારી લીધો છે. પ્રતિભાશાળી કપાળવાળા ગુજરાતી યુવકો અને સલજ્જ માધુર્ય વર્ષાવતી આંખોવાળી ગુજરાતી યુવતીઓનો એ વિધાતા છે. કોઇ કોઇ વાર એ આફલાતુનને નામે પણ દેખાવ દે છે; તે તો માત્ર ઇન્સાન કે ઓલિયા જોશી કે જાગીરદારના હાસ્યમય લેખો હોય ત્યારેજ પેલી સ્હામેની ખુરશી ઉપર છે તે મસ્તફકિર. રૂપિયાની આત્મકથા ધ્યાન છે? બિલ્લાડકુમારનું ચરિત્ર એણે લખ્યું છે. સાદાંજીવનની સાદી ઘટનાઓને સાદાં છતાં ચિત્ર વિચિત્ર રંગે ભરેલાં વાક્યોમાં વર્ણવી દેખાડવાની કલા એની પાસે છે દૂર ટેબલ પાસે પાનથી મ્હોં ભરી, આંખોમાં :ધેનઘેરો પ્રકાશ રાખી કંઇ, ગમે તેમ ઘડી વાળેલાં પાનાઓના સળ :કહાડે છે તે પંડિત વિશ્વંભરનાથજી ઘુંઘટવાલી 'નિર્મોહી' એ એની કૃતિઓ હતી.

ઘણુખરા લેખો આ કચેરીમાંજ તૈયાર થાય છે. ચિત્રો પણ કોઇવાર અહિ થાય છે. પેલો દક્ષિણી યુવક પીંછી હાથમાં લઈ અંગ્રેજી મેગેઝિનમાં નજર રાખી ચિત્ર પાડે છે. તે કવર ડિઝાઇન પાડે છે. આ વખતે પુરૂષોત્તમનું ચિત્ર હજુ તૈયાર નથી એટલે આ ચિત્રકાર Nash. મેગેઝીનના કવર ઉપરની અલસ લલનાઓને યુરોપીય ગાઉન અને ફ્રોકને બદલે અહિની સાડી અને ચોળીમાં સજ્જ કરે છે.

અહિજ કોઇવાર નરસિંહરાવ આવે છે. હાજીમહમદ તરફનો નિર્મળ ભાવ અને એમના કાર્યની ઉદાર કદર એ બેથી હાજીમહમદને એમણે પ્રેમવશ કરી લીધા છે. અહિજ બળુકારને કેવા રૂપે રંગે બહાર પાડવું એ વિષે રા. બળવન્તરાય ઠાકોરે ચર્ચા કરી હતી. અહિંજ મ્હેં ન્હાનાલાલ ને પ્હેલીવાર જોયા હતા. અહિજ શયદા "જય ભારતી" ગાઈ સંભળાવે, ફિદાહુસેન—મનહર "સ્વદેશસેવા" નો લેખક શાંત રહી સાંભળ્યા કરે—જનાબ કાસ્મીરની મનમોહન કુદરત અને તેથી પણ મીઠાં માણસોની વાતો કરે—મસ્તફકિર કોઇ નાની વાતને પણ Romantic રીતે વર્ણવે કે ઇન્સાન સાધારણ વાતચીતમાં પણ બધાંને પેટ પકડી હસાવે.

આ બધું સ્વપ્નવત્ ઉડી ગયું. આ મંડળ હાજીમહમદનાં મિલનસાર સ્વભાવે જોડ્યું કર્યું હતું. ઘણાઓને તો તેમણેજ પ્હેલો લેખ લખાવ્યો હતો, અને એક ન્હાનકડો લેખ પણ જેણે છાપવા આપ્યો હોય તેને હંમેશ ઉત્તેજન આપતા. આવી વિષમ સ્થિતિમાં પણ માત્ર કોમ્પ્લિમેન્ટ પ્રતોની સંખ્યા પણ ત્રણસો આશરે થતી. ગુજરાતના પ્રતિષ્ઠિત ગણાતા માસિકો એકે અપવાદ સિવાય આમાં ગૃહસ્થાઇને ન છાજે તેવી અનુદારતા દાખવે છે—લેખકને પણ બે નકલ નથી દઇ શકતાં—જ્યારે હાજીમહમદે બાપ જતે દીકરા સાથે પણ નેક જાળવવા પાછુંવાળી જોયું નથી. મ્હને કોઇ અનુદાર કહેશે એ વિચારજ એમને બહુ વસમો લાગતો, અને બીજાઓ કોઇ વાર કુશો છતા દેખાતા તે તેમને ઘણો વખત મનમાં સાલ્યા કરતું. અતિ વિષમ સંયોગોમાં ઘણીવાર ગેરસમજુતિઓ થયા કરતી પણ મ્હેં જે હાજીમહમદને જોયા છે—ગાઢ રીતે પરિચિત

કર્યા છે તે હાજીમહમદ સાહસિક—સ્વપ્ન જોનાર—મહત્વાકાંક્ષી-ઉદાર છે. 'વીસમીસદી' એ એમના જીવનનું ઘણે અંશે પ્રતિબિમ્બ છે. અનેકો પાસે દિલનો એકરાર કરાવનાર "સદી" જો પોતે એ કરાર કરે તો પ્રશ્નોત્તર આવા અનુમાની શકાય.

૧ પુરુષમાં વખાણવા લાયક સદ્ગુણ કયો ? — દેશ કાળની વિષમતાને ન ગણકારી આગળ અને આગળ ધપતું સાહસ.

૨ જીંદગીની ખરેખરી સફળતા તમે શેમાંમાનો છો? — ગમે તેવાં અસંભવ સ્વપ્નાને પણ પ્રત્યક્ષ કરવાના અથાક પ્રયાસમાં.

૩ તમારો પ્રિય વિનોદ કયો ? — સાહિત્ય અને કલાના ન્હાના મ્હોટા સહુ શોખિનોનો સમાગમ મેળવવો તે.

૪ તમારો પ્રિય લેખક કયો ? — જે કોઇ કંઇપણ વાત આકર્ષક ઢબે કહી શકે તે.

૫ તમારો પ્રિય લેખ કયો ? — જેમાં ચમત્કારનો થોડો પણ અંશ હોય તેવો કોઈ પણ લેખ-જાહેરખબરથી તત્વ-વિવેચન સુધી.

૬ તમારો મુદ્રાલેખ શો છે ? — Live and Let Live.

---

## સાભાર સ્વીકાર:

(૧) ધર્માચાર્યનો વિખવાદ: હિન્દુસ્થાનમાં પ્રગટ થયેલ અગ્રલેખ લે. રમણીક અ. મ્હેતા મુંબાઇ.

(૨) ભગવાન બુદ્ધ લે. ગિરિજાશંકર ભ. બધેકા ભાવનગર

(૩) હઝરત મહમ્મદ પયગમ્બર અને (૪) આપણા દેશનો ઇતિહાસ: લે નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ. (૫) બાલવાર્તાઓ. નં. ૩-૬ ના પુસ્તકો દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન તરફથી પોતાના વિદ્યાર્થીઓ માટે પ્રગટ થયલાં છે. દેશ અને કાલના બંધનો ત્યજી સત્યને શોધતાં અને પૂજતાં આપણે શિખવું જોઇએ. મહમ્મદ, ક્રાઇસ્ટ અને બુદ્ધ સર્વ એકજ કલ્યાણધામ દાખવે છે એવી માન્યતા આપણે ગ્રહણ કરતા જશું તેમ તેમ આવા પ્રયાસો આપણને વધારે માન્ય થશે. બાલવાર્તાઓ પણ વિદ્યાર્થીઓ માટેજ યોજાયલી છે. ભવિષ્યની એવી યોજનામાં અમ્હે એક સૂચન કરીએ છીએ. અંગ્રેજી કેળવણીખાતાં તરફથી મુકરર થતી શિક્ષણ પોથીઓમાં એક મુખ્ય દૂષણ છે. ચોરી કરવી એ ખરાબ છે એવું બાળકોને શિખવવા એક ચોરી કરનાર છોકરાની વાર્તા કહેવામાં આવે છે. અમ્હારે મને આ શિક્ષણપદ્ધતિ દયપાત્ર છે. બાળકને ફલાણું ન કરીશ એમ કહેવું એટલે એ વસ્તુનું અસ્તિત્વ એને જણાવવું—એની દૃષ્ટિ એક દુર્ગુણ તરફ દોરવી. આથી એનું પ્રફુલ્લ મન એક અનિષ્ટ વસ્તુના સમાગમમાં આવે અને આપણે અને તે ન જાણે તેમ તેના મન ઉપર ખરાબ અસર થાય. ખાસ કરી પ્હેલા ત્રણ વર્ષના બાલવિદ્યાર્થીઓ માટે આ નિયમ લક્ષમાં લેવાવો જોઇએ. તેની સમક્ષ જેજે વસ્તુઓ રજુ થાય તે ઉન્નત, સુન્દરને પ્રભુતાવાળીજ હોવી જોઇએ. દુનિયાનાં કાળાં જાણવા અને જીરવવાની તૈયારી કરવાનો તેને પછી બહુ સમય છે. પોતાના વિદ્યાર્થીઓ માટે ઉચિત શિક્ષણ પુસ્તકો તૈયાર કરવાની દ. મૂ. વિ. ભવનની આ સ્તુત્ય યોજનાને અમ્હે સંપૂર્ણ વિજય ઇચ્છીએ છીએ.— ભિન્દુ.



# સ્વ. સાક્ષર હાજીમહમદ.
# ત્હેમની યાદમાં બે શબ્દો.

( લખનારઃ—રામુ ઠક્કર. )

" ગનીમત જાન ઈસ મિલ બેઠનેકો—
ઘડી જુદાઈકી સરપર લટકી રહી. "

પ્રખ્યાત ઉર્દુ કવિ નઝિર ઉપરની બે લીટીયોમાં કહે છે કે, મૃત્યુ દર પળે માણસની સામેજ આવીને ઉભેલું છે—ક્યારે પકડી લેશે તેની લેશ ખબર નથી. તેવા જીવનમાં સ્નેહી સંબંધીઓ—મિત્રો—સ્વજનોની સાથે મળીને નિરાંતે બેસવાનો કોઈ અવસર પ્રાપ્ત થાય તે ગનીમત સમજવો. અર્થાત્ એટલો આનન્દ મળી શક્યો તેય ઘણું એમ સમજી સંતોષ પકડવો.

અને ખરેખર, જો એવી રીતે સંતોષ પકડીને માણસ દિલાસો ન લે તો જીવન અતિશય દુઃખદ, મુશ્કેલ અને કદાચ અશક્ય પણ થઇ પડે. જેને આપણે તંદુરસ્ત—ખુશમિજાજ અને આનંદમાં જોઇ—મળીને જુદા પડયા હોઇએ, તે માણસ આપણે હજુ તો ઘેર પહોંચીયે તેટલામાં ગુજરી ગયાના સમાચાર મળે; આવા દાખલા દુનિયામાં કવચિતજ બને છે એમ નથી. ઘણાના જીવનમાં એવા અનુભવો થયા હશે. એવા ક્ષણભંગુર જીવનમાં તો દરેકે દરેક વખતે પ્રિયજનોનું મિલન એ ગનીમત ગણવાનુંજ છે. ફરી એવું મિલન થશે કે ન થશે એની ખાતરી કોણ આપી શકે, ભલા !

ભાઈ હાજી મહમ્મદનું અવસાન છેક અચાનક-તો નથી થયું. તેમની છેવટની માંદગી દિવસે દિવસે વધુ ચિન્તાજનક થતી જતી હતી. અને એ શરીર હવે વધારે ટકી રહેશે નહિ એવી ભીતિ આસપાસના સ્વજનોને ને સ્નેહિયોને રહ્યા કરતી. અનેક ઉસ્તાદ તબીબોની ઉસ્તાદી કુદરતની ઉચ્ચતર શક્તિયોના બલ પાસે નમી પડી. વિધિના અનિવાર્ય નિર્માણને રોકી નજ શકાયું. પણ, એમનું અવસાન અકાળે થયું. ગુજરાતના કમભાગ્યે ગુજરાતી સાહિત્યના કેટલાયે ચળકતા સીતારાઓ એમ અકાળે આથમી ગયા છે. હજુ તો હમણાં રણજીતરામ ગયા. ભોગીન્દ્રરાવ હજુ હમણાં ગયા. હજુ મડીયારના તો ભણકારા વાગે છે. તેટલામાં આ મોટો સીતારો પણ આથમ્યો. જાય છે ત્હેની ખોટ પુરાતી તો નથી. પણ અફસોસ ! વિશેષ ખોટ પડતી જાય છે.

જગતમાં ભાગ્યેજ કોઇ એવું માણસ હોય છે કે જેના અવસાનથી કોઇને ખેદ ન થાય. ગમે તેવા કંગાલ—ગમે તેવા જડ, બુદ્ધિહીન—મૂર્ખ માણસની પાછળ પણ રડનારા હોય છે. પાપી, દુષ્ટ, હરામખોર માણસની પાછળ પણ ખેદ કરનારા હોય છે. જેના મરણથી કોઇને ખેદ ન થાય

એવો દુર્ભાગી જન તો ભાગ્યેજ ખોળ્યો મળે. પણ સામાન્યતઃ કોઇના પણ મરણથી જેને જેને ખેદ થાય તેમાંના ઘણુખરાને એ ખેદમાં થોડે વત્તે અંશે સ્વાર્થ રહેલો હોય છે લેશ પણ સ્વાર્થ વગર-જેના મરણથી કેવલ મરનાર પરની પ્રીતિને-ખાતર-કે મરનારના સદ્‌ગુણો સંભારી સંભારીને ખેદ થતો હોય તેવા માણસોનું અવસાન સવિશેષ દુખકર થાય છે-ભાઈ હાજી મુહમ્મદ આવા માણસ હતા. તેમનાં અવસાનથી જેને ખેદ થતો હોય તેવાઓની સંખ્યા આંગળી વ્હેડે નહિ ગણી શકાય. ભિન્ન ભિન્ન સ્થિતિના, ભિન્ન ભિન્ન વયના જુદી જુદી જ્ઞાતિના નોખા નોખા ધંધાના અનેક અનેક નરનારીઓને આજે તેમના અવસાનથી સ્નેહ અને પ્રીતિના પ્રમાણમાં વધતો ઓછો શોક થઈ રહ્યો છે. એવાનું જીવ્યું તે જીવ્યું કહેવાય-જીત્યું કહેવાય.

અને એજ વાત સ્વર્ગસ્થના હૃદયનો ખ્યાલ આપવા માટે પુરતી છે. ગુજરાતી સાહિત્યની પોતાના તન મન અને ધનના ભોગે કરેલી ઉત્તમ સેવા વિષે અંહિ કૈં લખવા મ્હારી ઇચ્છા નથી. એ વાતો તો સૌ જાણે છે, અને નહિ જાણતા હોય તે હવે જાણશે. પણ એમના હૃદયની વિશાલતા ઉદારતા; એમનું અસાધારણ જ્ઞાન એમની સર્વ ઉપર સરખી લાગણી. એમની તીક્ષ્ણ બુદ્ધિ વગેરે એમના સદ્‌ગુણોનો જેને જેને પરિચય હશે તેઓ સૌ મ્હારી સાથે સાક્ષી પૂરશે કે એના જેવો-માણસ-સો. હજારમાં તો શું પણ લાખમાં યે એક ભાગ્યેજ શોધ્યો જડે.

અંગ્રેજી કહેવત કહે છે તેમ ભાઈ હાજી મહમ્મદ "મ્હોંમાં ચાંદીના ચમચા સાથે જન્મ્યા હતા." સંપદ વિપદના અનેક તડકા છાયામાંથી પસાર થતાં છેલ્લા વરસોમાં તેમની આર્થિક હાલત નબળી પડી જતાં આલિશાન બંગલામાં વસનાર એ લક્ષાધિપતિના-સાહિત્યરસિક પુત્ર ખોજા મહોલ્લામાં એક ન્હાનકડા મકાનમા આવી વસ્યા હતા-અને ગુજરાતના અગ્રેસર માસિક પત્ર "વીસમી સદી"નો જન્મ એ જ ન્હાનકડા મકાનમાં થયો હતો. અનેક પુસ્તકો, અનેક ચિત્રો, માસિકો, છાપાઓ, ચોપાન્યાઓ અને લેખો-કવિતાઓથી ભરચક એ મકાનના એ દિવા-નખાનામાં કેટકેટલાયે માણસો ભાઇ હાજી મહમ્મદને મળવા હર હમેશ એકઠા થતા. અને તે સૌને એ ભાઇ ગમે તેવી સ્થિતિમાં ગમે તે વખતે હમેશાં સસ્મિત મુખડે અંતરથી આવકાર આપતા-સૌની વાતો સાંભળતા. સૌને વાતો કહેતા-એ ન્હાનકડુ દિવાનખાનું રા. ર. મ. મ્હેતાએ કહ્યું છે તેમ ખરેખર જ સાહિત્ય રસિકોનું મક્કા હતું-હવે એ મક્કા તો હજુ ભલેને એમને એમ રહ્યું, પણ તેમાંનો એ આત્મા ઉડી ગયો છે. અને એ યાત્રા સ્થલ શૂન્ય થઈ ગયું છે.

વેપારી તરીકે જીવનની શરૂઆત કીધેલી, પણ ગુજરાતી સાહિત્યની મોટી સેવા કરવા નિર્માયેલ એ સાહિત્યવિલાસી સજ્જનને વેપારની શુષ્કતામાં રસ ન પડ્યો એ સ્વાભાવિક હતું. સરસ્વતી અને લક્ષ્મી વચ્ચેના વેરનો એમને એથી સારી રીતે પરિચય થઈ ગયો, છતાં ગુજરાતી સાહિત્યની સતત સેવામાંથી એક પગલું પાછા ન હઠતાં, દિવસે દિવસે એ આગળ જ વધતા ગયા હતા. સાહિત્યની સેવા કરનારાઓ તો ગુજરાતમાં અનેક છે. સાક્ષરો લેખકો, કવિયો, પત્રકારો ઘણાયે છે. પણ ચોવીસે કલાક જેને સાહિત્યનું જ રટણ થઈ રહ્યું હોય, જેની સર્વોત્કૃષ્ટ પ્રવૃત્તિયો સાહિત્યની સેવામાંજ સમાઇ જતી હોય, સાહિત્યની અભિવૃદ્ધિમાંજ જેની પરમ આત્મતૃપ્તિ હોય-એવા માણસો હવે હાજીમહમ્મદ જતાં ક્યાં અને કોણ રહ્યા?

ગુજરાતનું સાહિત્ય ગરીબ છે-અને ગુજરાતની ચિત્રકલા તો કંગાલ છે. એ વાક્ય પાંચ વરસ પહેલાં જેટલું સત્ય હતુ તેટલું સત્ય આજે નથી રહ્યું. ગુજરાતની ચિત્રકલાનો જન્મ તો

વ્હેલો થયો હતો. પણ હાજીમહમ્મદે જે પોષણ તેને આપ્યું તે ન અપાયું હોત તો તેની ખિલવણી થતાં કેટલોયે વખત વહી જાત. ખુણે ખાંચરે પડી રહેલ ચિત્રકારોને ઉત્તેજન આપી તેઓની પીંછીને ત્હેણે ઝમક આપી. ખુણે ખાંચરે પડી રહેલા લેખકોને ઉત્તેજન આપી તેમણે તેમની કલમમાં ઝમક આપી. "વીસમી સદી" પાંચ વરસમાં તો ગુજરાતી આલમનું 'માનીતું' માસિક થઇ પડ્યું–ગુજરાતી સાહિત્યનો શણગાર થઇ પડ્યું–ગુજરાતની ચિત્રકલાનો ભંડાર થઇ પડ્યું.

પણ, એના કરતાં એમની પ્રકૃતિ તરફ જરા વળીએ. ગમે તે માણસ ગમે તે વખતે ભાઇ હાજીમહમ્મદ પાસે ગમે તે બાબતમાં સલાહ લેવા જાય–તો જરૂર સંતોષ પામીને પાછો વળે. અનેક વિષયોમાં એમનું જ્ઞાન એટલું બહોળું હતું કે જ્યારે ત્હેમને મળો ત્યારે તમે કંઈ ને કંઇ અવનવી વાતો સાંભળીનેજ આવો. અને તેની ઉદારતા! કોઇ પણ માણસ એને મળે તેના તરફ જાણે પોતાનો ભાઇ હોય તેવી મીઠી લાગણી ન કદિ પોતાના જ્ઞાનનું અભિમાન–ન બુદ્ધિનું અભિમાન–ન કદિ પોતાના ઉચ્ચ સ્થાનનું અભિમાન. હમેશાં અધુરોજ ઘડો છલકાય. ભાઇ હાજીમહમ્મદ તો ભરેલ હતા. મ્હોર બરેલા આમ્રવૃક્ષની નમ્રતાથી નમી જતા એ સજ્જનની વિશાલતા પણ આમ્રવૃક્ષના જેવીજ.

ગુજરાતના અનેક ઉછરતા લેખકોને તેમનું ઘર જ્ઞાનના ભંડાર રૂપ હતું. તેઓ પોતે Living Encyclopeadea જેવા સર્વ માહિતી આપતા હતા. એમને ઘેર સાંજ સવાર જામતા વિવિધ પ્રકૃતિના જનોના વાર્તાલાપમાં યે શિખનારને ઘણું શિખવા મળતું. હાજીમહમ્મદ જતાં આજે એ જ્ઞાન અને વિદ્યાનું કેન્દ્ર પણ ગયુંજ.

મરણનો શોક તો વૃથા છે પણ મરનાર પોતાની મહેચ્છા પુરી કર્યા વિના મરે એજ શોકનું કારણ છે. ઓમર ખય્યામનો તરજુમા કરવામાં ભાઈ હાજીમહમ્મદે જીવનના કેટલાયે કીંમતી વર્ષો વીતાડ્યા. એ તરજુમા ગુજરાતના ચરણે ધરવાની એમના જીવનની એક મહેચ્છા હતી! અચાનક આવી ગયેલ કાળે એ મહેચ્છા અતૃપ્તજ રાખી. પણ કોની ઇચ્છાઓ બધી તૃપ્ત થઇ છે? અને કોની થાય છે? એક વાત ચોક્કસ છે કે દરેક માણસ મૃત્યુને વશ છે. અને બીજી વાત એટલીજ અચોક્કસ છે કે એ મૃત્યુ ક્યારે આવશે!

ભાઇ હાજીમહમ્મદના અવસાનને માટે તો અનેક અનેક જણને શોક થયો હશે. દુઃખમાં કશોજ દિલાસો ન હોય એવી ક્રુરતા તો કુદરત ન કરી શકે. એમના સૌ સ્નેહીયોને આ દિલાસો શબ્દશ: લેવા જેવો છે:

"માણ્યું તેનું સ્મરણ કરવું
એય છે એક લ્હાણું"

# મિ. હાજી મહુમ્મદ:

## કેટલાંક મુખ્ય લક્ષણો; અને સ્મરણો.

મૃત્યુની સંસ્થા સ્થાપવા માટે અને "પાકાં પાન" સ્ત્રીપુરુષોને તેમની ઇચ્છાનુસાર કે ઇચ્છા વિરુદ્ધ હેમાં પ્રવેશ કરાવવા માટે વિધાતા પાસે ગમે તે સાચો અને પ્રતીતિજનક બચાવ હોય. પરન્તુ અણપૂર્યાં આશાઅભિલાષવાળાં યુવકયુવતીઓના અકાળ પ્રાણહરણના વિષયમાં તો હેની નિરંકુશ તરંગવૃત્તિનું જ સામ્રાજ્ય ચાલતું લાગે છે. આ ફરિયાદ જ્ઞાનદૃષ્ટિએ સ્વાર્થી અને સંકુચિત મનથી પ્રેરાયલી લાગે જ; સર્વથૈ તે દૃષ્ટિ ખીલવીએ ત્યારે આ હકીકત પણ છૂપી રહી શકતી નથી કે, એક બાજુએ જેમ અણખીલી માનવકળીઓને ચૂંટતાં ને ચપટીમાં ચોળી નાંખતા દૈવને દયા નથી, તેમ બીજી બાજુએ હેના જ અકળ નિયમો એવા છે કે જેને પ્રભાવે પોતાના ભોગ થએલાંઓની ખાલી જગ્યા વખત વહેવા સાથે તે અણધારી રીતે પૂરી દે છે; અથવા તો, સંસારના આકર્ષણો તરફ આપણું ધ્યાન એવી કુનેહથી વાળી લે છે કે આપણે માની લીધેલી હાનિ ધીરે ધીરે વિસારે પડવા લાગે છે ને છેવટ છેક જ ભૂલાય છે.

છતાં, ઘા તાજો ને ઊંડો હોય ત્યારે તો મનુષ્યનું હૃદય તે હૃદયજ છે. ફિલસૂફીથી કે સ્વર્ગમાં પુનર્મિલનની ધર્મોએ આપેલી આશાથી મળતું આશ્વાસન ભાગ્યે જ ગુમળ નીવડે છે. ખાસ કરીને, તજી ગએલ યુવકજને જો ટુંક સમયમાં પણ પ્રજાના જીવન પર કાંઇક સુદૃઢ કે વિચારવા યોગ્ય અસર કરી હોય તો હેની જિન્દગી ટુંકી કરવા માટે વિધિને દોષિત માનવામાં સ્વાર્થનો અંશ નથી જ. સુતો: સત્કાર્ય કરનારની ન્હાની સંખ્યા પર પણ કવખતે કાપ પડે એ સેવું સ્હેલું નથી; અને તેથી જ, વિશ્વવિધાતા જેવી મહાશક્તિને પણ વખતો વખત પોતાની ક્રૂરતા ને વિચિત્રતા અજમાવવાનું મન થઇ આવે છે તે ઘટના વિશે વિચાર કરતાં આપણને પામર મનુષ્યોને પણ આશ્ચર્ય સ્મિત કરવાની વૃત્તિ થાય છે!

છેલ્લાં પાંચ વર્ષમાં આપણા પ્રાન્તે ઉપરા ઉપર યુવાન સાહિત્ય સેવકો ખોયા તેમનાં જીવન ને જીવનકાર્ય વિશે વિચારતાં આ વિચારો સ્ફુરે છે: સૌથી પહેલાં રણજીતરામ ગયા, પછી ભોગીન્દ્રરાવ, પછી "મલયાનિલ," ને હવે-હાજીમહમ્મદ ને ચારેને યોગ્ય સ્મરણાંજલિ અર્પવાનું કર્તવ્ય હાજીમહમ્મદે બજાવ્યું; તેમને પોતાને માટે તે બજાવવાનું આપણે માટે રહ્યું છે.

સામાન્ય જનોથી જુદાં પડી આવે, તેવાં વિશિષ્ટ ગુણો ને શક્તિઓ ધરાવનાર, નરનારીઓનાં વ્યક્તિત્વ ને ચારિત્ર્યનો પ્રભાવ લખાણો વિગેરે સાધન દ્વારા મળો વિચાર હોય શકે પણ તેટલો ઊંડો હોય શકતો નથી. ફિરોઝશા, તિલક કે ગાંધીની જોડે કામ કરનાર ને જ્ઞાન મળવનાર

મનુષ્યો જે સંપૂર્ણતાથી તેમના સન્દેશ ઝીલી શકે તેટલી સંપૂર્ણતાથી ત્રાહિત જનો કે ભાવિ પ્રજા ઝીલે તે સંભવતું નથી. તેમના લેખો ને છપાયલાં ભાષણોની અસર થતી હોય તેટલી જ માપ. પ્રત્યક્ષ પ્રભાવની આ વિલક્ષણતાને ધ્યાનમાં રાખીને "વીસમી સદી" ના સદ્‍ગત તંત્રીનું જીવન અવલોકીએ તો આ સત્ય સહજ જણાઇ આવે છે કે, તે માસિકના અભ્યુદય માટે કાંઇ પણ કરવાનું તેમણે બાકી રાખ્યું નહોતું છતાં તે માસિક દ્વારા જ તેમને જાણનાર ને સમજવાનો યત્ન કરનાર મનુષ્યોને તેમના સ્વભાવ, સદ્‍ગુણો, કાર્યશક્તિ અને કાર્યરીતિનું યથાયોગ્ય ભાન થવું મુશ્કેલ છે. અને તેથી, જેઓને તેમના નિકટ સમાગમમાં આવવાની તક મળી હોય તેમણે તે અપૂર્વ ગુજરાતીની પિછાન અપરિચિત જનોને કરાવવી એ તેમનો ધર્મ છે. છેલ્લા બે-સવા બે વર્ષના સ્વાનુભવને આધારે તે ધર્મ યથાશક્તિ બજાવવો એ આ લેખનો ઉદ્દેશ છે.

કલાની પેઠે, વ્યક્તિત્વની શ્રેષ્ઠતા પણ વ્યક્તિત્વને સંતાડવામાં છે. પોતાના ભવ્ય પ્રતાપથી આંજી નાંખનાર પુરુષ તમારી પૂજ્યતા પામી શકશે, પ્રેમ નહિ. પોતાની મહત્તાને ભૂલવી કે ઢંકાવા દેવી એ હેનો સ્વભાવજ નથી; કુદરત હેની આડે આવે છે. પણ હાજીમહમ્મદ જેવા પુરુષો આંજ્યા વગર આકર્ષી શકે છે. પોતાની જાતને વિસરીને તે સ્હામાના હૃદયમાં રમણ કરી રહેતા, એજ હેમની સર્વપ્રિયતાનું રહસ્ય છે. સર્વ સહૃદય જનોને તેઓ પ્રિય હતા તેમ સર્વજનો—તેમના વિરોધીઓ સુદ્ધાં તેમને પ્રિય હતાં. **વીતરાગભયક્રોધઃ ।** એ મહદ્‍ગુણ જેટલે અંશે સંસારીઓમાં ક્વચિત જ જોવામાં આવે છે તેટલે મ્હોટે અંશે તેમનામાં હતો. આ કથન એક સચોટ દૃષ્ટાન્તથી વધારે સ્પષ્ટ થશે. મિસિસ ઝીણાની છબિઓ "વીસમી સદી" મા આપવામાં આવી તે વખતે પારસી સમાજના અમુક વિભાગે તે માસિકના સંપાદક વિશે ઘણાં કડવા ને સૌજન્યરહિત વચનો વાપરેલાં. આ વાત મ્હેં જાણી ત્યારે તેવી વર્તણુક માટે મ્હેં સદ્‍ગત સમક્ષ નાપસંદગી ને દિલગિરી દેખાડી પણ તેમણે કહ્યું: "ના, એ સવાલને બીજી રીતે જોવાનો છે. તે લોકો આમ કરે તે કુદરતી છે. They are quite right. તેમના આજ સુધીના વિચારોને આધારે જ એ તો આપણે માટે મત બાંધવાનાને?" હું આશ્ચર્યખુલ્લી આંખે આ સાંભળી રહ્યો. "કેમ, તમને આમાં નવાઇ લાગે છે?" તેમણે પૂછ્યું; પછી ઉમેર્યું, "આ રીતે વિચારીએ નહિ તો દુનિઆમાં રહેવાનું નથી, ભાઇ!"

આવી વિરલ ઉદારતા જોડે સંપૂર્ણ નિરભિમાનવૃત્તિ સંકળાયલી હતી. લેખન શૈલીનો તેમ રીતભાતનો ડોળદમામ તેમને રહેજ પણ રુચિકર નહોતો. તેમની જોડે વાત કરતાં તમને વહેમ પણ ન આવી શકે કે તેમનામાં કોઇ વિશિષ્ટ શક્તિ હશે, કોઇ પણ પ્રકારની પ્રતિભા હશે; અને છતાં, તેમના એ નિર્દોષ જાદુમંત્રથી છૂટા થયા પછી તમને લાગવા માંડે કે તેમનાં વ્યવહારજ્ઞાન, નિરીક્ષણશક્તિ ને અનુભવ સામાન્ય કોટિનાં નથી જ.

તે પુસ્તકપંડિત હતા તેથી વધુ સંસારપંડિત હતા. પુસ્તકોના શુષ્ક ને એકપક્ષી પાંડિત્ય તરફનો અણગમો તેમણે કદિ છાનો રાખ્યો નથી. નવા લેખકોને તો વારંવાર નર્યા પુસ્તક જ્ઞાનના ભયો નિર્દેશતા, અને મનુષ્યજીવનની અપાર વિવિધતા ને રસપૂર્ણતા પિછાનવાની સાહિત્યકારને પણ કેટલી મ્હોટી અગત્ય છે તે સમજાવતા. જે પ્રાન્તના સાહિત્યકારો જીવન સાથેનો પોતાનો સંબન્ધ શિથિલ કે નહિવત્ કરી નાંખે તે પ્રાન્ત ચિરંજીવ કે બહુજનઉપયોગી સાહિત્ય ન જ

સરજી શકે એ હેમની દૃઢ માન્યતા હતી. સમકાલીન જગતના યથાર્થ જ્ઞાન માટે સમકાલીન સાહિત્ય જોડે સંસર્ગમાં રહેવાની પરમ આવશ્યકતા ગુજરાતમાં તો તેમણે જ પૂરેપૂરી પ્રીછી હતી, અને આ બાબતમાં ગુજરાતી કવિઓને વિદ્વાનોની નિષ્કારણ બેકાળજી માટે વખતોવખત દિલગિરી દેખાડતા.

સાક્ષરો સાથે તેમને આમ અનેક રીતે મત ભિન્નતા હતી છતાં એકકે એક સાક્ષરે ને કવિએ ઓછામાં ઓછી, એક વખત તો "વીસમી સદી"માં દર્શન દીધાં જ છે એ હાજીમહમ્મદની સર્વગ્રાહિતાને સંપૂર્ણપક્ષનિર્લેપતાનું ચિન્હ છે.

> "કંઈ કંઇ વિદ્વાન્ મંડલિને
> સાંકળની તે મણિ સાંકળ હતો."

પરન્તુ, ગાઢ મૈત્રી છતાં 'પ્રેમનાં પડલ' તેમની સૂક્ષ્મદર્શી આંખે ભાગ્યે જ ચ્હડતાં. આપણા જુદા જુદા વિદ્વાનો ને વિચારનેતાઓની ગુણવત્તા તેમ અપૂર્ણતા પૂરી શકાય તેવી અપૂર્ણતાના,— કારણ કે કુદરતી અપૂર્ણતા પર નિરર્થક ભાર મૂકવો એ તેમનો સ્વભાવજ નહોતો પણ તેઓ અભ્યાસક હતા. કોઇ પ્રતિભાશાળી કવિ 'ધુની' સધુક્કડીરોની સોબતમાં પોતાનો ઘણો ખરો વખત ગાળે એ વ્હેની સંસ્કારિતાને અને દૃષ્ટિની વિશાલતાને ક્ષતિકર છે એમ તેમને લાગતું.—એક નિર્માલ્ય ચોપડીના લખનારે અમુક સુવિખ્યાત સાક્ષરને વ્હેનો ઉપોદ્ઘાત લખવાનું કહ્યું ત્યારે તે સાક્ષરે એકદમ સીધી ના પાડી દેવાને બદલે પોતાની રીત પ્રમાણે કટલી ગોળગોળ વાતોથી ને દુનિયાંદારીના ડહાપણથી તે પીડા પતાવી વ્હેનો પણ એકવાર ઉલ્લેખ કર્યો હતો; અને ટીકા તરીકે ઉમેર્યું કે તેવી રીત ગ્રહણ કરવાથી પેલા નિર્માલ્ય (અને, જરાક મોભાગ્ય બુદ્ધિવાળા) લખનારને તો પોતાની ખોડનું ભાન કદિ પણ થવાનો સંભવ નથી.

વિચારનેતાઓ ને કવિઓનાં વિશિષ્ટ લક્ષણો ને ગુણવત્તા વિશે પણ ઘણી વાર પોતાના અનુભવો કહેતા. તેઓમાંના કેટલાક પ્રત્યે તેમનો અસીમ અનુરાગ હતો: "Marvellous man! એવો માણસ કે આપણે જાણે આમ—પૂજીએ! And then, what vitality! એની vitality ઘણી જ છે; જાણે આપણામાં વાત કરતાં કરતાં નવું જોર આવે, અને power of conversation થી એવી જ, wonderful!"—આ ઉદ્ગારો મિ. અરદેશર ખબરદાર વિશે તેમણે એક વાર કહાડેલા.—નરસિંહરાવ વિશે: "એમની જોડે વાત કરીએ ત્યારે we are educated every moment; કાંઈ ને કાંઇ શીખવાનું મળી આવે. અને વળી, frank-hearted man." વાત આગળચાલી અને યોગ્ય પ્રસંગ નિકળતાં મ્હેં નરસિંહરાવના કહેવાતા અતડાપણા વિશે ઉલ્લેખ કરીને તે બાબત તેમના અનુભવ પૂછ્યો. "હા, લોકોને એ aloof લાગે છે," તેમણે કહ્યું, "કારણ કે he doesn't push himself. તેનામાં એ power નથી."—'ગુજરાતી'ના તંત્રીને લગભગ પૂજ્યવૃત્તિથી નિહાળતા એમ કહીએ તો ખોટું નથી. "Ideal journalist! ગુજરાતમાં આજે એની જોડી નથી. જ્યારે જુઓ ત્યારે તેની આસપાસ "નાઇન્ટીન્થ સેંચરી." 'નેશન,' 'ફોર્ટ નાઇટ્લી,' એ......તે......પડેલાં જ હોય. And he religiously studies them all. અને પછી લખવા માંડે છે. લખાણમાં પણ એવી સોંચી સોંચીને facts ભરે છે કે એક બોલ નકામો ન જાય." समानशीले व्यसनेषु

यच्चम्। જુદા જુદા પ્રકારના વિચારો ને આધુનિક ભાવનાઓ સાથે સંપર્કમાં રહેવાનો જે બે હદ શોખ મિ. હાજીમહમ્મદને હતો તે ઉપર કહ્યા પ્રમાણે સારે અંશે રા. દેસાઈમાં પણ છે.

આરૂઢ અને પ્રખ્યાત લેખકો સાથે તેઓ નિરંતર સ્નેહસંબન્ધ જાળવતા તેમ નવીન અને અજ્ઞાન લેખકો સાથે પણ અસાધારણ સમભાવથી વર્તતા. તરુણ વર્ગથી અભડાતા ફરવું તે, સમકાલીન ગુજરાતને સદ્‌ભાગ્યે, તેમના સાહિત્યધર્મનું આવશ્યક અંગ ન હોતું; તેને ય પાવન કરતા. સરસ્વતીના અગણિત નવભક્તો તેમને જ હાથે પ્રથમ દીક્ષા પામ્યા છે; જે કાંઈ पत्रं पुष्पं फलं तोयं તેઓ ખરા દિલથી લાવે તે હાજીમહમ્મદને સર્વદા પ્રિય હતું. પ્રૌઢ વયે પણ નિત્યપ્રફુલ્લ રહેતા તેમના યૌવનને લીધે મનનું આવું વલણ શક્ય અને સહેજ હતું. છતાં, યુવકોના તેઓ વિવેકરહિત પૂજક હતા એમ તો નહિ જ. માનવસ્વભાવનો સર્વગ્રાહી ને સત્ય-શોધક અભ્યાસ કરવો એ તેમની જીવનભાવના હતી; અને તેથી યુવાનોનાં વિચારની ને કાર્યની સીમાઓ તે સમજતા; પરન્તુ તે સીમાઓ પર વધુપડતો ભાર તેમણે કદિ ય મૂક્યો નથી. તે વિશે કદિક આછું સૂચન કરતા, અને બાકીનું કાર્ય નિસર્ગના શિક્ષક અનુભવ પર છોડતા. આ કારણથી, યુવાનોના ઉત્સાહ જાણી કડવાશ ભરી કે સાંકડી ને સ્વાર્થી ટીકાઓ, બીજા છીછરા તંત્રીઓની જેમ, તેમણે નથી કરી. ઉત્સાહનાં પૂરને યથાશક્તિ સુમાર્ગે વાળવા તેઓ મથતા; ત્હેને રોકી રાખવાની કે ટીકાના ઝળહળતા અગ્નિથી શોષવાની મૂર્ખાઈ તેમને હાથે અશક્ય હતી. આડંબરી ડહાપણના ઝેરી ગેસથી યુવાનના આત્માને ગૂંગળાવવા યત્ન કરવો એ પ્રભુદ્રોહ છે: આ મહાસત્ય તેમણે પૂરે પૂરૂં પ્રીછ્યું હતું અને નિત્ય જીવનમાં જીવી દેખાડ્યું હતું. મનની મીઠાશ આમ વર્તનમાં ઉતરતી તેથી જ, મ્હારા ન ગમેલા તેવા લેખ તેઓ પાછા આપતા ત્યારે મ્હને ઓછું ન આવતું. તેવા લેખના લખનાર જોડે કેટલાક સંપાદકો પીડા પજાવતા હોય તેમ વરતે છે; મિ. હાજીમહમ્મદ નિરન્તર ઘટતો ખુલાસો કરતા, કારણો સમજાવતા, અને ભવિષ્ય માટે ઉપયોગી સૂચનાઓ પણ કરતા. આ કારણથી કેટલીક વાર એમ પણ લાગતું કે બીજા તંત્રીઓને હાથે આપણા લેખ છપાવવા તે કરતાં મિ. હાજીમહમ્મદને હાથે પાછા લેવામાં વધારે માન છે: યાચ્યું સારૂં અફળ ગુણીને હીનને ના, ફળ્યું.

* * * *

આજે, રવિવાર છે. તેમનાં અવસાનને બરાબર બે અઠવાડીઆં થયાં. તે જીવતા હોત તો આ ટહાડ પડેલે સ્હવારે પણ હું મ્હારા રિવાજ પ્રમાણે તેમને ત્યાં ગયો હોત. કલાકો સુધી કૈંક વાતો કરી હોત. નવાં જ્ઞાન, નવા અનુભવ, નવી માહિતી ને નવી ઊર્મિઓ હૃદય-મનમાં ભરીને ઘેર આવત; પળે પળે બુદ્ધિશક્તિના વિકાસ અનુભવત...

હવે તે દિવસો ગયા; હવે ત્હેનાં સ્મરણો જ રહ્યાં. સ્હામાને અજાણતાં જ ઉન્નત કરનાર તેમનો શાન્ત ને નિર્મળ પ્રભાવ, તેમની ભાવ ભરી વાણી, તેમની અગાધ સ્ફુર્તિ ને અખંડ માયા: આ સર્વ હવે સ્નેહીઓની કલ્પનામાં જ જીવશે; જીવીને તેમનાં બાકી રહ્યાં જીવનની પ્રવૃત્તિઓમાં આશા અને પ્રેરણા પૂરશે,—કદિક નિરૂમિને મળે, કોઈ પ્રસંગ કે પ્રેમબોલ સાંભરી આવતાં, આંખ ભીની કરશે.

૬-૨-૨૧

'વિનોદકાન્ત.'

# પ્રા. સ્મ. ગાંધીજી આપણા પૂજ્ય શા માટે ?

એ તો ખરૂંજ છે કે શ્રીયુત્ ગાંધીજીમાં કવિવર ટાગોરનું કાવ્યકૂજન કે રસિકતા, અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન, સ્વામી વિવેકાનંદનાં વેદાન્ત કે પ્રતિભા, દયાનંદ સરસ્વતીનું નૈષ્ઠિક બ્રહ્મચર્ય, રામકૃષ્ણ પરમહંસનો સાક્ષાત્કાર નજરે પડતાં નથી.

વળી એ પણ ખરૂંજ છે કે સર મહેતાજેમ ૪૫ વર્ષનું લાંબુ જાહેરજીવન ગાળ્યું નથી, કે નથી તેમની માફક કોરપોરેશન ખડી કરી અને ચલાવી. તેમજ પંડિત માલવિયા જેમ ૩૫-૩૫ વર્ષ સુધી છાતીએ પાટા બાંધી, બળતા હૃદયે કાઉન્સીલોમાં પ્રશ્નો વર્ષાવ્યા નથી: અગર સ્વ૦ ગોખલે કે વાચ્છા જેટલુ અર્થશાસ્ત્ર ઉખાળ્યું નથી; નથી દત્ત જેટલી વિદ્વતા બતાવી કે નથી બોઝ જેમ વૈજ્ઞાનિક બુદ્ધિ બતાવી કે, સુરેન્દ્રબાબુની સિંહ ગર્જનાથી કોંગ્રેસના પ્રમુખસ્થાનેથી, ધ્રુજાવ્યા કર્યા નથી, કે વિલાતમાં જઇ મી૦ સ્ટેડ જેવાના મુખે 'માઇ ડીયર સરેન્ડર નોટ' જેવા ઉદ્દગાર કઢાવ્યા નથી. વેલ્બી કમીશન કે કોંગ્રેસ ડેપ્યુટેશનમાં ઉભા રહી તેમણે જુબાનીઓ આપી નથી કે સ્વ૦ દાદા જેમે ઇંગ્લાંડની મહાસભામાં સભ્ય ચુંટાયા નથી. કે ન્યાય મૂર્તિ તેલંગ અને રાનડેની ન્યાય વિષયમાં ઝીણવટ બતાવી નથી. પં૦ ભગવાનલાલ ઇંદ્રજી, ભાંડારકર, રજેન્દ્રમિત્ર અને લોકમાન્યની શોધખોળ બુદ્ધિ કે પૌર્વાત્મીય જ્ઞાનનો અંશ પણ બતાવી શકયા નથી. અને એવું એવું કેટલુંય તેઓ કરી શકયા નથી કે આ ભવમાં કરી પણ ન શકે એમ લાગે છે, તો પછી શ્રીયુત ગાંધીજી મહાત્મા શાને ?

તે એટલાજ માટે કે હિંદુસ્તાનના નેતા મતભેદ અને વાદખોદ માટે હુંસાતુંસી કરે છે, કોઈ પક્ષ સરકારી સત્તા કે માન અકરામ માટે, તો કોઇ પક્ષ સમાજહોર અને લોકપ્રિયતા માટે, તો કોઇ પક્ષ દંભથી, બીકથી કે તરંગથી જુદો પડે છે, ત્યારે કોઇ પક્ષ પશ્ચિમના સુધારામાં મુગ્ધ બની હિંદને આંગણે પશ્ચિમ ઉતારવા માગે છે એટલે હિંદને પણ બીજું ઇંગ્લીસ્થાન બનાવવા માગે છે, ત્યારે શ્રી૦ ગાંધીજી હિંદને હિંદ રાખી ઉદ્ધારવા યત્ન આદરે છે. 'ટુકડા માટે પેંચતાણ કરનારમાં એ નથીજ' માટેજ શ્રીયુત્ ગાંધીજી ને હું મહાત્મા માનું છું.

જે શુદ્ધ સાત્વિકતાથી તાત્વિક દેશોન્નતિ સાંધે એવો સહૃદયી નેતા કરોડે એક પણ જ્યારે મળવો મુશ્કેલ છે સંયોગ અને સમય બળે ચાર દિવસનાં ચાંદરણા જેમ ઘણાએ દેશવીરો નીકળી આવે છે પણ તેઓ ચાર દિવસ માટેજ. પણ યુગને પારખી, જનસ્વભાવના વહેતા વહેણને અવલોકી "ગરીબ તે દેશ મારો" એમ માની વિશ્વપ્રેમી હિંદસેવક તરીકે સેવા આદરનાર યુગાચાર્ય તો ગાંધીજ છે, માટેજ તેઓ શ્રીને હું મહાત્મા ગણું છું.

આખી દુનીયાને હું પ્રકાર કરીને કહું છું કે ગાંધીજી જેવો એક માણસ તો આપે એ મતલબનાં લાલાજીનાં વાક્યો અને યુરોપની યાદવાસ્થળી ઉપર નિવાપાંજલિ અર્પવા ભેગા થયેલા જેતાવિજેતાઓ આગળ બાળગુની પ્રસ્તાવનામાં 'More Christian than a Christian

Mr. M. K. Gandhi' એ મી. મહમદઅલી એ ઉચ્ચારેલા શબ્દો અને પંજાબ પ્રકરણ વખતે ટેમ્સના કાંઠા ઉપર ઉચ્ચારેલા મી૦ મોન્ટેગ્યુના શબ્દો અને અસહકારની ચર્ચા પ્રસંગે 'મી૦ ગાંધીના ચરિત્ર માટે મને ઘણું માન છે, સામ્રાજ્યની સેવા અદા કરી છે પણ—' ઇત્યાદિ તેમણેજ ઉચ્ચારેલા શબ્દો, લોર્ડ એમ્પ્ટહીલ અને મદ્રાસના લોર્ડ બિશપનાં પ્રશંસા વાક્યો એ સર્વ ગાંધીજીને મહાત્મા કહેવાને મને પ્રેરે છે.

અત્યારસુધી દેશમાં દેશ નાયકો ભલે થયા હોય, તેમને વિષે વધારે પડતાં માન અને પૂજ્યબુદ્ધિ છતાં મને જણાય છે કે તેઓએ થાગડથીગડ ચલાવ્યું છે. તેઓએ હૃદય નીચોવીને, શરીરે કષ્ટ વેઠીને અને મગજ થાકી જાય ત્યાં સુધી સેવા કરી છે પણ તેનો સરવાળો બહુ નથી આવ્યો.

આજસુધી પ્રજામાં નહોતું પ્રજાત્વ, નહોતી એકસંપી, નહોતા ઉચ્ચ આદર્શ, માત્ર દર વર્ષે કોંગ્રેસ, અને મોસ્લેમ લીગ ભરાય, ઠરાવ પસાર થાય, બસ ખલાસ; કાઉન્સીલોમાં બીલ લવાય, કોઇવાર પસાર થાય; કોઇવાર મોટી અરજીઓ મોકલાય બસ એજ.

છેક અત્યાર સુધી પ્રજા ઘડવાના સબળ સરળ ઉપાય યોજાયા ન હતા. દેશના હિંદુ અને મુસલમાન વચ્ચે, બ્રાહ્મણ અને અબ્રાહ્મણો વચ્ચે, ઉચ્ચ વર્ગ અને લોક સમૂહ વચ્ચે, એમ ભિન્ન ભિન્ન પ્રકારના સહજ અને કૃત્રિમ ભેદો, વૈર વિરોધો ઉત્પન્ન થતા, પોષાતા; અને એવી છિન્ન ભિન્ન સ્થિતિમાંથી જાગ્રત કરનાર કોણ? ટોલ્સ્ટોયે રશીયન પ્રજા ઘડી તો ગાંધીજીએ હિંદી પ્રજા ઘડી છેજ.

આફ્રિકાની ભૂમિપર પેલા પઠાણે શ્રીયુત ગાંધીજીને લોહી કાઢ્યું હતું, તેના ઉપર મુકદ્દમો નહિ ચલાવતાં ઉદ્‌ગારેલા શબ્દો કે 'એ લોહી હિંદુ અને મુસલમાનોને જોડનાર સીમેન્ટ બનશે' એ શબ્દો જ્યારથી ઉચ્ચારાયા ત્યારથીજ હિંદુ મુસલમાનના ઐક્યના શ્રી ગણેશાય મંડાયા. અને દિલ્હીની જુમ્મામસીદમાં છઠ્ઠી માર્ચને દિને સ્વામી શ્રદ્ધાનંદજીએ, હિંદુ મુસલમીન ઐક્યની ઘોષણા કરી તે પણ ગાંધીજીનેજ પ્રતાપે અને પ્રભાવે. 'એક વ્યક્તિની આજ્ઞાથી દેશના એક છેડાથી બીજા છેડા સુધી ઉપવાસ પળાય, અને રાષ્ટ્રિય તહેવારો ઉજવાય,' એ આખી દુનીયામાં તો મોટામાં મોટો બનાવ આપણા લાલાજીને તો લાગ્યો હતો, તે પણ ભૂલી જવું જોઇતું નથી. હવે તો બ્રાહ્મણ બ્રાહ્મણેતરના ઝગડા પત્યા છે તામીલ શીખી દ્રાવિડોને જીતી લેવા, હિંદીનો રાષ્ટ્રભાષા તરીકે પ્રચાર કરી, કોંગ્રેસથી કાઉન્સીલ સુધી અને ધર્મથી સામાજીક સુધારણા સુધી સર્વ પ્રસંગે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવો, સ્વીકાર કરાવવો, અને એવા સર્વ વીર્યવાન પ્રયત્નો વડે ઐક્ય સાંધનાર ગાંધીજી મને તો મહાત્માજ લાગે છે.

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતો પણ તેમને આજીવન પૂજ્ય અને નામાંકિત રાખી શકત, પણ તેથી નહિ સંતોષ પામતાં તેઓ શ્રીએ કહ્યું કે ત્યાંની મારી સેવા હજતો રૂપીએ આનીજ ગણું છું, એ વખતે એ શબ્દ સાંભળનાર તો ઘણાએ વિમાસણમાં પડ્યા હોવા જોઇએ. કે વળી પંદર આની બાકી શી રહી છે? અગર એમ પણ મન મનાવી લીધું હોય કે એતો વિવેકની ખાતર તેઓ શ્રી બોલ્યા હશે. પણ જ્યારે માત્ર છેલ્લાં છ વર્ષમાં તેઓ શ્રીની સેવા, સેવાપદ્ધતિ, અમિત અને અતુલ ઉત્સાહ અને નિરભિમાન જોઇએ છીએ ત્યારે કોને એમ નહિ થતું હોય કે આવા નર તો ખરેખર એક દેશનેતા નહિ પણ વિશ્વનેતા સંભવે.

( M. K. Gandhi—a world politician એ શીર્ષક લેખ માટે 'ઇસ્ટ એન્ડ વેસ્ટ' માસિક જુઓ. )

ગાંધીશ્રી એક તપસ્વી છે, સત્યાગ્રહી છે, તેઓ શ્રી કહે છે કે કાળા માથાના માનવી ઉપર પસાર થતી સર્વ મુશ્કેલીમાંથી મારે પસાર થવું પડ્યું છે.

સત્યાગ્રહનું શસ્ત્ર જે ધર્મ કે બહુ બહુ તો સામાજીક બાબતમાં વાપરી શકાય તે તેઓશ્રીએ કુટુંબમાં, જ્ઞાતિમાં, સમાજમાં તેમજ રાજ્ય પ્રકરણમાં સરખીજ ફત્તેહમંદીથી વાપરી બતાવ્યું છે. અંતરાત્માના અવાજ આગળ મુમ્બઇ સરકારની, ખેડા જીલ્લાના કલેક્ટરની, બિહારના પ્લાન્ટર્સની મુંબઇની હાઇકોર્ટની, ચેમ્સફર્ડની, સરકારની સામે પણ વિવેક ભર્યો વિરોધ–સત્યાગ્રહ–વાપરી બતાવ્યો છે. ગઇ કોંગ્રેસ વખતે લોકમાન્યનો ચાર ગણોપક્ષ હોવા છતાં આખરે પંજાબના રમખાણમાં પ્રજાએ કરેલા અત્યાચાર માટે દિલગિરીનો ઠરાવ બહુ મતે કોંગ્રેસકને મંજુર કરાવ્યો અને એક ભલા પાદરીના લખવા મુજબ આખી દુનિયાના દેશોમાં પોતે કરેલા ગુન્હા માટે પશ્ચાત્તાપ કરી બતાવ્યાનો હિંદનો પહેલ વહેલો દાખલો પાડનાર શ્રી. ગાંધીજી જ હતા.

વિરોધ સાંખીને અસહકારનો ઠરાવ બહુ મતે પસાર કરાવવો અને જ્યારે દેશનું ભાવિ ત્રાજવામાં તોળાઇ રહ્યું હોય, ત્યારે પણ મક્કમપણે વિનયપૂર્વક, પ્રજાપક્ષને બહુમતિથી જીતવો એ સર્વ ગાંધીજીના ઉચ્ચ હૃદયની પ્રતીતિજ કરાવે છે.

દેશ પોતાને વિરાગી કે પ્રવાબીન માને તે ખાતર ' હું પણ એક ' સંસારી, ઘરબારી છું. હું પણ તમારા જેવો જંજાળી છું ' એવા એવા શબ્દો વારંવાર ઉચ્ચારે છે. હિંદને તેઓશ્રી ખાતો પીતો, નીતવાળો સ્વાધીન દેશ બનાવવા ઇચ્છે છે. તેમના હિંદસ્વરાજ્ય નામના પુસ્તકમાંના આદર્શ પ્રમાણે હિંદને ફરી સ્થિતિમાં આણવા ઇચ્છે છે.

હિંદમાં ખરી કળા, સૌંદર્ય, સત્ય અને કલ્યાણનો ઉદય થાય એજ એમની નેમ છે. તે સાધ્ય કરવા શો પુરૂષાર્થ અને શી શ્રદ્ધા જોઇએ એ સમજાય તોજ પ્રજા તરશે.

બુદ્ધ દેવની અહિંસા, શ્રી કૃષ્ણનો પ્રેમ, મહાવીરની ક્ષમા, મહમુદ સાહેબની દૃઢતા તેઓશ્રીમાં કેટલી છે એ જ્યારે સમજાશે ત્યારેજ તેઓશ્રી કેવળ પ્રવાબી, તરંગી કે મનસ્વી નહિ ભાસતાં એક સત્યાગ્રહી વીર છે એમ ભાસશે. અને સત્યાગ્રહી એટલે પ્રેમ અને સત્યની મૂર્તિ અને તે વસે ક્યાં ? મહાન્ આત્મામાં માટેજ તેઓ મહાત્મા.

અંતે,

વિશ્વપ્રેમી હિંદસેવક, ગાંધીશ્રી જયવંત હો,<br>
ખરી આત્મજ્યોતિ જીવનપંથે, હિંદ સૌ બળવંત હો.

એ આશાસહ મહાત્માશ્રીની દીર્ઘાયુ પ્રાર્થના<br>
સહ<br>
લી૦ ડાહ્યાલાલ હરગોવિંદ જાની.

ભાદ્રપદ, વદ બીજ<br>
**ભાવનગર**<br>
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાલય

---

**નોંધઃ**—મહાત્માજીની ૫૧ મી જયન્તી નિમિત્તે લખાયલો લેખ.

# "કેટલાક સંવાદો"*

(૪)

પાત્રોઃ—વસન્તસેના અને બિપિનઃ

સ્થળઃ—લખનવનો ભવ્ય બજારઃ

સમયઃ—રાત્રિ.

**બિપિનઃ** ઓ અનંત આકાશ અને અસંખ્ય તારાઓની વચ્ચે કુદરતની સંપૂર્ણ કુશલતાનો મનુષ્યના મગજમાં કાંઇક ખ્યાલ આપી શકે એવી અનુપમ સૌંદર્યની દેવી!

**વસન્તસેનાઃ** ઓ પ્યારા ચિત્રકાર! લખનવના અસંખ્ય મનુષ્યોમાં, આજે વર્ષો પછી સુંદર અને અમર જીવનનો વિચાર કરનાર મનુષ્ય મળ્યો; મ્હારા અસંખ્ય સત્કૃત્યોની બરાબર, પડીભર, હૃદયના સર્વ જુસ્સાને શબ્દમાં મૂકવા યત્ન કરતું ત્હારું સુંદર સ્નેહ–જીવન છે! પ્યારા બિપિન! મનુષ્ય જીવનનો સર્વસ્વ સારાંશ એ એક દિશા તરફ વળેલો છે. ઓ પ્યારા પ્યારા ચિત્રકાર! મ્હને તું સ્નેહની દ્રષ્ટિથી જો; માનની નહિ; મ્હને તું લાગણીના સમૂહને વશ થઇને જો, તર્કથી નહિ; મ્હને તું રસ રૂપે–સ્નેહરૂપે કાંઇક મધુર સ્મૃતિ અને આકૃતિ રૂપે–પ્યારા ચિત્રકાર! અનન્ત જીવનમાં અગાધ સમયમાં, અગમ્ય તત્વોમાં, રે અનંત આકાશમાં, મ્હારો અને ત્હારો મધુર સંયોગ ક્યારેક થયો હતો, અને એ સંસ્કાર આજે પુન જાગે છે એ વિચારમાં તું મ્હને જો! ઓ એ મધુર સ્મૃતિથી–એ રસમય સ્નેહની ફુલ ગુલાબી રંગની પીંછીંથી, તું મ્હારું ચિત્ર દોરી જો. ત્હારી કલ્પનામાં રહેલી મ્હારી ભવ્યતા ઉડાવી દે, એમાં મધુર સ્મૃતિનો, જ્ઞાન નહિ પરંતુ લાગણી ભર્યો સ્નેહનો પ્રવાહ વહેવા દે, અને ઓ લખનવના પવિત્ર પ્યારા પ્રખ્યાત ચિત્રકાર!! તું જેની પાછળ ઘેલો થાય છે એ વસન્તસેનાનું ચિત્ર આવશે; ચિત્ર દોરવું મુસ્કેલ છે, કોઇ, દીવાના બની ગયેલા પુત્ર તરફ, મધુર મમતા, સ્નેહ, અને રસિક આર્દ્રતાથી કરૂણામય દયામય દીન વાત્સલ્યમય, નેત્રોથી જોઇ રહેલી ભાવવાહી સ્નેહની મુર્તિનું માતાનું!; પીંછીમાં રંગ ન આવે, કલાના સર્વ પ્રયત્નો નિષ્ફલ થાય, ચિત્ર દોરી ન શકાય આદર્શ નૃપતિના એવા સ્વરૂપનું કે જ્યારે તે પ્લેગના ભયંકર સ્વરૂપથી ખંડિત શહેરમાં, પોતાની રાંક પ્રજાના ગરીબ ઝુંપડામાં, ખુલ્લે પગે, સોસ તડકામાં રાંક વિધવાને આશ્વાસન આપતો ફરતો હોય; રે પ્રિય ચિત્રકાર! વર્ષોના વિયોગ પછી, આશાનું આશ્વાસન ધારણ કરેલ, કોઇ મધુર મૃદુ સુંદરીનું પ્રિયના આવાગમનની રાહ જોતું, તરસ્યું અને દીનઃ આશાભર્યું અને શોકમય; ફિક્કાશ ભર્યું અને ગમગીન એવું! અનેક ભાવનું પ્રતિબિંબ–એક નયન! એક નયન એ ન ચિત્રિ શકાય; એ રંગ ન આવે; એ પીંછી ન ફરે; એ કલ્પના વ્યર્થ જાય. પરંતુ લખનવની સાધારણ ગાનારી વસંત સેનાનું ચિત્ર ન દોરી શકાય એવું કોઇ માને નહિ. ભાષાંતર કરતાં ભાવ–આત્મા ચાલ્યો જાય; એવી, કોઈ ગૂઢ ભાવવાહી ભાષા એના સ્હેજ પર લખાયલી જ નથી.

---

* આ સંવાદમાળાના પહેલા ત્રણ મણકા અન્યત્ર પ્રકટ થઇ ગયા છે.

**બિપિન:** ઓ વસન્તસેના! ત્હારા મ્હેરાપર એક ભાષા કયાં છે? ઓ તું એકલી સુંદર હત અને ભવ્ય ન હત; ઓ તું માત્ર મૃદુ હત અને મધુર ન હત; ઓ તું માત્ર કોમળ હત અને કરુણમય ન હત તો ત્હારૂં ચિત્ર હું કરત, પરંતુ મ્હારી પંદર-પંદર વર્ષની કોઇ આદર્શ-પ્રતિમા શોધવાની તૃષા ત્યારે અતૃપ્ત રહેત. રે તત્ત્વજ્ઞાનની ભાષામાં કહું તો જે મ્હેરામાં-જે નયનમાં પરમ જ્યોતિની કાંઇક ઝાંખી મનુષ્યને થઇ શકે, એવો કોઇ મ્હેરો-કોઇ નયન ન મળત! ઓ પ્રિય વસન્તસેના! કેટલાક મધુર મ્હેરા પર એવી સુંદર લાગણીઓનું આકર્ષક પ્રતિબિમ્બ પડેલ હોય છે કે, ખોટાં વિવેકમાં હી હી હસનાર દુષ્ટ વાણિયા-વેપારીના મનમાં પણ ઘડીભર એમ થાય કે, ખાંડી કાંઇક છે! આ લખનવતી ભર બજારમાં, પંદર વર્ષ પછી આત્માની અનન્ત કાળની તૃષા તૃપ્તિ પામે એવો ત્હારો મ્હેરો! ઓ વ્યર્થ રંગ! નિરર્થક પીંછી! ઓ પરદેશી-સ્વદેશી નકામના કાગળ! ઓ આ દર્દ ભાષાંતર થાય તેવુંજ નથી!

**વસન્ત:** એ મધુર દર્દ ઓ પ્યારા ચિત્રકાર! સ્નેહનું છે! સ્નેહથી તું કલાના પ્રદેશમાં, અને ત્યાંથી સહૃદય થઇ, તત્ત્વજ્ઞાનના ભવ્ય માર્ગમાં ચાલ્યો જા! પ્યારા ચિત્રકાર! કલાનો વિકાસક્રમ એ જ છે. પરંતુ ત્હને મ્હારામાં શું પ્રિય લાગે છે? માફ કરજે, ચિત્રકાર! આ યૌવન ભરી ગુલાબી લાલી કે યૌવનનો વિકાસક્રમ દર્શાવતું વક્ષઃ સ્થલ! પ્યારા ચિત્રકાર! યૌવન પ્રિય છે, યૌવનને લીધે થતો અંગમરોડ પ્રિય છે, કે વસન્તસેનાની વિલાસી ચેષ્ટા પ્રિય લાગે છે?

**બિપિન:** ઓ અફસોસ! વસન્તસેના-લખનવતી મ્હારી ભવ્ય, આદર્શ પ્રતિમા-અંતર્ગત આત્માના દુઃખનો આટલો જ ઇતિહાસ સમજે છે? રે એ આત્માનું ગમન આટલું સંકુચિત છે! ઓ પ્રિય! નથી ત્હારા યૌવનમાં ભ્રમ કે મોહ; ત્હારૂં યૌવન પ્રિય છે, અને તું આ ક્ષણે, પ્રૌઢા બની જા, તો રે! મ્હારા સ્નેહનો વિકાસક્રમ-આત્માનો ઇતિહાસ, આ જીવનમાં સમાપ્ત થાય. તું મ્હારા સ્નેહનું પાત્ર,-હું સત્ય કહું છું કે,-કદાચ પછી ન રહે. એમ કેમ કહું કે તું પ્રૌઢા હોય તો પણ આટલી જ પ્રિય લાગે? તું યુવાન છો અને ત્હારૂં યૌવન પ્રિય છે, પણ તે એટલા જ માટે કે, ત્હારા મ્હેરા પર રહેલી, ત્હારા હૃદયની સુંદર પ્રતિમા એથી, સુવર્ણમાં રત્ન ઝળકે તેમ, દિગુણીત શોભી રહેછે. *રે યુવાન સ્ત્રી એ મનુષ્યને પશુ પણ બનાવી શકે છે, ને સ્નેહના વિકાસક્રમનું અનુપમ સાધન અને સહાય પણ થઇ શકે છે.*

ત્હારા મ્હેરા પર મોહ છે, કારણ કે તેમાં યૌવનશ્રી છે, અને એ શ્રીની વચ્ચે, મ્હારી સુંદર આદર્શમય ભાવનાની મૂર્તિ-ત્હારી સહૃદયતાથી ગૂઢ-ગુપ્ત ભાષામાં લખાયલી, અને બહુ થોડાજ સમજી શકે તેવી, શોભી રહી છે. આ સ્નેહને-એ આદર્શને-અને એ સર્વમાં પ્રીતિ કરાવનાર-જ્યાં સુધી મ્હારૂં દ્રુદમ સ્નેહક્રમમાં આગળ વધ્યું નથી ત્યાં સુધી તદન યોગ્ય જરૂરી-ત્હારા યૌવનને હું ચાહું છું. યૌવન એ વસ્તુતઃ સ્ત્રીપુરુષના સ્નેહની ગ્રંથી બાંધી શકે છે; અને એ સ્નેહનો વિકાસ મનુષ્યને ઘડીભર મનુષ્યત્વમાંથી મુક્ત કરી, કોઈ ઉત્તમ અને ઉચ્ચ ભુવનમાં લઇ જાય છે. સ્નેહનો આ સંગીન પુરાણ ઇતિહાસ પ્રકૃતિએ એ હેતુથી જ સ્ત્રી પુરુષના હૃદયમાં સ્વયંભૂ વાંચી શકાય અને સમજી શકાય એમ મુક્યો છે. ઓ વસન્ત બે-અદબી માફ, પરંતુ સ્ત્રી પુરુષનું પ્રથમ આલિંગન, એ જ, તત્ત્વજ્ઞાનની પ્રથમ તૈયારી છે! ઓ બે અદબી માફ! પરંતુ ચુંબનની ક્રિયાને માનસિક વિકાસ સાથે સંબંધ છે. ઘણા ઉત્તમ અને ઉચ્ચ વાતાવરણ પરથી, એ માનસિક દર્દ વ્યક્ત કરવાની નહિ કે પાશવ ઇન્દ્રિયને તૃપ્ત કરવાની એક કળા છે.

નિર્લજ્જતા માટે ક્ષમા, પરંતુ એ, કોઇપણ અન્યભાષામાં રૂપાંતર ન થઈ શકે તેવું માનસિક દર્દનું સંગીન છે ! અને એ બાજુ પરથી ફરી, પોતાના ન્હાના ૭ માસનાં બચ્ચા તરફનો પ્રેમ વ્યક્ત કરવા, બીજી કોઇ ભાષા ન મળવાથી, ચુંબનથી—અરે આખા શરીરને ચુંબનથી—નવરાવી મુકતી માતાનો દસ્ય તરફ જો !

એ દસ્ય તો નિર્દોષ જણાય છે ને? નિર્લજ્જતાના સર્વ દોષ વ્હોરી લઇને કહું છું કે ચુંબન એ પણ એક ભાષા છે ! એ કલા પણ છે ! અને અફસોસ ! પાશવતાની–અધમતાની, બેવકુફાઇ ભરેલી મોટી નિશાની પણ એ જ છે !

**વસન્ત:**–હું ત્હને જે કહેવા ઇચ્છું છું એ ઓ પ્રિય ! તું સારી રીતે સમજી શકે છે. હવે ત્હારી પીંછી એક નહિ પણ અનેક વસન્તસેના ચિત્રી શકશે.

**બિપિન:**–ઓ પ્રિય વસન્તસેના ! હજી તું ભૂલે છે ! હું કાલ્પનિક છું; ત્હારા ચિત્રમાં, રંગ આવશે પરંતુ કલ્પના તો ભાવમાં રંગ પૂરી શકે, સુગંધ નહિ. ગુલાબના પુષ્પને ખરા સ્નેહથી સુંઘનાર ચિત્રકાર, એ ગુલાબનો માત્ર અસલ ગુલાબી રંગ જ નહિ પરંતુ પોતે અનુભવી હોય એવી સુગંધ પણ મૂકી શકે છે; અને જોનાર, રંગને અનુભવે, એ પહેલાં પુષ્પના આત્મામાં રહેલી સુગંધ જોઇ શકે છે. ચિત્રકલાનો આ આદર્શ છે.

**વસન્ત:**—ઓ પ્રિય ચિત્રકાર ! ત્યારે હવે તારા માટે એક જ માર્ગ ખુલ્લો છે. જે આદર્શપ્રતિમાં, તું મ્હારામાં જોવાનું કહે છે એ પ્રતિમાને તું સ્નેહની દૃષ્ટિથી જો. એ ત્હારી પૂજ્ય માનનીય ગુરૂ નથી. સખી છે એમ સમજી લે. અને એક વધારે સત્ય આ પણ જાણી લે કે, ત્હારા વિચાર–ત્હારી કલ્પના એ સર્વનું સુંદર પ્રતિબિમ્બ, ત્હારા કાર્યમાં–ત્હારા નિત્ય વ્યવહારમાં નહિ પડે, ત્યાં સુધી ત્હેં નહિ અનુભવેલી, એવી આ પવિત્ર માનસિક ક્રિયાના ભાવો ત્હારા જ્ઞાન બહાર રહેશે. અને તેથી જૂના જૂના ભાવ મૂકતા ત્હારી પીંછી ફરશે, ત્હારા હૃદયનું વલણ, અને તેથી ત્હારૂં સમગ્ર કલાવીર તરીકેનું ચૈતન્ય–ત્હારો એવો જ સમાન અનુભવ એ નહિ આવે જ્યાં સુધી તું સામાન્ય મનુષ્યને સમજી નહિ શકે, રે સામાન્ય મનુષ્યને સમજી એને માન આપતાં નહિ શીખે, ત્યાં સુધી ત્હારી સહૃદયતા અને સહાનુભૂતિ સંકુચિત હોવાથી ચિત્ર પર અનેક પીંછીના સુંદર રંગ આવશે, પરંતુ અનેક ભાવ નહિ આવે. ઓ પ્યારા ! કલા એ અનુભવ છે. રે એ વિજ્ઞાન નથી. કલા એ આધ્યાત્મિક પ્રસંગ છે, એ માનસિક ક્રિયા છે, એ માત્ર અભ્યાસ નથી. અને તેથી જ, જ્યારે તું વસન્તસેનાને ચિતરે ત્યારે એના જીવન જેવું કાંઇક ત્હારામાં હોય–પરંતુ હું આત્મશ્લાઘા કરૂં છું:

**બિપિન:** નહિ, એ આત્મશ્લાઘા નથી. નસનસમાં રહેલ લોહીનું શબ્દદ્વારા વ્યક્ત થતું ચૈતન્ય છે: ઓ પ્રિય ! હજી આગળ કહે ત્હારા ચિત્રમાં કઇ કલા વાપરૂં ? અરે ત્હારો આ, કાશ્મીરી સુંદરીના જેવો જરાક શ્યામતા વાળો નિર્મળ અને કોમળ, મધુર અને કરુણ, અરે સુંદર, અને દીન; આશ્ચર્યથી આહ્લાદથી, કોઇ અગમ્ય વસ્તુની શોધનો પ્રશ્ન કરતાં હોય તેવાં નયન ! ઓ લખનવનો ગરીબ ચિત્રકાર ક્યાં બિપીન, ક્યાં વસંતસેના !

**વસંત:** ઘેલા ચિત્રકાર ! શાંત થા ત્હારા જીવનના અનેક તત્ત્વોમાં, અરે ત્હારા સર્વ જ્ઞાન વિજ્ઞાનમાં જ્યાં સુધી સ્નેહનું અમુલ્ય તત્ત્વ નહિ ઉમેરાય ત્યાં સુધી ત્હારી કલામાં, પક્ષપાત વિહીન

નૈસર્ગિક પ્રતિભા નહિ દેખાય! ત્યાં સુધી ત્હારી પીંછીમાં એક ખામી રહેવાની. ચિત્રકાર! તું મ્હને વસંત કહીને નહિ બોલાવે ત્યાં સુધી તું વસંતસેના ચિત્રી નહિ શકે. કલ્પના એ પણ સ્નેહનું જ એક અંગ છે.

**બિપિન:** હું ત્હને વસંત કહી શકું? ક્યા આધારે? ત્હારૂં ઐશ્વર્ય; સૌન્દર્ય; અને એ સર્વથી વિશેષ ત્હારૂં જ્ઞાન!

**વસંત:** એટલા જ માટે ઓ પ્રિય ચિત્રકાર! તું મ્હને 'વસંત' કહે. ત્હને ખબર નથી, જ્ઞાનના બે કટકા સાંધો તો તેમાંથી બુદ્ધિનો સુર નીકળે! ત્હને ખબર નથી, જ્ઞાનની એક બાજુ હૃદયના સ્નેહ તત્ત્વનું સંધાન હોવું જોઈએ. નહિતર જ્ઞાન એ ગંભીર ભુલનો ઢગલો થાય છે? મ્હારા ચ્હેરામાં કોઈ અગમ્ય તત્ત્વ લાગ્યું હોય તો તે માટે ત્હારા રંગમાં ક્યા મિશ્રણની ખામી છે. ત્હારી પીંછી ક્યાં વધારે ચાલીછે એમ ન જો; ત્હારો વિજ્ઞાનનો આશ્રય ત્યાં નકામો છે. ત્હારા હૃદયમાં આવો ભાવ ઉદય થયોછે? ત્હારી કલ્પના પર આ તત્ત્વની મસ્તી જામી છે? એ રંગ માત્ર હૃદયના અનુભવમાંથી જ આવે છે. રસ અને જ્ઞાનનો યોગ્ય સંયોગ એ જ કલા છે. પ્રિય ચિત્રકાર! એકલું જ્ઞાન વિજ્ઞાન મનુષ્યને સ્ત્રીનો ચ્હેરો કાઢતાં શીખવે; થાન્ડે શીખવેલી, જરાક વિલાસપ્રિયતા મૂકાવી શકે; જરાક અંગ-પ્રત્યંગના મરોડથી ખુબી લાવી શકે પરંતુ જે કલાનો આત્મા, ભાવ-તે માત્ર ભાવનામય પ્રદેશમાં વિહરનાર કોઈ ઉચ્ચ પથગામી ચિત્રકાર જ લાવી શકે. તું આ કોટીનો ચિત્રકાર છે, ને જેમ મનુષ્ય ક્યારેક ભાષાથી ન સમજાવી શકાય ત્યારે રૂદન કરી હૃદય ખાલી કરે છે, તેમ અત્યારે તું મ્હને અતિભવ્ય સમજી આદર્શને સમ્પૂર્ણ વ્યક્ત કરતાં થએલી નિષ્ફલતા જોઈ ઉત્તમ કલાવીર મધુર દુઃખ પામે તેમ દુઃખ પામે છે.

**બિપિન:**—ઓ હું નથી કોઈ ઉત્તમ ચિત્રકાર કે નથી હૃદયંગમ કવિ! ત્હારા સર્વ ભાવોની છાયા ત્હારા મુખમાં એવી પ્રસરી રહી છે કે, એનું કોઈ પણ સ્વરૂપે કથન કરવું મુશ્કેલ છે! ત્હારા નૈસર્ગિક સૌન્દર્યમાં આ ઉત્તમ ચારિત્રનું ગ્રથન થવાથી એ તદ્દન આદર્શ સ્વરૂપ-પરમાત્માની એક વિભૂતિ જેવું છે! ઓ વસન્તસેના! કોઈ તત્ત્વજ્ઞાનના પરમ અભ્યાસીએ જ કહ્યું છે: સોનું અને સુગંધ! કેટલાંક વિશ્વમાં જૂદાં જૂદાં જ રહેવા નિર્માણ થયેલાં બે અગત્યના તત્ત્વો મિલન પામે ત્યારે ઓ પરમપ્રિય! વર્ષો પહેલાં આદર્શપ્રતિમાને પૂજનાર-નૈસર્ગિક સૌંદર્યનો ચારિત્ર સાથે સંયોગ જોઈ ઘેલો બનેલો-કલાવીર કાલિદાસ બોલ્યો તેમ. **शकुन्तला मुर्तिमतो च सत्क्रिया** ઓ પરવરદિગાર! આદર્શસ્વરૂપનો આવિર્ભાવ વિશ્વમાં હજારો વર્ષમાં ક્યારેક થાય છે? થાય છે, ત્યારે જન સમૂહ વર્ષો સુધી યાદ રાખે એટલો ઇતિહાસ, સાહિત્ય અને કલા મળે છે! અરે! મનુષ્ય જો મનુષ્ય હોય તો સાહિત્ય, કલા અને ઇતિહાસ એ તો માત્ર એની રમત છે!

**વસન્ત:**—બિપિન! પ્રિય! આદર્શ એ કલ્પના છે, ઘેલો ન થા! ઘરે જા! રાત્રિ ઘણી ગઈ છે તું કાલે આવજે.

**બિપિન:**—હું કાલે આવીશ, દિવસો સુધી આવીશ અને અનન્ત ઇતિહાસમાં ત્હારી સાથે જ રહીશ પરંતુ જ્યાં સુધી આ અર્ધ-તરસ્યાં, અર્ધદીન નયનો, અરે! વદન પર ઉડી રહેલ પવિત્ર રેશમ જેવાં ઝુલ્ફાં, અને સીધો પરંતુ કોઈ કાલ્પનિક રેખાથી-જરૂર અતિ જરા ઢળેલો

: તેવો અંગમરોડ, આ સુંદર વદન પર કોઇ નમૂનેદાર કલાવીરે, આબેહુબ છટાથી જરાતરા રે ! ન જરા પણ વધારે, ન સહેજ પણ ઓછી ફેરવેલી કિંચિત્ કિંચિત્ સર્વન સમાન પ્રસરેલી શ્યામ છટા ! એ હું ન ચિત્રું ત્યાં સુધી મ્હને આરામ નથી; જીવનમાં આનંદ નથી; આમાં આશા નથી; કામમાં ઉત્સાહ નથી. રસનુ-સૌંદર્યનું-ભાવનું આવું અનુપમ મિશ્રણ કરનાર ા અનુપમ ચિત્રકાર ! વસંતસેના ! તું એક મધુર સંગીત છે ! પરવરદિગાર ! ( આકાશ સામું જુએ છે. )

**વસન્ત:** ચિત્રકાર ! જા ! કાલે જરૂર આવજે. (જાય છે.)

**ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી.**

# કળા અને જીવન.

By Sachindra Nath Mukherjee, B. L.

( Associate Editor, ' Bengalee. ' )

" Art is a beautiful teacher
—the revealer of the soul of things."

... ... ...

" Art–the Vision of Bliss
—Harmonises man to peace."

... ... ...

કવિતા એ જીવનનું પ્રતિબિંબ છે તો કળા એ જીવનના આન્તર અર્થનું તથા એની આસપાસ વીંટી રહેતાં નૈતિક અને આધ્યાત્મિક મર્મોનું લાક્ષણિક સ્પષ્ટીકરણ છે. નિપુણ ચિત્રકાર પોતાની રંગભીની પીંછી ચિત્રપટપર નચવતે નચવતે બાહ્ય શણગાર અને શોભાથીએ વધુ કિમતી એવા ચિત્રીત વસ્તુના આત્માનું સૃજન ખડું કરે છે. સમાજ અને વ્યક્તિગત જીવનને માટે કળાની આ સૌથી મોટી ઉપયોગિતા છે. યુક્તિસર રંગની મિલાવટથી જો કળા ચિત્રને વાચા અને આકૃતિને આત્મા ન અર્પી શકે તો તે ફોટોગ્રાફીક ચિત્રના જેટલીજ અધોગતિએ પહોંચે છે. પ્રજાના બુદ્ધિવૈભવ તેની કળાકૃતિઓમાં આવિર્ભાવ પામે છે. ચિત્રકાર જે રંગ અને સૌંદર્ય પુરાં પાડે છે તેમાં પ્રજાના વિચારો, સંસ્કૃતિ અને ઐતિહાસિક લોકકથાઓ વ્યક્ત થાય છે. આ પ્રમાણે કળા અને પ્રજાજીવનને ગાઢો સંબંધ છે. જેઓ કળાને એ દૃષ્ટિએ નથી જોતા તેમની દૃષ્ટિ સંકુચિત અને ઉપરટપકેની છે. કળાના આ ઉંડા અર્થની અવગણના કરવામાં આવે છે ત્યારે એમાંથી કવિતા જતી રહે છે–જીવનનું ચેતન નષ્ટ થાય છે ને રસિકતા ઉડી જાય છે. સદ્‌ભાગ્યે હિન્દી કળામાં આ હેતુ સર્વોપરિ તરીકે વિરાજે છે. હિન્દી કળા એ

લોકોના વિચાર, સંસ્કારિતા, ઇતિહાસ, લોકકથા અને આકાંક્ષાના ઉભરારૂપ છે. કદાચ આમતેમ એવી કળાકૃતિઓ નીકળી આવશે કે જેમાં વાસ્તવિકતામાંજ માનનારા અને બાહ્ય દેખાવ ઉપરથી મન બાંધનારાઓની નજરે જોતાં જોઇએ તેવી ચોકસાઈ જળવાઇ નહીં હોય. આપણી કળા વાસ્તવિકતાની ઘેલછા સુધી નથી પહોંચી એટલું આપણું સુભાગ્ય! કળાકારે રચેલી સૌન્દર્યની મૂર્તિમાં પ્રજાનો આત્મા વ્યકત થાય છે. વર્ડ્ઝવર્થ કહે છે:—

"The light that never was on sea or land."

આવુંજ તેજ આપણી કળાકૃતિઓમાંથી નિર્ઝરે છે અને કીર્તિવન્તો પ્રજાનો આત્મા તેમાં પ્રગટ થાય છે.

એ દૃષ્ટિએ હિન્દી કળા પાસે જગત્ સમસ્તને પહોંચાડવાનો એક સ્પષ્ટ સંદેશ છે. માત્ર નામ તે બહારની આકૃતિજ નહિ પણ તેનો આત્મા અનાદિ કાળથી હિન્દનો મૂળ હેતુ છે. આ આત્માની શોધમાંજ હિન્દના પયગમ્બરો અને તત્ત્વજ્ઞાનીઓ, ઋષિઓ અને દ્રષ્ટાઓ, કવિઓ અને ચિત્રકારો ભૂતકાળમાં મચી રહેલા હતા. અને તેમના પ્રયત્નને પરિણામે આજે એ શોધે mystic significanceનું સ્વરૂપ પકડ્યું છે. આ આધ્યાત્મિક હેતુથી હિન્દી કળાને જુદી પાડવાથી એની સૌથી નિરાળી પડી આવતી યોગ્યતાને હાનિ પહોંચે છે. જે પ્રજાજીવનના વિધવિધ પ્રસંગોએ ઝીણામાં ઝીણી બાબતોમાં પણ ધર્મની આજ્ઞાને દેવઆજ્ઞા તરીકે સ્વીકારે છે તે પ્રજા માત્ર શારિરીક સૌન્દર્ય દર્શાવતી કળા ઉત્પન્ન કરે એ બનવું અસંભવિત છે. કલ્પિત અથવા વાસ્તવિક કળાના ઝગમગતા હાડમાં ગ્રીક લોકોની નજર બહારનાં રૂપ ઉપરજ પડતી. પણ એક હિન્દુ, રૂપ કે આકૃતિની કંઇ કિમત ગણતો નથી; તેને તો આત્માજ સર્વસ્વ છે. આત્માનું જે આન્તરસૌન્દર્ય સમજાવવા અને પ્રકટ કરવા હિન્દી કળાકાર શ્રમ લે છે તેનું, આકૃતિનું બાહ્ય સૌન્દર્ય તો માત્ર ઝાંખું પ્રતિબિંબજ છે. તેનું કાર્ય જ્યારે આત્માનું સ્વરૂપ બતાવવાનું છે ત્યારે પછી વાસ્તવિકતાની દ્રષ્ટિથી તેમાં ઝીણા ઝીણા દોષો રહી જતા હોય તો તે શી વિસાતમાં?

કુદરતની નિર્જીવ અનુકરણ કરવાનું દાસત્વ હિન્દી ચિત્રકારે બતાવ્યું નથી. હિન્દી ચિત્રકાર પોતાની અપ્રતિમ પીંછી વડે બહારના રસિક દેખાવોથી પ્રચ્છન્ન એવું આધ્યાત્મિક સ્વરૂપ દર્શાવે છે. યુગો થયાં હિન્દી કળાનો હેતુ વસ્તુનું આન્તરરહસ્ય ઉકેલવું; બાહ્ય સૌન્દર્યદ્વારા હૃદયસ્થ બોધ બતાવવો એજ છે. કલ્પના બળથી શોધી કહાડેલો આ બોધ પ્રજાના જીવનથી અસંબદ્ધ કે તરંગવાદીના માત્ર તરંગોજ નથી તેમનાં જીવન અને વિચારોને, તેમની ટેવો અને રીતરિવાજોને તે સજીવનતા અર્પે છે–તેમની બધીએ પ્રવૃત્તિને તે પ્રેરણામૃત પાય છે. એ વિચારો અને કલ્પના પ્રજાજીવનથી કેવળ નોખાં છે એમ ધારીએ તો એથી એની આખીય ઉપયોગિતા ઉડી જાય છે. વિચારો જીવનપર અવલંબે છે અને એને સમજવા માટે જીવનથી કંઇક ઉંચી દશાએ પહોંચવું પડે છે અને એના સર્વ ભેદ પામવા પડે છે.

આમાં કદાચ વિરોધાભાસ લાગશે પણ હિન્દી કળાના આદર્શનું ઉપજીવન પ્રજાનું સાદું જીવન છે એ તદ્દન સત્ય વાત છે. સામાન્ય અને ઉત્કૃષ્ટ વસ્તુઓનો જીવનનો કિમતી અનુભવ, હર્ષ ને શોક, મહદ્ ઇચ્છા ને આકાંક્ષા એ સર્વમાં આધ્યાત્મિકતાનું દર્શન થાય છે. અને એ સર્વની ગુંથણી અસરકારક લાગે છે. જીવનના તડકા છાંયડાને આધ્યાત્મિક રૂપ અર્પે એ ઇન્દ્રજાળ–જાદુગરી–ની તે શી વાત કરવી! હિન્દી કળા હિન્દી જીવનની સુસ્પષ્ટ સમજ આપે છે; અને એથીયે વધુ એમાં એની આધ્યાત્મિક આકાંક્ષાઓ વ્યકત થાય છે. દુન્યવી વસ્તુ અને સુખને માટે

જેમણે જરાયે ઇચ્છા નથી રાખી પણ જેમનું ધ્યેય આધ્યાત્મિક જીવનજ છે એવા આ દેશના લોકોના જીવન પર ચિત્રકાર પીંછીના લીસોટાની રમત માત્રથી પ્રકાશના પૂર વરસાવે છે. આ દેશના ઐહિક અને આધ્યાત્મિક જીવંનને જુદી પાડતી રેખા ( જો એવી રેખા અસ્તિત્વ ધરાવતી હોય તો તે ) તદ્દન ઝાંખીજ છે. અને હિન્દી બુદ્ધિચાતુર્યને વફાદાર કળાકારે જીવનનો અર્થ અને સંદેશ હંમેશાં આધ્યાત્મિકજ બતાવ્યો છે.

હિન્દુસ્થાનમાં કળા અને જીવન વચ્ચે જે નિકટનો સંબંધ આપણે જોઇએ છીએ તે પરથી દૃઢ આશા રાખી શકાય કે જેમ જેમ આપણું જીવન વધુ ઉન્નત, ઉમદા અને સંપૂર્ણ થતું જશે તેમ તેમ આપણી કળા એટલા તો ઉચા વિકાસક્રમે પહોંચશે કે જગત્ સમસ્તની પ્રસંશા મેળવવા આપણે ભાગ્યશાળી થશું. હિન્દમાં નવિન જાગૃતિના ચિહ્ન આપણે ચોદિશ જોઈ રહ્યા છીએ અને આપણું રાષ્ટ્રીય જીવન દિવસે દિવસે નિરોગી થઈ આશાજનક પ્રગતિ કરી રહ્યું છે ત્યારે આપણી કળા વિષયક પ્રવૃતિ સુપ્ત રહી શકે એ સંભવિત નથી. જેમ જેમ હિન્દ વધુને વધુ રાષ્ટ્રીયજીવન અનુભવતું જશે અને જેમ જેમ હિન્દી પ્રજા સ્વતંત્રપણે પોતાનું ભાવિ પોતાને હાથે ઘડી શકે એવી સ્થિતિ પર આવતું જશે તેમ તેમ હિન્દી કળાના ગુલામીના બંધ પણ ધીરે ધીરે છૂટતા જશે અને તે સમયની આપણી કળા પ્રજાના આત્માનો સ્વતંત્ર અને સંપૂર્ણ અવાજ હશે. પ્રજાની નસોમાં નવા લોહીનો વેગ વહી રહ્યો છે ત્યારે આપણી કળાઓ જડતા ધારી રહે એ સંભવતું નથી. સમાજના હૃદયમાં અદૃશ્યપણે કામ કરી રહેલી શક્તિઓને લીધે આપણી કળા નવયૌવનવતી થાય એવા ભવિષ્ય તરફ હાલ તો આપણે આશાભરી આંખો ઠારીએ છીએ. પ્રજાજીવનના વિકાસની અસર આપણી કળાપર પણ અવશ્ય થશે અને તેને પરિણામે શુષ્ક અને નિર્જીવ બનેલી આપણી કળામાં જ્વલંત ને જીવંત નવચેતન પુરાશે. સામ્પ્રત સમયમાં નવયુગની ઉષા જ્યારે દેશના આકાશમાં કુસુંબી રંગે ઝળહળી રહી છે ત્યારે તો એજ આશાયુક્ત પ્રેરણા આપણે ઝીલીશું. વિકાસક્રમની ઉંચી ટોચે પહોંચેલા આપણા સંપૂર્ણ અને સ્વતંત્ર જીવનનું પ્રતિબિંબ આપણી કળા કેવી રીતે પાડશે તે જોવાનું ઉજમાળું ભવિષ્ય હવે અતિ દૂર રહ્યું નથી કારણ કે

> " Dark Cloud ! thou must pass away
> To let in the flood of Light "

અનુવાદક—**મનુભાઈ કલ્યાણજી દેસાઈ.**

---

# ગ્રન્થ-વિવેચના.

## અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન. *

મનુષ્ય આત્માની ઉંડી મર્મો પકડવાના ત્રણજ દ્વાર આપણને પ્રાપ્ત છે:—મન, વાણી અને કર્મ. તેમાંપણ આત્માના સામર્થ્યનો ઓઘ જેટલું મન ઝીલે છે, તેનો ઘણો થોડો ભાગ વાણીમાં ઉતરે છે, અને કૃતિમાં તો તેનો શતાંશજ ઉતરે છે. આથી **તુરીયાંવાચં મનુષ્યા વદન્તિ** એમ વેદશ્રુતિ આપણને સ્પષ્ટ જણાવે છે કે વૈખરી વાણીમાં મનુષ્યો વાગદેવીના ચોથા ભાગનેજ પ્રકટ કરી શકે છે. હાલનાભૌતિક સ્વરાજ્ય મેળવવાના આવેશ વાળા સમયનાં ભેરીનાદમાં અભૌતિક અથવા અધ્યાત્મસ્વરાજ્યની સિદ્ધિ કરવાની દેવઘંટડી કોણ સાંભળે છે? ભૂતમાત્ર ઉપર સામ્રાજ્ય આપણું થાય તોપણ "અમૃતત્વથી આશા વિત્તથી નથી"-એવું મહર્ષિ યાજ્ઞવલ્કયની મૈત્રેયી પ્રતિની સનાતન સત્યની ઘંટડી આપણી પ્રજાના અંતઃકરણમાં ક્યારે વાગશે? બાહ્ય અથવા બહિઃપુરના તુમુલ યુધ્ધમાં જેમને ઉતરવું છે તે ભલે ભેરીનાદથી સમરાંગણમાં આવી પોતાના કર્મનું કોઈ "પુરૂષોત્તમને" ફલ નિષ્કામ ભાવે અર્પે; તેની ઉપયોગિતામાં અમારે વિવાદ નથી. પરંતુ બહિઃપુરનુંજ વીરત્વ છે એમ નથી પણ, અંતઃપુરનું પણ વીરત્વ છે. સૂર્યના બહારના દાહ-પ્રકાશની જેટલી ઉપયોગિતા છે તેટલીજ ઘરના અંદરના અગ્નિના દાહ-પ્રકાશની અગત્ય છે. સંસારયજ્ઞનો આરંભ ગાર્હપત્ય અગ્નિથી થાય છે, દક્ષિણ આહવનીય વિગેરે ત્યાર પછીના છે.

આધ્યાત્મ કાળની મધુર ઘંટડી ગુજરાતી ભૂમિમાં "અરવિન્દઘોષના તત્ત્વજ્ઞાન" થી વગાડવામાં આવી બાબુ અરવિન્દના નામથી ભાગ્યેજ આ જમાનાનો કોઈ સંસ્કારી મનુષ્ય અજાણ્યો હશે. તેમની વાણીના શાંત પરિભાવથી અને તેજસ્વિ તપથી ભારતવર્ષ એકરીતે પવિત્ર થયેલું છે. ગુજરાત સાથે તો તેમણે મમત્વનો સંબંધ બાંધ્યો હતો. અને વડોદરા કોલેજના સમર્થ અધ્યાપક તરીકેનાં તેમનાં સંસ્મરણો અદ્યાપિ ઘણા યુનિવર્સિટિમાં શિક્ષિત થયેલા મધ્યમાયુ પુરૂષોને તરવરતાં છે. તેઓનું રાજ્યતંત્ર સંબંધિ જીવન હાલતો અસ્તપ્રાય જેવું છે; પરંતુ તેમનું ધર્મતંત્ર જીવન પોન્ડીચરીની પરભૂમિમાં કોઈ નવા વેગથી ઝળકે છે. તે પરભૂમિમાં ઉગેલો સૂર્ય આપણી ભૂમિને તો 'આર્ય' નામના એક ઇંગ્રેજી માસિકથી અથવા અન્ય નિબંધો અને લેખોથી પરાવર્તન પામી પ્રકાશ આપે છે. તેમના વિચારોના પ્રકાશનું મુખ્ય સાધન ઇંગ્રેજી ભાષા છે, અને તે ભાષા ઉપર તેમની શક્તિ એટલી બધી કેળવાયલી છે કે માતૃભાષા તેમની તેજ કહીએ તો ચાલે.

---

* સચિત્ર. લે. મોતીલાલ જેઠાલાલ મહેતા. પ્રકાશક રમણીયરામ ગો. ત્રિપાઠી, મુંબઈ. મૂલ્ય. ૨-૮-૦

“આર્ય” નામના માસિકમાં સને ૧૯૧૬ થી સને ૧૯૧૯ સુધી પ્રસિદ્ધ થયેલા ઇંગ્રેજી નિબંધો અને લેખો ઉપરથી તેમના તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ ગુજરાતી ભાષામાં પ્રતિબિંબિત કરવાનો ઘણો સ્તુત્ય પ્રયત્ન રા. મોતીલાલ જેઠાલાલ મહેતાએ કરેલો છે. અઢીસો પાનાંની આ અમૂલ્ય અધ્યાત્મ વિચારોની મણિમાલા કંઠસ્થ ન થાય તો સ્મરણી તરીકે ફેરવવાની પ્રત્યેક ગુજરાતી વિચારશીલ વાચકને અમે ભલામણ કરીએ છીએ. ન્યુસપેપરનાં નિર્માલ્યથી અથવા નાટકો અને નવલકથાના મલિન જલથી જેઓ મનની શુદ્ધિ કરવા માગતા હોય તો તેમને તો આ ગ્રંથ કામનો નથી. તેમણે તો સુંદર આદર્શવાળા ન્યુસપેપરો, અને ઉંચા કલાવિધાનવાળાં કાવ્ય નાટકો વાંચવાં, અને તેમણે સાહિત્યના કંઈક ઉંચા ધ્યેયને સિદ્ધ કરવો. પરંતુ જેમને ઉપલક આનંદ આપનાર મનોહર સાહિત્ય કરતાં સ્થિર આનંદ આપનાર ગભીર સાહિત્યની તૃષ્ણા છે તેને અર્થે અમારું કહેવું છે કે આ ગ્રંથના વાંચન—અને અધ્યયનથી તેમની તૃષ્ણા ન્યૂનાધિક અંશે તૃપ્ત થશે.

ધર્મજ્ઞાન અને તત્વજ્ઞાનના સંબંધમાં વદનું જેટલું સહેલું છે તેટલું અનુવદન સહેલું નથી. પર ચિત્તના વિચારો જે વાણીમાં ઉતર્યા છે તેનુ યથાર્થ પ્રતિબિંબ પોતાના વિચારો અને પોતાની વાણીમાંથી પોતાના વિચાર અને વાણીના વલણ વિના પ્રગટ કરવું એ ઘણું કઠિન છે, તેમાં ઉભય ભાષા ઉપરના સમાન સામર્થ્યનો અને મૂલ લેખકના ચિત્ત સાથેના સમાન ધર્મના ઉદયની જરૂર છે. મી. મહેતાનો અનુવાદ મૂલ-પ્રકૃતિની સુંદર છાયા આપે છે, અને મૂલ લેખક પ્રતિનાં તેમના આદરે અને ભક્તિ તેમની ભાષામાં સાચો પ્રસાદ લાવી શક્યાં છે.

બાબુ અરવિન્દનું તત્ત્વજ્ઞાન જ્યાંસુધી તેમના સઘળા વિચારોનું એકીકરણ ન થાય ત્યાંસુધી સ્વતંત્ર દર્શન રૂપે ગણી શકાય તેમ નથી. અનુવાદક પોતે લખે છે કે —

“શ્રી અરવિંદ બાબુની ફીલસુફી યુરપમાં કાંઇક અંશે ડાર્વિનના મતને મળતી આવે છે, અને આંહી આપણા તૈત્તિરીય ઉપનિષદને મળતી આવે છે. ડારવીને મનુષ્યની ઉત્પત્તિની શોધ કરી છે જ્યારે અરવિંદે મનુષ્યની ઉત્પત્તિ ઉપરાંત, મનુષ્યની વર્તમાન સ્થિતિ શું છે અને મનુષ્યનું છેવટનું ધ્યેય શું છે તે પણ બતાવ્યું છે. સત, ચિત્ત, આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીર—આ સાત વસ્તુ છે. પહેલાં ત્રણ તે વસ્તુનું સ્વરૂપ છે; છેલ્લાં ત્રણ તે વસ્તુનાં રૂપ છે. વિજ્ઞાનમાં સ્વરૂપનો બંનેનો અનુભવ રહે છે.”

અનુવાદકના આ અનુમાન સાથે અમે સર્વાંશે મળી શકતા નથી. બાબુ અરવિંદના વિચારો જે વાઙ્મયમાં પ્રકટ થયા છે તે ઉપરથી અમારું અનુમાન તો એવું થાય છે કે ડાર્વિનના જેવો ક્રમિક ઉત્ક્રાંતિવાદ બાબુ અરવિંદને ઇષ્ટ નથી. તેમ તૈત્તિરીય ઉપનિષદની પંચકોશ વિદ્યા જે કોશ-ક્રમવાદ દરેલી છે તે પણ તેમની સિદ્ધાન્તરૂપે ઇષ્ટ હોય એમ જણાતું નથી. અપૂર્ણમાંથી પૂર્ણ ભાવ રૂપે વિકાસ પામવું એ પશ્ચિમનો ઉત્ક્રાંતિવાદ; અને સ્વયંસિદ્ધ પૂર્ણ અજ્ઞ-માયા વડે અપૂર્ણ જીવ-જગત્ રૂપે ભાસે એ કેવલ અદ્વૈતવાદ—એ બંને બાબુ અરવિંદના ઇષ્ટ જણાતા નથી. તેમના વિચારો દ્વૈત અદ્વૈત—અથવા સમુચ્ચયવાદ પ્રતિ તણાતા જણાય છે, અને યોગ (mysticism)ની છાયામાં દબાયા છે.

બાબુ અરવિંદ જગતને માયિક માનતા નથી, તેમ જડ અને અજડના—પ્રકૃતિ પુરુષના—દ્વૈતને પણ માનતા નથી. તેઓના અભિપ્રાય પ્રમાણે ઉપનિષદ્‌નો સિદ્ધાન્ત જ માયાવાદમાં નથી. "જ્ઞાન અને મોક્ષ"—ના પ્રકરણમાં શુદ્ધ અદ્વૈત અને કેવલ અદ્વૈતનો વિવેક કરવા બાબુ અરવિન્દ લખે છે કેઃ—

"ઉપનિષદ્‌નો ખરો અદ્વૈતવાદ કહે છે કે **सर्वं खल्विदं ब्रह्म** એટલે સર્વ એક છે એમ સ્વીકારે છે તે સર્વનું ઐક્ય કરે છે. ઉપનિષદ્‌માં આવેલ બ્રહ્મજ્ઞાન પરિપૂર્ણ છે અને ઘણું વિશાલ છે. તેમાં ચોખ્ખું લખે છે કે સત્, ચિત્, આનંદના ચિત્સ્વરૂપમાં તેના આખા સ્વરૂપનું જ્ઞાન સમાયેલું છે. અદ્વૈત સાક્ષાત્કાર કરી સચ્ચિદાનંદનું સ્વરૂપ જોતાં જણાશે કે જગતરૂપે આવિર્ભાવ થયેલ પણ પોતેજ છે, જીવરૂપે રમતા પણ પોતેજ છે, અને જીવ જગત્ ઉપર રહેલ શુદ્ધસ્વરૂપ પણ પોતેજ છે એમ **ત્રણ પ્રકારનો અનુભવ** થશે. આ વસ્તુસ્થિતિ અનુભવથી સાચી લાગે છે, અને તેથી તે મિથ્યા હોઈ શકે નહિ. એવી બે જૂદી સ્વતંત્ર વસ્તુ નથી કે જ્યાં એક શુદ્ધ બ્રહ્મ નિત્યસિદ્ધ સ્વયંજ્યોતિ છે અને બીજી માયા છે તે બ્રહ્મથી જૂદી છે, અને ફક્ત જીવ અને જગત્‌ને ઓળખાવે છે. એ તો દ્વૈતવાદ થયો. જીવ, જગત અને ઇશ્વર ત્રણે સચ્ચિદાનંદનું સ્વરૂપ છે અને સચ્ચિદાનંદનું જ્ઞાન થતાં ત્રણેનું જ્ઞાન થાય છે. જીવ અને જગત અને ઇશ્વરનું જ્ઞાન એક પછી એક એમ થાય છે એમ સમજવું નહિ પણ ત્રણેનો એક વખતે અનુભવ થાય છે. જીવ અને જગત પરિમિત સ્વભાવવાળાં હોવાથી તેનું જ્ઞાન સચ્ચિદાનંદમાં હોવાથી એમ ન સમજવું કે સચ્ચિદાનંદનું જ્ઞાન પણ તેવુંજ થઇ જશે. સચ્ચિદાનંદ પ્રભુને પોતાનું નિર્ગુણ સ્વરૂપ જોવા માટે જીવ-જગત વિષેનું પોતાના સગુણરૂપનું જ્ઞાન છોડવાની જરૂર નથી. તેથી જ્યારે સચ્ચિદાનંદ પ્રભુ મનુષ્યજીવને પોતામાં લઇ લે છે અને મનુષ્ય જીવ પણ તેના સ્વરૂપમાં વધે છે ત્યારે તેણે પણ જીવ વિષેનું પોતાનું જ્ઞાન છોડવાની જરૂર નથી. તેમજ જે પ્રભુસ્વરૂપમાં તે મળે છે તેની પ્રભુતા ભોગવવા પોતે લાયક નથી એમ પણ સમજવું નહિ. ખરી રીતે તો તે પ્રભુ બની પ્રભુતા ભોગવી શકે તોજ જ્ઞાન પૂર્ણ કહેવાય"......

ઉપરના અવતરણથી અમને તો સ્પષ્ટ જણાય છે કે માયાવાદના ખંડનમાં માયાવાદનું જાણે અજાણે પણ મંડન છે. બાર્કલીના વિજ્ઞાનવાદનો ઉપહાસ કરનાર એક વિચારકે કહ્યું કે જગત વિજ્ઞાનમય નથી, કેમકે બાર્કલી પોતાનું માથું ભીંત સાથે અથડાવે તો ખબર પડે કે બાહ્ય જગત છે. આ ઉપહાસમાંજ્મમાં વિજ્ઞાનવાદનું મંડન થયું હતું, કેમકે બાહ્ય ભીંતના અસ્તિત્વનું ભાન વેદના દ્વારાજ—જ્ઞાન દ્વારાજ થઈ શકે. જ્ઞાન વિના અર્થનું અસ્તિત્વ ગોચર થતું નથી એ નિશ્ચનનો ભંગ ભીંત સાથે માથું અફાળવાથી થઇ શકે તેમ નથી. તેવીજ રીતે જીવ, જગત્ અને ઇશ્વરની ત્રિપુટીનો સ્વીકાર અને તેના અનુભવ વડે માયાવાદનું ખંડન કોઇ રીતે થઇ શકે તેમ નથી. સચ્ચિદાનંદ પ્રભુની ત્રણ ભાવે પ્રતીતિ જો સમાન સત્તાવાળી સ્વીકારો તો શુદ્ધ અદ્વૈતનો ત્યાગ કર્યા વિના છૂટકો નથી; જો વિષમ સત્તાવાળી માનો એટલે કે જગતનું દર્શન અને જીવનું જ્ઞાન વ્યાવહારિક છે, અને પરમાર્થજ્ઞાનથી તે બાધિત થાય છે, અને જેવી બ્રહ્મની સત્તા છે તેવી સત્તા જીવ તથા જગતની નથી; તેમ શૂન્ય અથવા પ્રાતિભાસિક પણ નથી એવું માનો તો માયાવાદ ડોકીયું કાઢી ઉભો થાય છે જીવ જગત અને ઈશ્વર—એવો ત્રણ પ્રકારનો અનુભવ થાય છે, અને તે અનુભવ પ્રમાણથીજ વસ્તુસત્તાનો નિર્ણય કરવો હોય તો દ્વૈતવાદ અથવા વિશિષ્ટઅદ્વૈતજ ઉભું થશે તેથી શુદ્ધ અદ્વૈત નહીં રહે. માયાવાદમાં બૌદ્ધદર્શનના શૂન્યવાદનો અધ્યારોપ થવાથી કેવલ અદ્વૈતવાદ સ્થાપવો

ાયાવાદ ઉપર આક્ષેપોનો આડંબર થાય છે. અમને લાગે છે કે બાબુ અરવિંદની યોગદૃષ્ટિ. મને કાશ્મીરકોના ત્રિકદર્શન અથવા ઇશ્વરાદ્વૈતદર્શન પ્રતિ ખેંચી જાય છે.

પ્રભુની પ્રભુતા ટકાવવા જીવ અને જગતનું તેના સ્વરૂપ તુલ્ય અસ્તિત્વ ઉભું કરવું—એ ત્ત્વવિદ્યા- (Philosophy)નો પ્રદેશ નથી, પરંતુ દેવવિદ્યા (Theology)નો વિષય છે. "ભૂમા યવા બ્રહ્મ શામાં પ્રતિષ્ઠિત છે તો પોતાના મહિમામાં"—એવું ઉપનિષદ્ જણાવે છે. તે જીવ અને ગતથી પર વસ્તુનો પ્રબોધ કરે છે; અને તે પરબ્રહ્મજ અપરબ્રહ્મરૂપે પ્રતીત થાય છે. પરબ્રહ્મ જ્ઞેય કે અને અપરબ્રહ્મ ઉપાસ્ય છે, અને જે ઉપાસ્ય છે તેજ વસ્તુ ઉપાધિનો, ગુણોનો, અને આકૃતિનો ાધ કરવામાં આવે તો જ્ઞેય છે આવી મીમાંસા ઉપરજ તત્ત્વજ્ઞાન, અને ભક્તિ અથવા ઉપાસના કી શકે. જ્ઞાન અને ઉપાસનાનો અવિરોધ ત્રિપુટીના સમાન સત્યત્વ ઉપર ટકી શકે નહિ.

ઇશ્વરઅદ્વૈત અથવા શુદ્ધઅદ્વૈત જે બાબુ અરવિંદને અભિપ્રેત છે તેમાં "સર્વ વિરોધ મટી જાય છે અને સૌના જીવનના હેતુ અને કારણ સ્પષ્ટ થાય છે" એ નિર્ણય યોગપક્ષપાતી ચિત્તનો પ્રભાવ છે, પણ તત્ત્વપક્ષપાતી ચિત્તનો કહી શકાય નહિ.

આથી યોગદૃષ્ટિની અમે અવગણના કરતા નથી. યોગદૃષ્ટિ તત્ત્વદૃષ્ટિને ઉઘાડવામાં અમોઘ સાધન છે. યોગજ તત્ત્વદર્શનનું-વ્યવહારભૂમિકાનું બલ છે. તત્ત્વદૃષ્ટિવાળા યોગીજનો જેટલું જમતહીત કરી શકે તેટલું કેવલ યોગીઓ કરી શકતા નથી, તેમ કેવળ જ્ઞાનીઓ કરી શકતા નથી. આથી આત્મિક વિકાસના સાધનોમાં યોગને બાબુ અરવિંદ જે ઉંચું સ્થાન આપે છે તે પ્રત્યેક જિજ્ઞાસુએ સ્વીકારવા યોગ્ય છે. તેમના અભિપ્રાય પ્રમાણે શાસ્ત્ર ઉત્સાહ, ગુરૂ અને કાલ એ ચાર યોગનાં સાધનો છે. બાબુ અરવિંદના કેટલાકવિચારો ઘણા તત્વદૃષ્ટિના મર્મોથી ભરેલા છે, અને તેમનો યોગપ્રભાવ તેમની વાણીના સમુદ્રના ઉંડા તપમાંથી ઘણાં કીમતી મૌતિકો ખેંચી લાવે છે. નીચેના ઉદાહરણો અમારા આ નિશ્ચયને વ્યક્ત કરવા સમર્થ છે.—

(૧) "સમષ્ટિદૃષ્ટિએ જોતાં જગત જ્ઞાનમય-ચેતનમય પ્રભુનુજ શરીર છે."

(૨) "મન, પ્રાણ અને શરીરવાળાં મનુષ્યજીવનમાંજ મનની ઉપર વિજ્ઞાન અને સત્, ચિત્, આનંદ (આત્મા) રહેલ હોવાથી મનની ઉપરનાં ક્ષેત્રમાં મનુષ્ય ચડે ત્યારેજ તેનું જીવન પ્રભુમય થઈ શકે- ત્યારેજ પુરૂષ પુરૂષોત્તમ થઇ શકે"

(૩) "સચ્ચિદાનંદ ઇશ્વરના સ્વભાવમાંજ એક સ્વરૂપમાંથી અનેક રૂપે થવાનો ભાવ નિત્ય રહેલો છે એક સ્વરૂપે અને અનેક રૂપે બને રૂપે સાથે આનંદ લેવાનું તેની ચિત્તશક્તિમાં નિત્ય રહેલું છે."

"બ્રહ્મ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બનેને જાણે. બનેને સરખોજ આશ્રય આપે છે, પણ બંને સાથે કરીએ તેટલુંજ તેનું સ્વરૂપ છે એમ જાણવું નહિ. બંને એક એકને પૂર્ણ કરવા જરૂરી છે એ માટે રહેલ છે"

(૪) "શરીર એ માત્ર ચિત્તશક્તિની ગાંઠ છે."

(૫) "સામાન્ય એકાગ્રતાથી જ્ઞાન અલ્પ જ્ઞાન થાય છે."

"ઉગ્ર એકાગ્રતાથી જ્ઞાન અજ્ઞાન થઇ જાય છે."

(૬) "અજ્ઞાન એ એક જરૂરી વસ્તુ છે. જોકે તે ગૌણ છે. પરાધીન છે તોપણ ધાર્યું કાર્ય બરાબર પાર પડે કે માટે સર્વજ્ઞ પ્રભુએ તેને એક શક્તિ તરીકે રાખી મુક્યું છે. તે કંઇ પ્રભુના

ભૂલ નથી. તેથી પ્રભુની અધોગતિ થતી નથી. પ્રભુને અનેક રૂપ લેવા માટે તે તો એક ઉપયોગી સાધન છે."

(૭) "ક્રિયાના અમુક ભાગમાં આ પ્રમાણે જ્ઞાનને પરિમિત કરવું, એકાગ્ર કરવું, કે જેથી જ્ઞાન દેખાતું બંધ થઈ અજ્ઞાનનો દેખાવ થાય તે સર્વજ્ઞ પ્રભુના સ્વભાવમાં ન બને તેવી વસ્તુ નથી એટલુંજ નહિ પણ તેવી શક્તિ પણ તેનામાં હોય તે તેની પરિપૂર્ણતા સિદ્ધ કરે છે."

(૮) "નીચેનું જીવન ત્યજવાથી નહિ પણ તેને ઉત્તમ જીવનના રૂપમાં ફેરવવાથી જ આપણને ખરો આત્મધર્મ પ્રાપ્ત થાય છે."

(૯) "જેમ સમષ્ટિમાં વ્યષ્ટિ છે, જેમ સમષ્ટિ વ્યષ્ટિને ધારણ કરી રહે છે તેમ સર્વાતીત સ્વરૂપમાં સમષ્ટિ વ્યષ્ટિ બને છે અને તે બંનેને ધારણ કરી રહે છે. જેમ જીવ જગતનો ભાવ બતાવે છે તેમ જગત પણ ઇશ્વરના અનેક ભાવ બતાવે છે."

ઉપરનાં સૂત્રવાક્યો વડે સાચી ચિન્મયી દૃષ્ટિ કેવી હોય, પુરુષનો પુરુષોત્તમ ભાવ શી રીતે થાય, જગતસર્જનની લીલા કેમ હોઈ શકે, સર્વ વિરોધી ધર્મોનો બ્રહ્મમાં અવિરોધ કેમ થાય; શરીર ચૈતન્યનું પૂજ્ય મૂર્તરૂપ કેમ છે; નિરોધમાં લૌકિક જ્ઞાનના અભાવ કેમ થાય; અજ્ઞાન એ બ્રહ્મમાં દોષ નથી, પણ અલંકાર કેમ થાય; માત્ર પરિવર્તનમાંજ ઉત્કૃષ્ટ જીવનની કૂંચી શી રીતે રહેલી છે; અને વિશ્વમય, વિશ્વના અંતર્યામી, અને વિશ્વાતીત પરમાત્મા કેમ થાય–ઇત્યાદિ સિદ્ધાન્તો ચમત્કૃતિથી દર્શાવાયા છે, અને જેમની મૂલવાણીનાં મૌક્તિકો છે તેમને જેટલું માન ઘટે છે તેટલુંજ માન આપણી "ગરવી" ગુજરાતીના ઝવેરીને ઘટે છે.

અમે આશા રાખીએ છીએ કે મિ. મહેતા જ બાબુ અરવિન્દ ઘોષના વિકાસ પામતા અધ્યાત્મ દર્શનની સવિશેષ છાયા નવી નિબંધમાલામાં આપશે. અંતમાં ગ્રંથકારને અમે એક ઉપયોગી સૂચના કરીએ છીએ. બાબુ અરવિંદના તત્ત્વજ્ઞાનના વિચારોનું જ્યાં જ્યાં સજાતીયપણું આપણી ભૂમિના અથવા પાશ્ચાત્ય ભૂમિના વિચારક સાથે જણાય ત્યાં ત્યાં તેને તત્ત્વચિંતકપ્રતિ ધ્યાન ખેંચાય એવી નોટ આપે તો જેમને તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો ગુજરાતીમાં અભ્યાસ કરવો છે તેમને સમાન વિચારનું સાહિત્ય શોધતાં અડચણ પડે નહિ.

તા. ૨૧–૧૨–૨૦. —નર્મદ.

—— ૨ ——

# તાજ અને કવિ.

"Time has no pity for the human heart, he laughs
at its sad struggle to remember,
You allured him with beauty, made him captive and crowned
the formless death with fadeless form."—*Tagore*.

**તાજ**મહેલની અપૂર્વતા ઇતિહાસને પાને મૂખ્યત્વે બે સમુજ્જ્વલ રંગે રંગાયલી છે. એક એ મોગલ શહેનશાહત મારફત હિન્દે મેળવેલી બક્ષિસ છે. મનુષ્ય મારફત હિન્દને એનાં કુદરત ગૌરવમાં વધારો કરનારી જે બક્ષિસો મળેલી છે તે માંહેની **તાજ** એક છે. શિલ્પચાતુર્યનાં અદ્વિતીય નમુના તરીકે આજ પણ **તાજ**ની કીર્તિ જગમશહૂર છે. પૂર્વ તેમજ પશ્ચિમના સૌ કોઈ સૌન્દર્યગ્રાહી રસિકો **તાજ**પર દૃષ્ટિ કરતાં દિઙ્મૂઢ થઇ ઉભે છે. એની જાદુઈ પ્રભા અનુભવવા કેટકેટલા

કવિ-મુસાફરોને એણે ન્હોતર્યાં છે! એની આજુબાજુની કુદરતી રમણીયતાએ તાજના સ્ફટીક-સૌંદર્યમાં સંમિલિત થઇ કેટકેટલા કવિ-ચિત્રકારોની કળાને બહલાવી છે! બીજું તાજ એ સમ્રાટ શાહજહાનની "પાદશાહી દિલ-ચિતા" એ મુમતાજને અર્પેલી સ્નેહાંજલિ છે. 'અંગાગમાં માર્દવયુક્ત અને 'શીળો, મીઠો, અમૃતજ્યોત' છતાં જોનારને શાહજહાનની સ્નેહાંજલિનું સ્મરણ થયા વિના ન્હેતું નથી; ને પરિણામે હૃદયપર અત્યંત મધુર પણ દ્રાવક ને કરુણ છાપ રહી જાય છે. કાળને કાંઠે પ્રેમી પ્રિયતમાને હરેક ઉર્મિલ અંજલિ અર્પતો ચાલ્યો જાય છે—શું રાજા શું રંક. મનુષ્યજીવનની એ ઉંડી લ્હાણ તાજ દરેક પ્રેક્ષક હૃદયને પ્રત્યક્ષ કરાવે છે. યમુના તટની અપૂર્વ સુન્દરતા ને તાજનું નીતરતું લાવણ્ય, એ વિશિષ્ટતાઓમાં શાહજહાનના પ્રેમી હૃદયની ભક્તિમય વિશિષ્ટતા કરુણ માધુર્ય ઉમેરે છે. આમ એ ચિત્રમાં નવા રંગ પૂરાય છે. આ રંગોને ન્હાનાલાલના કવિહૃદયે કલ્પના અને સંગીતના પાસ આપી ગુજરાતના રસસાહિત્યમાં એક અનુપમ કાવ્યકૃતિ ઉમેરી છે.

× × ×

કવિ ન્હાનાલાલનું 'તાજમહેલ'નું આખું કાવ્ય* વાંચી રહયા પછી એક ચિત્ર મનઃચક્ષુ આગળ ખડું થાય છેઃ ચન્દ્રિકાચ્છાદિત વિશાળ પ્રદેશ, તેમાંથી વહી જતી શ્યામલ યમુના, તેને કિનારે અદ્ભૂત તાજ, અને દૂર ઉભો ઉભો તાજ તરફ મુગ્ધ ભાવે જોઇ રહેલ કોઈ ધ્યાનસ્થ રસયોગી. એ ચિત્ર તે, 'તાજમહેલ'નાં કાવ્યનું કવિત. એ આખું ચિત્ર ઉત્પન્ન કરવાને કવિએ કલ્પનાની પીંછીથી બીજાં આછાં આછાં ચિત્રો કાવ્યમાં આલેખ્યાં છે.

પણ 'તાજમહેલ'નું આખું કાવ્ય એ આછાંઆછા ચિત્રોનુંજ બનેલું નથી. કાવ્યની ખરી ખૂબી એમાં ધયલું રસનું તત્ત્વચિંતન છે. એ ચિંતન તથા ઉપર જણાવેલાં કલ્પનાત્મક ચિત્રોનું યુક્તિપૂર્વક મિશ્રણ કરવામાં જણાતી કવિની કૂશળ કળા આપણને આશ્ચર્ય પમાડે છે.

કંઇક સમય સુધી મૂકભાવે તાજને નિહાળ્યાં કરી અંતે હૃદયના ભાવ હૃદયમાં ન સમી શકતાં પૂછાઇ જવાતું હોય તેમ એ અધીર રસયોગી પ્રશ્નાવલિ રજૂ કરે છે

આ તેજ શું મંડપ નિત્ય લગ્નનો?
કે ભસ્મરાશી પિયુ પ્રેમભગ્નનો?
આ તાજ શું એ મુમતાજનો? સખે!
કે સ્નેહનાં પંખીની વાસ પેટિ કો?

ને એ ચાર પ્રશ્નો હૃદયમાં અદ્ભૂત ભાવનાઓ ઉત્પન્ન કરે છે. લગ્ન પ્રસંગે પ્રેમીઓનાં દિલમાં જે ઉછળતો પ્રેમ હોય છે તેવોજ પ્રેમ જેમનાં દિલનાં જીવનાન્ત લગી રહેલો તેનાં સ્મરણરૂપે તો આ મંડપ નહિં હોય? એવો યોગીને પ્રશ્ન થાય છે. વળી વિચારે છે કે 'પ્રેમ નહિ, કોઇ હતાશ થયેલ પ્રેમીની ભસ્મનો એ ઢગલો હોય?' આ બે પ્રશ્નોના જવાબ મળે ન

---

* આ કાવ્યસુમન 'હિન્દુસ્થાન'નાં એક દીપોત્સવી અંકમાં પ્રગટ થયું હતું. કેટલાક રસિયાંઓએ એનો રસ ઝીલ્યો હતો ને લાંબો વખત થયો છે છતાં હજીએ કેટલાક કળાવિલાસી પુરૂષો ને સંગીતાવતારી સુન્દરીઓ તેનો ટહૂકાર ઝીલે છે, એમ અમને જણાય છે. પણ કેટલાક રસભૂખ્યાં સજન-સજનીઓ રસવિહોણાં રહી ગયાં હતાં આથી આ અંકમાં પુનઃ તેને પ્રગટ કર્યું છે.

—તંત્રીઓ.

મળે તે પ્હેલાં બાળક જેવો બેધ્યાન, ધ્યાનસ્થ રસયોગી વિશેષમાં પૂછે છે કે એ મુમતાજનો તાજ, કે પછી સ્નેહનાં પંખીની વાસયષ્ટિ? રસયોગીના એ પ્રશ્નોના શા જવાબ? અખંડ પ્રેમનું એ સ્મૃતિચિન્હ છે, પ્રેમમગ્ન થયેલ પ્રણયીનાં હતાશ દિલનો એ તાદ્દશ ચિતાર છે, મુમતાજના તાજ જેવો છે, સ્નેહનાં પંખીના વાસ એમાં નહિ તો બીજે કયે સ્થાને હોઇ શકે? તાજ એ બધું છે. પણ યોગીને તો તાજ પ્રેમભગ્ન પિયુના ભસ્મરાશી સમોજ ભાસે છે–જગતના સહુ પ્રેમીઓના હૃદયના ભાવ શાહજહાંન તાજનાં સ્વરૂપમાં પ્રકટ કરતો હોય એમ એને લાગે છે.

એવામાં યોગીની દૃષ્ટિ યમુના તરફ જાય છે. યમુનાનાં દર્શનથી કૃષ્ણની પ્રેમમય જીવનલીલાનું એને સ્મરણ થાય છે, ને જે સ્થળે એક સમયે રસેન્દ્ર કનૈયો પ્રણયલીલા કરી ગયો ત્યાંજ સૌન્દર્યનાં–જગતની કવિતાનાં પુષ્પ જેવા તાજમહેલને ઉભેલો જોઈ સાનંદાશ્ચર્ય થાય છે. એ કહે છે કે રસપ્રદેશનાં વિહરતાં પ્રણયીઓને તાજ માર્ગદર્શન કરાવી રહ્યો છે.

તાજનું ધ્યાન ધરી રહેલા યોગીને યમુનાનાં જળ રાધાકૃષ્ણની પ્રેમકથાનું સ્મરણ કરાવ્યાં કરે છે. આજ સ્થળે રાધાએ ને કૃષ્ણએ પ્રેમલીલા કરેલી, ને યમુના નદી હજીયે તેનાં ગીત ગાય છે; આજ સ્થળે આ પાષાણો–તાજમહેલ ઉભો રહી સુજનજૂના પ્રેમમન્ત્રો ભણે છે. હૃદયના ભાવોને દેશ–કાળના ભેદ નથી. તે તો સર્વત્ર સર્વદા એક સરખાંજ હોય છે તેનું આ વાંચી આપણને ભાન થાય છે. જે યમુના રાધા કૃષ્ણનાં ગીતો ગાઇ રહી છે તેજ યમુના શાહજહાંન ને મુમતાજનાં પણ ગીતો ગાય છે;—પ્રેમમાં જાતિભેદને સ્થાન નથી. 'પ્રેમીના કર્ણમાં તો' શ્રીમતી સરોજીની નાયડુ કહે છે તેમ 'મન્દિરના ઘંટ તથા મુસ્લાંની બાંગ સરખીજ અસર કરે છે.'

આનંદની પ્રત્યેક ક્ષણ શોકની ઉત્પાદક હોય છે તેમ તાજની રમણિયતામાં તલ્લીન થયેલ રસયોગીને

> '—આ મધુર મૂર્તિ પછાડી છૂપ્યા
> ઘેરા અનેક દુખરંગ દીસેજ ડૂબ્યા' (નરસિંહરાવ)

ને સંસારની વિષમ ઘટનાઓનો વિચાર આવે છે. કાળ તથા સર્વભક્ષી યમની યન્ત્રણાથી થતા ઉત્પાતોનું સ્મરણ એને થાય છે. પણ તે સાથેજ એને ભાન થાય છે કે દયામય પ્રભુએ સંસારમાં સુખદુઃખનું મિશ્રણ કરેલું છે; પ્રિયજનો તથા મૃત્યુ પામેલ સ્વજનોનું સ્મરણ કરવાની શક્તિ આપણી પાસ રહેવા દઇને, તેમને આપણા ઉરપ્રદેશમાં વાસ આપવા દઇને તેમના વિયોગનું દુઃખ ઓછું કરેલું છે. પણ અહીં પ્રશ્ન થશે કે જરા પણ દુઃખ આપવાનું કારણ શું? આનો જવાબ 'સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ' એ જાણીતી કહેવતમાંથી મળી શકે છે; કંઇક આવાજ ભાવથી પ્રેરાઇને 'સ્મરણસંહિતા'ના કવિ પોતાનાં કાવ્યમાં દુઃખ તથા મૃત્યુને વ્હાલભર્યાં આમં-ત્રણ દે છે!

રસનાં મૃત્યુ નથી, સૌન્દર્ય ને સ્નેહ મૃત્યુથી અજીત છે, સંસાર–સાગરમાં સુધાને વિષનાં મિશ્રણ છે, એટલું જાણ્યાં છતાં રસયોગીનો શોક મટતો નથી. એ તો જગતને મધ્યાહ્નની ઝાળથી ભરેલું દેખે છે, પાદશાહોના દિલે પણ ચિતા સળગતી જુએ છે ને પૂછે છે કે

> 'શું પાદશાહીય દિલે ચિતા? અરે!'

પણ પછી કુદરતની રીતિ સર્વત્ર એવી જોઇ,

> 'જ્વાલામુખી જો! સળગે સુધાકરે.'

એમ બોલી આશ્વાસન મેળવતો લાગે છે.

આ પછી રસયોગીને પ્રશ્ન થાય છે કે

'શું છે, કહો ! વિશ્વના મહેલે પ્રેમનો ચંદ્ર કે ચિતા ?'

આનો ઉત્તર એની પહેલાંની ચાર લીટીઓમાં છે. રવિ અનેક વેળા ઉગે છે ને આથમે છે, યમુનાની પણ અનેક ઉર્મિઓ આવીને જાય છે, પણ પ્રેમનો દીવડો તો સહુનાં ઉરમાં અખંડ બળ્યાં કરે છે. જે અખંડ બળ્યાં કરે છે તેની ચિતા ન હોય, જે શીળો, મીઠો હોય તે ચંદ્ર સમોજ હોય. સાચા પ્રેમીને પ્રિયજનનો વિયોગ થતો હશે, જીવનભર જગ સરખોયે મેળાપ નહિ થતો હોય, પણ તેથી કંઈ તેના પ્રેમની ચિતા નથી થઈ જતી; તેનો પ્રેમ તો અખંડ રહે છે, ને તેને તો વિરહદુઃખમાં પણ કોઈ પ્રકારનો અકથ્ય આનંદજ થાય છે. એવાના પ્રેમની ચિતા કોણ ખડકી શકશે ? તાજ પણ એજ વાતની સાક્ષી પૂરે છે. શાહજહાંન ને મુમતાજનો મૃત્યુએ વિયોગ કરાવ્યો, પણ કોણ કહેશે કે એમના પ્રેમની ચિતા ભડભડી ઉઠી ? શાહજહાંનનો અદ્‌ભુત પ્રેમ હજી પણ શું જગતને આશ્ચર્યચકિત નથી કરી રહ્યો ?

મહાભાગ અકબર ચાલ્યો ગયો, મહાન વિજેતા બાબર નથી રહ્યો, સૃષ્ટિના પ્રકાશ સમી નૂરજહાંન પણ કોણ જાણે ક્યાં ગઈ, પણ

'ઉભાછ આ કિર્તિથંભ પ્રેમના.'

તો પછી, એ તાજ શેનો--?

'પ્રેમની કવિતા કેરો ? કે એ જાહોજલાલીનો ?<br>
સૌન્દર્યનો ? કલાનો ? કે તાજ એ મુગલાઈનો ?'

તાજને જોઈને મુગલાઈનો કે મુગલ સામ્રાજ્યની જાહોજલાલીનો વિચાર આપણને નથી આવતો; એને જોઈને તો શાહજહાંનના અદ્‌ભુત પ્રેમનુંજ સ્મરણ થાય છે; એ પ્રેમની કવિતાનોજ એ તાજ છે. ને પ્રેમની કવિતામાં સૌન્દર્ય ને કલાનો સમાવેશ નથી થઈ જતો ?

અહીં યોગી ધ્યાનમાંથી જાગ્રત થાય છે ને કંઈક જૂદેજ રૂપે તાજને જુએ છે. કુમારી જેવી કોમળાંગી, પાનેતર ધારણ કર્યું હોય એવી શોભી રહેલી શૃંગારલીલા મુમતાજ તાજરૂપે હસતી હોય એવું યોગીને લાગે છે. અને એ રસપૂજક યોગીને એ ઘડીએ સૌન્દર્યમૂર્તિ નૂરજહાંનનું સ્મરણ થાય છે મુમતાજ કરતાં નૂરજહાંન સુન્દર હતી એમ ઇતિહાસ કહે છે. મુમતાજ આટલી સુન્દર હતી તો નૂરજહાંન કેવી હશે ? એવો પ્રશ્ન યોગીનાં મનમાં ઉદ્‌ભવે છે. આનો જવાબ 'ઉષા'ના નાયકના શબ્દોમાં કંઈક ફેરફાર કરીને આપી શકાય કે 'મુમતાજ સૌન્દર્યનો અવતાર હતી, નૂરજહાંન સૌન્દર્ય પોતેજ હતી.' વળી તાજનું રૂપ બદલાય છે ને રસયોગી દેખે છે કે

'પ્રેમની ભસ્મ ધારીને દિગન્તે માંડી આંખડી,<br>
પ્રેમની જોગણ કે આ જૂવે બ્હાલાની વાટડી.'

ચિત્રકાર આદર્શ મૂર્તિ ચિતરવા અવનવી ગડમથલ કર્યા કરે છે. સ્નેહીને પ્રિયતમાનું વર્ણન કરવાનું કહો તો એની કલ્પના સૃષ્ટિથી તરી, સર્વત્ર ફરી વળશે ને જેમતેમ કંઈક સંતોષકારક સત્ય બતાવવા મથશે. તાજના કાવ્યમાં આવીજ અસ્થિરતા દૃષ્ટિએ પડે છે. એક ચિત્ર કલ્પનાથી કવિનું હૃદય સંતોષાતું નથી. એની કલ્પના તો અગાડીને અગાડી દોડ્યાજ કરે છે. ઉંચા મિનારારૂપી હાથોમાં માથા પર ઘુમ્મટરૂપી હેલ પકડી રાખી, સાડી ચોક રૂપી સંકેલ ઢાળતી ત્રોજ રસીલી નિતંબાસ ખેલતી હોય એવો તાજ દીસે છે. જે સ્વર્ગ કાવ્યની પહેલી લીટીનાં

'નિત્યલગ્ન' શબ્દથી થયલું ઉપર જોયું તેજ સૂચન અહીં 'નિત્યરાસ' શબ્દથી કરવામાં આવ્યું છે.

કવિવર રવીન્દ્રનાથ કહે છે કે કામના એ પર્વતમાંથી નીકળતાં ઝરણાં જેવી છે, ને પોતાના ઉત્પત્તિસ્થાનમાં ગોંધાઈ રહેવાની ના પાડે છે; ગમે તે રીતે એ બહાર નીકળી જાય છે. કામનાને વિષે જે કહ્યું છે તે રસ માત્રને લાગુ પડે છે. રસ ઉત્પન્ન થતાં તેનો ઉપયોગ ન થયો તો વધારે ને વધારે બળવાન થાય છે ને અંતે પ્રેમમાં તેનું રૂપાંતર થાય છે. રસયોગી આ વિચાર ને તાજને બતાવી ગાય છે કેઃ

"વણુમાણ્યા રસો વાધી પ્રેમરાશી બને સખી !
એ મહાસત્યની જો ! આ પ્રતીતિ પ્રેમીએ લખી."

કાળના પ્રભાવે શાહજહાંન તથા મુમતાજ મૃત્યુને બે કિનારે વિખુટી પડેલ ચકવાની જોડીની પેઠે રહ્યાં. પણ અદ્વૈતનાથથી–પ્રભુથી એ દ્વૈત ન સ્હેવાયું ને બન્નેને તાજરૂપે એક કરી દીધાં. એ તાજ પૂર્ણિમાની રાત્રિએ ચન્દ્રિકાચ્છાદિત પ્રદેશમાં ચંદ્રતેજનો ઢગલો હોય એવો દેખાય છે; એ તાજ દંપતીપ્રેમની પૂર્ણિમા સમો છે. રસયોગી એનાં અદ્ભૂત સૌન્દર્યથી મુગ્ધ થઈ જાય છે એની દ્વારા પ્રકટ થતી પ્રેમની અનેરી ભાવનાથી એનું હૈયું ઉછળી રહે છે ને અંતઃકરણના આશીર્વાદ એ ઉચ્ચારે છે:

"પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ શી, સખે !
દંપતીપ્રેમની નિત્યે પૂર્ણિમા તપજોજ તે."

કાવ્ય પૂરૂં થાય છે. અંદરનાં આછાં આછાં ચિત્રો, રસનું તત્વચિંતન, વગેરે ધીમે ધીમે તાજમાં સમાઈ જતાં લાગે છે ને અંતે એક ચિત્ર દૃષ્ટિ આગળ તરવર્યાં કરે છે : ચન્દ્રિકાચ્છાદિત વિશાળ પ્રદેશ, તેમાંથી વહી જતી શ્યામલ યમુના, તેને કિનારે અદ્ભૂત તાજ, અને દૂર ઉભો ઉભો તાજ તરફ મુગ્ધ ભાવે જોઇ રહેલ કોઈ ધ્યાનસ્થ રસયોગી. મનુ.

---

જેમ અન્નનું સેવન આપણે દરરોજ જાણી જોઇને કરીએ છીએ, પરન્તુ તેને પાચન કરવાની અને શરીરના જુદા જુદા ભાગમાં પહોંચાડવાની ક્રિયાઓ તો એની મેળેજ થાય છે; તેવી રીતે ઐક્ય અને પૂર્ણતા, ભક્તિ અને ઇશ્વરત્ત્વમાં ચિત્ત લીન થતાંજ સર્વ ભેદ અને આવશ્યક ફેરફારોની વ્યવસ્થા એની મેળે જ થશે. ઇશ્વરી નિયમો–કુદરત પોતે તે કરી લેશે જ.

—રામતીર્થ.

જે પોતાની મહેનત નિરર્થક ગુમાવે છે અને જીંદગીમાં પોતાનો આદર્શ ભૂલ્યા છે એવા કોણ છે ? જેઓ માને છે કે તેઓ આચરણ કરે છે એ ખરૂં છે.

—કુરાન.

ફક્ત પ્રેમજ પ્રેમની પોથી ઉપર સરળ બનાવતી ટીકા કરી શકે છે.

—જલાલુદીન રૂમી.

# ટીકા અને ચર્ચા.

## " ગુજરાતનો નાથ. "

રા. ચેતનના અધિપતિ જોગ,

'ચેતન'ના ડીસેંબરના અંકમાં રા. મુકુલે 'ગુજરાતના નાથ' પર ટીકા કરી મને ઉપકૃત કર્યો છે. તેમાં મારા મીત્ર રા. પ્રાણલાલ હીરાભાઈ દેસાઈની ટીકાને અનુસરીને તેણે તે વાર્તાનો મોટો દોષ ઇતિહાસ અને ભૂગોળનું મારું અજ્ઞાન છે એમ સૂચવ્યું છે. મારા લેખોની સમાલોચના નો ઉત્તર આપવો નહિ એવી મારી ટેવ છે છતાં એ ટેવ છોડી એ વિષેનું બે બોલ લખવા માગું છું.

જે સમયનો ઇતિહાસ સંપૂર્ણ રીતે મોજુદ નથી તેની ભૂગોળ હોઇ શકે જ નહિ; અને તેથી તે વિષે જ્ઞાન પણ સંભવતું નથી. પણ સરસ્વતી નદીમાં નાવો તરાવવા ઉપરથીજ મારા અજ્ઞાનની કસોટી કરી હોય તો તે વાસ્તવીક નથી.

રા. પ્રાણલાલ અને રા. મુકુલ, હાલની સરસ્વતી જોઈ તે ઉપરથી અગીયારમાં સૈકાની સરસ્વતીના પ્રવાહનું માપ કાઢતા હોય તો તે ખોટું છે, કારણ કે "'ગુજરાતના નાથ'"માનાજ એક પાત્રે તે વખતની નદીનું વર્ણન આ પ્રમાણે આપ્યું છે.

"रोदस्यौ पावयन्त्येतौलयन्त्यौ धाम्नि नायिनी ।
अन्व्येतिवृत्ता आलयत्र गम्य नाम्न सरस्वती"

(हेमाचार्य कृत द्व्याश्रयमहाकाव्य-सर्ग १, श्लो २३)

અભય તિલક ગણિની આ ઉપર ટીકા આ પ્રમાણે છે

अत्र पुरे ब्राह्मी प्रजार्णोऽपत्यं सरस्वत्यस्ति। कीदृशी। × × गव्यं सुस्वादु शीतलं शुभपरिणाम त्वादिना गाम्भीर्यं हिंसनाव्यं च अगाधत्वा न्नावातार्यं च जलंयस्या सा।

આથી અગીયારમાં શતકમાં સરસ્વતીમાં હોડી ચાલતી હતી એમ પત્રક્ષ જોનારના પુરાવાથી સાબીત થાય છે; અને રા. દેસાઇ અને રા. મુકુલની ટીકા આધાર રહીત છે. એજ.

બાબુલનાથ રોડ,<br>મુંબાઈ.<br>તા. ૨૪-૨-૨૧

લી°<br>કનૈયાલાલ મા. મુનશી.

(૨)

## 'ગીત' કહેવાય ?

'રસગીતો' દીપોત્સવીએ બહાર પડ્યું. ત્યારથી અત્યાર સુધીમાં તેના ઉપર ઘણીક ચર્ચા થઇ છે. આ વિષે કંઇ પણ કહું તે પહેલાં એક બે વિગતો ધ્યાનમાં લેવી જરૂરી છે. એક તો એ કે જીવનના બીજા વિષયોમાં, તેમ આ ચર્ચાઓમાં પણ મુખ્ય બાબત કરતાં ઉપલક બાબત ઉપર જોઇએ તે કરતાં તથા ધારવા કરતાં વધારે ઉહાપોહ થયો છે. ટીકા વિષે કંઇક ધારણા તો અમે બાંધી હતી. પ્રથમ તો અત્યાર કરતાં વધુ મ્હોટા કદનો સંગ્રહ પ્રગટ કરવા માટે

સ્વ. હાજી મહમ્મદે માંગણી કરી હતી. તે વખતે—અને એમને હાથ તો હવ સદાન માટે—કંઇક કારણોથી તે વાત મુલતવી રાખવી પડી ને એ મ્હોટા સંગ્રહમાંથી આ ૨૨ લેખનો ન્હાનો સંગ્રહ બ્હાર પાડવાનું નક્કી થયું. ત્હારે પ્રશ્ન એ થયો કે મૂળ નામ—"વનવનની વેણુ"—આ ન્હાના સંગ્રહ માટે રાખવું કે મ્હોટા ? એક દિવસે હું મુંબઇ જવાનો હોવાથી મ્હારા સ્નેહીઓ એકઠા મળ્યા હતા. તે વખતે સંગ્રહના નામની વાત નીકળી; બે ત્રણ નામોનાં સૂચન પણ થયાં. અન્તે અકસ્માત મ્હેં 'રસ-ગીતો'ની દરખાસ્ત મૂકી જાણે કંઇક ધરતીકંપ થયો હોય તેમ બધા ખળભળી ઉઠયાં; એકે સ્હામું જોયું; બીજાએ આંખ્યો ચોળી; એક પ્રકૃત્તિ-વૃધ્ધે વૃદ્ધને છાજતું કંઇક કહ્યું. પણ તે યુવકોનું મંડળ હતું. બધા હાંસીના થયા. દુનિયા કેવો 'ખળભળાટ' કરી મૂકશે તેની કલ્પનાઓ થવા માંડી. વૃધ્ધોની કચેરીમાં ઉછરતા લેખકો-યુવાનોનો ઉપહાસ થાય છે તેટલો બધો અક્ષમ્ય તો નહીં, પણ યુવાનોની મંડળીમાં વૃધ્ધો વિષે ક્ષમ્ય એવી કંઇક કલ્પનાઓ થઇ. 'ગદ્ય-કાવ્ય'ને 'ગીત' કહેવાથી ફસાણા સાક્ષરશ્રીની અસ્વસ્થ પ્રકૃતિના વખતે એમના હૈયાંને કઠોર આઘાત થશે, એવું પણ એકે હાસ્યમાં સૂચવ્યું. આ કલ્પનાઓ—આ તર્કવિતર્કો તે 'આવતી કાલના' ટીકાકારોના આવતા પડછાયાઓ. બીજું એ કે એ જુદી જુદી ચર્ચા કાંતો વિરોધ-કે મિત્ર ભાવે થયેલ છે અથવા તો 'મ્હોટા' એ આપેલા અભિપ્રાયના વાજામાં કેટલાકોએ પોતાનો સૂર મિલાવ્યો છે; એટલે કે "ગમે તે માની બેસવું એ એક વાત છે; ગમે તે લખી કહાડવું એ જુદી વાત છે. અને વસ્તુનાં તત્વો તપાસી અભિપ્રાય બાંધવો ને જણાવવો એ કંઇક જુદીજ વાત છે. ઉપર જણાવેલા ટીકાકારોના ત્રણ વર્ગમાંથી બે વર્ગને આ ઉત્તરમાંથી કંઇજ પણ જડી આવશે નહીં; કારણ કે વિરોધવ્રતીઓને ઉત્તર આપવાની મ્હને ટેવ નથી. સામાન્ય વિષયોની ચર્ચા સાથે અંગત સંબંધ જોડી દઇ લ્હડી પડવું એ તેમની ટેવ છે. ત્રીજા વર્ગનો ઉત્તર એમના 'મ્હોટા'ઓના ઉત્તરમાં સમાઇ જશે. વિષય હાથ ધરતા પ્હેલાં મ્હારે એ પણ જણાવવું જોઇએ કે આ ઉત્તર 'ગીત' શબ્દના પ્રયોગનો સાચો કે ખોટો બચાવ નથી. ફક્ત, વિગત ધ્યાનમાં લઇ એનો ઉપયોગ મ્હેં કર્યો હતો એટલુંજ જણાવવાનો હેતુ છે.

"ગદ્ય-કાવ્ય" માટે 'ગીત' શબ્દનો આ દુરૂપયોગ છે, એ હું પણ સ્વીકારી લઉં તે પહેલાં એક પ્રશ્ન પૂછવાની જરૂર પડે છે. એ દુરૂપયોગ છે એમ લગાવાય તે શા આધારે ? ગીતનું જે રૂપ આપણે સ્વીકારી લીધું છે તેવું તેનું કદ અને રૂપ નથી, તેથી કે 'ગીત'નાં જે તત્વો આવશ્યક છે તેનો એમાં અભાવ જણાયો છે ? જો પ્રથમ ઉત્તર હોય તો સ્વભાવિક રીતે પ્રચલિત નિયમોની આપખૂદી સત્તા ને શાણપણ આગળ બહુ ઓછુંજ કહેવાનું રહે. તોયે એટલું તો કહી શકાય કે આપણી માન્યતા-સર્વસિદ્ધ થયલા નિયમો પણ બદલાય છે—બદલી શકાય છે ખરા. 'The old order changeth yeilding place to new.' જે કાળમાં વૈદકનાં સૂત્રો પણ 'છંદ-રોગ'માં રચાતાં તે કાળમાં તો કાદંબરી જેવાં પુસ્તકને કોઇ 'કાવ્ય' કહેવા આવે, કાદંબરીના પાનભર્યાં સમાસો ને મ્હોંભરી શબ્દયોજનાને કાવ્ય-સૃષ્ટિમાં સ્થાન અપાવવા આવે તો તે કેવળ ધૃષ્ટતાજ ગણાત. અને છતાં 'કાદંબરી' રચાયું, ને ધીરે ધીરે લોકોએ તેને 'કાવ્ય'ની ગણનામાં સત્કાર્યું પણ ખરૂં. ચોક્કસ વર્ષપર 'ગદ્ય-કાવ્ય' જેવું કયાંયે સંભળાતું હતું ? ગુજરાતી સાહિત્યના કેટલા વાંચકને અત્યારે તેની ખબર નથી ? પરન્તુ કદાચ આ ચર્ચા નિરર્થક લાગશે. એક અવલોકન કરનાર મિત્રે લખ્યું છે કે 'નવિનતાને ખાતરજ નવિનતાને નહીં સત્કારવી' એવો તેમનો મત નથી, એટલે

કે 'રસ–ગીતા'માં તો 'ગીત'નાં તત્ત્વોનોજ અભાવ છે અને તેથી તે શબ્દનો દુરૂપયોગ થયલો જણાય છે જો 'ગીત'નાં તત્વો કોઇ વસ્તુમાં જણાય તો સ્વીકારાયલા 'સિદ્ધાંત' છતાં તેને ગીતસૃષ્ટિમાં પ્રવેશ મળે. તો પ્રશ્ન એ થાય છે કે 'ગીત'નું મુખ્ય તત્વ કયું ? આપણે કહીએ છીએ, આપણાથી કહેવાઇ જાય છે કે કોયલ ગાય છે, ઝરણનાં ગાન–ગીત. તો અલબત્ત કોયલ કે ઝરણ કંઈ માનુષિક પદ્ધતિથી તો નથીજ ગાતાં; એટલે કે પદ્ધતિ 'ગીત'નું આવશ્યક અંગ નથી. ચર્ચાની આ રીતિ કરતાં 'ગીત'ની મ્હારી સમજ જણાવું એ વધારે અનુકૂળ થશે એમ ધારૂં છું. હું માનું છું કે દરેક શબ્દમાં પણ 'ગીત'નું તત્વ સમાયલું છે. એક વાક્યરચના જે વડે હમ કંઈ ગીત બનતું હોય તે લઇએ. પ્હેલાજ શબ્દથી અમૂક ઢાળ અથવા wave શરૂ થાય છે; દરેક શબ્દોચ્ચાર વખતે અવયવોમાં હલન થાય છે ને વાતાવરણના પટ ઉપર શબ્દધ્વનિથી મરોડ અને ઢાળ ઓછા–વત્તા અંશે સ્હમજાય છે. સામાન્ય ગદ્ય–વાક્યમાં તેનો તેજ શબ્દ છેક નીચો ઢળી જશે પણ છતાં તેમાં ઢાળ તો છેજ. પ્રાણાયામમાં જેમ ત્રણ સ્થિતિઓ છે તેમ શબ્દધ્વનિમાં પણ ઉચ્ચ–મધ્યમ અને નીચી એવી ત્રણ સ્થિતિઓ છે. હું તો માનું છું કે દરેક શબ્દમાં ગીતનું તત્વ સમાયું છે. તે શબ્દ ગદ્ય વાક્યમાં વપરાયો હોય તો ગીતશબ્દ નથી ગણતા તે એ કારણથી નહિ કે તેમાં ગીતનું તત્વજ નથી, પણ જેટલો ઢળ આપણે સ્વીકાર્યો છે તેટલે અંશે તેનામાં તે નથી તેથી. પરન્તુ આ ન્યાયે તો ગાયનના ઉસ્તાદને કહેવાનો હક્ક રહે છે કે ગીતનું તત્વ એ સ્વીકારે છે તેટલેજ અંશે હોવું જોઇએ. અહિં પ્રશ્ન થશે કે શબ્દ માત્રમાંજ ગીત તત્વ છે ? હા. એકકે એવી સ્થિતિ નથી જ્યહાં શબ્દમાં ગીત તત્વ નથી. આવી ચર્ચા માટે એક એવી સ્થિતિ કલ્પવી પડે છે જ્યહાં શબ્દમાં ગીતતત્વ ન હોય. શબ્દ ઉચ્ચારાય છે તે પ્હેલાં તો એ ત્રણ જીવન તેને વીત્યાં હોય છે. શબ્દ ઉચ્ચારનારની મન, હૃદય અને શરીરની સ્થિતિ, તેનો ઉદ્દેશ અને ભાવ, એના રંગ શબ્દ પર ચ્હડે છે. ત્હારે શબ્દનું જીવન નીચે પ્રમાણે ગણી શકાય. ( 'ગીત' બ્હારનાં પણ હોય છે ને અંદરનાં પણ. જે પ્રયોગ બ્હાર થાય છે તેજ અંદર પણ થાય છે. )




કાલ્પનિક સ્થીતિ જ્યા શબ્દમાં ગીતતત્વ નથી એટલે જ્હારે શબ્દ અને તેનો ઉપયોગ કરવાનો વિચાર પ્રથમ ભેગા મળે.

કાલ્પનિક સ્થીતિ એટલે ટાઇપિંગરાઇટરના બધા અક્ષરો જ્યાં પડી રહે છે-લગભગ તેવી. ટાઇપિંગરાઇટરના જુદા જુદા અક્ષરો મધ્ય સ્થાનથી સરખી ઓછી લંબાઇ પર હોય તેથી શું તેમાં લંબાઇ નથી ? ' ગદ્યવાળા સુભાષણ ' માં પણ કોઇક વખત ગીતનું તત્વ આપણે નથી અનુભવતા ? એમાં પણ વ-તો ઓછો અંશ હોય છે; તેથીજ વ-ક્રની ગોળાકાર સ્થિતિ હું આપું છું; પણ સામાન્ય રીતે સાધારણ ગદ્યની અ–આ ની સીધી લીટી દોરાય છે અને ગદ્યમાં બધે એક સરખુંજ તત્વ છે એવી અનુકૂળ કલ્પના કરી લેવાય છે. તે પછી ' ગીત ' નું સ્થાન. એમાં ઢાળ-ઉતાર વધારે, અવયવોના ' કસરત ' ને વાતાવરણ પરની અસર ગદ્યવાક્યથી વધારે, પણ એ ભૂલી ન જવાનું જોઇએ કે એથી પણ વધુ ઢાળ–ઉતારની સ્થીતિ છે. જેમાં અવયવોની 'કસરત' એથી પણ વધારે થાય છે એ સ્થીતિ ગાયકના ગાનની. કદાચ આથી પણ વધારે અંશે, ભૂત કાળમાં કંઇક થયું હશે કે ભવિષ્યમાં થાય. હું ધારૂં છું કે ૧-૪-સુધીમાં-દરેક સ્થીતિમાં ગીત-તત્વ છે એમ સ્વીકારાશે. હા. તમને કોઇક સ્થિતિ અનુકૂળ ન આવે, તેને ' ગીત ' કહેવા બંધબેસતું ન થય એ વાત જુદી છે; પણ તેમાં ગીતતત્વ તો રહેલું છે એ વાતમાં એ અનુકૂળતા-પ્રતિકૂળતાથી કંઇ ફેર પડતો નથી. એક વાત પણ અહીં ધ્યાનમાં લેવાની છે. એક વાક્ય એવું પણ હોઇ શકે જે સૂર તલ સાથે પણ ગાઇ શકાય-ને લુખ્ખી રીતે પણ વાંચી શકાય. ( નિશાળોમાં કવિતા લુખ્ખી રીતે બોલાય છે. ) ઉપરની વિગત માટે એકજ દૃષ્ટાંત પૂરતું છે. આપણે અમુક સ્ત્રીને રૂપવાન કહીએ છીએ; બીજીને નથી કહેતા. તેનું શું એ કારણ કે બીજી સ્ત્રીમાં રૂપનાં તત્વોનો અભાવ છે ? હું માનું છું કે તેમ નથી. આપણે તેને રૂપવાન નથી કહેતા કારણ કે તે તત્વોનો જેટલો અંશ આવશ્યક આપણે માની લઇએ છીએ તેટલો તેનામાં નથી; અથવા જેટલા પ્રમાણમાં તે તત્વોનું સંમિશ્રણ થવું જોઇએ તે નથી. પણ આપણે ભૂલી જવું ન જોઇએ કે જેમને આપણે રૂપવાન માનીએ છીએ તેઓ બીજા કાળના, દેશના કે બીજી માન્યતાના લોકોની દષ્ટિમાં રૂપવાન નયે જણાય. અથવા કેટલોક એવો વર્ગ પણ જડી આવે કે જેમનામાં આપણે જેને રૂપવાન નહીં તેવાં પણ રૂપવાન ગણાતાં હોય ( વ્યક્તિઓમાં તો આ મતભેદ એકજ સ્થળમાં પણ જણાશે. સ્નેહી-He sees Helen's beauty in Egypt's brow. મ્હેં એક બાઇને બોલતા સાંભળ્યા હતા કે "—બ્હેન આટલી રૂપવતી છે છતાં એના પતિને રૂપવાન નથી લાગતી.) આપણાથી એમ તો નજ કહેવાય કે અમુક સ્ત્રીમાં રૂપજ નથી. જાતે એવું પ્રમાણ હોય, જગતે-કહેવાતા મ્હોટા લોકોએ માની લીધેલું પ્રમાણ હોય કે ન હોય એ વાત જુદી છે પણ તેથી Egypt's brow માં Helen નું રૂપ અનુભવવાનો અધિકાર એ ખોટું છે એટલું બોલીનેજ છીનવી લેવાય નહીં; કે આગ્રહે માન્ય રાખેલું રૂપનું પ્રમાણ અમારી પત્નીમાં છે માટ તેને સ્વીકારો એવું મ્હોટાઓ કહી શકતા હોય તો જાણું ઉદાર છે-ને કોઇનો અનુભવ સાંભળ્યો પણ નથી કે અનુભવ કેવો થયો!'

હું ધારૂં છું કે ઉપરની સમજ પ્રમાણે જે રચનામાં અંતરગીત છે તેને તથા જેમાં લુખ્ખી ગદ્યરચનાથી કંઇક વધારે (અ-આથી ઉપરની કોઇપણ સ્થિતિ) ગીતતત્વ છે તે બેઉને 'ગીત' તો કહેવાય- મ્હોટાઓ સ્વીકારે કેન સ્વીકારે તો પણ. લુખ્ખી ગદ્ય-રચનાજ ન હોય તો આને 'ગીત નહીંજ' કહેવાની હઠ લેવાનો મ્હોટાને અધિકાર નથી. અથવા તે પ્રયોગ, શબ્દોનો દુરુપયોગ છે એમ પણ ઉપરની દૃષ્ટિએ તો કહેવાય નહીં. 'રસ-ગીતો' માં કેવળ લુખ્ખી ગદ્ય-રચનાજ છે કે કેમ એ પારખવાનું અથવા એમાં ગીતતત્વ કેટલે અંશે છે, એ નિર્ણય કરવાનું કામ તો મ્હારૂં નથી-વાંચકનું છે.

બટુ ઉમરવાડિયા.



# પ્રેમ અને મૃત્યુ.

અતિ વિશાળ એવા કોઇ વનપ્રદેશમાં એક વૃક્ષ હતું. ન્હાના ન્હાના ફુલના છોડવા અને વેલીઓ તેની ચોગરદમ પથરાયલાં રહેતાં, પણ બીજું એક પણ વૃક્ષ ત્યાં નહોતું. તે એકલું એકલું વધ્યું જતું. રમણીય એવી પોતાની વૃક્ષ શાખાઓથી આખા વનપ્રદેશને શોભાવતું તે વૃક્ષ-સૌંદર્યની મૂર્તિ સમું સર્વને આકર્ષતું. કોઇક કોઇક છોડવા ને વેલીઓ તેની આજુ બાજુની જમિનમાં રોજ ઉગતાં, કરમાતાં ને નાશ પામતાં. કેટલીયે પુષ્પલતાઓ તેને માટે ટળવળતી; નિરંતર તેની વધારે સમીપ જવાનો યત્ન કરતી—પ્રાણાર્પણ કરતી પણ તે વૃક્ષરાજને તેની કાંઇજ દરકાર નહોતી. આપ ભાગ્યનું વૈચિત્ર્ય અને ભાગ્યનાં નખરાં કુદરતની વસ્તુઓ પર પણ પોતાનું સર્વોપરીપણું દાખવતાં.

વર્ષાઋતુમાં એક સમયે આકાશ વાદળાંઓથી ઘેરાયલું હતું અને પ્રકાશહીણા એવા આખા વનપ્રદેશે ભીષણ રૂપ ધારણ કર્યું હતું ક્યારેક પ્રચંડ મેઘ ગર્જનાઓ થતી અને સુકોમળ લતાઓને કંપાવતી. એવે અકસ્માત શ્યામલ વાદળાંઓમાંથી વીજળીનો એક ચમકારો થયો. થયું; એકજ ક્ષણ, એકજ ચમકારો, અને તેણે તે પ્રચંડ વૃક્ષની સર્વ શક્તિઓ હરી લીધી—તેને ભાન-શૂન્ય કરી મૂક્યું; આકાશમાંની એ ચંચળ ચપળાએ તેના મન, હૃદયને વ્યાકૂળ બનાવી મૂક્યાં. રાત ને દિવસ તેને તે દિવ્યબાળાના સ્મરણ સિવાય બીજું કાંઇજ સુઝતું નહીં. જગત સાથેનો તેનો સંબંધ તૂટી ગયો. પોતાનું એવું કાંઇજ તેને રહ્યું નહીં. દિવ્યબાળાની ભક્તીમાં—ધ્યાનમાં મસ્ત એવું તે વૃક્ષ પ્રેમોન્માદની દશા અનુભવતું, કૈં કૈં અંતરવ્યથાઓથી પીડાતું, બળતું, ઝુરતું, કાળ નિર્ગમન કરતું. આમ કેંક સમય વીતી ગયો

મુસળધાર વર્ષાદ પડ્યો; પણ તે વૃક્ષ તો જરાયે તાજું—લીલું ન થયું તે નજ થયું. પવનના સખત સુસવાટાથી યે તેનું એક પાંદડું સુદ્ધાં કદિ હાલ્યું નહીં. કોઇએક સમે કેટલીક કળીઓ આવી; આવી એટલુંજ—કળી ખીલીને કદિ પણ તેનાં ફુલ ન થયાં પ્રેમયોગી સમું તે વૃક્ષ આમ પ્રીતિવશ બનીને ઉગ્ર તપશ્ચર્યા આદરી રહ્યું.

જગતજનો તેની આ ઉન્માદ દશા જોઇ હસતા—મજાક કરતા, કોઇ તેની દયા ખાતા વિવિધ તર્કમાં ગૂંચાતા. સ્વર્ગના દેવો પણ તેનો ઉપહાસ-તિરસ્કાર કરતા આ તેની દશા હતી, એમાંથી મુક્ત થવું એ તેને માટે કેવળ અશક્ય હતું.

પ્રીતિવશ,-પ્રિયતમ વ્યક્તીના સ્મરણમાં સમાધિસ્થ વિયોગીને માટે, જીવન એટલે મૃત્યુમય જીવન-એજ નિર્માણ હોય છે, હૃદયમાં પ્રજળી રહેલી વિરહની અનંત જ્વાલાઓને છૂપાવવાનો મિથ્યા પ્રયાસ કરતાં રસહીણું-ચૈતન્ય હીણું જીવન જીવવું; ક્રૂરતાબાજ વિધિનાં નખરાં સહન કરતાં કરતાં કઠોર શાંતિ ધારણ કરીને મૂગી તપશ્ચર્યા આદરવી એજ તેના ભાગ્યમાં લખાયું હોય છે.

તે વૃક્ષની તપશ્ચર્યા જોઈ ઇંદ્રનું ઇંદ્રાસન ડોળવા લાગ્યું; ઋષિવરો આશ્ચર્ય ચકિત જોઇ રહ્યા, અને બાલક ધ્રુવને એ ઇર્ષ્યા ઉત્પન્ન થઇ,

આ નિશ્ચલ ભક્તિથી પ્રસન્ન થઇ કુસુમાયુધે સ્વયં દર્શન દઇ તેને કહ્યું "તારી તપશ્ચર્યા પૂર્ણ થઇ છે; અવશ્ય એનું ફળ તને મળવું જોઇએ, કહે તારી શી ઇચ્છા છે? કલ્પવૃક્ષ બનાવું? ચીરંજીવી કરૂં?"

તેણે કહ્યું; "મારે એવું તો કાંઇ જોઇતું નથી., પ્રભુ! એક-એકજ, મારી મૂર્તિ, મારી જીવનેશ્વરી-પ્રિયતમા મારે જોઇએ છે: તે દિવ્ય બાળા વિના અન્ય કોઇજ વસ્તુની મને ઇચ્છા નથી-જરૂર નથી."

દેવનેયે ચિંતા ઉપજી, "ગગન મંડળમાંની એ બાલિકાનો યોગ થતાંજ મૃત્યુ તારી સમીપ ખડું થશે; તું માગે છે તે કદિ કોઇને મળ્યું નથી, જેના સ્પર્શમાત્રથી જીવનનો નાશ થાય છે એવી વસ્તુની હઠ છોડી દે ને કોઇ બીજી ચીજ માગી લે," આમ અનેક રીતે તેને સમજાવ્યું પણ વ્યર્થ, કીંચિત્ ઉપહાસ કરતાં ખેદયુક્ત સ્વરે તેણે કહ્યું "દેવ! ત્યારે તો કૃપા કરીને આપ સીધાવો! બીજું મારે કાંઇજ જોઇતું નથી. તમે તો જાણો છો, કે પ્રેમહીણું જીવન મૃત્યુથીયે કપરૂં છે, નિષ્પ્રેમ એવું ચીરજીવન જગતમાં પથ્થરોને પણ મળે છે. પણ પ્રીતિની એક-એકજ ક્ષણ બસ! તે ધન્ય ક્ષણની પ્રાપ્તી પછી મરણનો વર્ષાદ વરસે તોયે તેની કાંઇજ પરવા નથી."

પ્રેમની અંતિમ અવસ્થાને પ્રાપ્ત થયેલ વૃક્ષરાજના છેવટના નિર્ણયથી. નિરૂપાય થઈ. દેવે તેની આરાધ્ય મૂર્તિ-દિવ્યબાળાને તેની પાસે મોકલી આપી. પ્રીતિની જ્વાલા સમી તે સુન્દરી, મેઘમાલાને ભેદીને, આખા વનપ્રદેશમાં તેજકીરણ પ્રસરાવતી ધસતી ધસતી-ગર્જના કરતી એકાદ ક્ષણ ચમકી, અને વૃક્ષરાજના પ્રણયની તૃપ્તી અર્થે તેના પર પડી-તેને દૃઢાલિંગન દીધું!

કડડડ કરતો એક ધડાકો થયો અને વૃક્ષ નીચે તૂટી પડયું. પડયું ખરૂં; પણ પડતી વખતના તેના હાસ્યથી આખો વનપ્રદેશ ગાજી રહ્યો. તે આખા પ્રદેશમાં જાણે કોઇ અદ્‌ભુત સંગીત રેલાઇ રહ્યું. તેની શાખાઓ અને ડાળીઓને પણ હર્ષ વાયુ થયો. તેનાં પર્ણે પર્ણો લીલાં છમ બનીને નૃત્ય કરતાં હસવા લાગ્યાં. વનપ્રદેશ સંગીતમય બની રહ્યો. આનંદની એ ધન્ય ક્ષણે કૈંક કાળથી કરમાયલી કળીઓ પણ પ્રફુલિત થઇ.

દેવદુર્લભ એવી, પ્રેમયોગીની એ ધન્ય ક્ષણ! ધન્ય જીવન! ધન્ય મૃત્યુ!

# શ્રીયુત્ શાન્તિપ્રસાદ મહેતા; બી. એ.

## [ એક શાન્ત વ્યક્તિનું શાન્ત ચરિત્ર ]

૫. (ચાલુ)

લખનારઃ—'વિનોદકાન્ત'

"ઓહો વિનોદકાન્ત! તમે ક્યાંથી?" મ્હને જોઇને વિદ્યુત્કુમાર બોલ્યા અને અમે બંને બેઠા હતા તે ભાગમાં એક ખુરસી લાવીને તે પર ગોઠવાયા.

"આ શાન્તિપ્રસાદને જરા મળવા આવ્યો છું" મ્હેં કહ્યું; અલબત્ત, આ જુઠું હતું—હું તેમની સાથે લ્હડવા ગયો હતો, "મળવા" નહિ; પણ સાચી વાત એમ ઝટ દઇને કહી દઇએ તો પછી આપણે "વ્યવહારજ્ઞાની" શાના? વ્યવહારપ્રેમી ને સત્યપ્રેમી તો જન્મોજન્મના દુશ્મન છે.

"ઠીક પણ એમની પેલી 'શાન્તિ'થી ચેતતા રહેજો હોં? મ્હને ઘણા અનુભવ થયા છે લ્હેના—તીખા ને તમતમતા ને હમણાં હું આવ્યો ત્યારે પણ એ એમની માનીતી પરમ શાન્તિનો જ કાંઇક શ્લોક ગાઇ રહ્યા હતા ને? મ્હેં તો દાદર પરથી સાભળ્યો ત્યારથી જાણ્યું હતું કે ભાઈ સાહેબને ફરી આજે ઘેલું લાગ્યું છે."

"વિદ્યુત, શા માટે વગર લેવેદેવે શાન્તિને હીણી પાડે છે?" કચવાતે દિલે, દયામણે મ્હોંએ શાન્તિના અનન્ય ભક્તે બચાવ આદર્યો; "તમારા જેવાના નસીબમા એ દૈવી વસ્તુ નહિ એટલે તમને ઇર્ષા થતી લાગે છે."

"ના, ઇર્ષાઅદેખાઇ કાંઇ નહિ; અમારા અન્તર તો પવિત્ર છે-નિર્મળ કાચ જેવાં," પવિત્રતાના મહાપ્રેમી તરીકે મ્હેં સ્હામો બચાવ કર્યો; "પણ મ્હને કાલે થયો તેવો અનુભવ તમારી અલૌકિક શાન્તિ કરાવે ત્યારે પણ તમે એ અવળા વિચાર ન બદલો?"

આ સાંભળીને વિદ્યુત્કુમારે એ અનુભવ જાણવાની આતુરતા બતાવી એટલે વળી ગઇકાલની ઘટના વધુ મસાલાદાર બનાવીને તેમની સ્વાદપ્રિય જીભને માટે મ્હેં સફાઇથી એ વાની પીરસી. તે સાંભળ્યા પછી કાંઇક આશ્ચર્યથી, કાંઇક રોષથી તે શ્રીયુત તરફ ફર્યા.

"હેં શાન્તિપ્રસાદ, ખરી વાત કે?"—શ્રીયુતે ધીરેથી ડોકું હલાવીને હકારમાં ઉત્તર આપ્યો —"યાદ રાખજો શાન્તિપ્રસાદ," વિદ્યુતે એક આંગળી ઉંચી કરીને ઉમેર્યું, "તમારી આવી શાન્તિ કોઇક વાર તમને અવળે રસ્તે લઇ જશે. એ શાન્તિમાં વિકાસ નથી ને આર્યતા પણ નથી; તેનાથી ભીરૂતા અને જડતા આવે છે એ નક્કી. તમારા એ કવિઓનાં વચન જરા વિવેક વિચારથી વાપરતા હો તો શું જાય છે?"—પણ એ મહાત્મા તો નકારદર્શક ડોકું ધુણાવી રહ્યા હતા—જાણે કહેતા હોય કે 'નહિ, નહિ; એ તમારા દુનિયાંડાહ્યાઓના સ્વાર્થી ઉપદેશ છે. તમારા ભાગ્યમાં ક્યાંથી કે આવો રત્નચિન્તામણિ તમને મળે? તમારો મનખો એળે ગયો. બાબરાની ખીમકોળી આંબાનો સ્વાદ—' ઇત્યાદિ.

પછી મ્હારી તરફ ફરીને વિદ્યુતે પૂછ્યું, "વિનોદકાંત, હવે આપણે આમને થોડા થોડા અશાન્તિના ડોઝ આપવા માંડીએ તો કેમ? તમને એ જરૂરનું નથી લાગતું?"

"ઘણુંજ જરૂરનું છે," મ્હેં હસતાં હસતાં કહ્યું; "પણ શી રીતે એમને એ આપશું?" આમ કહીને મ્હેં શાંતિપ્રસાદ ભણી જોયું. અકળાટ ગભરાટનાં ચિન્હો તેમના ચ્હેરા પર તરવરવા લાગ્યાં હતાં. અશાન્તિનો પહેલો ડોઝ અપાઇ ચૂક્યો; બીજા માટે વિદ્યુત્કુમારના ફળદ્રુપ ભેજામાં યોજના તૈયાર હતી.

"એમાં શી મ્હોટી વાત?" મ્હારા પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું. "તેમને લઇ જઇએ થોડા દહાડા એકાદ સીનેમા–થીએટરમાં, એટલે અતિશાન્તિવાળું તેનું મન આપમેળે અશાન્તિ સમજશે ને શીખશે."

શ્રીયુતના મુખપરની અશાન્તિની આછી લહરિઓમાં એકદમ ભરતી આવી. "ના ના વિદ્યુત, મ્હને માફ કર." બંને હાથ આડા ધરતાં એ બોલી ઉઠ્યા, "એવી ધાંધલ ધમાલથી ઉભરાતી જગ્યાએ હું ક્યાં આવું? મ્હારાથી એ બનેજ કેમ? તમે તમારે જાઓ જવું હોય તો." પછી કંઇ પ્રેરણા થઇ આવતાં ઉમેર્યું, "લ્યો, હું તમને ટીકીટના પૈસા આપું જોઇએ તો." કર્ણ દાનેશ્વરીએ આમ કહીને ખીસામાંથી પાકીટ કહાડ્યું,

"અરે વાહ શાન્તિપ્રસાદ! અમને ભીખારી બીખારી ધાર્યા કે શું?" વિદ્યુત્કુમારે કહ્યું, "તમારી એ લાંચ રૂશ્વત અમારી આગળ નહિ ચાલે–કોઇ રેલ્વે કે પોલિસનાં માણસ આગળ ચાલે, સ્હમજ્યા? અમારે તો તમારા જ હિતને માટે તમને લઇ જવા છે અને તમારે આવવું જ પડશે"

"હું નહિ આવું"

"નહિ આવો કેમ, ઉંચકીને લઇ જશું, આ જુઓ છ તો ખરાને કે અમે બે જબરા છીએ ને તમે એક નબળા છો?"

મ્હને હસવું આવ્યું પણ અશાન્ત થઈ ગએલા શાન્તિપૂજકની સ્થિતિ દયાજનક હતી. તે કાંઈ બોલ્યા નહિ પણ તેમના દીન વદનથી તેમના અન્તરમાંની પ્રાર્થના બહાર પડી આવતીઃ "હે ભગવાન્! મ્હારા આ મિત્રોથી મ્હને બચાવ્ય! ત્હારા આ શાન્તિસેવક દાસની વ્હારે એક વાર તો ધા! આજ સુધી મ્હેં ત્હારી મદદ નથી માગી પણ પ્રભો! હવે વખત આવ્યો જણાય છે. અહો વ્હાલા! તું નરસૈયાની વ્હારે કેટલી વાર દોડ્યો હતો? ગજેન્દ્રને કેવો ઉગાર્યો, તો? ત્યારે નાથ! મ્હને પામર પ્રાણીને એક વાર મદદ નહિ દે?"

પણ ભગવાન્ તો નિશ્ચિન્ત છવે શેષશય્યા પર પ્હોડી ગયા હશે, કે ચરણ ચાંપતાં લક્ષ્મીજીના કોમળ કરસ્પર્શને આલ્હાદથી ઉપભોગતા હશે, કે ગરૂડજીનાં સુંદર પ્રશંસાવચનની કદર કરવામાં રોકાઇ ગયા હશેઃ ગમે તેમ, પણ પ્રાર્થના તેમના કાન સુધી પહોંચવા પામી નહિ ને આધુનિક નરસૈયાને પોતાના નાથ વિના ચલાવવું પડ્યું, નાથની બેદરકારીના ખુલાસા તરીકે કૈંક વિચારો મ્હારા મનમાં સ્ફુર્યા; "એ ઉધતાં દેવને આ શીદ વીનવતા હશે? કળજુગમાં તો એક માતાજી જ જાગે છેને? ત્હેને પ્રાર્થ્યા હોત તો એ મહિષાસુરમર્દિની જરૂર આ પોતાના અનન્ય ભક્તને ઉગારત ને મહિષાસુર જેવા ક્રૂર પીડક આ વિદ્યુતનો વધ કરત.

કેટલીક વધારે આનાકાની પછી આખરે ન છુટકે શ્રીયુતે ઉભા થઇને કપડાં પહેર્યાં, અને

એજ મહા ભયંકર મહિષાસુરના હાથમાં હાથ ભેરવીને તેમને ચાલવું પડ્યું; મૂછમાં હસતો હું પણ એ બંનેની પાછળ નીચે ઉતર્યો.

૭

અમે દાદરો ઉતરી રહ્યા એટલી વારમાં તો શાન્તિપ્રસાદનું તીવ્ર દુઃખ ઓછું થવા માંડ્યું અને પોતાની લાક્ષણિક, ધીરી વાણીથી તેમણે વિદ્યુત સાથે વાતચીત કરવા માંડી.

અમે દાદરનું છેલ્લું પગથીઉં ઉતરતા હતા તેવામાં એક સાધારણ–પણ–અસાધારણ એવો બનાવ બન્યો. એક શ્વેતાંગના માર્જાર કુમારી પોતાના અગ્નિમય નેત્રોથી અમારી સ્હામે જોતી જોતી પગથીઆં આગળથી પસાર થઈ ગઇ. હું ખંચાઇને એકદમ ઉભો રહયો. પેલા બે જણ તો વાતમાં ને વાતમાં આગળ ચાલ્યા. જરા રહીને વિદ્યુતે પાછું વળીને જોયું ને પૂછ્યું, "કેમ વિનોદકાન્ત, ઊભા કેમ રહયા ?"

પેલું દુષ્ટ પ્રાણી ચાલ્યું જતું હતું તે બતાવીને મ્હેં કહ્યું, "આ જોતા નથી ?"

"હા, એ તો બિલાડી છે—ત્હેનું શું ?'

"તેનું શું કેમ ? એ આડી ઉતરી !" ભયાનક ઉત્પાતની પળોમાં જેવું હૃદય ધડકે તેમ મ્હારૂં હૃદય ધડકતું હતું. ધ્રુજતે અવાજે મ્હેં આગળ ખુલાસો કર્યો "એ આડી ઉતરી અને હવે આપણે સીનેમા જોવા જઇએ, ને ત્યાં આગ લાગે, ને આપણી પાસે જ લાગે, ને તેમાં આપણે જ સહુથી પહેલા બળીએ, ને બળ્યા પછી મરી જઇએ,–તો શું કરવું ? હું તો આજે નહિ આવું" એટલામાં શાન્તિપ્રસાદ પાસે આવી પહોંચ્યા, ને મ્હને ન્હડતો જોઇને પૂછ્યું, "કેમ વિનોદ, શું છે ? ઉપર કેમ ચાલ્યા પાછા ? કાંઇ રહી ગયું લેવાનું ?"

"અરે રહી શું જાય ?" વિદ્યુતે ચીડાઇને સમજાવ્યું; "તમે જેવા શાન્તિનું પૂતળું તો તેવા એ વ્હેમનું પૂતળું છે." પછી અકળાતાં મ્હને પૂછ્યું, "ચાલો છો કે અમે જઇએ ?"

હું તે સવાલના જવાબ તરીકે બે પગથીઆં વધુ ચ્હડ્યો "ના, આજે તો મહાગથી નહિ અવાય; તમારે જવું હોય તો જાઓ. પણ જો જો હો, સંભાળજો ! જલ્દી ન્હાસી છૂટાય તેવી જગ્યાએ બેસજો, ને દિવાથી તો દૂર ને દૂર જ રહેજો !"

*વિદ્યુત્કુમાર આ ડાહી શિખામણનો કાંઈક ઉગ્ર ઉત્તર વાળવા જતા'તા તેમને રોકીને* શાન્તિપ્રસાદ મહાભાગે મ્હને હાથમાં લીધો "પણ વિનોદ," તેમણે કહ્યું, "અહિં તો આવો જરા, એક વાત કહું " તેમની મનામણી વાણીથી મ્હને પણ કાંઇ રાહત મળી. મ્હેં નીચે ઉતરવા માંડ્યું. તેમની પાસે પહોંચ્યો એટલે શાન્તિપ્રસાદે મ્હારે ખભે હાથ મૂકયો "જુઓ, હું તમને સમજાવું," તેમણે કહ્યું, "એ બિલાડી આડી ઉતર્યાનો વ્હેમ કહાડી નાંખવાનો છે, હવે–અને તે પણ સકારણ.'

"કારણ ? કારણ શું છે વળી ?" મ્હેં તડાકો કર્યો. "આપણા ચાણા વડવાઓએ આટલા સૈકા સુધી સાચવી રાખ્યું તેને શું આપણે એક પળમાં જ ક્રોધ 'કારણ'ની મદદથી ઉડાવી દેવું એમ ?–અને તે કારણ પણ પેલા જડવાદી અંગ્રેજોએ શીખવેલાં !"

"હવે 'જડવાદ' ને 'ચેતનવાદ' કરતા આંખો ને સરખા રહીને, જે કહે તે !" વિદ્યુતભાઇ ભભૂકયા.

હું બ્હીને બે ડગલાં પાછળ હઠયો. શાન્તિપ્રસાદે જોયું કે બાજી બગડતી હતી. તેમણે વિદ્યુત્કુમારને ફરીથી વાર્યા ને મ્હને પાસે બોલાવતાં કહ્યું, "વિનોદ, તમે ગભરાઓ માં. અહિં આવો, હું બધું ય સમજાવી દઉં."

હું તેમની સ્હામે આવીને ઉભો, અદબ વાળી, ને બનાવટી હિમ્મત ને દમામથી કહ્યું, "ચાલો સમજાવો. શું સમજાવવાના છો?"

"સાંભળો, એક જ વાક્યમાં સમજી જજો હોં!" આમ કહીને તે ભાર પૂર્વક બોલ્યા: 'બિલ્લી વાઘ તણી માસી' સમજ્યા?"

"શું સમજે કપાળ?" કંટાળતાં મ્હેં કહ્યું. મ્હારી નિરાશાનો પાર નહોતો; મ્હેં ધાર્યું કે કોઇ અતિ ઊંડો ભેદ ખુલ્લો કરવાના હશે. "એ કહેતી તો ન્હાનાં છોકરાંને ય ખબર છે; તે બોલીને તમે મ્હારો વહેમ શી રીતે ટાળ્યો?"

"તમે સ્હમજતા નથી તમારી બુદ્ધિ કાંઇક ઓછી કુશાગ્ર છે. તેથીને હુંકારો."

"ને ગધેડાને ડચણાં" વિદ્યુત્કુમારે પૂરું કર્યું.

"વિદ્યુત્! સંભાળજો હોં, તમે બહુ ફાસ્ટ જાઓ છો," મ્હેં કહ્યું; તેણે કાંઈ ગણકાર્યું નહિ. મ્હેં શાન્તિપ્રસાદને કહ્યું, "લ્યો, તમારે હવે જે સમજાવવું હોય તે સીધી રીતે સહમજાવો તો પાડ તમારો!"

"હા જુઓ, સમજો ત્યારે," ફરીથી ખભે હાથ મૂકતાં તેમણે કહ્યું "બિલાડી વાઘની માસી થાય એ વાત તો ખરીને?"

"હા, ખરી."

"અને વાઘ છે તે માતાજીનું માનીતું વાહન છે તે વાત પણ ખરી કે નહિ?" "હા, પણ તેથી શું?"

"અધીરા ન થાઓ; બરોબર સાંભળો મ્હારૂં કહેવું. હવે," બારદર્શક વૃત્તિથી તર્જની આગળ ધરી, જરા હસાવીને મ્હારા ગુરુજી બોલ્યા. "હવે માતાજીના માનીતા વાહનની જે સગી થાય તે માતાજીની પણ માનીતી જ હોવી જોઇએ ને?"

"હોય વખતે, સંભવિત છે."

"'સંભવિત' નહિ, સત્ય જ છે." પોતાનો અભિપ્રાય પરાણે મ્હને વળગાડતાં એ બોલ્યા હું પણ નમી ગયો કેમકે પરિણામ જાણવાની મ્હને બહુ ઉત્કંઠા હતી. "હા સત્ય છે." મ્હેં કહ્યું; ચાલો પછી?"

"પછી તો સ્હેલું છે સમજવાનું!" સરલતા દર્શક હાથનો લ્હેકો કરતાં શાન્તિપ્રસાદે કહ્યું "તમે જ વિચાર કરો કે માજીનું પ્રિય પાત્ર થઇ પડેલી એવી આ જે વાઘની અતલગની સગી બિલાડી, તેને આપણે અપશુકનીઆળગણીએ તેમાં માતાજીને જ કેટલું ખોટું લાગે? વળી, પોતાની મનોહર માશીને થએલું અપમાન વાઘ પણ કેમ સાંખી રહે? તે અપમાનનું વેર માજી પર લેવાનો એ વિચાર કરે, અને તેઓ તેની પર સ્વાર થઇને જગતચર્યા જોવા જવાને વિચાર થાય, ત્યારે વાઘ અવળ રહુ બની જાય, ગોડાદ જેવી નાપાદ કરવા લાગે. અને

અપમાનનું સમાધાન થતાં સુધી ત્યાં ને ત્યાં જ ચીટકી રહેવાની પ્રતિજ્ઞા કરીને માણસ જોડે અસહકાર કરે તો તેઓ આપણા પર કેટલા રોષે ભરાય? માટે બિલાડીને તુચ્છકારવી ન જોઈએ, સત્કારવી જોઈએ. બહાર જતી વખતે એ આડી ઉતરે તો માતાજીની કૃપા સમજવી, અને જે દહાડે તે આડી ન ઉતરે તે દહાડે નક્કી માનવું કે આજે નક્કી કાંઈક નવું જૂનું થવાનું, સમજ્યા?"

આ માર્જારશાસ્ત્રની સાંભળીને હું તો ચકિત જ થઈ ગયો અને દૈવીભક્ત ધનકોર કોઇની તીક્ષ્ણ બુદ્ધિનું જ એ પરિણામ હોવું જોઇએ એ મતલબની સૂચના શ્રીયુતને કરી. પોતે જશ ખાંટવા માટે શ્રીયુતે તે સૂચનામાં "બહુ સત્ય નહિ હોવા"નું જણાવ્યું.

વિનુતના મન પર પણ ઘણી અસર થઇ "શાબ્બાસ, શાન્તિપ્રસાદ! તમે બહુ મજાનો ઉપાય ખોળી કાઢ્યો હોં!" ઉંચકીને લઈ જવાની ધમકી આપનારે હવે માખણ પીરસવા માંડ્યું;" ચાલો વિનોદકાન્ત, હવે તો તમે આવશો ને?"

મેં હા કહેવાથી અમે ત્રણે જણ ગાડી કરીને સીનેમા થીએટર તરફ ગયા.

ત્યાંની ધમાલ ને ઘોંઘાટથી શાન્તિનાં પરમ પૂજક કેટલા અકળાઈ ગયા, અસંખ્ય માણસોને ક્ષણિક સુખની પાછળ ઘેલાં થતાં જોઇને કેટલા દુઃખી થયા, દુર્બળ કાયાને પ્રતાપે તે ભીડની અંદર કેટલા દબાયા, ચિત્રોમાંના હિંમતનાક બનાવોથી કેટલા ગભરા પડી ગયા, પાત્રોની પ્રેમ-ચેષ્ટાના અતિરેકથી કેટલા છેડાઇ પડ્યા, હસવાનું આવે તો પણ ગંભીર રહેવાનો ડોળ કરીને કેટલા મૂર્ખા બન્યા, અને આ સઘળી અશાન્તિ, કૃત્રિમતા ને ભોગવિલાસને આપણી શાન્તિપરાયણ પુરાણપવિત્ર ભરતભૂમિમાં આણનાર પેલી પાપણી પાશ્ચાત્ય સંસ્કૃતિને કેટલા કેટલા શાપ દીધા,—એ સર્વના વિસ્તારી વર્ણન માટે હવે અવકાશ નથી. આટલું જ કહેવું બસ છે કે સીનેમાનાં દર્શન કરાવીને તેમની શાન્તિપ્રિયતાને તોડવાનો અમારો યત્ન સર્વથા નિષ્ફળ ગયો; ને દિવસથી શાન્તિપ્રસાદ વધારે શાન્ત, વધારે સ્થિર, વધારે ગંભીર થવા માંડ્યા.




એ એક ફકીર હતો. સંસારમાં સવાર પડે એ પહેલાં શહેરની શેરીઓમાં એ પોતાનું બીન બજાવતો જેમ માનવ-હૃદયના મંથન-ગીત અણધાર્યાં પણ સહજ ઉભરાય, ઉષાનું ઓજસ્વી મ્હોં જેમ વિશ્વને નૈસર્ગિક શોભા અર્પી જાય, એમ એના સૌમ્ય વદનમાંથી સંગીતના ફુવારા વર્ણપ્રયાણ કરતા. પ્રભાતની તુષારભીની હવામાં એ એવાં એવાં ગીત ગાઇ જતો કે એમાંથી ઉદ્ભવત થતી સંગીત-મૂર્તિ શય્યામાં સૂતેલા મનુષ્યની સ્વપ્નસૃષ્ટિમાં અદ્ભુત કંપ ઉઠાવી જતી અને વિશ્વને ખોળે શાશ્વત સત્યનો ઝરાક્ષીર વેરતી—એનાં મ્હોં પરનું ગાંભીર્ય તો અનેરૂંજ હતું. એના કેરીની ફાડ જેવાં અણીયાળા નેત્રો પર આબાલ વૃદ્ધ સર્વને મોહ હતો. એના વાળના ગુચ્છા તો જાણે કોઇ ફિરસ્તાની લટ હોય એવા મનોહર લાગતા. ખભા ઉપર વેરાઇ જતો કેશકલાપ

એની હડપચી ઉપર પથરાઈ રહેલી કાળી દાઢી અને એમાંજ સદાય ગુંચવાઇ ગયેલી એની દૃષ્ટિ સર્વને અનેક ભુલથાપ ખવડાવતી. કોઈ એને વ્યસની કહેતા, કોઇ એને મસ્ત કહેતાં, કોઇ કોઇ ને તો એને ગાંડો કહેવાની હિંમત પણ ખુદાએ બક્ષી હતી એને વ્યસન માત્ર સંગીતનું હતું. એની મસ્તી માત્ર એના ખુદામાં જ હતી એનું ગાંડપણ દુનીઆથી દૂર રહેવામાં હતું. આ સર્વ અનુમાનો છતાં એ રોજ શહેરમાં ફરી ફરી પાગલ દુનીયાને અનલહક્કના નાદનો ધ્વનિ સંભળાવતો—ગદ્‌ગદ્ કંઠે એનાં માધુર્યની લ્હાણ વણમાગે વહેંચી જતો. જ્યારે એ રાજમાર્ગ ઉપર ઉંચી ડોક કરી શ્રીમંતોની નિર્જન અટારીઓને ખુદાના રાજ્યની વાતો સંભળાવતો—જ્યારે જ્યારે કંગાલિયત અને નિરાશાનો ગમગીન અવાજ રેશમી વસ્ત્રપરથી ઢંકાયલી બારીઓમાં એ પાઠવતો ત્યારે એની ઝિબાનમાં સ્નેહ અને દયાનાં ઓઘ ઉભરાઈ જતા અને પત્થર જેમ ગાળી નાખે એવો એના ગદ્‌ગદ્ કંઠમાં પ્રકંપ આવી જતો. ગરીબોની ગલીઓમાં એ ખૂબ ગાતો—જુદીજ ચીજો છેડતો. કેટલાક ને તો એને લઇને પ્રાતઃકાળમાં ઉઠવાની ટેવ પડી હતી. ઘણાં એનાં દર્શન માત્રથી આત્મસતોષ મેળવતાં. જલભરી આવતી લલનાઓ પણીએવાર થોભી જતી અને એનાં સૌંદર્ય અને સંગીતને એમનાં રૂપાં હૃદયપાત્રમાં ઝીલી લેતી. સૂર્યદેવ પૂરા ન પધારે ત્યાં તો એ ક્યાં ગુમ થઇ જતો એ સમજાતું ન હતું. લોકોની આતુરવૃત્તિ કશું વિશેષ જાણવા અસમર્થ બની હતી.

આમ ઘણા દિવસો વીત્યા હશે. નિત્ય અનુભવાતી વસ્તુને સંસાર ચમત્કાર નથી માનતો પણ એનાં નિત્ય પર્યટનમાં નવોજ ચમત્કાર હતો. નૂતનતાજ હતી. રમણીય વસ્તુ નૂતન કેમ ન લાગે? એ સર્વ ચિરસ્થાયી ચમત્કાર જ છે એમ વિદ્વાન પુરુષો કહે છે. દૃષ્ટાંતે રમણીયત્વ ભાસતું જોઇએ. ઘૂ ઘૂ કરતા સાગરની તરંગાવલિમાં, સંધ્યાના મનોરમ્ય વસ્ત્ર-પાલવની સુરખી ભરી શક્તિમામાં, ઉષાની સ્મિતભરી અર્ધ-વિકસિત વદન-કાન્તિમાં, ઝાડઝુંડવાળી સરિતા-તટપરની હરિયાળી આમ્રકુંજોમાં આપણી રસ-વૃત્તિ અનાયાસે કેમ ઢળી પડે છે? વર્ષોનાં વર્ષોથી નિહાળવા છતાંય—આત્મા નિત્ય ત્યાંજ ગુંજારવ કરે છે. એના તાર એ સ્થળોમાંજ ઝણઝણી ઉઠે છે. આમ આખી આલમમાં રસિકજનોની રસ-વૃત્તિ પોતાનાં પોષક તત્વો રમણીય વસ્તુમાંથી મેળવી લે છે. મજનુ ને કળી લયલા કેમ આત્માગાર હતી? કારણ દૃષ્ટિની સુંદરતા એમાંજ ગુંથાઇ ગઈ હતી. આમ આ ફકીરને પણ એક સ્થળે રોજ નૂતનતા વસી હતી એ બેપરવા મસ્ત હતો. પણ એ જ્યારે વેલીઓથી વિંટાયલી એક ઝુંપડી આગળ આવતો એટલે સંગીતની ઝમકમાં લીન બની થોડીવાર થોભી જતો. એ "Cottage" ઘાટનું નાજુક એક માળનું મકાન હતું સદાય હસી હસીને આવકાર આપે એવી એના પુષ્પ-દ્વારની શોભા હતી. પ્રભાતના મંદમંદ પવનમાં ઝુલી રહેલાં લતા-પુષ્પો સુગંધ અને સૌંદર્યની કંઇ ગુપ્ત ભાષામાં આ સદાના મ્હેમાનને નિમંત્રણ કરતાં. ઘેરી નીલવર્ણી નવ-પલ્લવ લતાપર પથરાઇ ગયેલી પુષ્પ પંક્તિ આકાશમાં વેરાઈ રહેલા તારલીયાઓ—ચંદ્ર વિનાની શ્યામ રાત્રિ સમાન લતાપર સ્વર્ગગંગાશી—અરે ફકીરને મન તો વિશ્વની સુંદરતાનું સંમીલન હતું. એથીય વધુ પ્રિય હતું એક ન્હાનકડું મ્હો. બે વાદળાંઓ વચ્ચે ગુંચવાઇ ગએલો ચંદ્રમા જેમ પોતાની કિરણાવલિ વડે હળવે રહી જે ડોકીયું કરે એમ આ ઘેરી લતાને કોમળ કર વડે સંકોરી લઈ એક બાર વર્ષની બાલા રોજ રોજ ફકીરની સંગીતજન્ય મીઠાશના ઘુંટડા લેતી. ફકીર એનું માયા-રૂપ સૌમ્ય અને

ભક્તિમય પ્રસાદને અશ્રુઓની આંખે વધાવી લેતો. ફકીરનો સ્વર-સંચાર એના હર્ષ પ્રદેશ પર થાય કે તુરતજ એ સુંવાળી શય્યામાંથી ઉઠી જતી-ઉડી જતી અને બાલકોની સહજ માયાથી ઉભરાઈ જતું એનું હૈયું સંગીતમાં એવું દીન અને તલ્લીન બની જતું કે ફકીરના વિશ્વપ્રેમ ને પણ એ શુદ્ધ ભક્તિ આગળ નમવું જ રહ્યું. એનો સંગીતમય આત્મા ત્યાં ઠેરી જતો. એની બીનમાં. એના કંઠમાં અરે એની આંખમાંય એ બાલિકાની સૂક્ષ્મ ભક્તિએ માધુર્ય ઉમેર્યું. ત્યાં એ નવુંજ ગાતો, નવુંજ દેતો-નવુંજ લેતો અન્ય મનુષ્યના સંગીતમાં એ બાલાને કંઈ સાંભળવા જેવુંજ ન લાગતું. કહેવાય છે કે એ ન્હાની હતી ત્યારે એના પિતાની સાથે બાગ બગીચામાં જ રહેતી. એની ઘરની વાડીમાં એ ઘણીવાર કોસ હાંકવાની હઠ કરતી, ઘણીવાર કચ્છો વાળી લીલાં છમ ખેતરોની વચ્ચે એ કુદી પડતી. કોઈ વખત ફળફુલ વીણવામાં એ એવી તો મશગુલ બની જતી કે સવારનું "શિરામણ" પણ ભૂલી જતી. પણ શહેરમાં આવ્યા પછી એને ફકીર પર અલૌકિક ભક્તિ-પ્રેમ ઉદ્‌ભવ્યો—એટલે અન્ય સ્થળેથી એને મીઠાશ ક્યાંથી મળે? પક્ષિઓના કલ્લોલમાં, ખળખળ વહેતી સરિતાની ધીર સમીરમય તૃણ-ભૂમિમાં-ગોવૃંદની ઝંણઝંણતી ઘંટડીમાં, ઝાડપાનથી ભરેલી ગિરિ-કુંજના ધ્વનિ પ્રતિધ્વનિમાં-અરે કોઈપણ સૃષ્ટિ-સૌંદર્યની કવિ-કલ્પિત પરિભાષામાં એની-એના ફકીરની સંગીતમયતા-એના કૃષ્ણની બંસરીની મોહમયતા એને નજ માલુમ પડતી-પ્રયત્ન કરતાંય હાથ ન લાગતી. ફકીર પણ એને ભરત ઋષિના બાળ-મૃગ સરિખડી, યૌવનવસંતને બારણે ઉભેલી વનશ્રી સમી એના આત્માની સુકુમાર છાયાજ માનવા લાગ્યો. એની પાસે એ જરૂર ભિક્ષા માગતો. એના ભક્તિ-ભાવ પાસે વિગત સ્પૃહઃ-એ એની જીવનની ઓતપ્રોત ભાવના પણ ગળીજતી હોય એમ એને પોતાને પણ આભાસ થતો. લતા પરથી જેમ પુષ્પ ખરે એમ એ લતાથી વિંટાયેલા હાથમાંથી પાઈ-પૈસો-પણ રોજ ખરી પડતો, અને ફકીર એને ખુદાની બક્ષીસ માની માથે ચડાવી લેતો-આ સર્વ હવે વિસરી જવાનો સમય નજીક આવ્યો. એ બાળાનું લગ્ન કરવામાં આવ્યું: ક્યાં અને કોની સાથે એનું તો બિચારીને સ્વપ્નમાયે નહોતું કહેવામાં આવ્યું આમ હરતી-ફરતી-કુદતી કુદતી જેવી બાર વર્ષની બાલાને એના ફકીર પાસેથી-એના જીવન પાસેથી-દૂરના કોઈ શહેરમાં લઈ જવામાં આવી. ફકીર વિના કોઈ પણ સ્થળે એણે મહત્તા સ્વીકારી નહતી. વેલી અને વૃક્ષોથી ગીચોગીચ વન-શોભા સિવાય બીજી સૃષ્ટિનું અસ્તિત્વ એની કલ્પના શક્તિમાં નહોતું વસ્યું. એના ફકીર વિનાનો અન્ય મનુષ્ય એની પાસેથી માન અને પૂજાની આશા રાખશે અથવા અનિચ્છાએ પણ એ પૂજા-વિધિનો તર્પણ-યોગ આચરવો પડે છે એવો આભાસ આ બિચારી વેલી અને વૃક્ષોમાં ઉછરેલી-પક્ષીઓની ભિન્ન ભિન્ન કેકાઓમાં મદમસ્ત બનેલી અને ફકીરની સંગીત-ધુનમાં તલ્લીન બનેલી સુકુમાર બાળકીનાં હૃદયમાં ક્યાંથી હોય? આવી મનોમય અવસ્થામાં લગ્ન-પતિ પ્રેમ-અને સંસારની કપીરપીઠ સુપ્રાંકિત કરવા એ અશક્યવત હતું. શક્ય હતું માત્ર રોવાનું અને જોવાનું.

૨.

બરોબર રાત્રિના બાર-મધ્યરાત્રિ એટલે સંસારની શાંતિનો સમય-ધીમે ધીમે ડગલાં ભરતી નિશા હવે થોડીવાર જંપી જતી હોય એવી નિઃશબ્દતા સર્વત્ર વરસી રહી હતી. વિશાળ બંગલાના એક ભવ્ય ઓરડામાં બિચારી સારા સદનમાં એકલી જાગ્રત પડી છે. કૃત્રિમ શણગારથી ઝગહળતા ઓરડામાંથી એના ફકીરની બીનનો ધ્વનિ ક્યાંથી ઉદ્‌ભવે? રોઈ રોઈને અંગ શિથિલ થઈ જાય ત્યારે શય્યામાં જેમની એમ આળોટતી. પક્ષીઓ ઉડે એ પહેલાં ઉઠી કલ્પનાની પાંખો

ફફડાવતી. ઝબકી ઝબકીને ઘણીયે વાર બારીમાંથી માર્ગપર ડોકીયું કરતી. પણ હતાશ બની પુનઃ પથારીમાં શરીરનો ઘા કરી નાખતી. આખરે મનની આવી દુર્ગમ અવસ્થા શરીરના દુસાધ્ય વ્યાધિમાંજ પરિણમી. એ ભવ્ય પ્રાસાદમાં ઝળકી રહેલી વીજળીની દીપ-માળ-રાજા મહારાજાની ભવ્યતાને આંજી દે એવી ઝગઝગતી વૈભવની ઝાકઝમાળી-વસ્ત્રાલંકારની અનુપમ શોભા – કે સુવર્ણની સર્વવ્યાપી આકર્ષણ શક્તિ – એ સર્વમાંથી એનો એકનો એને હાથ ન લાગ્યો. આવી વૈભવ-પરંપરા ને આપી શકી એના જીવનની સૂક્ષ્મ પ્રેમ-ભક્તિ કે એના દિલોજાન ફકીરની નૈસર્ગિક સંગીતમયતા. માત્ર ક્ષુલ્લક ભોગની પાશવ-વૃત્તિ આત્માનાં અમૃતને ઢાળવી રહી. દીન-અનાથ-ભિખારી આ સર્વ જંજાળ ન સમજી શકી. વિશ્વની કઠોરતાનો અનુભવ એને પ્રથમ જ હતો.

દિવસ પછી રાત્રિ-રાત્રિ પછી દિવસ એમ કાળની ઘટમાળ તો એનું નિયમિત નિર્માણ કેમ ચૂકે? જ્વરમાંથી સન્નિપાત લાગુ પડ્યો. બેશુદ્ધ-બેબાકળી-એ એમની એમ રાત્રિ દિવસ પથારીમાંજ પડી રહેતી-ક્વચિત્ ક્વચિત એ આંખો ફાડી બારી ભણી જોતી અથવા ત્યાં જવાની ઇચ્છા સૂચવતી. પણ એ સમસ્યા કોણ સમજે? બકવાદમાંય સામાન્ય વર્ગને અપરિચિત ભાષામાં એ ફકીરનાં ગીતો લવી જતી. વ્યાધિ વધી જતાં-એને પોતાના પિતાને ઘેર લાવવામાં આવી. પુન: એ લતાથી વીંટાયેલી નાનકડી ઝુંપડી-એના આત્માનું પ્રિય સ્થાન-આરામસ્થાન આવ્યું ફુલોએ નમી નમીને એના દિલોજાન દોસ્તનો સત્કાર કર્યો. લતાએ પણ હસી—હલીને પુષ્પ—વૃષ્ટિથી એના સહચરીને અંતરથી વધામણાં આપ્યાં-પક્ષિઓએ પણ એ દીન મહેમાનને કિલકિલાટથી વધાવી લીધી. પણ જીર્ણ મંદિરની ડગમગતી દિવાલો સરખી જીવન મરણ વચ્ચે ડોલાયમાન દેહ-યષ્ટિ આવાં મંગલ નિમંત્રણ ને સ્મિતભર્યાં આદરથી ન નમી શકી. "મારો હંસલો નાનો ને દેવળ જુનું રે થયું" તદ્વત્ એ દેવળ-નિવાસી દેવ દેહ પિંજરમાં અકળાઇ ગયો હતો. સંધ્યાના શાંત ઓજસ-ઉષાનો પ્રહસંત ઉલ્લાસ-પ્રભાતનું પ્રસાદ સૌમ્ય એ સૌ એના વદન પરનાં સદાનાં સહચારી તત્ત્વો હતાં પણ અમાવાસ્યાની શ્યામ રાત્રિએ સાગરની દૂરદૂર ઘુઘવતી તરંગાવલિ અને સમાન-રંગી જલને આલિંગવા ઉતરી પડતાં અજનો ઝાંખો ઝાંખો મર્યાદાપ્રદેશ જેમ દૃષ્ટિમર્યાદામાંથી સરી જાય એમ એની ઉંડી ગએલી આંખોમાં—બેસી ગયેલા કપોલમાં—સ્નેહ અને સૌંદર્યનો સંયોગ—આત્મામાં ઉભરાતી ભક્તિનાં પદર્શન—વિષાદની છાયાથી એના તો અદૃશ્ય થયાં હતાં કે અતિ પ્રયત્નથી જોનારનેજ એ વદનમંડળમાં કંઇક કલાનાં ચિહ્ન કે તેજની રૂપ-રેખા જણે. ફકીરના બીન વિના એનું સ્નેહ-સરોવર ઉલેચાઇ ગયું હતું. વ્યાધિએ એના સૌંદર્યના અંબાર ઉતાર્યાં હતા. આમ આંતર-બાહ્ય પરિવર્તનમાં સૌદર્યની કલા અને કુદરતના સહવાસથી ઓતપ્રોત થએલી સ્વર્ગીય પ્રભાવ છિન્ન ભિન્ન થઇ ગઇ. તેજ-રાશિ ઉગ્ર થઇ ગયો અને ઉંડાગર્તમાં ગએલી નેત્ર પુત્રી અશ્રુવિનાની-નૂરવિનાની-રખડતી રહી. આવી અસ્તવ્યસ્ત દશામાં એનાં શરીરને પથારી પર નાંખવામાં આવ્યું.

રાત્રિની ઉજાગરામાં આખરે તો નિદ્રાધીન થયાં જ્યારે હવે આપ છે ખરો પણ મંદીવા તો જ્વલ્લેજ-કદી છે ખરો પણ અર્ધોન્મીલ નહીંજ-ચોપતી ઘડીયાળની જેમ વિદ્યુતનો ચમકાર સહસા અદૃશ્ય થાય એમ અર્ધથી એ આવ્યો ન આવ્યો એમજ પાછો થઇ જતો. ફરી ફરી એ ઉંચી આંખો

કરતો પણ માત્ર આંસુઓ ઉતારવા. એકલી પડેલી બાળાને સારી રાત નિદ્રા ન જ આવી. પ્રભાતની રાહમાંજ એનો આત્મા હજુ પ્રકાશ પૂરી રહ્યો હતો. આખરે પ્રભાત આવ્યું પરૂં. રાજમાર્ગમાંથી આવતો એના બીનનો તીણો ધ્વનિ અને એનો પરિચિત કંઠ-માધુર્ય-એને હજારો વર્ષ વીતે તોય એ કેમ ભૂલે? આખરે એ આવ્યો. બાળાના આનંદની મર્યાદા જ ન રહી. સાગરમાં જેમ સરિતા અથડાઈને ઉછળે એમ એના નિજાનંદની સેર "હૈયાનાં દ્વાર" માંથી વછુટી અને ફકીરના સંગીત-સાગરને આરે ઉતરી પડી. એ શય્યામાંથી ઉછળી, લતાને બાઝી પડી. અતિ પ્રયત્નથી લતામાં ડોકીયું કરી એના ફકીરનાં દર્શનની ઝાંખી કરી. ફકીરે પણ કોઈ અપૂર્વ પ્રેરણા બળે ઉંચું જોયું. એ ઠેરી ગયો. એક ગીત ગાયું. પણ કોણ સાંભળે? કાળના મિનારામાં મોતના ઘડીયાળાં વાગી ચૂકયાં હતાં. એ એમની એમ લતાને વળગેલી ફુલની એકાદ પંક્તિ સરિખડી ત્યાંને ત્યાં ખુદાના દરબારમાં ચાલી ગઈ.

ફકીરે બહુ વેળા વાર ચિત્રવત્ સ્તબ્ધ બની ગાયાજ કર્યું. બારીએ અટકી રહેલી દેહ-લતાને એ સંજીવન માનતો હશે પણ એ પાગલ ફકીર! એ તો કરમાઈ ગઈ છે એમ એને કોણ સમજાવે? આખરે મનુષ્યોના ગમગીન આર્તનાદથી અને સ્નેહીઓની કારમી ચીસોથી એ સઘળો ભેદ પામી ગયો.

એના મૃત્યુનો ઉત્સવ થયો-ગાતા ગાતા કુરાને-શરિફની કલમો પઢતા બિરાદરોના આર્ત ધ્વનિથી એનો ઉત્સવ થયો.-ફકીર સર્વથી એકલો બીન બજાવતો આકાશને પણ ચીરી નાખે એવા ગદ્ગદ્ કંઠે ખૂબ ગાવા લાગ્યો, આખરે અદૃશ્ય થઈ ગયો અને ફરી ન જ દેખાયો.

"C."

---

# અમ્હારા સુજન ગ્રાહકોને:

## અમ્હારો અંક.

---

કેટલાક સજ્જનોએ અમ્હને લખી પૂછાવ્યું હતું કે 'ચેતન'નો કોઈ ખાસ અંક બ્હાર પડશે કે નહીં? અમ્હારા કેટલાક વાંચકોએ ગઈ દીપોત્સવીએ એવા ખાસ અંકની રાહ પણ જોઈ હશે. અમ્હને પણ એવો વિચાર આવ્યો હતો પરન્તુ દીપોત્સવીના પ્રસંગપર ગુજરાતના વાંચકોને લગભગ જથ્થાબંધ પત્રો એવા અંકોની ભેટ કરે છે; તેથી એક પ્રથાને જાળવી રાખવા ખાતરજ અને બીજા કરતાં 'ચેતન પણ પાછળ નથી' એવો દાવો કરવા ખાતર જ, અપચો થાય એટલું બધું સાહિત્ય ઉભરાતું હોય છતા પણ ખાસ અંક બ્હાર પાડવો એ અમ્હને યોગ્ય નહિ લાગવાથી તે અમ્હે મુલતવી રાખ્યું. પાછળથી અનિવાર્ય કારણોને લીધે જાન્યુઆરીનો અંક પ્રગટ કરતાં વિલંબ થયો. તેથી જાન્યુઆરી-ફેબ્રુઆરીના અંકો ભેગા કહાડી સમય અને સંજોગ આધીન થઈ ખાસ અંકનું બને તેટલું રૂપ આપ્યુ છે. તેમાં ઉણપ છે અને દોષો પણ છે; પણ અમ્હારા સુજન ગ્રાહકો તે ક્ષન્ત્ય ગણી લેશે એવી અમ્હે આશા રાખીએ છીએ.

— વ્યવસ્થાપક.

# પાશ્ચાત્ય સાહિત્યની પ્રસાદી

## મૅઝિનિ.

* હું સો વરસ જીવું તો પણ તે વરસ (૧૮૩૬) ના છેવટના દિવસો મ્હારાથી ભૂલાય તેમ નથી; તેમજ જે મહાસંક્ષોભ મ્હારા મનને થયો હતો, અને જેનાથી મ્હારો જીવ લગભગ કચરાઇ ગયો હતો, તે પણ કદી ભુલાય તેમ નથી. આટલે દહાડે યે તે સમય વિશે હું મને-કમને બોલું છું; અને તે પણ એટલાજ માટે કે મ્હેં ખમ્યું તે ખમવાનો બીજાઓને વખત આવે ત્યારે તે સંક્ષોભમાંથી મુકત થયેલ તેમના એક બન્ધુનો અનુભવ—જેનો આત્મા સંકટ સહ્યા છતાં અને લોહીલોહાણ થયા છતાં તે કસોટીમાંથી સફળ ઉતરી શકયો તે બન્ધુનો અનુભવ—કદાચ તેમને મોક્ષનો માર્ગ બતાવી શકે.

જેઓ મ્હોટાં સાહસ ખેડવામાં જીન્દગી ગાળે છે, અને તે રીતે જીન્દગી ગાળવા છતાં, શેઅક્સપીઅરની માફક કોઇક રસહીન બુધ્ધિ પ્રધાન સૂત્રના બળથી જેમણે આત્માને સૂકવી કે કરમાવી નાંખ્યો નથી, પણ છેવટ લગી હૃદયને પ્રેમાળ રાખી શકયા છે, તેમણે કાંઈ નહિ તો એકવાર પણ જે સંશયજનિત માનસિક સંક્ષોભમાંથી પસાર થવાનું નિર્માણ થયું હોય છે, તેવો મ્હારે સંક્ષોભ હતો. મ્હારૂં હૃદય તો પ્રેમથી ઉભરાતું, પ્રેમ માટેજ તરસતું, બચપણમાં માતાના સ્મિતથી તે હૃદય પોષણ પામીને જે પ્રફુલ્લતા અનુભવતું તેવીજ પ્રફુલ્લતા અને આનન્દ અનુભવવાને હજી યે તે આતુર હતું. તે સમે જે આશાઓ ઉછળતી તે આજે પણ મ્હારા નહિતો પરના હિતને માટે ઉછળતી અને છતાં, વ્યાકુળતાના આ દુર્ભાગી દિનોમાં શોક, સત્યનગ્ન (disillusion) અને વંચનના પ્રચંડ અંધારા ઝંઝાવાતે મ્હને ઘેર્યો અને દહાડે દહાડે નજીક આવતી મ્હારા આત્માની કમબખતની વૃદ્ધ દશાનું મ્હને અતિ સ્પષ્ટ અને ભયાનક દર્શન કરાવ્યું તે વૃદ્ધ દશા જ્યારે હું અટૂલો ને ત્યજાયલો હોઉં, જ્યારે કષ્ટ ખમતાં છતાં મ્હને દિલાસો દેનાર કોઇજ ન હોય.

ઇટલીની આશામાત્રનો કોઇ અનિશ્ચિત સમય સુધી પરાભવ થયો તે જ કારણથી મ્હારી આ સ્થિતિ ન્હોતી થઇ; તેમ, અમારા પક્ષના સર્વોત્તમ મનુષ્યો વિખરાઈ ગયા; સ્વિટ્ઝરલેન્ડમાં અમારૂં કર્યું ન કર્યું કરી નાંખનાર સતામણાં અમારે સ્હેવાં પડયાં અને ઇટલીની પરોઢના જ

* પોતે આરંભેલ મ્હોટો વિપ્લવ નિષ્ફળ થયા પછી અને ઘણાખરા સાથીઓના પરવા પછી પોતાના જીવનનો જે અત્યંત કટોકટીનો પ્રસંગ આવ્યો તેનું હૃદયવેધક વર્ણન મૅઝિનિ આ લેખમાં કરે છે.

તે દેશમાંથી અમને હાંકી કહાડવામાં આવ્યા; અમારી ખરચી ખૂટી ગઇ; અને મ્હેં આરંભેલા મહત્કાર્યથી અને મ્હારી વચ્ચે લગભગ અજેય એવાં વિઘ્નો ઢગબંધ આવી પડયાં; આ સર્વ વિપત્તિઓને લીધે પણ મ્હને બહુ ન્હોતું લાગતું. મ્હારા અતિ વ્યાકુળ મનોદશાનું કારણ જૂદું હતું. આસ્થા અને પ્રેમની જે ભાવનાઓમાંથી જ મ્હને મ્હારા સંગ્રામ કાજે બળ મળતું તે ભાવનાઓના મહામ્હેલ પડીને પાધર થયા તેથી; મ્હેં મ્હારી આસપાસ સર્વત્ર જે સંશયગ્રસ્તતા ફુટી નીકળતી જોઈ તેથી; જે માર્ગ મહાકષ્ટોથી ભરપૂર છે એવું જાણવા છતાં ત્હેની પર અખંડ ધૈર્યથી ચાલવાની જેમણે મ્હારી સાથે પ્રતિજ્ઞા લીધી હતી તેમની તે શ્રદ્ધા અસ્થિર થઇને ડગવા લાગી તેથી; અને જે કલહ દેખીતી રીતે જ અસમાન શક્તિઓનો કલહ હતો તેમાં મચ્યા રહેવાને જે સંકલ્પો અને સુહેતુઓ મ્હને પ્રેરતા ને ટકાવી રાખતા તે હેતુઓ વિશે મ્હારા પ્રિયતમ જનોને પણ શંકા ઉઠવા લાગી તેથી, મ્હારૂં હૈયું ચીરાઈ જતું હતું. પ્રજાનો મ્હોટો ભાગ એ વેળા પણ મ્હારી વિરૂદ્ધ હતો. એ મ્હને ઝાઝું સાલતું નહિ; પણ જ્યારે મ્હેં જાણ્યું કે, જે એકાદ બે પુરૂષો પર મ્હેં મ્હારો સઘળો ય અનુરાગ એકાગ્ર કર્યો હતો તે જ પુરૂષો એવો વ્હેમ આણે છે કે મ્હારી પ્રવૃત્તિ મહત્વાકાંક્ષાથી પ્રેરાયલી છે, ત્યારે તો મ્હારો આત્મા અતલ નિરાશાથી ક્ષીણ અને સત્વહીન થવા લાગ્યો. તે સહૃદય બાન્ધવો નિકટ સહવાસથી જે શાન્તિ અને હૃદયબળ મ્હને મળતાં તેની સૌથી તીવ્ર અગત્ય મ્હને જ્યારે લાગવા માંડી તેજ પળે મ્હને મ્હારી એકલવાઈ દશાનું ભાન થયું. અત્યાર લગી હું એમ સમજતો કે તે બન્ધુઓ મ્હારા મૌનને પણ સાર્થ સ્હમજશે, સંસારનાં સુખો જાણી જોઇને તજવાને લીધે મ્હેં જે જે સહન કર્યું ત્હેની તરફ તેઓ સંપૂર્ણ સમભાવથી જોશે, અને આપત્તિને પણ આછા સ્મિતથી સત્કારીને મ્હારી પડખે ઉભા રહેશે.—પણ ખરે અણીને વખતે તે સઘળા આઘાપાછા થઇ ગયા.

ભર્યા જગતમાં જ્યારે હું આ પ્રમાણે છેક જ એકલો પડ્યો,—દૂર વસતી અને મ્હારે ખાતર દુખી થતી મ્હારી ગરીબ મા શિવાય કોઇ જ 'મ્હારૂં' કહેવાય તેવું જ્યારે રહ્યું નહિ,—ત્યારે મ્હારી સમક્ષ જામેલી શૂન્યતાને જોઇને ત્રાસથી હું પાછે પગે હઠવા લાગ્યો. આત્મા પર આમ જ્યારે અન્ધકાર પથરાયો ત્યારે કઇ કંઇ શંકાઓ, વિકલ્પો અને સંશય-સૂચક પ્રશ્નો મ્હારા મનમાં ઉઠવા લાગ્યા: વખતે હું જ ખોટો હોઇશ ને દુનિયાં ખરી હશે? વખતે મ્હારો સંકલ્પ ખરેખર એક સ્વપ્નું જ હશે? વખતે હું નિષ્કામ કર્મથી નહિ પ્રેરાયો હોઉં: મ્હારા અંગત, અમિત તરંગોથી જ દોરાયો હોઇશ? મ્હારી સ્વાર્થી ભાવનાથી મ્હને ગર્વ થયો હશે અથવા તો, વિકારવશ થયેલી બુદ્ધિથી અહંકાર ઉદ્ભવ્યો હશે અને ત્હેણે અન્તરની સ્વયંભૂ ઊર્મિઓને—વધારે સરળ, વધારે નમ્ર, વધારે સદ્ગુણશીલ કર્તવ્યોમાં જેને હું યોજી શક્યો હોત તે ઊર્મિઓને—કરમાવી નાંખી હશે:—આમ મ્હને લાગવા માંડ્યું.

મ્હારા જીવ પર આ સંશયપરંપરાની જે અસર થઈ તે વિશે હું વધુ લંબાણ નહિ કરૂં; એટલું જ કહીશ કે ત્હેણે મ્હને ઘેલછાની હદ પર આણી મૂક્યો. કોઇક વાર ભર ઉંઘમાંથી હું ભડકી ઉઠતો અને સન્નિપાતની અસર હેઠળ બારી ભણી દોડતો—એવી સમજથી કે મ્હારો સાથી જૅકોપો રૂફિનિ મ્હને ત્યાં સાદ કરતો હતો. ન્હાનામા ન્હાના બનાવથી, એક શબ્દથી એક અવાજથી પણ મ્હને નેત્રામાં આંસુ આવી જતાં..............

એમ કરતાં કરતાં મ્હને ભાન થયું કે મ્હારી આ મનોવ્યથા મ્હારી જ અલ્પદૃષ્ટિના પરિણામરૂપ હતી. મ્હેં સમજવા માંડયું કે આ દુઃખોમાંથી છૂટવાને યત્ન કરવો એ ભૌતિક સુખની લાલસાને ઉત્તેજવા બરોબર છે. મ્હેં જે કામ ઉપાડયું છે તેવા કામ કરનારને તેવી વાસના હોવી જ ન જોઇએ. તે અનિષ્ટને હું બીજાના મનમાંથી કાઢી શકયો હતો પણ મ્હારા મનમાંથી એ હજી સમૂળગું ગયું ન્હોતું એમ મ્હને હવે લાગવા માંડયું. પ્રેમની ખરી ભાવના—પાર્થિવ આશાઓથી પર એવી પ્રેમભાવના હું આજ લગી સમજી શકયો નહોતો; મ્હેં પ્રેમને ન્હોતો પૂજ્યો, પ્રેમજન્ય સુખોને. આનન્દોને પૂજ્યાં હતાં. તે જ્યારે ઉડી ગયાં ત્યારે મ્હને નિરાશા લાગવા માંડી—જાણે કે જીવનપન્થે પળતાં જે હર્ષ શોક આવી મળે તેથી મ્હારૂં પરમ સાધ્ય બદલાઇ શકે!—જાણે કે આકાશના અન્ધકાર કે પ્રકાશની અસર મ્હારા પ્રવાસનાં આશયને અને અગત્યને ફેરવી શકે?

બીજા કોઇની મદદ વગર મ્હેં મ્હારી મેળેજ પાછું સ્વાસ્થ્ય મેળવ્યું—ઇતિહાસને આધારે ઘડેલી ધર્મભાવનાની સહાયતાથી ત્હેને પાછું મેળવ્યું. ઇશ્વરભાવનામાંથી પ્રગતિભાવના; પ્રગતિભાવનામાંથી સાચી જીવનભાવના; જીવનભાવનામાંથી, મ્હારા જીવનનોય કાંઇક સન્દેશ છે, સુહેતુ છે, એવી શ્રદ્ધાયુક્ત ભાવના; અને છેવટ, જીન્દગીના સર્વોત્કૃષ્ટ મહાનિયમરૂપ કર્તવ્ય-ભાવના: વિશ્વાસની સકળે કળાઓ મ્હારા આત્માના આકાશમાં આમ ઉઘડવા લાગી. અને તે શ્રદ્ધા હૃદયમાં દૃઢ થતાં મ્હેં શપથ લીધા કે ગમે તે થાય હવે તેને તજવી નહિ કે તેની તરફ સંકાશીલ દૃષ્ટિથી જોવું નહિ તે પળથી મ્હેં મ્હારી વાસનાઓની. વિપત્તિઓની, અને સ્નેહથી મળતાં સુખસગવડોની મ્હારે જ હાથે ઘોર ખોદી તે સર્વને ત્હેમાં દાટીને પુષ્કળ માટી તે પર પાથરી—એવા હેતુથી કે ત્યાં દટાયલા **अहम्** ને હવે કોઇ ઓળખી શકે નહિ. જુદાં જુદાં કારણોથી મ્હારી જીન્દગી દુઃખી હતી, દુઃખી છે, અને ત્હેનો અંત પાસે ન હોત તો હજી પણ દુઃખી હોત; પરન્તુ તે પળથી આજ લગી મ્હેં મ્હારાં દુઃખોને મ્હારાં કર્તવ્યની આડે આવવા દીધાં નથી: ઇટલીમાં બને છે તેમ રમ્ય પ્રભાતે સૂર્ય સૌમ્ય પ્રકાશ પાથરી રહ્યો હોય કે ઉત્તર તરફના દેશોમાં બને છે તેમ સીસાના રંગનું ભયજનક ધુમ્મસ માથે છવાયું હોય; એ બેમાંથી એકકે બનાવે આપણા કર્તવ્યકર્મને શા માટે જૂદું રૂપ આપવું જોઇએ એ હું સમજી શકતો નથી. તે પાર્થિવ આકાશોને પેલે પાર જ્યાં સૂધી પરમાત્મા વસે છે, અને આસ્થા તથા ભાવિ પ્રગતિના નિર્મલતેજવન્તા તારકો જ્યાં સૂધી આપણા હૃદયાકાશમાં પ્રકાશે છે.—પછી ભલે તેમનાં તેજ, કબરમાંના દીપકોની માફક, પ્રતિબિમ્બ પાડયા વિના એમને એમ લબ્યા કરે, તો પણ જ્યાં સૂધી એ જીવન્ત છે—ત્યાં સૂધી આપણા આદર્શને આંચ આવે તેમ નથી.

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## ૧. યુદ્ધની અશક્યતા: એક નવું દ્રષ્ટિબિન્દુ.

ઈંગ્લંડના પ્રખ્યાત વિચારક મિ. એચ. જી. વેલ્સે "માનવમતિનું સંભવિત ભવિષ્ય–Probable future of mankind" નામની લેખમાળા 'રીવ્યુ ઑફ રીવ્યુઝ'માં આરંભી છે. તે માળાના પહેલા મણકા 'ધ ન્યૂ ઈમ્પૉસિબિલિટિ ઑફ વૉર'માં તેમણે યુદ્ધ પછીની જગતની સ્થિતિ વિશે, યુદ્ધ પ્રથાના ઇતિહાસ વિશે; અને ભવિષ્યમાં યુદ્ધો થાય તો તેમની રૌદ્ર ભયાનકતા વિશે જાણવા જોગ ચર્ચા કરી છે. ૧૯૧૪ સુધીની જગતની પ્રગતિ ભાવના પર સખત ફટકો મારનાર મહાયુદ્ધને પરિણામે જે વિવિધ અનિવાર્ય પ્રશ્નો મનુષ્યો એક બીજાને પૂછી રહ્યાં છે. તે પ્રશ્નોને લેખક આ પ્રમાણે સંક્ષિપ્ત રૂપમાં રજુ કરે છે;

માણસ જાતનું શું થવા બેઠું છે? અસ્ખલિત પ્રગતિ અને પ્રતિદિન વિશેષ અભ્યુદયની જે સુનિશ્ચિત આશાઓ સાથે વીસમો સૈકો શરૂ થયો તે સર્વ આશાઓ માત્ર આકસ્મિક સદ્ભાગ્યની પરાકાષ્ઠા સિવાય બીજું કાંઇજ નહોતું? સુખ સંપત્તિનો યુગ શું પૂરો થયો? ચકરી આણે તેવા બનાવો ભુલોની પરંપરા, દ્વેષ ભાવ અને નુકસાનકારક સાહસ કર્મો–વર્તમાનકાળનાં આ મહા અનિષ્ટોનું પરિણામ શું આવશે? શતકો સુધી પહોંચેલાં જે અવ્યવસ્થાને ઉત્પાત રોમન મહારાજ્યને અન્તે થવા માંડયાં હતાં તેવો સમય આજની દુનિયાં માટે પણ આવ્યો કે શું?

આ પ્રશ્નોમાં રહેલી ચિન્તાશીલતા અને અધીરતાનું મૂળ છેલ્લા મહાયુદ્ધમાં છે; અને તેથી, મિ. વેલ્સ કહે છે, આવી દુઃસ્થિતિ ભવિષ્યમાં અટકાવવી હોય તો યુદ્ધનો રિવાજ જ જગતમાંથી જવો જોઇએ એવી સામાન્ય માન્યતા છે, પરન્તુ લેખકના મત પ્રમાણે:

ઓગણીસમી સદી સુધીનાં સર્વ યુદ્ધો કોઇ ને કોઈ સુહેતુ ફલિત કરવામાં નિમિત્ત નીવડયાં હતાં. પોતાની સુસ્થતા અને સંપત્તિના કાળ દરમ્યાન વચ્ચે વચ્ચે ભૂતકાળનાં રાજ્યો અને મહારાજ્યો લડતાં અને લાભો પણ મેળવતા. યુદ્ધને પ્રતાપે માનવસમાજે કેટલુંક સવિધાયક કાર્ય

પણ કર્યું છે યુદ્ધભાવના સાથેના પોતાના સંબંધને લીધે જ પ્રજાઓની રાજકીય સંસ્થાઓ આજસુધી વિકાસ પામી શકતી. પરન્તુ વીસમી સદીનાં યુદ્ધો જૂદા પ્રકારનાં છે. સમકાલિક ઇતિહાસના અવલોકનથી આ કથનની પૂરી પ્રતીતિ થશે: ભૂતકાળની પ્રજાઓની પેઠેજ યુરોપની મહા પ્રજાઓએ અમુક સ્પષ્ટતાથી દર્શાવાયલા હેતુઓ સિધ્ધ કરવા માટે ૧૯૧૪માં યુધ્ધ આરંભ્યું. હેની જ્વાલાએ અણધાર્યા વેગથી આખા જગતને સમેટી લીધું; અને, આગલા કોઇ પણ યુધ્ધમાં નહિ અનુભવેલી એવી ભીષણતા, રાક્ષસી સંહારશીલતા અને—સૌથી વધુ તો—અનિશ્ચિતતા, આપણે અનુભવી આજે આપણે હાથ ધરેલા પ્રશ્નનું મૂળ આગલા યુધ્ધો સાથેની આ અસમાનતામાં જ છે. તે યુધ્ધોના લાભ વિશે ઘણું કહી શકાય તેમ હતું; પરંતુ આ મહાયુધ્ધ પછી તો ચોખ્ખું જણાયું છે કે, કેટલાક નવા સંજોગ ઉભા થયા હોવાથી આન્તર રાષ્ટ્રીય વ્યવહારમાં યુધ્ધનો ઉપયોગ થવા દેવો એ હવે તો શક્ય નથી.

આ નવા સંજોગો કયા? આ પ્રશ્નનો ઉત્તર આપતાં મિ. વેલ્સ વિનાશકારક પદાર્થોનો ઇતિહાસ ટુંકમાં આપે છે:

ચીનના મોંગોલ લોકોએ તેરમી સદીમાં દારૂના ભૂકા (gunpowder)ની શોધ કરી ત્યારથી કિલ્લાઓની સુરક્ષિતતા જોખમમાં આવી; પણ ઓગણીસમી સદી સુધી આ સંહારક શક્તિનો થોડા જ પ્રમાણમાં ઉપયોગ થતો. તે સદીમાં મ્હોટા કદની અને અત્યન્ત વજનદાર તોપો બનાવવાની શોધ થઈ, વરાળયંત્રોની પણ શોધ થઇ, અને સંહારક યંત્રોની શકિત દિનપરદિન વધવા લાગી. વધુમાં, આવી વિનાશક શોધોની પરંપરા હજી પૂરી થઇ નથી. માનવસંહાર માટે નવનવાં શસ્ત્રાસ્ત્રો આજે પણ ખંતથી શોધાય છે. પરિણામે, નવા યુદ્ધની નિષ્ઠુર યુદ્ધકળાનો ઉપયોગ શત્રુને ફક્ત નબળો પાડવામાં નહિ પણ હેનો સર્વથા નાશ કરવામાં થશે. નાગરિકો (civilians) ને પણ જતા કરવામાં નહિ આવે. તેઓ સૈનિકોને ખોરાક અને દારૂગોળો તૈયાર કરી આપનાર મનુષ્યો હોવાથી, તેમની તરફ પણ સ્હામો પક્ષ તેટલી જ નિર્દયતાથી વર્તશે. બંને પક્ષના હાથમાં આવાં સર્વ સંહારકારી સાધનો હોવાને લીધે, જે પક્ષ છેવટ ફત્તેહ મેળવી શકશે તેની ફત્તેહ પણ મોંઘા મૂલ્યની જ હશે. અતિ પરિશ્રમથી લોથ થએલાં અને મૃતપ્રાય મનુષ્યો મૃત્યુવશ મનુષ્યો પર વિજય મેળવશે.

ગઈ લડાઇ જેવી ભયાનક લડાઇઓ ભવિષ્યમાં અશક્ય નીવડવા વિષે વિચારકોનો અમુક વર્ગ જૂદાં કારણો આપે છે. તેઓ કહે છે કે તે લડાઇમાં માનવીનાં યુદ્ધ વિષયક સાધનોને શક્તિઓ પર એટલો મ્હોટો અને ગંભીર કાપ પડયો છે કે અસલનું સામર્થ્ય ફરીથી તેનામાં આવવાનો સંભવ નથી; વળી, તેઓના કહેવા પ્રમાણે, છેલ્લી લડાઇથી મનુષ્યો એવાં હેબતાઇ ગયાં છે કે ફરી તેવું જોખમ ખેડવાની તેમનામાં હિમ્મત નથી. આ અભિપ્રાયનો પ્રતિકાર કરતાં મિ. વેલ્સ જણાવે છે કે,

તે ઉપરચોટીઓ છે અને તેનાથી મનુષ્ય જાતિને કાયમની રાહત મળી શકે તેમ નથી: કારણ કે, બે ચાર દશકા પછી જ્યારે આજના હૃદયઘાવ રૂઝાઇ જશે ત્યારે ફરીને પ્રજાઓ પોતાનો જૂનો માર્ગ જરૂર ગ્રહણ કરવાની. વધુમાં, તે ગાળા દરમિયાન શાસ્ત્રીઓની નવી શોધો થઈ હશે તેનો ઉપયોગ તે નવા યુદ્ધમાં પૂરી છૂટથી થવાનો. તેથી, જો ચિરકાળની શાન્તિ અનુભવવી હોય તો મનુષ્યોએ સમજતાં શીખવું જોઇએ કે નવી યુદ્ધસામગ્રી દિવસે દિવસે વધતી જાય છે તે કદાચ પરિણામે સારી દુનિયાના વિનાશનું સાધન થઈ પડવા સંભવ છે એ વાતને હમેશાં ધ્યાનમાં રાખવી પડશે. સમસ્ત જગતના હિતને ખાતર, પ્રજાઓએ એકેક તરફ દ્વેષભાવથી જોવાની જૂની ટેવ હવે તજવી પડશે; અને, સંપૂર્ણ વિનાશથી બચવું હોય તો પરસ્પર સહાયક ભાવથી વરતીને ઉચ્ચતર લક્ષ્યો પ્રતિ આપણું ધ્યાન દોરવું પડશે.

આ કારણથી "લીગ ઓફ નેશન્સ" ની છુટી છવાયી બેઠક વિશે મિ. વેલ્સ કહે છે,

એક ન્હાના કાયદાથી જો ભૂખતરસ ને મરણને નિવારી શકાય તો જ તેવી બેઠકો જગત ભરની યુદ્ધવાંછનાને નિવારી શકે. મતલબ, પ્રત્યેક મનુષ્યે પોતાનું નિત્યજીવન વધુવધુ ઉદાત્ત ને વિશુદ્ધ બનાવવાને મથવું એ જ વ્હેલી કે મોડી વિશ્વવ્યાપક શાન્તિને આણવાનો અમૂલ્ય માર્ગ છે.

## ૨. વિવેકશક્તિનો અભાવ.

"ધ ટાઇમ્સ લિટરરિ સપ્લીમેન્ટ" ના એક તાજેતરના અંકમાં આ વિષય પરત્વે કેટલાક મનનયોગ્ય વિચારો વાંચવામાં આવે છે. પ્રજાજીવનનો અપૂર્વ અને અસાધારણ સમય હમણાં જગતના સર્વ દેશો માટે ચાલે છે; આપણા દેશ માટે પણ હાલ તે ચાલી રહ્યો છે. તેવે સમયે મનની સમતોલતા સાચવવાનું કામ કેટલું દુર્ઘટ છે, અને છતાં, ત્હેની કેટલી આવશ્યકતા છે તે આ લેખમાંથી જણાઇ આવે છે, સમકાલીન યૂરપની પરિસ્થિતિ વિશે લખતાં લેખક જણાવે છે,

સમાજજીવનના પ્રત્યેક અંગ વિશે વિચાર કરવામાં સબળ વિવેકશક્તિની આજે જેટલી મ્હોટી આવશ્યકતા છે તેટલી પહેલાં કદિ પણ નહોતી. રાજકીય, સામાજીક અને આર્થિક વિષયોમાં, કવિતા સંગીત અને નાટક વિશેની ચર્ચાઓમાં—દરેક પળે, બુદ્ધિની લગભગ દરેક પ્રવૃત્તિમાં, નિર્વિવેક વિચારવૃત્તિના દુષ્પરિણામ જોનારની દૃષ્ટિએ ચ્હડે છે. લડાઇનાં પાંચ વર્ષ દરમિયાન સ્વાર્થ ભરી અને પક્ષપ્રધાન પ્રવૃત્તિનાં ચાલકોએ આપણાં સહુનાં મન પર નિરન્તર પ્રહાર કર્યાં છે. તેવા પ્રહાર કરનારાઓનો ચોકખો ઉદ્દેશ એ હતો કે વિવેકહીન મનુષ્યોને વશ કરી લેવા અને બને તો વિવેકશીલને પણ ગુંચવાડામાં નાંખી દેવાં. હાનિ પામ્યા વિના આ આક્રમણની સ્હામે અડગપણે ટકી રહે તેટલી માનસિક સબળતા તો થોડા જ બુદ્ધિમાનોમાં હતી; અને આપણી બાજુએ સુલેહ થયાને વરસ વહી ગયું તોપણ આવાં આક્રમણ ને પ્રહાર બંધ પડયાં નથી. હજી પણ એક દેશ બીજા દેશની વિરુદ્ધ પોકાર ઉઠાવે છે; અને એક પ્રજા બીજીની વિરુદ્ધ. શાસકો લોકો વિરુદ્ધ. શ્યામવર્ણો ગૌરવર્ણો વિરુદ્ધ. ધનવાનો નિર્ધનની વિરુદ્ધ ગર્જે છે. ગર્જનાની આ પરંપરાથી ગભરાઇ ને મનુષ્યો 'તોબાહ !' ના પોકાર કરી રહ્યાં છે. અસહ્ય કોલાહલના પડઘા હજી પણ આપણા

'સંસ્કારી' જીવનમાં પડે છે, અને પ્રજ્ઞાવન્ત જનોના પ્રશાન્ત, સાવધાન શબ્દને કોઇ લક્ષમાં લેતું નથી. વધુમાં, જો કોઈ પ્રજા કે પુરૂષ નિર્મળ ચિત્તવૃત્તિથી પોતાની વિચાર શક્તિનો ઉપયોગ કરવા ચાહે, તેમ કરવાને વલણ સરખું પણ બતાવે, તો તુરત જ તેમની પર ખૂબ ઝનૂનથી હુમલો કરનારા માણસો પણ આપણે ત્યાં છે. તેનો હુમલો તર્કના કે બુદ્ધિબળના નામથી નહિ, પણ માત્ર આવેશની, મતાન્ધતાની, સ્વસંપ્રદાયની કે મોહમંત્ર ( catchword ) ની દૃષ્ટિથી જ થાય છે. આ ધમસાણ–ધોંધાટને હજુ પણ વધુ વધુ ઘુંટવામાં આવે છે, ત્હેના ઉકળતા કઢડાયામાં જાતેજાતનાં અણુપરમાણુઓ એકેક સાથે વેગભર અથડાય છે અને તોફાન મચાવ્યાં જાય છે તે અશાન્ત તત્ત્વોની અસ્થિરતા સમાવીને દરેકને યોગ્ય સ્થાને સ્થાપિત કરનાર એક શક્તિ, તર્કબુદ્ધિ —ત્હેનો ઉપયોગ હજી હવે કરવાનો છે.

## ૩. અમેરિકન પ્રજા.

" મેફ્લાવર જહાજના સફરી યાત્રાળુઓ " એ ધર્મસ્વાતંત્ર્યને ખાતર સ્વદેશ છોડયાને ગયે વર્ષે બરાબર ૩૦૦ વર્ષ પૂરાં થયાં. તે ત્રીજી શતવર્ષીને પ્રસંગે તેમના આજના વંશજો–અમેરિકનો–વિશે કુશળ લેખક અને પત્રકાર મિ. હેન્રિ નેવિન્સને " નેશન " માં એક લેખ લખ્યો છે. પોતાના જાતઅનુભવને આધારે તેઓ અમેરિકન પ્રજાનાં જીવન અને રીતભાત વિશે સ્પષ્ટ વક્તૃત્વથી તેમ સમભાવથી ટીકા કરે છે. " પિલ્ગ્રિમ ફાધર્સ " ના સાહસ તથા ધર્મપ્રેમની પ્રશંસા કર્યા પછી, તથા તેમના વંશજોએ ક્રમેક્રમે ઘડેલાં ન્યૂયોર્કાદિ નગરોની શોભા તથા સમૃદ્ધિ વિશે ઉલ્લેખ કર્યા પછી લેખક જણાવે છે:

પરન્તુ, એક ગ્રીક વક્તાના કથન પ્રમાણે, નગરની કિંમત ત્હેનાં ભવ્ય મહાલયોથી નહિ, ત્હેના નાગરિકોનાં જીવન ને ચારિત્ર્યથી આંકવાની છે; અને પુરાતન કાળના તે "ફાધર્સ" પરથી ઉતરી આવેલાં આ નરનારીઓને તે દૃષ્ટિથી જોતાં મ્હને સૌથી પહેલું એ જણાયું કે તેમની જોડે આપણને રહેલાઇથી સ્હેવાઇ જાય છે. પ્રજાજનોની વર્તણુકમાં મનમોહક વિનય ને શિષ્ટતા છે. વર્તનની આ આકર્ષકતા પેલા યાત્રાળુઓની ઉંડી ધર્મવૃત્તિને લીધે જ હશે એમ મ્હને લાગે છે. તેમનાં ગાંભીર્યભર્યાં જીવન, આ લોકની વસ્તુઓ પ્રત્યે તેમની ઉદાસીનતા, નિરન્તર અનન્તનાં ધ્યાન ધરતાં તેમનાં ચિત્ત, અને પ્રભુ સમક્ષ સહુ કોઈ સમાન છે એવી નિશ્ચલ શ્રદ્ધા: આ સર્વ ગુણો આપણા સમસામયિક અમેરિકનોમાં વિનયપ્રિયતા અને નિખાલસપણાના રૂપમાં ઉતર્યા છે. સાહાય્ય આપવાની ને સેવા કરવાની ઉત્સુકતા, તમારી લાગણીઓ દુખાય નહિ તે માટે સાવધાનવૃત્તિ, અને તમને સુખચેનમાં, આનન્દમાં રાખવાની આતુરતા: આ પ્રકારનું વર્તન ન્હાનાં મ્હોટાં સહુ કોઇ–અમલદારો સુદ્ધાં–મ્હારા જેવા એક અજાણ્યાં પરદેશી બાબી પણ રાખતાં. તે શિષ્ટતા જાતે ચાખ્યા વિના તમે માની પણ શકો નહિ કે ત્હેને જ લીધે નિત્યજીવનમાં કેટલી બધી મીઠાશ આવે છે.

બાળક સમી નિર્દોષતા એ તેમનો બીજો ઉત્તમ ગુણ છે. પરંતુ ત્યાંનાં બાળકો વિશે એક વાત નોંધવાની જરૂર છે. તેમનાં મ્હોટેરાં આવાં નિર્દોષ છે પણ છોકરાં તો ગડબડખોર, લોભીઆં, સ્વાર્થી, ને બ્હીકણ હોય છે. જેમજેમ મ્હોટાં થાય તેમ તેમ આ દુર્ગુણો ટળેલાં તેમના મન

પરથી ખરતા જાય છે અને સત્વશાલિતા, હૃદયની ઋજુતા આનન્દ આપવા ને સેવાની આતુર ઇચ્છાઃ આ સર્વ સદ્ગુણો ખીલવા લાગે છે. આવા આશ્ચર્યકારક પરિવર્તનનું કારણ સમજવું કઠણ છે; કદાચ એમ હોય કે અનિષ્ટ વૃત્તિઓના ઉભરા બચપણમાં ખાલી થયા પછી મ્હોટપણે વધારે પવિત્ર વૃત્તિઓના વિકાસનો માર્ગ સરલ બને છે.

તેમનાં નિર્દોષતા ને નિખાલસપણું આકર્ષક છે. પણ તે જ તેમની અપક્વતાની નિશાની છે. તેમનામાં સારૂં નઠારૂં પારખવાની શક્તિ બહુ જુજ છે. સાહિત્યના વિષયમાં તો તે જવલ્લે જ હોય છે. જે લખાણોને અહિંનાં આપણાં બાળકો પણ "કચરો" ગણીને દૂર ફેંકી દે, તેવાં લખાણોને ત્યાંનો લોકસમૂહ દર રવિવારે ઉત્કંઠાથી વાંચે છે, સાધારણ ને અસાધારણ વસ્તુ વચ્ચેનો ભેદ તેમની દૃષ્ટિએ પડતો જ નથી એમ લાગે છે. આ સ્થિતિ કેટલેક અંશે ત્યાંના તંત્રી સમાજને આભારી છે. કયી જાતનાં લખાણો છાપવાં તે વિશે તેમણે એક ચોક્કસ, સાંકડી હદવાળુ ધોરણ ઠરાવ્યું છે; ત્હેનું સ્હેજે ઉલ્લંઘન થાય તો તેઓ ભયભીત બની જાય છે. તેમના પત્રકારોની માફક ભાષણકારો પણ ફાવે તેમ "છાંટ્યે જાય" છેઃ જે વચનો સાંભળવાથી દિવાલો પણ ચીસ પાડી ઉઠશે એમ આપણને લાગે, તે વચનને અમેરિકાની પ્રજા પૂર્ણ શાન્તિથી સહી લે છે. ભાષણોને અન્તે પૂછાતા પ્રશ્નોમાં ને ચર્ચામાં ત્હેની ઉપયોગિતા છે તે આપણે સમજીએ છીએ, પણ ત્યાં તો પ્રશ્ન કે ચર્ચાનો રિવાજ જ નથી.

નફકરાપણું, નિર્દોષતા, નિર્વિવેકતા આ ગુણોથી ભરપૂર તેમના સ્વભાવની એક વધુ ખામી પણ નોંધવા જેવી છેઃ જડ ઘાલી બેઠેલા વિચારો, રિવાજો કે સંસ્થાઓને જરૂર પડ્યે દૂર કરવાં કે ફેરવવાં તે અમેરિકનોને આવડતું નથી. એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના તેઓ સત્તાધારીઓને નમી જાય છે. તેમનું રાજ્ય બંધારણ પણ કાલાતીત થઇ ગયું છે. જેવી ભયગ્રસ્ત દૃષ્ટિથી મનુષ્યો મૃત્યુ ભણી જુએ છે, ને બાળકો અંધકાર ભણી જુએ છે, તેવી જ દૃષ્ટિથી અમેરિકન જનસમૂહ રાજકીય ફેરફારો ભણી જુએ છે. કોઇપણ—ન્હાની કે મ્હોટી—હડતાળ પડતાં તે લોક ભયભીત બની જાય છે. તેમની સરકાર પણ ભયભીત દશામાં હોય ત્યારે પાછું વાળીને જોયા વિના અન્યાય કર્યે જાય છે; અને ત્હેની ઉચ્છૃંખળ તરંગવૃત્તિને પ્રજા ધૈર્યથી સ્હી રહે છે. પ્રજાનો રોષ એકામ રૂપે વ્યક્ત થતોજ નથી. વિરૂધ્ધ ટીકાઓ પણ કાનમાં ધીરા સાદથી કરવામાં આવે છે.

અમેરિકન રાજ્યનિતિની ઝીણવટ ભરી વિવેચના કરવાથી વિષયાન્તર થઇ જાય એટલું ઉમેર્યા પછી મિ. નેવિન્સન પોતાના સંસ્કારો ને સમાપ્તિ રૂપે રજુ કરે છેઃ

આ પ્રમાણે, અમેરિકન પ્રજા વિશે આપણામાં જે કાંઇ કહેવાય ને મનાય છે તેથી ઉલટું જ મ્હેં ત્યાં જોયું. નઠારી રીત ભાતવાળા, વિનયહીન ડંફાસખોર, લાલચુ, કામ ધંધામાં ખૂબ પાવરધા, સ્વાતંત્ર્ય પરિવર્તનના ચ્હાનાર ને ભવિષ્ય પરત્વે નિર્ભયઃ તેમના મુખ્ય લક્ષણોનો આવો ચિતાર આપણે ત્યાં અપાય છે પગલે પગલે વિનયશીલતા, અત્યંત ઉપકાર વૃત્તિ, બેહદ ભોળપણું, કામ ધંધા વિશે પૂરી નિશ્ચિન્તતા, નીચ અને નિર્માલ્ય માણસોને પોતા પર સુખેથી સત્તા ચલાવવા દેવી—આટલી હદ સુધી સ્વતંત્રતા માટે બેદરકારી મ્હને તો તેમના આ ગુણો જુદાજુદા વર્ગના અમેરિકનો સાથે નિકટ સમાગમમાં આવ્યા પછી, મુખ્ય અને બહુવ્યાપક લાગ્યા. વર્તનનું લાલિત્ય ને તજ્જનિત આકર્ષણ, એ તેમનાં પ્રધાન લક્ષણ છે; અને તે સુલક્ષણો તેમ જ, સત્તાધીશો સમક્ષ નમી પડવાની ટેવ અને અતિશય આજ્ઞાધારકતા એ પણ "પિલ્ગ્રિમ ફાધર્સ" ના વારસા લેખે આધુનિક અમેરિકન પ્રજાની નસોમાં હોય એમ લાગે છે.

# પ્રાસંગિક નોંધ.

## સ્વ. હાજીમહમ્મદ શિવજી.

કુરાન કહે છે કે 'સંસારીઓ ભલે પૂછે મરનાર કેટલી દોલત મૂકી ગયો; પણ ફિરશ્તો પૂછશે એણે કેટલાં સુકૃત્યો આગળ મોકલ્યાં?' મી. શિવજીનાં સુકૃત્યોની સંપૂર્ણ યાદી આપવી એ મુશ્કેલ છે; એમનાં અકાળ અવસાનથી ઉધરતા ગુજરાતને પડેલી ખોટનું સભાન થવું એ પણ મુશ્કેલ છે. બુદ્ધિ અને સ્વાતંત્ર્યનાં વિકાસનાં જે પડઘાઓ દશેદિશ રેલી છે, જે પડઘાઓ ગુજરાત તેમજ હિન્દનાં ભાવિનું ઉજમાળું સૂચન કરી રહ્યા છે એ પ્રકા વિકાસમાં મી. શિવજીએ કેટલો અગત્યનો ફાળો આપ્યો એ તો ભવિષ્યનો ગુર્જર ઇતિહાર અથવા તો મનુષ્યકૃત્યોનો હિસાબ રાખનાર ફિરસ્તો સંપૂર્ણ રીતે કહી શકશે. અમ્હને લાગે છે એ વિકાસમાં મી. શિવજીનું સ્થાન આપણી સર્વોત્કૃષ્ટ ભાવનાઓ જે કળા અને ઉત્તમ સાહિત પરિણમે છે ત્હેને વધતા ગુજરાતમાં પ્રેરી, પોષવામાં છે. ભવિષ્યનો ગુર્જર ઇતિહાસકાર આ સગર્વ નોંધ લેશેજ.

અત્યારે પણ 'સદી' જેવું સચિત્ર માસિક ચલાવવું એ સાહસજ ગણાય. તો આગ આઠેક વર્ષ ઉપર અનેક વિટંબણાઓ સહી એ ઉપાડી લઇ ગુજરાતની ચિત્રકળા અને સાહિ આ સાધન અર્પવા માટે આપણે-દરેક ગુજરાતીએ મી. શિવજીનો આભાર માનવો જોઇ પાછળથી વધી પડેલા અનેક પ્રતિકૂળ સંજોગોમાં પણ પત્રની લોકપ્રિયતા અને ઉપયોગિતા જાળ રાખવા આદરેલા એમના વીર પ્રયત્નો એક કલાપ્રેમી અને સાચા સાહિત્ય અને દેશભક્તનું ભ આપણને કરાવે છે. (ફિરસ્તાએ અચૂક એની નોંધ લીધી હશે.) આ સર્વ મુશ્કેલીઓ કલ્પવા કરતાં અનુભવવી કઠિન છે.

આશા છે કે મી. શિવજીના અવસાનથી પડેલી ખોટ પૂરવા કુદરત કોઇ સાહિત્યભક્તને પ્રે

પ્રભુ એ સદ્‌ગતના અમર આત્માને શાંતિ બક્ષો.

---

## કળાપૂજક ફ્રિટ્‌સની શતવર્ષી.

પોતીકા ક્યારાનું કુસુમ માણસને પ્રિય છે. બીજાં કુસુમો એટલાંજ મધુરાં હોય છે

પરન્તુ તેમ હો કે ન હો પરાયાં પુષ્પો મધુર તો છેજ; ને સૌન્દર્યપૂજકને તો સાથે સરખાં. આવા એક પરાયા પુષ્પના સૌરભની ગુર્જરરસિકોને અમ્હે યાદ આપીએ છીએ. પરાયા દેશમાં ભિન્ન ઋતુ, ભિન્ન સંસ્કૃતિ અને ભિન્ન કાળમાં માનવ જાતિને સૌન્દર્યનાં પૂજન શિખવાડતું એક રસપુષ્પ ખિલતું હતું. ને–A thing of beauty is a joy for ever નો સત્ય મંત્ર શિખવાડનાર સૌન્દર્યઘેલો રસિક. અંગ્રેજ કવિ જોહ્ન કિટ્સ. તા. ૩૧ ઓકટોબર ૧૭૭૫ ને દિને કિટ્સનો જન્મ થયો હતો. પણ હા.

'સ્પર્શતાં પકવતાને કૈં, રે, રે! ધ્વંસ શરૂ થતો,"

મનુષ્ય જે કાળવિધિમાં માનતો આવ્યો છે તેનાં એક નખશેથી તા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૨૧ ને દિવસે આ કળારસિક કવિ માત્ર ૨૬ વર્ષની વયે અવસાન પામ્યો. આપણો કલાપી એમજ જતો રહ્યો. કિટ્સ પણ અંગ્રેજ કલાપી હતો–શુદ્ધ, સંસ્કૃત ભાવનામાં, સ્નેહને સૌન્દર્યના પૂજનમાં. તે કવિ હતો, અદ્‌ભૂત વિચારોનો, અદ્‌ભૂત ભાવનાનો ને અદ્‌ભૂત ભાષાનો. આપણે ત્હ્યાં, તેમ એને ત્હાંયે, એના સમયમાં પણ કોઇની અદ્‌ભૂતતા, કોઈની નવિનતા જગત જીરવી શકતું નહિ; ને ત્હારે એનાં પૂજન તો ક્ય્હાંથીજ થાય? પણ આ ગાયકનું ગીત બંધ કરનાર કોણ?–મૃત્યુ? ના, ના, મનુષ્ય જ મનુષ્યને જીવાડે છે ને મારે છે. ત્હમારૂં ત્હમારે સાચવી રાખવું ને તેનો ઉપયોગ કરવો એ ત્હમારૂં કામ છે. તેના જગતને તો તે ન આવડયું ને એક કલાઘાતકના નિર્દય પ્રહારથી આ રસપંખી તરફડયું–મૃત્યુ પામ્યું. એ કલાઘાતક તે કિટ્સના કાવ્યનું નિર્દય–નિરસ અવલોકન કરનાર અધિપતિ જેફ્રિસ. કહેવાય છે કે જેફ્રિસના અવલોકનથી કિટ્સનુ અવસાન નીપજ્યું. પણ, ના. બંધનની ભૂમિમાંથી તે સ્વાતંત્ર્યના દેશમાં ગયો–અંધારથી પ્રકાશમાં ઉડયો–નથી, નથી તે મરતો કદી નથી. "સૌન્દર્યને સ્નેહ અજીત મૃત્યુથી"–"He lives a double life," ત્હેની રસકૃતિઓ તો જીવન્ત છે–અંગ્રેજી સાહિત્યનાચન્દ્ર રૂપ છે–"Books that I prize above my Dukedom," અમ્હે આશા રાખીએ છીએ કે ગુર્જર રસકુંજનો કોઇ કળાવિદ્ આ કલાત્મનની કૃતિઓ આપણી સાહિત્યવાડીમાં આણી ગુજરાતીઓને તેની સૌરભનાં લ્હાણાં કરશે.

---

## નર્મદ–જયન્તી.

સને ૧૮૬૫ પછી સંસારજીવન, સાહિત્યજીવન અને રાષ્ટ્રીયજીવનમાં ગુજરાતમાં નવો યુગ મંડાયો, અને જ્નાં આટલા વર્ષે એક જુના થયલા કવિની જયન્તી ઉજવાય છે એ બીના હર્ષ જન્ય છે. નર્મદના અવસાન પછી અર્ધી સદી વીતી ગઈ, નવા વિચારકો જાગ્યા, નવા સાક્ષરો જન્મ્યા અને મૃત્યુ પામ્યા; આપણી દ્રષ્ટિ બ્હોળો વિકાસ પામી, છતાં નર્મદની જન્મભૂમિમાં તેના પુરવાસિઓએ તા. ૨૫ મી ફેબ્રુઆરીએ ત્હેની જયન્તી ઉજવી, એ વિગત આપણે આપણા વીર-પુરૂષોને ઓળખતા થયા છીએ એનો સાક્ષાત્કાર કરાવે છે. સામાન્ય રીતે નર્મદ 'પ્રેમ શૌર્ય' ના 'વીર' તરીકે ઓળખાય છે; પણ ઇતિહાસકારને એ કઠિન પ્રશ્ન થશે કે નર્મદ કવિ હતો કે સાહિત્યકાર?—રાષ્ટ્રસેવક હતો કે સુધારક? જુદાં જુદાં દ્રષ્ટિબિન્દુથી આ પ્રશ્નને જુદા જુદા ઉત્તર અપાય છે, પણ અમ્હને તો લાગે છે કે એ ચારેમાં એકજ સત્વ રમી રહ્યું છે અને તે સત્વ ઉત્સાહ હતો. અને તેથીજ તો જુદા જુદા રૂપમાં આપણને દ્રષ્ટિએ પડે છે

પુરૂષના પડછાયા તરવરે છે. પણ ભવિષ્યમાં એવી કંપનાનું કંઈ કારણ નથી! વી-ડેલી ન્યૂસ જણાવે છે તેમ ડાયર તો ઇંગ્લંડમાં છે. અમૃતસરમાં મોતના ભોગ થઇ પડેલા હિન્દીઓના સંબંધી સારૂ ફંડ ઉભું કરવા માટે વ્યાખ્યાનમાળા યોજાઈ છે જેમાં ડાયર પ્રધાનભાગ લે છે! ડાયરના કૃત્યો વિષે ટીકા કરતાં એક અગ્રણી પત્રકાર લખે છે કે: " આ પુરૂષની ધૃષ્ટતાની સાથે તુલના થાય એવો બીજો કોઇપણ દુર્ગુણ હોય તો તે એની અમાનુષિકતા." તે તો કોણ જાણે. પણ એટલું તો અમ્હે જાણીએ છીએ કે હિન્દુસ્થાનની સ્ત્રીઓએ સ્વમાનને કુળમાન માટે દેહાપણ કર્યો છે પણ અનિષ્ટ કૃત્યો તો તેમણે નથી આચર્યાં કે દુર્વસ્તુનો સમાગમ પણ કર્યો નથી. અને અમ્હે માનીએ છીએ કે દેશમાંથી બીજા ગુણો ભલે પરવારી ગયા હોય પણ આ ગુણ તો હિન્દુ નસોમાં હજી પણ વહે છે. ડાયર-દુઃખ એ કાંઈ હિન્દુસ્થાનના ઇતિહાસમાં ક્રૂરતાનો પ્હેલો પ્રસંગ નથી. જેમ આર્યાવર્તની આર્ય પ્રજાએ જુદી જુદી પ્રજાઓને સત્કારી છે ને પોતામાં સમાવી દીધી છે તેમ તે પ્રજાઓની ક્રૂરતાને પણ સહી લીધી છે. ફેર માત્ર એટલોજ જણાય છે કે બીજી પ્રજાઓએ ક્રૂરતા ત્યાગી દઇ આર્યત્વ સ્વીકાર્યું ત્યારે ડાયરશાહી વર્ગ તેનો ઇન્કાર કરે છે. અમ્હે ધારીએ છીએ કે એવા વર્ગે ઉભાં કરેલાં ફંડનો હિન્દીઓ ઇન્કાર કરશેજ.

૨૮-૨-૨૧.

— બ.



## મૂખ્ય છાપ ભૂલો.

| | | | | |
|---|---|---|---|---|
| પા. | ૩૨૦ | લીટી. | ૬ | વાંચો ' શિદ જીવન આ જીવને ' |
| " | " | " | ૧૬ | " ' કયાંથી જીવન આ જીવને ' |
| " | " | " | ૨૦ | " ' અમ ઉરને એ દમતો ' |
| " | ૩૨૧ | " | ૮ | " શશિકર-સાગર શાને ? |
| " | " | " | ૧૩ | " રહેવું પ્રભુમય સ્નેહી પરમાં |
| " | " | " | ૧૪ | " જીવવું શીદ જીવન આ જીવને |
| " | " | " | ૧૬ | , 'ચેતન ઘરમાં' વાંચો 'ચેતન ઘરમાં' |
| " | ૩૭૩ | લેખકઃ એક બ્હેન. | | |
| " | ૩૮૭ | લીટી ૧ માનવ જાતિની જગાએ વાંચો માનવ જાતિ | | |

# જીનતાન




જીનતાન–ઉલટીને તરતજ બંધ કરેછે.

જીનતાન–પાચનશક્તિમાટે અકસીરછે

જીનતાન–શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આખો વખત ખોં ખોં કરનારાઓએ જીનતાનનો તરતજ ઉપયોગ કરવો.

**દરીયાની મુસાફરી કરનારા દરેક માણસો તનદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.**

જીનતાન–ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને માટે જીનતાનનોજ ઉપયોગ કરે છે.

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે, અને મોઢામાંથી દુર્ગંધ દુર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

**જીનતાનનું એક પડીકું આજેજ ખરીદો.**



| | |
|---|---|
| નાનું પેકેટ .... .... | ૦–૧–૦ |
| મધ્યમ કદનું પેકેટ .... .... | ૦–૪–૦ |
| મોટું પેકેટ ફેન્સી પીલ કેસવાળું રૂ. | ૧–૦–૦ |

સોલ એજન્ટસ, **જીનતાન એજન્સી**

(જી. આર. ચોબળ)

જુમા મસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે.

ખોરાક પચાવવાની દવા રૂ. ૧
મરજવાં તથા ખસ ચાંદાની દવા ,, ૧
પ્રમેહની દવા ,, ૧
ચોથીઆ, એકાંતરીઆ, રોજીઆ વગેરે
દરેક જાતના તાવની દવા ,, ૨
જૂના મરડા-ચૂંક તથા સંગ્રહણીની દવા ,, ૨
,, ૫
ક્ષયરોગની દવા ,, ૫
હિસ્ટીરીઆ તથા આંકડીની દવા ,, ૫
ખાંડીઆ વાની દવા ,, ૨
કમળાની દવા ,, ૫
હડખવાની દવા ,, ૫
કલેજાના રોગની દવા ,, ૫
અટકાવ લાવવાની દવા ,, ૫
રક્તપિત્ત તથા વિસ્ફોટકના ચાંદા તથા
ઘાવાઓ ઉપરનો અકસીર મલમ ,, ૫
આંખનું અંજન તથા મોતીનો સુરમો ,, ૨
બચ્ચાંને તથા મ્હોટાંને આમણ ઉતરતું
હોય તેની દવા ,, ૨
,, ૧
કરમની દવા ,, ૨
છાતીમાંથી પડતું લોહી બંધ કરવાની દવા ,, ૨
,, ૨
વાળાની દવા ,, ૧
બાલામૃત ,, ૫
બેહેરા કાન સારા કરવાની દવા ,, ૧
વરમ ઉતારવાનો લેપ ,, ૫
ટાંટીઆની ઉપરસની દવા ,, ૨
આધાશીશીની દવા ,, ૫
મધુપ્રમેહની દવા ,, ૧
બચ્ચાંની માનું દુધ વધારવાની દવા ,, ૧
બચ્ચાંના માથામાં ખોડો તથા જુ હોય
તેની દવા ,, ૧

હાથે પગે રસી કતરી હોય તેની દવા રૂ. ૨
કંઠમાળ તથા ગંડમાળની દવા ,, ૨
રક્તપિત્ત તથા વિસ્ફોટકમાં લોહી
સુધારવાની દવા ,, ૧૦
,, ૧
કેફાંની દવા ,, ૧
કેફની ગોળી
દીવાના માણસને સારા કરવાની
ગાંડપણની ગોળી ,, ૫
,, ૫
પાંઠાંનો મલમ અને ચ્યાહાંની ગોળી ,, ૨
ઉપરસની દવા ,, ૨
નવા બાલ લાવવાની દવા ,, ૨
બાલ વધારવાનું સુગંધી તેલ ,, ૨
દાઝયાની દવા ,, ૨
શુધ્ધ વનસ્પતિનું પેનકયુરર
સાપ વિંછુ ભમરા ઊંદર વિગેરેના ડંખના
ઇલાજ ,, ૨
,, ૨
વાનું તેલ ,, ૧
ખસ ખુજલીનો મલમ ,, ૧
દરાજનો મલમ ,, ૧
બાલ કાઢવાની દવા ,, ૧
બચ્ચાંની વાવળીની દવા ,, ૧
લોહીવાળી દવા ,, ૧
બરોળની દવા ,, ૧
ચાંદી તથા ટાંકીનો મલમ ,, ૧
ધાતુ બેસી ગયું હોય તેની દવા ,, ૨
હાથે પગે વળતા ગંધાતા પરસેવાની દવા ,, ૨
પ્લેગના તાવની દવા અને ગાંઠ પર
મારવાની પટી ,, ૫
,, ૫
હરસનાં મસાની દવા ,, ૫
ભગંદરની દવા

ઉપરની બધી દવાઓ વેચવા માટે હમે કોઇને એજંટ નીમ્યા નથી. દવાઓ ફક્ત હમે ખુદ તબીઅત તપાસી આપશું, અથવા હમારા એજંટ મી. નાનાભાઇ **નટવરલાલ** જેઓ હમારા દવાખાનામાંજ બેસે છે, તેમની જ પાસે મળશે. **સોમવાર સિવાય ડાક્તર યુ. એલ. દેશાઈની મુલાકાત ઉપલે શીરનામે સુરતમાં થશે.**



# —સાહિત્યની ફુલવાડીમાં.—

## ગરવી ગુજરાતનો કવિ.

### —વીર નર્મદ.—

"નવ કરશો કોઈ શોક રસિકડાં, નવ કરશો કોઈ શોક."

---

સને ૧૮૬૬ ના ફેબ્રુઆરીની તા૦ ૨૫મીને ગુરવારે આ આપણા ગુર્જર કવિએ અને સાચા દેશભક્તે આ દુઃખરૂપ સંસારનો ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. આ સમર્થ, ટેકી અને સાચા નરના મરણથી આખા ગુર્જર પ્રાંતને ભારે ખેદ થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુઃખના પોકાર ઉઠાવવા લાગ્યા. વિરૂદ્ધ મતના પણ તમામ આર્યો એના ગુણને સંભારવા લાગ્યા; અને વસ્તુત બધ ને એમ લાગ્યું પણ ખરૂં કેમકે એવો હતો તો પણ આજે જે આ નર આપણા દેશમાથી ઉપડી ગયો તેની ખોટ જલ્દીથી પૂરી પડવાની નથી. વિદ્યા ને આનંદ, દેશાભિમાનની ભરતી, સ્પષ્ટવાણી નિસ્પૃહી ભાવના, ઉંચો ટેક, અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથીજ પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહિં કહે? અને ભાગ્યશાળી પણ શા માટે નહિ? સંસારી દુખ તો બહુ વેઠવાં પડ્યા. પણ ધન્ય છે નર્મદ ત્હને કે તેં ટેક સત્યાદિકની ઉંચ નીતિ તારા જીવનને મા! ઉગળતી જુવાનીમાંજ ઓળખી કાઢી અને તે પ્રમાણેજ ત્હારૂં આખું જીવન તું પૂર્ણ કરવાને શક્તિમાન થયો. "નવ કરશો કોઈ શોક રસિકડાં" એવું જે પદ તેં આવા અશુભ ટાંકણાને માટે અગાઉથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે, અને અમે તે હજારોવાર વાંચેલું—સાંભળેલું તો પણ આજે જ્યારે ફરીથી જોઇએ ત્યારે માલમ પડે છે કે અહો તે વેળા પણ કવિએ પોતાને માટે કેવા ઉચાં જીવનની મૂર્તિ (Ideal of Life) બાંધી રાખી હતી અને કેવા દારૂણ તપોબળથી આખરે અક્ષરેઅક્ષર ખરી પાડી.

— નવલરામ.

---

માસિક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને મકુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા સંઘાડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રકટ કર્યું.

# જીવનપન્થે પ્રકાશ.

કવિ આપણને મહાસત્યોની કલામય પ્રતીતિ કરાવે છે, માટેજ તે પૂજ્ય છે.

—અજ્ઞાત.

જ્યાં જ્યાં સજીવપણું છે ત્યાં મુક્તિની ઈચ્છા પણ છે. આપણે જો મુક્ત થઇએ—આપણે જો સ્વતંત્ર હોઇએ તો આપણે પણ આ વિશ્વના સ્વામી જ છીએ. જો કોઇ પણ પ્રાણી કેવળ—સર્વથા મુક્ત હોય તો તે સર્વશકિતમાન, સર્વજ્ઞ અને સર્વાન્તર્યામી હોવો જ જોઇએ એ સ્પષ્ટ છે. **સર્વ શક્તિ, સર્વ સામર્થ્ય મુકિતમાંજ છે.**

—વિવેકાનન્દ.

માનવીની ખરી સંપત્તિ દુનિયા અને દેશના ભલા માટે કરેલા એના પ્રયત્નો પરથી માપવી જોઇએ. સંસારીઓ ભલે પૂછે મરનાર પાછળ કેટલી દોલત મૂકી ગયો; પરન્તુ ફિરસ્તાઓ તો પૂછશે મરનારે કેટલાં સુકૃત્યો આગળ મોકલ્યાં.

—કુરાન.

પોતાના કૃત્યથી સંતોષ લેનારની કાર્યસૃષ્ટિ એટલેથી જ પુરી થાય છે પછી પ્રગતિ સંભવતી જ નથી. નિરાશામય અસંતોષ નહિ પણ પ્રગતિમય અસંતોષ ગ્રહણ કરવાનો છે.

—એફ. ડબલ્યુ. રોબર્ટસન.

બાળક તરીકે રમત ગમતની વસ્તુઓ સંપૂર્ણ મ્હાલવી, યુવક તરીકે સાહસિક, સ્વમાનપૂર્ણ અને નીતિમય જીવન ગાળવું અને વૃદ્ધાવસ્થા આવી પુગતાં હર્ષભેર સંતોષમય જીંદગીમાં આનન્દવું એ જીવન—કલામાં ઉત્તમ કલાકારને છાજે એવાં આભૂષણો છે.

—આર. એલ. સ્ટીવન્સન.

શ્રદ્ધા એ આશા અને ભીતિ વચ્ચેની મધ્ય સ્થિતિ છે.

—મહમ્મદ.

વર્ષ ૧ લું.] એપ્રિલ ૧૯૨૧ [અંક ૧૧ મો.

# ચેતન

## કાળી કલ્પનાને.

કાળી ભુંડી ઓ કલ્પના!
    કાં રશ્મિઓ કાળી રચે?
ક્ષણ-પ્રાપ્ત અમૃત-પાત્રમાં
    કાં ઝેર ખાલી ભેળવે?
ગોંધી અલિ! સુખની ઘડી-
    ના વાર વાર મળ્યા કરે,
કો કર્મના બલથી મળી
    કાં સુખ-ઘડી દુઃખી કરે?

દુઃખો હશે જે દૈવમાં
    હજી વેઠવાં કર્મે લખ્યાં,
વેઠીશ તે સૌ સર્વથા-
    ખાતરીશ હું દેવાં ભાખ્યાં;
ખાલી પરન્તુ, કાં સહું
    જે કર્મ-નોંધે ના લખ્યું?
હવે કરી ઓ કલ્પના!
    ના સુખ-ઘડી દુઃખી કરું.

૯-૧૧-૧૯૨૦

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# તેજસ્વી તારાને.

( Bright Star! Would I were as steadfast as thou art:
અંગ્રેજ કવિ કીટ્સના એ અંગ્રેજી ગીતનું અનુગાન.)

( ૧ ગુંજન. )

તેજસ્વી તારા! તુજ સમ હો—
અડગ, અડોલ હું સદા રહું!
માત્ર ન એકાંતિક કાંતિભર—
આઝમ રાત, ઝઝૂમી રહું!
સૃષ્ટિયોગધર સમ અખંડ—
જાગ્રત મીટ, તુજશું ભરી રહું!
ને જલઝરણાં જગપાવનકર—
પુરોહિતસમ, જોઈ રહું!
પર્વત ને પૃથ્વી ને જલસ્થલ
નવહિમસ્તર, મૃદુ, ન્યાળી રહું!
માત્ર એટલું કરી ન અટકું
અડગ, અન્યરીત, હોય રહું!

૨.

સૌમ્ય મુજ પ્રેમમૂર્તિ શરણે,
પ્રફુલ્લ હૈયે, પડી રહું!
ઉર–હિંડોલને હળવે હેલે
અહર્નિશ જો ઝૂલી રહું!
જાગી જતાં, મધુરી અધીરતા
મહીં, સદા, હું મ્હાલી રહું!
દિલ–સિતારના સુર સુકોમલ
સુણવાને સ્થિર, અવશ, રહું!
એજ મળાતી એજ સજામાં
ધન્ય જીવન હો જીવી રહું!
નહિ તો મૂર્છા મહીં, નિરંતર,
પ્રણુ–શરણુ લયલીન રહું!

શ્રી કૃમશાકુંતાશની. સં. ૧૯૭૭
લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ, બાલતીર્થ
મુંબઈની મોક્ષદાગિરિ તા. ૨૨-૩-૨૧

જન્મ–ઘલિત.

# વેણી વિખરાણી.

રોપી આંગણ મ્હેં તો વેલડી,
પાયું સીંચીને પાણી,
કળીઓ વીણી ગૂંથી વેણલી,
ત્યાં તો વેણી વિખરાણી.

દોડી ગૂંથીને દેખાડવા,
મ્હારે વીરે વખાણી;
બેઠી હરખે માથું ઓળવા,
ત્યાં તો વેણી વિખરાણી.

કળીઓ તો દેવતેજ ઝીલતી,
કુંણી સઘળી કરમાણી,
સોળે કળે હતી ખીલતી,
ત્યાં તો વેણી વિખરાણી.

કાં તો સુન્દર બની ગૂંથણી,
એથી વેણી નજરાણી,
નિરખી પૂરી ન સોહામણી,
ત્યાં તો વેણી વિખરાણી.

કાં તો વેણી મ્હારી લાડકી
ઘેલી હુંથી રીસાણી;
હેતે ઝાલી મ્હેં જ્યાં 'વેણુકી'
ત્યાં તો વેણી વિખરાણી.

દેશળજી પરમાર.

---

# માળીને:

મધુર મધુર પુષ્પો માળી ઓ! ચુંટતો ના,
ખિલતી કળીની ડાળો ઓ! અરેરે કાપતો ના,
અમીમય કુસુમોનો આમ જો નાશ થાશે,
ઉપવન તણી શોભા સર્વ જતી રહેશે.
જરાય નવ પણ તું આમ આઘો ઉભો રે'
કમલદલ ભણીથી * દૃષ્ટિ તારી લઈ લે.
ખીલી ખીલી હસતાં એ છો રહે સાથ સર્વે
નવ કદીય દુઃખી એ સ્નેહઘેલાં ફૂલોને.
અરર! યુગલ એવું કાંઈએ તોડતો ના,
કરમઈ પડતું તે સૌને ચાલનો શા.
જગતે સઘળું આવું જોઈ જોઈ વિમાસી,
રડતું રડતું ગાજે છે અર્ધી જીંદગાની.

સં. ૧૯૭૬.

જ્યોત્સ્ના શુક્લ.

---

* 'મેઘાડમ્બર ગાજે' એ સ્ત્રીગીતનો ઢાળ.

# ત્યારેજ મેં જાણ્યું કે—

શિવરાત્રિનો દિવસ હતો.

સવારે નગરની માલણો ઘેરઘેર ફુલપાતરાં નાંખી આવી ને ઘેરઘેરથી તેમને ઠાંસા પડ્યાં.

દીન વદને તેઓએ કહ્યું ! 'બા, રોજ લાવીએ છીએ ત્યાંથીજ આજે—પણ ફૂલો આણ્યાં છે; પણ કોણ જાણે શાથી બધાંજ સુગંધ વગરનાં છે !

દુઃખી વદને મારી બા દેવપૂજા કરતી હતી ને હું આશ્ચર્યચકિત થઇ પાસે બેઠો હતો.

તે વખતે તું આવી ને બાને પગે પડી આશીર્વાદ માંગ્યા.

માત્ર ત્યારેજ મેં જાણ્યું કે નગરનાં બગીચાનાં ફૂલોની સુગંધી તારા પ્રત્યેક અંગમાંથી રેલી રહી હતી !

તે દિવસે બપોરની છુટ્ટીમાં અમારી જોડેની નિશાળના છોકરાઓએ જરા પણ તોફાન ન કીધું.

રસ્તા પરથી જતા આવતા લોકો મને પૂછતા; 'આજે શું છે ? કેમ આ બધા શાન્ત છે ?' લોકોના પ્રશ્નોથી કંટાળી હું બ્હાર નીકળ્યો.

તારા ઘરનાં આંગણામાં તારી સખીઓ સાથે કૂદાકૂદ કરતી મેં તને જોઈ ત્યારેજ મેં જાણ્યું કે બાળકોની બધી મસ્તી તારી આંખમાં આવી વસી હતી !

સાંજે મિત્રો સાથે નદી કીનારે ફરવા ગયો ત્યારે નદીનાં પાણી ડહોળાયલાં હતાં, કીનારા પર ધૂળના ગોટા ઉડતા હતા, ને ફરવા આવેલા લોકોનાં મ્હોં પર ઉદાસીનતા જણાતી હતી.

ક્ષુબ્ધિત ચિત્તે અમે સૌ પાછા ફર્યા ને માતાના મંદિરમાં દર્શન કરવા ગયા.

મંદિરના ચોકમાં બાળાઓને ગરબા ગવડાવતી તને દીઠી ત્યારેજ મેં જાણ્યું કે નદીનું સઘળું માધુર્ય તારા કંઠમાં ને તારાં અંગના મરોડમાં આવી ભરાયું હતું !

રાતે શિવાલયમાં પૂજા હતી.

પૂજામાંથી પાછલી રાતે હું ઘેર આવતો હતો ત્યારે ચન્દ્રનું સઘળું તેજ ઉડી ગયલું જણાયું; એની ફીકાસ જોઇ મારૂં મન દૂભાયું.

શિવાલયમાં બળતા ઝાંખા દીવાના પ્રકાશમાં જોયલા તારા મુખનું સ્મરણ થયું ત્યારેજ હું સમજ્યો કે ચન્દ્રનું સૌન્દર્ય તો બધું તારા મુખમાંજ હતું !

—મનુ.

---

# મ્હારી શોધ.

નિજ કસ્તુરીની સૌરભથી મદોન્મત્ત થઈ જંગલની ઘટાઓમાં જેમ કસ્તુરીમૃગ ભમે એમ હું ભમું છું.

રાત્રિ મધ્ય વૈશાખની છે; પવનની લહરી દક્ષિણ તરફથી ચાલી આવે છે.

મ્હારો માર્ગ ભૂલી હું ભટકું છું. જે નથી મેળવી શકતો, એ હું શોધ્યા કરૂં છું; ને જે નથી શોધતો તે મ્હને મળ્યા કરે છે.

મ્હારી વાસનાની પ્રતિમા મ્હારા હૃદયમાંથી નીકળી આવી નાચે છે.

એ ઝગહળતી છાયા અદૃશ્ય થતી જાય છે.

હું તેને મજબૂત રીતે વળગી રહેવાનો યત્ન કરૂં છું; તે મ્હને ભટકાવે છે અને આડમાર્ગે ખસકી જાય છે.

જે નથી મેળવી શકતો, એ હું શોધ્યા કરૂં છું; ને હું જે નથી શોધતો તે મ્હને મળ્યા કરે છે.

('ગાર્ડનર' માંથી)

બચુભાઈ રાવત.

# પૃથ્વીરાજ અને સંયુક્તા.

સંયુક્તાઃ—મહારાજ ! સાંભળ્યું છે કે ગોરી યવનોએ ફરી દેશ ઉપર આક્રમણ કર્યું છે. અને લશ્કરને મોખરે ખુદ મહારાજની હાજરીની જરૂર છે. આ ત્હેનું અઢારમી વારનું આક્રમણ છે. અને હવે મહારાજને જવું પડશે.

પૃથ્વીરાજ.—નહીં સંયુક્તા ! જેમને રાજ્યોનો લોભ હોય તેઓ ભલે આ યુધ્ધો લડે. પણ જ્યાં સુધી તું મ્હારી સમીપ છે ત્યાં સુધી તો હું યુદ્ધમા જવા માગતો નથી.

સંયુક્તા—પણ જગનાથ ! દિલ્હીશ્વરને રણવાસ ભોગવવા ઉપરાન્ત પણ બીજાં કર્ત્તવ્યો છે. મ્હારી પાસે રહેવાની આપની કૃપાને લીધે આપને રોકવાનું આળ મ્હારે શીર ન મૂકાવા દેશો.

પૃથ્વીઃ—પ્રાણપ્રિયે ! આળ મૂકનારાં કશુ સમજતા નથી. જગતમાં પરમ કર્તવ્ય ચાહવાનું છે. જેમને રાજ્યનો લોભ હોય તેઓ ભલે રાજ્ય કરે અને જમીનના ટુકડા માટે કે ધર્મના કોઇ પુસ્તક માટે ભલે યુધ્ધો કરે. તેઓ બધાજ પોતાનું કર્તવ્ય ભુલી પોતાની લાલસા તૃપ્ત કરવામા તૃપ્તિ માને છે.

સંયુક્તાઃ—ત્યારે મહારાજ આપ શુ એમ કહો છો કે રાજ્ય કરવું એ ફરજ નથી ? યુધ્ધ કરવું એ ફરજ નથી ? ત્યારે મહારાજે અત્યાર સુધી રાજ્ય કર્યું અને યુદ્ધો કર્યાં એ કર્તવ્ય પરાંગમુખ બનીને કર્યું ?

પૃથ્વી.—બેશક હું રાજા હતો ત્યારે પ્રજાની સેવા માટે રાજા ન્હોતો પણ મ્હારા અધિકાર ખાતર રાજા હતો. હું ન્યાયી હતો તે ન્યાય ખાતર નહીં પણ કીર્તિ ખાતર અને મેં પ્રજાને સુખ આપ્યું તે સુખની ખાતર નહીં પણ તેઓ બળવો ન કરે તે ખાતર. અને યુદ્ધ કરેલાં તે મ્હારા બાહુનો પ્રતાપ દેખાડવા, મ્હારી વિજયની ક્ષુધા તૃપ્ત કરવા.

સંયુક્તા—ત્યારે મહારાજ ગોરીના ગયા આક્રમણ વખતે પણ આપ યુદ્ધમા ન પધારેલા અને ચામુંડરાયે પોતાનો ભોગ આપ્યો તે પણ સ્વાર્થ ખાતર કે ?

પૃથ્વીઃ—પણ આપ્યો તે કેવળ સ્વાર્થ ખાતરજ નહીં. જો કે લડવાની પ્રબળ વૃત્તિમાં દેશ કરતાં યવનોનો દ્વેષ વધારે પ્રબલ હતો. જૂના રિવાજે જોઈ ત્હેનું મન ઘડાઇ ગયું હતું. તે પૃથ્વિરાજ વિણ અન્યનું સ્વામિત્વ સ્વીકારી શકે તેમ નહોતો તેને તો દિલ્હીનું રાજ્ય અને દિલ્હીનો રાજા બન્ને જોઈતા હતા.

સંયુક્તાઃ—કૃપાનાથ ! મ્હને ક્ષમા કરશો પણ આપને હું સમજી શકતી નથી. શું આપને દિલ્હીશ્વર તરીકે કાયમ ગણવાની તેની ઇચ્છામાં અપૂર્વ સ્વામિભક્તિ નથી ?

પૃથ્વી.—સ્વામિભક્તિ ખરીજ અને અદ્‌ભુત. પણ ત્હેની સંકુચિત દૃષ્ટિ બાહ્ય પદાર્થોને જોઈ અટકી જતી. તેને તો દિલ્હીનું ઐશ્વર્ય, દિલ્હીશ્વરનું બાહુબલ જોઈતું હતું.

કોડના મહેલમાં તે કાળી રાત્રિમાં ફુવારાના શીકરો વચ્ચે મ્હારા અમિત ઘોડાને લઇ માત્ર હારા દર્શન માટે હું આવેલો. ત્હારા રૂપમાં મુગ્ધ થઇ દર્શનલાલસાથી હું ખેંચાઇ આવેલો. પણ તું મ્હારા રૂપને જોઇ શકતી નહોતી. તેં સાંભળેલાં મ્હારાં કીર્તન. ત્હારા એ મહેલના હોજનાં માછલાંઓને મ્હેં મ્હારા ઘોડાની યાળનાં મોતી કહાડી તેમાં ફેંકી રમાડેલાં–તેમની ક્રીડા જોઈ આનંદ પામેલો અને તે ખુટી જતાં મ્હારી માલાનાં મોતી પણ મ્હેં નાખ્યાં. ત્હને એ દર્શન નવીન હતું. વૈભવના એ પ્રકાશથી અંજાઇ તું મ્હારી પાસે આવી. મ્હારી દેહ જોઇ મુગ્ધ બની. આપણે બન્ને મળ્યાં અને મ્હેં ત્હને ચુંબન કરેલું. તે વખતની. એ અંધકારમાં પણ આવી ગયેલી ગાલની લાલી હું હજી ભૂલ્યો નથી.

સંયુક્તાઃ— મહારાજ! શું એ સ્વાર્થ નહી? શું એ ભોગ લાલસા નહી? શું એ સ્નેહ વિશુધ્ધ હતો?

પૃથ્વી.—નહીંજ. એ કાલે ત્હારા ભજનશ્યમાન નયનોમાં મ્હારાં નયનો મિલાવવામાં મ્હને આનન્દ હતો. ત્હારા પ્હાની સુધી પહોંચતા કેશ કલાપ ઉપર શશિપર રાત્રિ હાથો ફેરવ્યા કરવામાં મ્હને મજા હતી, ત્હારી સુકુમાર દેહકલીને મ્હારાં વક્ષસ્થલ સાથે ચાંપી રાખવામાં મ્હને મજા હતી, ત્હારા પરમ વિશુદ્ધ ઓષ્ટ અને ધવલ દંતપંક્તિ, સુગંધિત મુખ અને સુકુમાર ગાલ એ સર્વ ચૂમવામાં મ્હને મજા હતી. એ સર્વ ખરૂં. પણ માત્ર હું ત્યાં આવ્યો ત્યાં સુધીજ. પણ ત્યાં હુ જાહેર થયો. અને છતાં તેં મ્હારી સહચરી થવાનું કબૂલ કર્યું એટલે ત્હારૂં હરણ કરવાનો મ્હને ધર્મ લાગ્યો. મ્હારો વિકાર જયચંદ સાથેના યુધ્ધમાં ઉતરી ગયો. મ્હારા બાહુબલ માટેના માનમાં ત્હારી મ્હારા માટેની રૂપલાલસા શમી ગઇ. મ્હને જખમ પડ્યો અને હું જખ્મત થયો છતાં તેં મ્હારી સેવા કરી તેમાં ત્હારી ભોગ લાલસા નહોતી.

સંયુક્તાઃ—મહારાજ! પ્રિયતમ પૃથ્વીનાથ! ત્હમે મ્હને કે કે જૂનાં સ્મરણો જાગૃત કરાવ્યાં. જે દિવસે આપણે બાગમાં મળ્યાં તે દિને હુ યુવાન હતી. પણ કદી પુરૂષનો સ્પર્શ અનુભવ્યો ન હતો. ત્હારા સ્પર્શથી મ્હને રોમાંચ થયુ અને એ રોમાંચે મ્હને વિહ્વલ બનાવી. પણ ખાસ મ્હારેજ ખાતર તેં આટલું જોખમ ખેડ્યું એ જાણ્યું ત્યારે ત્હારી સાથે આવવા મેં નિશ્ચય કર્યો પણ જ્યારે દેહનો લોભ છોડી ત્હને લડતાં જોયો ત્યારે ત્હારી–નહી. ભૂલી આપની—

પૃથ્વીઃ—મ્હારી મધુરી દેવી! ત્હારા મુખમાં 'આપ' અને 'ત્હમે' શબ્દો કેટલા અસ્વાભાવિક લાગે છે? આજે કેટલા વર્ષે તેં ત્હારાં અંતર ખુલ્લાં કર્યાં. અંતર ઉઘાડવાની એવી ધન્ય ક્ષણો આ ઐશ્વર્યમાં કેટલી વિરલ છે. ત્હને એમ નથી લાગતું કે આપણું આ જીવન આપણને સ્વભાવથી દૂર ઘસડી જઇ સંચા જેવાં બનાવી મૂકે છે?

સંયુક્તાઃ—સત્ય, મહારાજ! મ્હને યાદ આવે છે કે તે સમયમાં મ્હારૂં અંતર કોઇ દેવની પૂજામાં સમર્પી દેવા હું તત્પર હતી. મ્હારૂં હૃદય કોઇકની સાથે જોડાઇ અનંતતામાં લીન થઇ જવા તત્પર હતું. પણ મ્હારો એવો આશાકેન્દ્ર હૃદયનાથ જડ્યો ન હતો. તે દિવસે મ્હારી એ સર્વ વૃત્તિઓ જાગૃત થઇ અને ત્હારા એ અસીમ શૌર્યે મ્હને ત્હારી સાથે એક કરી.

પૃથ્વીઃ—અને મ્હને પણ. હું ત્યાર પહેલાં મ્હારા રણવાસમાં જતો ત્યાં કોઇની સુશ્રુષામાં મ્હને રસ ન હતો. કોઇની વાતમાં મ્હને આનન્દ ન હતો. એ સુંદર દાસીઓ હતા પણ મ્હારૂં

હૃદય કોઈ બીજા અજાણ્યા સાથીની શોધમાં હતું. પણ તે દિવસે મ્હારા શરીર પર ત્હારો હાથ ટેકવી તેં મ્હારા માથાના જખમ ધોયા અને મ્હારી શાંતિ માટે તેં વાત કરી તેજ દિવસે મ્હારા એકલા હૃદયને તેનો સાથી મળ્યો.

સંયુક્તાઃ—ત્યારે એમ દેખાય છે મહારાજ! કે પ્રથમ દેહના મિલને આપણે જાગી ઉઠ્યાં સંબન્ધે આપણને એકમેકના ગુણોનું ભાન કરાવ્યું; આટલા વખતના સહચારે અન્યોન્યના ગુણો કેળવ્યા. છેવટ દેહની વાંછના મટી ગઇ અને બે શરીર છતાં આપણા આત્મા એક થઇ ગયા.

પૃથ્વીઃ—હા અનંતમાં ફરી મળવા માટે.

— મુનિકુમાર મણિશંકર ભટ્ટ

---

# મંગળગ્રહ

## અથવા

## અંતરિક્ષમાં ફરતી બીજી સૃષ્ટિ.

લેખકઃ—"ગગનવિહારી"

વસન્તની કોઇ શાન્ત રાત્રિએ જ્યારે જગત નિદ્રાધીન હોય અને તમરાના એકસૂરા સ્વર સિવાય સૃષ્ટિ સર્વ નીરવ ભાસતી હોય તેવે વખતે ત્હમે આકાશ સ્હામું જોયું છે? અગણિત તારા, નક્ષત્રો, ગ્રહો અને નિહારીકાઓ ( nebulae ) નો ભવ્ય રૂપેરી પટ કાળા આસમાનને છાઇ રહ્યા છે. કેટલાક તારલાઓ જાણે આંખ પટપટાવતા દૂર દૂરથી કોઈ ગૂઢ સંદેશ પાઠવતા હોય તેવું લાગે છે, જ્યારે બીજાઓ પોતાનાં એક સરખા સ્થિર અને નિર્મળ તેજથી કોઈ જુદો જ મોહ પમાડે છે. કરોડો વર્ષ થયાં તેઓ પ્રકાશે છે અને બીજાં કરોડો વર્ષ સુધી પ્રકાશશે. આપણી ન્હાનકડી પૃથ્વી તો તેઓની પાસે કોણ માત્ર? ક્ષુદ્ર અલ્પજીવી મનુષ્ય તે ત્હેની આગળ શા હિસાબમાં?

તે વસન્તની રાત્રિએ ઉત્તરમાં સપ્તર્ષિ ( Great Bear ) ના 'પ્રશ્નાર્થ ચિન્હ' (?) થી થોડે દૂર મધ્યાકાશમાં તમને એક માણિકડા સમું ઝગતું લાલ ચાંદરડું દેખાશે. ખગોળવેત્તાઓના રસનું કેન્દ્રસ્થાન, ગ્રીક અને રોમન લોકોના યુદ્ધનો અધિષ્ઠાતા દેવ, અથવા તો સૂર્યમાળામાં સૂર્યની પ્રદક્ષિણા કરતો ચોથો ગ્રહ તે જ તે લાલ ચાંદરડું અને તે જ મંગળનો ગ્રહ.

### ગ્રહોનો વિકાસક્રમ.

તે ગ્રહ વિષે કંઇ કહ્યા પહેલાં તારાઓ અને ગ્રહો શી રીતે જન્મ પામ્યા અને તેમને કેવી કેવી સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે તે વિષે એક ટુંકું અવલોકન કરીએ. યુગો પહેલાં, ન કલ્પી શકાય તેવા કાળને અંતરે, જ્યારે પૃથ્વી કે ગ્રહો કશું હતું જ નહિ તેવામાં અતિશય ઉષ્ણ ( white hot ) એવા બે ગોળાઓ ('સૂર્યો') અંતરિક્ષમાં અથડાયા; અથડાતાની સાથે તેમાંના એકના ન્હાના મ્હોટા એવા હજારો ભાગો થઇને ઉડ્યા. ગુરૂત્વાકર્ષણના નિયમ પ્રમાણે

તેઓ અમુક અન્તરથી આગળ ન જઇ શક્યા અને ત્યાર પછી તેજ નિયમને અનુસરીને તેઓએ અંતરિક્ષમાં ફરવા માંડયું. આ અને આવીજ રીતની બીજી ગતિઓમાંથી સૂર્યમાળા જન્મ પામી અને સૂર્યની આસપાસ જે વસ્તુઓએ ફરવા માંડયું તેઓનું નામ ગ્રહ. સૂર્યમાળામાં પૃથ્વી ત્રીજો અને મંગળ ચોથો ગ્રહ છે.

ભૌતિકવિજ્ઞાન (Physics) નો નિયમ છે કે ન્હાની અને મ્હોટી બે વસ્તુઓ એક સરખી જ ગરમ હોય તો મ્હોટી વસ્તુને ઠંડી પડતાં વાર લાગે અને ન્હાની વસ્તુ મ્હોટી વસ્તુ કરતાં ઓછા વખતમાં ઠંડી થાય. આ જ નિયમ ગ્રહોને લાગુ પાડી શકાય અને તેથી આપણે ધારી શકીએ કે શરૂઆતમાં એક સરખી ગરમીવાળા સઘળા ગ્રહોમાંથી ન્હાના ગ્રહની ઉષ્ણતા જલ્દી ઓછી થાય અને મ્હોટા ગ્રહોમાં તેમ થતાં વાર લાગે. ઉપર કહ્યું તેમ જ્યારે સૂર્યના અથડાવાથી ત્હેના ભાગો પડી ગયા ત્યારે મૂળ સૂર્યના આદ્ય તત્વો (elements) અકસ્માતથી જુદા જુદા ભાગોમાં જૂદી જૂદી રીતે વ્હેંચાઇ ગયાં પછી જેમ જેમ ગરમી ઓછી થવા માંડે તેમ તેમ, અને આ તત્વોમાંના કેટલાંકને એક બીજા સાથે સંયોગ થવા વાતાવરણનું અનુકૂળ દબાણ અને ઉષ્ણ પરિણામ (temperature) થાય ત્યારે, નવા પદાર્થો ગ્રહોમા બની શકે. વનસ્પતિને તથા જીવનને માફક આવે તેવા સઘળા પદાર્થો દરેક ગ્રહમાં હોતા નથી અને પરિણામે દરેક ગ્રહમાં વનસ્પતિ કે જીવન હોતાં નથી. આઠ ગ્રહોમાંથી ફક્ત બેમાં જ આવા પદાર્થો છે. એક પૃથ્વી અને બીજો મંગળ. ઉષ્ણતા ઓછી થતાં જીંદગી શી રીતે ઉદ્ભવી શકે તે વિષે હમણાં આપણને સંબંધ નથી.

ઉપર કહ્યું તેમ એક ગ્રહ જેમ ન્હાનો હોય તેમ તે વધારે વ્હેલો ઠંડો થાય અને તેને લીધે ત્હેની પ્રગતિના ઇતિહાસમાં તે વધારે જલ્દીથી પગલાં ભરે. ન્હાના અને મ્હોટા ગ્રહોના અવલોકન અને અભ્યાસથી જણાયું છે કે દરેક ગ્રહને છ સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે.

૧. સૂર્ય જેવી સ્થિતિ, પ્રકાશ આપવાને શક્તિમાન.
૨. પીગળેલી સ્થિતિ; ઉષ્ણ પણ પ્રકાશ આપી ન શકે.
૩. ઘનરૂપમાં આવતી સ્થિતિ; સપાટી ઘનરૂપમાં આવેલી અને સમુદ્રોનો ઉદ્ભવ.
૪. જળ અને સ્થળનું નક્કી થવું;
૫. સઘળે જ જમીન; સમુદ્રોનું અદૃશ્ય થવું.
૬. મૃત્યુ પ્રાય સ્થિતિ; હવા ન મળે.

એક ગ્રહને આ બધી સ્થિતિઓમાંથી પસાર થતો જોવાને મનુષ્યનું જીવન ઘણુંજ ટુંકું છે, પણ જૂદી જૂદી સ્થિતિમાંથી રહેલા ગ્રહોના અભ્યાસથી જે માહિતી મળે તે ભેગી કરીને ઉપર જણાવેલા રીતે એક ગ્રહનો જીવનક્રમ બાંધી શકાય. આ છ સ્થિતિઓમાંથી યુરેનસ, નેપ્ચ્યુન સૅટર્ન (શનિ) અને જ્યુપીટર (ગુરૂસ્પતિ) બીજી સ્થિતિમાં પૃથ્વી ચોથી સ્થિતિમાં, મંગળ (માર્સ) પાંચમી સ્થિતિમા અને આપણો ચન્દ્ર તેમજ બીજા ગ્રહોના ચન્દ્રો છઠ્ઠી સ્થિતિમાં છે.

ત્રીજી સ્થિતિમાં આવ્યા પહેલાં ગ્રહ "સ્વેચ્છારૂપધર ઇન્દ્રના મંત્રીરાજ"* વાદળના જેવો હોય છે અને તે સ્થિતિમાં આવ્યા પછી જ ત્હેનો આકાર હંમેશને માટે નક્કી થાય છે. ગ્રહના પદાર્થો જેમ જેમ ઠીકળ થવા માંડે તેમ તેમ તેઓ વધારે ને વધારે સંકોચાય અને તેને લઇને

* જુઓ ન્હાનાલાલકૃત મેઘદૂત.

ગ્રહની ઉપરની સપાટી જે પ્રમાણમાં ઘણી મ્હોટી હોય છે તેને અંદરના સંકોચાયલા ભાગ ઉપર બંધબેસ્તી થવાને ઉંચી નીચી એવી કરચલીઓનું રૂપ લેવું પડે છે. આ કરચલીઓને આપણે પર્વતોની હારમાળા તરીકે ઓળખીએ છીએ. ગ્રહ જેમ વયમાં વધતો જાય, તેમ ત્હેને પણ વૃદ્ધ માણસની માફક કરચલીઓ પડે—ફેર એટલો જ કે માણસ કદરૂપું થાય છે જ્યારે ગ્રહની સૃષ્ટિ સૌન્દર્યવતી બને.

ગ્રહનું કદ જેમ વધારે મ્હોટું હોય તેમ—ત્હેની ઉષ્ણતા ઘણી ધીમે ધીમે ક્ષીણ થવાથી—ત્હેને વધારે કરચલીઓ પડે છે. કુદરતનો આ અસ્ખલિત નિયમ અંતરિક્ષમાં ભ્રમણ કરતા ત્રણ ગોળાઓના અભ્યાસથી માલમ પડે છે—પૃથ્વી, મંગળ અને ચન્દ્ર. પૃથ્વીના સ્વરૂપને આપણે સર્વ કોઈ જાણીએ છીએ. ત્હેના પર્વતો અને જ્વાલામુખીઓ, ત્હેની ટેકરીઓ અને ખીણો—એ સર્વેએ ત્હેને વસ્ત્રાભૂષણોથી શણગારી છે. પૃથ્વીનું કદ મંગળ કરતાં નવ ગણું અને ચન્દ્ર કરતાં એંશી ગણું મ્હોટું છે. આ રીતે તે મ્હોટી હોવાથી ઉપર જણાવેલા નિયમને આધારે પર્વતો રૂપ કરચલીઓ ત્હેને વધારે છે જ્યારે મંગળ કદમાં ઘણો ન્હાનો હોવાથી ત્હેની સપાટી પૃથ્વી કરતાં ઘણી વધારે સરળ છે.

## મંગળમાં પર્વતો નથી.

દૂર્બિનમાંથી આ અંગારકને જો બારીકાઈથી નિહાળીએ તો ત્હાંની સપાટી આશ્ચર્ય પમાડે તેવી લાગે છે. ઘણી જ સરળ અને કશી પણ ઉંચી નીચી જગ્યા વિનાની તે સપાટી દેખાય છે. જેમ વધારે તીક્ષ્ણ દૃષ્ટિથી તે નિરખાય, તેમ વધારે ને વધારે આ બાબતની ખાત્રી થાય છે. છેવટે સઘળો સંશય દૂર કરવા ગણિતશાસ્ત્ર આ બાબતનો પુરાવો આપે છે. જો કોઈ ગ્રહમાં પર્વતો હોય તો સૂર્યોદય વખતે ત્હેનાં શિખરો ઉપર સૌથી પ્હેલું અજવાળું પડે છે અને તેને લીધે તે શિખરોની કોસો સુધી લંબાયલી દીર્ઘ છાયા માપીને ખગોળવેત્તા આ ગિરિરાજોની ઉંચાઈ ટ્રીગોનોમેટ્રી 'ત્રિકોણ મિતિ'—(ગણિત શાસ્ત્રની એક શાખા)ની સહાયથી માપી શકે છે. ચન્દ્રમાં આવેલા જ્વાલામુખીઓની ઉંચાઈ આ રીતે મપાઈ છે, જ્યારે તેજ બાબત મંગળને લાગુ પાડતાં પરિણામ શૂન્ય આવે છે, એટલે કે મંગળમાં પર્વતો નથી. બે કે ત્રણ હજાર ફીટ ઉપરની ઉંચાઈ આ રીતે ઘણી ચોક્કસાઈથી માપી શકાય છે અને તેથી આપણે એવા નિશ્ચય ઉપર આવીએ છીએ કે મંગળની સપાટી ઉપર ત્રણ હજાર ફીટથી વધારે ઉંચાઈવાળી જગ્યાઓ નથી. આપણે પૃથ્વીવાસીઓ જેણે કંચનગંગા (૨૮૦૦૦ ફીટ) અને ધૌવલગિરીના (૨૬૦૦૦ ફીટ) ગગનસ્પર્શી શિખરોનાં ભવ્ય અને સોહામણાં દૃશ્યો જોયાં છે તેઓને તો મંગળની પર્વતો અને ટેકરીઓ વિહોણી એક સરખી જમીન નીરસ અને એકસૂરી લાગે.

## વાદળો ચાલ્યાં ગયાં છે.

ગ્રહ જ્યારે ઘનરૂપમાં આવવા માંડે છે ત્યારે તે વાદળોથી ચારે બાજુ વિંટાયલો હોય છે અને તેને લીધે ઘણા વખત સુધી તે આકાશ અને સૂર્યથી ઢંકાયલો રહે છે. આ વાદળો પાણીની વરાળનાં અને જ્વાલામુખીમાંથી ઉત્પન્ન થતા રસાયનિક પદાર્થોના હોય છે. ગ્રહની ઉષ્ણતા જેમ જેમ શાન્ત થવા માંડે તેમ તેમ આ વાદળાંઓ હંમેશને માટે વિખેરાવા માંડે છે અને પૂરા આકાર

તથા તેજસ્વી સૂર્યને ઓળખતાં શીખે છે. મંગળ, પૃથ્વી કરતાં કદમા ન્હાનો હોવાથી તે વધારે ઠંડો થયલો છે અને તેથી આપણે અટકળ કરી શકીએ કે મંગળનું વાતાવરણ પાતળું, પારદર્શક અને વાદળ વિનાનું હોવું જોઈએ. ફર્બિન કહે છે કે વાત એમજ છે અને ખરૂં કહીએ તો મંગળ વિશેનો અભ્યાસ આ બાબત જણ્યા પછી જ થવા માંડયો; જો તેનું વાતાવરણ વાદળો થી ઘેરાયલું અને જાડું હોત તો અંતરિક્ષમાં રહેલી આ બીજી સૃષ્ટિનું આપણને ભાનજ ન હોત.

## મંગળનો દેખાવ અને ત્હેની દૈનિક તથા વાર્ષિક ગતિ.

સાધારણ ઉંચી શક્તિવાળા ટેલેસ્કોપથી આ ગ્રહને જોતાં ત્હેના રંગોનું આકર્ષણ ઘણુંજ અદ્ભુત લાગે છે. તે રંગો એટલા તો સુન્દર, જૂદા જૂદા અને એક બીજામાં મળી જતા છે કે તેઓનાં નામ વાંચ્યાથી અને જોયાથી એક સરખો જ વિચાર આવે કે કેમ તે શંકાભર્યું છે. ઉત્તર અને દક્ષિણ તરફના પ્રદેશોમાં ગુલાબી રંગ પથરાયલો છે અને વચમાં આછો ભૂરો છવાયલો છે. આ બંને રંગો, ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર આવેલા દૂધ જેવા હિમના શ્વેત કટિબંધોથી ઘણા ચોખ્ખા અને જૂદા પડી આવતા દેખાય છે. વળી આખા ગ્રહ ઉપર આ બે રંગો એક સરખા નથી. ઉપરના ભાગોમાં દેખાતો ફુલગુલાબી ધીમે ધીમે ઘેરો થઇ ઇંટ જેવો રાતો થાય છે અને છેવટે રક્તવર્ણો દેખાય છે. ભૂરો રંગ પણ તેવીજ રીતે આછા ઘેરા પ્રમાણમાં છે અને તેઓ સઘળા એક બીજામાં એવી રીતે ભળી જાય છે કે તેઓની વચ્ચે લીટી દોરવી કેવળ અશક્ય જ છે.

અનુકૂળ સંજોગોમા ફર્બિન વડે જે કોઇ તે રક્તબિન્દુને નિરખે ત્હેને વિશ્વકર્તાની અપાર શક્તિનું કંઇક સ્હેજ ભાન થાય છે. દૂર દૂર ભુરા આકાશમાં જાણે પોતાની જ પૃથ્વી ન્હાનું સ્વરૂપ ધારણ કરી તરતી હોય એવું ત્હેને લાગે છે. ત્હેના અદ્ભુત કુંડાળામાં ત્હેને તે સૃષ્ટિના ખંડો અને સમુદ્રોનો ભાસ થાય છે. તે ગ્રહના ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપરના બે શ્વેત કટિબંધો તે નિહાળે છે. જોતાં જોતા થોડી વાર પછી એકદમ ત્હેને ભાન થાય છે કે ટાપુ અને ભૂશિર જોવામાં તે તલ્લિન થઈ ગયો હતો તેઓએ તે ગ્રહ ઉપર જગ્યા જરા બદલી છે પણ તે બે વચ્ચેનું અન્તર તો પ્હેલાં જેટલું જ છે. ઘડીક તે વિચારમા પડે છે પણ તરતજ આશ્ચર્ય સાથે ત્હેને ભાન થાય છે કે પૃથ્વીની માફક મંગળ પણ એક કાલ્પનિક ધરી ઉપર ફરે છે. નિશાળમાં જ્યારે શિક્ષકે ત્હેને પૃથ્વી તારાઓની વચ્ચે અંતરિક્ષમા ભમતી બતાવી હતી તે ભૂગોળના પ્હેલા પાઠો ત્હેને યાદ આવે છે. ત્હેને લાગે છે કે પૃથ્વીની જેમ ત્યાં પણ દિવસ-રાત પડતાં હશે.

ધરી ઉપરની ત્હેની આ દૈનિક ગતિથી. ત્યાંનો દિવસ આપણા દિવસ કરતા ૪૦ મિનિટ વધારે લાંબો એટલે ૨૪ કલાક અને ૪૦ મિનિટનો છે એમ જણાયું છે. વળી સૂર્યની ફરતા ફરવાનો ત્હેનો રસ્તો પૃથ્વી કરતાં લગભગ બેવડો મ્હોટો હોવાથી ત્યાંનું વર્ષ આપણા વર્ષ કરતાં બેવડું મોટું છે. પરિણામે ત્યાંની ઋતુઓ આપણી ઋતુઓ કરતાં બેવડી લંબાય છે. આ રીતે જોતાં ત્યાંની વસન્ત ચાર મહિનાની છે અને પૃથ્વીની જેમ ત્યાં પણ વૃક્ષો, વેલીઓ અને નદીનાળાં હોય તો મંગળના કવિઓ આપણા કરતાં વધારે રસિક હોય અને ત્યાંનાં પ્રેમીજનો તે મદભરી ઋતુમાં બેવડું મ્હાલે અને તેથી બુદ્ધિમાન પૃથ્વીવાસીઓને તેઓની ઇર્ષ્યા થાય. પણ દુર્ભાગ્યે તેમ નથી. ત્યાં વનસ્પતિ માત્ર કોઇ કોઇ જગ્યાએ જ જોવામાં આવે છે

અને પાણી વિના લ્હાંનાં લોક ટળવળે છે. જીવવા માટે જ્યાં આમ મારામારી હોય ત્યાં રસિક થવાને તે લોકોને ક્યાંથી વખત મળે ?

## વાયુઓ અને વનસ્પતિ.

'સ્પેક્ટ્રમ '* તેમજ 'રેડિએશન 'x ને લગતા નિયમોથી મંગળની ગરમીનું માપ (temperature) ખગોળ શાસ્ત્રીઓએ જાણ્યું છે. તે સરેરાશ ૮૦૭ ડીગ્રી સેંટીગ્રેડ અથવા તો ૪૭-૭ ડીગ્રી ફેહ્રનહાઇટ (પૃથ્વી માટે સરેરાશ ૬૦ ડીગ્રી ફેહ્રનહાઇટ) છે. ગરમીના આ માપ ઉપરથી તેમજ ત્હેના દેખાવ ઉપરથી મંગળની હવામાં જલવાયુ (water-vapour) છે એમ માલમ પડે છે. હવે જલવાયુ બીજા વાયુઓ કરતાં વજનમાં હલકો હોવાથી તે બીજા ભારે વાયુઓ કરતાં વ્હેલો ઉડી જઇ શકે છે અને તેથી જે કોઇ ગ્રહની હવામાં તે હોય તો બીજા ભારે વાયુઓ પણ તેમાં હોવા જોઇએ એમ નક્કી થાય છે. આ પ્રમાણે ઓક્સિજન, નાઇટ્રોજન, અને કાર્બોનિક એસિડ વાયુઓ—જેઓ જલવાયુ કરતાં ભારે છે—તે મંગળની હવામાં હોવા જોઇએ એમ માની શકાય છે. આ બાબતનું વળી એક બીજું પણ પ્રમાણ છે.

મંગળમાં કેટલીક વાર જણાતા ભુરા અને લીલાશ પડતા રંગોથી એક વેળા ખગોળવેત્તાઓએ એમ માન્યું હતું કે તે મંગળના સમુદ્રો છે. પણ પછીથી જ્યારે વધારે ઉંચી શક્તિવાળાં દૂર્બિનો રચાયાં અને વિજ્ઞાનનું જ્ઞાન વિશેષ વૃદ્ધિ પામતુ ગયું ત્યારે જણાયું કે આ રંગો થોડે થોડે વખતે બદલાય છે. હિંદુસ્તાન જેવડા અને કેટલીક વાર તેથી યે મ્હોટા વિભાગો ઘેરામાંથી આછા રંગમાં આવતા લાગ્યા. ત્હાંનાં પાણી જલવાયુનું રૂપ લઇને અથવા તો કોઇ બીજી રીતે ઉડી જવાથી આ આભાસ થતા સમુદ્રો આછોતરા થઇને રંગ બદલતા હોય એમ આપણે એક પળ માનીએ તો પણ આ પાણી ક્યાં જઇ શકે ? ગ્રહની બ્હાર અંતરિક્ષમાં. તે માત્ર થોડાં અઠવાડીઆમાં જઇ શકે નહિ. આપણે આગળ જેશું તેમ ગ્રહની બ્હાર જવાને માટે તો તેને

---

* કાચના 'પ્રિઝમ'માંથી સૂર્યનું કિરણ પસાર કરતાં તે જૂદા જૂદા સાત રંગોના એક પટ્ટામાં વ્હેંચાઇ જાય છે, તે ન્યૂટનનો પ્રયોગ જાણીતો છે. આ પટ્ટાને સૂર્યનું સ્પેક્ટ્રમ (Solar spectrum) કહેવાય છે. તેવીજ રીતે ઘણી જ તપેલી સાદી ધાતુઓનું (સોનું, રૂપું, ત્રાંબું વિગેરે) તેમજ અધાતુઓનું (ગંધક, ફોસ્ફરસ, આયોડિન વિગેરે) એક કિરણ 'પ્રિઝમ'માંથી પસાર કરવામાં આવે તો દરેક ધાતુ કે અધાતુ પોત પોતાના જૂદા જૂદા રંગની રેખાઓ પટ્ટામાં દેખાડે છે. આ રંગ સિવાય પટ્ટાનો બધો ભાગ કાળો જ રહે છે. કિરણ ફેંકતી વસ્તુ જે પ્રમાણમાં ગરમ હોય તે પ્રમાણમાં તે ઓછી કે વત્તી રેખાઓ દેખાડે છે. આ રીતે સાધારણ તપેલી 'સોડિઅમ' ધાતુ માત્ર એક જ પીળી રેખા બતાવે છે જ્યારે વધારે પ્રમાણમાં તપેલી તેજ ધાતુ ત્રણ રેખાઓને દેખાવ આપે છે. આ પ્રયોગ ઉલ્ટી રીતે વાપરીને એક વસ્તુની ઓછી કે વત્તી રેખાઓ ત્હેના સ્પેક્ટ્રમના પટ્ટામાં જેઇને તે વસ્તુની ગરમીનું માપ ચોક્સાઇથી કહાડી શકાય છે.

x વાતાવરણમાં મોજાં રૂપે ગરમીની ગતિ.

રંગો લાગે. જો જલવાયુ રૂપે તે મંગળની હવામાં રહેતું હોય, તો પૃથ્વીની બાબતમાં બને છે તેમ હવાના વેગને લીધે તે વાયુને ઉત્તર અથવા દક્ષિણ ધ્રુવ ઉપર જઈને તે પ્રદેશોની ઠંડીને લીધે ત્હેને ઘનરૂપમાં આવી બરફનું રૂપ લેવું પડે. તો પણ મંગળના ઉત્તર કે દક્ષિણ ધ્રુવના પ્રદેશો ઉપર રહેલું બરફનું પ્રમાણ તે રીતે જેટલું વધવું જોઈએ તેટલું કોઈ દિવસ વધ્યું જણાયું નથી. એટલે કે મંગળનું પાણી વાયુ રૂપે ઉડી જતું નથી. ત્યારે આ રંગો પાણી હોઈ શકે નહિ. વળી બદલાતાં બદલાતાં બરાબર બે વર્ષે તે રંગો પ્હેલાં જોયેલી જ સ્થિતિમાં માલમ પડે છે. ત્યારે આ રંગો શું હોઈ શકે? તે મંગળની વનસ્પતિ. પૃથ્વી ઉપર ગ્રીષ્મ અને વસન્તમાં વનસ્પતિ ખીલતી હોય છે. શિશિર અને હેમંત ઋતુમાં તે સૂકાય છે. ખીલતી વનસ્પતિ લીલી અને બળતી પીળી. તેમ જ મંગળની ખીલતી વનસ્પતિ ભૂરાશ પડતી લીલી અને ખરતી રતુંબડી પીળી. મંગળના એક વર્ષે (આપણાં બે વર્ષે) તે પાછી લીલી થાય અને બદલાતી બદલાતી પીળી થઈ જાય. આ રીતે તે ભૂરાશ પડતા ભાગો સમુદ્રોનાં પાણી નહિ પણ વનસ્પતિ છે એ નિઃસંશય છે.

આપણે જાણીએ છીએ કે વનસ્પતિ ઑક્સિજન વાયુ પોતાના છિદ્રો વાટે બ્હાર કાઢે છે અને કાર્બોનિક ઍસિડ વાયુ તે જ છિદ્રો વડે લઈને જીવે છે. આથી ઉલટું પ્રાણીઓની બાબતમાં બને છે. ઑક્સિજન અથવા પ્રાણવાયુ તેઓનો જીવનાધાર છે જ્યારે કાર્બોનિક ઍસિડ વાયુ તેઓ શ્વાસોચ્છ્વાસ વાટે બ્હાર કાઢે છે. આ પ્રમાણે વનસ્પતિ અને પ્રાણી એક બીજાના ટેકા રૂપે અને તેથી જ્યાં વનસ્પતિ હોય તો પ્રાણીઓ હોવાનો સંભવ હોય એમ માનવાને આપણને સબળ કારણ મળે છે. વળી વનસ્પતિ ત્હેના જીવનને પૂરતો ખોરાક જમીનમાંથી મેળવે છે અને તે ખોરાકમાં નાઇટ્રોજન વાયુ ઘણો જરૂરનો છે. આપણે ઉપર જોયુ તેમ મંગળમાં વનસ્પતિ છે અને તેથી ત્યાં ઑક્સિજન, નાઇટ્રોજન અને કાર્બોનિક ઍસિડ વાયુઓ છે એમ આ બીજી રીતે પુરવાર થાય છે.

ગમે તેટલી ઉંચી શક્તિવાળા દૂર્બિનથી પણ મંગળ ઉપર પ્રાણીઓ ચાલતા દેખાય એ વાત તો છેક જ અસંભવિત છે. વળી ત્યાંની ઋતુઓના ફેરફાર પૃથ્વી ઉપર બેઠાં બેઠાં ૩૫,૦૦૦,૦૦૦ માઇલને અંતરેથી ખગોળવેત્તાઓ આમ બતાવે છે એ પણ આધુનિક વિજ્ઞાનનો એક ચમત્કાર જ છે. અને પૃથ્વી ઉપર જ રહીને સીધેસીધાં ત્યાંના પ્રાણીઓને જોવા અને તેજ સત્યને દૂર્બિન, વિજ્ઞાનના નિયમો અને તર્કશક્તિ વડે પીછાનવું એ બેમાં વધારે ચડીઆતું ત્હમને શું લાગે છે?

[ મંગળ વિષે જાણવા લાયક વધુ માહિતિ આવતા અંકમાં ]

# કાવ્ય પ્રતિભાની ઉત્પાદક શક્તિ.

કુદરતમાં કાવ્ય પ્રતિભા રહેલી છે. કવિઓ તે શક્તિને કાવ્ય લખવામાં વાપરે છે. જેમ કુદરતનું સૌંદર્ય વધુ આકર્ષક તેમ કાવ્યો પણ ઉમદા થાય.

પ્રતિભા–કાવ્યમયી પ્રતિભાને વિદેવનો પ્રકાશ કહીએ તો અત્યુક્તિ ન જ ગણાય. કારણકે કાવ્યની પ્રતિભા પોતાનાં કિરણોને સત્વ, રજ અને તમ એ ત્રણે લક્ષણોમાંથી પરાવર્તિત કરે છે.

મહાકવિઓની પ્રતિભાની અંદર નિરાકાર ઉત્પાદિની શક્તિ હોય છે. તેઓની પ્રતિભામાં સાકાર ભાષા, ભાવ, ઉપમાકૌશલ્ય, ચરિત્રસૃષ્ટિ, શબ્દવિન્યાસ અને છંદનો ઝંકાર; એ સર્વ અચ્છી રીતથી વણાયલું હોવું આવશ્યક છે.

પ્રાકૃતિક સૌંદર્યમાંથી કવિઓએ કંઇકંઇ અવનવું રચ્યું છે. પ્રકૃતિને તેઓએ વિવિધ જાતની દૃષ્ટિથી નીરખી છે: બાયરને પ્રાકૃતિક જગતની પ્રચંડતા વર્ણવી; વર્ડ્ઝવર્થે વિશ્વમય મહાશક્તિનો ચિન્મય વિકાસ વર્ણવ્યો; ભવભૂતિએ શાંત ગંભીરતાની મહામૂર્તિ ચીતરી; મિલ્ટને સ્વર્ગીય તાન આલાપ્યું; પોપે ભાવનું પ્રગાઢપણું આંક્યું; કોઇ કવિએ લાલિત્યને પ્રધાનપદ આપ્યું; કોઈએ રૌદ્રરસ અને કરુણ રસમાંજ ઝુમી–રસમસતી કાવ્યપ્રતિભા આલેખી; કોક કાવ્યકારે શાન્તરસની અવતરણામાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને નિમગ્ન કરી દીધાં.

કાવ્યદેવીની પ્રતિભા બહુવેષી છે. તેમાં વિરોધાભાસ પણ આવે છે. પ્રતિભા કોક સ્થળે સુંદર બની જાય છે તો કોક જગાએ કદરૂપી પણ બને છે. કોઈક સ્થળે પાપમિશ્રિત, તો વળી અન્ય કોઈ સ્થળે પુણ્યમિશ્રિત રચાય છે. એવા વૈચિત્ર્ય વગર પ્રતિભા, સારાં રત્નો ઉત્પન્ન કરવામાં કામયાબ નજ થઈ શકે. ઇયાગો અને ડેસડિમોનાના વૈચિત્ર્ય વગર 'ઓથેલો' ( Othello ) ન રચાત. ક્લોડિયસ અને હેમ્લેટની ભિન્નતા વગર 'હેમ્લેટ' ( Hamlet ) નામના ગ્રંથે ભાગ્યેજ સારી ખ્યાતિ મેળવી હોત. આઇકામો અને ઇમાજન એ બે વિરૂદ્ધ સ્વભાવવાળી વ્યક્તિઓને લીધેજ Cymbeline રસમિશ્રિત લેખાયું. મિફિસ્ટફિલિસ બેડોળ અને ફાઉસ્ટ સુંદર હોવાથી "Gothe's Faust" રચાયું.

પ્રતિભાનું મૂળતત્ત્વ અમાનુષી સૌંદર્ય છે. કલ્પનાનો ઢોળ ચડતાં કાવ્યની પ્રતિભા ભલભલાના મનોને પણ ડોલાવી નાંખે છે. લજ્જાશીલ શકુન્તલા, છલનામય ઉર્વશી, તપસ્વિની પાર્વતી એ ભારતીય કાવ્યદેવીની પ્રતિભાના કાલ્પનિક વિભાગનાં મનોહર પાત્રો છે. પાશ્ચાત્ય કાવ્યદેવીની પ્રતિભાએ કલ્પનાના આવરણમાં લપેટીને આ જગતપર શિશિરના જેવી ઓફિલિયા; ઝંઝાવાત (તોફાન) ના જેવી કેથેરિન; સર્વત્યાગી ટાઇમન, સર્વગ્રાસી રિચર્ડ: વિલાસવતી ક્લિયોપેટ્રા, સતી સાવિત્રી, ડેસડિમોના; નિશાચરી લેડી મેકબેથ; પુષ્પવિહારિણી પરડિટા વગેરે પાત્રો મુકી દીધાં, નવીન સૃષ્ટિ રચી દીધી.

પ્રતિભા, જ્યારે કલ્પના રાજ્યમાં વિહંગ થઇને ઉડે છે, ત્યારે ખચિત આ દુનિયા પર વિવિધ ગુણસ્વભાવદર્શક પાત્રો જન્મ પામે છે. આથીજ કાવ્ય જગતમાં ઇયાગોની કુટતા, ઓથેલોનો સંદેહ, ક્લોડિયસનું કામાતુરપણું, મેકબેથની કુરાશા, રિમનનો પિતૃદ્રોહ, રિચર્ડની સ્વાર્થસિદ્ધિ, ફોલસ્ટાફની પાપરચના, ક્રેસિડાની ઇન્દ્રિયલોલુપતા, પર્મોનિયસની આત્મશ્લાઘિતા, ટાઇમનની સ્વજનિંદાપ્રિયતા, વિદુષકની હાસ્યમયી પ્રકૃતિ. ચરિત્ર

કારુણ્ય, દુષ્યન્તની વિરહિતા, પુરૂરવાનો ઉન્માદ, ઉર્વશીનો પૂર્વરાગ, પ્રિયંવદાનો સખી પ્રેમ; વગેરે ગુણ અને સ્વભાવનાં ચિત્રો પાત્રનારૂપમાં દોરાયાં.

વળી કવિઓ 'અધ્યાત્મ તત્ત્વ' ને પણ પોતાનાં કાવ્યોમાં ગોઠવી પ્રતિભાને ઉચ્ચ અને પ્રશ્ચિત માર્ગે દોરવે છે. જર્મન કવિ ગેટે એ માર્ગારેટ અને તેના પ્રણયી ફાઉસ્ટનની વચ્ચેના વાર્તાલાપમાં આ તત્ત્વને ઠીક સ્થાન આપ્યું છે. તે કહે છેઃ—

Look, I not eye to eye on thee,
And feel'st not thronging
To head and heart, the force
Still weaving its eternal secret
Invisible, visible, around thy life.

એક ફારસી ફિલસુફે અસ્તું ભાખ્યું:—

"ખુસરવા દર એસ્ક બાઝી કમ; ઝ હિંદુ ઝન, મ બાશ,
કઝ બરાએ મુર્દેહ સુઝદ ઝિન્દેહ મને ખીશરા."

જેમ હિંદુસ્તાનની હિંદવાણીઓ–સતી સ્ત્રીઓ પોતાના પતિના–ખાવિંદના મૃત દેહને લઇ ચિતામાં બળી મરે છે, તેમ ઓ ભાઈ, ખુદાની મહોબ્બતમા તારો પ્રાણ આપ, તેને લઇનેજ તું આ જહાનમાં આવ્યો છે. દુનીઆની લાલચોમાં ફસાતો મા.

'સુ.દી' કહે છેઃ—

"ઉમ્રએ કે પંજાહ રફત દર ખાબી
મગર ઇન પંજ રુઝ દર યાબી."

એ સાદી! તારી ઉંમરનાં પચાસ વર્ષ તો ખ્વાબ તથા ગફલતમાંજ ગયાં. હવે પાંચ દિવસ જે બાકી રહ્યા છે તેમાં 'ચેતી જઇને બંદગીનું'–ખોદાની બંદગીનું કામ કરી લે.

કાવ્યજગતમાં નજર ફેરવતાં સૃષ્ટિસૌંદર્યનું વર્ણન ઘણી જગાએ દૃષ્ટિગોચર થાય છે. કોઈક સ્થળે એ વર્ણનમાં ગૂઢ ઉપદેશની પણ આછી છાંટ હોય છે. જેમકે દસ્તૂર જમશેદ કહે છેઃ—

ખુરદ મ હમરેહ શાદી ઓ ગમ ઝમાને બહમ,
કુદામ ગુલકે સરે ઝખ્મે નો કે ખાર નદાશ્ત ?"

આ જમાનામાં ગમી તથા ખુશી બેઉ સાથેજ છે. કોઈ વાર ઇન્સાન દુ:ખમાં પડે છે અને કોઇવાર સુખમાં પડે છે. કયું ગુલાબનું ફુલ કાંટાની અણીના ઘાની બ્હીક નથી રાખતું ! છતાં ગુલાબ જેવા રંગીન તથા કોમળ સુગંધીદાર મનમોહક પુષ્પને કાંટાની અણીના ઘા વેઠવા માટે હમેશાં તૈયાર રહેવું પડે છે.

આ તો ઉપદેશ મિશ્રિત સૃષ્ટિસૌંદર્યનું વર્ણન થયું. પણ કેટલેક સ્થળે ફક્ત મનને આલ્હાદ દેવા કાજેજ આ સૌંદર્યનું વર્ણન થાય છે. અને વર્ણન પ્રકૃતિમાંથી જન્મે છે. ખરેખર પ્રકૃતિ એ સૌંદર્યનો ભંડાર છે. તે અનંત છે, અકથ્ય છે. પ્રભાત, મધ્યાહ્ન, સંધ્યા, કૌમુદી શર્વરી, તારકામંડિત આકાશમંડળ, ઇન્દ્રધનુષ્યરંજિત વિદ્યુતનો ઝબકારો, મધુર ઘોષ કરનારી સુંદર સુંદર મેઘમાળા, ખીલી રહેલી વૃક્ષ પુષ્પિતવેલ, નવા કુથાંકુર, સ્ફુટિતોન્મુખ કિશલય, છાયામય કુંજવન, સુખમય ઉપવન, નિબિડ અરણ્ય, અટલ ભૂધર, અગાધ સાગર, ઉલ્લસિત નટિની, લ્હેરવાળું સરોવર,

ફીણવાળાં ઝરા, કણવાળી સમીરણ, શીતલ શિશિર હિમતુષાર, વરસાદનું પડવું, પુષ્પની સુગંધી; જ્યોત્સ્નાનું હસવું, મલયનો વાયુ, તરંગનો હિલ્લોલ. મધુમય પરાગ અને નીરદનું નવવારિ; મૃગમૃગી, ચક્રવાકચક્રવાકી, ભ્રમર, હાથીહાથણ, સ્વર્ણરેણુ, મુક્તરાજ—એ સર્વમાંથી કવિઓની ભાવના જન્મી જુદી જુદી દિશાએ ગઈ. એ ભાવનામાંથી સુંદર બાળા હોરા રચાઈ, હિમાલય ઉપરનું ગિરિવન વર્ણવાયું.

મિલ્ટને ત્રિદેવનું ચિત્ર આંકતાં સ્વર્ગોદ્યાન ચીતર્યું, વળી ભાવના વડે રૈવતક, ઇન્દ્રનીલ, પ્રસ્રવણ, આલ્પ્સ, કોકેકસ, રિફ્ડડ અને હિમાલય વગેરે પર્વતોનાં મનોહર વર્ણનો, વાયુવિકંપિત લતાસ્રગ વિશોભી વૃક્ષાદિના સૌંદર્યનું વર્ણન, અભ્રને ચૂમતા ઉત્તુંગ શિખરની ગંભીર મૂર્તિનું વર્ણન, ઉછળતા તરંગવાળા સમુદ્રનું વર્ણન, વાયુના જોસથી વહેતા ચંચળ જલદ ખંડનું વર્ણન, નભોમંડળના ચંદ્ર સૂર્ય નક્ષત્ર ગ્રહોપગ્રહોના વર્ણનો ઉત્પન્ન થયાં. માનવ જાતને ડગલે પગલે આવતાં હાસ્ય અને અશ્રુ, આશા અને નિરાશા, ભય અને નિર્ભયતા, વિરહ અને સંયોગ, દુઃખ અને સુખ એ દ્વંદ્વોનું પ્રાકૃતિક જગતના સૃષ્ટિસૌંદર્યમાં સંયોગી કરણ થતાં કામદેવના પંચશરની કલ્પના ઘડાઈ; મનસિજના બંધનો Bonds of bliss and pain રચાયાં.

કાવ્યમયી પ્રતિભા શ્રૃંગાર તત્ત્વના આભુષણો પણ પહેરે છે. એ તત્ત્વ વગર આ દેવીની શોભા લાગે નહિ. આ તત્વમાં પણ ઉપદેશની માત્રા હોય છે. જેમકે:—

પ્રેમોન્માદિની વીનસ પ્રિયતમ આડોનિસને ગુમાવીને વિલાપ કરતાં કહે છે:—

"The flowers are sweet, their colours fresh and trim
"But true sweet beauty lived and died with him."

ફારસી કવિ 'ખુશરો' કહે છે:—

હર કેકિ રંગો બુઇ ગુલે રો દર નયાફત
બુલ હવસ શુદ ગેરશુદ બેગોને શુદ બેકાર શુદ;
ખલિસ અઝ ખુસરો હદી સેઝુલફે ઓ બેશનો કે શુદત
દામ શુદ, તસબીહ શુદ, ઝંજીર શુદ, ઝુનનાર શુદ.

જે કોઈએ તે પુષ્પસમ મુખવાળી માશુકના રંગ તથા સુગંધીનો લાભ નહિ ઉઠાવ્યો, તે માણસ 'હવસી' છે, પરમેશ્વરના માર્ગથી જુદો છે, પારકો છે, નકામો છે. માટે તું તે માશુકના ઝુલ્ફની ચોકખી તથા ખાલેસ વાત સાંભળ કે જ્યારે ખુશરોએ તે માશુકના માર્ગનો મર્મ કળ્યો, ત્યારે ખુશરો તે માશુકનો બંદો થયો, તેના દિલની સાંકળ થયો, દિલનો દિલદાર થયો, ગળામાં પહેરવાની જનોઈ થયો.

વળી કાવ્યદેવીના આ શ્રૃંગારી સ્વભાવે માનવી બાળોનાં મનના લૌકિક ધર્મને પણ ભુલાવી દીધો છે, અને મનોરંજક વ્યક્તિઓને નાટક તથા કાવ્યદ્વારા જન્મ આપ્યો છે. ડેસડિમોનાએ પોતાના સ્વામી બેભાનવીઓની ખાતર પોતાના પિતા ઓથેલોના કથનને પણ માન ન આપ્યું. મહાન્ રાજા મિનોની પુત્રી સ્કીલાએ ગરીબ પસ્થુમસ સાથે પ્રેમ કર્યો. સતી સાવિત્રીએ ગરીબ સત્યવાનને હૃદયદાન દીધું રોમિયો અને જ્યુલિયટ શત્રુ કુટુંબના છતાં પ્રેમ રજ્જુથી બંધાયા.

વળી આ તત્ત્વને લીધે સમાજના તત્કાલીન ભાવો પણ કવિઓની વાણીદ્વારા કાવ્યકૃતિમાં વણાય છે. ભારતમાં પ્રચલિત લજ્જાશીલપણાના ભાવે શકુંતલાની સૂતડી જ વાતચીત.

ઉર્વશીનો લતામંડપમાં છેડો ભરાવો,—માલતીના પ્રેમમાંના ઝંઝરની બીનીનું ઢીલા થવું, પાર્વતીનો સખીસમાજમાં અપ્રસ્તુત મૂક ભાવને જન્મ દીધો, જ્યારે કે યુરોપીય વાતાવરણમાં સરળ સ્વભાવની મિરાન્ડા, કુસુવિહારિણી પરડિટા, તેજસ્વિની હરમાઈયોની, સુચતુરા રોઝાલિંડ, એકાગ્રમનની જુલિયટ, પ્રેમમુગ્ધ અસ્સિયા, સર્વત્યાગી ડેસડિમોના, પિતૃવત્સલા કોર્ડિલિયા વગેરે પ્રતિભાના સ્નેહની સામગ્રીરૂપ નાયિકાઓનો પ્રાદુર્ભાવ થયો. દુષ્યંતની સાથના વિયોગને દારૂં ઝાડમાં વલ્કલના છેડાનું ભરાવું, પગમાં કુશાંકુરનું ભોંકાવું. એ શું ઓછું સ્નેહનું બીજ-રોપણ કરે છે! નિર્દોષ, વ્યવહારથી અજ્ઞ મિરન્ડા પાસેથી કવિએ રાજપુત્રને લક્ષીને કહેવડાવ્યું કે—

> " This is the third man, I ever saw,
> The first that e'er I sighed for "

આ રીતે કાવ્યમયી પ્રતિભા અમાનુષી સૌંદર્યના મૂળ તત્ત્વમાંથી ઉત્પન્ન થઇ, કલ્પના-સૃષ્ટિના વાતાવરણમાં પોષાઇ, વૈચિત્ર્ય તત્ત્વની ઉંડી ભેખડોમાં વિચરી, અધ્યાત્મતત્ત્વનું અમૃત પાન કરી, દાર્શનિકતાના ચશ્માં પહેરી, સૃષ્ટિસૌંદર્યના આવરણો સજી, શૃંગાર તત્ત્વનાં આભૂષણોથી વિભૂષિત થઇ કોઇ પણ દેશના કાવ્ય પ્રદેશમાં ત્યાંના દેશ-કાળ-રીતરિવાજ-પાત્ર એ સર્વને અનુસરી વિચરે છે. એ પ્રતિભાની અસર તત્કાલીન કવિઓ પર પડે છે અને તેના પરિણામરૂપ તે કવિઓ એવા ગ્રંથો બનાવે છે કે જેથી જમાનો ઘણોજ સારો પલટો ખાય છે.

માઘે દ્વારકા બનાવી. શ્રી હર્ષે ભીમપોર રચ્યું. કવિ કાલિદાસે અલકાનગરી વર્ણવી. વળી તેણે પ્રાણીઓમાંથી પણ કાવ્યનું માધુર્ય તારવ્યું. દિલીપે વસિષ્ઠાશ્રમમાં જઇને મોરનો કેકારવ સાંભળ્યો. મૃગલીને દર્ભ ખવડાવતી શકુન્તલા કલ્પાઈ. બીજે સ્થળે ચક્રવાકયુગલ પક્ષીને જોયાં. પાણીમાં વિહાર કરતી સારસ પંક્તિ જોઇ. વળી કવિએ દુષ્યન્તના કણ્વાશ્રમને આંકતાં માલિનીના કિનારા પર હંસમિથુનને આલેખ્યું. હિમાલયની તળેટીમાં હરિણ બાળોને હરિયાળી ચરતાં દોર્યાં. વળી આમ્રવૃક્ષ નીચે કૃષ્ણસાર યુગલ આંક્યું. મોરની પૂંછડીને સ્ત્રીના કેશકલાપ સાથે સરખાવી. આંખના કટાક્ષને પવનથી હાલતા નદીનાં પાણીમાંનાં નાનાં મોજાં જેવાં કલ્પ્યા.

ગ્રીસના રોમેન્ટિક વાતાવરણમાં ઇલિયડ રચાયું. યુરોપના પ્રપંચી વાતાવરણમાં શેક્સપીયર, મિલ્ટન, પોપ વગેરેના મનુષ્ય સ્વભાવદર્શક કાવ્યો-નાટકો રચાયાં. અમેરિકાની ગુલામગીરીની ભયંકર પ્રણાલીની અસરે Uncle Tom's Cabinને જન્મ આપ્યો. યુરોપમાં વસતા Jews લોકો Merchant of Venice ને રચાવવામાં કારણભૂત થયા.

સદ્ભાગ્યે ભારતને કુદરતે-સૃષ્ટિસૌંદર્યની ઉચ્ચ કોટિની બક્ષીસ આપી છે. અહીંની પવિત્ર ભાગીરથીના કિનારા પરના સુંદર જંગલોમાંથી, કલકલ કરતા ઝરાઓમાંથી, પુષ્પિતોદ્યાનોમાંથી, કુસુમાભરણના રિવાજમાંથી, મુનિઓના કોલાહલથી ગાજી રહેલા તપોવનોમાંથી, મૃગોની ખરીવડે ખણાએલી ધરતીવાળા મનોહર આશ્રમોમાંથી, મૃગના શિકારના પીછાંથી કવિ કાલિદાસની કલ્પનાએ 'શાકુંતલ' તારવી કાઢ્યું. પુરાણોની ઉચ્ચ જાતની ગૂઢ અને મર્મવાળી આલંકારિક આખ્યાયિકાઓ રચાઇ. હિમાલય પર્વતના બરફાચ્છાદિત ઉત્તુંગ-શિખરોમાંથી, સૂર્યનાં કિરણોમાં ચળકતા ગુફાઓમાંના બરફના ગળીઆમાંથી. તળેટીમાં આવેલા ભયંકર વ્યાઘ્રગર્જનોથી ગુંજિત

કાનનોમાંથી, પર્વતને મથાળે આવેલા માન અને રાવણહ્રદ સરોવરમાંથી, તેમાં ઉગતા કમળોમાંથી, સિંધુ અને ગંગાના એકજ પ્રભવસ્થાનમાંથી નીકળી જુદી દિશાઓના વહનપરથી, દેવદારુ તથા વાંસના વૃક્ષોના વનમાંથી, કિરાતાર્જુનીય, કાર્તિકેયજન્મ, ગંગાનો મહાદેવની જટામાંનો સમાવેશ, કામદેવનાં બાણોથી શિવનું મોહ પામવું, પાર્વતીના લગ્ન, દક્ષના યજ્ઞનો વિધ્વંસ, કામદેવનું અનંગ થવું. વગેરે મોહક કલ્પનાઓ ઉદ્‌ભવી. સરસ્વતીની ભૂલભુલામણીવાળી ટેકરીઓએ પ્રતાપનું જીવન બનાવ્યું. કેળની કુંજોમાંથી શકુન્તલાનું પત્રલેખન પેદા થયું. વિન્ધ્યાચળ પર્વત, ગોદાવરી ... ત્ર્યંબક આગળનું ગોદાવરીનું ઉદ્‌ભવસ્થાન, નાશિક આગળ આવેલા ઋષિઓનાં તપોવન. પ્રસ્ત્રવણ ગિરિના જંગલોમાં વસતા અનાર્યો, લંકાની સુવર્ણભૂમિ, લંકામાં થતાં તાડ અને નાળિયેરી-લતાઓ ... અયોધ્યાથી તે લંકા સુધીનો રમ્યપ્રદેશ અને વિમાનમાંનું આરોહણ, એ સર્વમાંથી વર્ણન, ... રચાયું. રામનું પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા જવું. રસ્તામાં સીતા આગળ કરેલું નભોમંડળમાંથી દેખાતા પ્રદેશોનું આકર્ષક વર્ણન એણે 'મેઘદૂત'ની કલ્પનાનું કલેવર ઘડયું: દુનિયાના કાવ્ય-આકાશમાંનું પ્રથમ પંક્તિમાંનું, પ્રથમ શ્રેણીનું શૃંગારી પુસ્તક આ રીતે ઘડાયું અને તે રસ રેલાવવા "યક્ષ અલક્ષ થયો સેવામાં તું જે યુવતીકાજ. જા મદમસ્ત હરામી"! એ બોલતું એણે તહોમત મૂકી યક્ષને આ મૃત્યુલોકમાં મોકલ્યો.

યમુનાના અઘોર કાળા નીર અને તે પર આવી રહેલા કાળા અભ્રપરથી નાગની કલ્પના ઘડાઈ. યમુના તટે આવી રહેલા કદંબ વૃક્ષોપરથી વસ્ત્રહરણ, ગોપાલ વત્સોની રમત વગેરે કાલ્પનિક દશ્યો દોરાયાં "જળ કમળ છાંડી જાને" વિગેરે કાવ્યો રચાયાં. ગોપાલ વૃંદનું યમુના તટે ઝૂંપડાં બાંધીને રહેવું, ગાયોને ચરાવવા જવું, તેમની નિર્દોષ ક્રીડા, વાંસલડીઓનું વાગવું: એ સઘળું કવિઓએ તેમના પ્રિય કાલ્પનિક કૃષ્ણની જિંદગીમાં રેડી દીધું. મધુરી, સ્નેહાળ ગોપબાળાઓને કૃષ્ણની શૃંગારમયી કલ્પનાની નાયિકાઓ કલ્પી. રાધા, મુખ્ય પાત્ર બની. આ રાધા-કૃષ્ણની મીઠી કલ્પનાની અસર તે વખતના એકેએક કવિઓ પર પડી. કૃષ્ણના વિહારને લીધે વૃંદાવનની કુંજગલીઓ વિખ્યાત થઈ ગઈ. અરે! એટલી હદ સુધી કે વૈકુંઠની પણ ગણત્રી તેની આગળ ન રહી.

કહાયું કે:—"વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નથી જાવું;
ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું ?"

ગોદાવરીને તટે 'દંડકારણ્ય' મંડાયું. આ રીતે કવિઓની કાલ્પનિક પ્રતિભાના રસિક ઘોડાઓ છૂટે દોરે દોડવા માંડયા, અને ભારત રસથી તરબોળ બની ગયું. કાદંબરી અને ચંદ્રાપીડ, શકુંતલા અને દુષ્યન્ત, નળ અને દમયંતી, રાધા અને કૃષ્ણ, યક્ષ અને યક્ષપત્ની, કુબેર અને કિન્નરીઓ, ઇંદ્ર અને ઇંદ્રાણી, મહાદેવ અને પાર્વતી; વિષ્ણુ અને લક્ષ્મી: એ સર્વ ભુવનવિમોહક જુગલને કવિઓએ જન્મ આપ્યો. ભવભૂતિએ ભૂતિ અને શ્રી હર્ષે હર્ષ રેડયો.

આવી રીતે ભારતનો ખૂણેખુણો કાવ્યની પ્રતિભાથી ઝળકી ઊઠયો.

પણ વધારામાં ગંગાના ઘણાક શાખાઓથી સીંચાએલો, બ્રહ્માની પુત્રી સમોવડ બ્રહ્મપુત્રાથી નવડાવાએલો, અરણી સમુદ્રે જેનાં પગની રજ ચૂમી હોય તેવો એક દેશ બન્યો. અને તે પ્રાંત બંગદેશ હતો.

બંગના અંગમાં નૈસર્ગિક અને પ્રાકૃતિક સૌંદર્ય તો હતુંજ. એ તત્ત્વના એકાકીપણાને લીધે બંગ બાયલું બન્યું હતું. તેનાં કાવ્યોમાં મધુરતા રહી હતી પણ બીજાં તત્ત્વો દેખાયાં ન હતાં. પણ એટલામાં ચૈતન્યે ધર્મચેતનાનું ચૈતન્ય ફુંક્યું. વિવેકાનંદના ગુરુ રામકૃષ્ણ પરમહંસે વેદાન્તના ભક્તિ તત્ત્વનું ણી નાખ્યું. માત્રા અધુરી રહી તે રામમોહનરાયે પૂરી કરી. આ રીતે બંગ કાવ્યમાં ધાર્મિક તત્ત્વ ઉમેરાયું. "ભવ સંસાર બજારે માઝે, ભલો પતંગ ચગાઓછે" વાળાં મધુર કાવ્યો–ધાર્મિક તત્ત્વના મિશ્રણવાળાં કાવ્યો કરાયાં. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, રામમોહનરાય, દેવેન્દ્રનાથ વગેરે સુધારકોએ વધારામાં સામાજિક તત્ત્વ ઉમેર્યું. આ રીતે બંગભૂમિની કાવ્યલતામાં સામાજિક, પ્રાકૃતિક અને ધાર્મિક એ ત્રણ પુષ્પો ગૂંથાયાં. હજી અપૂર્ણતા રહી. તે કર્ઝનના ક્રૂર કુઠારાઘાતે પૂરી કરી. બાયલું બંગ પ્રજ્વળી ઊઠ્યું. આળસ મરડી ટટાર થયું. બંકિમ બાબુ જેવા કવિઓએ **सुजलां सुफलां मलयजशीतलां** ના રાજ્યદ્વારીવિષય મિશ્રિત કાવ્યો રચવા માંડ્યાં. બાકીનું આર્થિક તત્ત્વ રોમેશચંદ્ર દત્તે પૂરું કર્યું. આ રીતે પ્રાકૃતિક, ધાર્મિક સામાજિક, રાજ્યકીય, અને આર્થિક: એ પાંચ તત્ત્વોથી બંગીય કાવ્યમયી પ્રતિમાની પ્રતિભાની સ્થાપના બંગાળામાં થઇ.

આવા યોગ્ય સમયમાં એક યોગ્ય પૂજારીની જ્યોતિ પ્રગટી. તેણે દુનિયાને હિંદનું હીર બતાવી દીધું. યુરોપ, અમેરિકા તથા સમસ્ત દુનીયાને આંજી દીધી.

—દિનેશ ત્રિવેદી

---

# કોનો વાંક!

## એક આત્મકથા.

લેખકઃ
કનૈયાલાલ માણેકલાલ મુનશી.

### પ્રકરણ ૪ થું.

### દયાશંકર.

[૧]

**અમારા મુંબઇના** પરોણાઓ ગયા અને મારા સાસરીયાંનો દબાવી રાખેલો ક્રોધ બહાર પડયો. દિવસો ને દિવસો સુધી મારી ચેષ્ટા થવા લાગી અને ગાળ ને કટાક્ષથી મને બાળવાના પ્રયત્નો થયા કર્યા; પણ મેં એ બધાપર વિજય મેળવ્યો હતો તેથી મારૂં મન આનંદમાં રહેતું.

પણ એક દિવસ મારા જેઠના અવિચારી શબ્દોથી મારા પર વેરાયલું વાદળ તુટી પડયું.

હું રાતના જમી, કામ કરી સુવાની તૈયારી કરતી. મારી જેઠાણી ને દેરાણી પોતપોતાનાં રૂમમાં ચાલી ગઈ હતી, ને મારાં સાસુ રસોડામાં કાંઇ ઠોકાઠુમો કરી રહ્યાં હતાં. એકદમ, આગળ મારી જેઠાણી ને પાછળ મારા જેઠ ધબડધબડ દાદર ઉતર્યાં અને ગાંડા હાથીની માફક વિફરેલી જેઠાણી મારી પાસે આવી મને મારવા ને પોતાની છાતી કુટવા લાગી.

"હાયરે મણકી! તેં તો ધમચસાણ ઘાલ્યું, હાય રે–" હું તો ગભરાઇ ગઈ ને જેઠાણીના પ્રહારેથી બચવાનો પ્રયત્ન કરવા લાગી. મારા જેઠે આવી તેને પકડી ખેંચવા માંડી; મારાં સાસુ વિસ્મય થઈ દોડતાં આવ્યાં; મારા દિયર દેરાણી પણ ઘોંઘાટ સાંભળી જોવા આવ્યાં.

થોડીવાર હું, મારી જેઠાણી, અને જેઠ–એમ ત્રણે જણે વગર વિચારે એકમેકને સાથીઝ કર્યું; પણ આખરે મારા જેઠે મહા મુશ્કેલીએ અમને છુટાં કર્યાં. હું હાંફતી હાંફતી ઉભી રહી, અને જેઠાણી છેડો વાળવા બેઠાં, "કામણ કર્યું રે મારી મા...આ...આ..."

બધા પૂછવા લાગ્યાં અને જેઠ જેઠાણીના ન સમજાય એવા જવાબોમાંથી તાત્પર્ય એ નીકળ્યું કે મારા જેઠે પરોણા આવ્યા ત્યારે જે મેં રીતભાત દેખાડી હતી તેની પ્રશંસા કરી અને મારી જેઠાણીને તે રીતભાત શીખવાની સૂચના કરી.

પણ મારા જેઠનો મિજાજ ગુસ્સે હતો, એટલે વાત પૂરી થતાં જેઠાણીને લાતે લાતે સીધી કરવા લાગ્યાઃ "કુબ્જા! ઘરનો ફજેતો કરે છે?—ભિખારી! આને ફુવડ ને આખા ગામની અદેખાઇ. બે બોલ કહેવાય નહિ? ફાટી ચઢી છે."

આખરે મારાં સાસુ વચ્ચે પડયાં ને મોડી રાતે આ તોફાનનો અંત આવ્યો. મને માર પડયો, મારૂં અપમાન થયું તે હું વિસરી ગઈ; પણ મને મારા જેઠે આદર્શરૂપ ગણી એથીજ મને સંતોષ થયો.

ને રાતના તો બધાં મારા ચહેરા પર ગુસ્સે થયાં હતાં, પણ બીજે દિવસથી સ્ત્રી વર્ગમાં ગભરાટ પેદા અને તેમણે ઘરના પુરુષ વર્ગ તરફ અને મારા વિરુદ્ધ એક મહાવ્યૂહ રચવા માંડયો. તેઓ મરદોનાં દેખતાં મને કાંઇ ઓછું પડવા દેતાં નહિ, પણ તેમની ગેરહાજરીમાં મને મૌન અને તિરસ્કારથી એકલી અને અટુલી કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમજ ચાતુરીથી મને એવાં કામ સોંપવા માંડયાં કે ઘરનો કોઇ મરદ મને જુવે નહિ, અને કયું કામ મેં કર્યું તે સમજી શકે નહિ.

મારા રૂપના ભાનથી, મારી લાયકાતના ગર્વથી પેદા થયેલો મારો આનંદ ઓછો થતો ગયો, અને મારા તરફ વિના વાંકે થતા અન્યાયથી હું અકળાવવા લાગી. આ અકળામણ કાઢવાનું સ્થાન માત્ર કુસુમ હતી.

૨

એક દિવસ હું એની પાસે જઇ રડી પડી; અને તેણે મને બનતું આશ્વાસન આપ્યું.

આ સમયે કુસુમની મૈત્રી એજ મારા જીવનનો આધાર હતો. તેનો હસમુખો સ્વભાવ, તેની રીઝવવાની નિર્દોષ રીત, તેના સંસ્કારી વિચારો એ બધાની અસર મારા મન પર થતી. તેનો ગુણિયલ પતિ તેને સુધારવાને જે પ્રયત્નો કરતો હતો તેને લીધે તેના જ્ઞાનમાં કાંઇ વધારો થયો હતો; અને તેના સહવાસથી મારૂં જ્ઞાન પણ વધતું.

દયાશંકર જોડે પણ મારે ઓળખાણ થયું. તે વિવેકશીલ, મીઠો, સુરૂપ લાગતો. તેનું હાસ્ય આકર્ષક હતું. અને તે મોભાનો એટલો શોખી હતો કે ભપકાથી ને દમામથી બધાની સાથે કામ પાડતો. હું દુનિયાદારીથી અજાણ હતી, એટલે એનું ખરૂં માપ કાઢી શકી નહિ; પણ દૂર રહી રહી તેના તેજમાં અંજાયા કરતી. હું કુસુમના સદ્ભાગ્યની સીમા નથી એમ માનવા લાગી.

પણ આ સદ્ભાગ્ય ઝાઝું ટક્યું નહિ. તે પીયર જણવા ગઇ, ત્યાં સખત માંદી થઇ, અને મરી ગઇ. માની જણી બહેન મરી ગઇ હોય એવું મને દુઃખ થયું. મારૂં નિરસ જીવન પારકાના રસમાં પણ ઓળાઇ કાંઇક કુમાશ પામ્યું હતું, તે જડ થઇ ગયું.

દયાશંકરને તેનો દહાડો પાણી કરી પાછા આવતો મેં જોયો. તેના મો પર ગ્લાની હતી, તેની આંખમાં કુમાશ હતી. તે મારા જેઠ ને સસરા આગળ પોતાનું દુઃખ રડવા આવ્યો ને મેં જોયો, અને તેના કાંઇક શબ્દો સાંભળી મારૂં હૃદય દ્રાર્દ્ર બન્યું. તેની જોડે મારાથી બોલાય એમ નહોતું; પણ મૂગાં મૂગાં નજરથી જેટલી સહાનુભૂતિ દર્શાવાય તેટલી દર્શાવતા હું ચૂકી નહિ. કુસુમનું મૃત્યુ એક અણદીઠી સાંકળ હોય એમ મને દયાશંકર સાથે બાંધવા લાગ્યું.

હું તેની સાથે બોલતી નહિ: હું તેને કદી મળતી નહિ માત્ર અવારનવાર તેને જોતી જતાં તેનાં દર્શન માટે હું રાચતી. થોડા દિવસમાં મારા હૃદયમાં અનેક ભાવો પેદા થયા. શું વિકાર પેમે છે—એ વિચાર હતો કે કેમ—એવો કાંઇ પણ વિચાર કર્યા વિના હું તેને ઓફીસ જવાનો, અને ત્યાંથી પાછો આવવાનો વખત સાચવતી. અને બનતા સુધી કોઇ કામને બહાને આમારા ઘરની બારીમાંથી તેને જોવા ચૂકતી નહિ. કુસુમ વિના તે કેમ રહેતો હશે, તેના હૃદયમાં શાશા ભાવો પેદા થતા હશે તેના વિચારો મારા મનમાં રમ્યા કરતા, અને જો તેનાં દર્શન કોઇ દિવસ ન થાય તો દુઃખના ડુંગરો તૂટી પડ્યા એમ મને લાગતું.

[૩]

એક મહિનો આમ ગયો; અને મારા મનોરાજ્યમાં હું વધારે મગ્ન બનતી ગઈ. ધીમે ધીમે કુસુમનું સ્મરણ ઓછું થતું ગયું, અને દયાશંકરની મૂર્તિ પોતાનાજ પ્રતાપથી મને ગાંડી બનાવી રહી.

સુખ ભોગવવા સરજાયલાં સ્ત્રી પુરૂષ આવાં કાલ્પનિક સુખ દુઃખો જોઈ હસે એ સ્વાભાવિક છે; પણ મારૂં એકાન્ત જીવન માત્ર-કલ્પનાના તંતુથીજ સંસાર જોડે સંધાયું હતું.

એક વખત હું જાળી આગળ ઉભી હતી અને અમારી દૃષ્ટિ મળી. આંખો મળતાં તે જરા હસ્યો. હું તરત ફરી ગઈ, પણ તે હાસ્ય મારા હૃદયમાં રમી રહ્યું.

તે હાસ્યથી મારો જીવ ઉકળી આવ્યો. મને મારી અધમ સ્થિતિનું ભાન વધારે સ્પષ્ટ થયું. આવાં હાસ્યો મારે માટે સરજાયાં નહોતાં, આવા પુરૂષો મારે માટે નહોતા; લગ્નના લ્હાવા મારે માટે નહોતા. રખેને ઘાતકી પ્રાણીને પાંજરામાંથી છોડી મૂકે તો તે વિનાશ વર્તાવે એવી બીકથી બધા મને મારા સંસારી પાંજરામાં પૂરી રાખતા; અને અન્ય સ્ત્રી પુરૂષની સોબતમાં જીવન ગાળવાની તક સરખી ય કોઈ આપતા નહિ.

એક દિવસ પ્રભુએ તક આપી. ઘરનાં બધાં ન્યાતમાં ગયાં હતાં, અને મને એકલીને ઘર સાચવવા મૂકી ગયા હતા. દરેકને ઓઢી પહેરી જમવા જતાં જોતાં એ દુઃખમાં એકાન્તવાસનું દુઃખ ઉમેરાયું; અને આંસુ સારતી હું એકલી આગારે એટલે નિર્જન ફળીયામાં બેઠી હતી. સાંજ પડવા આવી હતી. મારૂં હૃદય કોઈક અકસ્માતની, કાંઈક અણધાર્યા બનાવની વાટ જોતું, તલસતું હતું.

પાછળથી કોઈના પગલાંનો અવાજ આવ્યો એટલે હું ચમકીને ઉઠી, અને પાછું ફરતાં દયાશંકરને જોયો. મેં શરમમાં આધું ઓઢ્યું.

"કેમ મણી! કોઈ નથી કે શું?" તેણે કુમાશથી પુછ્યું.

મારૂં હૈયું હર્ષ ને ગભરાટથી ફફડ્યું. હું જવાબ દઈ શકી નહિ મેં ઘરમાં જવા માંડ્યું, પણ પગ ઉપડ્યો નહિ.

"ગભરાય છે શું! હું કાંઈ ખાઈ જવાનો નથી" તેણે હસે પેટે કહ્યું. "તારે ઘણું સહેવું પડે છે. નહિ?" તેણે દયાર્દ્ર અવાજે ઉમેર્યું.

તેની દયાથી હું ગળગળી થઈ ગઈ. ક્રોધ કરવો, રડી પડવું કે નાસી જવું—તેની મને સમજ પડી નહિ. પુરૂષોનો મને આ પહેલોજ પરિચય હતો, અને તેમની ખુબીઓનો મને અનુભવ નહોતો.

"એનો નસીબની વાત છે—" હું કહેવા જતી હતી. એટલામાં શેરીમાં કોઈ આવતું દૂરથી સંભળાયું. એકદમ હું આ શું કરતી હતી તેનું મને ભાન થયું અને મારાં સાસુ સસરા જાણે તો મારી શું સ્થિતિ થાય તેનો મને વિચાર આવ્યો. હું વાક્ય પૂરૂં કર્યા વિના ઘરમાં દોડી ગઈ.

દયાશંકર થોડી વાર ઉભો રહ્યો, અને કોઈ આવતું ન જણાયું એટલે ધીમેથી હસ્યો. તે હિંમતથી અમારા પગથીયાં ચઢીને ઘરમાં આવ્યો. હું ગભરાઈ અંદરનાં ખંડમાં જવા લાગી.

"મણી!" તે ધીમેથી બોલ્યો "ગભરાઈશ નહિ. પણ મારા લાયક કાંઈ પણ કામ હોય તો કહેજે" કહી તે એકદમ પાછો ફરી, પોતાના ઘરમાં ચાલ્યો ગયો.

આનંદથી નાચને હૈયે હું ઉભી રહી.

દયાશંકરની મોહિની, અને મારી પરાધીન સ્થિતિ તરફ કોઈ આ બે મારા હૃદયને અસ્થિર બનાવી રહ્યાં.

મારા હૃદયમાં બીજો કોઇ વિકાર નહોતા; પણ દયાશંકરને જોવા, મળવા, તેની સાથે વાત કરવા મારૂં હૃદય તલસી રહ્યું. અને જેમ જેમ તે ઇચ્છા અસંતુષ્ટ રહી તેમ તેમ જીવનું અકળામણ વધ્યું.

પણ આ અકળામણથી મારામાં ઘણા વખત થયાં ભેગો થયેલો રોગ રૂપ બહાર પડ્યો. કેવી અધમતામાં મને રાખવામાં આવતી હતી,—કેવી જબરી જાળથી મારા આચાર ને વિચારો પકડી રાખવામાં આવતા હતા; કેવા અન્યાયથી મને સંસારના સુખોનો સ્વાદ પણ થવા દેવામાં નહોતો આવતો—આ બધાનું ભાન મને થયું એટલુંજ નહિ પણ મારી સ્થિતિના અતિશયોક્તિ ભર્યાં ચિત્રોએ રાત અને દિવસ મને ગાંડી કરી મૂકી.

જ્યારે માણસ છેલ્લે પાટલે બેસે ત્યારે સામાન્ય નિયમો કરતાંથી મૂળસિદ્ધાન્તોની સત્યતા શોધવા બેસી જાય છે. તેજ પ્રમાણે હું મારી સ્થિતિનું મૂલ શોધવા બેઠી.

મારી સ્થિતિ માટે કોણ જવાબદાર હતું? મારા માબાપ—મારો ઢીંગલો ધણી—મારા સાસરીયાં—કે મારો સંસાર? મેં શું ગુનાહ કર્યો હતો કે મને સુખ નહિ, સંસાર નહિ? મેં શું પાપ કર્યાં હતાં કે મારા સ્વરૂપની કિંમત નહિ, મારા ગુણની પારખ નહિ, મારી બુદ્ધિનો ઉપયોગ નહિ? હું બધાથી રૂપાળી ને બુદ્ધિમાન હતી; શા સારૂ મારે બધાથી અધમ અવસ્થા ભોગવવી?

મારી ગુલામગીરી શા માટે—કોને માટે વેઠવી? શું સુખ ભોગવવાનો મારો અધિકાર નહોતો? શું સંસાર માંડવાની મને મના હતી? કોણે મારો અધિકાર છીનવી લીધો? કોણે મને મના કરી?

કલ્પનાશક્તિ જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી આ કારાગૃહમાંથી છુટકારો લાગતો નહિ. આ અધમતામાંથી ઉગરવાનો સમય કદી પણ એની મેળે આવવાનો નથી એમ ખાત્રી થતાં, મારે નિરાધાર બની શા સારૂ એ સમયની વાટ જોયા કરવી એ સમજાયું નહિ.

શા સારૂ મારે મારૂં ધાર્યું નહિ કરવું? અને કરૂં તો મને શું થવાનું હતું? મારા પિતાએ મને તરછોડી હતી, મારા સાસરીયાંને મારી કિંમત નહોતી, મારા સંસારને મન હું મરેલી હતી. શા માટે મારે કોઇની દરકાર રાખવી? મારી રંગેરંગમાં ખંડખોરી ફિટકી રહી. આ બધું હું શા માટે વેઠતી હતી? સુકા ધાન ને ફાટલી પથારી માટે? ગરીબ સ્ત્રીઓ દળણાં દળતી હતી, પાણી ભરતી હતી, પડીયા પતરાળાં કરતી હતી ને સુખને સ્વાતંત્ર્યમાં મહાલતી હતી. એ બધું પારકાના સુખ માટે હું કરતી હતી. શા માટે મારે એમ કર્યાજ જવું. મારી જીંદગી વહી જતી હતી; તેને શું વહ્યા કરવાજ દેવી?

આવા વિચારો કરતાં મારૂં મગજ દૃઢ થતું ગયું. મને લાગ્યું કે આ નિરાધારી મારા પોતાના હાથનીજ બનાવેલી હતી. જે સંસારમાં મને રસ નહોતો ને શાન્તિ નહોતી તેમાં વધારે વાર રહેવા કરતાં તેને છોડી જવામાં સાર દેખાયો.

આ નિશ્ચય દહાડે દહાડે દૃઢ થતો ગયો. અને જેમ આવા વિચારો હૃદયમાં ઉંડા ઉતરતા ગયા તેમ તેમ દયાશંકર પણ મારે હૃદયે ચિતરાતો ગયો. તેણે મારા તરફ લાગણી દેખાડી હતી, એટલે તે મને આ દુઃખમાંથી છુટવાનો રસ્તો દેખાડશે એમ લાગ્યું. આ ઉપરાંત તેની મૂર્તિ મારા મનમાં એવી રમી રહી હતી કે એને શરણે જવાથી મારો ઉદ્ધાર થયા વિના રહેવાનો નથી એમ મને ખાત્રી થવા લાગી.

આ ઉપાય અમલમાં મુકતાં એકજ વિચાર હું રોકાતી. જો હું મારૂં આમરૂં છોડી જાઉં

તો દુનિયા મને ખાવા ધાશે, અને સાથે મારા બાપને પણ દુઃખી દુઃખી કરશે. તેની વૃદ્ધાવસ્થામાં તેને દુઃખી કરવાનો મારો જીવ ચાલતો નહિ;

આખરે દયાશંકરને મળી તેનો અભિપ્રાય લેવાનો નિશ્ચય કર્યો.

[ ૫ ]

તે દિવસે અમારે વાત થઈ હતી ત્યાર પછી દયાશંકર સવાર સાંજ અમારા ઘર આગળથી જતાં મારી નજર સાંધવા આસપાસ જોતો; અને તેથી ઘણું ખરું અમારી નજર મળતી. મને એમ પણ લાગવા માંડ્યું હતું કે જ્યારે અમારી નજર મળતી ત્યારે દયાશંકરની આંખમાં કાંઇ અર્થ સ્પષ્ટ જણાતો હતો. એક વખત તે જરાક મૂછમાં હસ્યો, અને મારા હાસ્યે તેને જવાબ દીધો. જે માણસ મારા જેવી એકલી નિરાધાર છોકરીમાં આવો રસ લે, તેનો મારા ભોળા હૃદયે આભાર માન્યો. દયાશંકર જરૂર પરમેશ્વરનો લોક હોવો જોઇએ એમ મેં માન્યું; નહિ તો, આવો સ્વરૂપવાન, પૈસાવાળો, સત્તાવાળો થઇ મારી શું કામ દરકાર કરે?

તે મારા સસરા પાસે પણ અનેક કારણસર પહેલા કરતાં વધારે વાર આવવા લાગ્યો; અને ઘણી વખત જાણે અજાણ્યે અમે સામાસામી મળી જતાં. એક દિવસ મને તક મળી. નીચલી પરસાળમાં કોઈ નહોતું, અને તે ઉપરથી ઉતરીને બહાર જતો હતો. ધીમે મનમાંજ હું બોલી, કે એમ મેં કહ્યું "મારે તમારું કામ છે?"

દયાશંકર ઘણોજ હોંશીયાર હતો. તે ચાલતા અટક્યો નહિ; તેનું પગલું ધીમું પડ્યું નહિ. તેણે પણ તેવેજ અવાજે ઉત્તર આપ્યો:

"હું રાતનાં બારી આગળ મળીશ." મેં મારું પાંજરું તોડવાનું પગલું લીધું હતું.

તે તેને રસ્તે ગયો, હું મારે રસ્તે ગઇ; પણ આકાશને પાતાળ એક થયાં હોય એવી બીક મારા હૃદયમાં પેઠી. મેં શું કર્યું, તે શું ધારશે, દુનિયા જાણશે તો શું કરશે એવા અનેક તર્ક-વિતર્કોએ મારું બીરૂ હૃદય કરી દીધું. પણ થોડીવારે સ્વાતંત્ર્ય સાધવાનો મારો નિશ્ચય પાછો દૃઢ થયો.

રાતના બધાં સૂતાં એટલે બારી અધઉઘાડી રાખી, કાન માંડી હું બેસી રહી. મારું હૈયું અપરિચિત ઉર્મિઓ અનુભવતું હતું. વનમાં વિચરવા આતુર થયેલું પંખી પાંખો ફફડાવી, પિંજર ખુલવાની વાટ જુવે તેમ હું દયાશંકરની વાટ જોતી બેઠી હતી. મેં ઘાતકોની, પહેરીગીરો, મિત્રો અને પ્રાણપ્રીતી વાટ અનેકવાર જોઇ છે; પણ તે ભયંકર રાતે મેં જે આતુરતાથી વાટ જોઇ હતી તેવી કદી જોઈ નથી.

અંધકારથી ભયાનક બનેલા ખંડમાં સ્મશાનની માફક સમસમાટ થઈ રહ્યો; નિરાશામાં મારું હૃદય અનેકવાર અટકી પડ્યું; કોઇ બારીનો ખડખડાટ કે કુત્તાના ભસવાથી આશા પાછી સજીવન થઇ—છતાં ક્યાં સુધી કોઇ આવ્યું નહિ. અને મારી એકલવાઈ પથારીમાં બેઠી બેઠી હું મારા મોક્ષદાતાની આવવાની આશા છોડી છાતી ફાટ રડવા લાગી.

જાગીને બારણે બે ટકોરા સંભળાયા, અને હું તરત ઉઠીને તે તરફ દોડી. બહાર દયાશંકર ઉભો હતો.

હું બોલી ન શકી. લજ્જાએ, બીકે મને બેભાન કરી મૂકી.

"મણી! કેમ શું છે?" તેણે ચારે તરફ નજર ફેરવતાં કહ્યું.

"હું બહુ દુઃખી છું" મહા મહેનતે મેં શબ્દો ઉચ્ચાર્યા.

"હું જાણું છું." તેણે ઘણુંજ ધીમેથી, છતાં ઊર્મિભર્યા અવાજે કહ્યું "તારા જેવાને તો શું સુખ જોઇએ! આપણો સંસાર ક્રૂર છે"

મેં મુગાં મુગાં આંસુ લૂછ્યાં અને મહા મહેનતે જે વાત મારે કરવી હતી તે કરવા માંડી.

"ભાઇ! મારે અહિંયાંથી છુટી નાસવું છે"

"છુ–ટી–ના–સ–વું" સાશ્ચર્ય તેણે કહ્યું.

"હા. મારાથી આ સહન થતું નથી."

તેણે મીઠાશથી–તે વખતે મને હેત, ને દયાર્દ્રતા લાગ્યાં–કહ્યું "પણ છુટકો શો?"

"આનાથી મરવું સારૂં" તેના નિરાશાસૂચક શબ્દથી મારૂં હૃદય ખિન્ન થયું.

"ગભરાય છે શું? સુખ માગે તેને મળે. તું મનમાં મુંઝાય છે તેમાં સંસાર અકારો લાગે છે. ખા, પી, મઝાહ કર" તેણે ટાઢે પેટે કહ્યું.

"કેમ કરીને—"

"હેટ કરે દેકા, તો માણસ કરે કાકડા. જેવા થઇને રહીયે તેવી દુનિયા મળે. હવે આજે કોઇ આપણને દેખી જશે. કાલે હું બનશે તો આ વખતે મળીશ." કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

મેં જીવનનો સ્વાદ ચાખ્યો હતો, એક પુરૂષને મેં દુ:ખ રડ્યું હતું, મારી ને તેની વચ્ચે સંબંધ બંધાયો હતો. મારૂં દુઃખ મટી ગયું હોય એમ લાગ્યું.

બીજી રાતે પણ દયાશંકર આવ્યો, અને લોખંડના સળીયાની જાળીની બે બાજુએ ઉભા રહી મેં મારૂં દુઃખ કહ્યું, અને દયાશંકરે ડહાપણ ભરી શિખામણ આપી. મારા નિરાશામય જીવનમાં તેણે આશા પ્રકટાવી; છેલ્લે પાટલે હું બેઠી હતી ત્યાંથી દુનિયા સાથે સમાધાન કરવાની શીખ દઇ તે સાંત્વના કરવા લાગ્યો. તે વખતે આ ડહાપણમાં છુપાયેલી પાકાઇ પારખવાની મારામાં શક્તિ નહોતી એટલે મેં એ શીખ સ્વીકારવા માંડી

આંસુને અને જોરને કેમ હાથ પર લેવા, જેઠાણીને કેમ પજવવી, દેરાણીને કેમ કાબુમાં રાખવી, આ બધાંને તાબે કરી કેવી રીતે જુદા પ્રકારના સુખ ભોગવી શકાય–આ બધા પાઠો તેણે ધીમે ધીમે મને શીખવવા માંડ્યા.

મારે રગેરગે રમઝટ જામી. હું દયાશંકરની વાતો સભારી જીવતી. આખો દિવસ રાતની વાટ જોવામાં ગાળતી, આખી રાત મધરાતની ઘડીઓ ગણવામાં ગાળતી, અને પલેપલ દયાશંકરને મળવા ઝંખતી. હરતી ફરતી, ને કામ કરતી એક યંત્રવત. મારૂં મન તેનું મુખ સંભારવામાં, તેના શબ્દના પડઘા સજીવન કરવામાં પરોવાઈ રહેતું.

મારા હૃદય પર અનેરા ઉત્સાહના મોદક રંગો પથરાઇ રહ્યા. મને સંસાર સુખમય લાગ્યો. મારા જીવનમાં દુઃખ છે કે હતું તે હું વિસરી ગઈ. પુરૂષ પરિચયની પ્રથમ પળમાં જ જુવાનીની સંજ્ઞા સમાઇ છે, એ સિદ્ધાન્તનો મને ખરેખરો અનુભવ થવા લાગ્યો.

ચાર પાંચ દિવસ અમે મળ્યાં, પણ તેને મળવાનો મારો ઉત્સાહ વધતોજ ગયો; અને આખી રાત દયાશંકર ઉભો રહે તો પણ જીવ સંતોષાય નહિ એમ લાગવા માંડ્યું.

દયાશંકરે મને કહેવા માંડ્યું કે એ ઓટલા પર ઉભો રહી લાંબો વખત વાત કરે તો પડોશી જાણી ગયા વગર રહે નહિ અને પાછલું બારણું ઉઘાડી તેને અંદર આવવા દીધા સિવાય

અમારાથી મળાય એમ નહોતું. મને એની મુશ્કેલી સ્વાભાવિક લાગી. રખે ને એ ગુસ્સે થઇ ફરી ન મળે એવી બીકે ના કહેવાની મારી હિંમત ચાલી નહિ; ને જ્યાં હું સુતી હતી તે ઘરનો એવો એકાન્ત ભાગ હતો કે ત્યાં કોઇ આવે તો કોઈ જાણે એમ નહોતું. મારાં સાસુ બારણાં બંધ કરી સુઇ જાય એટલે છાનામાનાં જઇ બારણાં ઉઘાડી જવાનું મેં વચન આપ્યું.

વચન આપતાં તો મેં આપ્યું, પણ તે પળથી મારા હૃદયમાં બેચેની પેદા થઇ. દયાશંકરના નિખાલસપણા ને નીતિ માટે મને શંકા પેદા થઇ. આખો દિવસ મેં એનો વિચાર કર્યો પણ મારી શંકાનું સમાધાન થયું નહિ.

બીજે દિવસે રાતે મારાં સાસુ દીવો દેવતા હોલવી, બારણાં દઇ, સુવા બહાર ગયાં કે હું છાનીમાની પથારીમાં પડી રહી, અને થોડી વારે ચોર જેવી બારણાં ઉઘાડવા ગઇ. લપાતી, છુપાતી, હું કોડમાં થઇ પાછલા બારણા આગળ ગઇ અને ત્યાં ઠમકીને ઉભી રહી. બારણું ઉઘાડવાને મારો હાથ ઉપડયો નહિ.

કડાકા સાથે વિજળી પડે ને જેમ ભયંકર ઉજાશ ચોમેર પ્રગટે તેમ મને દયાશંકરના ચારિત્ર્યનું ભયંકર જ્ઞાન પ્રગટયું. જેને કુસુમનો વિરહી હું માનતી હતી, તેણે આટલા દિવસમાં એક શબ્દ સરખો પણ તેને માટે કહ્યો નહોતો; જેને હું મારો મિત્ર ધારતી હતી તેણે મને બચાવવાનો એક રસ્તો બતાવ્યો કે ગોઠવ્યો નહોતો; જેને હું દેવના દૂત સરખો ધારતી હતી તે મારા સાસરીયાંને સમજાવી, ફોસલાવી, મોજ કરવાના, મને રસ્તા બતાવતો હતો; જેને હું સુધારક ને સ્ત્રી હિતૈષી માનતી હતી તે મારી અધમતા ચિરંજીવી કરવાની સલાહ દેતો હતો; અને જેને હું મારા હિતચિંતક ગણી, મારૂં દુઃખ રડવાનું સ્થાન સમજી જેને શરણ ગઈ હતી તે અત્યારે ખોટું બ્હાનું કાઢી બારણું ઉઘડાવી મને ભ્રષ્ટ કરવા આવતો હતો. . . .

તેના દરેક શબ્દમાં, મને હરામખોરી દેખાઇ; તેના હાસ્યમાં જે ખંધાઇ હતી તે મને સ્પષ્ટ રીતે જણાઈ; તેના ડહાપણમાં મને અનીતિ છુપાયેલી લાગી.

મારાથી ડગલું ભરાયું નહિ, સાંકળ ઉઘાડવા હાથ ઉપડયો નહિ. મારૂં જીવન દુઃખી હતું, પણ નિષ્કલંક હતું; બારણું ઉઘાડતાં હું સુખ પામીશ પણ કલંકિત થઇશ. અને એ સુખ ક્યાં સુધીનું? જ્યાં સુધી દયાશંકરની મહેરબાની હોય, જ્યાં સુધી કોઇ ન જાણી જાય, જ્યાં સુધી મારૂં રૂપ પહોંચે, ત્યાં સુધી; અને નહિ તો અપવાદ, હાડછેડ, કલંક, પાપ, હમણાં હતી તેનાથી હઝાર ઘણી વધારે નિરાધારતા! એવા સુખને પ્રાપ્ત કરવાની ઇચ્છા મારી નષ્ટ થઇ. હું હતી ત્યાંની ત્યાં ઉભી રહી.

મધરાતે દયાશંકર આવ્યો. બારણું જરા ધકેલ્યું. બારણું ઉઘાડવા, તેને આવકાર દેવા, ક્ષણિક સુખ, કદી ન મળેલો લ્હાવો લેવા મારૂં હૈયું કૂદી રહ્યું; પણ કોણ જાણે કેવા એક વજ્રપાશથી હું બંધાઈ ત્યાં ઉભી રહી.

થોડીવાર દયાશંકરે બારણું ધકેલ્યું; આખરે નિષ્ફલ થઇ પેલી જાળી તરફ ગયો. અને થોડીવારે તે ચાલ્યો ગયો.

હું નિરાશ થઇ ભોંયપર પડી ગઇ.

ઘેર આવેલી ગંગા મેં પાછી મોકલી એમ લાગતું; સાથે મેં પાપનો સંહાર કર્યો હોય એવો વિજયધ્વનિ પણ કાનમાં થઇ રહ્યો.

---

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## વનસ્પતિનો ખોરાક અને 'એઝોટોબેક્ટર.'

વનસ્પતિ હમણાં થાય છે તે કરતાં વધારે ફળદ્રુપ કેમ થાય, તે વિષેના પ્રયોગોમાં રોકાયલા વનસ્પતિ શાસ્ત્ર (botany) ના અભ્યાસક, પ્રોફેસર બૉટમલેની શોધ વિષે; ગયા માર્ચ માસના "માઇ મેગેઝિન"માં એક લેખક કહે છે:—

લડાઈ દરમ્યાન ઇંગ્લંડ વિગેરે દેશોમા, જ્યારે ખોરાકીની તંગી જણાવા લાગી, ત્યારે કીંગ્ઝ કૉલેજના પ્રોફેસર બૉટમલેએ, વનસ્પતિ હમણાં ખોરાક લે છે, તે કરતાં વધારે પ્રમાણમાં શી રીતે લઇ શકે અને જો લઇ શકે તો હાલના કરતાં વધારે ફળ આપી શકે કે નહિ, તે વિષે શોધો કરવા માંડી. ત્હેને એમ ખાત્રી હતી કે જો આ શોધમાં ફત્તેહ મળશે તો દેશની ખોરાકીની પેદાશ ઘણી વધારી શકાશે, અને તે માટે તેણે ધીરજ અને શાન્તિથી પોતાના પ્રયોગો જારી રાખ્યા. ત્હેની ઇચ્છિત વસ્તુ આખરે ત્હેને મળી. વનસ્પતિને વધારે ફળદાયક બનાવવાને તેણે જે પદાર્થ શોધી કહાડ્યો તે ઘણોજ અસરકારક નિવડ્યો. માન્ચેસ્ટર, બ્રિસ્ટોલ અને બીજાં મ્હોટાં શહેરોનાં ખેતરોમાં તે પદાર્થની અજમાયશ કરવામાં આવી, અને ત્હેનાં પરિણામ ઘણાં સંતોષકારક આવ્યા.

પ્રોફેસર બૉટમલેએ શી રીતે વિચાર કરી ત્હેની સાધ્ય વસ્તુમાં ફત્તેહ મેળવી તે વિષે આગળ ચાલતાં લેખક કહે છે:—

વનસ્પતિનો વિકાસ, જે જમીનમાં તે ઉગી હોય છે, ત્હેમાં રહેલા સૂક્ષ્મ જીવાણુઓ (bacteria) થી થાય છે. વનસ્પતિને જમીનમાંથી તેમજ હવામાંથી નાઇટ્રોજન વાયુ વિગેરે જે ખોરાક મળે છે, ત્હેને પાચન થાય તેવા સ્વરૂપમાં ફેરવવા માટે આ જીવાણુઓ ઘણાંજ ઉપયોગનાં છે. ત્હેના વગર વનસ્પતિ જીવી શકે નહિ. પ્રોફેસર બૉટમલેને પ્રયોગો કરતાં જણાયું કે જે અનેક પ્રકારનાં જીવાણુઓ, બીજાં બધાં કરતાં વધારે ચંચળ અને અસરકારક છે. આ જીવાણુઓ નાઇટ્રોજન વાયુને નાઇટ્રેટ સ્વરૂપમાં ફેરવી વનસ્પતિ સ્હેલાઇથી લઈ શકે તેવો બનાવે છે. આ ઉપરથી પ્રોફેસરે, નાઇટ્રોજનના અસલ ગ્રીક નામ 'એઝોટ' ઉપરથી, આ જીવાણુઓને 'એઝોટો બેક્ટીરીઆ' અથવા 'એઝોટોબૅક્ટર' એવું ટુંકું નામ આપ્યું.

આ જીવાણુઓને જુદા પાડી ઉછેરી શકાય. ઉછેરીને મ્હોટાં કરેલાં જીવાણુઓ અમેરિકાના ખેડુતોને અજમાયશ દાખલ આપવામાં આવ્યાં, પણ પ્રયોગ નિષ્ફળ નિવડ્યો. બીજી રીતે અજમાયશ કરવામાં આવી. જીવાણુઓને પ્રવાહીરૂપમાં આપવામાં આવ્યાં; ત્હેનું પરિણામ પણ કાંઈ આવ્યું નહિ.

એવી ધારણા થઇ ગઇ છે કે સૌન્દર્ય કેવળ કાલ્પનિક છે—મિથ્યા છે. એ જીવનની મરીચિકા છે એનું અસ્તિત્વજ નથી.

ઉપર આપણે કહ્યું તે પ્રમાણે સૌન્દર્ય એ માનસિક અવસ્થા છે. મનને જેને માટે ચાહના ઊપજે છે તેને તે સુન્દર માને છે. અનન્ત સમુદ્રની નીલિમા, સન્ધ્યાકાલીન આકાશની લાલિમા અભ્રભેદી પર્વતોની શૃંગમાલા વિગેરે જોઇ મનુષ્ય ત્યારેજ એમને સૌન્દર્યમય કહે છે જ્યારે તેને સંસારના વૈભવથી વિરાગ અથવા અરૂચિ થઇ જાય છે. મૂકપ્રકૃતિની નિશ્ચલ શોભા ત્યારેજ તેના મનમાં એક એવી ભાવના ઉત્પન્ન કરે છે કે જેને માટે તે સદા લાલાયિત રહે છે.

પ્રકૃતિને સત્યનું બીજું સ્વરૂપજ સમજવામાં આવે છે. અર્થાત્ પ્રકૃતિના રાજ્યમાં જે કંઇ ઇન્દ્રિયગોચર થાય છે તેને સત્ય કહેવામાં આવે છે. જે ઇન્દ્રિયોથી અનુભવગમ્ય નથી તેને સાધારણ જન, સત્ય કહેવાનું સાહસ નથી કરતા. પરન્તુ એ સ્મરણમાં રાખવું આવશ્યક છે કે પ્રકૃતિનો અન્ત ઇન્દ્રિયગોચર વસ્તુઓમાંજ આવી જતો નથી. કેટલીક વસ્તુઓ પ્રત્યક્ષ રૂપથી આપણા પર પ્રભાવ પાડે છે ત્યારે કેટલીક અપ્રત્યક્ષ રીતિથી. એક જરા જીર્ણ રોગપીડિત મનુષ્યને સામે જોઇને કેટલાક લોકો ઘૃણાથી મોઢું બાજુએ ફેરવી દે છે પણ કેટલાક એવા પણ હોય છે કે જેના હૃદયમાં એવાં દૃશ્યોથી દયાભાવનો સંચાર થાય છે અને તેની સેવામાં તેઓ તત્પર થઇ જાય છે. એવા પણ કોઇક હોય છે કે જે આવા અસહાય્ય અને દયાપાત્ર પુરૂષને જોઇ તેનું ચિત્ર દોરી લે છે. સંસાર તે ચિત્રને જોઇને મુગ્ધ થાય છે. બીભત્સ વસ્તુઓ જોઇને સાધારણ મનુષ્યનાં હૃદયમાં ઘૃણા અને ભયના ભાવ પેદા થાય છે. પણ તે સુદ્ધાં કવિતાનો પ્રધાન વિષય મનાયો છે. જેને બીભત્સ રસ આલેખવામાં સફલતા મળી છે તેને કલાવિદોમાં ઉંચું સ્થાન મળ્યું છે. બીભત્સમાં સૌન્દર્યનું દર્શન કરાવવું એ કલાની કુશળતા છે. કહેવાનું તાત્પર્ય એ કે સૌન્દર્ય વસ્તુગત નથી પણ કેવળ મનની અવસ્થા છે. સૌન્દર્યનાં સ્પષ્ટીકરણમાં કલાવિદોનો ઉદ્દેશ મનુષ્યોની માનસિક અવસ્થાને ઉન્નત કરવાનો છે. સર્વ ધર્મનો એ ઉદ્દેશ છે. ગ્રીક લોકો કોઇક વખત ધર્મને 'સૌન્દર્ય' કહેતા.

યુરોપમાં પૂર્વૈતિહાસિક કાળનાં ચિત્રો મળ્યાં છે. સ્પેનની ઉત્તરે અલ્ટામીરા નામની પુરાણી ગુફાઓ છે, એની ભીંતો પર કેટલાંયે રંગીન ચિત્રો અંકિત કરેલાં છે. વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે એ ચિત્રોને ચિતર્યાંને હજારો વર્ષો વીતી ગયાં હશે, હવે વિચારવાનું એ છે કે એ ચિત્રો ચીતરવા માટે એ ગુફાના નિવાસીઓએ એટલો બધો પરિશ્રમ શા માટે ઉઠાવ્યો ? શું એમાં એમનો અન્ધ વિશ્વાસ હતો ? કેટલાક લોકોનો અભિપ્રાય છે કે પ્રાચીન કાળમાં મનુષ્યોની એવી માન્યતા હતી કે જે વસ્તુનું ચિત્ર તે ચીતરી રાખે તેને વશીભૂત થઇ જાય ! કદાચિત્ ચિત્રરચના, મૂર્તિપૂજાની માફક એમના ધાર્મિક વિશ્વાસનું પરિણામ હોય અથવા એ પણ સંભવિત છે કે લલિત કલાની સૃષ્ટિથી આનન્દ થાય છે માટે તે મેળવવા માટે એમણે એ ચિત્રાંકન કર્યું હોય. જે હો તે હો; પરન્તુ એમાં તો સંદેહ નથી કે જે વસ્તુઓનાં ચિત્ર એમણે દોર્યાં તેમની સાથે એમના ઘનિષ્ટ-રક્તમાંસનો સમ્બન્ધ હતો. એનાથી એમની પ્રાણરક્ષા થતી હતી, અને એનાથી એઓ એમનું શરીરરક્ષણ કરતા હતા. જેની સાથે એમનો સમ્બન્ધ હતો તેને કલ્પનાદ્વારા રેખાંકિત કરીને તેને પુનર્જન્મ દેવાનું તેમને માટે સર્વથા સ્વાભાવિક હતું. એ તો કલાનો એક માત્ર ઉદ્દેશ છે. વિશ્વની સાથે મનુષ્યનો જે સમ્બન્ધ છે—વિશ્વ, મનુષ્ય સન્મુખ જે રૂપમાં પ્રગટ થાય છે—વિશ્વની સામગ્રીથી એને

જે આનન્દ અને સંતાપ, સુખ અને દુખનો અનુભવ થાય છે તેને તે પ્રકાશિત કરવાની ચેષ્ટા કરે છે. એક અનન્ત વિશ્વપ્રકૃતિ નિત્ય નવીનરૂપ ધારણ કરીને ઉપસ્થિત થાય છે અને બીજું મનુષ્ય, વિશ્વની જ્ઞેય અને અજ્ઞેય શક્તિના આવર્તમાં પડીને એનાં રહસ્યોદ્ઘાટનની ચેષ્ટા કરી રહે છે. સતત એ જાણવાને ઉત્સુક રહે છે કે વિશ્વ શું ચિજ છે? આપણો એની સાથે શો સમ્બન્ધ છે? જીવનની સાર્થકતા શી છે? માનવ જીવનની આ ભાવનાઓને વ્યક્ત કરવા માટે કલાની ઉત્પત્તિ છે. જીવનના સમ્બન્ધમાં કલાકોવિદની જેટલી અભિજ્ઞતા રહે છે, જે વિશ્વાસ રહે છે તે સર્વ પોતાના ચિત્રમાં તે પ્રકટ કરે છે.

ચીનની સભ્યતા ઘણીજ પ્રાચીન છે. પ્રાચીન કાળમાં પણ તે પોતાના કલાકૌશલ્ય માટે વિખ્યાત હતું ચીનની ચિત્રકળામાં એની વિશેષતા જ એની સંપત્તિ છે. અહીં આપણે એની વિશેષતાનો ઉલ્લેખ કરીશું.

યુરોપમાં લોકોની એવી ધારણા થઇ છે કે કલાનો જન્મ એ મનુષ્યની સાધારણ અનુકરણ પ્રવૃત્તિનુંજ ફળ છે, પરન્તુ એ ભ્રમ છે. એમાં સદેહ નથી કે અનુકરણમાં પણ એક જાતનું વિશેષ સુખજ છે. પણ જે સુખ સૃજનમાં છે તે સુખ અનુકરણમા નથી. જે છે તેની નકલ કરવામાં મનુષ્ય, તૃપ્તિ નથી માનતો. એ એમ વિચારે છે કે એમા મ્હારૂં કર્તૃત્વ કયા? અમે તો જગતને તે દેવા ઇચ્છીએ છીએ કે જે અમારૂં છે.

યુરોપનાં ચિત્રો જોવાથી આપણને જાણ થાય છે કે ત્યાના ચિત્રકારો પોતાના વિષયોને પૃથ્વીની બાધ વળગાડે છે. પરન્તુ એથી શું આપણે એમ કહી શકીશું કે માઇકલ એન્જેલોએ શરીરવિદ્યાનું રહસ્ય જાણવા માટેજ પોતાના ચિત્રોની રચના કરી? ચિત્રોનો પ્રાણ આકૃતિ નથી. પરન્તુ આકૃતિમાં એના પ્રાણ રહે છે. આકૃતિ કેવળ એક ઉપાય માત્ર છે. જે દ્વારા ચિત્રકાર પોતાનો ઉદ્દેશ વ્યક્ત કરે છે.

પાશ્ચાત્ય ચિત્રોમા પૂર્ણતા માટે ચિત્રકાર બહુ કાળજી રાખે છે. એથી ચિત્રની સર્વ વાતો ચિત્રમાંજ ખતમ થઇ જાય છે. પછી કંઇ શેષ રહેતું નથી પરન્તુ ચીનના ચિત્રકારને એવી પૂર્ણતાનો આદર નથી. એમનું કથન એવું છે કે જ્યાં પૂર્ણતા છે ત્યા અન્ત છે, ને ત્યાંજ મૃત્યુ છે. તેથી તેઓ સસીમનો સ્વીકાર નથી કરતા એથી ચીનના ચિત્રોમાં એટલુ શૂન્ય સ્થાન રહે છે કે આપણી કલ્પના તેમા નિર્બાધ વિચરણ કરી શકે છે. ચીનના ચિત્રકારોએ વિશ્વની જીવન્ત શક્તિને મનુષ્યની પ્રકૃતિમાં સ્ફુટ કરવાની આવશ્યકતા કદિ પણ નથી સ્વીકારી. એમણે ભગવાનની કલ્પના, ગતિ અથવા શક્તિ રૂપમાંજ કરી છે. જીવનની અપરિવર્તનીય ગતિની અંદર જે નિત્ય નિયત પરિવર્તન થઇ રહ્યું છે તેને એ લોકોએ અનુભવ કર્યું છે. કોઇ કવિ જલપ્રપાતની શોભા જોઇ રહ્યો હોય એવું દૃશ્ય ઘણી વખત ચીનના ચિત્રોમાં જોવામાં આવે છે. જલપ્રપાતજ જીવનનું સ્વરૂપ છે. એમાં પ્રતિક્ષણ પરિવર્તન થયાજ કરે છે. પરન્તુ બારીક દૃષ્ટિથી જોઇએ તો આપણી પ્રતિતી થાય છે કે જલધારામાં કંઇ પણ પરિવર્તન નથી થયું. આકાશમાં જેવી રીતે કમલના કોમલ દેહધારી હંસોનું દલ ઉડતું ચાલ્યું જાય છે તેવીજ રીતે આપણે પણ ઘુમ્યા કરીએ છીએ. પણ આપણે શ્રાન્ત નથી થતાં. યાત્રાના અવસાનથી અધીર નથી બનતાં.

ચીનની દૃશ્યાંકન કલા વિષે સ્વીડનના એક વિદ્વાને નીચે પ્રમાણે લખ્યું છેઃ—

If one wished to describe in one word the essential aim of Chinese landscape-painting, that word should be infinity. All that to the

artist is implied in that word of freedom from the fetters of the material world, of visionary suggestion, of contemplation of the hidden mysteries of nature reflected in his soul, flows as on under-current through the whole landscape in monochrome produced during the Sung period. These ladscapes are no mere representation of nature in the sense commonly attributed to this term, but impressionistic renderings of inner moods rather that of outward appearances. In them the objective motive seems to sink completely into the peaceful depths of the creative soul and to reissue brighter and stronger, replete with an inner life that is suggested by means of tone and rhythm.

એકજ શબ્દમાં ચીનની દ્રશ્યાંકન કલાની વિશેષતા કોઈ કહેવા માગે તો તેને માટે તે શબ્દ 'અનન્ત ભાવના' છે. ચીનના દૃશ્ય ચિત્રોમાં એજ ભાવનાનો સ્રોત વહ્યા રહે છે અને જેના વડે સંસારિક બંધનોથી ઉન્મુક્તિ, કલ્પનાની અભિવ્યક્તિ અને અન્તરાત્માની વિશ્વચિન્તાનું ભાન થાય છે. એ ચિત્રોમાં પ્રકૃતિનાં બાહ્ય દ્રશ્ય અંકિત નથી કર્યાં; અન્તઃકરણમાં જેનું જે ચિત્ર સ્ફુરે છે તેજ એમાં પરિસ્ફુટ પામે છે. એના વસ્તુવિશેષનો ઉદ્દેશ આત્મામાં લીન થઈ જાય છે અને પાછો અન્તર્જીવનથી યુક્ત થઈ ને વિશેષ પ્રભાવિત થઈને ઉદ્ભુત થાય છે.

---

## અખંડ એક જ્યોતિ.

અખંડ એક જ્યોતિ, ઉરે રાખીને રહેતી;
વ્હેતી ગભીરિ જ્યોતિ, ઉર-જ્યોતને જગાવી.
એ દિવ્ય જ્યોત નિહાળી ઉર કંઈ મધુરતામાં લીન થતું,
ભૂલી ભાન એ પ્રભુ અંશમાં વણ ચિંતવ્યું તન્મય થતું
ઉર જ્યોતને જગાવી, અનુપમ પ્રકાશ પ્રેરી,
ઉર બ્રહ્મ જ્યોતિ એવી, પ્રિયતમ પ્રતીતિ દેતી.
ઉપમા જડે શું એની, જગત્ બધું હૃદયથી
સૃજનનાં ભેદ સર્વે, ભલે ઉકેલી નાંખે.
મૌક્તિકથી ઉજ્જ્વલી એ, માળા અનેક ગુંથે
ઉંડા કંઇક રચનાથી, મોતી વીણી એ આપે
ન્હાની એક ઉર-દીવડી, સદા પ્રકાશી રહેતી
આશ્રમ અખિલને યે, અજવાળે એનાં નૂરથી.
એવી ગભીરિ જ્યોતિ સદા પ્રકાશી રહેતી
ઉરે રાખીને રહેતી, સ્નેહલ સ્નેહ જ્યોતિ.
સુપ્રકાશ કેવલ પાન્ય ને ચૈતન્ય આપી પાઠવે
શ્રમ આધિ સંશય ગ્રસ્ત ઉરનાં તિમિરપટ સંકેલતો
એ દિવ્ય સ્નેહ જ્યોતિ અનુપમ પ્રકાશ દેતી
પ્રિયતમ રસીલી જ્યોતિ, રસ લ્હાણુ લેતી દેતી.

ધીરૂ ઉમરવાડિયા.

# તે.

લખનાર: "શકુન્ત"

સ્નેહ ને સંસારથી વંચિત થયેલ સુમનકુમાર ગિરનારના ગુફાપ્રદેશમાં આવી વસે છે. ત્યાં રહેતાં કોઈ પરોપકારી દંપતી હેને આતિથ્ય આપી આશ્વાસે છે. ને પોતાને ત્યાં અતિથિ તરીકે રાખે છે. દિનપરદિન સુમનની મનોવ્યથા વધે છે. તેથી પાડોશની એક ગુફામાં હેનો વાસ કરી આપે છે.

## પ્રવેશ ૧.

સમય ને સ્થળ: ગિરનારની ગુફામાં એક સન્ધ્યા.
પાત્રો: સુમનકુમાર ને પાછળથી બાળા.

( ગુફાના દ્વાર ખખડે છે. )

**સુમન** (સ્વગત)

કોણ છે એ ?
વનેવન દાવાગ્નિ ભભૂકે છે,
અંધકારના જૂથ જામ્યાં છે,
શિખરો પર સિંહ ગર્જે છે
ને વાયુનો પ્રખર પ્રહાર
વૃક્ષવૃક્ષને તોડી
દાવાગ્નિ સિંચનો ધુમ્યા કરે છે
ત્યારે કોણ છે અહિં ?

( દ્વાર ઉઘાડે છે )

એનો દૂર વસતા જનપદની પેરી ઘોષણા.
નોતરવા આવી છે મ્હને,
કુમારી પરણતાં હશે ......
પણ એનો દેવબન્ધુ મનુજે મોકલેલીને ?
મનુષ્યોની એ તો સરમા*
કહ્યું હશે "જાઉં રે સુમનના ભાગ"
પણ કોણે પરખ્યાં છે હૈયાનાં હીર ?
ને સ્નેહ તો ભષ્ટ થાય
જગતના જાણવાથી યે
તો હું યે એજ વેદ ઉત્તર વાળીશ:

મિથ્યાગતાસિ सरमा ।
પણ હા ! શી જગતની દ્વેષવૃત્તિ ?
ક્યાં ક્યા પાઠવે છે એની ઘોષણા ?
મ્હેં લોકમાનનો દરિયો વહાવ્યો,
મનુજીવનની સાર્થકતા ત્યાગી,
રોવાનો સન્માર્ગ છોડ્યો,
સ્નેહીઓનાં રૂસણાં કીધાં
ને હેના હુંકારે
જંગલનો ભેખ લીધો.
વનના ઉંડાણોયે જોયા
પશુ પક્ષીઓની સાથ ખેલ્યો;
જલ-વાયુના અંતરાયો ભેદ્યા;
કાલમહાસાગર કુદ્યો
ને અગ્નિના ઓવારા કીધા.
ભુતપ્રેતોને જગાડયા ચોકી કરવા
ને એકો હું ગિરનારની ગુફામાં
શૂન્યતાનો અવધૂત થઈ;
જાણે ષડ્‌રિપુનો વિજેતા,
વનવનનો નૃસિંહ.

(શાન્ત પડે છે. પુનઃ દ્વાર ખખડે છે.)

વનની કોયલ બોલી કે શું ?
જાણે કુમારીનોજ કંઠસ્વ

---

* સરમા: અંધકારથી હરેલુ થયેલ ઉષાની ગોધમાં નીકળેલી દૂતિ.

ગુજરાતની કોયલ છે તે.
કંઠે એના સંગીત ઝરે છે.
મ્હેં યે પીધાં હતાં એ ગીત ટીહુકારે
ને વનની કોકિલોએ પણ.
પણ કુમારી બોલાવે છે મ્હને.

(દ્વાર ઉઘાડે છે. ફુલાદિ લઇ બાળા પ્રવેશે છે.)

વનની કોયલ બોલી બ્હેનાં !
કુમારીની તે તો શિષ્યા છે
કુમારી આજ પરણે છે બાલા !
ને કોયલ ગીત ગાય છે.
ગાઇશ તું યે કાંઇક ?

**બાળા:**

કુમાર, કોયલ તો આંસુ સારે છે,
ત્હમારી કુમારીનાં જેવાં.
કોણ કહે છે કુમારી પરણે છે ?
પણ ભાલણને દીઠો હતો ક્યાંય ?

**સુમન:**

ભાલણ ? ભાલણ કોણ ?
છેતરે છે મ્હને.
તું કોણ ?
સરમા છે આતો.

(મૂર્છિત થાય છે. બાળા ત્હેની સુશ્રુષા કરે છે.)

પ્રવેશ ૨

**સમય ને સ્થળ:** ફૂલકુંજનું કુસ્નું દ્વાર.

**પાત્રો:** સુદા અને બાળા

**સુદા:**

કહે છે 'જગતમાં ન જડે તે જંગલ આપશે'
એ શું સાચું હશે ?
ભણેલાઓ તો ભમાવે છે જગતને;
સૌ કોઇ ફાવ્યું ફાવ્યું કહે.
જગત ત્યજી જંગલ વેઠ્યાં સુમને
ને દેવતાઓએ પૂરી કરશે અહિં.
કાં ન મળ્યું—ને શોધે છે હાય તે.
ને કહેજે 'કે ભાવના તેવી સિદ્ધિ',
ન સાંધી સુમને તો કહીએ;
ને મ્હારાયે મનના ઉદધિ
ક્યાં છીછરા હતા જે ?
પણ મને તો મળ્યું તે.
વર્ષો વીત્યાં એ વાતને...

(રહેજ દૂરના કુંજવૃક્ષપરથી બાળાનો ટહુકાર સંભળાય છે.)

વસન્તના વ્હાણે હો,
ફુલડાંને ક્યારે ઝુલિ !
નયણાંના પન્થે હો,
ઉષા, પ્રિય, આવ્ય સખિ

**સુદા:**

બાળા બોલી એ તો.
જાણે ઉષાની સ્નેહસહીયર !
શા બાલયૌવનનાં ચમકાર !
ઉષાને નોતરે છે એ,
વસન્ત ફાગનાં લોભથી !
ખેલ સખિરી ! ખેલ !
બાલ-યૌવનનું પ્રહરાયુ તો ટુંકું છે.

(સમીપ જઇ)

ક્યાં ક્યાં કૂદે છે આ ?
યૌવનની આશા સમોવડી ?
હું કૂદતી વૃક્ષ વૃક્ષે.
ને તે પણ કૂદતો
વૃક્ષની ડાળીડાળીએ.
કેવા રઢિયાળા તે દિવસો !
જાણે દમયુગ ન બન્યું હોય !
પણ ઉડી ગયા તે,
આશાના પિંજરો
ને ભાવના કળશો
ક્યાં ક્યાં જતા રહ્યા એ ?
ને તે પુરુષ-રત્ન !
દેવપુરીનો તે દીપક હતો.
સભાઓનો સરદાર હતો.
શા થયા ત્હેનાં હાલ ?

(બાળા પાછળ આવે છે.)

બાળાઃ શા વિચારમાં પડ્યાં ?
કોના હાલ, મુદ્રા બ્હેન ?
કોણ સરદાર હતો વારૂ ?
નયનમાં આંસુ દેખું છું, બ્હેન !
દેહલતા કરમાઈ છે ત્હમારી.
કહોને, શું થાય છે ?
કોના વિચાર કરો છો ?

મુદ્રાઃ (સ્વસ્થ થઈ.)
કંઈ નહિ, બાળા !
સ્વપ્નની ભ્રાન્તિ હતી એ તો.

બાળા. સ્વપ્ન ! મુદ્રા બ્હેન !
ગાંડા થયાં કે શું ?
સ્હવારે તે સ્વપ્ન હોય ?

મુદ્રાઃ હા, બ્હેન, સ્હવારેજ સ્વપ્ન છે.
મ્હોટી થઈશ એટલે શિખવું પડશે ત્હારેયે.

બાળાઃ તેતો હશે. પણ મુદ્રા બ્હેન !
ક્યા સરદારનો વિચાર આવ્યો હતો ?

મુદ્રાઃ રાતે કહીશ ત્હને.
જો ભાલણ આવે છે,
બોલાવે છે ત્હને.
જા. હું યે આવું છું,
પૂજાના ફૂલો લઈ.

(જાય છે.)

## પ્રવેશ ૩ જો.

સ્થળ અને સમયઃ રાજનગરમાં ઝાંખાર.

પાત્રોઃ સતેશ અને માલતી.

(સ્વગત)
ન ઝલાયો. ઉડી ગયો તે.
પાપના અનુચરો આવે તો
પુણ્યાત્મા જતોજ રહેને ?
વર્ષાની વાદળીઓ વરસી વરસી પરી થાય
જલ વરસ્યાં હોય તે બિન્દુઓ ઝીલે;
પાષાણો ક્યાં સ્વીકારે છે ત્હેને ?
પૃથ્વીના પાટલે કેટલા
દીઠા છે વીરેન્દ્રો ?
પણ તે તો વીરેન્દ્ર હતો
પૃથ્વીના એ પુરાણીઓ !
કહો, સંસાર જૂનો કે આત્મા ?
ભાવના જૂની કે પ્રથા ?
સ્નેહ સાચો કે શાણપણ ?
ન પારખ્યો તે ઝવેરને,
ને સંસારને જૂનો કહ્યો;
ભાવનાને પતિત કહી;
શાણપણને આગળ ધર્યું.
શી સાધી અર્થસિદ્ધિ ?
દેહના પિંજરથી આત્મા ઉડી ગયો.
પૃથ્વીનો ચન્દ્ર બુઝાયો.
આત્માને અળગો કરી
દેહના બંધન સ્વીકારશો ?
પ્રેમને પદભ્રષ્ટ કરી
આચારને અગ્રણી ગણશો ?
ભૂલ્યા ભૂલ્યા ઓ મહાજનો !
પ્રેમ પ્હેલો, પ્રથા પછી.
ફૂલઝાડ રોપાય પછી વાડ હોય,
કે વાડ પહેલા બાંધશો ?
સરિતાજળ પ્હેલાં આરો દીઠો છે ક્યાંય ?

(માલતી પ્રવેશે છે.)

માલતી શી માંડી છે આત્મકથા ?
જગતને ગૂંગશે આ પ્રલાપ ?

સનેશઃ ક્યાંથી જોશે ત્હારે હૃદય !
જોયા ક્યાય આનંદ વિનાના હૃદય ?
સોહાગિની ક્યાં આવે.
ને આકાશે કુસુમ થાય છે
ન હોય આનંદ વિનાનો હૃદય.
ને આનંદ, બંધન સાથે હોયે ?
ગજહંસને દીઠા છે પિંજર !
કોયલ ને પાઠ કોઈ પઢાવે છે ?

ની પદ્ધતિ હયાતીમાં આવી. આ પદ્ધતિ પ્રમાણે અધિકારીઓની સત્તા વધારે-અને ન્યાયનીતિના પ્રસંગો ઓછા: ગમે તે પ્રકારે રાજ્યનું હીત જાળવવું એ અમલદારોનું લક્ષ્ય હતું અને તેમ કરવામાં તેમને સંપૂર્ણ છૂટ મળતી. એ છૂટને લીધે લોકોમાં અમલદારોનો પ્રભાવ જામવા માંડ્યો અને ધીરેધીરે એવો પ્રસંગ આવ્યો જ્યારે રવીન્દ્રનાથ ઠાકુર કહે છે તેમ પૂરે દેવ-દેવતાઓને જે અર્ઘ્યાદિ અર્પતાં તે હિન્દના લોકોએ બ્રિટિશ અમલદારોને ધરાવવા માંડ્યા, અને પુરૂષ ની-સંબંધી વસ્તુઓમાં સ્ત્રીઓનો તો અર્ધો હિસ્સો હોય છેજ એટલે ત્યારથીજ સુન્દરીઓના મનમાં એ ભ્રમ શરૂ થયો કે પૃથ્વીવાસી રૂપી આ હિન્દીઓમાં પોતે સ્વર્ગની દેવનાઓ છે. આ ભ્રમને હિન્દના આતિથ્ય ગુણે પોષણ આપ્યું, અને હિન્દની ભાવિક પ્રજાએ સ્વમાનના ભોગે પણ અતિથિઓનાં મન જાળવ્યાં અને આજે વેજ્વુડને કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો કે લોર્ડ રીડિંગ હિન્દને સ્વરાજ્ય અપાવે તો પણ બ્રિટિશ સ્ત્રીઓની મનોસ્થિતિ તો તેઓ બદલી શકશે નહિ. લોર્ડ રીડિંગ હિન્દને સ્વરાજ્ય અપાવશે કે નહિ એ વાત અહિં અસ્થાને છે. આપણો પ્રશ્ન એ છે કે લોર્ડ રીડિંગ આ અનિષ્ટ મનોસ્થિતિ બદલી શકે નહિ?-અને અમ્હને તો લાગે છે કે ના. વાઇસરોય તે સહજાજ કરી શકે એમ છે. જે કારણને લીધે બ્રિટિશ અમલદારો અને બ્રિટિશ સ્ત્રીઓના મનમાં આવા અનિષ્ઠ વિચારો ઉદ્ભવવા પામ્યા તે કારણનો નાશ કરવો એ તેનો ઉપાય છે. એ ઉપાય એટલે બ્રિટિશ અમલદારોને જે સત્તા આપવામાં આવી છે તેના ઉપર હિન્દીઓનો અંકુશ. અમ્હે ના. વાઇસરોયના કારોબારી સલાહ આપનાર નથી એટલે તેઓ આ વિષયમાં કેવી વ્યવસ્થા કરી શકે એનો સૂક્ષ્મ વિચાર કરવાની અમ્હને આવશ્યકતા નથી. તો પણ એક વાત નોંધવાનું મન થાય છે. મુખ્યત્વે હિન્દી પ્રજા એટલે ખેડૂત વર્ગ. ખેડૂત વર્ગનું કામકાજ જીલ્લાના અધિકારીઓના હાથમાં હોય છે. અને અમ્હે માનીએ છીએ કે અમણ ખેડૂતોની સૃષ્ટિમાંજ અમલદારોની સત્તા વધારે નજરે પડે છે. ખેડૂતોનું અજ્ઞાન અને નિર્ધનતાને લીધે કૈંક કારણથી જીલ્લા અમલદારોના હાથે ત્હેમને અન્યાય મળ્યો હોય તો પણ ઉપરી અમલદારને અરજ ન કરતાં તે અન્યાયને તેઓ સહી લે છે. આવાં કારણોથી જીલ્લા અધિકારીઓ ઉપર જીલ્લાના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું માનદ મંડળ નિમાય અને અધિકારી સામેની ફરિયાદોનો તે મંડળ ચૂકાદો આપે તો એક મોટો, ઉપયોગી, ગરિબવર્ગને ન્યાય મળવાનો સંભવ વધારે રહે અને અમલદારો અગર બ્રિટિશ સ્ત્રીઓના મનમાં જે ભ્રમ પેસી ગયો છે તે નિવારી શકાય અને ના. લોર્ડ રીડિંગ હ. વેજ્વુડની શંકા ખોટી ઠરાવી શકે. (સરકારી અમલદારો અથવા બ્રિટિશ સ્ત્રીઓને પોતાની સત્તાના ઘટાડા વિષે ચિન્તા કરવાની જરૂર નથી કારણકે અમ્હે જાણીએ છીએ કે ના. વાઇસરોયને આ સૂચનાની જાણ નહિજ થાય કારણકે અમ્હારા ગ્રાહકોનું લિસ્ટ જોતાં જણાય છે કે ના. લોર્ડ રીડિંગનું નામ તેમાં નથી અને ભેટની નકલ તે નામદારને અમ્હે નહિ મોકલીએ એટલી અમ્હે ત્હેમને ખાત્રી આપીએ છીએ!!)

## નવો તારો.

કવિ કહે છે કે "મંડાયાં થીસ કે રોમ, આજનાં કો મહાપુર
તે પહેલાં કાલને પેટે મંડાયું હસ્તિનાપુર—"

ભૂત ગૌરવમાં રાચતા સંતોષી જીવોને આ વાતમાં આનંદ આવશે, પણ આ સંસ્મરણથી હર્ષ કરતાં શોકનો ઘેરો નાદ વિચાર ધુમ્મસમાં વધારે વાર પ્હોંચે છે અને થીસ-રોમ તો શું પણ જે દેશો હજી બાલ્યાવસ્થા પણ નથી પામ્યા તે દેશોનું અગ્રપદ સ્વીકારવું એ ખરેખર! હીણું છે. આ

કારણથી આપણને વધારે શરમાવતો એવો એક પ્રસંગ આપણી સન્મુખ ઉભો છે. ટોકિયોના મિ. કે. શિગેરૂએ એક નવો તારો શોધી દુનિયાના વિજ્ઞાનમાં જાપાનનું સ્થાન નક્કી કર્યું છે, જ્યારે આપણે હિન્દીઓ અર્થસંપત્તિના સિતારામાંથી હજી પરવાર્યા નથી. એક એવો સમય હતો જ્યારે હિન્દ એજ જગત છે એમ મનાતું. પરન્તુ આજે પણ તેજ મત કાયમ રાખવો અને તેમને લીધે રૂઢ કરેલી સંસ્થાઓ અને રીતિઓ નીભાવ્યા કરવી એ સમયના પ્રભાવને ન પિછાનવા જેવું છે. દુનિયામાં હિન્દ આજે એકલું નથી. જંગલમાં વસતા સન્યાસીને અમુક રીતિઓ ભલે ઉચિત હોય પણ શહેરના નિવાસીને પડોશીઓના જીવનાનુસાર રીતિઓ ખોળવી પડે છે અને તેમાંજ તેનું શ્રેય છે. જાપાન આ વાત શિખી શક્યું. તેથી ન્હાનકડું જાપાન–બાળક જાપાન આજે મનુષ્ય જીવનનાં બધા અંગોમાં સર્વોપરિ નિવડ્યું છે વયશાણા હિન્દને જાપાનના ઇતિહાસમાંથી, ઘણું શિખવાનું છે. એ વાત સત્ય છે કે હિન્દ વૃદ્ધ છે પણ અરવિંદ બાબુ કહે છે કે માણસ પેઠે પ્રજાને પણ ઘડપણ તો આવે છે; પણ બેઉ ઘડપણમાં ફેર એટલો છે કે માણસ ફરી જુવાન થઈ શકતું નથી. (આ શોકભરી વાત છે) જ્યારે ઘરડી પ્રજા જુવાન થઈ શકે છે. ઘરડું હિન્દ જુવાન ક્યારે થશે?

## સ્મરણોની લ્હાણ.

"માણ્યું રહેતુ સ્મરણ કરવું એય છે એક લ્હાણું." ઇ. સ. ૧૯૧૯ ના એપ્રિલની ૨૬મીએ મિ. હોરનીમેન દેશપાર થયા. તે પ્રસંગના બે વર્ષ પછી હિન્દી પ્રજા તે હિન્દમિત્રનાં સ્મરણની લ્હાણ ઝીલી રહી છે. તે ભૂતવિગત યાદ આવતાં અમેરિકન સોસ્યાલિસ્ટ મિ. ડેબ્સ વિષે પ્રખ્યાત ઇતિહાસકાર મિ. એચ. જી વેલ્સના શબ્દો સ્મરે છે: "Liberty Enlightening the World" & behind it Debs in Prison! I cannot understand America & I am afraid to come over & examine the paradox on the spot. મિ. હોરનીમેનની રાષ્ટ્રીય પ્રવૃત્તિ વિષે અભિપ્રાય આપવો એ અમ્હારૂં કાર્ય નથી. પણ એ વિષયમાં અમ્હારો મત ગમે તે હોય તો પણ એ મહાપુરૂષ તરફની આ દેશની અન્યથા અણઅનુભવી એવી સ્નેહભક્તિ ખરેખર અનુપમ છે એમ કહેવાઇ જાય છે; અને તે અવસરે કોઇને ઇઝરાયેલ ઝેંગવિલના શબ્દો ટાંકવાનું મન થાય એવું છે:

"I regret exceedingly that though I am constantly coming upon references to the martyrdom of Eugene V. Debs, I do not know what particular act of righteousness has landed him in gaol. But from the admiration which he has excited in the breast of many Americans whom I admire I have an uneasy suspicion that he ought to change places with his judges." પરન્તુ અમ્હને તો લાગે છે કે મિ. હોરનીમેનને દેશપાર કરવામાં ના. સરકારનો દોષ કાઢવાપણું નથી "To punish a social servant for standing by his principles is a historic mistake the world has made many such"–એ કૃત્યનું કારણ અંગ્રેજ રાજ્ય નથી.–આપણા હિન્દુ-રાજાઓના વખતમાં પણ એવુંજ હતુ. અમેરિકા, ફ્રાન્સ, ઇંગ્લંડ–બધા દેશોની પણ એજ કથા છે. જ્યાં જ્યાં સ્વતંત્ર અમલદારોની એકહથ્થુ સત્તાની સામે પ્રજાની મર્યાદિત સ્વતંત્રતાનો પ્રશ્ન આવે છે ત્યાં ત્યાં આવી વસ્તુ સ્થિતિ સ્વાભાવિક છે,–ત્યાં ત્યાં.

"Another heart behind the bars,
Another God in jail."

એ ઘટના અનિવાર્ય છે. ખરી વાત તો એ છે કે આવા પુરૂષો પૃથ્વી ઉપર ખરા સમયે પ્હેલાં જન્મી પડે છે!

## કળાનો ફકિર.

એમરસને આપણા જગતને defining, result loving, machine-making, opera-
going કહ્યું છે. માણસનો નિતરોજનો કડુ અનુભવ આ વાતની અહર્નિશ પ્રતીતિ કરાવેછે, અને તે
છતાં એ વાત તો સાચી છે કે લાંબો નિરાશામાં આશાનું એકાદ કિરણ તો હોય છેજ—એમાંજ
આપણે પ્રભુની દયાનું ભાન કરીએ છીએ-ઉપર કહેલ વિચારને, પુષ્ટિ આપતી એક બીના
થોડાજ વખત પર બની. આમ તો—રોજના અનુભવ ઉપરથી તો—લાગે છે કે ભાવના અને કળાના
રાજ્ય અસ્ત પામ્યાં છે અને અર્થવાદનો જમાનો મંડાયો છે; વિદ્યા દેશવટો ભોગવે છે અને
લક્ષ્મીનાં શાસન અનુસરાય છે. પણ એવા જમાનામાં પણ વિદ્યાવિશ્વાસી કોઇક કોઇક કળાનો
ફકિરો નજરે પડેછે ત્હારે લાગે છે કે ના, માનવ જાતિ માટે નિરાશ થવા જેવું તો નથી-જ.
ન્યુયોર્કમાં આવો એક કળાનો ફકિર જાણમાં છે—તે મિ. હેનરિ હન્ટીંગટન. જ્યારે માણસો
વિદ્યા, સ્નેહ, માનવભાવ—સર્વને દ્રવ્ય ખાતર વિદાય દેવા તૈયાર થાય છે ત્હારે આ
સાહિત્યવિલાસી સંતે "ગટનબર્ગ બાઇબલ"ની એકજ પ્રત માટે ૫૦,૦૦૦ ડોલર આપ્યા હતા.
અત્હારે "વિનસ એન્ડ એડોનિસ"ની માત્ર એકજ પ્રત માટે એણે ૭૫,૦૦૦ ડોલર જેવડી મોટી
રકમ આપી છે. મનુષ્ય જાતની કંગાલ ભેખડોમાંથી આવા મૃદુલ કોઇક કોઇક સૂરો સંભળાય
છે ત્હારેજ આપણને લાગે છે કે પ્રભુ કળીયુગમાં પણ સતયુગના ભણકારનો અનુભવ કરાવે છે
ખરો. અર્થવાદનું હિમાયતી ગુજરાત આની નોંધ લઇ શકશે? અને પોતાની વેલો ઉપર વિકસતા
સુન્દર પુષ્પોની ખરી કિંમત આંકતું થશે?

—બ.

૨૩–૫–૨૧

# જીવનપન્થે પ્રકાશ.

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે
શસ્ત્રોથી કે ત્રુર્ણમવતી કે દંડથી ના બને જે
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે.

—કલાપી

રાજકીય કે સંસારી–સર્વ વિષયોમાં ત્રુટી થયા પછી કોઈ પણ સબંધને નિભાવી રાખવો એ અશકય છે. ત્યારે જીવનની સંપૂર્ણતાજ જતી રહી હોય છે. કૃત્રિમ સબંધ નિભાવી રાખવામાં અંતરાત્મા શંકાશીલ થઇ થઇ પાછળ નજર કરે છે.

—જ્યોર્જ ઇલિયટ.

અશક્ત અવસ્થા કે ગરિબાઈ પાપનાં જ પરિણામ હોય છે એવું નથી; અને તેથી એકલીજ દૃષ્ટિએ રહેને તિરસ્કારવાં એ અન્યાય છે.

—ડિ. ક્વિન્સી.

ગર્ભને તોડી પાડવો એ જેટલું પાપ છે તે કરતાં પણ મનુષ્યમાં રહેલી મહાશક્તિઓને વધતી અટકાવવી એ વધારે પાપ છે.

—પહિચાર.

જડતામાં જીવન નથી; જડઅભિપ્રાયો પણ જીવન હીણાં બને છે. સત્યવાતની પ્રતીતિ થતાંજ આપણા અભિપ્રાય બદલવા આપણે તૈયાર થવું જોઇએ.

—મા. ઓરેલિયસ.

નીતિશાસ્ત્રીઓ બોધ આપે છે કે દરેક માણસે પાડોશીને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. કોઇને પણ સુધારવાની મ્હારામાં શક્તિ હોય તો તે વડે હું મ્હારી જાતને જ સુધારૂં.

—આર એલ. સ્ટિવનસન.

ચારે તરફની વસ્તુથી તારા કદિ બ્હીતા નથી;
જે જે જુએ છે ચીજ નજરે તે ઘડી બ્હીતા નથી;
વળી બાહ્ય વસ્તુથી કદિ શાંતિ મળે કે ના મળે,
આનંદ કે સહાનુભૂતિની તેમને પરવા નથી.

—સ્વામી રામતીર્થ.

હસો એટલે તમારી સાથે આખી દુનિયા હસવા લાગશે, પરંતુ જો તમે રડશો તો તમારે એકલાને જ રડવું પડશે. કારણકે આ સનાતન સંસારને માત્ર આનંદનીજ જરૂર છે; શોકતો તેની પોતાની પાસેજ પુષ્કળ ભર્યો છે. આનંદ મન્દિરમાં પુષ્કળ માણસો અને અમીર ઉમરાવો માટે જગ્યા છે, પરંતુ સંકટની સાંકડી ગલીઓમાંથી તો આપણે દરેક જણ એક પછી એક નીકળીને નાસી જઇએ છીએ.

—ઇલા વ્હીલર વિલકોક્ષ.

[વર્ષ ૧ લું.] જુન ૧૯૨૧. [અંક ૧ લો.]

# ચેતન

## ક્હાન કુમાર.

ક્હાં ગયો એ ક્હાન કુમાર ?*
  સૌન્દર્ય તણો શણગાર,
  ક્હાં ગયો એ ક્હાન કુમાર ?

અન્ધારિયાંમાં ઉગ્ર અનલ,
પ્રકાશમાનો પરિમલ;
દાનવ દળનો એકલ મલ્લ,
  અવનિ કેરો ઉદ્ધાર:
  ક્હાં ગયો એ ક્હાન કુમાર ?

પ્રણય વૃક્ષને પાન પાન,
ભક્ત હૃદયને ગાનગાન;
તત્વજ્ઞાનીને ધ્યાન ધ્યાન,
  અનંત મધુ અવતાર:
  ક્હાં ગયો એ ક્હાનકુમાર ?

રસના રાસે રાચનાર,
ધર્મધ્વજને ધારનાર;
ગોધનનો એ ચારનાર
  આત્મનનો ઓંકાર:
  ક્હાં ગયો એ ક્હાનકુમાર ?

દેશળજી પરમાર.

* 'શાને ત્યાગી એ સાહ્યબી નાર ?' એ ગીતનો રાહ.

ઉપરાંત જસોદા વઢુંગી લડાઇ એ સોહિનિમાં પણ ગાઇ શકાશે.

# ગુલાબ.

( ૧ )

કહો એ ક્યાં છે રમ્ય ગુલાબ ?
બહલાવે તનુ બાગઃ—કહો. * ટેક.
વિલસિત કેવળ ફુલ-રાજા શો,
રંગ-રંગે સુહાગ;
મનુ માળી કો ભરી ભરી ભાવે,
છલકાવે ઉર છાબ;
કહો એ ક્યાં છે શુદ્ધ ગુલાબ ?

( ૨ )

જેહ ગૂંથાય કવિ-કવિતા શું,
સુહવવા સદ્‌ભાગ્ય;
પૂજાય જેહથી કુદરત-પ્રતિમા,
જીવનને અનુરાગઃ
કહો એ ક્યાં છે પુનિત ગુલાબ ?

( ૩ )

જેહ ખીલી સુન્દરી સૌભાગ્યે,
ખીલવે શિશુફળ-ફાગ;
ઝીલે વિરલ વિભૂતિ જેને—
કરી ત્રિભુવન સુખ ત્યાગઃ
કહો એ ક્યાં છે ધન્ય ગુલાબ ?

( ૪ )

શ્વાસ શ્વાસ સુવાસ વડે જ્યાં
ચડતાં ગુલ-પરાગ;
સુગન્ધ લેતાં, પડ્યા અંતરે—
ધીરે ફરી ન દાઘઃ
કહો એ ક્યાં છે દિવ્ય ગુલાબ ?

( ૫ )

વન, ઉપવન, ભુવન, ભવ ફોરે,
ફોરંતાં જ ગુલાબ;
જેહ પરાગે અખંડ ઉઘડે
જીવન જીવનનાં ભાગ્યઃ
કહો એ ક્યાં છે કાવ્ય ગુલાબ ?

કેશવ હ. શેઠ.

---

* આ કાવ્ય અમ્હારા મે અંકમાં પ્રગટ થયેલ, રા. પ્રભાકરના 'ગુલાબ' નામેક કાવ્ય ઉપરથી રચાયું છે. —અધિ.

## અશોકને.

તરુ વૃન્દમાં જોઈને ઉભી,
કો વિરહિણી નવયૌવના:
"કહે છે અશોક તરુપ્રતિ,
મુજ વિરહ કેમ શમાવ ના?
તું નવીન પત્રે રક્ત છે,
અનુરક્ત છું હું સ્નેહમાં:
ભ્રમરો ભમે છે તુજ પરે,
મુજ ઉપર બાણ અનંગનાં!
આભૂષણો તુજ પુષ્પનાં,
લલનાપદે થાતાં, મને
આનન્દનો પરમાવધિ,
જેવો થતો—તેવો મને:
આપણુ પરસ્પરની
અવસ્થામાં દિસે સમતા ઘણી.
પણ ભેદ માત્ર; અશોક તું
ને હું સશોક સદા રહી!

૩–૬–૨૯ જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

---

## શું એ ખરૂં કે આ ખરૂં?

શીખવી રહી છે ફિલસુફી:
"આ જીવન તો આનન્દ છે,"
શીખવી રહી છે જીંદગી:
"આ જીવન ઘેરો શોક છે,"
શીખવી રહ્યું સાહિત્ય કે
"જીવન બ્રહ્મવિહાર છે."
શીખવી રહ્યું આ જીવન કે
"જીવન નરકનિવાસ છે".
ક્યાં કલ્પના વિહાર એ?
ક્યાં ક્રૂર આ વસ્તુસ્થિતિ?
ક્યાં "સ્વપ્ન" [illegible]?
ક્યાં "સૃષ્ટિ" દુનિયાદારની?
કોણે અને શા હેતુથી
રાખી રચી આવી સહુ!
મૂંઝાય છે મન માહરૂં
શું એ ખરૂં કે આ ખરૂં?

૨–૬–૧૯૨૨ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# ખાકે હિન્દ.

(મૂળ ઉર્દૂમાં રચનાર, પંડિત બૃજનારાયણ ચકબસ્તઃ)

(૧૯૧૬ની કોન્ગ્રેસમાં પંડિત મદનમોહન માલવિયાજીએ રૂા. ૫૦૦ ની કિમ્મતે મૂળ ઉર્દૂ કાવ્ય ખરીદેલું.)

અયિ! હિન્દભૂમિ તારો મહિમા દિગંત ગાજે,
રેલી અમીનિધિ કૈં કુદરત તને નવાજે:
તુજ ભાલપર સનાતન સૌન્દર્ય તેજ રાજે
જોજોડી જગે નિરખતાં તારી જડે ન આજે:
પ્રતિ પ્રાતઃ બાલભાનુ તુજ આરતી ઉતારે,
હિમાદ્રિ–દેશ તારા કિરણો થકી સમારે,

૨

સંસ્કૃત–પૂર ફેલ્યાં અહીંથી દિશાએ ચારે,
ચીન અર્જને કિનારે, ચેતન અજબ પ્રસારે:
આલમ બંધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ સ્હાઇ દોરે ભૂલ્યાંને કારે:
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિસાની;
ત્યારેય હિન્દ આંગણુ રેલી ઉષા યુવાની.

૩

પુરાણુ દેવભૂમિ કીધ ગૌતમે ચક્ષાળી,
તજી દેશ સરમદે નિજ અહીં દેહને પ્રજાળી:
પોષી પ્રજાત્વ પ્રીતે કૈં અકબરે ઉજાળી,
સીંચી રુધિરે રાણે સુરવાડી આ રસાળી:
આ ભૂમિની સમાધે શૂરવીર કૈં સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણુમૂલી મતા છે.

૪

ખંડેર ઝર્ણું એ કૈં શૂરકીર્તિ હજી કહે છે,
જેનાં અમારી રગરગ ઉન્હાં રુધિર વહે છે:
દેવો ચડી વિમાને હજી એ ધ્વની અવે છે,
એ કીર્તિ ઘોષ હજીયે અમ કાનમાં રવે છે:
કશ્મિર શું ન દાખે કૈં સ્વર્ગ રંગ હજીયે?
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજીયે?

૫

માધુર્ય ને મૃદુતા એનાં એ ફૂલ ફળોમાં,
કરતા કલા કલાપી આજે યે જંગલોમાં:
પન વીજના કડાકા એના એ વાદળોમાં,
પણ વ્યાપી રહી સિથિલતા અમ દિલની ચળવળોમાં:
એની એ સંસ્કૃતિ કાં દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને.

૬

વર્ષોથી વામ વિધિઃ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પરે ભુંસાઈ જે જે સ્મૃતિ અમારી:
પરી થઈ હજી જરી નહિ ઘન નિંદ જે અમારી,
શમસમ કફન વિનાની ભૂમિ હિન્દ જે અમારી:
જેનાં ખૂબી ખજાના ઉલટા વધી રહ્યા છે,
કમ ભાગ્ય વારસો કૈં ગાફેલ સહુ રહ્યા છે.

૭

વિભુ ! દેશપ્રેમજ્યોત, હદ થઈ, હવે જગાવો,
ભુલ્યાઃ બધિર કાનોમાં મંત્ર કંઈ સુણાવો:
ચેતનવિહીન ખોખાઃ ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મરાશિમાંથી ચીણગારી કંઈ ઉડાવો:
વ્હાલું વતન સમાયે નયનોમાં તાર થઈને,
શિરમાં ખુમારી થઈને, દિલમાં કરાર થઈને.

૮

કુલબાગ શોખીનોને ફુલથી લગન મુબારક !
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક !
બુલબુલને ગુલ મુબારક ! ગુલને ચમન મુબારક !
બેલી વિનાના અમને વ્હાલું વતન મુબારક !
નન્દન વને આ ખીલશે અમ ઉર પ્રફુલ્લ કળીશું
જે જનની અંક ઝુલ્યા તે અંકમાં ઢળીશું.

૯

બોસ્તાન ભૂખ્યાંનેઃ અમને વ્હાલાં છે નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનનાં:
ઝગમગી ઊઠે છે જ્યોતિ રગ રંગ એ પ્રેમ અગનનાં,
વ્હાલા કુસુમ સમ છે કાંટાયે આ ચમનનાઃ
છે ગર્વ ધૂલિ જેની અમ ભસ્મલેપ તનને,
મરીને અરે ! ચઢીશું પ્યારા વતન કફનને.

શા.

## —વિરહ.—

(જૂનું કાવ્ય.)

સખી શંકર નંદને વર્ણવું, સુદ્ધિ બુધ્ધિનો વાસ;
કૃષ્ણ કૃપાએ વર્ણવું, રચુ દ્વાદશ માસ. ૧
માગશરે મથુરાં ભણી ગયા ગોકુલ નાથ;
હાથ થકી મૂક્યાં અમો ન ગમ્યો જાદવ સાથ. ૨
ન્હાનાં મોટી નીસર્યાં નર કરોડા રે કરોડ;
જોડ વખંડી માહેરી, દેવો દૈવને દોશ.— ૩
ચંદર ભાગા રે ચંદ્રાવલી બાલી કરે રે વિચાર
ચાર પહોર રજની તણા કયમ કરી રાખું ધીર ૪
ચોપટ ખેલ ગમે નહી, ન ગમે શાન ને ગોસ્ટ
મુંઠ ન મૂકે પારધી, ગનીશા મારે છે. ચોટ.— ૫

પ્રગટ મદન બાંધી
મોર લે બાણ સાંધી
હરી હરી કહે રાધા
પ્રેમની પાશ બાંધી ૬
વ્રેહની વ્યાકુલ જોતી
ચીર શું નીર લ્હોતી
અરૂણાલ નૈન દીસે.
આંસુડે સેજ ભીંજે ૭

સખી પોશ વિષે કહે એમદા પતિ શું કરૂં રોશ
મલીન થયું મુખ આપણું દર્પણનો શો દોષ. ૮
ઉત્તર દેશે આવ્યો રવી નવી નાર વિલાસ
વાસ કીધો મથુરા વિષે ન મલ્યા અવિનાશ. ૯
દિવસ થયો અતિ દોહલો કયમ કરી રાખું પ્રાણ
શોકય શમાણી ભામની થઇ ઓડા રે ઓડ. ૧૦
અરણા થઇ મ્હારી ઓરડી, દોરડી થઇ દેહ
તે કયમ જીવે ગોરડી પતે આવે ઘેર. ૧૧

પ્હેરી છે પરોળા
પાંમરી પાન ચોળી
વેહ વંદ વાળી
પીડતો કેમ પાપી ? ૧૨
લખીત પ્રેહની ચોઠી
લીસરી તંન લીટી
થઇ ગઇ માસ કીટી
પ્રાણ જાણો અંગીઠી. ૧૩

---

પોષ પછીનાં મહિનાઓનું રસિક વર્ણન આવતા અંકમાં.

# એક આખ્યાયિકા.

શિશિરહિમથી ઘેરાયેલ અન્તિમ સરોજ સુદાસે ચૂંટ્યું ને રાજમહાલયને દ્વાર રાજાની કને વેચવા ગયો.

માર્ગમાં તેને એક યાત્રાળુ મળ્યો, જેણે કહ્યું, "ત્હારા આ અન્તિમ સરોજનું મૂલ્ય કહે—ભગવાન બુદ્ધને ચરણારવિંદે હું તેને ધરીશ."

સુદાસ બોલ્યો. "એક સુવર્ણ મહોર આપી આપ તે લઈ શકશો." યાત્રાળુએ માગ્યું મૂલ્ય કબૂલ્યું.

તેજ ક્ષણે રાજાજી પણ પધાર્યા ને એમણે યે એ શિશિરસેવિત પુષ્પને ભગવાન બુદ્ધચરણે સમર્પવા ઇચ્છા દાખવી.

પણ માળીએ જ્યારે જણાવ્યું કે એક સુવર્ણમહોર તેની કબૂલાઈ હતી, ત્યારે રાજાજીએ તેને દશ મહોર આપવા કહ્યું. પરંતુ યાત્રાળુએ તો તેથીય બમણું મૂલ્ય કબૂલ્યું.

લોભ ને લોલુપતા વડે આકર્ષાઈ માળીએ કલ્પ્યું કે જેને સમર્પવા એ બન્ને જણ પુષ્પમૂલ્ય ચાહે છે, તેની જ કનેથી સવિશેષ લાભ મળી શકશે. આથી બન્નેને વન્દન કરી તે બોલ્યો, 'હું આ સરોજ નહિ વેચી શકું.'

નગરફરતા દુર્ગની પાર્શ્વે આંબાવાડીઆની શાન્ત છાયામાં ભગવાન બુદ્ધ સમીપ સુદાસ ઉભો હતો. દેવવદનનું પ્રેમ-આહ્લાદભર્યું સ્મિત, ને નયનદ્વયની પ્રભાતી શુક્રતારા સમી શાન્તિ આલો-કતો ને સ્થિર એકનયન ઉભો રહ્યો.

સુદાસે એ દેવચરણે પુષ્પ સમાર્પ્યું ને શિરસાવન્દી રહ્યો.

ભગવાન બુદ્ધે સૌમ્ય મુખડે સ્મિત ફરકાવ્યું ને તેમણે કહ્યું, "વત્સ, ત્હારી શી વાંછના છે?"

સુદાસ સહર્ષ વદ્યો, "ભગવાન પૂજ્યપાદનો થોડોક શો ચરણસ્પર્શજ હું માત્ર વાંછું છું, પ્રભો!"

—મંજુલાલ દવે.

---

## દર્પણ.

શોધી ગયો સહુ પુસ્તક પાનાં
  સાહિત્ય સિન્ધુમાં ખુબ તર્યો
વેદ વેદાંગ પુરાણ પઢ્યો પણ
  એક ન અક્ષર હાથ ચઢ્યો;
માનિનિના મુખની ઉપમાસમ
  સાક્ષર રત્નનો સાર ગ્રહ્યો.
થાકી ઉભો ધરી દર્પણ મુખશું
  તો મુજ અર્થ અનુપ સર્યો ×

નાગરદાસ ઈ. પટેલ.

---

× અનન્વય ( Comparison Absolute ) અલંકારનું આ એક સુંદર ઉદાહરણ છે.



# સમય ટૂંકો છે.

તેં મ્હને ત્યજી દીધો અને ત્હારે માર્ગે પડી.

મ્હેં ધાર્યું કે હું ત્હારે માટે શોક કરૂં અને ત્હારી એ એકાકી મૂર્તિ કો સુવર્ણગીતમાં ગૂંથી મુજ હૃદયમાં સ્થાપું.

પણ રે! મ્હારૂં હત્ ભાગ્ય; સમય ટૂંકો છે.

યૌવનનાં વર્ષ પર વર્ષ એળે જાય છે; વસંતઋતુના દિવસો વીતી જાય છે. ટૂંકજીવી કોમળ ને નાશવંત પુષ્પો નકામાં કરમાઈ જાય છે; અને શાણા જનો ચેતવે છે કે કમલપત્ર પર જલબિન્દુશી આ જીન્દગી નાશવંત છે.

જે મ્હને છેહ દઈ ગયા છે તેની પાછળ રાહ જોઈ રહેવામાં આ બધું જતું કરૂં?

એતો ઉદ્ધતાઈ ને મૂર્ખાઈ ભર્યું કહેવાય; કારણકે સમય ટૂંકો છે.

પછી તો ખડખડાટ કરતાં પગલાં પાડતી મ્હારી વર્ષાની રાત્રીઓ આવે છે; મ્હારી સુવર્ણ પાનખર મંદમંદ હસે છે; ત્હારા ચુંબનોના ભણકાર વિખેરી નાખતો બેદરકાર ફાલ્ગુન આવે છે.

મ્હારાં પ્રિયજન! તમે તો જાણો છો ને, કે આપણે તો મૃત્યુલોકનાં માનવી. જે પોતાનું હૃદય લઈને ચાલતી થાય એની પાછળ આમ હૃદયભંગ થવું એ તે ડહાપણ ભર્યું કહેવાય! કારણકે સમય ટૂંકો છે.

એક ખૂણે બેસીને એકની એક વાતનું રટણ કર્યા કરવું અને 'તું જ મારૂં જગત છે' એવી કવિતાઓ રચ્યા કરવી એ કેટલું મધુર છે?

એક ને એક વાતનો શોચ કર્યા કરવો અને કોઈ દિલાસો આપવા આવે ત્હોયે શાન્ત ન થવું એ કેવું વીરતા ભર્યું છે?

પણ મ્હારા બારણામાંથી એક પ્રફુલ્લ મુખારવિંદ ડોકિયું કરે છે અને મ્હારાં નયન સ્હામે મીટ માંડે છે.

હું નથી મ્હારા અશ્રુ લુછી શકતો, કે નથી મ્હારા ગીતનો રાહ ફેરવી શકતો; કારણકે સમય ટૂંકો છે. *

બચુભાઈ રાવત.

---

* રવિબાબુ કૃત 'ગાર્ડનર'માંથી.




# મ્હારી રંગા.



તે બાર વરસની હતી ને હું ન્હાનો હતો.

રંગાને મ્હેં ઘણી વખત પૂછેલું, "રંગા ! તું આ ગાલ પીળો ને લીલો રંગ બાઝેલી ?" રંગા હસતી ને મ્હને આંબાવાડિયામાં લઈ જઈ પડી ચોપડી ભણાવતી.

હમારા ગામની પૂર્વે આવેલા મંદિર તરફ અંધારામાં ઝીણીઝી કોયલનો સાદ પહોંચી રંગા જતી. ત્હેની પાછળ પડતાં લાંબા છાયડામાં કૂદતો કૂદતો ત્હેના પગનાંમાં પગલાં મુકતો હું જતો. તે દહેરાના ઘુમ્મટમાં પૂજા કરતી ત્યારે કોઈ ના હોય તો પોઠીઆપર બેસી જતો કે કાંતો આશ્ચર્યક લાગતા હનુમાનને નિહાળ્યા કરતો. "બાપુ આવ્યા" હેતું જ્યારે સંભળાતું ત્યારે હનુમાન કે ગણપતિની નજરમાંથી સપડાયલો હું સમાધિમાથી જાગૃત થઈ રંગાની આગળ આગળ એમ ફરી જતો. રંગા પાસે ધીમે ધીમે ગાવાનું શીખ્યો. તે પાણી ભરવા જાય તો હું વેગળે ઝાડની ડાળિયે બેસી ગાઉં, જેવું આવડે હેવું ગાઉં. વચ્ચે વચ્ચે દોરડું ઉંચું ખેંચતાં તે મ્હારા તરફ જોતી. કલ્પનાને થતું કે ભમરા જેવો હોત તો દોરડા ઉપર બેસી જાત ને ત્હેના મુખ આગળ થઈ ગણગણાટ કરતો ઉપર ઉડી જાત એવું મનાય એટલે 'ક્યાં ગઈ' માનતી. મ્હારૂં સંગીત ત્હેના ઘડામાં ભરાઈ જતું.

* * *

રંગા પરણી. ત્હેને વળાવી ત્યારે કુવા સુધી હું બેરાં જોડે પાછળ પાછળ ગયો. કેટલાંક બેરાં ગાતાં પણ મ્હને ગમ્યું રડું થતું. છેવટે રંગાએ મ્હારી પાસેથી કેટલાંક ફુલ લીધાં. ઘેર આવી ચોપડી જડતી નથી એમ બ્હાનું કાઢી હું ખુબ રડ્યો.

......

વર્ષો વીતી ગયાં, પણ રંગા વિસારે ન પડી. હું રજાઓમાં મ્હારે ગામ આવતો પણ રંગા આવતી નહી. રંગાના એક ભાઈ સિવાય કોઈ આ ગામમાં ત્હેનું સગું નહોતું. લોકમાં હું જરા ગાંડો ગણાવા લાગ્યો. કોણ જાણે કેમ વિવાહની વાત ચ્હડતું ત્યારે હું નિરાશ થતો ને મ્હારે "પરણવું નથી" ના મન્ત્ર જપ્યા કરતો.

નાણાં વિષયક સ્થિતિ ઉપર ઉહાપોહ ચાલતાં મ્હેં ખજાનચીને પૂછ્યું "મ્હારા પ્રિય ખજાનચી! આપણી ટ્રીઝરીનું તળીઉં કેમ છે?"

"બીલકુલ સાફ છે નામદાર!"

"બીલકુલ સાફ? એટલે!"

"હર મેજેસ્ટી ધી ક્વીન ઓફ હિન્દુસ્તાનના 'પેટીકોટ'નું છેલ્લું બીલ ચુકવવાને પણ હવે પૈસા નથી."

આ સાંભળી હું શોકસાગરમાં ડુબી ગયો. અને 'હર મેજેસ્ટી'ના લેણદારોને એક બરાબર પાઠ શીખવવા મ્હેં દેવાળામાં નોંધાવ્યું. રાજા થઈ આમ 'લીક્વીડેશન'માં જવાય નહિ એમ મ્હારા વડા પ્રધાન વગેરેએ ઘણું કહ્યું પણ મ્હેં માન્યું નહિ. આજે હું રાજા છું પણ કાલે સ્હવારે જાગૃત થતાં ભીખારી થઈ જઉં ત્યારે આવા ખરચની ટેવ કેમ પાલવે?—

આમને આમ દિવસો વ્યતિત થતા હતા પણ ભાવિને મ્હારાં સુખની ઈર્ષ્યા આવી હશે એટલે ધીમે ધીમે રાત્રિનું સામ્રાજ્ય મટી દિવસ ઉગતો હતો. લંડનવાસીઓ પણ નિદ્રામાયાના પંજામાંથી છુટી આળસ મરડી જાગૃત થતા હતા. લોકો સંપૂર્ણ રીતે જાગૃત થતાં તેમને પોતાની પરિસ્થિતિનું ભાન થયું. સદ્‌ભાગ્યે તત્રભવાન્ પંચમ જ્યોર્જની નિદ્રા હજી છુટી નહિ હતી. લોકો ગમે તેટલા જાગૃત થાય પણ અમ્હે અમ્હારો પગદંડો એવો જમાવેલો કે કોઈથી મચકારે નહિ કે અમ્હારા સ્હામે ચું કે ચાં કરે, લોકો જાગૃત થાય તે પહેલાંજ અમ્હે એક યા બીજે બ્હાને કાયદાની જાળ એવી પાથરી દીધેલી કે કોઈ સહેજ માથું ઉંચું કરે કે તરતજ તેને સપડાવ્યોજ છે. દરબારી ભાષા અમ્હે હિન્દી કરી દીધી હતી એટલે લોકોને પણ તે શીખવી પડી. આ રીતે દરબારી કામકાજ માટે હિન્દી જાણનારા કારકુનો મેળવવામાં અમને સરળતા થઈ ગઈ. લોકોનો અમ્હારા સ્હામેનો અણગમો ચાલુજ હતો તો પણ કેટલાક આગેવાનોને ખીતાબોથી અને કેટલાકને બીજી લાલચોથી અમ્હે વશ કીધેલા એટલે અમારૂં ટટ્ટુ ઠીક ચાલતું હતું. પણ ભગવાન કાંઈ લાલચુ પંડ્યા નથી હોતા. થોડા હિમ્મતવાન લંડનવાસીઓએ લોકોને પૂરે પૂરાં જાગૃત કીધા, હવે તો લંડનના એક ખુણેથી બીજે ખુણે એક પ્રચંડ ગર્જના ગાજી રહી. 'હોમરૂલ'

બાપરે! આ વળી 'હોમરૂલ'નો પ્લેગ ક્યાંથી આવ્યો? આ પાપ પતાવવાનું કામ મ્હેં વડા પ્રધાન રાજેશ્રી કપાળકુટને સોંપ્યું.

'હી. હી. હી. લોકોને કાંઈ વેડ લાગી હાય! જરા જરામાં હોમરૂલ. એનું ગાણું ગઈ કહેશો તમારી લાયકાત શી છે તે?"

રાજેશ્રી કપાળકુટનું આમ બોલવું સાંભળી હું તો દંગ થઈ ગયો. આ જાણીતા દરબારી દેશભક્ત હિંદુસ્તાનમાં તો હોમરૂલને માટે આકાશ પાતાળ એક-કરી નાંખતા હતા અને અહીં આમ કેમ થઈ ગયું હશે? મ્હેં એને આનો ખુલાસો પૂછ્યો તો કહે "દેખ ભાઈ તો પર દુખ કી-"

"તમારી દરબારી ભાષા સ્હેલ હો અને ગુજરાતીમાંજ બોલો "મને દરબારી ભાષા નહિ આવડતી હોવાથી મ્હેં કહ્યું.

"આપ નામદારની જેવી ઇચ્છા! ખરી વાત એમ છે કે ઇ. સ. ૧૯૨૧ માં જરાક સારો આપણો ઉપર"—

" ત્યારે હાલ-પ્રભુ' વર્ષ ચાલે છે ? "

" હાલ આપણે ક્રીસ્તના ૨૦૨૧ના વર્ષમાં છીએ નામવર !

" ઓહો, એમ કેમ ?" મ્હેં પૂછ્યું.

" આપ નામવરને ખબર હશે કે આપણે હાલ સ્વપ્ન સૃષ્ટિમાં છીએ. આ સૃષ્ટિમાં ઇચ્છા માત્રથી આપણે હજારો વર્ષ આગળ ધપી શકીએ છીએ તેમ હજારો વર્ષો પાછળ પણ હઠી શકીએ છીએ. "

" સમજ્યો, હવે આગળ ચલાવો."

' ત્યારે ખરી વાત એમ છે કે ઇ. સ. ૧૯૨૧ માં જ્યારે એ લોકો આપણા ઉપર રાજ્ય કરતા હતા ત્યારે આપણે હોમરૂલને માટે ઘાંટા પાડી પાડીને મરી ગયા, તો પણ સંપૂર્ણ સ્વરાજ્ય આપણને એ લોકોએ આપ્યું નહિ તો હવે જ્યારે એ લોકોજ આપણી સ્થિતિમાં મુકાયા છે ત્યારે એનીજ દલીલો પાછી એમના માથામાં મારવામાં શો વાંધો છે ' આ બધું આઘાત પ્રત્યાઘાતના નિયમાનુસારજ થાય છે "

આપણને તો ભાઇ આ આઘાત પ્રત્યાઘાતનો નિયમ બહુ ગમી ગયો, પણ લોકો કાંઇ માને ? દિનપ્રતિદિન હોમરૂલની પ્રચંડ ગર્જના વિકરાળ રૂપ ધરતી ગઇ. લોકોએ કહ્યું "અમ્હારી લાયકાત ? અમ્હે હવે સગીર નથી. અમ્હારા ઘરનો કારભાર અમ્હેજ કરીએ પછી તે ભલો હો વા બૂરો એ નૈસર્ગિક છે. અને એ અમ્હારા જન્મસિદ્ધ હક્કનો ભોગવટો અમ્હે કરીએ તેમાં લાયકાતનો પ્રશ્ન કરનાર તમે કોણ" ?

' ઓહો ! નથી બોલતા એટલે છેકજ કાઢયા કે શું ? જાણો છો કે અમ્હે તમને તલવારથી જીત્યા છે અને તલવારથી પાંસરાં રાખીશુ " રાજ્યેથીએ કહ્યુ .

" હવે રહેવા દો, રહેવા દો એ બધી શીસરી રહેવું હોય તો સમાન થઇને રહો નહિ તો વિદાય થઇ જાઓ. બાકી આ તમારી તલવાર બંદૂક તો બધાં અમ્હારે મન બચ્ચાંને રમવાના રમકડાં છે ! "

અત્યાર સુધી તો ઠીક હતું પણ જ્યારે વિદેશી રાજ્યની ઝુંસરી નીચે કચડાતી એક પ્રજા તલવાર બંદૂકને બચ્ચાનાં રમકડાં ગણતી થઇ જાય ત્યારે તો વિદેશી રાજકર્તાએ ઉચાળા ભરવાનો વખત આવી પહોંચ્યો છે એમ સમજવું. ખરેખર અંગ્રેજ કવિ કલીદાસે કહ્યું છે કે ' Uneasy lies the head that wears a crown ' મુકુટ પહેનારને શિરે ચિન્તાનો બોજો હોય છે. [illegible] છે "

વિચાર મસ્ત હ્રદયે હું ' આસ્તે કદમ ' આજુબાજુએ નીગાહ ' રાખતો મ્હારા રંગ મહેલમાં પહોંચ્યો.

" મહેલે પધારો મહારાજ માગુનિર મહેલે પધારો " રાણીજીએ મને જોઇ ગીત લલકાર્યું.

' આજે એ તમારૂં ગીત બીત રહેવા દો. મ્હારા જીવને આજે ઠીક નથી ' મ્હેં કહ્યું.

" કેમ મહારાજ આજ તમારૂં વદનકમલ કાંઇ મ્લાન છે ? રાણી બોલ્યાં. "

' બસ કર ! ત્હારું બોલવું મને આજે જરાયે ગમતું નથી." મ્હેં કિનરેવા ટપલા જેવા શીર્ષ આગળ કર્યું.

"હેમ પ્રિય ચંદ્ર! તમે મ્હને નહોતું કહ્યું કે આપણે રાજારાણી થયાં એટલે હવે આપણે આપણી સુરતી સું-સાં-ની ભાષામાં વાત નહિ કરતા સંસ્કારી ભાષામાં વાત કરવી?" રાણીજીએ દલીલ કરી.

'બસ કર! મ્હેં તને નહિ કહ્યું કે આજ મને તારૂં બોલવું જરાયે ગમતું નથી' મ્હેં ખીજવાઈને કહ્યું.

"નહિ ગમે તો પડને મ્હોટી ભઠ્ઠીમાં, જો મોટો રાજા થયો. આપણે જાણ્યું કે એવું પેન સાચવીએ ત્યારે તો એ છેકજ કાઢ્યો, કેમ? "હર મેજેસ્ટી ધી ક્વીન ઓર્ડર હિઝ્મહાર કંઈ" મ્હારા પટરાણીના થતાં તાળવા કૂટીને બસ્યાં.

વાત વધી જાય તો પછી મ્હારૂં રાજા તરીકેનું 'પોઝીશન' બધું ધુળ ભેગું થાય. ધારી બે હાથે હિંમતને પકડી મ્હેં તો ઝટ લઈને આંખ ખોલી નાંખી. તમારા સમ તમે માનો યા નહિ માનો પણ મ્હારી તો આજ ખાત્રી થઈ ચુકી છે કે આ સાંજની રાજાની લાઈનમાંયે હવે ઝાઝા કસ જેવું નથી રહ્યું.

સમાપ્ત.

છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.



# મદ્રાસ ઈલાકાનો પ્રવાસ.

## [૧]

### અધ્યાયાર; કવિ ખબરદાર; વિનીત પરિષદ.

પરમ સ્નેહી! તમે આ બાજુ આવ્યા હત તો મને બહુજ મજા પડત. નવા પ્રદેશના નવા અનુભવો તથા તાજી impressionsનો હું વિનિમય કરી શકું એવું મારી સાથે કોઈ નથી એટલે પ્રવાસમાં મજા ઓછી આવે છે. અહીં હું તા. ૨૭મીએ આવ્યો છું. આવ્યો તે દિવસ સવારના તેમજ બપોરના કસબના વેપારીઓને મળવામાં ગયો સાંજના [કવિ] ખબરદારની ખબર ... મળવા નહીં પણ મારી નોટ મુકી. બીજે દિવસે સવારે અધિયાર ગયો અધિયાર મદ્રાસથી ૭ માઈલ ઉપર નદિ અને સમુદ્રના સંગમ ઉપર આવેલું છે. બહુજ રમણીય સ્થળ છે ચાર પાંચ માઈલની જગ્યા રોકી છે આખો વિભાગ સુંદર ઝાડોથી ભરેલો છે. સ્થળ શાન્ત, રમણીય અને વાતાવરણ પણ ઉન્નત ગંભીર છે. થીઓસોફીકલ સોસાઈટીનું કન્વેન્શન અને તેને લગતી પ્રવૃત્તિઓ ચાલતી હતી હું અધિયાર બે વખત જઈ આવ્યો બધું જોયું કેટલુંક મને બહુ ગમ્યું. લાયબ્રેરી તથા લેક્ચર હોલ તો સુન્દર છે. પુસ્તકોનું વેચાણ ખાતું પણ બહુ મોટા પાયા ઉપર છે. ત્યાં એક વડ છે, તેની નીચે ઘણી વખત ભાષણો આપવામાં આવે છે. વિદ્યાર્થીઓને રહેવાના સ્થળો પ્રાચીન ગુરુકુળોની પર્ણ કુટીઓનું સ્મરણ કરાવે તેવાં છે. અધિયાર વિદ્યાર્થીઓના બહારનું એક ...

પણ જોયું. થીઓસોફીનું કંઇક ધાર્મિક પણ અનુભવ્યું. બીજા ધર્મો માફક તેઓને લાગ્યું કે કર્મ કાંડ વિના સંસ્થાનાં મૂળ સમાજમાં ઉંડાં જવાં મુશ્કેલ છે, તેથી તેઓ પણ જાત જાતની ceremonies કરવા મંડ્યા છે. જીનરાજદાસ તથા ગોરડેલના ભાષણો સાંભળ્યા. તા. ૨૮મીની સાંજે ખબરદારને મળવા ગયો. તેમને ઘેર મને લઇ ગયા. ગુજરાતી સાહિત્ય ઉપર અને કવિતા ઉપર ઘણી વાતો થઇ. તેમના પરિચયથી મને બહુજ આનંદ તથા સંતોષ થયો તેમણે મારૂં આતિથ્ય પણ કીધું મુખાકૃતિ સ્મિત ભરી, ભાષા સ્વચ્છ સ્પષ્ટ તથા મધુર, તેમની સહૃદય પ્રકૃતિ પણ એટલીજ આકર્ષક, ગુજરાતી તથા અંગ્રેજી સાહિત્યનો તેમને બહુજ ગાઢ up-to-date પરિચય જણાયો. ગુજરાતથી આટલા દૂર રહેતાં છતાં ગુજરાતની સર્વ પ્રવૃત્તિઓથી સંપૂર્ણ વાકેફગાર રહે છે. કોઇ અભિમાન કે અહંતા મળે નહીં. નાનાલાલની આધ કવિના સામે એમને વિરોધ છે. અંગ્રેજી ભાષામાં પણ બહુ સુન્દર કાવ્યો રચે છે વળી તેમનામાં નૈસર્ગિક કવિત્વ રહેલું છે. કવિતા બનાવવામાં તેમને નથી કરવો પડતો પ્રયાસ કે નથી કરવી પડતી ચેર ચુંથ. આવો માણસ અવશ્ય સન્માનને પાત્ર છે. હું તેમને બે વાર મળ્યો, અને ઘણું શિખ્યો. મોડરેટ કોન્ફરન્સ જોઇ. તેનું નામ National Liberal Federation. સંમેલનમાં કાંઇ દમ નહીં. પુરા સો ડેલીગેટ પણ નહોતા એથી ઓછા વીઝીટર અગ્રગણ્ય મોડરેટોમાં પણ કેટલાક ચંદાવરકર, વાચ્છા, પરાંજપે, સુરેન્દ્રનાથ બેનરજી ઇત્યાદિ આવ્યા નહોતા. પ્રમુખનુ ભાષણ પણ મને ન ગમ્યું. અસહકારનો ઉપહાસ કીધો છે. ગાંધીજીમાં વ્યંગ્ય રીતે આડંબરનો આરોપ કીધો છે. બીજી કેટલીક બાબતમા સરકારની લશ્કરી રાજનીતિનું ઠીક 'ક્રીટીસીઝમ' છે. પણ સમગ્ર રીતે સાધારણ મીસીસ બેસેન્ટની પાર્ટી આ ફીડરેશનમાં જોડાઇ છે. મીસીસ બેસેન્ટે અસહકાર વિરૂદ્ધનો ઠરાવ રજુ કરી—ઠીક જુસ્સાદાર ભાષણ કીધું હતું. બીજું કાંઇ નોંધ લેવા જેવું નહતું. આના contrast માં નાગપુરની ધમાલ ગંજાવર ગણાય. આ વખતે નાગપુરની કોંગ્રેસ સુલેહ શાન્તિથી પુરી થઇ તે જાણી આનંદ થશે. વિશેષ હવે પછી.

તમારો

પરમાનંદ

---

# સંસાર મંદિરનું પુનર્વિધાન.

(તાઃ ૨૭-૫-૨૧ને દિવસે સુરતના સેવા મંડળના આશ્રય નીચે અપાયલું આ ભાષણનું કેટલાક ફેરફાર સાથે અહિં વિસ્તૃત અને સંપૂર્ણ રૂપમાં આપ્યું છે— વિ. દ.

માનવંત પ્રમુખ સાહેબ, બ્હેનો અને બંધુઓ.

કેટલાં પાંચ છ વર્ષથી છાપાઓમાં, માસિકોમાં, વાતચીતમાં અને જાહેર ભાષણોમાં "Reconstruction of the World" એ પદ આપ સર્વેએ વાંચ્યું અથવા સાંભળ્યું હશે જ. આજના ભાષણનો વિષય તે શબ્દો પરથીજ સૂચિત થયો છે એ તુરત સમજાશે. પરંતુ તે શબ્દોનું માત્ર ભાષાંતર નહિ કરતાં આપણે અહિં "મંદિર" શબ્દ ઉમેર્યો છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. તે શબ્દને લક્ષમાં રાખવાથી જણાશે કે આધુનિક સંસારની પુનર્ઘટનાનો પ્રશ્ન આપણે માત્ર સ્થૂલ દ્રષ્ટિથી ચર્ચવાનો નથી. મુખ્યત્વે કરીને સૂક્ષ્મ જીવનના પ્રદેશમાં સમસ્ત સંસારને

એક પુણ્યપ્રેરક મંદિર તરીકે કલ્પીને જ આપણે આગળ વધીશું. સંસારમંદિર આજે ખંડેર સમાન દશામાં છે કેમકે ત્હેનો અધિષ્ઠાતા દેવ, માનવીનો પ્રભુઅંશી આત્મા, આજે સર્વ રીતે પતિત દશામાં પડ્યો છે. બાહ્ય જગતમાં પ્રવર્તી રહેલા અનવસ્થા, અનાચાર અને જુલમો પણ, આજનાં મનુષ્યોની પાપમય જીંદગીના ફળરૂપે જ દેખાં દે છે; અને તેથી, સંસારના પુનર્વિધાનની વિચારણા કરતી વખતે આપણે એટલુંજ જોવાનું છે કે મનુષ્યાત્માને વિશુધ્ધ, સબળ અને તેજસ્વી શી રીતે બનાવી શકાય.

રવીંદ્રનાથનાં અનેક સુંદર પ્રાર્થનાગીતોમાંના એકમાં આ મતલબનું વચન છે: "પ્રભો! અમને હજુ ય આશા છે; ત્હારા રાજ્યમાં ખંડેરોને સમારવામાં આવતાં નથી, પણ નવસંસાર સર્જાય છે." આજના ખંડેર સમાન સંસારમંદિર પર થોડું ઘણું સમારકામ કરવાથી જ અર્થ સરે તેમ નથી. અહિં તહિં છુટા છવાયા સુધારાથી કશું વળે તેમ નથી. નવીન સૃષ્ટિ સરજાય અને ચિરંજીવ થાય તે માટે ખંડેરોનો સર્વથા નાશ કરીને, માનવાત્માના નિર્બળ અને અતિ જૂના, અનિષ્ટ અંશોને છેક દૂર કરીને ત્હેને સ્થાને અણખીલ્યાં નવીન તત્વો ખીલવવાનાં છે. આ પરથી સમજાશે કે આપણે સંહારક તેમ જ સંયોજક એમ બંને પ્રકારનું કામ કરવાનું છે. અંગ્રેજીમાં જેને "રેડીકેલીઝમ" કહે છે તે માર્ગ સાચી અને સુયોગ્ય જગતસુધારણા કાજે સ્વીકારવો ઘટે છે. આ વિષયમાં ફ્રેંચ રેવોલ્યુશનનું ઇતિહાસપ્રસિદ્ધ દૃષ્ટાંત જાણીતું છે. આપણે આજે જોઇ શકીએ છીએ કે તે સમયે જે અગણિત સંહારો થયા તે ન થયા હોત તો આજે પણ હજી આખી દુનિયાં સત્તાલોભી ધર્મગુરૂઓની અને ગર્વાંધ આપમુદ રાજાઓની એડી તળે કચડાયલી જ હોત અને સ્વતંત્રતાએ દુનિયાંમાંથી દેશવટો લીધો હોત. સમકાલીન ઇતિહાસ તરફ નજર કરતાં પણ આપણે જોઇ શકીએ છીએ કે અસહકારના મહાસંચલન પરત્વે પણ આરંભમાં નિષેધાત્મક માર્ગો લીધા પછી જ સંવિધાયક કાર્ય હાથ ધરવાનું બની શક્યું છે. આ અને તેવાં બીજાં અસંખ્ય દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કે સંવિધાનનું કાર્ય શરૂ થઇ શકે ત્યાર પહેલાં, કોઇવાર હિંસક તો કોઈ વાર અહિંસક ઉપાયો વડે, સંહારકાર્ય હાથ ધરવું પડે છે.

## આજનો માનવી.

તો હવે વિચારીએ કે સંસાર મંદિરનું ફરી ચણતર થઇ શકે ત્યાર પહેલાં તેના–એટલે સાંપ્રત સમયનાં મનુષ્યોનાં–ક્યાં ક્યાં દુર્લક્ષણોને જડમૂળથીજ ઉખેડવાની જરૂર છે. આમ કરવા માટે આજના માનવીના મનની સ્થિતિ અને જીવનની રીતિનું કાંઇક વિસ્તારી અવલોકન આવશ્યક છે.

મનુષ્યના ઇતિહાસમાં સંસ્થાઓએ અને અમુક વ્યવસ્થિત સમાજ બંધારણોએ પહેલેથીજ ચોક્કસ અંશે ઉપયોગી ભાગ ભજવ્યો છે. પરંતુ આધુનિક જગતમાં ધર્મ, સંસારવ્યવહાર, ઉદ્યોગ બ્યાપાર, રાજ્ય પ્રકરણ ઇત્યાદિ સર્વ વિષયોમાં સંસ્થાઓનું ખરૂં કર્તવ્ય વિસારે પડ્યું છે. તેમને સાધનને બદલે સાધ્ય તરીકે માની લેવામાં આવી છે. આ પરથી, કોઇ પણ મહત્વના પ્રશ્નનું નિરાકરણ કરવું હોય ત્યારે પરંપરા અને આગલી પ્રણાલિકાને જેટલું વજન આપવામ આવે છે તેટલું માનીવના આદર્શ, પ્રેમી અને ઊર્ધ્વગામી આત્માને અપાતું નથી. પરિણામે જટિલ અને અટપટી સંસ્થાઓના અને પદ્ધતિઓના અતિ ઉપયોગને લીધે આત્મા પર જડતા

પ્રેરક, અવળી અને વિનાશકારક અસર થયા વિના રહેતી નથી. મીલોમાં, ઓફીસોમાં, કચેરીઓમાં ઘણીખરી શાળાઓમાં અને કેટલીક વાર ગૃહ વ્યવહારમાં પણ, આ પ્રમાણે મનુષ્ય પ્રાણીને કેવળ એક હથીઆર રૂપે વાપરવાનું અને ગણ્યાગાંઠયા માણસોના અંધ સ્વાર્થને સારૂ તેને નીચોવવાનું વલણ આધુનિક માનવ સમાજમાં બહુ વિસ્તીર્ણ અને પ્રબળ સ્વરૂપમાં પ્રસરેલું હોવાથી પ્રત્યેક મનુષ્યની સર્વ શક્તિઓ જડ અને નિર્જીવ સંસ્થાઓનું દાસત્વ ઉઠાવતાં ઉઠાવતાં શોષાઇ જાય છે. જીવનમાંથી સુંદરતા અને પ્રફુલ્લતા ઉડી જાય છે અને મનુષ્યની મનુષ્ય તરીકે કિમ્મતજ રહેતી નથી.

વ્યક્તિઓની આ દશા હોવાથી વર્ગો અને પ્રજાઓ પણ જીવહીન યંત્રો હોય તેવી રીતે વર્તવા લાગે છે. બેશરમ સ્વાર્થમગ્નતા અને અત્યંત સંકુચિત મનોવૃત્તિ એ બંને તેમના સર્વ વ્યવહારોમાં પ્રધાન પદ ભોગવી રહ્યાં છે, અને તેમાં પણ, ગોરી પ્રજાઓના રંગીન પ્રજાઓ પ્રત્યેના અધમ વર્તને તો હદ વાળી છે. આ પ્રશ્ન હાલ ઘણી તીક્ષ્ણતાથી સર્વત્ર ચર્ચાતો હોવાથી હું બહુ વિગતોમાં ઉતરવા ઇચ્છતો નથી પણ "ડોન ઓવર એશીઆ" એ લઘુ ગ્રંથના ભાવનાશીલ લેખક મોં. પોલ રીશારે આ બાબતમાં સૂચવેલ એક અત્યંત સચોટ દૃષ્ટાંતથીજ સંતોષ માનીશ, પૂર્વના દેશમાં રંગીન ચામડી સાથે જન્મેલા મહાત્મા ઇસુ ખ્રીસ્ત જો આજે ફરી એક વાર જગતમાં પધારે અને પોતાનીજ અનુયાયી ગોરી ખ્રીસ્તી પ્રજાઓના દેશમાં પ્રવેશ કરવા ઇચ્છે તો તે પ્રજાઓએ રંગીનો વિરૂદ્ધ ઘડેલા કાયદાઓને પરિણામે તે મહાત્માની સ્થિતિ કેવી થાય તેનું તાદૃશ્ય વર્ણન મોં. રિશાર આ પ્રમાણે કરે છે, ઇસુ ભગવાન અમેરીકા જવા ચાહે તો, એક 'સદ્ ગૃહસ્થ' ગણાવા માટે તેમની પાસે પૂરતા નાણાં નહિ હોવાથી તેમને તે દેશના બંદરો પર ઉતરવા દેવામાં આવે નહિ; તેઓ દક્ષિણ આફ્રીકાનાં સંસ્થાનોમાં જાય તો તેમનેજ માનવાનો અને પૂજવાનો દાવો કરતાં યુરોપીઅનોની જોડા જોડ તેમને ટ્રામમાં બેસવા દેવામાં આવે નહિ; અને ઓસ્ટ્રેલીઆમાં જવા માગે તો એક પરદેશી ભાષાની પરીક્ષા તેઓ પસાર કરી શકે નહિ તે માટે તેમને ત્યાં પણ રહેવા દેવામાં આવે નહિ આ સઘળું છતાં તે પ્રજાઓ 'સુધરેલી હોવાનો દાવો કરે છે; પણ તે 'સુધારો' અનાડી માણસોનોજ સુધારો છે!"

આવી અસીમ અનાર્યતા પાશ્ચાત્ય પ્રજાઓમાં છે તેમ બીજી જે પ્રજાઓ તેમની સબળ અને સતત અસર હેઠળ છેલ્લા-સોએક વર્ષ દરમીઆન રહી છે તેમનામાં પણ કોઇ ને કોઇ રૂપે આવી છે તેવી રીતે ઉગ્રભવેશ જડવાદ આજે આખા માનવ સમાજમાં પ્રવર્તી રહ્યો છે. આમ હોવાથી આજના મનુષ્યે કેટલાક મહાદુર્ગુણોને જાણે એક કળા તરીકે ખીલવ્યા છે. સાત્વિક ભાવનાઓની છીછરી હાંસી, નિજના તેમ પારકાના માનવ ગૌરવને અવહેલે કરતી વૃત્તિ, દુઃખવાની પૂરે પૂરી બેદરકારી, એક ટેવરૂપ બની રહેલી સુધરેલી અને ઢંકાયલી નીચતા, પોતાના માનવ બંધુઓ સાથે કામ પાડતી વેળા તેમનાં અંતર પીછાનવાની, તેમની જ સ્થિતિમાં મૂકાવાની બેપરવાઇ અને તેથી સાચી, ઉંડી અને સુસંગત સહાનુભૂતિનો છેક જ અભાવઃ આવાં આવાં કાળા કલંકોથી મનુષ્યે આજે પોતની મનુષ્યતાને હણી નાંખી છે. વધુમાં, જેઓ ઉંચી પદવીએ ચઢેલા છે અને જેમના હાથમાં ઘણી સત્તા રહી છે તેવા માણસોની નિર્દયતા અજાણતાં પણ વધી પડવાનું એક એવું કારણ જણાય છે કે તેઓ પોતાની જવાબદારીના અતિ મ્હોટા ખ્યાલને લીધે મગરૂર અને અભિમાની બની રહે છે. આથી ઉપરીઓ અને અમીરો તરફ રાજા અને

પ્રજા વચ્ચે તથા પડોશી અને બાળકો વચ્ચે પણ કુદરતી, ભયરહિત અને નિર્મળ વ્યવહાર થતો અટકે છે. તે ઉંચે સ્થાને બેઠેલા માણસોની અંતર્દૃષ્ટિ (vision) આવરાય છે અને તેમની પ્રમાણ બુદ્ધિનો લોપ થાય છે. પરિણામે, છાલકાપણાને, બળજોરીના સત્તાપ્રવર્તનને અને નિરાશા ઉપજાવનાર સાંકડી મનોવૃત્તિને ઉત્તેજન મળવાથી ઉદ્ધત પશુબળને જ સંસારવ્યવહારમાં પ્રથમ સ્થાન મળતું દીસે છે અને આત્માનાં સઘળાંય સુંદરતર, સૂક્ષ્મતર તત્વો ઘસાઇને નષ્ટ પ્રાય થઇ રહે છે.

પોતાનું આવું વર્તન "વ્યવહારજ્ઞાન" અને "અનુભવ"ને આધારે સ્વીકારાએલું છે. એમ કહીને આ અતિ જવાબદાર, અલ્પદર્શી સત્તાધિકારીઓ તે અધમ અને બીન કુદરતી વર્તનને વાજબી ઠરાવવા યત્ન કરે છે, પણ વ્યવહાર જ્ઞાનની ખરી ભાવના કાંઇક જુદી જ છે. મનુષ્ય સ્વભાવને ઊંડી અને સમગ્ર દૃષ્ટિથી અવલોકતાં શીખવું, મનુષ્યો સાથે યોગ્ય અને ન્યાય્ય રીતે કામ પાડવા પૂરતાં ચાતુર્ય અને કળા વિકસાવવાં, અસામાન્ય પ્રસંગો અચાનક આવીને ઉભા રહે ત્યારે ગભરાઇ પડવાને બદલે સમય સૂચકતાથી મુશ્કેલીને હઠાવવા માટે ક્ષોભરહિતના, માનસિક સમતોલન અને સહજ શાંતિને નિરંતર કેળવવાં આ સાચી અને સર્વોપરી વ્યવહાર દક્ષતાનાં મુખ્ય લક્ષણો છે. તે લક્ષણોથી હમેશાં વિમુખ રહેવાને મથી રહેનાર દુર્જનોને વસવાનું ખરું સ્થાન મનુષ્ય સમાજથી દૂર-સુદૂર વેરાન વગડામાં છે.

આ પરથી સ્પષ્ટ થશે કે માનવીએ અગણિત અનિષ્ટો વિના કારણ વ્હોરી લીધાં છે. જે નિયમોથી ઇશ્વર સૃષ્ટિક્રમ ચલાવે છે તદનુસાર આપણું જીવન ગળાતું હોત તો આવી સ્થિતિનું અસ્તિત્વ પણ અશક્ય થાત. પણ આજે તો આપણે વ્હોરી લીધેલાં અને અલ્પ પ્રયાસે નિવારી શકાય તેવાં અનિષ્ટોને હઠાવવામાં શક્તિ વ્યય એટલો બધો થાય છે કે વધારે ભવ્ય વસ્તુઓની સાધના કાજે તક પણ મળી શકતી નથી. વળી ઘણી વાર તો છેક નિર્જીવ, અર્થહીન, ગૌણ અને અતાત્વિક વાતો કે વસ્તુઓની નિરૂપયોગી અતિ ચિંતામાં પણ તેવોજ ફલ રહિત કાળ ક્ષેપ અને શક્તિ વ્યય થઇ રહ્યો છે.

વિષયની આટલી ચર્ચા પછી એક પ્રશ્ન સહજ ઉદ્‌ભવશેઃ માનવીની આવી બેહદ અવળાઇ અને સ્વચ્છંદિતાનું મૂળ કારણ શું ? અને સૃષ્ટિના આરંભકાળથી આ વિશે જે ઉત્તર અપાયો છે તે આજે પણ અપાય—અહંકારથી વિમૂઢ થએલ આત્મા વસ્તુ માત્રનો કર્તા પોતેજ હોય તેવી રીતે જગતનું તંત્ર પોતાની નિરંકુશ અને મનસ્વી રીતો વડે ચલાવવા ઇચ્છે છે. તે અપાર અહંકાર, લોભ, સ્વાર્થ અને સંસ્કાર હીનતાની અતિશયિતાના ફલ રૂપે માનવ જાતિની ભાવિ સ્થિતિ વિશે એક બે જાણવા જેવી, તદ્દન નિરાશાત્મક કલ્પનાઓ પણ થઇ ગઇ છે. પ્રખ્યાત જર્મન ફિલસુફ નોવાલીસ એમ માનતો કે માનવી પોતાની નબળાઇ અને દુષ્ટતાથી આખરે એટલો કંટાળી જશે કે આખી માનવ જાતિ એક સામટી આત્મ હત્યા કરીને સૌ દુઃખોનો અંત આણશે અને તેમ કરીને, કોઇક વિશેષ સારી જગંવ્યવસ્થા માટે ઇશ્વરનો માર્ગ સરળ બનાવશે. મી. બર્નાર્ડ શોની માન્યતા આથી કાંઇક જુદી છે. તેઓ એમ કહે છે કે પરમેશ્વર પોતેજ મુળથી અપૂર્ણ છે અને પૂર્ણતા પામવાને પહેલેથી યત્ન કરી રહેલ છે. તે હેતુ પાર પાડવાના સાધન તરીકે તેણે શરૂઆતમાં મહા સર્પો, વાનરો ઇત્યાદિ જાતિઓથી પૃથ્વી વસાવી. પરંતુ વખત જતાં તે જાતિઓ હેતુ સિદ્ધિ માટે નિરૂપયોગી લાગતાં તેનો બધુંયા સંહાર કરી

નાખવામાં આવ્યો અને તેમને સ્થાને મનુષ્ય સૃષ્ટિ વસાવવામાં આવી હવે, અમુક વર્ષોની અજમાયશ પછી જો ઇશ્વરને એમ લાગશે કે મનુષ્યની નીચતા પોતાને પૂર્ણતાના પંથમાં નડતર રૂપ છે, તો તે માનવીનો એક સામટો સંહાર કરીને કોઇક વધારે સુંદર અને પવિત્ર જાતિથી પૃથ્વી વસાવશે!

આ બંને કલ્પનાઓ ખરી હોય કે ખોટી; પણ તે પરથી એટલું તો સમજાશે કે પરિસ્થિતિ કેટલી ગંભીર થઇ છે અને દિવસે દિવસે કેટલી વધારે ચિંતાજનક અને શોકજનક થતી જાય છે. —ચાલુ.

——(०)——




## વ્યાસ, વાલ્મીકી અને હોમર.

મનુષ્ય માત્રનો એ એક સ્વભાવ છે કે પોતાના જ્ઞાન પરિમિત થયેલું જોવાને તે ઇચ્છતો નથી, પોતાની બુધ્ધિ કામ નથી કરી શકતી એમ જ્યારે તેને માલુમ પડે છે ત્યારે તે કલ્પનાનો આસરો લે છે; અને ત્યારેજ કાવ્યનું સૃજન થાય છે, બાહ્યજગત મનુષ્યના અન્તર્જગતમાં પ્રવિષ્ટ થાય છે અને તે એકબીજાનું રૂપ ધારણ કરે છે. જડની સાથે ચેતનનું સંમિલન થાય છે. બુદ્ધિનેજ અવલંબીને રહે છે તેને સૂર્યોદય એક સાધારણ ઘટના છે, તેને મન, હિમાલય માત્ર પર્વત અને મન્દાકિની એક નદીજ છે. પરન્તુ કલ્પના દ્વારા કવિ સૂર્યોદયમાં ઉષા દેવીનું દર્શન કરે છે, હિમાલયમાં ભગવાન શિવનું વિરાટ સ્વરૂપ નિરખે છે અને મન્દાકિનીમાં માતૃમૂર્તિ જોઇને ગદ્‌ગદ થઇ જાય છે.

પ્રસિદ્ધ અંગ્રેજ લેખક મેકોલે કહે છે કે જ્યાં સંસ્કૃતિ (civilisation) વિકાસ પામે છે. ત્યાં કવિત્વનો હ્રાસ થાય છે. એના કથનનો અર્થ એવો છે કે જ્યાં જ્યાં મનુષ્યમાંની પ્રાકૃતિક ભાવો નષ્ટ થતા જાય છે અને કૃત્રિમતા આવતી જાય છે—જ્યાં જ્યાં મનુષ્ય પ્રકૃતિનો સંસર્ગ છોડીને સંસારમાં પ્રવેશ કરતો જાય છે. ત્યાં ત્યાં તેનો જીવન રસ સુકાતો જાય છે—ત્યાં ત્યાં કવિત્વને પાંખો આવે છે અને તે કોઇક ઉચ્ચતર પ્રદેશમાં ઉડી જાય છે. જીવનના પ્રભાત કાળમાં જગત કોને સુન્દર નથી લાગતું? એ સમયે તો પવનની સાથે આપણે ક્રીડા કરીએ છીએ, ફૂલોની સાથે મૈત્રી બાંધીએ છીએ. અને પૃથ્વીની ગોદમાં નિશ્ચિન્ત વિશ્રામ લેતાં સુઇએ છીએ તે સમયે ઉદય પામતા સૂર્યની પ્રભા સમાન આપણું જીવન નિર્મલ, સૌમ્ય અને મધુર હોય છે. પરન્તુ જીવનના મધ્યાહ્ન કાળમાં આપણે માટે પ્રકૃતિનું સૌન્દર્ય નષ્ટ પામે છે. સંસારનાં અનેક કાર્યમાં નિરત થઇને આપણે કેવળ વિશ્વના વિષમ સંતાપનો અનુભવ કરીએ છીએ સર્વ કંઇ એનું એજ રહે છે: માત્ર બદલાઇએ છીએ આપણે વર્ષાકાળ સમયે કાદવ કીચડનો કંઇ પણ ખ્યાલ કર્યા વિના આપણે આકાશની નીચે પૃથ્વીના પટ સ્થળ પર વિહાર કરતા હતા પાણીનાં

ન્હાનાં ન્હાનાં ઝરણાં કલ કલ કરતાં, હસતાં, નાચતાં, થડકતાં વહ્યાં જતાં ત્યારે આપણે પણ તેમની સાથે ખેલતાં, કૂદતાં અને લેડતાં હતાં પરન્તુ સંસ્કૃતિ પામ્યા પછી—સભ્ય થયા પછી આપણે કાદવ કીચડને ગંદકીનું સ્થાનક માનવા લાગ્યા અને આપણે આપણા સંસારને ન ભૂલ્યા. વાલ્મીકિ અને તુલસીદાસના વર્ષાવર્ણનમાં આપણે આ વાતની યથાર્થતા સ્પષ્ટ જોઇ શકીએ છીએ. બન્ને વિખ્યાત કવિઓ છે, બન્નેએ એકજ વિષયનું વર્ણન કર્યું છે. પરન્તુ વાલ્મીકિના વર્ણનમાં જ્યારે પ્રકૃતિનું યથાર્થ રૂપ દેખાય છે. ત્યારે તુલસીદાસના વર્ણનમાં આપણને સંસારની કુટિલતાનો પરિચય થાય છે. એનું કારણ એજ કે વાલ્મીકિએ તપોવનમાં કવિતા લખી અને તુલસીદાસે કાશી યા અન્ય કોઈ નગરમાં.

કવિના પર દેશ અને કાળનો પ્રભાવ પડે છે, એ પ્રભાવ તેની કલ્પનાગતિનો બાધક નથી હોતો. તો પણ એટલું તો કહેવું પડશે કે એને લીધેજ કવિની કલ્પના અમુક નિર્દિષ્ટ પથ પરજ વિચરણ કરે છે. હોમર સીતાની કલ્પના નહિ કરી શકે તેમજ વાલ્મીકિ હેલનની સૃષ્ટિ ઉપજાવી નહિ શકે. ભિન્નભિન્ન યુગોમાં ભિન્નભિન્ન ભાવો પ્રધાનતા ભોગવે છે. એકજ દેશના જુદા જુદા યુગોના કવિઓની કૃતિઓમાં પણ આપણે ભિન્ન ભાવોની પ્રધાનતા જોઇએ છીએ, તેનું કારણ પણ એજ છે. સભ્યતાના આદિકાલમાં જે કવિઓ થયા હશે તેમની રચનાઓમાં આપણે ભાષાનો આડંબર નહિ જોઇ શકીએ, નિર્મળ જલધારા સમાન તેમની કવિતા સદૈવ પ્રાસાદિક અને વિશદ રહેવાની પરન્તુ ધન અને વૈભવસંપન્ન દેશમાં કવિઓની ભાષાની સજાવટ એથી અધીકીજ હોવાની એટલુંજ નહિ પણ એની કવિતાનો વિષય પણ બાહ્ય જગત હોવાનો.

સાહિત્યજ્ઞોએ એવા મુખ્ય મુખ્ય લક્ષણો અનુસાર સાહિત્યના યુગને ત્રણ કાળમાં વહેંચી નાખ્યા છે: પ્રાચીન કાળ. મધ્ય કાળ, અને નવીન કાળ. સાહિત્યોમાં નજરે પડે છે. સાહિત્યના મુખ્ય વિષય બેજ છે: અન્તર્જગત અને બાહ્યજગત. ભિન્નભિન્ન યુગોમાં એ બન્નેનો સંબંધ ભિન્નભિન્ન હોય છે. કોઇ પણ યુગ લ્યો તો તે કાળની સર્વ રચનાઓમાં કંઇ કંઇ સમાનતા અવશ્ય હોવાની પ્રાચીન કાળમાં કવિ બાહ્યજગતને અન્તર્જગતમાં મેળવી દઈ એક નવીન જગતની સૃષ્ટિ રચતો અને ત્યાં દેવતા અને મનુષ્યોનું સંમિલિત થતું, તે સમયે અન્તર્જગત અને બાહ્યજગતમાં ભેદ ન્હોતો રહેતો. પૃથ્વી બંધુપૂર્ણ બની રહેતી, તે કાળ તે વ્યાસ, વાલ્મીકિ અને હોમરનો સત્ય યુગ.

કાવ્યના બે વિભાગ પાડી શકાય. કોઇ કાવ્ય એવા હોય છે કે જેને કવિના વ્યક્તિત્વથી જુદું નથી પાડી શકાતું. એમાં કવિનોજ આત્મા જડાયલો હોય છે, એવા કાવ્યોમાં કવિ પોતાના પ્રતિભાબળથી પોતાના જીવનના અનુભવો દ્વારા સમસ્ત માનવ જાતિના ચિરન્તન શુદ્ધ ભાવોને વ્યક્ત કરે છે. પરન્તુ કોઈ કાવ્ય એવાં પણ હોય છે કે જેમાં વિશ્વાત્માનો સંચાર થાય છે તે કાવ્યો મહાકાવ્ય કહેવાય છે અને તેની રચના એવી હોય છે જેથી તે કાવ્યરચનાર વિશ્વકવિ તરીકે સ્વીકારાય છે—જેથી સમગ્ર દેશ અને સમગ્ર યુગના ભાવો પ્રગટ કરીને પોતાની કૃતિને તે માનવ જાતિનું જીવનધન બનાવી દે છે. ગિરિરાજ હિમાલય સમાન તે પૃથ્વીને ભેદીને આકાશ મંડળ સુધી પહોંચી જાય છે. કાળનો પ્રભાવ તેના પર નથી પડતો. તે સદા અટલ બની રહે છે અને તેની કવિતા—જાહ્નવી અનિશ્ચિત કાળ પર્યંત લોકોને પવિત્ર કર્યા કરે છે, ભારતવર્ષમાં રામાયણ અને મહાભારત એ પ્રકારનાં મહા કાવ્યો છે. પ્રાચીન ગ્રીસનાં ઇલિયડ અને ઓડેસી પણ એ કોટિ

કેમાનાં મહાકાવ્યો છે, ભારતવર્ષમાં જે સ્થાન વ્યાસ અને વાલ્મીકિનું છે તેજ સ્થાન યુરોપમાં હોમરનું છે.

વ્યાસ, વાલ્મીકિ અને હોમરનાં વિસ્તૃત જીવનચરિત્ર આપવાનો વિફળ પ્રયત્ન નહિ કરતાં તેમનાં કાવ્યો વિષે વિચાર કરવાનું અધિક સમુચિત કાર્ય આપણે અહીં કરીશું. એ કવિઓના સંબંધમાં અનેક કિંવદન્તિઓ પ્રચલિત છે. હોમરનાં કેટલાંયે જીવન ચરિત્રો પ્રસિદ્ધ છે. એમાં એકનો લેખક હેરોડોટસ મનાય છે. એ દન્ત કથાઓમાં કવિઓની અસાધારણ વાતોનોજ ઉલ્લેખ કર્યો હોય છે. વ્યાસ વાલ્મીકિ અને હોમરનાં કાવ્યો અલૌકિક છે. તેમની કૃતિઓથી સ્પષ્ટ વિદિત થાય છે કે તેઓ દિવ્ય શક્તિ સંપન્ન હતા ને તેમનાં જીવનમાં મનુષ્ય, અલૌકિકતા જુએ તો તેમાં આશ્ચર્ય પણ શું હોય? કહેવાય છે કે વાલ્મીકિ પ્રથમ અત્યંત ક્રૂર અને નૃશંસ હતા; પણ પાછળથી રામનામનું રટન કરીને તે તપસ્વી બન્યા. જેના કાવ્યોમાં કરુણરસનાં અપૂર્વ સ્રોત વહ્યાં છે તેની ક્રૂરતા પણ જોવા જેવી હશે. રામાયણના વાચનથી ભક્તિનો ઉદય થાય છે, અને એથી પાષાણ હૃદય પણ દ્રવિત થઈ જાય છે. એજ વાતનો ઉલ્લેખ આ કિંવદન્તિમાં છે. ક્રૌંચ પક્ષીના વધથી વ્યથા પામીને એણે શ્લોકની રચના કરી એ વાત પણ વાલ્મીકિ વિષે પ્રસિદ્ધ છે. એવી ઘટનાઓ અસાધારણ છે છતા અસંભવિત તો નથીજ. તો પણ એ પ્રતીત થાય છે કે એ કિંવદન્તિઓ કવિઓની કૃતિ પર સર્વસાધારણની આલોચના છે. કવિતાની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે એ ઘટના દ્વારા બતાવવામાં આવ્યું છે, મર્ત્ય લોકમાં જીવન અને મૃત્યુની જે લીલા થઇ રહી છે, મનુષ્યના હાસ્યમાં પણ કરુણ વેદનાનો જે ધ્વનિ ઊઠી રહ્યો છે, ક્ષણિક સંયોગની પછી અનન્ત વિયોગની જે દારુણ નિશા આવે છે તેથી કવિના હૃદયમાંથી સહસા ઉદ્‌ગાર નિકળી પડે છે; અને તેજ કવિતા છે, જે કવિતામાં વિશ્વવેદનાનો સ્વર નથી તે કવિતા માધુર્યવિહીન છે. એજ ભાવ શેલીએ નીચેની પંક્તિમાં વ્યક્ત કર્યો છે,

Our Sweetest songs are those
That tell of saddest thoughts.

વ્યાસ દેવે હિન્દુ સમાજને ધર્મ અને નીતિની શિક્ષા આપી છે. એમના મહાભારતમાં હિન્દુ સદાચારની સૃષ્ટિ રચાઇ છે, એથીજ એને પંચમ વેદ કહેવામાં આવે છે. પરન્તુ ધર્મ અને જ્ઞાનની સૂક્ષ્મ વિવેચના કરનાર વ્યાસજીનું જન્મસ્થાન એવું નથી કે જેને પ્રગટ કરવા લોકો ઉત્સુક થાય. એના જીવનથી એ સિદ્ધ થાય છે કે જન્મથીજ મનુષ્યનું ભવિષ્ય નિશ્ચિત નથી થતું. હોમર અન્ધ હતા. 'હોમર' શબ્દનો અર્થજ અન્ધ થાય છે. એજ રીતે આપણા સુરદાસજી પણ અન્ધજ હતા. જે વ્યક્તિ જગતનાં બાહ્ય સ્વરૂપનો તિરસ્કાર કરીને અન્તર્ગત સત્યની શોધ કરે છે તેને માટે ચર્મચક્ષુ સર્વથા વ્યર્થ છે. આંખોથી તો આપણે પૃથ્વી પર પૃથ્વીજ દેખીએ છીએ. પણ હોમર નેત્ર વિહીન હતા છતાં પણ તેમણે પૃથ્વી પર સ્વર્ગનું દર્શન કર્યું,

વાલ્મીકિ ભારતવર્ષના આદિ કવિ મનાય છે. એની ગણના મહર્ષિઓમાં થાય છે. હિન્દુ સમાજનાં ઋષિઓનું સ્થાન ઘણું ઉંચું છે, તેમની દેવતુલ્ય પૂજા થાય છે, તેમનાં કથનનું ખંડન કરવાનું કોઇ સાહસ નથી કરી શકતું. તેમનાં વચન કદી મિથ્યા નથી થતાં. આદિ કવિની ગણના મહર્ષિમાં થઇ એથી એ સૂચિત થાય છે કે કવિઓ તે સ્થાન પ્રાપ્ત કરે છે જે સ્થાન ઋષિઓને પ્રાપ્ય છે. ઉપનિષદોમાં પણ કહેવાયું છે કે 'कविर्मनीषी परिभू स्वयंभू' ઋષિના વચનમાં જે ગુણ

આવશ્યક છે તે ગુણ જો કવિના વચનમાં નહિ હોય તો તેમ આપણે કવિ નહિ કહીશું. અલંકાર, ઔચિત્ય માધુર્ય વિગેરે કાવ્યના ગુણો કહેવાય છે. પરન્તુ ઋષિઓની કૃતિમાં આપણે એટલાથીજ સંતોષ નહિ પામીશું. આપણે તો એની પાસે તેની આશા રાખીશું જે આપણામાં સ્વર્ગીય ભાવ ભરી દે. ઋષિનું વચન કામધેનુ સમાન આપણી સર્વ વાસનાઓનો અન્ત આણી શકે છે. અને રામાયણના વાચનથી પણ કોઇ વાસના રહી નથી જતી. તેથીજ એને સ્વર્ગની સીડી કહી છે.

રામાયણમાં આદર્શ સમાજનું ચિત્ર છે. એથી કોઇક લોકોને તેની કથા અસ્વાભાવિક છે, એમ લાગે છે. પણ તે તેમનો ભ્રમ છે. માનવ સમાજ આદર્શ રૂપમાં કેવી રીતે અવતરી શકે એ રામાયણ બનાવે છે. પૃથ્વી પર સ્વર્ગ શી રીતે અવતરી શકે તે એમાં જણાવ્યું છે. અરવિંદ બાબુ કહે છે તેમ "રામાયણમાં વિશુદ્ધ સુ નૈતિક અવસ્થાનું ચિત્ર આપણી નજરે પડે છે. એમાં શારીરિક અને માનસિક બન્ને શક્તિઓનો પૂર્ણ વિકાસ બતાવ્યો છે. સાથે સાથે એ શક્તિઓના સ્વભાવની શુદ્ધતા અને એને શ્રેષ્ઠ ધાર્મિક જીવનના કાર્યોની સહાયક બનાવવાની આવશ્યકતા પણ એમાં બતાવાઇ છે.

વ્યાસજીએ મહાભારતમાં પાર્થિવ શકિતની પરાકાષ્ટા બતાવીને એની નિસ્સારતા જણાવી છે. કર્તવ્યા કર્તવ્ય અને ધર્માધર્મનો અતિ સૂક્ષ્મ નિર્ણય એમણે કર્યો છે. પોતાના કર્તવ્યક્ષેત્રમાં હોમાઇ જવું એમાંજ ધર્મની પરાકાષ્ટા છે, એવો એનો બોધ છે.

હોમરનાં બે કાવ્યો પ્રસિદ્ધ છે. એક ઇલિયડ અને બીજું ઓડેસી. પ્રાચીન ગ્રીક ઇતિહાસમાં પ્રસિધ્ધ થયેલાં 'ટ્રોજનવોર' નામનાં યુધ્ધનું સવિસ્તર વર્ણન ઇલિયડમાં છે. એની કથા સંક્ષેપમાં આ પ્રમાણે છે. 'પ્રાચીન કાળમાં એશિઆમાં એક સમૃદ્ધ રાજ્ય હતું. તેની રાજધાની ટ્રોય હતી. તે રાજ્યના અધીશ્વરનું નામ પ્રાયમ હતું. તેનો એક પુત્ર પેરિસ નામે હતો. સ્પાર્ટાના મેનીલાસની સ્ત્રી હેલનનું પેરીસ હરણ કરી લાવ્યો. એ અપમાનથી ક્ષુબ્ધ થઇને મેનીલાસે સર્વ ગ્રીક રાજાઓને એકત્ર કરીને ટ્રોય પર આક્રમણ કર્યું. ભીષણ યુધ્ધ જામ્યું. બન્ને પક્ષના મોટા મોટા વીરો ધરાશીએ ઢળ્યા. અન્તે ગ્રીક વીરોએ ટ્રોયને હસ્તગત કર્યું, આ ઇલિયડની કથા છે. ઓડેસીમાં યુલીસેસ નામના એક ગ્રીક નરેશની યાત્રાનું વર્ણન છે.

હોમરની કલ્પનાશક્તિ અતિ પ્રચંડ હતી. એનાં કાવ્યોમાં વિલક્ષણ શકિત છે. મહાકાવ્યોમાં કથા પરજ ભાર દેવામાં આવે છે. પણ હોમરે તો ભિન્ન ભિન્ન ચરિત્રો આંક્યા અને પોતાના કાવ્યને નાટકનું રૂપ આપ્યું. એક વિદ્વાન સમાલોચક કહે છે કે જો આપણે નાટકકારોમાં હોમરને સ્થાન આપવા ઇચ્છીએ તો તેમાં હોમરને શેક્સપીઅરની કક્ષામાં મૂકવો પડે. આ દૃષ્ટિથી તેના કાવ્યોની તુલના રામાયણ અને મહાભારતની સાથે આપણે નથી કરી શકતા. પરન્તુ રામાયણ અને મહાભારતની પેઠે હોમરનાં કાવ્યોએ યુરોપમાં એક વિચારધારા ફેલાવી. મનુષ્યનાં જીવનમાં જે અદૃષ્ટશક્તિનું પ્રાબલ્ય છે તેનાથી પૃથક્ કરીને તેણે માનવ જાતિને અધ્યાત્મ શકિત વિહીન જીવનનું દર્શન કરાવ્યું. દ્રૌપદી ક્રિયાશકિતની અને સીતા વિશુદ્ધિની પ્રતિમા છે. હેલન પાર્થિવ સૌંદર્યની પ્રતિમા છે. તેમ એનાજ પ્રભાવથી ટ્રોય જર્જર થઇ ગયું. હવે આપણે એમની કવિતાના ગુણદોષ વિશે વિચાર કરીએ.

કવિતાને માટે અલંકાર આવશ્યક મનાયાં છે. હોમરની ઉપમા વિશે એક સમાલોચકનું કહેવું છે કે હોમરે સૌન્દર્ય વૃદ્ધિ માટે ઉપમાનો પ્રયોગ નથી કર્યો. જે વાતને વિશદ

સંભવિત નથી. પરંતુ એવે સ્થાને તુલસીદાસજી તરતજ કહી દે છે કે 'એ તો ઇશ્વર છે—નરલીલા કરી રહ્યા છે—એને સુખ દુઃખ શાનાં ?" એવે સમયે હૃદય હતાશ થઇ જાય છે. આવું જ્યારે તુલસીદાસજી આપણને કહે છે ત્યારે આપણને લાગે છે કે રામ આપણાથી ઘણાજ દૂર ચાલ્યા ગયા. કૌશલ્યાની પેઠે આપણે પણ હાથ જોડીને કહીએ છીએ કે 'ભગવન્, તમે તમારું વિશ્વરૂપ અમને નહિ બતાવો. ઇશ્વરનું રૂપ ધરીને તમે અહીં ન આવો. તપસ્વીરૂપમાંજ તમે અમને દર્શન દ્યો.' આવીજ રીતે ધનુષ્યભંગ સમયે સીતાના હૃદયમાં આશા અને નિરાશાનું જે દ્વંદ્વ મચે છે એથી હૃદયસ્પન્દન ક્ષણભર રોકાઇ જાય છે. પરંતુ જ્યાં તુલસીદાસજી આપણને સ્મરણ કરાવે છે કે સીતાજી તો જગજ્જનની છે ત્યારે આપણી ઉત્કંઠા નાશ પામે છે. કારણ કે ત્યારે તે આપણાથી ઘણાંજ દૂર હઠી જાય છે. ત્યાં ક્ષુદ્ર મનુષ્યોના ક્ષુદ્ર ભાવો પહોંચી શકતા નથી. વાલ્મીકિએ રામચન્દ્રજીની ઇશ્વરતાપર ભાર નથી મૂક્યો. મનુષ્યરૂપમાં લાવીને એમણે રામનું ચરિત્ર આપણા મનુષ્યો માટે સુગમ કરી દીધું છે. સીતાજીનાં ચરિત્રચિત્રણમાં એમને ઘણીજ સફળતા મળી છે. એવું દિવ્ય ચરિત્ર બીજા કોઇ કવિએ નથી આંક્યું. એજ કારણને લીધે હજારો વર્ષો વીતી ગયાં તો પણ વાલ્મીકિનું મધુર ગાન ભારતનાં નરનારીઓના કર્ણમાં આજે પણ ગૂંજી રહ્યું છે. પ્રાચીન અયોધ્યા નાશ પામ્યું છે પરન્તુ હિન્દુસમાજના હૃદયમાં રામાયણમાંનું અયોધ્યા આજે પણ જીવતું જાગતું છે. સંસારમાં હિન્દુ જાતિનું જ્યાં સુધી અસ્તિત્વ રહેશે ત્યાં સુધી તેમનાં હૃદયમાંથી રામાયણનો પ્રભાવ ઘડીભર દૂર થઇ શકશે નહિ.

માનવજાતિ સર્વત્ર એકજ છે; તોપણ દેશ અને કાળનાં કારણોને લીધે એ અનેક ખંડોમાં વહેંચાઇ ગઇ છે. મનુષ્યોને એક બીજાથી જુદા પાડનાર આ વ્યવસ્થાથી બચાવવા, એ હેતુ ધર્મની પેઠે સાહિત્યનો પણ છે. જો એમ થઇ જાય તો આપણે પૃથ્વીપર સૌંદર્યનું યથાર્થ સ્વરૂપ જોઇ શકીએ ખરા; પરન્તુ આપણે જોઇએ છીએ કે એ ભિન્નતા દૂર થવાને બદલે ઉલટી વધતીજ રહી છે. ધાર્મિક ક્ષેત્રમાં કોઇ મહાત્માએ જ્યારે માનવજાતિને એક કરવાનો પ્રયાસ કર્યો ત્યારે તેની ચેષ્ટા થઇ એટલુંજ નહિ પરંતુ તેથી સંસારમાં ભેદભાવ વધારનાર એક બીજો નવોજ પન્થનો જન્મ થયો. જગતમાં જેટલા મત અત્યારે પ્રચલિત છે તે સર્વનો પ્રારંભ એ ઉદ્દેશથીજ થયો હતો. તો પણ આપણે જોઇએ છીએ કે દુનિયામાં પરસ્પર દ્વેષ અને ઘૃણાનો આગ ફેલાયલો છે. પરન્તુ સાહિત્ય ક્ષેત્રમાં એ સ્થિતિ નથી. અહીં તો કોઇ પણ મહાન આત્માનો અભ્યુદય થવાથી દ્વેષ કે ઘૃણાને સ્થાને પ્રેમ અને સહાનુભૂતિનો ભાવ જાગૃત થાય છે. સર્વે લોક પરસ્પર મળે છે અને પોત પોતાનાં સારા તત્વોની અર્પણ કરે છે. અને એવી રીતે પોતાનું મમત્વ છોડીને મનુષ્યત્વ ગ્રહણ કરે છે. સાહિત્યમાં લેવડ-દેવડનું એ કાર્ય અત્યંત શાન્તિથી થાય છે, ભારતે યુરોપને શું દીધું તથા કેટલું લીધું એ વિષયનું અનુસન્ધાન કરવાનું કામ પુરાતત્વવેત્તાઓનું છે. આપણે તો એટલુંજ કહીશું કે સમગ્ર સાહિત્ય વિશ્વસાહિત્ય છે. અને તે સમસ્ત માનવ જાતિનાં કલ્યાણાર્થે નિર્માયું છે. ટેમ્સ, ગંગા, મિસીસિપી વિગેરે નદીઓના ઉદ્ભવ ક્યાં ક્યાં થયો હશે પરન્તુ અન્તે તો તે સર્વ, આખરે મહાસાગરમાંજ જઇ મળે છે. તેમ વ્યાસ વાલ્મીકિ અને હોમરનો જન્મ જગતમાં જુદે જુદે સ્થાને થયો હતો પરન્તુ તેમની કાવ્યધારાઓ તો એક અનન્ત વિશ્વમાં ઉડીને પૂર્ણતાનો લાભ મેળવે છે. *

મનુભાઇ કલ્યાણજી દેસાઇ.

* હિંદી સરસ્વતી પરથી અનુવાદ.

ઉભયમાં ઉપરોક્ત મર્યાદાનું ઉલ્લંઘન જોઇએ તેથી વધુ પ્રમાણમાં થયું છે. હાસ્યને બદલે ઘૃણા જાગે છે.

હાસ્ય-અપ્સરાઓનું વળી સામાન્ય નિરીક્ષણ કરતાં આપણને કંઇક બીજુંજ આશ્ચર્ય માલમ પડે છે. કેટલાક હાસ્ય-અપ્સરાઓ, સપ્રયોજન આલેખાયલા માલમ પડે છે, તો કેટલાક માત્ર હાસ્ય ખાતરજ નિષ્પ્રયોજન આલેખાયલા માલમ પડે છે. કેટલાકનું કહેવું એમ થાય છે કે-પ્રયોજન, આશય જે કહોને હાસ્ય વિધાનમાંજ; હાસ્ય વિધાનત્વ સિવાય અન્ય કંઇ પ્રયોજનની જરૂરજ નથી. કેટલાક એમ કહે છે કે-હાસ્ય-વિધાનત્વ એ તો જાણે લેખકનું અમુક પ્રકારે આલેખવાનું. માનસિક વલણ: માનસિક વલણ બીજા પ્રકારનું હોત તો તેજ અપ્સરાનું વિધાનત્વ કંઇક બીજા પ્રકારમાંજ દરય થાત. અપ્સરા પસંદ કરવામાં, અપ્સરાનું આલેખન કરવામાં પ્રયોજનની ખાસ જરૂર છે. प्रयोजनमनुदिश्य मन्दोऽपि न प्रवर्तते । 'હાસ્ય મંદિર'માંનાજ હાસ્ય-અપ્સરાઓ તરફ નજર કરતાં સામાન્યતઃ સર્વ હાસ્ય અપ્સરાએ સપ્રયોજન આલેખાયલા માલમ પડે છે: માત્ર એકાદ બે નિષ્પ્રયોજન જેવા લાગે છે, પરંતુ તેમાં પણ કંઇક બારીક નજરથી જોતાં કંઇક ક્ષુદ્ર પ્રયોજન માલમ પડે છે.

સપ્રયોજન આલેખાયલા હાસ્ય અપ્સરા હાસ્ય નથી ઉપજાવતા એમ તો નથીજ. હાસ્ય સમારે કંઇક ક્ષતિ પહોંચાડે છે, એમ પણ નથીજ. એથી વિરૂદ્ધ એમ કહીએ તો પણ ચાલશે-કે તેમાં, પ્રયોજન જ્ઞાત થતાં કંઇક વધુ કાંત, મનોજ્ઞતા લક્ષ્ય થાય છે, કેટલાક હાસ્યપ્રદ પ્રસંગો પ્રત્યુત્પન્નમતિ, આકસ્મિક હોય છે-તેમાં પ્રયોજન નજ જણાય: પરંતુ જે હાસ્ય-અપ્સરા હાસ્ય ઉપજાવવાની ખાતરજ પ્રથમથીજ પૂર્ણ વિચાર કરીનેજ આલેખાયલા છે-તેમાં પ્રયોજન ન જણાય એ કંઇક આશ્ચર્યપ્રદ છે, દૃષ્ટાંત તરીકે એકાદ સભામાં માત્ર હાસ્ય ઉપજાવવાની ખાતર એક મહાશયને પ્રથમથીજ કહેવામાં આવેલું હોય: સમય આવતાં તે મહાશય ઉભા થાય-અને અસંગત વાર્તાવિલાપ કરે. આ હાસ્યજનક ના થવાનુંજ-અથવા તે હાસ્ય નો કરાવવાનોજ; પરંતુ સહૃદય ઉદાત્ત હૃદયમાં આ મહાશયની, તેમના હાસ્ય અપ્સરાની તુલના કેવી થવાની ?!? મુખ્યત્વે કરીને પૂર્ણ વિચારિત હાસ્ય-અપ્સરામાં પ્રયોજનની ખાસ જરૂર છે, અને તદ્વિહીન તેવા અપ્સરા સુંદર હશે કે-એમ મારું ધારવું છે, આ સંબંધમાં મને એક પ્રસંગ યાદ આવે છે: તે નીચે પ્રમાણે:-

વડોદરા કોલેજમાં The Bombay Students Federation (Baroda Branch) નો વાર્ષિક મહોત્સવ હતો. તેના કાર્યક્રમમાં રમત-ગમત-વિભાગ પરત્વે-હસવાની શરત-હતી ક્રમાનુસાર આ શરત આવી આઠ દશ ઉમેદવાર આવ્યા: એક, બે અને ત્રણ: હસવાની ક્રિયા શરૂ થઇ. આ શરતમાં હસવાનું કારણ કંઈ ન હતું-હસે શા પર, કયા પ્રકારે ! હાસ્યની શરત-એટલે હસવું પણ હાસ્ય કૃત્રિમ, અસંગત. આવાંજ હાસ્ય પૂર્ણ વિચારીત નિષ્પ્રયોજન હાસ્ય અપ્સરાથી થાય છે ઉદાત્ત પ્રકૃતિને તેના પર તિરસ્કાર છૂટે છે: મધ્યમ પ્રકૃતિ તેમાં પોતાના મનોગોષ્ઠી શોધે છે અને નીચ પ્રકૃતિ તુરંગમર છાજરા સમાજે પેટ પકડીને હસે છે. સારાંશ કે પરોક્ષ રીતે સાધ્ય કરી શકાય તેમ આવા નિષ્પ્રયોજન હાસ્ય અપ્સરાઓ અધોગતિ સૂચક અને અયોગ્યતિમિર છે, અને ત્યાજ્ય છે.

હાસ્યપ્રદ કૃતિ-પ્રકૃતિનું વળી સામાન્ય અવલોકન કરતાં એમ જ્ઞાન થાય છે કેઃ-હાસ્યનું ઉદ્‌ભવ-સ્થાન ચાર પ્રકારનું છેઃ- (૧) ચેષ્ટા, (૨) વાણીવ્યવહાર (૩) આક્ષેપન અને (૪) ચેષ્ટા વાણીવ્યવહાર.

ચેષ્ટાઃ-અમુક હાવ ભાવથીજ, અમુક આંગિક ચાળા ચસ્કાથીજ-કંઇ પણ બોલ્યાં સિવાય જે હાસ્ય જન્મે છે-તેને આપણે 'ચેષ્ટાપ્રદ' કહીશું,

વાણી વ્યવહારઃ-કેટલાંક હાસ્ય માત્ર વાણી-વ્યવહારમાંથી જન્મે છે. અમુક પ્રસગે અમુક વાણી, અમુક બોલ, અમુક પ્રસગે એવા આશ્ચર્યકર, એવા અપૂર્વ, એવા અદ્‌ભુત,-લાગે છે તેથી હાસ્ય જન્મે છે. આમ જે હાસ્ય જન્મે છે-તેને આપણે 'વાણીવ્યવહારપ્રદ'-કહીશું. આ પ્રકારમાં 'નર્મયુક્ત વાક્‌ચાતુર્ય (wit), 'સમર્મ હાસ્યરસ' Huomur આદિ હાસ્ય-અન્તરગો આવી શકે છે-આવી જાય છે

આક્ષેપનઃ—આક્ષેપપ્રદ જે હાસ્ય થાય છે, તેને આપણે વાણીપ્રદ વા ચેષ્ટાપ્રદ ન કહી શકીએઃ ચેષ્ટાવાણીવ્યવહારપ્રદ પણ ન કહી શકીએ. આમાં ગ્મત અક્ષેપનપ્રદ જે સ્થાયિ ભાવ તેનાથીજ હાસ્ય જન્મે છે, આ પ્રકારનાં 'અક્ષેપ' (Lampoon) 'ટીગટોળ' (Caricature) 'પરિહાસમય અનુકરણ' (Parody) આદિ આવે છે, આ પ્રકારને આક્ષેપનપ્રદ' કહીશુ.

ચેષ્ટાવાણીવ્યવહાર-કેટલાક હાસ્ય અન્તરગ એવા છે કે-તેમા નહિ કે એકલી વાણીથી વા નહિકે એકલી ચેષ્ટાથી-પરંતુ વાણી અને ચેષ્ટા ઉભયથી હાસ્ય જન્મે છે, આવા હાસ્ય રસના લીલા અન્તરગોને આપણે 'ચેષ્ટાવાણીવ્યવહારભૂત' કહીશુ.

આ અન્તરગોનું નિરીક્ષણ કરતા કેટલાક પ્રસગોપાત સ્વાભાવિક હાસ્ય-વૃત્તિને લઇને બહાર નીકળી પડતા માલુમ પડે છે; ત્યારે કેટલાકનો આવિર્ભાવ પૂર્વ વિચારીત હોય છે. હાસ્ય રસનો જનાવ કરવાનીજ તેની સંકલના પ્રથમથીજ થયેલી હોય છે, પ્રથમ પ્રકારને આપણે 'સાહસિક' અને બીજા પ્રકારને આપણે 'પૂર્વ વિચારિત' કહીશુ.

સામાન્યતઃ સાહસિક હાસ્ય નિષ્પ્રયોજન હોય છેઃ પૂર્વ વિચારિત હાસ્ય હરકોઇ સપ્રયોજન હોવા જોઇએ-સામાન્યતઃ હોય છેજ. જ્યાં આમ તે નથી હોતાં, ત્યા તે લેખકની ગર્ભના હૃદય વિદાર હૃદયને લાગે છે.

આટલા સામાન્ય વિવેચન પછી ઉપરોક્ત વિભાગનું પૃથક્કરણ આપવું ઠીક લાગે છે-અને તે નીચે પ્રમાણેઃ-




(અપૂર્ણ)

નટુભાઇ.

# કાર્લ માર્ક્સ

અનુવાદક:—જ્યોત્સ્ના શુકલ.

કાર્લ માર્ક્સનો જન્મ ઇ. સ. ૧૮૧૮ ના મે મહિનાની ૫મી તારીખે ટ્રેવ્ઝ ખાતે થયો હતો, તેનો બાપ આગેવાન યાહુદી વકીલ હતો, તે ઘણો સ્નેહવાળો ને સુશિક્ષિત માણસ હતો અને અઢારમી સદીના ફ્રાન્સના આગળ વધેલા વિચારો ધરાવતો હતો, ૧૮૨૪માં પ્રશિયન સરકારે હુકમ બહાર પાડ્યો કે સઘળા યાહુદીઓએ ખ્રિસ્તી ધર્મની દીક્ષા લેવી, ને જે ન લે તેને કોઇ પણ સરકારી ઓધ્ધો ધરાવવા દેવો નહીં. કાર્લ માર્ક્સનો પિતા સ્વતંત્ર વિચારનો હોઇ વૉલ્ટેરનો શિષ્ય હતો છતાં પોતાનો ઓધ્ધો છોડી દઇ કુટુંબને પાયમાલ કરવા કરતાં આ હુકમને તાબે થવાનું તેણે વધારે પસંદ કર્યું. કાર્લ માર્ક્સની માતા હંગેરિયન વંશની ડચ યાહુદી હતી. તેના તેના વડવાઓ મોટા પંડીત હતા.

નાની ઉમ્મરથીજ કાર્લ ઉત્તમ મગજ શક્તિ બતાવવા લાગ્યો ને સારે ભાગ્યે તેની માનસિક ખીલવણી માટે હરેકોઇ પ્રકારનું ઉત્તેજન તેમજ તક તેનાં મા બાપ તેને આપી શક્યાં.

તેનો બાપ તેને રાસિન ને વોલ્ટેર વાંચી સંભળાવતો, ફ્રેન્ચ સાહિત્યનાં જાણીતાં પુસ્તકોનો તેને પરિચય કરાવતો; અને પોતાના ભવિષ્યના સસરા પાસે તે હોમર અને શેકસ્પિયરને ચાહતાં શીખ્યો. મજુર વર્ગ તરફની કાર્લ માર્ક્સની ઉંડી સહાનુભૂતિ તેમજ તેનો ઉથલપાથલ કરવાનો જુસ્સો એ ખાલી લાગણીનાં કે અંગત દુઃખના નહીં, પણ શુદ્ધ તર્ક, અંતર દર્શન તેમજ અભ્યાસનાં પરિણામ હતાં. છતાં એ શુષ્ક તત્વજ્ઞાની, વ્યક્તિત્વ વગરનો વૈજ્ઞાનિક, કે એકલવાયો ઇતિહાસનો અભ્યાસી તો ન્હોતોજ. તેના બધા અંગત મિત્રોના કહેવા પરથી તેમજ તેના આખાં જીવન પરથી જણાય છે તેમ તેનાં સમકાલિન ડાર્વિનની પેઠે તે કોઇ અમુક વિષયમાં પારંગત નહોતો પણ એક અદ્દભુત વ્યક્તિ હોવા ઉપરાંત માનુષિક પ્રેમી, ઇચ્છાઓ, વાસનાઓ તેમજ ખામીઓ વાળો મનુષ્ય હતો. સાહિત્યની દિશામાં તેના પ્રથમ પ્રયત્નો કવિતા લખવાના હતા તે નોંધ લેવા યોગ્ય છે. એની પુત્રી એલિયાનોર જણાવે છે કે 'શાળામાંના તેના સહાધ્યાયીઓ તેને ચાહતા તેમજ તેનાથી ડરતા—ચાહતા કારણકે છોકરવાદી મશ્કરી તોફાન કરવાને તે હંમેશાં તૈયાર હતો; ને ડરતાં કારણકે એ તીખી, ટીકાત્મક કવિતા લખતો ને પોતાના દુશ્મનોને હાંસીનો પાત્ર ઠરાવતો જીવનના અન્ત સુધી તે કવિતા, કળા ને સંગીતનો ભક્ત રહ્યો, હોમર ડાન્ટે, શેક્સ્પિયર, સર વૉલ્ટર સ્કૉટ, શેલિ તથા ગુટે તેના માનિતા લેખકો હતા, તેના વખતના ઉત્ક્રાન્તિવાદી જર્મન કવિઓ હેઇન, ફ્રેલિગ્રાથ, વીર્ટનો તે અંગત મિત્ર હતો, માર્ક્સ આસરે આઠ—દસ ભાષાઓ જાણતો, ને ઉંચા પ્રકારનું ફ્રેન્ચ તેમજ અંગ્રેજી લખી શકતો. તેમજ વિજ્ઞાન વિષયક પ્રગતીમાં ઘણો રસ લેતો.

આ બધું જણાવીએ છીએ તે એટલું બતાવવાને કે સામાન્ય રીતે મનાય છે તેમ માર્ક્સ માત્ર સૂકો અર્થ શાસ્ત્રી નહોતો.

૧૮૩૬માં તે પિતાની ઇચ્છાથી બર્લિન યુનિવર્સિટિમાં કાયદાનો અભ્યાસ કરવા માટે ગયો પણ ત્યાં એનું ભણવામાં તેનું ચિત્ત ચોંટ્યું નહીં. એને ફીલોસોફીનો શોખ લાગ્યો અને [illegible]ઓની નાસીપાસી વચ્ચે ને ફીલોસોફીનો અંગત અભ્યાસી બની રહ્યો દરમ્યાન એને ઘણા મોટા માણસો સાથે ઓળખાણ થયું જેઓ ઘણી બાબતમાં એની સાથે મતભેદ ધરાવતા છતાં એની બુદ્ધિ અને કલ્પના શક્તિની કદર કર્યા વિના રહેતા નહીં. તે સમયે એની જ્ઞાનની આકાંક્ષા બળવત્તર થઇ રહી હતી, સિવાય એની કાર્ય-કુશળતા અને રચનાત્મક

ભક્તિ ઇત્યાદિ પ્રસંશા પામત્યાં. ૧૮૪૧માં તેણે યુનિવર્સિટિના ફીલોસોફીના અધ્યાપક થવાનો વિચાર કર્યો, પણ તેના એક અનુભવિ મિત્રની સલાહથી એ વિચાર પડતો મૂક્યો. તેજ વર્ષે તે લોક પક્ષ તરફથી નવા નીકળેલા એક પત્રનો તંત્રી થયો તે વખતે એની ઉમ્મર ૨૪ વર્ષની હતી એના તંત્ર પર સેન્સરોની સખ્ત નજર રહેતી, જો કે અધિકારીઓનો રોષ પામીને, પણ સેન્સરોના ખુણે ખાંચરા તરફ આંખ મિંચામણાં કરતા એ સેન્સરોને ધમકી આપવી વારંવાર નવા માણસો નીમવા પણ તેનું કંઈ ફળ આવતું નહીં; આખરે બર્લિનની 'સરકારે આ ફીતુર અટકાવવાને એક ઉમદા અને ખાની લાયક ઉપાય અજમાવ્યો—તે પત્રને પ્રસિદ્ધ થતું અટકાવ્યું !

તે વખતે એ કેંક મુશ્કેલ સંજોગોમાં મુકાયો હતો એની સમજ પ્રમાણે બદલતા સુધારાઓ, અને વેપાર તથા સંરક્ષણ વિગેરે જરૂરી બાબતો પર ધ્યાન આપવાની-ચર્ચા ચલાવવાની બહુ જરૂર હતી; આખરે તેણે અર્થ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો

એજ અરસામાં માર્ક્સ પોતાની બાળપણની સોબતની જેની વોન સાથે લગ્નગાંઠથી જોડાયો. તે અતિ ચપળ અને સુશિક્ષિત સ્ત્રી હતી, આવો સદ્ભાગ્ય સાથી મેળવવા માટે માર્ક્સ ખરેખર ભાગ્યશાળી હતો—લગ્ન સમયથી મૃત્યુ પર્યંત તે નિશ્ચયતાથી તેના સુખ દુઃખની સમભાગીની થઈ રહી હતી તેઓની અન્યોન્ય તરફની ગાઢ પ્રીતિ અનન્ત અને અખંડ હતી. ૧૮૮૦ની પાનખર ઋતુમાં જેની બિછાના વશ હતી, અને માર્ક્સ પણ કોઈક જાતની બિમારીથી હેરાન થતો એક બીજા ખંડમાં સૂતો હતો તે સમયનું વર્ણન કરતા તેઓની પુત્રી એલિયાનોર લખે છે કે 'તે દિવસ હું કદિ પણ ભૂલી શકીશ નહીં—જ્યારે પિતાજી સવારમાં પોતાના ખંડમાંથી બહાર નીકળ્યા અને માતા પાસે જઈ શકે એટલી શક્તિ મેં તેમનામાં જોઈ. ફરી એકવાર તેઓ મળ્યા, માંદગીમાંથી ઉઠેલાં, કરચલીવાળા—ગીમળાયેલાં વૃદ્ધ સ્ત્રી-પુરુષ નહીં,—નવયૌવનાંકિત પ્રણયીઓની જેમ તેઓ ફરી એકવાર મળ્યાં."

વર્તમાન પત્ર બંધ થયા પછી—માર્ક્સ અને તેની પત્નિ પેરિસ ગયા ત્યાં માર્ક્સને ફ્રેડરીક એન્જલ્સ સાથે પરિચય થયો અને તેઓ બન્ને રાજકીય અને આર્થિક વિચારોમાં સમભાગી હોવાથી અંગત મિત્રો બન્યા. આટલા વખતમાં માર્ક્સ અર્થવાદના પોતાના ખ્યાલની પ્રાથમિક લક્ષણો બાંધી હતી. જ્યારે એન્જલ્સ ઘણો વખત ઔદ્યોગિક પ્રવૃત્તિના પારણા જેવા ઇંગ્લાંડમાં રહ્યો હતો તે ઇંગ્લાંડના ઔદ્યોગિક જીવનની વ્યવહારિક સ્થિતિનો અભ્યાસ કરીને એજ અનુમાન પર આવેલો હતો આ રીતે એ બન્નેએ એકબીજાની અપૂર્ણતા પૂરી અને જે કાર્ય અશક્ય તો નહીં છતાં પાર પાડવું ઘણુંજ મુશ્કેલ હતું તેમાં સહકારને બળે સફળતા મેળવી શક્યા, આ પછી તેઓનો સંબંધ દરરોજનો થયો; કાંતો તેઓ કાગળ લખતા અથવા અંગત મુલાકાત લેતા. તેઓનો તાત્વિક વિષયક પત્ર વ્યવહાર કેટલો બધો ઉંડો અને રસ ભર્યો હતો તે Bebel and Bernstein એ ચાર વર્ષ પર જર્મનિમાં પ્રગટ કરેલા તેઓએ એક બીજાને લખેલા પત્રોનાં ચાર પુસ્તકો પરથી જાણી શકાય છે. માર્ક્સ ઘણે ભાગે પોતાનાં કામને લગતા સિદ્ધાંતો શોધવાનું તથા તેનો અભ્યાસ કરવાનું કાર્ય કરતો, જ્યારે એન્જલ્સ ઘણુંખરું તે સિદ્ધાંતો અમલમાં મૂકવાનું તથા ખાસ કરીને તેને લગતા વિચારો ફેલાવવાનું તેમજ વિરોધીઓ સાથે વિવાદમાં ઉતરવાનું કાર્ય કરતો એન્જલ્સનાં જણાવવા પ્રમાણે તેઓ જે કંઈ લખતા કે જે કંઈ વિચારતા પ્રચાર કરનારને પોતપોતાની વચ્ચે ચર્ચા વગર કદિ પણ કરતા નહીં. —અપૂર્ણ.



# કોનો વાંક !



## એક આત્મકથા.

લેખક:
**કનૈયાલાલ માણેકલાલ મુનશી.**

## પ્રકરણ ૬ ઠું.

ખંડ.

[૧]

જે સંસારમાં દરેક માણસ બીજાને ચોર કે લફંગો માનવાને પ્રયત્ન કરે છે, જ્યાં દરેક સ્ત્રી પોતાના શીવાય બીજી બધી આબરૂદાર નથી એમ પુરવાર કરવાને રાતદિવસ ફાંફાં મારે છે, જ્યાં સ્વચ્છંદ આચરવાની તકને અભાવેજ ઘણે ભાગે સ્ત્રી પુરૂષ નીતિમાન હોવાનો ડોળ કરે છે, ત્યાં સીધા રસ્તાના પુરૂષને કોઇ જંપીને બેસવા દેતું નથી તો ગરીબ બીચારી અઢાર વર્ષની બીન અનુભવી હું તેનું શું?

હું મારા બાપના ઘરમાં રહી, એકલી સુખે જીવન ગાળું એમાં કોઇને શું એમ જેણે બુદ્ધિ ન ખોઇ હોય તેને લાગે; પણ મારા સંસારમાં એ દૃષ્ટિબિંદુ કોઇને જડયું નહિ.

સગાં વહાલાં ને પડોશીઓની સ્ત્રીઓ મારી ટીકા કરતી, મારી ચેષ્ટા કરતી, મારી પાછળ કકડા ફોડતી; અને મને એકલી પાડવામાં મઝાક માનતી. હું શું કરૂં છું, શું ખાઉં છું, કેમ દિવસ વિતાવું છું તેની આખી ન્યાત ને મહોલ્લાને ચિંતા થઇ પડી; અને એ ચિંતા શમાવવા છુપી પોલીસની યોજના રચાવા માંડી. કોઇ મારા બાપના સ્મરણો તાજાં કરી મને રડાવવા, કોઇ મને સલાહ આપવા, કોઇ મને મદદ કરવા, કોઇ મીઠું માગવા તો કોઇ કાંઇક ખાવાનું લઇ—એમ અનેક મિષે મારે ત્યાં આવતાં, ચકોર આંખોએ મારો જીવનક્રમ જોઇ જતાં, અને ઝેરભરી જીભે મને વગોવવાની ફરજ માથે ઉઠાવતાં.

પુરૂષ વર્ગનું તો પુછવુંજ શું? મારી દુનિયામાં તેમના માત્ર બે પ્રકારજ હતા: એક અશક્ત હોઇ સાધુ બનેલા, ને બીજા શક્તિમાન સમય સાધવાને ઉત્સુક બનેલા.

પહેલો વર્ગ મારે મોઢે મારી દયા ખાતો, ને પાછળ મારૂં નિકંદન કાઢવા મથતો: અને સારો માણસ મળ્યાં હોય ત્યાં કોઇ મારૂં નામ ન લે. મારી જોડે ~~કોઇ~~ સારો માણસ સંબંધ ન રાખે એવું વાતાવરણ પ્રસરે તેની તજવીજો કર્યાજ કરતો. તેમને મન તો હું સ્પર્શયોગી રોગથી પીડાતી હતી. તેમની સમાજની ઘાસની ઝુંપડી બાળું એવો જીવતો અંગારો હોઉં, તેમ મને હોલવવાનો તે પ્રયત્ન કરતા.

બીજો વર્ગ એથી પણ બુરો હતો. એમાંથી હિંમતવાન સમજતા કે હું આમ્રવધૂ છું; હિચકારા માનતા કે આમ્રવધૂ થવાનો ઇરાદો લઇ બેઠી છું. અને મને આરોપેલો આ ઉદ્દેશ હું સિદ્ધ કરી શકું માટે પોતે બનતી સરલતા કરી આપવાની તસ્દી લેતા. કોઇક, મોઢું જોવા બારીમાંથી દહાડામાં બે વાર જતા આવતા, કોઇ પોતાની બાહોશી બતાવવા પડોશીને ત્યાં તડાકા મારતા, કોઇ મહોલ્લામાં ફલાણાભાઇ રહે છે તેની કાળજી પૂર્વક તપાસ કરવા મારૂં બારણું ઉઘડાવી બે

ઓલની વાતચીત કરી જતા. કેટલાક આગળ પડતા વીરો મને મદદ કરવાને બહાને મારી મહેરબાની શોધતા; કેટલાક રસિકો નનામાં પત્રો લખી તેમના અંતરના ભાવો પ્રગટાવતા.

અને આ બધું શા માટે ? કારણ કે મારો ધણી મરી ગયો; ને મારાં સાસરીઆંએ મને જંપીને રહેવા દીધી નહિ.

આ બધાંનુ ભાન મને ધીમે ધીમે થયુ; પણ દયાળ કરે પહેલો પાઠ શીખ્યો હતો એટલે પાછળના પાઠ સહેલા થઇ પડયા.

[૨]

મેં ધાર્યું હતું કે સાસરીઆંથી છુટી પડી અને સ્વતંત્ર બની એટલે હવે નિરાંતે રહેવાનું જ રહ્યું; પણ આ ધારણા માત્ર પંદર દિવસજ ટકી.

થોડા દિવસમાં મને એકલતાનુ અકળામણ શરૂ થયું. સાસુ નણંદને જેઠાણીની તીખાશની યાદ ઓછી થતી ગઇ, અને તેમના સહવાસ વગર કાંઇક બેચેની ઉત્પન્ન થઇ જેમ જેમ મારી નાનકડી દુનિયાની ક્રૂરતા મને જણાતી ગઇ, તેમ તેમ સમરા ને જોડે મારે માથે ધરેલા છત્ર ની ગેરહાજરી પણ સાલવા લાગી.

જ્યારે મારી દુનીયાએ મારે માટે રચેલા ભયંકર વ્યૂહની કાંઇક સમજ મને પડતી ગઇ ત્યારે મારા મનની વેદના શરૂ થઇ. હરિણીનો પ્રાણ લેવા માટે વેશામાં વાઘ ફિરતા રહ્યા હોય ને તે નિરાધાર હરણીની જે દશા થાય તેવી મારી થઇ.

સમજ પડતાં હું સ્તબ્ધ બની; પછી થોડો વખત ક્રોધમગ્ન રહી; પણ ક્રોધની નીષ્ફળતાનું ભાન આવતાં મનોવેદનાનો પાર રહ્યો નહિં મારા પર હુ કાળ કાઢવા લાગી. ક્યાં જવું; શું કરવું, કોની મદદ માંગવી તે પણ સુઝયું નહિ,

મારું મન આમ અસ્વસ્થ રહેતાં હું લોકોની વાતને વર્તણુંકમાં અપમાન જોવા લાગી, અને જેમ બને તેમ તેમનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવા લાગી પણ એ પ્રયત્ન કરવો સહેલો ન હોતો. વિધવા તરીકે મારાથી બહાર જવાય એમ નહોતું, બીજાની સાથે વાતચીત થઇ શકે એમ નહોતું. અને મારો પોતાનો કારભાર ચલાવવા માટે મારે બીજાની મદદ માગવી પડતી. અને જેની મદદની જરૂર પડતી તે મારો દુશ્મન છે એવી ધારણાથી મારી મુંઝવણ, મારી નિરાધારી ને મારું દુ:ખ વધતાં જતાં,

દશ દિશામાં હું મદદ, સહાનુભૂતિ ને સ્નેહની વાટ જોયા કરતી; પણ જ્યાં ને ત્યાં મારે માટે નિરાશાજનક નિર્જનતા સિવાય બીજું નહોતું. ને આ સ્થિતી કદી પણ બદલાવાની નથી એ સ્પષ્ટ દેખાતું ગયું.

મારું સ્વાતંત્ર્ય માત્ર નામનું જ રહ્યું, સંસારે મારી આસપાસ આવુંદીઠી છતાં નજરી નાળીએ ભરી લઇ પાંજરું બનાવ્યું હતું. અને મારા પાંજરામાં હું રીબાઇ રીબાઇ મુંઝાવા લાગી. હું દિવસે ભારે હૈયે ફરતી, રાતે રડતી અને ત્રાસદાયક સ્વપ્નાં અનુભવતી.

ઘણી વખત દુઃખમાં પરમેશ્વરની પ્રાર્થના કરતી; જાગી જાગીને તેને કહેતી કે આ દુઃખમાંથી મને છોડવ. ઘણી વખત તો ઇશ્વર તરફ ક્રોધ થતો મારે માટે આ સારું આવું દુઃખ સર્જ્યું ? મેં શુ પાપ કર્યા ? મેં શો વાંક કર્યો ? આ ઇશ્વરનો ન્યાય ? અને આ તેની દયા ?

આ દુઃખથી મારું કાળજું કઠણ થતું ગયું; ને દુનીયા સાથે દારુણ યુદ્ધ કરવાની શક્તિ

મેં મારૂં સ્વાતંત્ર્યયુદ્ધ શરૂ કરવાના પહેલા પગલાં તરીકે હાજમને બોલાવવો બંધ કર્યો. પંદર દહાડામાં આ ખબર પડતા ચારે તરફ હાહાકાર મચ્યો. અવાર નવાર આવતી પડોશણે મારૂં ઘર તજ્યુ ને પોતાનાં છોકરાં આવતાં પણ બંધ કર્યાં, જે પાડોશીઓ પરણે ખૂણે મારે માટે બોલતા તેણે ફળીઆં વચ્ચે મારાં ભીંતરાં ફાડવા માંડયાં મારા માબાપના સગાંઓએ મોઢે ચઢી ગંજો બાંડી. ફળીઆમાં ને ન્યાતમાં હાહાકાર થઇ રહ્યો.

હું એકની બે થઈ નહિ. વાત વધીને મારે સાસરે પહોંચી ત્યાંથી સંદેશા આવ્યા, પણ મેં ગણકાર્યાં નહિં. મારાં સાસુ આવ્યાં ને મને સમજાવી, ધમકાવી, પણ હું ડગી નહિં. કોઈ કહેતા મારે આબરૂ સંભાળવી જોઇએ, કોઇ કહેતા મારે ઘણી નર્કમાં જશે. કોઇને સૌન્દર્ય સાચવવામાં ગડતા દેખાતી; કોઇને પૃથ્વી રસાતળ જાય તેનો ડર લાગતો. 'શા માટે?" હું બધાને પુછતી પણ મારો સવાલ નિરૂત્તર રહેતો. અને મેં જાણે કેવું ય ઘોર કર્મ કર્યું હોય તેમ બધા ગભરાટમાં માંદીગ થઈ જતાં

વાદવિવાદમાં હું બધાંને પહોંચી વળતી. પણ પાછળ મને બધા ડામ દેતા તે મને ચગચગતા. અને તે ઉપરાંત કેટલાક બદમાશોએ મને ડરાવવાનો પ્રયાસ શરૂ કર્યો. રાતના મારા છાપરાપર ઢેફા ને બારીએ કાંકરા નાંખવાના પ્રયોગો શરૂ થયા આવી વખતે બીકથી મારું હૃદય પાણી થતું, ને મારો જુસ્સો ઓસરી જતો. હું રડતી, માથાં કુટતી. કોઈ ઉપાય યોજવા તરફડીયા મારતી, અને ઘણી વાર સંસારનું સામ્રાજ્ય સ્વીકારી, તેના અમાનુષી જુલમને તાબે થવાનું મન થતું. પણ સવ્હાર પડતાં હિંમત પાછી આવતી અને આસુઓ સુકાઈ જતા અને છેવટે પાટલેથી નજ ઉઠવાનો નિશ્ચય દૃઢ થતો. આ યુદ્ધમાં ભય તો ઘણો હતો છતાં મને રસ પડ્યો, અને સંસારના નાનાં મોટાં દુઃખો વિસરી ગઈ. આ વિસરેલાં દુઃખો ફરી અનુભવવા કરતાં, આ યુદ્ધ વધારીજ રાખવાનું ગમ્યું.

[૪]

જ્યાં ન્યાત ગજવાની વાતો ઉડવા લાગી, કે મારા સસરા બગડ્યા, અને હું રહેતી હતી તે ગામ આવ્યા. તે સાત પેઢીના ન્યાતનાં પટેલ હતા. અને મોજમામા, જમણવારમાં તે ઉદમણે તેનો એકડો પહેલો હતો. તેના મ્હોંમાં અર્ધું બંડ પડ્યો, એમના કપાળના ચુળીયાં ફડફડવા માંડ્યા. અને જો ન્યાત એમને ન્યાત બહાર મુકે તો એમનું શું શું થઇ જાય એ ભયે તે મને મારવા આવ્યા,

તે પાક્કા હતા, એટલે મારા પર તો ન આવ્યા પણ એક ગરીબ સગીને મોકલી

માનકુંવરકાકી ઘરડાં ને ડહાપણ વાળા હતા. તેણે છોકરા ઉછેરી પરણાવી, સંસારમાંથી નિવૃત્ત થઇ પરમેશ્વરનું ભજન કરવા માંડ્યું હતું; અને પોતાની ભલાઈથી ને સાદાઈથી તે અનેકની ભીડ ભાગતાં એમ અમારા ગામમા કહેવાતું

તે મને મળવા આવ્યાં અને હું યુદ્ધ માટે સજ્જ થઇ પણ તેનું મોઢું, હેતાળ હાસ્ય જોઇ મારી સજ્જતા કાંઇક જતી રહી. મેં પાટલો આપી તેમને બેસાડ્યાં.

"બેટા" તેણે કહ્યું "નાગ ભમરાએ મને મોકલી છે."

"એનો હું જાણી ગઇ. તમે શું કામ તસ્દી લીધી? મને કહાવ્યું હોત તો આવત."

"બહેન! તેં આ બધું શું કામ માંડ્યું છે? જો" તેણે આકંડક હેત ભર્યાં હાસ્યથી કહ્યું. "હું કાંઇ ધમકાવવા આવી નથી. પણ તું કાંઇ જાણતી કે મરને બેઠું મને જોવું આ માટે રહે છે!

મેં આવા હેતાળ શબ્દોની આશા રાખી નહોતી એટલે જવાબ દેતાં હું ગળગળી થઇ ગઇ.

"માજી! બધા મને વારવા આવે છે; પણ કોઇ મારૂ દુઃખ જાણે છે. બધાં તો મને દુશ્મન દેખે છે. પણ હું કરૂં શું? સાસરે જંપીને કોઇએ ટુકડો નહિ ખાવા દીધો ત્યારે અહિંયા કહેનાં કહેનાં મારાથી રડી દેવાયું.

માનકુવરે મારે વાંસે હાથ ફેરવ્યો "ગભરા નહિં બેટા, આપણો સંસાર બહુ ભુંડો છે"

"માજી!" મેં કહ્યું. એનાથી ભુંડું શું બની શકે? મેં શું કર્યું કે મારે આવું વેઠવાનું આવે? હું નથી કોઇને આડે આવતી, નથી કોઇને કાંઇ કહેતી, કે કરતી; છતાં કોઇ મને જંપવા દેતુ નથી"

"પણ તું આવું કારણ શા માટે આપે છે."

"માજી! મેં શુ કર્યું ને કારણ આપ્યું. વાળ કઢાવતાં મારા પ્રાણ જતા હતા. તે નહિ કઢાવ્યા તેમાં શું થઇ ગયું?"

"બહેન! આપણા લોકો મૂર્ખ છે—એમ માને છે કે વિધવાને માથે જેટલા વાળ હોય ટલા વર્ષ તેનો પતિ રવરવ નર્કમાં રહે. અને ન્યાતવાળા મફતનું તોફાન લઇ બેઠા છે એટલે ારા સસરાને કહેવું પડે છે."

"એટલે, લોકો ગમે તેમ માની બેસે, તેથી મારે દુઃખી થવું?"

"એજ બહેન! સંસાર," માનકુવરે કહ્યું.

"જે સંસારે મને સુખ નહિં ભોગવવા દીધું, તેણે ઉભું કરેલું દુઃખ શા માટે વેઠવું?"

"પણ લોકો કહેશે કે વંઠી ગઇ."

"તો શું કરશે," મેં કહ્યું "એમનાથી થાય છે તે કરે છે. હવે શું બાકી છે?"

"બહેન" ડોશીએ ધીમેથી કહ્યું "આપણા લોકો બહુ ખરાબ છે. કેટલા તો કહેતા હતા તું નહિ માને તો જોર જુલમ કરીને વાળ કઢાવશે."

મને ગુસ્સો આવ્યો; મારૂં મગજ કાબુમાં ન રહ્યું. "જોરે જુલમ! હજુ! શું કરવાના છે તે હું જોઇશ."

"બેટા અકળા નહિ! જો એક રસ્તો બતાવું."

"શો?"

"........ગામમાં મહાયોગી મહારાજ રહે છે તે તો તેં સાંભળ્યું હશે, તે સમર્થ વિદ્વાનને યોગી છે. ઘણાંએ દુઃખના માર્યાં એને શરણ જાય છે. તેના આશ્રમમાં થોડા દિવસ રહી આવ તો તું ટાઢી પડશે."

"પણ ત્યાં મારાથી એકલા કેમ રહેવાય?"

"ઘણી દુઃખી સ્ત્રીઓ ત્યાં જીવન વિતાવે છે ને મહારાજ પાસે બોધ ને શાન્તિ મેળવે છે. હું પણ ત્યાં પંદરેક દિવસ રહી આવી. મહારાજની મૂર્તિ એવી છે કે જોતાં વારજ અંતરમાં શાન્તિ પસરે. અને ત્યાં નહિ ફાવે તોય હરકત નહિં. થોડા દહાડામાં આ ન્યાતનું તોફાન શમી જશે. હું તને મુકી આવું. પછી કાંઇ છે?"

ડોશીનું ડહાપણ હવે પ્રગટયું, તેણે આ નવો રસ્તો બતાવી મન શાન્ત કરવા શોધ્યો હતો. મારે નવો અનુભવ મેળવવો હતો અને મારા એકાન્ત વાસમાંથી છુટવું હતું. વળી મને કેમ

પણ લાગ્યું હતું કે દુનિયા સાથે યુદ્ધમાં હારી જાઉં તેના કરતા આમ નાસી છુટું તો ખોટું નહિં. અને આમ કરવાથી હું ગુલામગીરી ફરીથી સ્વીકારવાને ક્યાં બંધાતી હતી.

મેં કબુલ કર્યું; ને બીજે દિવસે મને મહાયોગી મહારાજને ત્યાં લઇ જવાનું માનકુંવરબાએ વચન આપ્યું.

## પ્રકરણ ૭ મું.

## મહાયોગી મહારાજને શરણે

[ ૧ ]

મહાયોગી મહારાજની ખ્યાતિ એવી પ્રસરી હતી કે ગામે ગામ તેના શિષ્યો જડતા; અને જનસમાજના ઉદ્ધાર માટે તે અવાર નવાર તેમનું આતિથ્ય સ્વીકારી, જુદે જુદે ગામે જતા. આમ ફરતાં ફરતાં મારા સસરાને ઘેર, હું હતી ત્યારે એક વખત મહારાજ આવ્યા હતા, અને મારે સાસરે તેમની પધરામણી થઇ હતી. તે વખતે તેમની સાથે અનેક સ્ત્રી પુરુષો હતાં અને તેઓ બધાં એવાં આનંદમગ્ન દેખાતા હતા કે તેમનો આનંદ એકલી જીંદગી કરતાં અત્યારે વધારે ગોહક લાગ્યો.

અત્યાર સુધી ધર્મનું આશ્વાસન કે મહાયોગીનો આશ્રય શોધવાનો વિચાર પણ મને ન આવ્યો કારણકે મારૂં મન સંસારના અનુભવ લેવા તલસતું હતું. માત્ર શાન્તિ શોધતું ન હોતું. અત્યારે મારૂં મન બદલાયું ન હોતું. મારે શા માટે સંસારના લ્હાવા ન લેવા એ વિચારો મને સદાય થયા તો કરતા, એકપણ વર્ષના સખત અનુભવે મને દુનિયાની એવી કડવી ઓળખાણ કરાવી હતી કે તેના તરફ ક્રોધ અને તિરસ્કાર પેદા થયાં હતાં, અને સંસારના લ્હાવાનો મોહ કાંઇક ઓછો થયો હતો. તેમજ તે મને સદાય અપ્રાપ્ય રહેવાના એવું પણ કાંઇક ભાન થવા લાગ્યું હતું, હવે માત્ર સ્વાતંત્ર્ય મેળવવા હું મથતી હતી. મારી હાલની પરિસ્થિતિમાં તે મળવું એવું અશક્ય લાગતું હતું, અને મારી એકલતાથી અને ન્યાતીલાઓએ કરેલા જુલમથી હું એવી કાયર થઇ હતી કે મહાયોગીના આશ્રમમાં મને વધારે સ્વાતંત્ર્ય ને સુખ મળશે એમ ચોક્કસ લાગ્યું. સાથમાં એવી પણ અસ્પષ્ટ આશા થવા લાગી કે મહાયોગી મહારાજના પ્રતાપથી જો હૃદયમાં શાન્તિ મળે તો જેમ તેમ કરી શાન્તાથી બાકીની જીંદગી ગુજારૂં.

આમાં અનેક દૃષ્ટિબિન્દુથી મને માનકુંવર કાકીની યુક્તિ પસંદ પડી.

[૨]

બીજે દિવસે સાંજના મારૂં ઘર માનકુંવરકાકીના મોટા છોકરાને સોંપી, હું અને માનકુંવર કાકી જે શહેરમાં મહાયોગી મહારાજનો આશ્રમ હતો ત્યાં આવ્યાં, અમે રાતના એક માનકુંવર કાકીના સગાને ઘેર ઉતર્યાં, અને સવારે ૮ વાગે આશ્રમમાં ગયાં.

તે આશ્રમ શહેરના આગળ પડતા ભાગમાં એક જૂની પણ વિશાળ હવેલીમાં હતો; અને અત્યારે ત્યાં મોટો ઉત્સવ હોય તેમ લોકોની આવ જા દેખાતી હતી. દરરોજ અને ખાસ કરી અગીયારસે ગામે ગામથી હજારો માણસો મહાયોગી મહારાજના પવિત્ર પાદપંકજ સ્પર્શી પવિત્ર થવા આવતા; હજારો રૂપીયાની ભેટ તેમના ચરણમાં મુકાતી અહિંયા અનેક તેમના ભક્તો તેમની સાથે રહેતા, તેમની સેવા કરતા, અને તેમની સેવાનો બોધ જરૂર સ્વર્ગે લઇ જશે એવી સદા રાખતા.

આ આશ્રમનો આગલો ઓરડો તેમનાં પ્રવચનો માટે વપરાતો. ત્યાં વિશ બારીઓ વાટે ત્રણુ દિશાથી હવાને અજવાળું આવતાં. ચારે ભીંતે ટાંગેલી ભક્તિનો વિજય દર્શાવની અનેક છબીઓ અને છતનું કોતરકામ તે ખંડને રમણીય બનાવતાં. એક ખુણે મુકેલું સુખડનું સિંહાસન પ્રેક્ષકને મંદિરની ભવ્યતાનું ભાન કરાવતું. અત્યારે આ ખંડમાં પાંચસો, સાંતસો સ્ત્રી પુરૂષો આવી ગયા હતાં. અને હજુ લોકો આવતા હતા.

મહારાજની સાથે અનેક ભક્તો રહેતા હતા, તેમની સેવા કરતા હતા, અને તેમનો બોધ જરૂર સ્વર્ગે લઇ જશે એમ માનતા. આ બધા સિંહાસનની આસપાસ બેઠા હતા. તેમાંના એક જણે માનકુંવર કાકીને જોયાં, એટલે આગળ આવી અમને સિંહાસન પાસે લઇ જઇ બેસાડયાં.

મહાયોગી મહારાજના ક્રમમાં કદી પણ વિપલનો ફેર પડતો નહિં. કદી ઘડીયાળ મોડી વહેલી થતી પણ મહારાજની નીયમિતતાનો નિશ્ચલ રહેતી. આ વાત મારા કાનમાં માનકુંવર કાકીએ કહી અને સાડાઆઠનો ટકોરો થયો.

ટકોરો થતાં સામેના બારણા ખુલ્યાં, ને મહારાજ આવ્યા. મેં મહારાજનાં ઘણાં વખાણ સાંભળ્યાં હતા પણ તેને સદેહે જોતાં વખાણ ઓછાં લાગ્યાં.

તેને આવતા જોઇને તેની ખ્યાતિ મને સકારણ લાગી. અતિશય ચરબીના કદરૂપાપણા વિના તેનું શરિર જાડું લીસુ ને ચળકતું હતું; હતું કદાવર-તેખાદીસુ પણ એક સ્નાયુની દોરતા દેખાતી નહિં. તેનું મોઢું જાણે બુદ્ધિને સિદ્ધિના તેજે હોય એમ લખલખાટ થતું હતું. આંખોમાં એક અભિર્યું ને શાન્ત તેજ ચમકતું હતું. ઉમરે છેલ્લાં દશવર્ષ થયાં તે ત્રીશ વર્ષના લાગતો. તે નાહી ધોઇ, ચંદનથી ચર્ચિત થઇ, સફેત કિમતી કફ પહેરી, રૂપેમઢેલી પાવડીપર ચઢી હાથમાં ભગવતગીતા લઇ પગે પડતા ભક્ત જનના ટોળામાંથી જાણે દ્વારકાની રાજ્ય સભામાં ભગવાન ગોવર્ધનધારી હોય તેમ આવ્યા ત્યારે સભામાં અજબ શાન્તિ પ્રસરી રહી શ્રદ્ધાળુમાં આપોઆપ ભક્તિ પેદા થઇ, અનુયાયીઓ દિગ્મૂઢ બની આ દીવ્ય મૂર્તિ નિહાળી રહયા. જ્યારે તેમના સુંદર દાંત દેખાય તેમ તેણે હસીને આશીર્વાદ દીધા ત્યારે બધાએ સચ્ચિદાનંદનો સ્વાદ ચાખ્યો.

આ તેજસ્વી વ્યક્તિને જોઇ મારા પણ દુઃખી ને અકળાયેલા અંતરમાં શન્તિ સ્ફુરી; મને પણ લાગ્યું કે આને ચરણે મારી અશાન્તિ વામ્યા વિના નહિ રહે.

મહારાજ બેઠા અને ફરીથી મીઠું, રમતીનું કહીએનો ચાલે એવું એક હાસ્ય ભક્તજનોપ્રતિ તરફ, જાણે કોઇ સખીદીલનો ધનાઢ્ય ભીખારી તરફ પૈસો ફેંકે તે ઔદાર્યથી ફેંક્યું. બે પાર્શ્વજનોએ પંખા ચલાવ્યા. એક બે ભક્તજનોએ આગળ આવી તેને ચંદન કર્યું ને તેની ઉતારી આરતીનાં અર્ચા સજ્જનોએ લીધી ને નવ વાગે પ્રવચન શરૂ થયું.

હું તો સ્તબ્ધ બની મહારાજ સામું જોઇ રહી. તેની વાતચીત, પ્રવચન, તેનું હાસ્ય મારા હૃદયમાં ઉતારી રહી મહારાજના મુખમાંથી મીઠો શાંત પ્રવાહ નીકળ્યો, અને શ્રોતાજનની સાનને ધસડી ગયો.

તે શુદ્ધ અને સ્પષ્ટ ગુજરાતી સહેલાઇથી બોલતા; અને તેમાં સંસ્કૃત, અંગ્રેજી તેમજ બીજી ભાષાના સુત્રો આવતાં થોડી થોડી વારે પ્રવચનમાં નાના ટુચકાએ આવતા અને શ્રોતાજનો પેટ પકડી હસતા; કોઈ ખેદયુક્ત પ્રસંગોનું હૃદયભેદક વર્ણન આવતું ને બધાની આંખો સજળ થતી.

મહારાજનો સંસ્કારી અવાજ નદીના પ્રવાહની માફક પળમાં શાન્ત, પળમાં ઉછળતો, પલમાં બધાને પોતાના પૂરમાં ખેંચતો આગળ વધ્યો.



# સમકાલીન વિચારસૃષ્ટિ.

## જીવન-વિકાસ.

જૂદાં જૂદાં વિજ્ઞાન શાસ્ત્રોમાં જે જે સિધ્ધાંતો છે, તેમાંના ઘણા ખરા માત્ર વિજ્ઞાન શાસ્ત્રીઓનેજ કામના છે અને તેઓજ તે સ્હમજી શકે છે. પણ સર્વ પ્રકારના વિચારકો, તત્ત્વવેત્તાઓ, ધર્મજ્ઞો વિગેરેના મન ઉપર ઉંડી છાપ પાડી શકે અને તેઓના વિચારોને ફેરવી નાંખે તેવા સિદ્ધાંતો તો માત્ર વિજ્ઞાનમાં ગણ્યા ગાંઠ્યાજ છે. ગઈ સદીનો મ્હોટો સિદ્ધાંત જીવન વિકાસ (Evolutiontheory) નો હતો.ત્હેનો જન્મ દાતા ઇંગ્લંડનો પ્રખ્યાત વૈજ્ઞાનિક ચાર્લ્સ ડાર્વિન હતો.

વિચાર શક્તિવાળા દરેક મનુષ્યને હવે ડાર્વિનના સિદ્ધાંતમાં સંદેહ નથી રહ્યો ત્હેનાં પુરાવાનાં પ્રમાણો અગણિત સંખ્યામાં મળ્યાં છે અને હજી પણ મળતાં જાય છે. પણ આપણે તો હજી રૂઢિ પરતંજ રહ્યા છીએ. જે વિચારો આપણા પૂર્વજોએ આપણને આપ્યા તેને જોયા જાણ્યા વિના ગળી જવાની આપણને ટેવ પડી છે. આપણે તો એમજ માનીએ છીએ કે પૃથ્વી ઉપર પ્હેલાં પાણી હતું, ત્હેમાં એક સોનાનું ઇંડું આવ્યું, ત્હેમાંથી શેષયાથી ભગવાન પ્રગટ થયા, ત્હેમની નાભિમાં કમળ ઉગ્યું, તે કમળમાં બ્રહ્મા આવી વસ્યા અને તેમને એકદમ પૃથ્વીને એક સાથે સર્વ પ્રકારનાં પ્રાણીઓથી ભરી દીધી. આ સિદ્ધાંત આપણા પુરાણનો છે. તે માટે પુરાવાઓ માંગતા નથી કારણ કે જે વાત પુરાણમાં લખેલી હોય ત્હેના પુરાવા માંગવા એ પાપ છે, એમ આપણે સ્હમજીએ છીએ.

ડાર્વિનના સિદ્ધાંતને પૂરેપૂરો સ્હમજવા માટે તો, તેણે પોતે લખેલી ચોપડી 'ઓરિજિન ઓફ સ્પીશીઝ' વાંચવાની જરૂર છે પણ તે સિદ્ધાંતની ટુંકી રૂપરેખા માર્ચ માસના 'માઇ મેગેઝિન'માં પ્રગટ થયેલા 'નેચર ઇઝ એન્ ઓપ્ટિમિષ્ટ' નામના લેખ ઉપરથી ઠીક મળે છે.

પૃથ્વીને આપણે હાલ જે સ્વરૂપમાં, મનુષ્ય, પ્રાણી અને વનસ્પતિથી વસાવેલી જોઈએ છીએ તે સ્વરૂપમાં આવતા ત્હેને ઓછામાં ઓછા દશ કરોડ વર્ષો તો થયાંજ છે, એમ ભૂગોળ શાસ્ત્રીઓ કહે છે. રેલી ફરલાંગ તો પૃથ્વીના ઇતિહાસને એંસી કરોડ વર્ષના ત્હેના દાવાનું પણ કહે છે

કૃષ્ણપક્ષની કોઈ અંધારી રાત્રે દેવનાં તેજ સમી ઓપતી દૂધગંગાને તો ત્હમે જોઈ હશે. તે ગંગા, અગણિત પાસે પાસે આવેલા તારકસમૂહની બનેલી છે. તેવા તારકસમૂહને નિહારિકા અથવા નેબ્યુલા કહે છે. આપણી પૃથ્વી પણ જ્યારે સૂર્યમાંથી જૂદી પડી અંતરિક્ષમાં ઘૂમવા લાગી (જૂઓ 'ચેતન'માં પ્રગટ થયલો 'મંગળગ્રહ'નો લેખ) ત્યારે તેવાજ નેબ્યૂલાના રૂપમાં હતી, અને અતિશય ઉષ્ણ એવા હાઇડ્રોજન વિગેરે વાયુઓની બનેલી હતી. પછી તે વાયુઓના મિશ્રણથી ત્હેમાં હવા પાણી બન્યાં, અને તે સૂક્ષ્મમાંથી સ્થૂલ સ્વરૂપમાં આવવા લાગી. વધારે સ્થૂલ સ્વરૂપમાં આવતાં જમીન બંધાવા લાગી અને ખંડો તથા મહાસાગરોનું મંડાણ થયું. પૃથ્વી હવે જીવોના વસવાટ માટે યોગ્ય થઈ ચૂકી હતી.

આ પ્રમાણે કુદરતે જ્યારે પ્રાણીજીવનના સત્કાર માટે સઘળી તૈયારી પૂરી કરી ત્યારે દુનિયામાં પહેલીજ વાર જીવ ઉત્પન્ન થયા, અને કુદરતના ઇતિહાસમાં એક ભવ્ય પ્રકરણ શરૂ થયું. તે જીવોની પ્રથમ ઉત્પત્તિ પાણીમાં થઈ, એટલે કે તે વખતે જમીન ઉપર તો થોડી વનસ્પતિજ ઉગવી શરૂ થઇ હતી.

પાણીમાં ઉત્પન્ન થયલા કેટલાક જીવો સાહસિક હતા. પોતાના પાણીની બ્હાર બીજું કાંઈ છે કે નહિ તે જોવાનું તેમને મન થયું અને તેઓ પાણીની બ્હાર જમીન ઉપર આવવા લાગ્યા પહેલાં તો તેઓ પાણીના રહેઠાણને ટેવાઈ ગયલા હોવાથી જમીન ઉપર જીવી શક્યા નહિ, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ જમીન તેમને અનુકુળ થવા લાગી અને વનસ્પતિનો ખોરાક લઇ તેઓ જીવવા લાગ્યા. આ પ્રમાણે પ્રાણી જીવનના બે વિભાગ પડ્યા,—જલચર અને ભૂચર.

આજ દિવસ સુધી આ જીવોનાં શરીર હજી બંધાયાં ન્હોતાં. તેઓ ઘણેજ સૂક્ષ્મ ટપકાં જેવાં હતાં. જ્યારે તેમના બે વિભાગ પડ્યા ત્યારે તેઓને વધારે શક્તિ અને સ્ફુરતાની જરૂર જણાવા લાગી, અને તે સંગ્રહી રાખવા કાંઇક પ્રકારની વસ્તુનો પણ તેમને ખપ પડ્યો. કુદરત ત્હેમની માગણી સ્વીકારી અને તેઓને વધારે બળવાન અને ઉદ્યોગી બનાવવા માટે શરીરને તો મોકલ્યું, પણ સાથે સાથે મૃત્યુને પણ પાઠવ્યું. કારણ કે હજી સૂધી મૃત્યુ શું તે આ જીવોને ખબર ન્હોતી. મૃત્યુની કિમ્મત આપી તેમણે શરીર ખરીદ્યું. પણ ખરીદી યે કરવા જેવી હતી. કારણ કે હવે પ્રાણી જીવને જે વિકાસ કરવા માંડ્યો, તે જોતાં મૃત્યુ ઘણીજ નજીવી વસ્તુ લાગે છે. કાગળ ઉપર આ બધું લખતાં વાર નથી લાગતી, પણ કુદરતને તો આ સ્થિતિએ આવતાં લાખો વર્ષો થયાં હતાં.

કુદરતના ઇતિહાસમાં હવે એક યાદગાર દિવસ આવ્યો. તે દિવસથી પ્રાણીએ અને વનસ્પતિએ પોતપોતાનાં જૂદાં જૂદાં સામ્રાજ્યો સ્થાપ્યાં. આજ સુધી વનસ્પતી અને પ્રાણી એક સરખાંજ હતાં, તે બંને વચ્ચે ઓળખવું પણ મુશ્કેલ હતું. આજે જીવન વૃક્ષને બે શાખાઓ ફૂટી, એક પ્રાણી શાખા અને બીજી વનસ્પતિ શાખા. તે દિવસને યુગો વીતી ગયા.

પછી પ્રાણીજીવનના વિકાસમાં એક નવું પગલું ભરાયું. એક પ્રાણીને પડખેજ બીજું ન્હાનું પ્રાણી આપ મેળે ફૂટતું અને જૂદું પડી જતું. આ રીતે નવાં પ્રાણીનો જન્મ થતો. પણ આથી તો જન્મ આપનાર પ્રાણીને ઘણું દુઃખ થતું, અને ઘણી વાર તો તે મરી પણ જતું. હવે કુદરતે નવો માર્ગ ગ્રહણ કર્યો. જન્મ આપનાર પ્રાણીમાં તેણે બીજ મૂકવાને એક કોષ મૂક્યો. હવેથી પ્રાણીમાં બે જાત થવા લાગી,—નર અને માદા. બચ્ચાંનો જન્મ ઇંડામાંથી અને માદાના પેટથી એમ બે પ્રકારે થવા લાગ્યો.

કુદરતના આ પગલા સાથે પૃથ્વી ઉપર એક મહાન બનાવ બન્યો. તે દિવસથી નર અને માદાએ પોતપોતાના કામની વ્હેંચણી કરી નાંખી. માદાએ બચ્ચાંને સંભાળવાનું અને ઉછેરવાનું માથે લીધું નરે પૃથ્વી ઉપર ભમી જરૂર પડે તો બીજા પ્રાણીઓ જોડે લડી કુટુંબના પોષણાર્થે ખોરાક લાવવાનું પસંદ કર્યું. તે દિવસે પ્રેમ અને ઇર્ષ્યા બંને એક સાથેજ ઉત્પન્ન થયાં. નર અને માદા વચ્ચે પ્રેમ બંધાવા લાગ્યો અને તેઓ પોતાનાં બચ્ચાં પ્રત્યે વ્હાલ દેખાડવા લાગ્યાં. જુદાં જુદાં કુટુંબોમાં ખોરાકની તંગીને લીધે ઇર્ષ્યા ઉત્પન્ન થઇ અને તેથી એક જીવ બીજા જીવને મારવા લાગ્યો. પણ આ ઇર્ષ્યાયે જરૂરની હતી, કારણ કે હવેથી પ્રાણીઓના મ્હોટા વર્ગ પડવા લાગ્યા; અમુક વર્ગના પ્રાણી બળવાન થવા લાગ્યાં, બીજાં નબળાં થયાં, અમુક લોકતા થયા. બીજાંને નક્ષ્ય થવું પડ્યું.

# મનન અને વિવેચન.

*"Truth for God's sake, lest men believe a lie."*

## વિદ્યાર્થીઓ સમક્ષ નરસિંહરાવનું મંગલ-ભાષણ.

એલ્ફીન્સ્ટન કોલેજના ગુજરાતી મંડળની સ્થાપના સમયે રા. નરસિંહરાવ દીવેટીઆએ આપેલું મંગલ-ભાષણ એ માસ પર પ્રસિદ્ધ થએલા માઘ માસના "વસન્ત"માં છપાયું છે, વક્તાએ પોતે ભાષણને અંતે તેને "વિચ્છિન્ન વ્યાખ્યાન" કહ્યું છે, પરંતુ અમે ધારીએ છીએ કે તે વિશેષણમાં હકિકતનાં કથન કરતાં વિનય વિશેષ છે. ઉપરાંત: પ્રસ્તુત વ્યાખ્યાનમાં તેમણે જે મુદ્દાઓ ચર્ચ્યા છે, આપણા સાહિત્યજીવન વિશે જે વિચારો દર્શાવ્યા છે તથા, તેમના પોતાની દ્રષ્ટિબિંદુથી વાસ્તવિક અને આવશ્યક એવી જે થોડીક ટીકાઓ સમકાલીન ગુજરાતી સાહિત્યની તથા સાહિત્ય જીવનનાં કેટલાંક અંગો પરત્વે કરી છે–તે સર્વ ધ્યાનમાં લેતાં તેમના વ્યાખ્યાનને માત્ર પ્રાસંગિક ઘટના તરીકે ગણવું એ યોગ્ય લાગતું નથી. અને આ કારણથીજ, ભાષણ પ્રસિદ્ધ થયાને કેટલોક કાળ વીત્યા છતાં લ્હેજ સવિસ્તર નોંધ લેવાનું, અને જે જે મુદ્દાઓ ચર્ચાસ્પદ જણાયા છે તે વિશે વિવેચન કરવાનું કાર્ય અસ્થાને નહિ ગણાય એમ અમે માનીએ છીએ.

૧

પ્રસ્તુત મંગલ ભાષણ તરુણ વિદ્યાર્થીઓના મંડળ સમક્ષ અપાયું હતું, તે વાત સહુથી પહેલું ધ્યાન ખેંચે છે. તેવે પ્રસંગે વક્તાએ શું કહેવું જોઇએ અને શું નહિ કહેવું જોઇએ તે વિશેની લાંબી ટીપ આપવા અમે ઇચ્છતા નથી; પરંતુ એટલું તો વારંવાર લાગ્યા વિના રહેતું નથી કે નરસિંહરાવે જે જે વચનો માર્ગદર્શનના કે વ્યાવહારિક ઉપયોગિતાના હેતુથી ઉચ્ચાર્યાં છે તે સર્વમાંથી પ્રેરણા કે પ્રોત્સાહન કરતાં અતિસાવધાનતા, શુષ્ક ઉપદેશ અને નિરર્થક ભયવૃત્તિનો ધ્વનિ વધારે સબળ રૂપમાં સંભળાય છે. યુવાન હૃદયની અખૂટ શક્યતાઓનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને ત્હેને કેમ સિદ્ધ કરવી તે ઉત્તેજક શબ્દોમાં વર્ણવવાને બદલે તેમણે યુવાનોની મર્યાદાઓ અને અપૂર્ણતાઓ પર એટલો બધો ભાર વિના કારણ મૂક્યો છે કે, તેમણે શુદ્ધ નિષ્ઠાથી આપેલા તે બોધની અસર પણ ઉંડી કે વ્યાપક કે ચિરસ્થાયી થાય એ અસંભવિત લાગે છે. "લોકપ્રિય" ભાષણકારની માનીતી રીતિ ગ્રહણ કરીને તેમણે તરુણોને કૃત્રિમ ઉત્સાહથી ઉશ્કેરી મૂકવા એવી નકામી અને અવળી સલાહ આપવા અમે તત્પર થયા છીએ એવો અમારા કથનનો અર્થ નહિ થાય એમ આશા છે. તેવા કાર્ય માટે જે અમુક પ્રકારની યોગ્યતા અને સામગ્રી જોઇએ તે નરસિંહ-

જ્ઞાનમાં કુદરતેજ મૂકી નથી; અને મૂકી હોત તો પણ તે પ્રસ્તુત વિષયના સંબંધમાં અનુચિતજ લેખાત. છતાં, વ્યાખ્યાન કરતી વખતે તેમને પોતાની ઉચ્ચ પદ્ધતિનું જ્ઞાન આદિથી અંત સુધી કાંઈક વધારે પ્રમાણમાં અને અયોગ્યપણે હતું એ તો સહુ કોઈ તટસ્થ અને મતશોધક જનો જોઈ શકે તેમ છે. યુવકો પરત્વે તેમનો સમભાવ છેક નથી એમ પણ અમારું કહેવું નથી. યુવકોનો પ્રકટ અને ઉદ્દામ વૃત્તિઓનો તિરસ્કાર આ વ્યાખ્યાનમાં નથી તેટલે અંશે નરસિંહરાવ "સમભાવશીલ" છે એ હકીકત અમે એકદમ સ્વીકારી લઈએ છીએ. પણ યુવાનોનાં અંતર અને જીવન સાથે કલ્પનાની મદદથી એકરૂપ થવાની પ્રૌઢોમાં પરમ સ્પૃહણીય કલા જે વ્યાખ્યાનકારમાં ન માલમ પડે, તેઓ, પોતાની તે કુદરતી કે ખીલવેલી અશક્તિને લીધે બહુ પ્રાન્તના તરુણવર્ગના વન્દનીય સાહિત્યનાયક ન થઈ શકે; તે પ્રકારના પુરુષોને તરુણોના હૃદય મનને જકડીને જડ બનાવવાનો યત્ન કરવાનો લેશમાત્ર અધિકાર નથી. જે અતિ ઉત્સાહ વિષે નરસિંહરાવ આ ભાષણમાં અને બીજે વખતે પણ વારંવાર ઉલ્લેખ કરે છે તેના તેઓ પોતે જ ભોગ થયા છે—પોતાનું મંતવ્ય વધુ પડતા ભારથી રજુ કરવાના અતિ ઉત્સાહમાં તણાઈ ગયા છે—એ શોચનીય છે. વ્યાખ્યાનને અંતે 'સુરમાણુના' અને 'નમસ્માણુના' વિષે વાસ્તવિક અને વિદ્વત્તાભરી ટૂંક ચર્ચા કરીને તેમણે જે આદર્શ નજર સમીપ રાખવાની શીખામણ આપી છે તેને તેઓ આ પ્રસંગે અસ્ખલિતપણે અનુસરી શક્યા હોત તો આ રીતે ભારી ટીકાઓ કરવાનો વખત આવત નહિ. એક વિરોધાભાસી વાક્ય પ્રયોગ કરીને કહીએ તો નરસિંહરાવનો અતિ ઉત્સાહ હાનિ-રીતે અને બહુ શાન્તિપૂર્વક વ્યક્ત થયો છે. પણ તેજ કારણથી તે વધારે હાનિકારક છે.

ટીકાકારો સામાન્ય રીતે જે દોષમાં પડે છે તેમાંથી બનતે અંશે મુક્ત રહેવા માટે, માત્ર ઉપદેશક બનવાના વ્યાખ્યાનકારના મોહના એકાદ બે દૃષ્ટાન્ત આપીને આ વિભાગ સમાપ્ત કરીએ: (૧) વિદ્યાર્થીઓ આખી દુનિયાને અમંગલતાના જ રોગથી પીડાતી જોઈ રહ્યા હોય એવું માની લઈને નરસિંહરાવ શીખવે છે કે, આ તમારા મહાન ઉન્નતિ ભૂતકાળના બળોથી, આસપાસની વસ્તુસ્થિતિ અને પરિસ્થિતિથી અમંગલ છે એમ માનવાનો ભ્રમ કરશો નહિ. એતિહાસિક વિષય તરીકે ઇતિહાસનો પ્રમાદ કરનાર યુવાન એની-ગ્યાની-ભસ્મ નો આ દુષ્ટ ભ્રમના ભોગ નહિ જ થાય એ જાણીને ભાષણકારની ચિન્તા કાંઈક ઓછી થવા સંભવ છે. (૨) કલ્યાણકલ્પનેન્દ્રધામાર ઉપનસૂત્ર, સાહિત્યના અભ્યાસનું સૂત્ર, ગાંગો નો ભગો ક્રમ થશે... સાહિત્યના વ્યાપારમાં પણ કૃત્રિમતાને તજવી હોય તો ખરી કલાનુ નવર શૈલી લેવું મેસન. કરવું, જે ગંભીર જવાબદારીના જ્ઞાન સાથે, જે ચિન્તાગીન ભારભર્યાં માર્ગ માગે અને જે પ્રયત્નક અંગુલિઅભિનય સાથે, આ વાક્યો ઉચ્ચારાયા હશે તેની મહેજ કલ્પના થઈ શકે તેમ છે. ઉપલા વિભાગમાં ચર્ચેલા કારણોને લીધેજ ભાષણમાં ગદ્ય સર્વેનું "જાણે ચિત્ર દર્શન" પણ જીવન રસથી ભરી રહેવું હોય તેવું બંધાતું થયું નથી. રોજ છાપન ભાષામાં રસ્તુત-સંગ્રહો અને બાળ ઉપચારોનો વ્યાખ્યાનકારે ઘણી છૂટથી ઉપયોગ કર્યો છે એ તો દેખીતું છે. "કલાના ભાવ જાળીને ઉભા રહીયે," 'આ મૂર્તિ ખબરીને હવે બીજી મૂર્તિ જોઇશું,' "ભાનુ હવે -જરાક- ઝગમગાટ શો સંભળાય છે?"—આવા કૃત્રિમ અને રસહીન પદોથી પોતાના "ચિત્ર" રજુ કરનાર અભ્યાસદર્શ લખનારા સર્વ દેશના સામાન્ય પ્રકારનાં માસિકોમાં ભલે સ્થાન પામે પણ રસિક કવિ

બનવા જોગ છે, પરંતુ એ સ્થિતિને એટલી હદ સુધી શા માટે વશ થઇ જવું જેથી કરીને મનો-દર્શન (vision) પર પડળ ચડે, સત્ય દર્શન થાય નહિ અને સ્વદેશનું ગૌરવ ભાગવાનો ઉમળકો ચડી આવે ?

૪

કેટલાક સમજી શકાય એવાં કારણો ને લીધે જેઓ એમ માને-મનાવે છે કે નરસિંહરાવ અને તેમના સમકાલીન સાક્ષર બન્ધુઓમાં સ્વદેશપ્રેમ કે સ્વદેશસેવાની ભાવના છે જ નહિ અથવા બહુ નજીવા પ્રમાણમાં છે, તેમની સાથે અમે પૂર્ણાંશે સંમત થઇ શકતા નથી. તો પણ હરકોઇ નિષ્પક્ષપાત મનુષ્ય એટલું તો સત્વર જોઇ શકે તેમ છે કે જે પ્રબળ, ઉત્કટ અને અનિવાર્ય સ્વદેશાભિમાન છેલ્લાં પાંચ વર્ષમાં-અને વિશેષે કરીને છેલ્લા દશેક મહિના દરમીઆન-ભારતભરના પ્રજાજનમાં વિરલ અને અદ્ભુત રાષ્ટ્રીય ચેતન રેડી રહ્યું છે, તેની સાથે સરખાવતાં ગત યુગના કેટલા ભારતવાસીઓનું દેશાભિમાન ઝાંખું પડી જાય છે. સ્વાભાવિક સંજોગોએ તેમને આ સ્થિતિમાં મુકવાથી તેઓ જે ન્હાનમ અનુભવે છે તે તેઓ ઘણી મુશ્કેલીથી જ સહી શકે એ દેખીતું છે. તેવી સ્થિતિની મુશ્કેલીઓ દૂર કરવાને સ્વભાવના મહાનિયમને આધારે તેઓ યત્ન કરે છે, અને તેમ કરવાની જેટલી જેટલી તકો મળે તે સર્વે ઝડપે છે. આ વ્યાખ્યાનના ઉપાન્ત્ય પરિચ્છેદ (paragraph) માં "રાષ્ટ્રીય સંચલન"થી આપણા પર આવી પડનાર અનર્થો, વિનાશો, વિટંબનાઓ, પ્રસંગો, ક્લેશો ઇત્યાદિ ઇત્યાદિ વિશે જે કેવળ અહેતુક (gratuitous) અને અપ્રસ્તુત ઉલ્લેખ થયો છે તેમાં નરસિંહરાવની ઉપરોક્ત વૃત્તિ પ્રકટ થાય છે. કલા અને સાહિત્ય જેવા તત્ત્વતઃ નિર્વિકારી અને સાત્વિક વિષયોની ચર્ચા કરતી વખતે જે પુરુષો રાજકીય અને અન્યવિષયક રાજસિક સંચલનોથી નિપજનાર, બહુ અંશે કાલ્પનિક અને કંઇક અંશે વાસ્તવિક, અનર્થો અને વિનાશોના ભયને પોતાના મગજમાંથી દૂર કરી શકતા નથી. તેવા પુરુષોની "સંયમ" કે "સમતોલતા" કે "સુપ્રમાણતા" પરત્વે ઉપદેશો આપવાની યોગ્યતા વિશે શું કહેવું ? "નીતિપર કવિતા" અને કલાતત્ત્વના સંબંધ વિશેના તેમના મતદર્શન સાથે ભલે સર્વ સહૃદય ગુજરાતીઓ સંમત ન થાય, પરંતુ તે મતદર્શન સમજી શકાય તેવું છે. એથી ઉલટું, આગળ આવાં સંકુચિત અભિપ્રાયોને અનુસરીને સ્થાને કુમાકાની લાયસા જેટલી અયુક્તતાની, ગૌરવહીન અને નિર્બળતા પ્રદર્શક છે તેટલી જ અગ્રાહ્ય અને અસત્ય છે.

બીજા વિવાદભૂત પરિચ્છેદને લેતા સ્વાભાવિક સ્વરૂપમાં વિચારતાં વ્યાખ્યાનકારની એક શોચનીય ભ્રમણા દૂર કરવાની જરૂર છે. કૃત્રિમતા નહિ પણ કળાની સુયોગ્ય અને પ્રશંસનીય માગણી કરતાં તેમણે કલાતત્ત્વની નૈસર્ગિક હોય રસદ મીમાંસા કરી છે ને કળાનો એક સુન્દર સિદ્ધાંત રજુ કરતી વેળા છતાં કળાના અમુક અંગ વિશે અતિ આગ્રહ કરેલો હોવાથી સંકુચિત અને એકપક્ષી થઇ ગઇ છે. સુપ્રમાણતા, સમતોલતા અને સંયમ એ સર્વેની અતિશયતાને પરિણામે કલાકૃતિમાં જડતા, કૃત્રિમતા અને રૂઢિ પ્રભુતા આવી જવાનો ગંભીર ભય છે એ નરસિંહરાવ જેવા અનુભવી કલાસ્વામીઓથી તો અજાણ્યું ન જ હોય શકે. કવિતામાં પ્રેરણા, સહજ આવેગ, અને ઉત્સાહ હોવાં જોઇએ એ મતવ્યનો ઉલ્લેખ પ્રસંગોપાત તેમણે કર્યો હોત તો અમારી ઉપલી ટીકા માટે અવકાશ રહેત નહિ. પરંતુ તેમણે તો પોતાના શ્રોતાઓને

એમજ સમજાવવા માંડ્યું લાગે છે કે ઉત્સાહને સ્હેજ પણ વશ થશો તો વિનાશગર્તમાં ગબડી પડશો? આમ ન હોય તો તેમનો સમતોલના મારનો એકપક્ષી આગ્રહ બીજી કોઈ રીતે સમજી શકાય તેમ લાગતું નથી, કળા અને સાહિત્યમાં કુદરતી બક્ષીસ અનુસાર હંમેશાં વિવિધ નમુના (types) હોય છે અને સમજુ તથા દીર્ઘદર્શી કલા વિવેચકે તે સર્વ માટે પોતાના હૃદયમાં સ્થાન રાખવું ઘટે છે, પોતાને માટે જે અનુભવ સુલભ આપનાર નીવડ્યો તે સહજ ભેદને લક્ષમાં રાખ્યા વિના સહુ કોઈને ગળે વળગાડવા યત્ન કરવો એ હરેક રીતે અનર્થકારક અને વિનાશકારક છે. નરસિંહરાવની પ્રસ્તુત મીમાંસા સર્વાંશે સ્વીકારી લઈએ તો તો, "Poetry must surprise by a fine excess" એ કીટ્સની ઉક્તિ ખોટી પડવાનો વખત આવે. કીટ્સ ગુજરાતી સમજી શક્તો હોત તો ત્હેનો આત્મા નરસિંહરાવના વિદ્વત્તા ભર્યા વિવેચનથી કંપી જ ઉઠત એ વાત નિઃસંદેહ છે.

૫.

જે મંડળ સમક્ષ પોતે ભાષણ કર્યું હતું તેની ઉપયોગિતા દર્શાવતાં ભાષણકારે કહ્યું છે કે ગુજરાતી ભાષાની અને સાહિત્યની સમૃદ્ધિ વધારવા માટે વિદ્યાર્થી અવસ્થામાં જે "યોગ્યતાની સામગ્રી" સંપાદન કરવી ઇષ્ટ છે તે શુભ હેતુ પાર પાડવામાં તે મંડળ સાધનરૂપ થઈ શકશે. અહીંસુધી તેમનું કથન વિકાર રહિત છે અને તેમાં ઘણી અમૂલ્ય સૂચના રહેલી છે પણ તેમને એટલેથી જ સંતોષ થતો નથી. તે સૂચના પર એક ખાસ ટીકા દ્વારા પોતાના વ્યક્તિત્વની વિશિષ્ટ છાપ પાડવા પણ તેઓ ઉત્સુક છે. તે તીવ્ર ઉત્સુકતાને તેઓ આ રીતે વ્યક્ત કરે છે: "ખરી યોગ્યતા સંપાદન કર્યા વિના માસિકના તંત્રીના ઉચ્ચ આસન ઉપર ચઢી બેસવાથી અગર માસિકનાં પૃષ્ઠોમાં ધસારો કરવાથી આપણી આત્મશ્લાઘાની વૃત્તિની પુષ્ટિ સિવાય બીજું ફળ થવાનો સંભવ નથી." આ અપ્રિય વચનો પોતાના કર્તવ્યધર્મને વશ થઈને ચેતવણી તરીકે ઉચ્ચાર્યાં છે. એટલું ઉમેર્યાં પછી તેઓ આગળ કહે છે, "માસિકોનું તંત્રીપદ લેવું એ નાની સૂની વાત નથી; તેમ પ્રજાની સમક્ષ લેખકરૂપે સાહિત્યની રંગભૂમિ પર ઉભા રહેવું એ પણ રમતવાત નથી."

આત્મશ્લાઘાની અને સ્વાર્થપરાયણતાની વૃત્તિ એ ખરેખર બહુ દુષ્ટ વસ્તુઓ છે,—એટલી દુષ્ટ કે હજારો વર્ષો સુધી હજારો ધર્મોપદેશકોએ તેની વિરૂદ્ધ ક્રૂરતાથી દારૂણ યુદ્ધ કર્યા છતાં તે માનવ સ્વભાવમાં વધુને વધુ ઉંડી પેસતી જતી હોય એમ લાગે છે. આવી અતિ-શોચનીય પરિસ્થિતિ માટે ધર્મોપદેશકો જેટલા જવાબદાર છે તેટલા પેલા પાપીઓ નથી, અપરાધીને પરૂષ શબ્દોનાં કે કડુ ઉપહાસનાં બાણથી વીંધવા માંડીએ કે તુરતજ તેનો આત્મા સ્વકામો ઉઠે છે. યોગ્યતા સંપાદન કર્યા વિનાના માસિકના તંત્રીઓના સમાગમમાં આવવાનું દુર્ભાગ્ય અમને પ્રાપ્ત થયું નથી પણ નરસિંહરાવને કદાચ થયું હશે એમ લાગે છે. તેમને હીણવાને બદલે જો સુધારવાનોજ આશય હોય તો તે આશય પાર પાડવાને "કરજનું" કારણ આપીને પણ કડવા શબ્દોથી હેતુ સિદ્ધિ નહિ થાય. જે માણસ સમજુ હશે તે તો યોગ્યતા વિના તંત્રી થશેજ નહિ; અને અણસમજુઓ થતા હોય તો તેઓ પોતાની આત્મશ્લાઘાની સહજ વાસનાને વશ થઈને તથા, કંઈ નહિ તો કડવી ટીકા કરનાર સાક્ષરોની અવગણના કરવાને ખાતરજ, પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખવાના જ. તેવા અલ્પ સંખ્યા દુર્ભાગી જીવોની વિરૂદ્ધ ગૌરવશીલ સાહિત્યકારો આવી

ટીકા કરે તે નિરર્થક અને લક્ષ્યહીનજ નીવડે. બીજું એ પણ ધ્યાનમાં રાખવાનું કે નિઃસત્વ માસિકોનો સંસ્કારી પ્રજાની ઉંચી રસવૃત્તિ ઘાત કરી શકે. તેવી રસવૃત્તિ આજની ગુજરાતી પ્રજામાં હજુ પણ ખીલી ન હોય તો તેવી સ્થિતિ ઉપજવા દેવાની જવાબદારી તેવા સાહિત્યકારોને શિરે પડશે. જેઓએ લોકજન સાથેનો સંપર્ક બહુધા તજી દઇને પોતાના સ્વરચિત એકદંડીઆ મહેલોમાં રહેવાનું પસંદ કર્યું છે, અને તેવી રીતે, પ્રજાત્વ ભાવના વિકાસનો રોધ કરે તેવું પરદેશભક્ત સાહિત્ય છેલ્લાં પાંત્રીસેક વર્ષ દરમીઆન આ પ્રાન્તમાં વસાવ્યું છે. આ ઘટના તે સાહિત્યકારો કરતાં તેમની આસપાસના વાતાવરણને અને તે વખતનાં દેશકાળને વધુ અંશે આભારી છે એ હકીકત અમારા ધ્યાન બહાર નથી. પરંતુ હાલની સ્થિતિ માટે ફરીઆદ કરવાનો ઓછામાં ઓછો હક કોઇને પણ હોય તો નરસિંહરાવ અને તેમના સમકાલીન ગુર્જર વિદ્વાનોને છે કેમકે પાંત્રીસ પાંત્રીસ વર્ષ સુધી 'નવીન કવિતા'નો રસ આ પ્રાન્તમાં રેલાયા છતાં, અને વીસત્રીસ વર્ષ સુધી "વસન્ત" અને 'સમાલોચક" જેવાં માસિકો અહિં ચાલતાં હોવા છતાં, આ ઇસુના વર્ષ ૧૯૨૧માં પણ જ્યારે એક પ્રતિષ્ઠિત સાક્ષર ફરીઆદ કરે છે કે આપણે ત્યાં યોગ્યતાહીન તંત્રીઓ પાકે છે અને કાચી બુધ્ધિના લેખકો પણ બહુ પાકે છે,—ત્યારે આ બેમાંથી એક વાત સ્વતઃસિધ્ધ હોવી જોઇએઃ કાંતો, (૧) સાડાત્રણ દશકા સુધી પ્રાંતના સાહિત્ય નાયકોએ જે માર્ગે ગુજરાતી સાહિત્યને દોર્યું તે માર્ગ પ્રધાન અંશે અસ્વાભાવિક, અલ્પદૃષ્ટિથી પ્રેરાયલો અને ગભીર દોષોથી ભરેલો હોવો જોઇએ અથવા તો, (૨) ગુજરાતી પ્રજા એટલી રસવિમુખ, બુધ્ધિદારિદ્ર્યવાળી અને કૃતઘ્ન હોવી જોઇએ કે સાક્ષરોના અવિરત, અસાધારણ, ભગીરથ પ્રયત્નો છતાં કુશળ તંત્રીઓ કે સમર્થ અને પ્રભાવશાળી લેખકોને તે સારા પ્રમાણમાં ઉત્પન્ન કરી શકી નહિ. આ બેમાંથી કયા મતને સ્વીકારવો એ વાચકોની ન્યાયવૃત્તિ અને વિવેક બુદ્ધિ પર છોડીએ છીએ.



# પ્રાસંગિક નોંધ.

## આજનો સંસાર અશાન્ત શાથી?

### કવિ ન્હાનાલાલની મર્મગામી મીમાંસા.

[તા॰ ૧૨-૯-૨૧ ને દિવસે મુંબાઇ પ્રાર્થનાસમાજના આશ્રય નીચે ઉપાસના ચલાવતાં કવિ ન્હાનાલાલ દલપતરામે ધર્મ દૃષ્ટિએ સમકાલીન જગતનું અને તેની અગતિનાં-કારણોનું જે મર્મગ્રાહી અવલોકન કર્યું હતું તેનો સાર એક શ્રોતાજને પોતાના શબ્દોમાં આશરે નીચે પ્રમાણે લખી મોકલ્યો છે.]

અંગ્રેજ કવિ ટેનિસને પોતાના સમયના જગતની અધોગતિ જોઇને પોતાના એક કાવ્યમાં કહ્યું છે કે આ દુનિયા સર્વ શક્તિમાન પ્રભુએ નહિ પણ કોઇક "lesser gods-ઓછી શક્તિ વાળા ન્હાના ન્હાના દેવોએ રચી હોય તેવું લાગે છે. આજની દુનિયાં ને પણ એ જ વાર્ણન લાગુ પાડવાનું કેટલીક વાર મન થાય છે. આજે સર્વત્ર દુનિયાં ખંડેર જેવી દશામાં છે. ક્યારે નો યે મહાસંગ્રામ પૂરો થયો કહેવાય છે છતાં આજે ક્યાંય પણ શાંતિ કે સ્થિરતાનાં દર્શન થતા નથી તેનું કારણ શું? એક યુધ્ધ પૂરું ન થાય ત્યાં બીજું, અને એક દુકાળ માંડ પૂરી

થાય-ત્યાં બીજીના ભણકારા વાગે-આ સ્થિતિનો અર્થ શો ? ધરતીકંપ થયા પછી જે પ્રદેશ અસ્તવ્યસ્ત થયેલો જણાય તેવો આજના જગતનો દેખાવ શા કારણથી છે ? મહાયુદ્ધ આરંભીને જગતના રાજપુરુષોએ જાણે શેષનાગનું મસ્તક ડોલાવ્યું; પણ આજે હેને પાછું સ્થિર કરવાની શક્તિ તેમનામાં કેમ નથી જણાતી ? આપણા દેશમાં પણ સર્વત્ર અસંતોષ અને અશાંતિ શા કારણથી પ્રસરી રહ્યાં છે ?

આ સર્વ પ્રશ્નોનો ઉત્તર એટલો જ આપી શકાય કે ધર્મને હેના ઉચ્ચ સિંહાસન પરથી પદચ્યુત કરવાને લીધે આ દશા થઇ છે આજથી ચાર સૈકાપર યૂરોપના વરિષ્ઠ ધર્માધિકારી–પોપની સત્તા તોડીને "રેફર્મેશન" શરૂ થયો ત્યારથી. અને આપણા દેશમાં સેંકડો વર્ષ પર શંકરાચાર્યોની સત્તા ઉવેખીને આપણા "રેફર્મેશન"નો આરંભ થયો ત્યારથી, આજની સ્થિતિનાં બીજ નંખાયાં. તે વખતથી માનવીએ ધર્મના ખાલી સિંહાસન પર "પોલીટીક્સ–રાજનીતિ"ની સ્થાપના કરવા માંડી. મધ્યકાલીન ધર્મભાવના તૂટવા સાથે યૂરોપમાં એવો વખત આવી લાગ્યો કે આઠ દહાડે એકાદ વાર દેવળમાં પ્રાર્થના માટે જવાય કે ન જવાય, પણ પાર્લામેંટમાં તો હમ્મેશાં કલાકના કલાક વીતાવ્યા વિના નજ ચાલે ! આપણા દેશમાં પણ ત્રણે કાળની સંધ્યા અને પાંચ વારની નિમાઝ એ હવે બહુ વિરલ થયાં છે. જે "થીઓક્રસી ધર્મયુક્ત રાજ્યભાવનાં" હોલી રોમન એમ્પાયર સાથે સંકલિત હતી અને જેને સાચવી રાખવા ઇંગ્લંડમાં ઓલીવર ક્રામવેલે પોતાના પ્યુરીટન પંથ દ્વારા યત્ન કર્યો હતો તે આમ નષ્ટ થવા લાગી. મુસલમાનોની ખીલાફતમાં પણ તે જ થીઓક્રસીની ભાવના છે; પણ આમની ખીલાફત પણ છિન્ન ભિન્ન થતાં સાથે તેમના જીવનમાંથી એ ધર્મતત્ત્વ કમી થયું.

ત્યાર પછી, જગતના ઇતિહાસમાં મ્હોટા ફેરફાર કરનાર અને ધર્મભાવનાને વિશેષ શિથિલ કરનાર બનાવો ઓગણીસમી સદીમાં બન્યા. કુદરતનાં તત્ત્વો પર મનુષ્યને પ્રભુતા મળતી ગઇ તેમ તેમ વરાળ, વીજળી અને વાયુને લગતી શોધખોળો–આગગાડી, આગબોટ, વીજળીનાં તથા બીજાં યંત્રો, વિમાન, ઇત્યાદિ થઇ. તે શોધોને લીધે સુખસગવડનાં સાધનો અત્યંત વધી પડયાં; અને એડીસન જેવા મહા બુદ્ધિમાન પુરુષો પણ તે પ્રયાસમાં ઉમેરો કરવામાં આયુષ્ય ગાળી નાંખવા લાગ્યા. જગતની ઉંચામાં ઉંચી બુદ્ધિઓ તે સુખ પૂજાના કામમાં રોકાઇ રહેવાથી અનેક અનિષ્ટોને જન્મ મળ્યો "પ્લુટોક્રસી–ધનવાનોની સર્વોપરિ સત્તા" સ્થપાઇ અને પરિણામે વર્ગભેદ શરૂ થતાં સાથ સાથે સૈનિકવાદ અને સામ્રાજ્યવાદનો પણ વિકાસ થવા લાગ્યો અને જાતીય ઉંચ નીચતાની તથા ગોરી પ્રજાઓના સહજ પ્રભુત્વની (White man's Burden) ભાવના પ્રચારમાં આવી. આ વિવિધ પ્રકારની સ્થૂળ પૂજામાં પ્રજા પ્રજાનાં સર્વોત્કૃષ્ટ મનુષ્યો રચ્યાં પચ્યાં રહેવાથી સાચા પ્રજાહિતના માર્ગ શોધવાનું અશક્ય થઇ પડયું.

અર્વાચીન માનવીએ 'સુખ' શબ્દને હેના એરીસ્ટોટેલીઅન અર્થમાં વાપર્યો હોત તો આવી દુર્દશા ન જોવાત. પણ તેણે તો સુખની અંધપૂજા જ માંડી. આધુનિક સુખશોધક અર્થશાસ્ત્રના શિક્ષણે જીવનભાવનાને એટલી હદ સુધી પલટી નાંખી કે યમનિયમ, બ્રહ્મચર્ય, તપશ્ચર્યા, વૈરાગ્ય, પ્રાયશ્ચિત્ત, એ સર્વને હસી કહાડીને મનુષ્યો તુચ્છકારવા લાગ્યા. ધર્મની આવી પૂર્ણ અને ચોતરફી ઉપેક્ષાને લીધે આજે સ્થળેસ્થળ આત્માના મહેલો ને મન્દિરો નહિ પણ પડી ભાંગેલ ખંડેરો દૃષ્ટિગોચર થાય છે.

આ ઉપરાંત ગત સદીમાં વિજ્ઞાન અને ધર્મ વચ્ચે પણ જબરો ઝગડો ચાલ્યો. વિજ્ઞાનની શોધોમાં મન અતિશય પરોવાઈ રહેવાથી સહુ કોઈ ત્હેનાં સત્યોનેજ જીવનમાં પ્રધાન પદ આપવા લાગ્યાં. તે પવનથી વિરુદ્ધ ચાલનાર યુરોપમાં તે વખતે એકજ પુરુષ જેમ્સ માર્ટિનો (૧૮૦૫-૧૯૦૦) હતો. ત્હેણે પુકારી પુકારીને કહ્યું કે વિજ્ઞાનનાં સત્યો છેક નિરૂપયોગી તો નહિ પણ ધર્મસત્યો કરતાં ગૌણ તો છેજ. ધર્મ એ માત્ર એકજ વસ્તુ સિદ્ધ અને પરમ છે. આજે હવે સર ઓલીવર લોજ જેવા વિજ્ઞાન શાસ્ત્રી પણ માર્ટિનોના તે અભિપ્રાય સાથે સંમત થાય છે; પરંતુ યુરોપી પ્રજાનાં સામાન્ય માણસોનો ઘણો મ્હોટો સમુદાય તો હજુ પણ વિજ્ઞાનનેજ જીવનમાં શ્રેષ્ઠ પદવી આપે છે!

આ પ્રમાણે, ટેનિસનના "ન્હાનાં ન્હાના દેવો" એજ સૃષ્ટિ થઈ હોય તેવો ભાસ થાય છે. તે ન્હાના દેવો કોણ? મદાન્ધ અને મદાન્ધ બનેલા કૈઝર, ઝાર, ડાયર ઓડવાયર એ મહાશયો તે પ્રકારના દેવો છે. 'મહા મનુષ્ય-superman"ની ભાવના પ્રસારનાર નીટશે તેમનો ગુરુ થાય. તેમણે પોતાનુંજ ધાર્યું કરવાનો મનસુબો કરીને પોતાની સ્વાર્થી રીતો પ્રમાણે દુનીઆને ઘડવાનું મિથ્યા મથન કર્યું. હાલનું ધર્મવિહીન જીવન તેવાઓનેજ આભારી છે કેમકે તે પ્રભુ સંકેતના વિરોધીઓ છે. સંસારાકાશમાં ધુમકેતુઓ સમા તે આવે છે અને આપણા જીવનની સુઘટિત સૂર્યમાળાઓમાં તોફાન મચાવીને અદ્રશ્ય થાય છે. પ્રગતિ માત્રના તે દુશ્મનો છે અને સર્વ પ્રકારના વિપ્લવોનાં કારણ રૂપ બને છે.

પશ્ચિમના કેવળ જડવાદી ઉદ્યોગ જીવનથી ગેલી જઈને આપણે પણ જો આજથી સીતેરેક વર્ષથી તેમની એમને એમ નકલ કરવાનું શરૂ કર્યું ન હોત તો આપણે ત્યાં આજની ઉપાધિભરી હડતાળો અને અવ્યવસ્થાઓ આવત નહિ.

ઉપર આલેખેલ ઓગણીસમી સદીની ઘટનાઓને પરિણામે વિશ્વબન્ધુત્વની પુરાતન ભાવનાનો ક્ષય થવા લાગ્યો; તે એટલે સુધી કે, પ્રજાઓના મહા મંડળ (League of Nations) સમક્ષ જ્યારે જાપાને એવો ઠરાવ મૂક્યો કે રંગભેદ વિના સર્વ દેશોની પ્રજાને સમાન પદવી આપવાનું ક્ષણ્ય મહા મંડળે સ્વીકારવું જોઈએ, ત્યારે તે ઠરાવને યુરોપી પ્રજાઓએ ઉડાવી નાંખ્યો! અને બહાનું એવું આપવામાં આવ્યું કે તે ઠરાવની નકલેનુમા જે મહું સ્મતિ થઈ છે તે અપૂરતી છે સર્વાનુમતેજ તે પસાર થવો જોઈએ! આ વર્તન યુરોપ વાસીઓએ ગયા શતકમાં ખીલવેલાં સંકુચિત અને એક પક્ષી પ્રજાવાદ (nationalism)નું પરિણામ છે, તેઓ નથી સમજતા કે વ્યક્તિવાદની માફક પ્રજાવાદ પણ અમુક હદ સુધીજ સાચો અને ઉપયોગી છે; મર્યાદાની સીમા ઓળંગ્યા પછી એ બને હાનિકારક છે. સ્વતંત્રતાનો સર્વ શ્રેષ્ઠ સિદ્ધાંતજ એ છે કે વ્યક્તિએ તેમ પ્રજાએ બીજાને હાનિ કર્યા વિના આત્મવિકાસ સાધવો જોઈએ. જે પ્રજાઓ આ સમજે નહિ તે માનવ બંધુતાની, internationalismની મહાન અને ભવ્ય ભાવના શી રીતે કળવી શકે? તે ભાવના ગીતાજીમાં કહેલ અશ્વત્થ જેવી છે. સમસ્ત માનવ જાતિ એક મહા વૃક્ષ સમાન છે. ત્હેનાં ફુલ પાંદડાં જોડે લડે, પાંદડાં ડાળીની ઈર્ષ્યા કરે અને થડ જોડે અણબનાવ રાખે એ કેમ પાલવે? જ્યાં સર્વ અંગ ઉપાંગોમાં એકજ રસ વહી રહ્યો છે ત્યાં તેવો વિસંવાદ શી રીતે પ્રગતિ કે વિકાસ સાધી શકે? બંધુતાથી અભ્યુદય કાજે સર્વ અંગોનો સમન્વય આવશ્યક છે. તેવો સમન્વય થાય ત્યારેજ, આપણે હમણાં ભજનમાં ગાયું તેમ સર્વ ભૂત પ્રાણીઓ નિર્વેર થઈ શકે એમ સંભવે. ત્યાગ અને સનાતન ધર્મ નિષ્કામતેથી પ્રકાશ કરેલા સત્ય અને પ્રેમને પુન ત્યાં સ્થાપન કર્યા વગર, જગતનો ઉદ્ધાર અશક્ય છે જીવનનાં સકળ ક્ષેત્રોમાં આજકાલ રાજ્ય સત્તાને પ્રાધાન્ય મળે છે તેને

સ્થાને ધર્મસત્તાને મૂકવું જોઇએ; અને તે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે, પ્રાચીન કાળમાં જેમ ભારતના ધર્મોપદેશકો પૃથ્વીના દેશદેશમાં ધર્મ ભાવના પ્રસારવા અને સુદૃઢ કરવા નીકળી પડતા, તેમ આજે પણ આપણા સંતમહન્તોએ ખંડેખંડ આર્યાવર્તની પ્રસિદ્ધ પુણ્ય ભાવનાઓના પ્રચારનું કાર્ય ઉપાડી લેવું જોઇએ. ઉચ્ચ ભાવના પરત્વે અને આ કાળમાં અત્યંત સુલભ થએલ સુખ સામગ્રીઓ પરત્વે તેમણે શીખવવું ઘટે કે વૈભવના કેવળ માણનાર રાવણરાજ કરતાં, વૈભવની મધ્યમાં રહેવા છતાં નિર્લેપ ચિત્તવૃત્તિ રાખનાર જનકવિદેહી પરમ અનંતે ઘણું ઉંચું પદ ભોગવે છે. આજે આપણે જેમ બીજાઓએ તે ભાવ વિસારે નાંખ્યો છે. અને તેથીજ, આજે એવા પ્રભાવશાળી માર્ગદર્શકોની અગત્ય છે જેઓ યુરોપને, અમેરીકાને, ઓસ્ટ્રેલીઆને અને ભૂલા પડેલા આપણને પણ આ મહા સત્ય સમજાવશે કે મનુષ્ય જીવનમાં શુદ્ધ ધર્મ ભાવનાઓજ શ્રેષ્ઠ છે અને ત્યારેજ દુનિયાદારી રાજ્ય સત્તા એ સર્વ ગૌણ છે. તેવી રીતે ધર્મનો પુનઃ ઉદય થશે અને ક્ષણિક ઐહિક તરફ સુખ પૂજાની ઘેલછા નાશ પામશે ત્યારેજ આજનું ડામાડોળ થઈ રહેલું જગત. થાળે પડશે અને ઉત્તરોત્તર અધિક વિકાસ સાધીને ઇશ્વરના હેતુ પાર પાડવામાં સહાય રૂપ થઇ શકશે.

---



---

# જીવનપન્થે પ્રકાશ.

મૃત્યુ ના પૂરે કરે
જીવનું જીવન અહીં,
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય જહું તહીં.

—નરસિંહરાવ.

મ્હોટા વિચારો ઉત્પન્ન થઇને તેમને યોગ્ય સ્વરૂપ મળે એટલે પછી તે ગમે તેમ તેટલો વિપરીતાર્થ થાય, હરકતો આવે અથવા હારીને અમુક વખત સુધી ગુપ્ત પડી રહેવું પડે, તો પણ તેનો કદી પણ નાશ થતોજ નથી.

—સ્વામી રામતીર્થ.

જેઓ દુઃખ દે છે તેમણે ખમવાનું પણ છે, કારણ કે ગમે ત્યારે તેમનાં હૃદયો પોતાનાં કૃત્યો પારખશે. આપણો તો એજ બદલો છે.

—શેલી.

દરેક બાજુએ સંજોગો રૂપી લુટારૂના લશ્કરો ભરાઈ બેઠાં છે અને તેથીજ જીંદગી રૂપી અસ્વારને મારતે ઘોડે દોડવાનું છે.

—હાફિજ.

જગત એક પુલ છે. ઓ મુસાફર! તે વટાવીને ચાલ્યો જા, તેના ઉપર ચણતર બાંધીશ નહીં.

—ફતેહપુર સીક્રીના પુલનો શિલાલેખ.

સુલેહ-શાંતિ પ્રભુની બક્ષીસ નથી પરંતુ મનુષ્ય જાતિએ જાતથી પ્રાપ્ત કરેલી ચીજ છે.

—પોલ રિશાર.

મનુષ્ય હિંસા કરી શકે છે, ઉપાર્જન કરી શકે છે, સંગ્રહ કરે છે, અને શોધખોળ પણ કરી શકે છે પરંતુ તેની મહત્તા તેમાં સમાતી નથી. તે મહાન છે કારણ કે તેના આત્મામાં તે બધાનો સમાવેશ થઇ જાય છે. તેનો આત્મા ઢંકાઈ ગયો હોય તો તેનું મૃત્યુ જ છે.

—રવીન્દ્રનાથ ટાગોર.

બુદ્ધિબળ શાન્તિમાં પ્રાપ્ત થઇ શકે છે, પરન્તુ ચારિત્ર્યનું ઘડતર જીંદગીની ગડમથલમાંજ થાય છે.

—[illegible]

## લેખોનો અનુક્રમ.




આ માસિક સુરત ગરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "આનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દ ભાઈ નાયકે છાપ્યું; અને છોટુભાઈ લાલભાઈ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા, સંઘડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રગટ કર્યું.

વર્ષ ૨ જું.]  જુલાઈ ૧૯૨૧.  [અંક ૨ જો.

# ચેતન

## અંતિમ આશ:

:( માઢમાં ચાલશે ):

એક જ અંતિમ આશ,
જીવનની
એક જ અંતિમ આશ !

ગ્લાનિ ભર્યાં દર્દી નયનોને
ક્યાંય નહિ ઉલ્લાસ
'એકલ શાંત રહું અંધારે'
એક જ આત્મન નાદ: જીવનની.

કેમ અશાંત અધીર અરેરે !
જનમંડળ સામાન્ય
ડગલું એક જ દૂર જવાનું
સમય અનંત મહાન: જીવનની.

કોઈ ભલે ન પિછાને દિલને
મળે ન દર્દ ઇલાજ
એકલ રહેવું: કાંઈ ન કહેવું:
ઝીલવો આત્મ અવાજ: જીવનની.

નેને ભર્યું ચેતન ચળકે, ને,
દેખું દૂર ઉજાસ
આશ નહિ—નિરાશ નહિ—
મારો યશસૂનો આત્મવિશ્વાસ
એ એક સનાતન છાપ: જીવનની.

ગોંડલ:
૯—૭—૨૧.

ગૌરીશંકર ગોરધનરામ જોશી.

# જૂનાં પરિચિત મુખડાં.*

અનુવાદક—**મંનુ ત્રિવેદી.**

મુજ બાળપણના દિવસમાં,
આનંદી શાળાકાળમાં,
મારે રમતના ગોઠીઆ, વળી વર્ગમાં મિત્રો હતા;
એ સૌ ગયાં, નવ કો રહ્યું; જૂનાં પરિચિત મુખડાં.

મુજ જીવનમાં હતું હાસ્ય કૈં,
પીતો સુરા હું મોજથી,
મુજ હૃદયસાંધ્યા મિત્ર સૌ સાથે હું મોજ ઉડાવતો;
એ સૌ ગયાં, નવ કો રહ્યું, જૂનાં પરિચિત મુખડાં.

મેં એકને અંતર દીધું,—
સૌન્દર્યની મૂર્તિ હતી;
તેનાં વસાયાં દ્વાર સૌ, આંખી ન તેની લઇ શકું,
એ સૌ ગયાં, નવ કો રહ્યું, જૂનાં પરિચિત મુખડાં.

મારે ભલો એક મિત્ર છે,
રે! મિત્ર એવા ના મળે;
કૃતઘ્ની જન જ્યમ મિત્રને અણચિંતવ્યો છોડી દીધો,
ત્યાગી ગયો હું ચિંતવા જૂનાં પરિચિત મુખડાં.

હું ભૂતની માફક ભમ્યો,
મુજ બાળપણનાં સ્થાનમાં,
પૃથ્વી લાગી રણ સમી મારે રહી જે કાપવી.
કાપવી એ શોધતાં જૂનાં પરિચિત મુખડાં.

મુજ હૃદયના પ્રિય મિત્ર ઓ!
મુજ ભાઇથીય વધુ પ્રિય!
મારા પિતાના ગૃહ મહીં શાને ન તું જન્મ્યો સખા?
આવી રહી વાતો હવે કરવી પરિચિત મુખની.

થોડાં જાણ્યાં ગુજરી ગયાં,
ને કેટલાંક ત્યજી ગયાં,
થોડાં ઝુંટાવી કો ગયું; સઘળાં હવે ચાલ્યાં ગયાં;
એ સૌ ગયાં, નવ કો રહ્યું, જૂનાં પરિચિત મુખડાં.

---

* Charles Lamb ના 'The Old Familiar Faces' એ કાવ્યનો અનુવાદ.

# પ્રિયતમનાં પુનર્દર્શન.

પ્રીતિરસે ભરપુર, પ્રીતમને દીઠો મ્હેં દૂર !
દીઠો'તો પ્હોર તેથી મળવા પ્રીતમને
હતું તલપતું ઉર:
પ્રીતમને દીઠો ત્યાં દૂર ! ૧.

નયન હતાં મુજ થાક્યાં નિહાળી પન્થ,
મળવાને કન્થને આતુર:
પ્રીતમને— ૨.

એવે સુણ્યો શબ્દ સરોવરમાંયથી,
પરખ્યો પ્રીતમનો સૂર:
પ્રીતમને— ૩.

સલિલની લ્હેરપર, કમળને પાદડે,
બસી બન્સીનો મધુર.
પ્રીતમને— ૪.

જળને હિન્ડોલ હતું કમળ એ ડોલતું,
તેહેનાપર ડોલતો ચતુર:
પ્રીતમને— ૫.

અધર અગાડી હતી બન્સી એણે અનૂપ,
અજબ હતું પ્રેમનૂર:
પ્રીતમને— ૬.

વિરહનાણું ગીત એ હતો આલાપતો,
સુણી બની હું ઘેલીનૂર:
પ્રીતમને— ૭.

મ્હેણે ગાયું ગીત ગાયું મ્હેં સ્નેહથી,
પૂર્યો પ્રીતમ સૂરે સૂર.
પ્રીતમને— ૮.

પ્રેમતણો આમ થાતાં સાક્ષાત્કાર,
પ્રકટ્યા ત્યાં સ્નેહના અંકુર:
પ્રીતમને— ૯.

જાણું નહિ ક્યાર આવ્યો સમીપ પણ,
ચાંપ્યું મુજ ઉર સાથ ઉર
પ્રીતમને— ૧૦.

જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર.

## 'પ્રભાત.'

(બિહાસ.)

તિમિર ટળ્યાં શુભ વ્હાણલું વાયું,
અનેરી ઉષાએ વ્યોમ છવાયું—તિમિર.

'ચેતન'હીન પડે નિદ્રાના સુખ સમણામાં માણ્યું,
સ્વપ્ન સર્યાં ને સત્તનું ટાણું ઉજ્જવળ મંગળ આવ્યું—તિમિર.

*કૌશિક સાદ સમી ગયા સૌ ભારત આશથી નાહ્યું,
જડતા ગ્લાનિ દૂર થયાં ને જોમ રગેરગ જામ્યું—તિમિર.

ધર્મ ધરી કર કર્મને પંથે અરૂણે વિપદ ચલાવ્યું,
ધર્મે ઢીલ શું? ઉઠો વાદે નાહક માથું ભમાવ્યું—તિમિર.

રમણિક ર. મ્હેતા.

---

## રસ સાગર.

રસસાગર આ ઉલટ્યો શું સખે?
વધ્યું પૂર ન તોય ઝીલાય સખે!
રસ એ ઝીલવા મમ પાત્ર ધરી
કરૂં યત્ન ન તોય ઝીલાય સખે!
રસસાગર એ નીરખી નીરખી
ભૂલી ભાન કંઇ ઉર આશ ધરી;
રસ પાન કરી રસસાગરનું
રસમસ્ત બની ડૂબવાય ચહ્યું.
રસસાગર એ ઉછળી ઉલટી
મધુરો રસ દૈ ખૂબ આજ રહ્યો;
તદપી રસ એ ન ઝીલાય સખે!
ઝીલતાંય કદિ ન પીવાય સખે!
રસસાગરનું રસ પૂર કયહાં?
રસરાજ સમાં રસદાન કયહાં?
શુભ આશ અને અભિલાષ કયહાં?
રસવિહિન એ અહ! જીવન ક્યાં?

"નલિની"

---

* કૌશિક=ઘુવડ. કૌશિ–રાગનું નામ છે અને રાત્રિના બીજા પ્રહરમાં ગવાય છે. (૨) આશ=આશા. આશા રાગનું નામ છે અને સવારમાં ગવાય છે.

# અકબરનું સ્વપ્ન.

( અંગ્રેજ કવિવર ટેનિસનના કાવ્યનું અનુગાન—આગળ ચાલુ. )

(" Well spake they brother etc. ")

## ૪—પ્રભુકીર્તિનાં આત્મ ગુંજન.

" તારો ભાઈ ઈશને જો સ્તવે છેઃ
ત્યાં ફૈઝીની પ્રેમ—ભક્તિ વહે છે !
તારા ગાને, સર્જને જેમ ગાજેઃ
આત્મા ગુંજે, જ્યાં પ્રભુ કીર્તિ રાજે !

" પ્રભુ ! કીર્તિ ત્હારી ગહન જ વિવેકે ય હિસતી !
સુવિદ્યાઓ વ્હેતી તુજ સ્વરુપ પૂર્ણાંશજ પ્રતિઃ
હિસે અંધારે એ વિજન રણુરેતી લઇ જતીઃ
શકિયે ના બોલી પ્રણુયપદ કકકો તુજ કદી !

" આત્મગતિ પ્રભુ જાણેઃ નતે, ન પ્રભુ, માનવી !
પ્રતિ પન્થી કહેઃ—મારી સદ્દગતિ ! ન જ અન્યની.

" ગુલાબ શું કમલને " ફુલતું ન ! " કહેશે ?
" હું એક રાય ! " સરુને ત્યમ તાડ શું કહે ?
કેરી, કલિંગ ફલ, દ્રૈકી પદે, શું કહે કેઃ—
" હું એક હું પ્રભુ રચ્યું, ધનુ ભોગ અર્થ ? "

"પ્રભુનું એક ચૈતન્ય, સર્વ વિશ્વે, વહી રહ્યુંઃ
નાડિયે, નાડિયે, કેવું થડકે એક એ નર્યું ?

"પ્રત્યેક તારક કહે—હું જ એક સ્વર્ગ !"
શ્રીકે ન જાણ્યું મહ સંગીન શીદ ગર્જે ?
જો ! જ્યોત તો ઝળહળે સ્થળ સર્વમાં જે—
પૂજા પ્રભુની મનુની—રચી સાર્વમાં તેહ"

(આગળ ચાલુ)

* * *

—લલિત.

# યુવરાજની પધરામણી.

મા, આપણા દ્વાર આગળ થઇને યુવરાજ નીકળવાના છે;—આજ સ્હવારે હું મ્હારૂં કામ કેમ કરી શકું ?

મ્હારી વેણી મ્હારે કેમ ગૂંથવી. એ તો મ્હને બતાવ. મ્હને કહેને, મ્હારે કયાં વસ્ત્રાભૂષણ સજવાં ?

મા, આમ નવાઈ પામીને મ્હારી સ્હામે તે શું જોયા કરે છે ?

એ તો હું સારી પેઠે જાણું છું કે યુવરાજ મ્હારી બારી સ્હામે આંખીએ જોવાના યે નથી; હું જાણું છું કે આંખના એક પલકારામાં એ મ્હારી નજર આગળથી પસાર થઈ જશે; ફકત દૂર વાતાવરણમાં વિલીન થતો વેણુનો સૂર દૂર-સુદૂરથી ડચકાં ખાતો ખાતો મારી તરફ આવશે.

પણ યુવરાજ આપણા દ્વાર આગળથી પસાર થશેજ, અને હું તો એ ક્ષણ માટે મ્હારાં ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરીશજ.

મા, યુવરાજ આપણા દ્વાર આગળ થઇને નીકળી ગયા. પ્રભાતનાં સૂર્ય-કિરણ ત્હેના રથમાંથી ઝબકતાં મ્હારા તરફ આવતાં હતાં.

મ્હેં મ્હારા મુખપરથી ઘુંઘટ દૂર કર્યો; મ્હારી ડોકમાંની હીરાકંઠી એંચી કહાડીને મ્હેં ત્હેમના માર્ગમાં ફેંકી.

પણ મા, આમ સાનંદાશ્ચર્ય પામીને મ્હારી સ્હામે તે શું જોઇ રહી છે ?

એ તો હું સારી પેઠે જાણું છું કે તેણે મ્હારી હીરાકંઠી ઉચકી ન લીધી, હું જાણું છું કે એ તેના રથનાં પૈડાં તળે કચરાઈ ગઇ હતી અને ધૂળપર ફકત એનાં રક્તવર્ણાં ચિહ્નોજ પડયાં રહ્યાં છે; અને કોઇને યે ખબર નથી કે મ્હારી એ ભેટ શી હતી, અને કોને માટે હતી.

પણ યુવરાજ આપણા દ્વાર આગળથી પસાર તો થઇજ ગયા, અને મ્હેં પણ મ્હારા હૃદયપરનું રત્ન તેના માર્ગમાં ફેંકયુંજ. *

બચુભાઇ રાવત.

* રવિ બાબૂકૃત 'ગાર્ડનર'માંથી

---

## — વિરહ —

સખી માઘ વિશે મ્હારે મુખે, દુઃખે પડીઆરે હાથ;
રાગ્ય અહંકર નર ઉલટા અંગે શ્વાસ ન માય. ૧૪
જોબંન થયું બેચાકૂશું રાક્ષસી થઇ રાત
ભાત પડી મ્હારી જાતમાં ન લહે મ્હારો નાથ ૧૫
પાતળું અંગ પલંગમાં રોજ ભોગનો સાજ
આજ મ્હારે શા કામનો ન મલ્યા વ્રજરાજ ૧૬
મ્હારૂં જોબન ઉજલ થયું સુકાકુંભ ઉરજ
માધવ વિના કોણ મ્હાલશે મન્મથની ફોજ ૧૭

સુરત સુખ વિશાળા
સાંભળો વીજ બાલા
સુકુરતી કુસુમ માલા
વ્રેહની નીશ જાલા ૧૮
નીરખીતાં તન નીચે
અંસુડે અંબ સીંચે
વ્રેહની સખી હવે
બેહજાલી બોલાવે ૧૯

ફાગણ ફૂલ્યો ગોલરી લમી લુમણે દાસ
પાંદડે પંખી રમે ન ગમે હરિ વિનાખ ૨૦
મન ભરી જોવું રે આંખડી વાકડી થઇ કેશ
જાણું મન્મથ કેડી રે આંખડી વેણુ હીડે સુવેશ ૨૧
મધુકર બોલે રે કોકીલા લાગે શ્રવણ કઠોર
શારકર શુક સારિકા કાં નહીં નંદ કિશોર ? ૨૨
અબીલ ગુલાલ ઉડે ઘણું બાજે તાલ મરદંગ
વિઠ્ઠલ વિના વસંત ગો દાઝ ઉપજ્યો અંગ. ૨૩
રંગ કરીશ રે કેસર તણો ગાઉં રાગ મલ્હાર
કૃષ્ણ વિના કશું ઘણી રહી કરૂં રે વિચાર ૨૪

તન મન ધન ભાગે
હારનો ભાર લાગે
વ્રેહે વ્યાકુલ થાય
અંગ સુકાતું જાય ૨૫
નીપટની રહી શી ગો
આંસુડે અંગ ભીંજે
શશી સુખી છે પાગે
સનેહ વાસને માંહે ૨૬

# એ એહેશાનની યાદ.

લખનારઃ—અબ્બાસ અ. હજુરી.

યાદ મુદ્દતકે હુવા ગુલસાં, વોહ પયદા ગુલર.
શીરતો ક્યું હમ ન નીકાલે જરાઅરમાં દિલકા.

પુસ્તકોમાં અહોનિશ માથાં ખોંસી જાણે વિશ્વના ગુપ્ત ભેદો જાણવા મથતા યુવકો, નવવિકસિત કુસુમના પિયુષરસનું પાન કરનારા ભોગી ભ્રમરો, કોકિલ તથા બુલબુલના સુંદર સરોદોના ઉપાસકો, આવો, આવો, ભલે તમને એથી સ્વર્ગના જેવી મીઠી મોજ મળતી હો પણ જે મઝા મારા શુષ્ક હોઠોને મળી છે, મારી જરઠ થયલી જીંદગીને નવચેતન આપ્યું છે, તે આગળ એ સર્વ તુચ્છ છે. અહા, શી મીઠાસ જાણે હોઠો ચોંટી જાય છે. હા, તમે ક્યાંથી જાણો કે શો આનંદ મને પ્રાપ્ત થયો છે? શું નગે ક્ળારસિક છો? તમને શૃંગાર પ્રિય છે? નહિતો જાણશો તો તમે પણ રસભોગી થશો.

એ મઝાની તારીફ મીના બજારના શાહી મેળામાં વિલાસ પ્રિય શાહજાદા સલીમની પ્રેમદ્રષ્ટિમાં પારો કરી આવેલ યુવતીઓ ના, યાએ પ્યારી રૂપેરી ઠંડમાં આંખ મીચામણી રમી આવેલ રસિકોના, આગર લખનૌના રંગીલ નવાબ વાહુજેદઅલીશાહનાકેસર બાગવાળા જલસાઓમાં સામેલ રહેનારાઓના રૂહથી—આત્માથી પુછો.

તેજ, હુઝુર પંચમ જ્યોર્જની તાજપોશીનો ખુશ હંગામ હતો જ્યારે આખા હિંદ તેમજ દુન્યાના ચારે ખુણામાંથી સંખ્યાબંધ લોકો દિલ્લી, આગરા વગેરે પ્રખ્યાત સ્થળો નીહાળવા ઉતરી પડયા હતા. નગરોમાં ચારે તરફ લોકોના ટોળે ટોળાં, પુરાતન કારીગીરી અને ગોઠવાઇ જાહોજલાલીના સ્મરણરૂપ મહેલો, મસજીદો; અને મકબરાઓ વગેરે, અલૌકિક વસ્તુઓ જોવા નીકળી પડયા હતા. આવા મંગલિક પ્રસંગના અંગે હમારી આગરાકૉલેજ બંધ હતી.પણ મારા નેત્રો પરિક્ષાના પરિણામ પત્રક ઉપર ચોંટેલા હોવાથી, મન અસ્થીર હતું. મારા મિત્રોના આગ્રહથી હું પણ તેઓની સાથે આગરા શહેર ની દિવ્ય રચના જોવા નીકળ્યો. ફરતાં ફરતાં, તાજમહેલ આગળ આવી પહોંચ્યા. ચોમેરના ગુલાબ, બટમોગરા તથા મેંહદીના છોડવાઓ, મંદ સમિરની લલિત લહેરોમાં આનંદથી ઝુલતા હતા અને યમુના ઉપરનો વાયુ ફુલોનો મધુર સુવાસ પસરી લીધી મારાં અશાંત દિમાગને તાઝગી બક્ષવા લાગ્યો. બહાર ફુલોની છાબ લઇ માલીઓ બેઠા હતા. ફુલોના થોડાક ગજરા ખરીદી તાજબીબી અરજુમંદની આરામગાહે ચુંબવા-અંદર ગયા. મારા મિત્રો જલદીથી કબર ચુમી તાજનો બીજો ભાગ જોવા આગળ વધ્યા; હું ત્યાંની ખુબસુરતીથી આકર્ષાઇ, દિવાલો ઉપર લખેલી પાક કોરાનની આયતો, તથા જવેરાતથી મઢેલી વેલ બુટીઓ નિહાળવામાં નિમગ્ન હતો, એટલામાં દુરથી ગાડીના ખડખડાટનો અવાજ આવ્યો. થોડી વાર માં ત્રણ બુરખાવાળી સુંદરીઓ હાથમાં ફુલની છાબ લઇ અંદર દાખલ થઇ બુરખા ખોલી નાંખ્યા.

અહાહા, આ તેજ ઘડી હતી જેણે મારા સ્વભાવમાં અજબ પરિવર્તન કર્યું છે. જેની યાદ આજ ઘડી તક વીસરી શક્યો નથી તેઓપર દ્રષ્ટિ ફેંકતા એક ઉપર મારી ચક્ષુઓ સ્થિર રહી ગઈ, જાણે અસવાબ ન ચાહતી હોય. મારા તનબદનમાં રોમાંચ ખડા થયા. કુદરતી મારૂં દિલ એના તરફ ખેંચાયું. ઘણું ચાહ્યું કે નજર ફેરવી લઉં પણ નાફરમાન દિલ ન માન્યું. આખરે તે યુવતીઓએ શરમથી મુખ ફેરવી લીધાં અને પોતાનું કાર્ય કરી બાહેર ચાલી ગઈ. મારી આગળથી ગાયબ થઈ—અદ્રશ્ય થઇ. મારૂં અંદર જોરથી ધબકારા મારતું હતું અને ચરણો પુનઃ તે પરી સુરતને જોવા ઉત્સુક બની. અહા, જાણે આજને ફુલોનો

# સંસાર મંદિરનું પુનર્વિધાન.

(ગતાંકના પૃષ્ઠ ૨૧ થી સંપૂર્ણ.)

પરંતુ આપણે તો જગતની પુનર્ઘટના શક્ય છે એટલું સ્વીકારી લીધું છે તેથી સાર્વજનિક મહા સંહારનો વિચાર અસ્થાને છે. તેની પુનર્ઘટના આપણે પ્રતિહાસમાં પહેલીજ વાર કરતા નથી. રાજકીય દૃષ્ટિએ તે દિશામાં થએલું કાર્ય દૂર મૂકીએ તો પણ, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થઇ ત્યારે ત્યારે અધર્મના અભ્યુત્થાન માટે બુદ્ધ, શંકર, ક્રાઇસ્ટ, મહમ્મદ, જરથુસ્ત્ર ઇત્યાદિ અવતારી પુરુષરત્નોએ પોતાની અદ્‌ભુત અને વિરલ વિભૂતિઓના બળે યુગેયુગે સંસાર મંદિરને ફરીથી ઘડવાના મહા પ્રયાસો કરેલા જણાયા છે. પરિસ્થિતિમાં તાત્કાલિક અને સર્વગ્રાહી પરિવર્તન કરવા માટે તેવા જ કોઈક અવતારી મહાત્મા પધારનાર છે એવી ઘણાંક મનુષ્યો અને મંડળોની માન્યતા છે. આ વિષયમાં ભૂતકાળનો અનુભવ વિચારતાં એટલું તો એકદમ સ્વીકારવું પડશે કે અવતારધારી મહા પુરુષોએ પોતાના સમયની દુનિયાંને તો પલટી નાંખી હતી અને પોતપોતાના સમાજ પર અમુક સમય સુધી તો તેમનો પ્રભાવ સબળતાથી જામ્યો હતો. પણ એજ અનુભવ બીજું એક કડવું સત્ય પણ શીખવે છે—જગદ્‌ગુરુઓની શક્તિ સમય જતાં પરિમિત અને પ્રમાણમાં અલ્પજીવી માલમ પડી છે. જનતાના અતિ મ્હોટા ભાગે તેમના ઉપદેશની આદ્ય ભાવનાઓને વિસારે નાંખીને, પોતપોતાના સંકુચિત સંપ્રદાયોના કર્મ કાંડમાં અને ધર્મ વિધિઓમાંજ પ્રભુને શોધવાનાં ફોકટ ફાંફાં માર્યાં છે. નવીન જગદ્‌ગુરુના સંબંધમાં પણ તેવુંજ નહિ બને તેની શી ખાતરી? આ પ્રશ્નના ગર્ભમાં એક બીજો પ્રશ્ન રહેલો છે: મનુષ્ય-પ્રાણી સ્વભાવથી સંપૂર્ણનીય (perfectible) છે કે નહિ? મહાગુરુઓએ ઉચ્ચારેલા સનાતન સત્યોને મનુષ્ય જાતિનો મ્હોટો સમૂહ તપોબળથી—સંસાર વનમાં કરેલાં તપનાં તપોબળથી—પૂરેપૂરાં પ્રીછી લે—અને જીવનમાં તેનો સદૈવ સાક્ષાત્કાર કરી શકે તો સંસાર દિવસે દિવસે વધારે પૂર્ણતા શા માટે પ્રાપ્ત કરી ન શકે નહિ એ સમજાતું નથી. પરંતુ તેમ ન બને તો તો અનાદિ કાળથી ચાલતું આવેલું સંસારચક્ર એમ ને એમ નિરંતર ફર્યા કરે અને માનવી માટે આ લોકમાં તો કશી આશા રહે જ નહિ. આજે જેઓ પુનર્વિધાન માટે પ્રયાસ કરી રહ્યા છે તેઓ તો એમ માને છે કે ભાવિષ્યમાં માનવ પ્રગતિ અસ્ખલિત વહે તેવી રીતે જગતની રચના થવી જોઇએ. આપણું કર્યું કારવ્યું સો પચાસ વર્ષ પછી ધૂળ મળવાનું હોય તો પછી કયા લક્ષ્યની સિદ્ધિ માટે આટલો બધો શ્રમ લેવો? તે લક્ષ્ય જગતની માત્ર સ્થૂલ પ્રગતિને અનુલક્ષીને નિર્દિષ્ટ થયું નથી. મનુષ્ય તરીકે જન્મ ધર્યા પછી આત્માએ જેટલો વિકાસ આ લોકમાં જ સાધવાનો છે. તે વિકાસના પંથમાં ઇશ્વરે પોતે જે સ્વાભાવિક મર્યાદાઓ સકારણ મૂકી છે તે વિનાનાં એકે એક મનુષ્યકૃત અને ભયજનિત બંધનોને તોડી નાંખીને સંસારજીવનને કુદરતી અને રસમય બનાવવું એ નવસંસારના ભાવનાશીલ વિધાયકોનું ઉન્નત લક્ષ્ય છે. જેઓએ એમ માની મૂક્યું છે કે પોતે જે જાતના વાતાવરણમાં અને જે દુનિયામાં ઉછર્યા અને જીવ્યા તેજ સૌથી સરસ તરીકે સ્વીકારવાં જોઇએ, તેઓ આ ભાવના સિદ્ધ કરવાના માર્ગમાં અજાણીને કે અજાણતાં પત્થરરૂપ થાય છે. તેવા મનુષ્યોમાં બીજાઓની સાથે જગતભરના વૃદ્ધ વર્ગોનો સમાવેશ થાય છે. "અનુભવી વડીલ" તરીકેનું

પોતાનું "કર્તવ્ય" બજાવતી વેળા તેઓ ઘણી વાર સમસ્ત માનવ જાતિના મહા વડીલને ભૂલી જતા જણાયા છે. તેઓમાંના કોઇકોઇ સાચી નિષ્ઠાથી અને શુદ્ધ હેતુથી આવું વર્તન ચલાવતા હશે એ હું સમજી શકું છું; અને તેથી જ અહિં સ્પષ્ટ કરી દેવા માગું છું કે આ ટીકાઓ વૃદ્ધત્વની સંસ્થા સામે થાય છે. અપવાદ રૂપ અને નિર્દોષ વૃદ્ધ વયની વ્યક્તિઓ સામે નહિ. વૃદ્ધત્વની સંસ્થા એવી ચીજ છે કે તેમાં ક્વચિત્ તેમ કોઇક વાર સોળ વર્ષના માણસનો પણ સમાવેશ થઇ શકે. વૃદ્ધત્વ કે યૌવન હૃદયનો વિષય છે, શરીરનો નહિ, એ કથનની સાબીતી તરીકે રવીન્દ્રનાથ જેવા નિત્ય યુવાનનું દૃષ્ટાંત આપી શકાય.

આ વૃદ્ધત્વની સંસ્થાએ જગતના જન્મકાળથી જેટલો કેર વર્તાવ્યો છે અને જે જે ઉચ્છૃંખલ અત્યાચારો માનવીના પરમ પવિત્ર ગૌરવ પર કર્યા છે તેની પાપકથા વર્ણવી જાય તેમ નથી. આજના જગતની અસ્તવ્યસ્ત, નિરાશાજનક અને નરક સમાન સ્થિતિ કરવાની જવાબદારીમાંથી તે વર્ગ, અને જે પૂર્વજોની કાલાતીત જીવન રીતિ તે વર્ગે અંધપણે પોષ્યા કરી તે પૂર્વજો મુક્ત થઇ શકે તેમ નથી. તે જીર્ણ અને પ્રત્યુ-હાનિકારક જીવનરીતિ તેમને પોતાને પોતાના સમય માટે ભલે સર્વોત્કૃષ્ટ અને સર્વાંગસુંદર લાગી; પરંતુ યુવાનોના ઉત્કર્ષાભિલાષી આત્મા પર પણ તેની તેજ જીવન ભાવના અને જીવન વ્યવસ્થા તેવા જ રૂપમાં બળાત્કારે અને મારીઠોકીને લગાડવામાં આવે છે ત્યારે તો તે આચરણ આચરનારાઓને પ્રભુદ્રોહી કહેવા એ એક સાવ સાદા સત્યનું જ કથન છે કારણ કે પ્રભુ પ્રગતિના પ્રેમી છે, આ વર્ગનો દ્વેષી છે. જ્યારે હોય ત્યારે યુવાનોની સાહસવૃત્તિને રોકવાનો યત્ન કરવો, જે પ્રશ્નો સાથે તેમનો જીવન પર્યંતનો સબંધ છે. તેની ચર્ચામાં તેમના મરજી સરખી યે ન પૂછવી તેવી મરજી દાબવવાનો સ્હેજે પ્રયાસ થાય તો ભગવાન વરતાવીને યુવાનોને દબાવી દેવા ને હલકા પાડવા, તેમના ભેજામાં જાણે ભૂસું ભર્યું હોય અને પોતાના ભેજામાં ડહાપણનાં આદિ પકવાનો જ ભર્યાં હોય તેવી રીતે તેમના વિચારોને સાંભળવા પણ નહિ અને ગમે તે રીતે, ગમે તે ભોગે, પોતાનો કક્કો ખરો કરીને જ રહેવું, તથા એવી બીજી અનેકાનેક અસભ્ય રીતો વડે તરુણોનાં દેવદીધા માનવગૌરવને એક ઘડીમાં કોડીની કિમ્મતનાં કરી નાખવા—આ સઘળી અધમ પ્રવૃત્તિઓના આદરનાર અને ઉત્તેજનાર માણસો પ્રભુદ્રોહ નથી કરતા તો બીજું શું કરે છે? તેઓ ઇશ્વરની દૃષ્ટિમાં નિર્દોષ છે એમ કયો વિચારશીલ માણસ કહી શકશે? શરીરની ઉંચાઇને જ લીધે 'મોટેરા' ગણનાર આવા માણસોને માટે યુવાનોનાં પુણ્યપ્રકોપ, પ્રેરણા-પિપાસુ હૃદયોને માનવૃત્તિ પણ ક્યાંથી રહે? અને જેટલી રહે તેટલી પણ ઉપલક જ હોય, અંતરનાં ઉંડાણમાંથી ઉગેલી ન હોય. ગૃહજીવનના અને સમાજ જીવનના જુદા જુદા ત્રાસદાયક જુલમોને લીધે સળગેલો અસંતોષનો અગ્નિ અત્યારે યુવાન હૃદયોમાં ધુંધવાઇ રહ્યો છે; જ્વાળામુખીની મદદ કાઢીને એ વિનાશ કે વિપ્લવનો કારણભૂત થાય ત્યાર પહેલા તેને ઠારીને શાન્ત કરવા જેટલું મુત્સદીપણું આ તેમ જ ઇતર દેશોના સમાજ સૂત્રધારોમાં રહ્યું હશે તો જ નવા યુગનાં પુણ્ય પ્રભાતનો ઉદય પણ સર્વ સત્કારવા તૈયાર થયો ગણાશે. તે યુગના પુરા સ્હાય લેવા માટે યુવાનો કરતાં વૃદ્ધોમાં વધારે સુધરવાપણું છે એમ લાગ્યા વિના રહેતું નથી. વડીલો સારા હોત તો બાળકોના કે યુવાનોના નરસાપણા માટે ફરિયાદ કરવાનું કારણ જ રહેત નહિ. આ વચનો અરુચિકર છે પણ હકીકતો પ્રત્યેક પળે તેની પ્રતીતિ કરાવી રહી છે.

વડીલપણાનો જે આદર્શ પ્રાચીન આર્ય ગ્રંથોએ આલેખ્યો છે હેની ખોટી છાયા સુદ્ધાંત આજના ઘણાખરા વડીલોમાં શોધી યે જડતી નથી. જે યશોજ્જ્વલ યુગમાં તે મહામંત્રો લખાયા કે ' मातृदेवो भव, पितृदेवो भव, आचार्य देवो भव ' તે યુગમાં તો માતાપિતા અને ગુરૂઓના દૈવત જેવાં ને તેવાં શુદ્ધ હતાં. તેમને નિરખતાં જ નમવાનું મન થતું. તેમની સેવા આનન્દ મિશ્રિત કર્તવ્ય તરીકે થતી, માથે પડેલી વેઠ તરીકે થાય છે હેનું કારણ એટલું જ કે તે ગુરુજનોનાં ગુરુત્વ આજે નષ્ટ થયાં છે. ધર્મ કર્મના અતિ આડંબર છતાં તેઓમાંનો મ્હોટો ભાગ વર્તનની અને મનુષ્ય ધર્મની દૃષ્ટિએ નાસ્તિક જ છે. વરવિક્રય કરનાર કન્યાવિક્રય કરનાર. કવખતનાં લગ્નો કરીને તેને વાજબી ઠરાવવા મથનાર માનસિક અને શારીરિક ક્લેશોઓ જાણીબુઝીને થવા દેનાર, વિધવાઓને બહુ બહુ રીતે રંજાડનાર પોતાની મદાંધતાને પોષવા ખાતર જ પુત્ર પુત્રીઓનાં જીવનમાં નકામી દખલગીરી કરનાર, અને પોતાનાં કૃત્યોથીજ પોતાની વડીલ હોવાની નાલાયકી સાબીત કર્યા છતાં લાયક મહાજનો તરીકે યોગ્યાયોગ્ય શીખામણોની અતિવૃષ્ટિ કરનારઃ આ સર્વે પ્રકારનાં માબાપો અને ગુરુજનો નિર્લજ્જપણે ઇશ્વરની એકેએક આજ્ઞાને ઠોકર મારે છે. જો પૂજ્યતા પામવાનો તેમને રહેજે અધિકાર હોય, તો તે અકસ્માતથી વહેલા જન્મવા પૂરતો જ છે. અને વહેલા જન્મવામાં પાપ નથી; પરંતુ વહેલા જન્મીને જન્મનું સર્વાંગી સાર્થક કર્યા વગર જ દૈવતને ધારણ કરી લેવાં, અને મનુષ્ય તરીકે પોતે પણ ભૂલને પાત્ર છે એ વિસરી જવું, તેમાં ઘોર પાપ છે. આ પ્રકારના ગુરુજનો શું એટલું યે ધ્યાનમાં નહિ રાખે કે પોતાની આવી બહુરૂપી અપૂર્ણતા છતાં અને યોગ્યતાની ઉણપ છતાં પણ જો યુવાનો પાસેથી પોતે પૂજ્યવૃત્તિની આશા રાખે, અને તે આશા મનેકમને પૂરવામાં આવે તો તેવી કૃત્રિમ પૂજ્યવૃત્તિના સ્વીકારથી તેમનાં પોતાનાં જ ગૌરવ અને ટેકની ક્ષતિ થાય છે? અને યુવાનો પાસેથી પરાણે પૂજ્યતા કઢાવવી હેના કરતાં પોતાનાં જ ઉચ્ચ, આદર્શરૂપ અને સમભાવશીલ જીવનથી તેમની સહજ પૂજ્યતા આકર્ષવી તે સોગણું સારું નથી શું ? બળાત્કારે તો ઇશ્વર પણ સ્વપૂજા નથી કરાવતો ત્યારે ઇશ્વરભૂલેલાઓને શો અધિકાર કે સ્વકર્મોથી જ અપૂજનીય થયા છતાં પૂજા પામવાની અશક્ય આશાઓ અન્તરમાં ઉછેરે ?

આ મહત્ત્વનો વિષય આટલા વિસ્તારથી અને અનિવાર્ય સ્પષ્ટ વક્તવ્યથી વિચારવાનાં કારણો દેખીતાં છે. આજે જગતનો સંક્રાન્તિકાળ ચાલતો હોવાથી આ પ્રશ્ને સ્વાભાવિક રીતે સર્વત્ર ગંભીર અને તીવ્રરૂપ લીધું છે. પુનર્ઘટનાની વિચારણા કરનારને તેવા પ્રશ્નો દીર્ઘ ચર્ચા કર્યા વિના શી રીતે પાલવે ? સત્યને પોતે જે સ્વરૂપમાં જોયું હોય તે સ્વરૂપમાં તે બીજાને દર્શાવવા યત્ન કરવો એટલું જ હેનું કર્તવ્ય હોઇ શકે. તે કર્તવ્ય બજાવતાં માત્ર " સંપ " અને " સહકાર " ના લુખ્ખા ઉપદેશોથી લાભ થવા સંભવ નથી. વળી, આવી ચર્ચામાં જે આકરાપણું અને કેટલીક કડવાશ પ્રવેશે છે તે અમુક દૃષ્ટિએ ગમે તેટલાં શોચનીય છતાં નિષ્પ્રયોજન તો નથી જ. જેઓ સ્વાર્થ પોષવા કે શોખને ખાતર સખત ભાષા વાપરે છે તેમને માટે તો કશો બચાવ જ નથી. પરંતુ, પોતાની જવાબદારીના પૂરતા ભાન પછી, અને આવા અગત્યના પ્રશ્નને નિષ્કામવૃત્તિથી અવલોકવાનો સબળ પ્રયાસ કર્યા પછી પણ; જેઓ પોતાના સળગી રહેલા આત્માને વ્યક્ત કરવાને આકરા લાગતા શબ્દો વાપરે છે, તેઓનો કાંઇક જુદોજ આદર્શના

વ્યવહાર પૂજકોની આ આક્ષેપાવલિના ઉત્તરમાં એટલીજ વ્યવહાર સિદ્ધ વાસ્તવિક બનેલી હકીકત ટાંકવાની છે કે, માનવીના સ્વભાવને "મદારી"ના નહિ પણ હેની અણુખીલી કળાઓને ખીલવવાના આવા યત્નો આજ પહેલાં ઇતિહાસમાં અનેક વાર થયા છે અને ઓછેવત્તે અંશે સફળ પણ થયા છે, તે તે પ્રયોગોની નિષ્ફળતાનાં કારણોને ધ્યાનમાં રાખીને આજે અધિક વિજય પ્રાપ્ત કરવાનો છે, તેમ થતાં જે અપૂર્વ, સાચો સંસ્કારી નવમાનવી અવની પર અવતરશે હેનાં તાત્ત્વિક લક્ષણોનું કિંચિત દર્શન આ પ્રમાણે થઈ શકે:–

તે નરોત્તમ જીવનના સહુ યે પ્રસંગોમાં–કુટુંબ વહેવાર, સાંસારિક સંબન્ધ, કામધંધો, રાજકાર્ય સર્વમાં સામાન્ય રીતે જગતંત્ર ચલાવવામાં–કેવળ દુનિયાંદારીનું એક તરફી દ્રષ્ટિબિન્દુ ધારી તે શ્વાનખોરી (cynicism) નહિ આદરે, પણ ભાવના પ્રધાન વ્યવહાર દ્દષ્ટિથી વર્તશે. આજ સુધીના ઘણાખરા ભાવના ભક્તોએ સૌથી ગંભીર ભૂલ એ કરી કે પૃથ્વીવાસીઓને અણુવટતી રીતે તુચ્છગણીને વ્યોમમાં જ વિહર્યાં કર્યું. આ વલણના પ્રત્યાઘાતરૂપે ઉપર ઉલ્લેખેલી તે શ્વાનવૃત્તિ જન્મ પામી કેમકે મનુષ્યો ભાવના દર્શીના દેખીતા પરાજયથી પોતાની જડચિત્તતાને વધુ કેળવતાં શીખ્યા. પણ ખરું જીવન જીવવા માટે ઉચ્ચ લક્ષ્ય, મનોરથ તેની સાથે નિર્મળ, ન્યાયમય વ્યવહારપટુતાનો સમન્વય આવશ્યક છે. આ સ્થિતિમાંથી પરિણમતું સમતોલન એ નવમાનવીનું મહત્ત્વનું લક્ષણ છે. તે લક્ષણ વિશેષ વિકાસ પામીને સ્થિર થતું જશે તેમ તેમ મનુષ્યોની અન્તર્દ્દષ્ટિ ( vision ) ઉઘડશે, અને એ રીતે પ્રમાણબુદ્ધિ કેળવાતાં આજનાં અગણિત નિરર્થક ઝઘડા શમશે; નિર્માલ્ય અને ધૂળ જેવી વસ્તુઓ પાછળ ઘેલા બનવાની ટેવ પણ કમી થઇ શકશે.

નવયુગમાં સંસ્થાઓને તેમનું યોગ્ય સ્થાન આપીને સાધનરૂપે જ ગણાશે. માનવ પ્રગતિનો સઘળો આધાર તેમની પર જ રાખવાની મૂર્ખાઈ કોઇ નહિ કરે. તેમનાં અંધ પૂજા કે અતિકાસ્તર નહિ થાય. જડતા ત્યાં મૂળ ઘાલીને મનુષ્યોનું ચેતન હરી લે ત્યારે પહેલાં સંસ્થાઓની યોગ્ય, સ્વાભાવિક મર્યાદા સમજનારા સ્ત્રી પુરૂષો તેમાં ચૈતન્ય પ્રભાવ ચાલુ રાખવાના અને જમાવવાના સફળ પ્રયત્ન કરશે.

વૃદ્ધ યુવાનનો સંબંધ જે આજે ગઢપણ એક પક્ષે સત્તાન્ધતા અને સ્વાર્થ બુદ્ધિ તથા બીજે પક્ષે વિવેકહીન દાસત્વ અને કૃત્રિમ વિનયના પાયા પર રચાયલો છે તેમાં મહાન મૂલગત પરિવર્તન થશે–થવાની જરૂર જ પડશે, જો માણસમાં માણસાઇ રહેવા દેવી હોય અને તેની માણસ તરીકે કાંઇ પણ કિંમત સ્વીકારવી હોય તો. તે સંબંધમાં બન્ને પક્ષે સક્રીય, સુયોગ્ય સમભાવની, સ્વાતંત્ર્ય અને સાચા વિનયની, બુદ્ધિમયતાની અને સંપૂર્ણ સંસ્કારિતાની છાપ પડી રહેશે, આજની જેમ જુવાનોની જીંદગીનો સટ્ટો તે યુગમાં નહિ ખેલી શકાય. તેમનો ઉપયોગ ધનોત્પાદક અને સંતાનોત્પાદક યંત્રો તરીકે કરનાર વડીલ નામી વડીલોને દાના હોવાનો દાવો કરનાર તે નાદાનોને તેમની બેહદ, બેશરમ ઉચ્છૃંખલતા અજમાવવાની હદ લેશમાત્ર પણ નહિ રહે. બન્ને વર્ગ સહજ સમાનતાની ભૂમિકા પર રહીને પરસ્પરનું અંતર પીછાણશે, નહિ કે પોત પોતાની નિરંકુશ સ્વચ્છંદતાને રમાડવા ઉત્સુક રહેશે.

ટુંકમાં નવયુગનો મહા મનુષ્ય એટલે સંસાર ધર્મને સર્વગ્રાહી દૃષ્ટિથી પ્રીછનાર સંસારયોગી. યોગભાવનાનાં ઉચ્ચ તત્ત્વોને આજ સુધી વ્યક્તિઓએજ નિજ જીવનમાં જીવી બતાવ્યા છે. પણ આપણો નરોત્તમ તો તે તત્ત્વોને સામાન્ય માનવજીવનમાં અવતારીને સિદ્ધ કરી દેખાડશે. નિત્ય જીવનમાં પળે પળે, મનોરથ અને વ્યવહારના સુન્દરતમ મિશ્રણરૂપ આ સંસાર યોગ સાધવા આતુર અને યત્નશીલ રહેશે. અખંડ, ઓજસ્વિની સ્વાતંત્ર્યજ્વાલા ત્હેને ઉરે જગશે; ત્હેનાં નિર્મલ નયને અદ્ભુત જ્ઞાનપ્રકાશ સ્ફુરી રહેશે.× મનુષ્ય જીવનનું જે પરમ લક્ષ્ય. પ્રભુનાં દર્શન નહિ, પ્રભુત્વનાં સંવેદન, ત્હેને તે નિરંતર દષ્ટિ સમિપ ધારશે, અને સ્વજીવનમાં ત્હેને સિદ્ધ કરીને માનવ પ્રગતિને ત્હેના સત્ય, અતૂટ, ઉન્નત માર્ગે દોરશે.

વિ. દ.

---



# મદ્રાસ ઈલાકાનો પ્રવાસ.



(૨)

## પ્રાચીન મન્દિરો: શ્રી અરવિન્દ ઘોષ.

ચિદંબરમ તા. ૫-૧-૨૧.

સ્નેહીવર્ય હીરાલાલ.

આજ એક કાગળ તમને બીડ્યો છે. આ કાગળ ચિદંબરમ સ્ટેશનના વેઈટીંગ રૂમમાં બેઠા બેઠા લખું છું. ગયા કાગળમાં મદ્રાસના પ્રવાસનું વર્ણન લખતા અધિવેશન, શ્રી. ખાપરડે, અને મોડરેટોની કોન્ફરન્સ વિષે ઉલ્લેખ કીધો હતો. તે બધી બાબતો ઉપર નવરાશ હોય તો ઘણું લખી શકાય, પણ ઉડતાં પંખી જેવા મારા પ્રવાસમા તેવી નવરાશ ક્યાંથી મળે! જેમ ચિત્રકાર રંગો પુરીને આખું સંપૂર્ણ ચિત્ર બનાવવાને બદલે માત્ર સ્કેચ આલેખી સંતોષ માને તેમ હું પણ મારી impressions નો સામાન્ય ખ્યાલ આપી સંતોષ લઉં છું.

અહિં અમારો છેલ્લાં બે વર્ષનો એક મદ્રાસી ઘરાક છે તેને પહેલી વાર મળવાનું બન્યું. તેનાં પરિચયથી મારા વેપારમાં મને ઘણું જાણવાનું મળ્યું, એટલુંજ નહિ પણ બીજી રીતે પણ મને આનંદ થયો. તે મેટ્રીક સુધી ભણેલ છે પણ તેનામાં મેં બહુ ઉંડી સંસ્કારિતા અનુભવી. વેપારમાં બહુ પ્રમાદ કે તૃષ્ણા નહિ. સાદું જીવન તેથી થાય એટલી કમાણીથી પણ સંતોષ માને, તદ્દુપરાન્ત શંકરના અદ્વૈતવાદનો તે ઉપાસક લાગ્યો. તે એક વિદ્વાન બ્રાહ્મણને ગુરૂ તરીકે માને છે. તેની પાસે નિરન્તર તે અભ્યાસ કરે, નવરાશના વખતમાં તત્વજ્ઞાનના પુસ્તકો વાંચે. આવો

---

× "With flame of Freedom in his soul,
With light of knowledge in his eyes."

—*Symonds.*

માણસ વેપારી વર્ગમાં મળવો દુર્લભ! ઝરીના વેપારીને લગતી કેટલીક ઓફીસો જોઇ, કેટલાક વેપારીઓ ને મળ્યો. આ બાજુ ઝરીનો વહેવાર બહુ છે પણ અમો મુંબઇના વેપારીઓનું આ બાજુના વેપાર વિષે કેટલું અજ્ઞાન છે તેની અહિં આવ્યા પછીજ ખબર પડી. અમુક માલ બહુ ચાલે છે એમ સમજીને અમે મુંબઇમાં કેટલોક સંગ્રહ કર્યો છે તેનો અહિં ખપજ મળે નહિ. બીજું સ્વદેશી ઝરી બનાવવાની અહિં પહેલ વહેલી ફેક્ટરી જોઇ. તે જોતાં મને બહુજ આનંદ થયો. એક મદ્રાસીએ આ હુન્નર શિખવામાં ઘણી મહેનત ગુમાવી છે. અત્યારની ઉથલ પાથલના કારણે તે ફેક્ટરીવાળાએ એટલું ગુમાવ્યું છે કે તેની ફેક્ટરીના સંચા અને મકાન સિવાય તેની પાસે કાંઇ નથી રહ્યું અને તેથી ફેક્ટરી તદ્દન બંધ રહે છે. આ માણસને પંદરથી વીશ હજારની જરૂર છે લીમીટેડ કંપની કરવા પણ તૈયાર છે.

મદ્રાસ શહેર મને મુંબઇથી વધારે ગમ્યું. શહેર મોટું ખરૂં છતાં મકાન કે માણસનો એવો ભરાવો નહિ. બે માળનું મકાન ભાગ્યેજ દેખાય. શહેરની બાંધણી એવી કે ભુલા પડવાનો બહુ સંભવ નહી સમુદ્ર તટતો બહુજ સુન્દર. હિંદુસ્થાનના બીજા કોઇ પણ શહેરને આવો તટ નથી. મદ્રાસ શહેર પૂર્વાભિમુખ સમુદ્ર કિનારે વસેલું છે. કિનારે કિનારે માઇલના માઇલ સુધી ઝીણી ચોખ્ખી રેતી: કોઇ ઠેકાણે કીચ્ચડ નહિ કે ખરાબો નહિ અને સમુદ્ર પર તો આપણા મુંબઇથી જુદીજ જાતનો. સમુદ્ર પર એકદમ ભુરો લાગે અને આંખો સમુદ્ર પર જોતાં ધરાયજ નહિ.

મદ્રાસનાં બે પ્રાચીન મંદીર જોયાં. એક પાર્થસારથીનું અને બીજું કાપાલેશ્વરનું. બહુજ મોટાં બાંધણી સારી અને ભવ્ય, પણ મૂર્તિ જે ભાગમાં આવેલી હોય ત્યાં બહુજ અંધારૂં, અને ઘીને લીધે ચીકાશથી ભરેલું. પાર્થસારથિ એટલે કૃષ્ણ. તેની મૂર્તિ પ્રચંડ છે, કાપાલેશ્વર તે શંકર-તેનું તો શિવલિંગજ છે. આગળ પ્રવાસમાં જે મોટાં મંદીર જોવાના છે તેની આ તો શરૂઆતજ હતી.

અહિં મ્યુઝીયમ, જાનવરખાનું તથા જીવતી માછલીઓનો સંગ્રહ વગેરે બહુ જોવા લાયક છે. મ્યુઝીયમમાં સર્પોનો સંગ્રહ તથા ધાતુ તેમજ પથ્થરની વિવિધ પ્રકારની મૂર્તિઓનો સંગ્રહ બહુજ ધ્યાન ખેંચે તેવો છે. જાનવરખાનામાં ઉરાંગ ઉટાંગ અને હંસ પહેલીવાર જોયાં. મત્સ્ય સંગ્રહનું તો પત્રમાં વર્ણન થાયજ નહિ. આખી દુનિયામાં આવા બીજા બેજ છે. મ્યુઝીયમની બાજુએ લાઇબ્રેરીનું મોટું મકાન છે, લાઇબ્રેરી માટે આવું ભવ્ય મકાન અને પુસ્તક કબાટોની ગોઠવણી હજુ સુધી મારા જોવામાં આવેલ નથી.

મદ્રાસથી પહેલી તારીખે અમે કોંનજીવરમ્ આવ્યા. આ તો તદ્દન અજાણ્યું શહેર અને ઓળખાણ વિનાનું હતું. આ લોકોની તામીલ ભાષા આપણને આવડે નહિ તેથી અગવડ પડયાજ કરે. ઘણી વખત ચેષ્ટા અને નિશાનીથી સમજાવવું પડે. એક રાત્રે આવ્યા, ધર્મશાળામાં ઉતર્યા. માયશોર સરકારી હાઇસ્કુલના વીશેક વિદ્યાર્થીઓ પણ તે નિશાળ તરફથી મુસાફરીએ નીકળેલા તે અહિંજ ઉતર્યા સાથે સુતા. આ વિદ્યાર્થીઓને બહુ ઓછી ચીજોથી ચલવી લેતા જોઇ મને આનંદ થયો. તેઓ કે. ટી. શાહને સંભારતા હતા.

કાંજીવરમમાં બે મોટાં જાણીતાં મુખ્ય મંદિર છે. એક વિષ્ણુકાંચી, બીજું શિવકાંચી. શહેર પાઘડી-પને ત્રણ માઇલ લાંબું છે. વિષ્ણુકાંચી એક છેડે, શિવકાંચી બીજે છેડે. વિષ્ણુકાંચીમાં મંડપ છે, તેની કારીગીરી રચના, ગોઠવણ પત્રમાં વર્ણવી શકાય નહિ. નજરે જુઓ તોજ

ખ્યાલ આવે. નાનો સરખો મંડપ છતાં બે કલાક સુધી જોયા કરો તોપણ સંતોષ ન થાય અને જોવાનું પુરું પણ ન થાય. થાંભલે થાંભલે આશ્ચર્યમાં ગરકાવ કરે તેવી અનેક મૂર્તિઓ જોયાજ કરો. શિવકાંચી પણ ઘણું મોટું અને ભવ્ય મંદિર છે. આ મંદિરના થાંભલા રાણકપુરથી પણ વધી જાય છે, આખી બાંધણીજ જુદી જાતની ગગનચુંબી ગોપુરો, દરેક મોટા મંદિર સાથે જોડાએલ સુન્દર સરોવર, પતાકાસ્થંભ જુદી જાતનો, થાંભલાની રચના પણ નવીનજ તરેહની અહિં કામાક્ષીનું મંદિર છે તે પ્રમાણમાં છે. ત્યાં શંકરાચાર્યની મૂર્તિ જોવા જેવી છે.

કાંજીવરમથી બીજી તારીખે નીકળી રાત્રે બાર વાગે પોંદીચેરી આવ્યા. મારી સાથે લગભગ ચારસો રૂપીઆના કસબના સેંપલ છે. પોંદીચેરીમાં દાખલ થતાં આ માલ રજીસ્ટર ન કરાવીએ તો પાછા ફરતાં દશ ટકા જગાત આપવી પડે. આની મને ખબર નહિ. સદ્‌ભાગ્યે એક મદ્રાસી વેપારી સાથે હતો તેણે ચેતાવ્યો અને હું બચી ગયો. અહિં જેને ત્યાં ઉતર્યો તે ધ્રોળ (કાઠીઆવાડ) ના અહિંના જાણીતા વેપારી છે તેમનુ નામ ભોલ જયારામ ઇશ્વર. હું બીજાની ઓળખાણ લઇને ગયો હતો છતા તેઓએ મારૂં જે આતિથ્ય કીધું તેનાથી હું બહુજ પ્રસન્ન થયો.

પોંદીચેરીની બાંધણી બહુ ધ્યાન ખેંચે તેવી છે. પોંદીચેરી સમુદ્ર કિનારે પુર્વાભિમુખ આવેલું છે બધા શીધા રસ્તા. આડો અવળો રસ્તો ન મળે, ભુલા પડાયજ નહિ. બધી ગણત્રીથી એવી રીતે બાંધેલું છે કે સૂર્યના ઉત્તરાયણ દક્ષિણાયનની ઘરમાં બેઠા ખબર પડે. અહિં ખાસ કરીને સમુદ્રની ઉપર ફરવાની બહુ મજા છે. અહિં એમ્ડન આવેલી; પોંદીચરી ઉપર સર્ચલાઇટ નાંખેલી. સવારના ૭ વાગ્યા સુધી રહેલી. ઘણાએ જોયેલી. સમુદ્રની અંદર લાંબે સુધી પુલ છે; તેવો હિંદુસ્થાનમાં બીજે નથી. તે પુલને છેડે જઇએ એટલે આપણને એમ લાગે કે આપણે કોઇ સ્ટીમર ઉપરજ છીએ આ ઠેકાણે મેં સૂર્યોદય જોયો તેથી થયેલો આહ્લાદ શી રીતે વર્ણવું ?

અહિં અરવિંદ ઘોષ રહે તે તમે જાણો છો. હું તેમને મળી આવ્યો. અહિંનો ફેરો સફળ થયો. એક મહા પુરૂષનાં દર્શન થયા. સાંજના ચાર વાગે ગયેલો, મારૂં નામ મોકલ્યું. "આર્ય" ના ગ્રાહક તરીકે મને ઓળખ્યો. મને બોલાવ્યો બહુ સુન્દર મૂર્તિ; દાઢીથી વધારે શોભે છે. પ્રથમ પરિચયમાં વાત તો બહુ શું થાય ! તે ઉઘાડે શરીરે બેઠેલા. તેમનું શરીર બહુ કૃશ લાગ્યું. તેમની સામે બે બંગાળીઓ બેઠેલા. તે તેમના શિષ્ય જેવા લાગ્યા. મારો તેમને મળવાનો તેમણે ઉદ્દેશ પૂછ્યો. મને તેમના દર્શન સિવાય અન્ય કાંઇ ઉદ્દેશ હતો નહિ. "આર્ય" નો હું ગ્રાહક છું એમ સમજી મને તત્વ વિચારને લગતાં પુસ્તકોમાં પ્રીતિ હોવાનું કારણ પૂછ્યું મેં તેમને કાંઇક ઉપદેશના વચનો સંભળાવવા વિનંતી કરી તેમણે કહ્યું કે મારે કોઇ ઉપદેશ આપવાનો છેજ નહિ પોલીટીક્સ વિષે તેમના વિચારો જણાવવા વિનંતી કરી તે બાબતમાં પણ લગભગ તેવોજ ઉત્તર મળ્યો. હું મોડરેટની કોન્ફરન્સમાં ગયેલો તે વિષે થોડીક વાતચીત થઇ અને મારો તેમની સાથેનો પ્રથમ સમાગમ સમાપ્ત થયો.

પોંદીચેરીમાં મારા વેપારને લગતી અણધારી કેટલીક ખબરો મળી. બે ત્રણ ફ્રેંચ સાહેબોનો પરિચય થયો. અહિં મને અગ્રેજ અને ફ્રેંચ વચ્ચેનો તફાવત બરોબર સમજાયો. ફ્રેંચો વાતો કરવે એટલા બધા મળતાવડા, હસમુખા, અને સરળ, કે આપણને બહુજ આનંદ થાય. રંગભેદ મળે નહિ, ગોડ નહિ. વેપાર સમજાવે, તેમજ સગવડો કરી આપે, અને સાચી સલાહ

આપે. વળી તેઓ તામીલ તેલુગુ સારી રીતે જાણે. આમને જોતાં તેમજ પોંડીચેરી જોતાં એમ આપણને થયા વિના ન રહે કે અંગ્રેજો કરતાં ફ્રેંચ આપણને વધારે સારી રીતે સમજી શકે. ડુપ્લેનું પુતળું જોયું. તેનું પીડેસ્ટલ આખું સુન્દર ઇન્ડીયન સ્ટાઇલનું. મેદાનમાં શોભાનાં મોટાં થાંભલાં મુકેલાં તે પણ તદન ઇન્ડીયન ધાટના. પોંડીચેરીમાં ફ્રેંચને કમાણી નથી. દર વર્ષે રૂ. નવ લાખ મોકલે છે ત્યારે હિંદુસ્થાનના મુલકો ફ્રેંચ સાચવી શકે છે.

અહિંથી ચિદંબરમ્ આવ્યો. ત્યાં ઘણું મોટું એક મંદિર છે. તેમાં મુખ્ય મૂર્તિ નટેશ (શંકર)ની છે. શંકરના લિંગને બદલે મૂર્તિની પુજા થતી જોઇને મને ગમ્યું. વિષ્ણુનું પણ સાથેજ મંદિર છે. આખું મંદિર બહુ જગ્યા રોકે છે.

આ બાજુનાં મંદિરો ખાસ જોવા લાયક. બહુ ભવ્ય પણ ઘણી વખત બીહામણું લાગે. નાની મોટી કોરેલી તેમજ છુટી મૂર્તિઓનો પાર નહિ અને તેમાં ઘણી તો અદ્ભુત અને ભાવપૂર્ણ, પણ મંદિરનું વાતાવરણ બહુ સારૂં નહિ. આખા મંદિરમાં ઘણે ઠેકાણે બહુ અંધકાર હોય. પારેવાંને કાનકડિયાંનાં તો મોટાં નિવાસ ગૃહ—થી બહુ છુટથી વપરાય. મંદિરના કેટલાય ભાગોમાં વર્ષોનો કચરો ભરેલો હોય, દુર્ગંધ જ્યાં ત્યાં આવે (ઘી તેમજ પારેવાની ચરકની) વળી મંદિરના દરવાજા મંડપ વિગેરે સુંદર હોય પણ જ્યાં મુખ્ય મૂર્તિ અથવા લિંગ હોય ત્યાં અંધકાર ભરેલો, જમીન લપસણી, હવાનો લગભગ અભાવ, અને ઘડી ઠરવું ગમે નહિ.

મદ્રાસ આસપાસનો તેમજ નીચેનો પ્રદેશ બહુજ રમણીય. સંસ્કૃત પુસ્તકોમાં જે વર્ણનો વાંચીએ છીએ તેનો ખરો અનુભવ તો અહિંજ થાય. પ્રદેશ બહુ રસાળ; અહિં દુષ્કાળને કોઇ જાણે નહિ! મોટે ભાગે ચોખાનો પાક; નાળીયેરીનાં વનનો પાર નહિ ટ્રેનમાં બેઠાં બેઠાં જુઓ તો વન, અરણ્ય, જંગલો તેમજ નાનાં મોટાં તળાવ, સરોવર, નદિ નાળાંની પરંપરા ચાલ્યાજ કરે. તળાવોમાં ઘણે ઠેકાણે કમળો ભરેલાં હોય. આ બધું જોતાં 'કાદંબરી"નું સ્મરણ વારંવાર થયા કરે છે.

મદ્રાસીઓ પહેરવેશમાં સાદા. જરૂરિયાત બહુ ઓછી, બહુ નરમ તેમ કાંઇક બીકણ. વેપારમાં આડી પીંડ કરી જાય તેવા, પણ બીજી રીતે સારા. આ બાજુએ ચોરી, લુંટફાટ કે ધૂર્તતા સંભળાતીજ નથી. દેખાવમાં બહુ કાળા અને રૂપ એવું કે વાલી સુગ્રીવ, અને હનુમાન યાદ આવે. હું તો આ લોકોને સુગ્રીવવંશી તરીકેજ ઓળખું! આજ એક આકાર જોયો અને મને વિભીષણ યાદ આવ્યો. આમ છતાં આ જાતિમાં પણ refined type છે. ઘણી સ્ત્રીઓ તદન ગોરવર્ણી નહિ પણ નમણી અને સૌમ્ય મુદ્રાવાળી જોવા મળે. રશના-કટિમેખલાનું સંસ્કૃત પુસ્તકોમાં વર્ણન બહુ આવે છે. મારવાડી બાઇઓ કંદોરો પહેરે છે તે જોઇને આપણને ઘણી વાર આશ્ચર્ય થાય છે કે આમાં તે સંસ્કૃત કવિએ શું સૌન્દર્ય જોયું હશે! પણ અહિંની સ્ત્રીઓમાં કેટલીક કુલીન ધનિક સ્ત્રીઓની કેડે મેં જે સોનાના કંદોરા જોયા તે જોઇ મને રશના સૌન્દર્ય સમજાયું. આ મેખલા તે સોનાના પતરાની ઇંચ દોઢ ઇંચની પટ્ટી હોય અને તેની કોરે ઘુઘરીઓ બાંધેલી હોય અને તે સ્ત્રીઓ પટાની માફક કટિ ભાગ ઉપર તંગ આવી જાય તેમ તે પહેરે છે.

ચિદંબરમથી કુંભકોણમ્ આવ્યો. ધર્મશાળામાં ઉતર્યો. વેપારીઓને મળ્યો અને કુંભેશ્વર, રામસ્વામી, ચક્રપાણિ અને સારંગપાણિ એ પ્રમાણે ચાર મુખ્ય મંદિરો અને કાવેરીમાંથી વહેતી શાખા નદીના ઘાટ જોયા. આ બધાનાં વિગત વાર વર્ણન કયાં કરૂં? એક વાર ભારી જોઇ

જોવા જેવાં છે. અહિં એક સ્થાનકવાસી બંધુ મળી ગયા તેણે અમારી બહુ સારી ભક્તિ કરી. કુંભાકોણમથી તાંજોર આવ્યો રાત્રિના સાડા અગિયાર વાગે. ધર્મશાળામાં જગ્યા નહિ તેથી પરશાળમાં સુખે રહ્યા-સવારના ઓરડી મળી. આ ધર્મશાળા બહુજ સુન્દર અને સગવડ વાળી છે. એક દિવસ એક રૂમનું ચાર આના ભાડું લે છે.

તાંજોરનું સુપ્રસિધ્ધ મંદિર જોયું, રચનામાં plan માં પહેલાનાં મંદિરોથી ચઢિયાતું લાગ્યું. અહીં નંદિ એક પથ્થરનો છે. આવડો મોટો નંદિ કે આવડો મોટો પથ્થર જોયો નથી. અહિં શંકરના મંદિરમાં સર્વત્ર દક્ષિણામૂર્તિની મૂર્તિ હોય છે. ચિદંબરમમાં જે મૂર્તિ જોઇ તે બહુ સરસ હતી જોરતીના મંદિર નું symmetrical planning જોતાં મોતીશાની ટૂંક યાદ આવે છે.

તાંજોરનાં છેલ્લા રાજાની રાજ્યધાનીના અવશેષો તેમજ તેના મહેલનું ખંડિયેર પણ જોવા જેવું છે. આ મહેલમાં પ્રાચિન હસ્ત લિખીત પુસ્તકોનો મોટો જાણીતો સંગ્રહ છે. તમે અહિં આવો તો તમને બહુજ ઉપયોગી સાહિત્ય મળી શકે. એક મેં સચિત્ર હસ્તલિખિત ઋગ્વેદની પ્રત જોઇ તે ખરે ખર મનોહર હતી.

ગઇકાલે રાત્રે અહિં (ત્રીચીનાપોલી) આવ્યો. અહિં હું મુંબઇના જાણીતા વેપારી મંગુમલ જેસીરામ ને ત્યાં ઉતર્યો છું. કોઇના ઓળખાણના કાગળે તેઓએ મને પોતાની દુકાને ઉતાર્યો છે અને મારી સારી સંભાળ લીધી છે, સવારના વહેલા અહિં ભજનમંડળીઓ હારમોનિયમ અને તબલા સાથે સુંદર સ્વરે ગાતી ગાતી નીકળે છે, ને માનગતા- અને ને પણ અરધા જાગતા અને અરધાં ઉંઘતાં-આપણને ગંધર્વ ગીતની ભ્રાન્તી થાય છે.

ત્રીચીનાપોલી લગભગ ચાર લાખની વસ્તીનું શહેર છે તેની લગભગ મધ્યમાં 'મલય કોટિ' નામની ટેકરી છે. તે એક ટેકરી મોટી મોટી શીલાઓની બનેલી છે. ચાઇનીઝ પીકચરમાં જેવા ટેકરા ટેકરીના દેખાવ ચીતરેલા હોય છે તેવીજ આ ટેકરી છે. તે ટેકરી ઉપર એક ઘણું વિશાળ મંદિર છે અને ટોચ ઉપર ગણપતિનું મંદિર છે. ટોચ ઉપરથી ચોતરફ તદ્દન સપાટ પ્રદેશ હોવાથી બહુ દૂર સુધી નજર પડે છે. આખું ત્રીચીનાપોલી, ટેકરી ઉપરથી સરસ લાગે છે. એક બાજુએ કાવેરીનો પટ દૃશ્યને મનોહર બનાવે છે. દૂર શ્રીરંગમ્ વૈષ્ણવોની યાત્રાનું મોટું ધામ નજરે પડે છે. પ્રાતઃકાળ કે સૂર્યાસ્ત સમય આ ટેકરી પરથી જોવામાં બહુજ મજા આવે.

શ્રીરંગમ્ ત્રીચીનાપોલીથી બે માઇલ દૂર છે. કાવેરીનો પૂલ ઓળંગવો પડે છે. શ્રીરંગમના મંદિરને સાત કીલ્લા છે. તે ગઢની અંદર મોટી બજારો, વીસીઓ, વિગેરે આવેલા છે. આ રીતે આ મંદિર બહુ જગ્યા રોકે છે. શ્રીરંગમ્ પ્રભુ તે વિષ્ણુની શયન મૂર્તિના દર્શન ત્રીચીનાપોલી આવનારે શ્રીરંગમ્ જરૂર જોવું જોઇએ. શ્રીરંગમ્ ગામને છેડે જંબુકેશ્વર મહાદેવનું પણ બહુજ વિશાળ જોવા લાયક મંદિર છે.

આવતી કાલે ડીંડીગલ જવું છે ત્યાં તો વેપાર સીવાય બીજુ કાંઇ પ્રયોજન નથી. ત્યાંથી મદુરા અને ત્યાંથી ધનુષ્કોટી રામેશ્વર જવાશ જે વિષે હવે પછી.

તા. ૮-૧-૨૧ }
ત્રીચીનાપોલી }

તમારો
પરમાનંદ.

સુધી આ કૃત્રિમતા ઉઘાડી પડી નહિ,—ત્યાં સુધી તૈલંગણની રાજ્યવિધાત્રી સહુને સંસારવિરક્ત સાચી તાપસી જેવીજ લાગ્યા કરી અને પ્રલોભનની શરૂઆત પછીનો હેનો વિનિપાત પણ એવો ક્રમિક અને સૂક્ષ્મ છે કે મૃણાલવતીને પોતાને પણ ઘણાં વખત સુધી તેનું જ્ઞાન થતું નથી. ચ્હારી જોવા જવું કે નહિ અને મુંજને મળવા જવું કે નહિ એ પ્રશ્નો ઉકેલતી વખતનાં તેનાં આત્મગુંજનો તેની સ્વવંચનાનાં ઉત્તમ દૃષ્ટાન્તો છે. "ત્યારે શા માટે તે જોવા જાય ? તરત પ્રેરણા થઇ—કારણ સમજાયું. તે પોતે આ દેશના રાજ્યકારભારની વિધાત્રી હતી; તે આવે પ્રસંગે અદૃષ્ટ રહે તો વિધાત્રીના ધર્મથી ભ્રષ્ટ થાય." આ કારણ હેને પોતાને લાગે છે એટલું "શુદ્ધ" હોત તો તે સૂઝ્યા પહેલાંની અસ્થિરતા અને અકળાટનું કાંઇ પ્રયોજનજ નહોતું. પણ પોતાની સર્વદેશી પૂર્ણતાના ગર્વથી ચકચૂર થએલી આ ઉગ્ર તાપસીને પોતાની નિર્બળતા કે આત્મવંચના સૂઝી શકે તેમ નથી.

તે ગર્વને ગાળી નાંખતાં અને હેને હેના મનુષ્યત્વનું ભાન કરાવતાં મુંજને કશો શ્રમ પડતો નથી. "પ્રસંગે પ્રસંગમાંથી, પગેપગમાંથી" રસ ખેંચનાર રસેશ્વર રંગભૂમિપર આવતાં વાર જ શુષ્ક વૈરાગ્યની ઉપાસિકાનો—ઉદ્ધાર કે પ્રપાત જે કહો તે શરૂ થાય છે. મુંજના પહેલા જ હાસ્યબાણ સાથે "એકાએક નિર્મળ આકાશમાં રવિ ઉગે તેવું મુંજનું સુંદર મુખ જોઇ, મૃણાલ બધું ભૂલી ગઈ—માત્ર જોઇજ રહી." આ અર્ધભાન અવસ્થામાંથી મૂર્ચ્છા ભાંગે જ વળી રહે છે ત્યાં તો સંયમધર્મની પરમ સેવિકા, રૂપમુગ્ધ વિલાસનો કાન મરડી નાંખીને ગર્જે છે: "જુઓ ! મ્હને કેમ કાંઇ નથી થતું ?" પોતાના મનની સ્થિતિનું વિપરીત પ્રદર્શન થવાનું શરૂ થતાં જે સ્વવિરોધ અને અકળામણ મૃણાલના મગજને ઘૂમાવવા માંડે છે તે આલેખનાં કર્તાની હાસ્ય રસજ્ઞતાને ખેલવાનો અત્યંત અવકાશ મળે છે. તે હાસ્યરસ કેટલાક સ્થળે એવો સૂક્ષ્મ અને માર્મિક છે કે ભોળા મનના માણસો હેનું લક્ષ્યબિંદુ કદાચ સમજી પણ ન શકે. પોતાની સાચી પડતી વૈરાગ્ય ભાવનાને ઝાલી રાખવા ફાંફાં મારતી મારતી મૃણાલ જે આત્મગુંજનો આદરે છે તે વખતનાં હેની વ્યગ્ર મનોદશાનાં વર્ણનમાં રહેલી કટાક્ષરીકામાં હાસ્યગર્ભિતા સાથે કળાન્તર પણ એટલું જ પરિપૂર્ણ છે. આવી મનોદશા, પ્રથમ મેળાપ પછીના પ્રકરણ "દયા" માં અને કાષ્ઠ પિંજરમાંથી મુંજે યુક્તિપૂર્વક સાધેલા વિજય પછીના પ્રકરણ "ફરી એક વખત" માં સર્વોત્તમ રીતે વ્યક્ત થાય છે. તે પ્રકરણોમાં મૃણાલવતીના સ્વભાવની એક બીજી કળા પણ કેવળી દૃષ્ટિગોચર થાય છે. 'અધમ' 'પાપી' અને 'દયાને પાત્ર' અવન્તીનાથ ના આત્માને ઉગારવાની હેની પ્રબળ, સન્નિષ્ઠાયુક્ત ઇચ્છા આ પ્રકરણોમાં તરી આવે છે પણ "કોણ કોને શીખવે ?" એ સત્તરમા પ્રકરણમાં પરિસ્થિતિ એટલી હદ સુધી બદલાય છે કે "ચંડાલ" અને "નષ્ટ" પૃથિવી વલ્લભ મૃણાલવતીના પુણ્યશીલ હાથ પર ચુંબનનો અમૃતમય ડંખ દેવાની ધૃષ્ટતા કરે છે ! શિક્ષા તરીકેતોજ "લંપટ" નો હાથ ડસમાવવામાં આવે છે. પણ તે નથી ચીસ પાડતો કે નથી હસતો ઉડનો; "અરે નમ્રદારી ! આટલેથી જ તમ્હે નાશ થાય એમ બન્યું હોય તો ઉગ્યા ઉગ્યા હું હાથ બાળત." ઇશ્વરી મહા તત્ત્વોની માફક એ નિર્બન્ધ અને અસ્પર્શ્ય છે. હેના નિઃસીમ, સર્વવ્યાપક, અનિવાર્ય પ્રભાવનું કારણ પણ એ જ છે.

જગતમાં પ્રખ્યાતિ પામેલા સઘળા જ મહાપુરુષો પણ એક જ પ્રકારના નથી હોતા. કેટલાકને બાળપણથીજ મહત્તા વળગાડવામાં આવે છે; કેટલાક પોતાની પરિમિત શક્તિઓને અત્યંત ખંતથી કેળવીને મહત્તા સાધે છે, અને બાકીના, સર્વોત્કૃષ્ટ મહાપુરુષોની મહત્તા જન્મસિદ્ધ હોય છે.

મુંજની મહત્તા આ ત્રીજા પ્રકારની છે. તે મૃણાલની માફક કષ્ટ વેઠી વેઠીને મહાન્ થવા મથતો નથી; તેનાથી મહાન્ થયા વિના રહેવાતું જ નથી. અત્યંત બળવાન કોઇક દૈવ શકિતઓએ માલવરાજ મુંજરૂપે અવતરવામાં ધન્યતા માની લાગે છે. હેની શાન્તિ યોગીઓની નિશ્ચેષ્ટ શાંતિથી ચ્હડીઆતી છે. સરિતાપ્રવાહ જેવી હેની પ્રસન્નતા અસ્ખલિત અને અખૂટ છે, હેની વાક્‌પટુતા બૃહસ્પતિનું સ્મરણ કરાવે છે. જાણે ભવસાગર તરી જઇને મોક્ષની પરિપૂર્ણતામાં હમણાંથીજ મહાલતો હોય તેવી રીતે તે જીવનને અવલોકે ને અનુભવે છે. આ કારણથી જ જે ભયાનક મોત, બીજા ક્ષુદ્રો કંગાળીયતભરી ભીરુતાથી મર્યા હોત તેને તે હસતે મુખે, રમતો રમતો ભેટે છે. આવી પૂર્ણ વિકસિત શકિતઓનો પ્રતાપ એજ હેની દુર્ધર્ષતાનું મુળ છે. તે મહાજ્વાલાની સમીપ આવનાર એકેક એક પતંગીઉં ન્હાનું કે મ્હોટું તેમાં હોમાવાનું જ. શિશુપાળ દૈત્ય હોવા છતાં શ્રીકૃષ્ણને હાથે મર્યો માટે જ સ્વર્ગમાં જાય તેમ અત્યુગ્ર, ભયંકર વૈરાગ્યથી નિષ્ઠુર, હૃદયહીન, અમાનુષ સમી બની રહેલી તેલંગણની રાજ્યમાતા મુંજ સરખા પૃથ્વી વલ્લભને હાથે વશ થઇ અને હેના ભવ્ય વ્યકિતત્વના પ્રચંડ અગ્નિમાં અહંતા માત્ર ને હોમી શકી. માટે જ પોતાની મનુષ્યતા પુનઃ પ્રાપ્ત કરીને સંસારમાં સ્વર્ગ અનુભવીને સહૃદયંગી થઇ શકી રોમે રોમે જીવનના રસ પી રહેલા પૃથ્વી વલ્લભની વલ્લભતા હેના વિશાળ, ગહન હૃદયમાં ઉછળતી રસ સાગરનાં અમૃતથી જ પોષાય છે. તે વલ્લભતાથી સાંપડતી શકિતઓને ખડાવવામાં હેને બેહદ આનન્દ પડે છે, તે આખરે મૃણાલને નમાવે છે તેમાં પણ તેનો પ્રાથમિક હેતુ તેવી અસામાન્ય માનિની પર પ્રભુતા મેળવવી એ નથી જણાતો, કેમકે પ્રભુતાનો સ્વાદ તો અત્યાર સુધીમાં તેણે એટલો બધો ચાખ્યો હતો કે વિશેષની ઈચ્છા ભાગ્યે જ હોય. પ્રણ પોતાની બલિષ્ઠ વૃત્તિઓ અને શકિતઓને નિરંકુશપણે ભમવા દેવાની અને તેવા ભ્રમણમાંથી મળતો આનંદ લૂટવાની હેને ટેવ જ પડી હોવાથી, મૃણાલ જેવી મત્ત સ્ત્રી પર તેમને અજમાવવામાં હેને ઓર લ્હેજત આવે છે.

જનસમાજે પોતાની સગવડ અને સલામતી માટે જે નીતિનિયમો બાંધ્યા છે તે આ સ્વેચ્છાવિહારી ભ્રમણને બાધકર્તા થઇ શકતા નથી. નીતિની સામાન્ય ભાવના સાથે મુંજે એવો સંપૂર્ણ અને સુદૃઢ અસહકાર કર્યો છે કે "સ્વર્ગ કે નર્કની મ્હને પરવા નથી પણ હમણાં અનુભવું છું તેથી સ્વર્ગે વધારે સુખ નથી, ને નર્કે જતાં તે ઓછું થવાનું નથી,"—એમ કહેતાં હેને સ્હેજે સંકોચ થતો નથી. 'હેનુ અધીન મત' એવું છે કે "આનંદ સમાધી અનુભવતાં કદીયે કલંક હોય નહિ કે ભ્રષ્ટ થવાય નહિ. એનો તપની મહાસિદ્ધિ" સિદ્ધાંત જનતાના અનુકરણ માટે કેટલો હિતકર છે તે પ્રશ્ન જુદો છે; પરંતુ સીઝરથી માંડીને નેપોલીયન અને તેની પછીના ભૌતિક બળના સર્વ મહાપૂજકોએ પણ તેને જ જીવનના આદર્શ તરીકે સ્વીકારવામાં મનુષ્યજન્મનું સાર્થક માન્યું છે એ ઐતિહાસિક સત્ય નોંધવાની જરૂર છે. તેના વરણ અને વર્તનમાં કેવળ પશુબળને જ પ્રાધાન્ય મળે છે, એમ માનવું ભુલ ભરેલું છે. તેમાં કાચું, જંગલી પશુબળ નથી. એટલું જ નહિ પણ જે સ્થૂલ બળ વપરાય છે, તે પણ બુદ્ધિ પ્રભાવથી અને ચમત્કારીત વ્યકિતત્વથી સમૃદ્ધ થયેલું હોય છે. નીતિમત્તાથી નિરાળા એવા આત્મબળની કલ્પના અને તેનું અસ્તિત્વ શક્ય હોય તો તેવું બળ પણ મુંજમાં અને નેપોલીયનમાં છે. જે વિભૂતિઓએ ધરા ધ્રુજાવી અને બલવાનોને હથેલીમાં રમાડયા તેમનામાં આત્મબળ ન હોય એ કેમ સંભવે? એટલું ખરું કે આત્મબળના પણ ભિન્નભિન્ન પ્રકારો સ્વીકારવાની જરૂર છે. અને પ્રકૃતિ તે સર્વ પ્રકારને પોતાના અકળ હેતુઓ સિદ્ધ કરવાને સાધન તરીકે વાપરે છે.

—અપૂર્ણ.

# સાહિત્ય અને સાહિત્યકાર.

## ઓમરની કવિતા.

લેખકઃ **મનુ ત્રિવેદી.**

જગતના આરંભકાળથીજ લોકશાહીનો દોર જામેલો છે. એ લોકશાહીની અવકૃપાને પામેલો માણસ જે અંધકારમાં પડે છે તેમાંથી સૈકાઓ પછી પણ તેને કોઇ બહાર કાઢે તો તેનું મહાભાગ્ય! ઓમર ખય્યમ વિચારો બહોળો માણસ હતો. જીવન, મૃત્યુ, પ્રભુ, વગેરેને લગતા મહાન પ્રશ્નો એણે જાતે વિચાર્યા ને એ વિચારણાને અંતે જે જે જવાબો એ મેળવી શક્યો તે 'નિખાલસપણે જગતને જાહેર કરવાની એણે હિંમત કરી' એ ખુલાસા પરાપૂર્વથી ચાલી આવેલી માન્યતાઓથી વિરૂદ્ધ હતા; એ જવાબોમાં લોકોને માન્ય એવા ધર્મના સિદ્ધાંતોથી જુદી વાત હતી, ને લોકોને એની ખબર પડતાંજ ઓમરને ઘોર અંધકારમા નાખી દેવામાં આવ્યો!

સાત સૈકાથી વધારે વખત સુધી અંધકારમા સબડયા પછી એડવર્ડ ફિટ્ઝજિરાલ્ડ નામના આયરિશ કવિએ તેનાં 'રૂબાયત' નામનાં પ્રખ્યાત કાવ્યનું અંગ્રેજીમાં ભાષાંતર કરી ઓમરને પ્રકાશમાં આણ્યો 'રૂબાયત'નાં અંગ્રેજી ભાષાંતરની પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૮૫૮મા પ્રકટ થઇ. માત્ર ખસેંજ નકલો છપાવવામાં આવી હતી ને પણ પાંચ શિલિંગ પરથી એક પેની જેટલો ભાવ ઉતારી નાંખ્યો ત્યારે ખપી. પણ ડાન્ટે ગેબ્રિયલ રોઝેટી, સ્વિનબર્ન વગેરે મહાન લેખકોના હાથમાં એ પુસ્તક આવ્યું ને તેમને લીધે લોકોનું ધ્યાન એના તરફ દોરાયું. એ પુસ્તકની બીજી આવૃત્તિ માટે માગણી થઇ ને થોડાજ સમયમા એની ખ્યાતિ અમેરિકા સુધી પ્રસરી ગઇ. અમેરિકાના લોકો ઓમરની કવિતા પાછળ ગાંડા થઇ ગયા ને અમેરિકામા એક વખત એવો પણ આવ્યો કે જ્યારે ઓમરની 'રૂબાયત'નાં વખાણનારાંમાણસો એક બીજાના સંબંધમાં આવતાં તરતજ ગાઢ મિત્રો થઇ જતાં!

'રૂબાયત' ત્રણસો લીટીનું સુંદર અદ્‌ભુત કાવ્ય છે. એમા શરૂઆતથી તે અંત સુધી જન્મ, મરણ, જીવન, વગેરેને લગતા પ્રશ્નો ઘણીજ મોહક રીતે ચર્ચાયા છે ને એ ચર્ચાને પરિણામે ઓમર 'જીવન કેમ ગાળવું' તેના ચોક્કસ નિર્ણય પર આવે છે. એ નિર્ણય ઘણાને સ્વીકાર્ય ન લાગે એ સંભવિત છે, પણ તેથી 'રૂબાયત'ની એક અદ્‌ભુત, મોહક કાવ્ય તરીકે કદર કરવામા કોઇનેજ વાંધો ન હોઇ શકે.

મનુષ્યજીવન વિષે બે મુખ્ય માન્યતા જગતમાં પ્રચલિત છેઃ એક કહે છે કે મનુષ્યજીવન એ ઇશ્વરની લીલા છે, મનુષ્ય ઇશ્વરનોજ અંશ છે, અને અંતે સહુ કોઇ ઇશ્વરમાં સમાઇ જવાનું છે. બીજી માન્યતા એવી છે કે મનુષ્ય વિશ્વનો ઘણો ક્ષુલ્લક અંશ છે. એ શા માટે જન્મ્યો,

ક્યાંથી જન્મ્યો, ક્યાં જશે, એ બધું અગમ્ય છે; કોઇ અદૃશ્ય શક્તિ પોતાની મરજીમાં આવે તે પ્રમાણે બધું કર્યાં કરે છે ને મનુષ્ય તેનાં નચાવ્યા પ્રમાણે નાચે છે! ઓમર ખય્યમનું વલણ આ બીજી માન્યતા તરફ વિશેષ જણાય છેઃ

> Myself when young did eagerly frequent
> Doctor and Saint, and heard great Argument
> About it and about; but evermore
> Came out by the same door as in I went.

'મારી જુવાનીમાં મોટા વિદ્વાનો તથા સાધુઓને હું મળવા જતો ને ઘણી ગોળગોળ વાતો સાંભળતોઃ પણ જે બારણેથી હું અંદર જતો તેજ બારણેથી હંમેશાં બહાર આવતો.'

જીવનમાં કોઇ વાર પણ 'જગત્ શા માટે?' 'જીવન શા માટે?' 'આ બધું શું?' એવો પ્રશ્નો જેનાં મનમાં ન ઉઠયા હોય એવો માણસ જગતમાં મળવો મુશ્કેલ છે. પણ આ પ્રશ્નો જેટલા સામાન્ય છે તેટલાજ એના જવાબ અસામાન્ય છે; ખરૂં કહીએ તો એના સંતોષકારક જવાબ હજી કોઇને મળ્યાજ નથી, ને ઓમર કહે છે તેમ સહુને કહેવાનું મન થાય છે કેઃ

> There was a Door to which I found no key:
> There was a Veil past which I could not see.

'એક બારણું એવું હતું કે તેની કુંચીજ મને ન મળી; એક પડદો એવો હતો કે તેની પાર હું જોઇજ ન શક્યો.'

ને આ અનુત્તર પ્રશ્નોજ મનુષ્યજીવનને લક્ષ્યસ્થાન વિનાના પ્રવાસ જેવું અવ્યવસ્થિત બનાવી મૂકે છે. એ અનુત્તર પ્રશ્નોજ જીવનનાં બધાં દુઃખોનાં મૂળ છે. મનુષ્ય-જીવનનાં દુઃખોનો નાશ આ 'શા માટે' ઓના નાશ પર આધાર રાખે છે. એ 'શા માટે' ઓનો નાશ કરવા માટે સંપૂર્ણ નિરાશાવાદ સ્વીકારવાની તેમજ આપણાં વિશ્વમાંના એક્યત્વનો ખ્યાલ છોડી દેવાની જરૂર છે.

પણ ઓમરનો નિરાશાવાદ જગતને મિથ્યા માનવામાં નથી, ને તેથીજ એની પ્રાપ્તિ અઘરી કઠણ છે. એનો નિરાશાવાદ 'શા માટે' ઓના જવાબ મળવાની, ભવિષ્યનો અંધકારરંગિત પડદો ચીરવાની, મનુષ્યજીવનનું ખરૂં રહસ્ય સમજવાની બાબતમાં છે. એ નિરાશાવાદ પ્રાપ્ત કરવા માટે ભવિષ્યની હસ્તી ભૂલવી પડે, જીવનને વર્તમાનમાંજ સંકીર્ણ કરી દેવું પડે, એ મુરના શબ્દોમાં કહીએ તો, વર્તમાન મધુરો હોય તો ન જન્મેલાં ભવિષ્યને મરણશરણ થયેલ ગઇકાલની ચિંતા કરવીજ ન જોઇએ.

વળી મનુષ્યની લાચાર દશા, ડગલે ને પગલે એને કોઇ અદૃશ્ય શક્તિને આધીન રહી કરવું પડતું કાર્ય, એ બધાંને લઇને પોતાનાં કોઇ પણ કાર્યને માટે મનુષ્ય જવાબદાર હોઇ શકેજ નહિ એમ ઓમરનું માનવું છે. આ માન્યતા, એ માન્યતાના ટેકાની દલીલો, વગેરે દર્શાવવાને એ ઉપમા દ્વારા ઘણું સુંદર ચિત્ર પોતાની કવિતામાં રજુ કરે છે. મનુષ્ય જીવન દોરી રહેલી અદૃશ્ય શક્તિને એ કુંભાર કલ્પે છે, ને પ્રાણીઓને માટીનાં વાસણ કલ્પી ઘણીજ મોહક રીતે મનુષ્યની લાચાર સ્થિતિ એ દર્શાવે છે. એ ચિત્ર રજુ કરતી કડીઓનો ભાવાર્થ નીચે આપીશું:

"રમઝાનના દિવસ પૂરા થવા આવ્યા હતા ત્યારે એક વાર સાંજે હું કુંભારની દુકાનમાં ઊભો હતો ને માટીનાં બધાં પ્રાણીઓ મારી આસપાસ હારબંધ ગોઠવાઈ ગયાં હતાં.

"આશ્ચર્યની વાત એ હતી કે તેઓમાંથી કેટલાંક બોલી શકતાં ને કેટલાંક ન બોલી શકતાં. અજાણતાં એક અધીરું બોલી ઊઠયું 'કુંભાર કોણ છે ને હાંલ્લું કોણ છે?'

"બીજું બોલ્યું: 'માટીમાંથી મારું તરત લઇ મને ઘડયું તે માટીમાંજ મેળવી દેવાને એ મનાતું નથી.'

"ત્યારે ત્રીજાએ કહ્યું: 'ખરાબમાં ખરાબ છોકરો પણ જે પ્યાલેથી પોતે પાણી પીધું હોય તેનેજ ફોડી ન નાંખે, તો માત્ર પ્રેમ ને ગંમતને ખાતર જ એણે એ બનાવ્યું હોય ને તે ગુસ્સો ચડી આવવાથી એનો નાશ કેમજ કરે!'

"આનો કોઇએ જવાબ ન આપ્યો; પણ થોડીવાર શાન્તિ રહ્યા પછી બેડોળ ઘાટનું એક વાસણ બોલ્યું: 'લોકો બેડોળપણાં માટે મશ્કરી કરે છે; શું કુંભારનોજ હાથ ધ્રૂજ્યો હશે?'

"એકે કહ્યું: 'લોકો કંઇ કંઇ વાતો કરે છે, ને નર્કના કાજળથી એનું મ્હો ખરડે છે; આપણી સખત કસોટી થવાની તેઓ વાત કરે છે-છટ્! એ તો બહુ સારો છે ને બધુંજ સારૂં થવાનું.'"

આવી રીતે ઓમર જીવનની બાબતમાં પોતાના કેટલાક સિદ્ધાંતો સ્થાપે છે. ટૂંકમાં, જીવન એટલે અદૃષ્ટ શક્તિ ઉપર આધાર રાખતી, જવાબદારી વિનાની, સંપૂર્ણ રીતે લાચાર સ્થિતિ. એ સ્થિતિ આપણને શા માટે મળી છે, કોણે આપી છે, ક્યારે પૂરી થશે, પૂરી થયા પછી આપણું શું થશે, એ બધાના જવાબો મળવા અશક્ય છે. આથી ભવિષ્યકાળ ને ભૂતકાળનાં ચિંતનમાં વખત ગુમાવવો એ મૂર્ખાઇ છે, જે કંઇ કરવા જેવું લાગે તે વિચાર કર્યા વગર ઝટ ને પટ કરી નાંખવું, કારણ કે,

The Bird of Time has but a little way
To fly-and Lo! the Bird is on the Wing.

'સમય પંખીને થોડુંજ અંતર ઉડવાનું છે ને એણે તો ઉડવું પણ શરૂ કરી દીધું છે.'

જીવનને આ દૃષ્ટિએ નિહાળીને ઓમર પોતાને માટે એક પ્રકારનું આદર્શ જીવન કલ્પે છે ને તેમાં સહચર્ય કરવા પોતાની પ્રિયાને નિમંત્રે છે:

'વેરાન રણ ને લીલોતરીવાળા પ્રદેશના સંગમ પર આછાંઆછાં ઉગેલાં ઘાસ પર આવીને મારી પાસે બેસ; અહીં ગુલામો ને સુલતાનોનાં નામ અજાણ્યાં છે, ને જીવન એટલું આનંદદાયક છે કે તખ્તનશિન સુલતાન મહમદની દયા ખાવાનું મન થાય.

'અહીં ઝાડની છાયામાં રોટલો, શરાબનું પ્યાલું ને કવિતાનું પુસ્તક લઇ બેસીએ ને તું પાસે બેસી આ વેરાનમાં ગાય તો એ વેરાન સ્વર્ગ બની જાય'

પણ ઓમરના જીવનના સિદ્ધાંતો આપણે સ્વીકારીએ, એની આનંદજીવનની કલ્પના સાથે સંમત થઇએ, છતાં એ કહે છે તેમ ભૂતકાળને છેક વિસરી દેવાનું ને ભવિષ્યની ચિંતામાં ન પડવાનું કેટલે અંશે શક્ય છે એ વિચારવાનું છે. એ પોતેજ એમ નહોતો કરી શકતો એ એનાં કાવ્યની છેવટની લીટીઓ પરથી જણાય છે:

'ગુલાબને લઇને વસંત ચાલ્યો જાય છે! જુવાનીનું સુગંધી છાંટેલું પુસ્તક બંધ થઇ જાય છે! ડાળીમાં બેસીને ગાતું તે બુલબુલ કોણ જાણે ક્યાંથી આવ્યું હતું ને ક્યાં ઉડી ગયું! અફસોસ!

'વ્હાલી! નસિબદેવી સાથે કોઈ રીતે ગોઠવણ કરીને આ બધી શોકકારક ઘટનાને આપણે આપણા હાથમાં લઈ શકીએ તો એના ચૂરેચૂરા કરી નાંખી આપણી ઇચ્છા પ્રમાણે એને ફરીથી ન ઘડીએ?'

આ લીટીઓ એનું ખરું હૃદય આપણી આગળ રજુ કરે છે, એ વાંચી આપણને લાગે છે કે એ પણ બિચારો આપણા જેવીજ લાગણીઓવાળો સામાન્ય માણસ હતો, ને ત્યારે આપણે એને ચહાવા લાગીએ છીએ.

આખાં વિશ્વની ઘટનામાં મનુષ્ય ઘણો ક્ષુલ્લક અંશ છે. પણ એનાં પોતાનાં મનથી તો એ બધુંજ છે. જીવનની છેલ્લી ઘડીઓ સુધી એને એક આશા રહે છે કે થોડો વખત પણ હું લોકોને સાંભરીશ, કોઇક વાર, પ્રસંગોપાત પણ મારે માટે આંસુનાં બે ટીપાં પાડશે.' આ આશાજ મનુષ્યનું આખું જીવન ઘડવામાં સહાયભૂત થાય છે, એ આશાજ ઘણાને જીવનના સુપંથે દોરે છે. ઓમરને પણ એવી આશા હતી, ને પોતાનાં કાવ્યના અંતે એ ગાય છેઃ

Ah, Moon of my Delight who know'st no wane,
The Moon of Heav'n is rising once again:
How oft hereafter rising shall sho look
Through this same Garden after me–in vain!

'મારા આનંદના અક્ષય ચન્દ્ર! આકાશનો ચન્દ્ર ફરી એકવાર ઉગે છે તે જો:– હવે પછી ભવિષ્યમાં કેટલીયે વાર ઉગીને આજ બાગમાં એ મને શોધશે–ને મને નહિ દેખે!'

And when Thyself with shining Foot shall pass
Among the Guests Star–scattered on the Grass,
And in thy joyous Errand reach the Spot
Where I made one–turn down an empty Glass!

'અને તારાઓની પેઠે ઘાસ પર વેરાયલા મીજબાનો વચ્ચે થઇ તારાં પ્રકાશિત પગલાંથી તું જ્યારે પસાર થાય, ને શરાબ પાવાનું તારૂં આનંદદાયક કાર્ય બજાવતાં હું બેઠો હું ત્યાં તું આવી પૂગે–ત્યારે એક પ્યાલું ત્યાં ઢાલવી દેજે!'

દારૂ નિષેધના આ જમાનામાં દારૂનાં પીપનાં પીપ ઢાલવી દેવાને અમે તૈયાર છીએ. પણ તે તારે ખાતર નહિ; દારૂ પ્રત્યેના અમારા અણગમાને લીધે, તારે ખાતર તો, ઓ કવિ! અમે અમારાં હૃદયનો પ્રેમ ઢોળીશું!

---

## પ્રેમી–મુસાફરને:

મુસાફર! તું મારી પાસ આવ ને મારા આ નિર્માલ્ય દિલનો ભાગીદાર બન; ને મારા દિલના દર્દને તારામાં તું સમાવી લે. ને પછી ઇશ્કના પેલા શેરાબખાનામાં જે શરાબ વહેંચાય છે તેની બે ભરપૂર પ્યાલીઓ કે જેથી તું ને હું આ દુનિયાના દર્દથી છૂટા થઇ તે ઇશ્વરના સુખમાં ડૂબી જઇએ.

—હાફિઝ.

# કોનો વાંક!

## એક આત્મકથા.

લેખક:
કનૈયાલાલ માણેકલાલ મુનશી.

## પ્રકરણ ૭ મું.

## મહાયોગી મહારાજને શરણે.

(ગયા અંકથી ચાલુ.)

[ ૩ ]

વિષય " नियतं कुरु कर्मत्वं " હતો, અને થોડો વખત એના પર થતા શાસ્ત્રીય વિવેચનમાં મને રસ ન પડ્યો. પણ પછી તો જાણે પ્રવચન મારેજ માટે હોય એમ લાગ્યું.

" કેટલાક લોકો-વિદ્વાન પણ તુચ્છ બુદ્ધિના-પાશ્ચાત્ય કેળવણીથી સંસ્કારચ્યુત થઈ કર્મ કરવા માંગે છે-પણ નિયત-શાસ્ત્રવિહિત નહિ: આપણાજ શહેરમાં સમાજ ઉદ્ધારવાનો પ્રયાસ થોડા કાલ થયાં શરૂ થયો છે. સંસાર તો સુધારવો છે, પણ શાસ્ત્રની મદદ લેવી નથી. તેમને ઘરતો બાંધવું છે પણ સ્થાપત્યના નિયમો સ્વીકારવા નથી, સમુદ્ર તો તરવો છે પણ નાવનો ત્યાગ કરવો છે. અને આ રેતીનો બંગલો બાંધવાનો પાયો સ્ત્રીઓના સ્વચ્છંદ પર રચવા તેઓ માંગે છે. શું મુર્ખાઈ! બધા સંતોષાય પણ

न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ।

પ્રચંડ તરંગોથી ભયંકર બનેલો દરિયો પણ તરાય; વિફરેલો નાગ પણ મસ્તક પર રાખી શકાય, મહા મહેનતે સસલાનું શૃંગ પણ હાથ આવે-પણ ભર્તૃહરિ મહારાજ કહે છે કે न तु प्रतिनिविष्ट मूर्खजनचित्तमाराधयेत् ।

સ્ત્રી એ સંસારતારિણી છે; જગતઉદ્ધારિણી છે, પણ જગદમ્બાનો અવતાર છે. તેના આચાર ને વિચાર પર બ્રહ્માન્ડનો આધાર છે-તેના સ્વચ્છંદથી પ્રલય કાલ પર્તે છે. માટેજ મનુમહારાજ કહી ગયા છે.

" न स्त्री स्वातंत्र्यमर्हति "

મારું હૃદય ઉછળી રહ્યું. મહારાજ-મારે માટે બોલતા હોય એમ લાગતું હતું; ઘડી ભુરકું પણ મારા વિચારો ભુલી મહારાજના સત્રોની સત્યતા જોઈ રહી.

"પણ આપણા સ્વચ્છંદી સમાજઉદ્ધારકો સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવા એકે પગે થઈ રહ્યા છે; અને એમ સમજે છે કે વિધવાઓના પુનર્લગ્નમાં આ સ્વાતંત્ર્ય સમાઇ ગયું છે. પણ તેઓ વિસરે છે-મહાકવિ કલાપીનું સૂત્ર "છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કંઇ."

"શાસ્ત્રે કરેલો વિધવાવિવાહનો નિષેધ સંકારણ છે. કયાં તો સમાજમાં વિધવાઓ રહેવા દો, કે નહિ તો, કુમારિકાઓ રાખવી પડશે. વિલાયતની હાલ સ્થિતિ છે તે આપણી થશે. સંસારમાં દુ:ખ તો છેજ; પણ મોટું દુઃખ છોડી નાનું દુઃખ સ્વીકારવામાં જ વિવેક બુદ્ધિ જણાય છે.

નારી નિંદા નહિ કરો, નારી રત્નની ખાણ,
તેમાં સૌ પેદા થયા, ધ્રુવ પ્રલ્હાદ સમાન.

પણ જો વિધવાવિવાહ પ્રચલિત થાય ને સમાજ અપરિણીતાઓથી ઉભરાય તો શી દશા થાય ? કયાં તો ખાણમાંથી રત્ન ન નીકળે-કે કયાં તો તેમાં પત્થર પાકતા થાય. અર્જુને ગીતાજીમાં કહ્યું છે તેમ-

"अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ १"

જ્યારે આ શ્લોકોનું તાત્પર્ય મહારાજ સમજાવી રહ્યા ત્યારે મારા મગજ પરનું અજ્ઞાન પડળ અને મેં કેવા ઘોર વિચારો કર્યા હતા તેનું મને ભાન થયું હોય એમ લાગ્યું. પણ તેઓ આગળ ચલાવ્યું.

---

૧ અધર્મે ઘેરતાં થાય દુષ્ટાચારી કુલસ્ત્રીઓ;
સ્ત્રીઓ દુષ્ટ થતાં, કૃષ્ણ ! જન્મે છે વર્ણસંકર.
કુલને કુલઘાતીને નાંખે સંકર નર્કમાં;
પડેજ ત્હેમના પિત્રિ લોપાતાં પિંડ તર્પણ.
વર્ણસંકરકારી આ દોષથી કુલઘાતીના
ઊખે છે જાતિ ધર્મો, ને કુલ ધર્મોય શાશ્વત.
કુલ ધર્મો ટળ્યા જેના, તે જનોના જનાર્દન !
સદાનો નર્કમાં વાસ, થાય એમ સુણેલું છે.

(ન્હાનાલાલ)

" પૂર્વે એક ત્રીયારાજ્ય હતું ત્યાં કુંવારી કન્યાઓ રાજ્ય કરતી. ત્યાંની રાણી કુમારિકા હતી; ત્યાં સૈનિકો પણ કુમારિકા હતી. તે રાજ્યમાં મહાગુરૂ મત્સ્યેન્દ્રનાથ વિચર્યા; અને જે તપસ્વી ઉર્વશી ને મેનકાથી ન ચળ્યા તે સ્વચ્છંદી કુંવારિકામાં ફસાયા ને યોગભ્રષ્ટ થયા.

" આ કારણથી ત્રિકાલજ્ઞ મહર્ષિઓએ કન્યાને અપરિણીત રાખવાનો નિષેધ કર્યો છે. અને જો કન્યાઓને અપરિણીત ન જ રહેવા દેવી હોય, અને વર્ણાશ્રમની પવિત્રતા જાળવવી હોય, તો વિધવાને પરણતી અટકાવવી જોઇએ. આ બધાં રહસ્યો સમાજશાસ્ત્રથી અણજાણ બીચારા સમાજ–ઉદ્ધારકોને ક્યાં જોવાની પરવા છે ?

"અને આ બધા કરતાં વિધવાની સ્થિતિમાં જે વિમલતા છે તે શામાં છે ? નિશ્ચલ તપ તપતી તે માતાઓ તો અવનિનો આધાર રૂપ છે. તેજ ખરી પુણ્યશાળી છે, તેજ ખરી વેદાન્તી છે: તેમની કુટુંબજાળમાં એક કુટુંબ નથી–પણ આખી વસુધા છે. તેમને એક ઘરનાં આંસુ લુંછવાનાં નથી પણ આખી દુનિયાનાં દુઃખ વિસ્સરવવાના છે. અને તેની એકતાનતા સગાંવહાલાં સાથે નથી, પણ આખા જગત જોડે છે, અવિનાશી પ્રભુ જોડે છે.

" સંસારીનું સુખ કાચું, ઝાંઝવાના નીર જેવું,
તેને તુચ્છ કરીએ રે.
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર શીદ જઇએ રે.
પરણ્યું તો પ્રીતમ પ્યારો; અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભય ટાળ્યો રે.
મીરાબાઇ બલિહારી, આશા મને એક તારી,
હવે હું તો બડ ભાગી રે.
મોહન તારા મુખડાની માયા લાગી રે "

મહારાજની ગાવાની કલા પણ અદ્ભુત હતી, અને આ પદ પુરૂ કરતાં તો છેલ્લી લીટી બંધાએ ઉપાડી લીધી.

[ ૪ ]

સાડાનવનો ટકોરો થતાં પ્રવચન પુરૂં થયું. મહારાજે હાથ લંબાવી આશીર્વચન ઉચ્ચાર્યું "ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ"

શ્રોતા જનોએ નિસાસો મુક્યો. શબ્દ જાળનો જાદુ પુરો થતાં તેમની જાણે જીવન દોરી તુટી ગઇ હોય એમ લાગ્યું. ત્યાં બેઠેલી વિધવાઓના મુખ પર વિજય તેજ છવાઇ રહ્યું હતું.. ઘણી સધવાઓના હૃદય આવા પ્રભુ જીવનના લ્હાવા લેવાની તક ગઇ જાણી ખિન્ન થયતાં હોય એમ લાગ્યાં. હું પણ મારા ગાંડપણ તરફ તિરસ્કારથી જોઇ રહી અને મારૂં ભાગ્ય આડ વો મને આ ભૂમિકા પર નગર મહેનતે લઇ આવ્યું તે યાદ આવતાં પસૈવાર મારૂં હૈયું ગર્વે ઉછળી રહ્યું.

ભક્તોએ મહારાજને ફરીથી હાર પહેરાવ્યો ને તે ઉઠીને અંદરના ખંડમાં ચાલ્યા ગયા. લોકો

"તું બીન અનુભવી છે—આપણા સંસારની રચના વિચિત્ર છે. મળશે, તો મોટા આમરો, તેના કરતાં વૈધવ્ય સારૂં લાગશે.

"નહિ મળે તો પણ હું સુખ ભોગવીશ. પરણવામાંજ બધું સુખ સમાયું નથી. પણ આવા ક્રુર સંસારની ગુલામ હું રહેવાની નથી..."

"તે હું ક્યાં કહું છું. થોડો વખત મારૂં માને તો તને સુખ પણ મળશે ને સ્વાતંત્ર્ય મળશે"

"કેવી રીતે ?"

"મન મારવાથી. તેજ બાંધે છે, ને છોડે છે."

"તે કેમ મરાય. દશ વર્ષ બહુ ફાંફાં માર્યાં" મેં કહ્યું.

"પણ ત્યારે તું સંસારમાં હતી; હવે તેને તીરે ઉભી છે. ગભરા નહિ, હું રસ્તો બનાવીશ"

"આપ તો સમર્થ છો. પણ મારૂં મન સંસારી છે, લીપ્સાવાળું છે. આપનો બોધ નિરર્થક જશે."

મહારાજ જરા હસ્યા "બાઈ ઉતાવળી થા માં. તું કોની સાથે વાત કરે છે તેનું તને ભાન નથી. બહાર લોકો આવે છે, પ્રવચન સાંભળે છે, ને ઘેર જાય છે; પણ મારા પ્રભાવનો ખ્યાલ તેમને આવતો નથી. તું સંસારી છે, દુઃખી છે, અકળાયલી છે. હું યોગી છું, આનંદ સ્વરૂપ છું. થોડા દિવસમાં તું સુખી ને સંતોષી થશે. તારામાં બુદ્ધિ છે, હિંમત છે. તું હજારમાં એક છે. તુંજ અસાધ્ય સાંધી શકશે."

મહારાજના શબ્દો વહ્યા જતા હતા પણ તેની આંખો પાછી નિશ્ચલ થઈ ગઈ હતી. હું પાછી હિંમતહ થઇ ગઇ, મારૂં ભાન જવા માંડ્યું. મારૂં માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. મારી નજરે તેની મૂર્તિ વધારે તેજસ્વી ને પડછંદ થવા માંડી; પલે પલે મોટી થતી તેની આંખોમાં અખિલ વિશ્વ સમાયું હોય એવો ભાસ થવા લાગ્યો.

તેની સામું જોવા ઘણી મહેનત કરી, પણ તેની આંખોનું તેજ મારાથી નહિ સહેવાયું. મેં આંખો મીચી. મને લાગે છે કે બે પલ હું બે ભાન રહી.

મારા કાન પર મહારાજનો શાન્ત સ્વર ફરીથી અથડાયો "મોહન ! માનકુંવર બાને મોકલ"

હું ઝબકીને સાવધ થઇ ને બીજે પલે માનકુંવર કાકી આવ્યાં.

"માનકુંવર આ !" મહારાજે તેને કહ્યું "આ છોકરીની વ્યથા હું સમજ્યો છું. એને સુખી કરજો. સચ્ચિદાનંદ કરશે તો એ સુખી થશે. તમે સુખેથી જાઓ."

માન કુંવર કાકીએ પ્રણામ કર્યા ને મહારાજે તેને આશીર્વાદ આપ્યા.

"મોહન !" મહારાજે પાર્શ્વકને કહ્યું "આ બાઇને ઘરમાં આશ્રમમાં લઈ જઈ રાખ" હું મૂંગે મોંએ નમન કરી, મોહન સાથે બહાર નીકળી.

# પ્રાસંગિક નોંધ

## રણજિતરામ જયંતિ.

('ચેતન' માટે ખાસ.)

જયંતિ શબ્દને ગૂજરાતમાં રૂઢ કરનાર સ્વ. રણજિતરામ વાવાભાઇ મ્હેતાની ચોથી જયંતિ જેઠ શુદ ૧૪ (એમના અવસાનની દેશી તિથિ) તા. ૧૯મી જૂનને દહાડે અમદાવાદમાં પ્રેમાભાઇ હોલમાં શ્રી. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવના પ્રમુખપણા હેઠળ ઉજવાઇ હતી. એ પ્રસંગે સ્વ. રણજિતરામ વિષે બે શબ્દો કહેવા માટે એમના ગાઢ પરિચયમાં આવનાર શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા નડિયાદથી આવ્યા હતા.

શ્રી. ચન્દ્રશંકરે એમની મીઠી અને રસભરી વાણીમા સ્વ. સાથેના પોતાના સંબંધનો 'પાયો નંખાયો' તે પ્રસંગથી માંડીને એમના અવસાન સુધીના દશબાર વર્ષના ગાળામાં એમની સાથે ગાળેલા સ્નેહજીવનનાં કેટલાંક સ્મરણો વર્ણવ્યા હતા. સાધારણ રીતે જયંતિ જેવા પ્રસંગે વ્યાખ્યાનો ગંભીર ને પ્રૌઢ ભાવભરી ભાષામા અપાય છે. એને સમયે વાતાવરણ ભારે ભારે હોય છે. શ્રોતાજનો ભારેખમ થયા હોય છે. રસ ચમકાવવાને માટે સદાના ખંતેખર શ્રી. ચન્દ્રશંકરે આ પ્રસંગને વધારે રસમય ને સચોટ બનાવવા માટે પોતાનું વ્યાખ્યાન બહુ રમૂજી ભાષામાં આપ્યું. પણ એમની એ રમૂજ હદ ઉપરાંતની હોવાને લીધે મૂળ પ્રસંગને યોગ્ય સચવાતી જોઇતી ગંભીરતાને કંઇક અંશે અન્યાય થયો હતો. (ને એટલે સુધી કે વ્યાખ્યાનને, અંતે જ્યારે સ્વર્ગસ્થની અવસાન વેળાનું અતિ કરૂણ ચિત્ર એ અત્યંત આર્દ્ર ભાષામા ચીતરી રહ્યા હતા અને શ્રોતાઓનાં હૃદય પીગળી ગયાં હતાં તે સમયે કરૂણતાના ચિત્રમાં એમનાથી રમૂજનો એક શબ્દ વપરાઇ ગયો હતો; કે જે તદ્દન અસ્થાને અને અરૂચિકર થઇ પડ્યો હતો.) એમનું વ્યાખ્યાન હદ ઉપરાંત રમૂજી હતું. મુખ્ય વ્યાખ્યાનકર્તાની એ રમુજ અને પાછળથી પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતા કરેલું કેટલુંક વિષયાંતર—એ બે વાતો બાદ કરતાં, આખી જયંતિનું કાર્ય એટલું તો સાંગોપાંગ રીતે પાર ઉતર્યું ને એમાં, એટલો તો રસ પડ્યો કે 'બે કલાક ક્યાં ગયા એ જણાયું નહિ.'

પાછળથી ઉપસંહારમાં પ્રમુખશ્રીએ જણાવ્યું તેમ શ્રી ચન્દ્રશંકરે શ્રોતાજનો સમક્ષ રણજિતરામ વિષેનાં પોતાનાં સ્મરણો કહેતાં એવડી કથા કહી હતી—બેવડાં ચિત્રો દોર્યાં હતાં. એક

---

* આટલો બધો રસ દોષયુક્ત અને અસ્થાને મનાયથી રમુજને આભારી તો નહિ હેય? વળી પ્રસંગને "રસમય ને સચોટ" બનાવવા માટે જ વ્યાખ્યાતાએ હાસ્ય રસ અજુગતી રીતે આણ્યો હોય તેમ માનવા કરતાં આ પ્રશ્નને જરા જુદા દૃષ્ટિબિન્દુથી અવલોકતાં તેમને વિશેષ ન્યાય થશે.—પોતાના વ્યાખ્યાનની આવી અસર કેવી રીતે થઇ તે સમજાવવા માટે વ્યાખ્યાતાએ આ ચાર વિશેષણો અમારી સમજ પ્રમાણે વાપરેલાં "Human, humorous, realistic and anecdotal." અને તેથી, રણજિતરામ સાથેનાં પ્રસંગો જે રૂપમાં બન્યા તેજ રૂપમાં તેનું વર્ણન કરતાં બીજી રીતે કહેતાં રમુજ વિષયગત હતી, કેવળ વ્યાખ્યાનગત નહોતી એમ જણાય છે.—આ વિષય પરત્વે અન્ય મંડળોમાં પણ ચર્ચા જાગેલી હોવાથી આટલો ખુલાસો આવશ્યક ધાર્યો છે.—અધિ.

રણજીતરામનું અને બીજું એમનું પોતાનું; પણ સ્વર્ગસ્થનું ચિત્ર પૂજ્યભાવ, પ્રૌઢતા અને મમતા ભરી લાગણીની પીંછી વડે અને પોતાનું નમ્રતાની પીંછી વડે.

એમણે કહેલી સંસ્મરણની વાતોના બધાજ પ્રસંગો અહીં નથી આવ્યા. જેટલા ઉપયોગી ને સચોટ જણાયા છે તેટલાજ આપ્યા છે. અને તે બધા બને ત્યાં સુધી શ્રી ચન્દ્રશંકરના શબ્દોમાંજ (રમુજ બાદ કરીને) પણ ટુંકામાં સાર રૂપે આપવા યત્ન કર્યો છે, અલબત, અક્ષરશઃ તો નહિજ.

'મુંબઈમાં સ્વ. ગોવર્ધનરામભાઈ અંતકાળ હતા તે સમયે (ઇ. સ. ૧૯૦૬-૭ માં) મારે રણજીતરામ સાથે પ્રથમ ઓળખાણ થયું. ગોવર્ધનરામભાઈનો મંદવાડ ગંભીર થતો જતો હતો. અને એ હવે નહિ બચે એમ સૌને લાગવા માંડ્યું હતું પણ પ્રૉ. ગજ્જર બધાને હિંમત દેતા. એક દહાડો પ્રૉ. ગજ્જરે કહ્યું કે પ્રૉ. સાંકળચંદ શાહ અંતકાળ માંદા હતા તે વખતે ડૉ. બ—એ એમને ચમત્કારિક દવા આપી ચમત્કારિક રીતે સાજા કર્યા હતા. આપણે પણ એ ડૉ. ને બોલાવી દવા કરાવી જોઇએ. પણ એ ડૉક્ટર ને બોલાવવા કોણ જાય? કોઇ એમને જાણતું ન હતું. એ સમયે રણજિતરામ ત્યાં હતા. એમણે કહ્યું: હા, હું એ ડૉ.ને વિષે જાણું છું. હું હમેશાં ફરવા જઉં છું ત્યાં રસ્તામાં એમનો બંગલો આવે છે. આમ કહીને એમણે એ ડૉ. વિષે એટલી માહિતી આપી, જાણે 'એનસાઇક્લોપીડિયા' માંનું લખાણ! આપણે ફરવા તો રોજ જઇએ છીએ, અને એ વખતે રસ્તામાં ઘણાએ ડાક્ટરો, વકિલો કે એન્જિનિયરોના બંગલા આવતા હશે, પણ એ બંગલાઓમાં વસનારાઓમાંના એકાદ વિષે કોઇ આપણને કંઇક માહિતી પૂછે છે તો આપણે નથી કહી શકતા. આમ ઘણીએ વાર બને છે. સ્વ. રણજિતરામની અવલોકન શક્તિ ને નિરીક્ષણ શક્તિ એટલી ઝીણી ને તીવ્ર હતી કે એમના જીવન માર્ગમાં આવતી પ્રત્યેક વસ્તુનું એ જાણી શકે તેટલું જ્ઞાન મેળવી લેતા."

"ઉપલા બનાવ પછી ગોવર્દ્ધનરામભાઈ તો ગુજરી ગયા. અમારો સંબંધ દિવસે દિવસે વધતો ગયો. એ સમયે સ્વદેશ સેવાનો પવન દેશમાં વાતો હતો. વિજ્ઞાન શાસ્ત્રમાં જોડાઇ, તેમાં કંઇક નવીન શોધખોળ કરીને દેશને ઉપયોગી થઇ જઇએ એવા ઉત્સાહ ને આશાથી હું પ્રૉ. ગજ્જરની લેબોરેટરિમાં દાખલ થયો. હું ત્યાં પ્રયોગો કરતો ત્યારે રણજિતરામ આવતા. પ્રયોગો પ્રયોગોને ઠેકાણે—ચૂલા ઉપરજ—હોય. અને હું ને રણજિતરામ એક બાજુએ બેસી અનેક પ્રકારના પ્રસંગો ચર્ચે જતા. ગૂજરાતમાં સ્વદેશાભિમાન કેમ પ્રકટાવવું, ગૂજરાતમાં કેવી સંસ્થાઓ સ્થાપવી, નવું ને મહદ્ ગૂજરાત કેમ ઘડવું—વગેરે વિષયોપર વાતો ઉપર વાતો રણજિતરામ કર્યેજ જતા.

"એ વખત મુંબઇમાં બીજી સાહિત્ય પરિષદ ભરાવાનો હતો અને શ્રી. હીરાલાલની ઑફિસમાં એની તૈયારીઓ થતી હતી. એ પરિષદમાં સાયન્સ ઉપર એક નિબંધ વાંચવા માટે તૈયાર કરવાનું મને રણજિતરામે કહ્યું. મેં કહ્યું: 'અરે! પણ સાયન્સ ઉપર લેખ લખું? અને તે હું?!' એમણે કહ્યું: 'હા; તમેજ એ લખી શકશો.' પ્રૉ. ગજ્જર પાસેથી તેને માટે વિષય અને માહિતી મેળવી લેજો. પ્રૉ. ગજ્જરને આ વાત કરી, એટલે એમણે તો એમની આખી લાયબ્રેરી બતાવી દીધી ને કહ્યું કે 'આ બધી ચોપડીઓ રહી; એમાંથી મદદ પડે તે લઇ જાવ, વાંચીને વિષય ઉપજાવી કાઢો.' મેં તો સાયન્સ વિષે ઘણુંજ ઓછું—અરે બિલકુલ નહિ—વાંચેલું કે જોયેલું; એટલે એટલી મોટી લાયબ્રેરીમાંથી વિષય પસંદ કરવો એ તો મોટી મુશ્કેલીની વાત થઇ પડી. આ વખતે રણજિતરામ મ્હારી કુમકે આવ્યા. લાયબ્રેરીમાંથી એમણે પચીશ ત્રીશ પુસ્તકો કાઢી

કાઢી મને આપ્યાં. અને એ વાંચી જઈ તે પરથી એક નિબંધ ઉપજાવી કાઢવાનું કહ્યું. સાયન્સનું પણ એ એટલું વાંચતા. એમનો અભ્યાસ અતિ વિશાળ અને સર્વદેશી હતો. એમનું વાચન એટલું વિસ્તૃત હતું—એમનું જ્ઞાન એટલું બહોળું હતું, કે ગમે તે વિષય વિષે એમની પાસેથી પૂરતી માહિતી મળી શકે."

"પ્રેરણા પાનાર, નવો ઉત્સાહ ને નવું બળ રેડનાર, કાર્યના પ્રદેશમાં ઘૂમવા માટે જોમ પ્રકટાવનાર એમના જેવો જબ્બર કોઈ નહિ. ઉગતા લેખકોને મળી સૂચનાઓ કરતા, વાંસો થાબડતા ને તેને ઉત્સાહથી ભરી મૂકતા. ઉપલો નિબંધ મેં તૈયાર કર્યો ત્યારે એમણે જે અભિપ્રાય આપ્યો, તે આત્મશ્લાઘા થવાની બીકે અહીં નથી જણાવતો. જો કે એમાં એટલી ઉત્તમતા ન હતી, તો પણ નવા કાર્યપ્રદેશમાં પડનારાઓની પીઠ થાબડવાની એમની રીતનું એ પરથી મને તો બહુ ભાન થયું. એક દહાડો એમણે મને કહ્યું: 'ચન્દ્રશંકર! મારે તમારાં કાવ્યો તમારી સાથે વાંચવાં છે.' અમે એમ્પ્રેસ બાગમાં ગયા. મેં એમને એ વાંચી-ગાઈ સંભળાવ્યાં. એમણે કહ્યું: 'મને આ બધાં ગમે છે. તમે આનો સંગ્રહ છપાવો તો?' પ્રેરણા સીંચનાર તો એ એવા હતા, કે એમની સાથે વાતો કરીને છૂટા પડ્યા પછી આપણને જાણે એમજ થાય કે કંઈનું કંઈ કરી નાખીએ."

"પોતાને ઉત્તમ લાગે તે અને નવા લેખકોની નવી કૃતિઓનો પ્રચાર કરવાને તો એ મિશનરીની દૃઢતાથી કામ કરતા. એક દહાડો, એ હાથમાં 'વસંતોત્સવ' લઈને મારે ઘેર આવ્યા. એ વખતે કવિ ન્હાનાલાલનું એ પુસ્તક તુરતમાંજ બહાર પડેલું, ને એમની નવીન શૈલીની નવી કૃતિ ગૂજરાતમાં પહેલવહેલીજ પ્રસિદ્ધ થયેલી. ન્હાનાલાલની એ પ્રકારની કૃતિઓ એમને બહુ ગમતી અને એનો પ્રચાર એ બહુજ આગ્રહથી કરતા. હું એ વખતે કાયદાનું વાચતો હતો. મારે ઘેર આવી, મને નીચે બોલાવીને કહ્યું: 'ચન્દ્રશંકર! બોલો, શું વાચશો? 'તરીખાતનું' કે વસંતોત્સવ?' મેં કહ્યું: વળી, વસંતોત્સવ શું?' એમણે મને એ બતાવ્યું, એનો આશય વિસ્તારથી સમજાવ્યો. એ પ્રતિ મારું મન લલચાવ્યું, પોતે જાતે એ વાંચી બતાવ્યું અને મને એનો રસ લગાડવા પોતાનાથી બન્યું એટલું કર્યું."

"પૂનામાં પટણી સાહેબના સેક્રેટરી તરીકે એ હતા, ત્યારે હું ત્યાં હતો. અમે, બન્ને દરરોજ મળતા અને સાથે ફરવા જતા. એમનામાં બે ખાસિયતો હતી. એક તો એ કે એ ખૂબ વાતો કરતા. અને બીજું એ ખૂબ ચાલતા. ફરવા નીકળે એટલે એ સાથ ચાલ્યા કર્યાજ કરે, ને વાતો કર્યે જ જાય. કેટલા માઈલ ચાલ્યા તેનો હિસાબ નહિ. પૂનામાં ચોમાસું બહુ રમણીય હોય છે. ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય ત્યારે એમજ મન થાય કે બધે ફરવા નીકળીએ, પણ આમાજ ફરવા જઈએ.' અમે બન્ને ઘણીવાર આમ સાથે ફરવા ગયેલા. એકવાર ફરવા નીકળ્યા. આઠ માઈલનું મોટું ચક્કર માર્યું. આખે રસ્તે એમની વિવિધ વાતો તો ચાલતીજ. કંપની મિલિટરી વ્યવસ્થા; રસ્તામાં આવતા ગરનાળાનું બાંધકામ, વચ્ચે વચ્ચે જણાતા પેશવાના વખતના જબરજસ્ત કારભારની વાતો; વગેરે વિષયો પર; સર્વત્ર કુદરતના સૌન્દર્યની રમણીયતા, વિવેચન અને ટીકાઓ એ ચાલતાં ચાલતાં કર્યે જતા હતા. એવામાં એ એકદમ અટક્યા અને મને પૂછ્યું: 'ચન્દ્રશંકર, તમને અથાણાનો શોખ ખરો કે?' મેં હા કહી. એમણે ફરી પૂછ્યું: 'તમે કયાં જોયાં, તમે કઈ કઈ જાતનાં અથાણાં જોયાં-ખાધાં છે?' મેં યથાશક્તિ જાતો ગણાવી-વર્ણવી. એમણે પણ એ વિષે થોડી માહિતી ઉમેરી અને પછી બોલ્યા: 'તમે 'અથાણાં' ઉપર 'સુન્દરીસુબોધ'માં એક લેખ

[વર્ષ ૨ જું.] નવેમ્બર ૧૯૨૧. [અંક ૬ મો.]

# ચેતન

## પ્રણયની જ્યોત.

પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:
હું તો આત્માને આંગણે ઉભી'તી, સખિ !
મ્હારા જીવનની તંત્રી જગાડી:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:

નયન-દોરે હું જાઉં છું તણાતી, સખિ !
પ્રાણ-પરવશતા એ તો અનામી:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:

જગત્ જાગતું મેં માન્યું અજાગતું, સખિ !
અહો, અમૃતધૂન એ અનેરી:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:

જીવન જીવ્યુ, મેં, જીત્યું-જીતાડયું, સખિ !
પ્રીતમ પુરૂષ. હું પ્રકૃતિ અનાદિ:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી.

—સૌ. સુવર્ણા.

# રઢિયાળા રાજવી !

રઢિયાળા રાજવી ! સ્નેહયોગ યોગી !
        માયા તમ મુખડાની મોંઘેરી રેઃ
પુણ્યોદક જાહ્નવી આ જગની ઘુમન્તી,
        શા શા ઉત્સવ નીર માણશોજી રેઃ

૨.

સાગર શા રાજ આપઃ હું તો ધોદુહિતાઃ
        ઉગું તમ ઉર રસનીતરી રેઃ
ઝૂલું હિંડોલે હસી હાસ્ય રાજ ! મીઠડાંઃ
        નિત્ય નિત્ય નવરૂપ નીરખી રેઃ

૩.

મારે દેવદેશ તમ ઉર્મિનાં નિમંત્રણઃ
        આંજું માંહિ અંજનો હું વિરલાં રેઃ
સંયમ ને શીલ સમાં યોજીએ વિનિમયઃ
        ભક્તિ ને જ્ઞાન રાજ ! ગુંજતાં રેઃ

૪.

જાજેં જી ઘેરાં અદ્વૈત ભાવ ઓપતાંઃ
        આત્માનાં ગીતડાં ઉચ્ચારતાં જી રેઃ
સહજયોતિ અમૃત અનંત રાસ ખેલતાં,
        એવાં એ વર્ષો દશ દિશામાં જી રેઃ

૫.

રઢિયાળા રાજવી ! સ્નેહયોગ યોગી !
        માયા તમ મુખડાની મોંઘેરી રેઃ
પુણ્યોદક જાહ્નવી આ જગની ઘુમન્તી,
        શા શા ઉત્સવ નીર માણશો જી રે.

૧૪-૧૧-૧૭                                        મંજુલાલ જ. દવે.

# એક દિન.

દિન એક ઉષા પ્રગટી ન જહીં,
નિકળ્યો—તુજ દર્શન કાજ સખી !
જુઉં મોર સશોક રડે,
ઘૂંળ ને બદબો રવડે;
અબ મન્દિર આવી શકું ન સખી ! ૧

દિન એક બપોર થયા ન જહીં,
નિકળ્યો—ગૃહ બંધ બધું નિરખી.
વજ્ર દ્વાર ટકોર કરૂં,
પછી નામ પૂકાર ભરૂં;
અબ મન્દિર આવી શકું ન સખી ! ૨

દિન એક સહાંજ પડી ન જહીં,
નિકળ્યો—ગૃહદીપકજ્યોત ઝગી;
ફળિયે, ઘર, વાડી ભમ્યે
મુજને નવ કોઇ મળે;
અબ મન્દિર આવી શકું ન સખી ! ૩

દિન એક ઘૂમે મધરાત જહીં,
નિકળ્યો—ઉભી હું પુરવાટ ભરી;
નજરે જબ મૂર્તિ ધરૂં,
ગઇ હું છુંપવી મુખડું;
અબ મન્દિર આવી શકું ન સખી ! ૪

દિન એક ઉષા પ્રગટી ન જહીં,
નિકળું નવ દર્શન કાજ સખી !
જુઉં મોર પ્રફુલ્લ ઝુલે,
તુજ કોમળ સોહ ખુલે;
અબ મન્દિર આવી શકું ન સખી ! ૫

કેશવજી પરમાર.

# મિલન.

લખનાર: અબ્બાસ અ. હુંજુરી.

ગાઢ અંધકારમાં તારાઓની મદમસ્ત આંખો ઝબકતી હતી. ચંદ્રની નૌકા ધીમે ધીમે આગળ વધતી હતી. મ્હારા નેત્રો પણ તેની વાટ જોતાં જોતાં ઝાંખી ગયાં. ચેતના જડભુત થતી ગઇ. મ્હારી આસપાસની વસ્તુસ્થિતિ વિસરવા લાગ્યો. વ્યાકૂળતા તથા બેકેજારીની વેદનાથી ક્ષણવાર મુક્તિ મળી. એવે તેના નૂપુરઝંકારનું સંગીત ઓરડામાં ગુંજી ઉઠયું: અર્ધ જાગૃતાવસ્થામાં હું તે ઝીલવા લાગ્યો. તે આવી ને મ્હારા ઓશીકે બેઠી. ને મ્હારા લલાટ ઉપર તેનો કોમળ કર મુકી મંજુલ સ્વરે બોલી, "વીર, શું ઉંઘો છો?"

આહ! હું શું કહું! તેની ઝુકેલી અગીગર આંખોથી સેંકડો વિદ્યુતધારા વહી રહી હતી, તેના સુરાસુમ્પિત ઓષ્ટોના મધુરાં હાસ્યમાં અને લજ્જાથી સંકોચાયેલા તેના અંગમાં અદ્ભુત જાદુ ભરેલાં હતાં.

તેના આગમનનો આભાર હું વાણીથી તો પ્રગટ કરી ન શકયો, પરંતુ મ્હારા રોમેરોમ તે દર્શાવવા લાગ્યા. તે પણ અબોલ રહી ન શકી. રૂંધાયેલા કંઠે પ્રેમથી કહ્યું; "વીર, ગભરાશ નહિ. વ્યાકૂળતાની અશુભ ઘડીઓ પૂર્ણ થઇ છે."

આ વખતે મ્હેં સ્પષ્ટ જોયું તો તેની આંખો સજલ હતી. અફસોસ, આ વખતે મ્હારી ઉત્કંઠા મ્હને સહાય કરતે અને હું તે પાત્રોને ચુમી લેતે-તે પાત્રો જે સુધારસથી છલોછલ ભરેલાં હતાં, યા તો તે પ્રિયતમા મ્હારી આ લાલસાને તૃપ્ત કરવા મ્હને મદદ કરતે, પરંતુ મિલનની આ મંગળ ઘડીએ ઉભયને ઉન્મત્ત બનાવી દીધા હતા.

મ્હને યાદ નથી કે મ્હારા હૃદયની શી સ્થિતિ હતી. માત્ર એટલુંજ યાદ છે કે તેનું પ્રત્યેક અશ્રુબિંદુ મ્હારી ઉત્કંઠાનું ચોકીદાર બની રહ્યું હતું.

આહ! અચાનક મ્હારા ચક્ષુઓમાંથી કેટલાક અશ્રુબિંદુઓ તેની સુંદરીના પાલવ ઉપર સર્યાં તથા તેના મુક્તાશ્રુઓ મ્હારા વક્ષ ઉપર ગબડી પડયા.

મ્હેં ગભરાઇ જોયું તો તેના પાલવ ઉપર 'વ્યાકૂળતા' તથા મ્હારા વક્ષ ઉપર 'પ્રેમ' શબ્દો લખાયેલા હતા.

હા, આકાશમાંથી સ્વર્ગના દૂતો પણ સ્વર્ગીય કંઠે આલાપી રહ્યા "'પ્રેમનું' બીજું નામ 'વ્યાકૂળતા', તથા સૌંદર્યનું બીજું નામ 'પ્રેમ'."

# ખુદાની સિતાર.

દિલનો એકરાર ન પિછાનતાં તે ચાલ્યો ગયો. ઓ ખુદા! હવીથી હું હેને બ્હાર નહિ જાઉં. ઓ મન! ખુદાની સિતાર બજવી લે–એનાજ તાલમાં તું મશગુલ રહે. એક વાર તું નીચું નમતું હતું–ખુદાઇ રહેમથી તું બચ્યું છે, તો ભલા! તું ત્યાં ન જઇશ જ્યાં હજારો મર્દો ખુવાર થયા છે.

—હાફિઝ.

# "એકદા જ્યહારે સાથે હતાં."

[ રવિબાબુનું આ સુન્દર ગીત ધી નેશનના તાજેતરના અંકમાં પ્રકટ થયું હતું.—અધિ. ]

એકદા જ્યહારે આપણ સાથે હતાં, ત્યહારે વસંત આપણી વાડીમાં આવી. હેણે કહ્યું, "હું આવું?" આપણે માટે કંઇ છાનો છાનો આનંદ તે લેતી આવી હતી; નવા પાંદડાંના ગીતો પણ હેણે આપ્યાં હતાં.

હું મ્હારા તરંગોમાંજ રમતો હતો; તું કાંતતી હતી. આપણે દરકાર કરી નહીં એટલે તે પાછી ગઇ. જતો રહેલો હેનો પંડછાયો જોયો અને રહી ગયલાં હેનાં ફુલ જોયાં ત્યહારે આપણે ચમકી ઉઠયાં.

વ્હાલી! તું દુર દેશોમાં ગઇ છું, અને વસંત આપણા વાડામાં આવે છે.

"હું આવું?" હેવી બુમ તે પાડે છે. બપોરની છાંય જેવા ગુંજારવને લેતી આવે છે, ને ફાગુનના વિરહી ઘુઘવાટ તે લેતી આવે છે. હું બ્હારીએ બેસું છું અને કહ્યું કંતાતું કંતાતું મ્હારે માટે દરદભર્યાં સ્વપ્ન કાંતે છે.

હવે જ્યહારે વસંતને છાનાં છાનાં દુઃખો જ મેટ આપવાં છે તો બાર ઉઘાડાં છે.

'પ્રેરિત.'

# પ્રેમને:

રાત અંધારી છે, ને મ્હારે શાન્ત જીવન ત્હારી નિદ્રા ય ઉંડી છે, જાગ, ઓ પ્રેમ જાગ;
કેમ ખોલવું તે મને નથી આવડતુંઃ ને હું દ્વાર બ્હાર ઉભો છું.
કાળ થંભે છે, તારાઓ ન્યાળે છે, વાયુ નિશ્ચલ છે ને મુજ અંતર મૌનનો ભાર છે,
જાગ, પ્રેમ, જાગ; મ્હારા ખાલી પાત્રને ભરછક ભરી દે ને સંગીતશ્વાસે રાત્રિનો ઘુમટ ખોલ,



# કેટલાક પત્રો.

લેખક:—મોહનદાસ કરમચંદ ગાંધી.

[આ સુન્દર મનન યોગ્ય પત્રો ગાંધીજીએ આફ્રિકાથી લખ્યા હતા. તે પ્રકટ કરવાની રજા આપવા માટે અમ્હે ત્હેમનો સમાન આભાર માનીએ છિએ. ગુજરાતમાં પોતાની દેશ સેવાથી જેમનું નામ ઘરગતું થયું છે અને જેમ્હને ગાંધીજી જોડે અંગત અને ગાઢ પરિચય છે તેવા એક વિદ્વાનના ઉપોદ્ઘાત તથા અન્ય વિગત સહિત યોગ્ય વખતમાં "ગાંધીજીના પત્રો" પુસ્તક રૂપમાં પ્રકટ કરવામાં આવશે એવી આશા છે. આ પ્રકાશનના કામમાં મદદ આપવા માટે અમ્હે ભાઇ મહાદેવ દેશાઇનો ઉપકાર માનીએ છિએ.—તન્ત્રીઓ]

પત્ર ૧.

કેપટાઉન, ફાગણ વદ ૨.

ભાઇશ્રી.

તમારો કાગળ વાંચ્યો, ને ફરી વાંચ્યો. શંકરાચાર્યે એક શ્લોક કહ્યો છે તેમાં એવું છે કે સમુદ્રને કિનારે માણસ બેસી ઘાસની સળી ઉપર પાણીનું બિન્દુ લઈ સમુદ્ર ઉલેચતાં જેટલી ધીરજ ને જેટલી વાર લાગે તેના કરતાં વધારે ધીરજ અને વખતની જરૂર મનને મારવામાં એટલે મોક્ષ સાધવામાં જોઇએ. તમે તો ઉતાવળા થઇ ગયા લાગો છો. મરણનો ભય બહુ મેં વિચાર્યું છે તો પણ મારોયે નથી ગયો. છતાં હું અધીરો નથી થતો, પ્રયત્નવાન રહું છું ને કોઇક દિવસે તો મુક્ત થઇશ. પ્રયત્ન કરવાનો એક પણ લાગ ન છોડવો એ આપણું કર્તવ્ય છે. પરિણામ લાવવું કે ઇચ્છવું એ પ્રભુ આધિન છે. પછી પંચાત શાને? માતા બાળકને નવરાવતાં પરિણામનો વિચાર નથી કરતી. તેનું પરિણામતો આવેજ છે. મરણ ભય ટાળવા—મનોવિકાર નસાડવા પ્રયત્ન કરી પ્રફુલ્લિત રહો એટલે જશે, નહીં તો વાંદરાનો વિચાર નહીં કરવાનો વિચાર કરતાં વાંદરો વિચારમાં

આવ્યાજ કર્યો એવું થશે. આપણે પાપયોનિમાંથી, જન્મ્યા, પાપકર્મથી દેહાધીન થયા. એ બધા મળ તમે એક પળમાં કેમ ધોઇ શકશો? "સુતર આવે તેમ તું રહે. જેમ તેમ કરીને હરિને લહે" એ બોધ અખા ભગતે કર્યો છે. તુલસીદાસજી કહે છે કે સંકટો હોય યા ન હોય પણ "રામ" નામ જપો. એટલે મર્વાશ સિદ્ધ. આપણે તો એજ અર્થ સિદ્ધ કરવાનો છે. એટલે તે જપ જપ્યાં કરજો. રામ કયા તે મનની સાથે નિશ્ચય કરી લેવો. તે રામ નિરંજન છે નિરાકાર છે, રાક્ષસી વૃત્તિઓના સમૂહ રૂપી રાવણનો દૈવીવૃત્તિઓ રૂપી અનેક પ્રકારના શસ્ત્રો વડે સંહાર કરનાર છે. તે પ્રાગટ્ય માટે ૧૨ વર્ષની તપશ્ચર્યા કરનાર છે. છેવટમાં શરીરને કે મનને એક ક્ષણભર પણ નવરા ન રહેવા દેવાં. ઉત્સાહપૂર્વક બન્નેને કામે લગાડવાં એટલે તમારી ઉપાધિ માત્ર ટળશેજ. બાકી તો પ્રભુ ઉપર ભરોસો રાખવો ને મારી ઉપર તે કાંકાં છે. એ બધા ભરૂસા ઉપરનું કર્યા પછી રામ આવશે. આપણે માગીએ તેવાજ દેવ મળે છે, એ યાદ રાખવું. તુલસીદાસે રામચંદ્રને માગ્યા ત્યારે કૃષ્ણથી રામ થયા અને લક્ષ્મીજી સીતાજી થયા



પત્ર ૨.

વૈશાખ વદ ૧૩ શુક્રવાર ૧૯૭૦.

આજે મને ઉપરાઉપરી ઘો વાગ્યા છે. ગ૧ ૨૪ કલાકમાં કંઇના કંઇ બનાવો બની ગયા છે. જેથી મારૂં મન થાકી ગયું છે. ગુસ્સાથી ભરપુર મારો સ્વભાવ આખો દિવસ રહ્યો છે. કોઇની વાત મને ગમતી નથી. ગઇ કાલે રાત્રે કે...ને એવા સખત શબ્દો કહેવા પડયા કે તે નાના બાળક માફક રોયા. મેં તેમને કહ્યું કે તમારે આમજ વર્તવું હોય તો મારી પાસેથી રજા લ્યો. (એટલે મારી સાથેનો મિત્રતાનો સંબંધ છોડી દ્યો.) તમારી મોજ મઝા હું સહન નહીં કરી શકું. મારી પાસે તરવારની ધાર ઉપર ચાલવાનું છે. વળી આજે ભાઇ જ...ને પણ મારી પાસે રોવું પડયું. આ બધા ઉપરથી જોઇ શકાશે કે હું ઘણો સખત થયો છું. સખત થાઉં છું તે તમારા માટે જ. મી. એન્ડરૂઝ, મી. ગોખલે, મી. પીઅરસન જેવાઓ અહીંને માટે બારે બારે બોલી ગયા છે. અને તેનું કારણ પણ અહીંનું શિક્ષણ છે. તમે ગીતાજીના શ્લોક પાઠ કરી જશો તેથી હું રાજી નહીં થાઉં. તમે ઇતિહાસ વાંચો કે નહીં, ગણીત ગણો કે નહીં, સંસ્કૃત ભણો કે નહીં તેની મને કંઇ પણ ચિંતા નથી. પણ તમે સંયમવૃત્તિ ધારણ કરો એ જરૂરનું છે. એ મારે જોઇએ છે. હું માણસનો ગુલામ થવાને ઇચ્છીશ, પણ મારા મનનો ગુલામ થવા નહીં ઇચ્છું. મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી. માટે તમે સમજીને મનને નિયમમાં રાખતાં શીખો. આવી સ્થિતિમાં તમે મારી પાસે રહી શકશો. નહીં તો મારે કોઇની જરૂર

નથી હું તમને કોઇને શીખવવાનું અભિમાન પણ રાખતો. પાસે એક શિષ્ય છે * જેને શીખવવું એ બારેમાં બારે કાળ શિક્ષણ આપવાથીજ હું તમારૂં કે હિન્દનું કે માનવ જાતનું ભલું અને તે હું પોતેજ છું. જેને હું મારૂં મન કહું છું. આમ બધ પોતાના શિષ્યો બનાવશે તેઓજ અહીં રહેવાને લાયક છે. આ જેનાથી ન છુટાય તે અહીં ન રહે એ બહેતર છે. તે અહીંથી છુટ તો તેણે ઠીક કર્યું કહેવાય. પણ સમજ્યા સિવાય (હેતુ પૂર્વક નહીં : સંચાની માફક કરવું) એ પાપ છે. એવું હું નથી ઇચ્છતો *

પત્ર ૩.

વકીલાત મારે ફરી નજ કરવી પડે તેમાંજ ઠીક છે, એમ બ ઇચ્છયા કરૂં છું. મારી હયાતીમાંજ આપણે ફીનીક્ષમાં સંપૂર્ણ ગરીબાઇ ભોગવીએ, એમ પણ હું ઇચ્છું છું; તેવો વખત ઇશ્વર પાસે માગું છું. પણ ચિન્હો બધાં વિપરિત જોઉં છું. આવતી કાલે પૈ નથી ને કેમ થશે, એવો અલભ્ય લાભ આપણને નથી મળવાનો એમ થયાં કરે છે. એ લાભ હું અલભ્ય ગણું છું, કેમકે તે સ્થિતિ દુનિયાંના મુખ્ય ભાગની છે. ને તે સ્થિતિ બુદ્ધાદિની હતી ને હવે પછી થશે. તે વિના આત્મારામ ન જાણી શકાય. એમ ચોકસ થયા કરે છે......એ આપણને જ્ઞાન શીખવ્યું પણ તે શુષ્ક જ્ઞાન એમ લાગે છે. ખરૂં તો નરસીંહ મહેતાએ અને સુદામાજીએ શીખવ્યું એમ લાગે છે. ઇંદ્રિયોના ભોગ ભોગવી કહેવું કે હું કાંઇ નથી કરતો પણ ઇંદ્રિયો પોતાનું કામ કરે છે. હું તો કૃષ્ણ છું. વિ. વાક્યો તદન મિથ્યાવાદ જેવાં છે, જેણે તદન ઇંદ્રિયદમન કર્યું છે ને શરિરયાત્રાને સારૂ જેની ઇંદ્રિયો વ્યાપાર કરે છે તેનાથીજ તે વાક્ય બોલી શકાય. આ હિસાબે આપણામાંથી એક પણ માણસ તે વાક્ય બોલવાને લાયક નથી ને જ્યાં લગી ખરી ગરીબાઇ ના આવે ત્યાં લગી તેવું આપણને મળવાનું નથી. રાજા વિ. પુણ્યના પ્રતાપે રાજા થાય છે એ માનવાનું કારણ નથી. કર્મના પ્રતાપે થાય છે એટલુંજ કહેવાય. પણ તે પુણ્ય કર્મજ એમ કહેવું એ આત્માના ગુણ તપાસતાં તદન ખોટું લાગે છે. આ વિચારો તમને બધાને ખરા લાગે ને તમે જે પ્રૌઢ પદવીનો હું ચિતાર આપું છું તે આપણે બધા ભોગવીએ એવું ઇચ્છશો તો એવો વખત ઇશ્વર આપે પણ ખરો."

---

*સાંજે પ્રાર્થના સમયે બધાંને ઉપદેશ આપેલો તે ઉપરથી.

# મનુષ્યબુદ્ધિની સીમાઓ.

— એક વિચાર —

ક્યાં છે.
નામ ...નવ ! આ તે શો ઘોટાળો ? જગતમાં ત્હને લક્ષાવધિ વર્ષો થયાં છતાં હજુ ત્હારે
એ શું અધુરાંજ રહ્યા કે કોણ, કેમ અને ક્યાં ?ના પ્રશ્નો યે ત્હારે ઉકેલવા રહ્યા ?

...તે જગતની પડખે રહેલાં દેવલોકમાં કોઇક અધીરું દેવજન આમ બોલી ઉઠે તો શું આશ્ચર્ય-
...?

...ણ બિચારો મનુષ્ય આ ગહન પ્રશ્નોની ગુંચો ક્યાંથી ઉકેલી શકે ? ત્હેના ઉપર પણ ઓછો
...? દેહ અને મિલ્કતની સ્વતંત્રતા ત્હેને નથી તે તો ખેર પણ ત્હેની બુદ્ધિયે ક્યાં સ્વતંત્ર છે ?
...જ સમાજ અને જગતનાં "નિર્વિવાદ સત્યો"ની ટંકશાળમાં ત્હેની બુદ્ધિ ઉપર અમુક છાપ
...માં આવે છે. એની બુદ્ધિ બિચારી એ છાપને ભુંસવામાંથી નિવૃત્ત થાય ત્યારે જ આસપાસની
સ્થિતિ જોઇ શકે ને ? કોઇ વગાન સ્વપ્ન તરંગો ઉપર રહેલ મારતા રસ્તેથી જાય છે
... રસ્તાની કેટલી ખુબીઓ નિરખે છે ? બિચારા રાજ્યકારભારીનું મગજ વિચારોથીજ એટલું
...રપૂર હોય છે કે બીજા પ્રશ્નો માટે સ્થાનજ હોતું નથી. દૃષ્ટાંત રૂપે મનુષ્ય હિન્દુ જનમ્યો
એટલે ઢાંકેલાં ધન પાછળ ફુંફાડા મારતા સર્પો પેઠે દ્વૈત અને અદ્વૈતનાં ગુંચળા તો હોયજ.
...ળકમાં વિચાર-શક્તિ જાગૃત થઇ ત્યારથી 'જે જાયુ તે જાય' એ માનના રૂઢ થવા માંડે છે.
...રાંશ, દેશ અને કાળના આવરણથી મનુષ્ય બુદ્ધિ એટલી ઘેરાઇ ગઇ હોય છે કે તે પડદાની
...ળ બાજુ જોવાનું કેવળ અશક્ય થઇ પડ્યું છે. એનાજ પરિણામે વનમાં કોઇ એકલ અટુલી
...લી પતિના શબને લઇ આંખો મીંચી બેસી રહે તેમ આજે મનુષ્ય જાતિ ભૂત સંપત્તિ લઇ
...સી રહી છે. જરાક મનુષ્યની બુદ્ધિ આડો માર્ગ લે છે કે તરત "જૂના સત્યો" પુનર્જીવન
...મી સ્મશાનમાંથી ઉભા થતાં હોય તેમ ખડાં થઇ જાય છે સૌથી વધારે "જુલમ" તો આ
"નિર્વિવાદ સત્યો"નો છે કે જેણે બિચારી બુદ્ધિને બંદીવાન બનાવી છે.

—પણ કોણે કહ્યું કે આ "સત્યો"નો મ્હેલ અભંગ છે?–કોઇક દિન આપણે એમ નહિ
...નુભવીએ કે સૂર્ય ઉગતો ને આથમતો નથી પણ પૃથ્વી ફરે છે ? વિજ્ઞાન માનવજાતિનું ભવિષ્ય
...શું ધરશે એ સર્વ શાસ્ત્રોમાં સર્વથી અચોક્કસ શાસ્ત્ર-જ્યોતિષ-ના વિષયની વાત છે પરન્તુ એ શું
...શક્ય છે કે અર્થશાસ્ત્રી ભલે 'ના' કહ્યા કરે તોયે કોઇક દિવસ મનુષ્ય જાતિ એમ અનુભવે કે
...ષ્યને મૃત્યુ કાંઇ ખાસ આવશ્યક નથી [ વિચારોના સૂક્ષ્મ વિષે એક દૃષ્ટાંત આપવાનું મન
...ય છે. મોત આવતુંયે નથી ને જતુંયે નથી એમ ઘણા જાણે છે છતાં જૂની ટંકશાળમાં
પાડેલો સિક્કો તો બોલી ઉઠે છેઃ મૃત્યુ આવ્યું. વિ.] મૃત્યુને મનુષ્ય એ જોડકું ગણાય છે અને
...ઇ કેટલાકોનો મત છે કે અમુક ક્રિયાઓથી વર્ષો સુધી આત્મા અને દેહ જુદાં પાડી શકાય
અને ફરીથી આત્મા દેહમાં પ્રવેશી શકે છે. સંસ્કૃતના અભ્યાસ ઉપરથી તથા soul-forceનો
...મતો ઉપરથી કેટલાક આશાવાદીઓ એમ માને છે કે, યોગ અને વિજ્ઞાન, એ ઉભયને સંયો-
...ક તો સિદ્ધાંત તરીકે તો એમ પુરવાર થઇ શકે છે કે મનુષ્ય માટે 'નિર્વિવાદ' નથીજ.
...ના વિષે પણ આપણી પ્રચલિત માન્યતા ખોટી કરે એવા પ્રસંગો નહિ આવે એમ કહેવું એ

# કળા વિષે કૈંક.

મૂળ લેખક: Harendra Nath Gupta-Artist.

અનુવાદક: મનુભાઈ કલ્યાણજી દેશાઇ.

કલાનો અભ્યાસ શરૂ કરવા ઇચ્છનાર નવયુવાનોને કળાજીવનના અનેક વિચારો આવે છે અને એ જીવન ગાળવા માટે તેમના હેતુ પણ અનેક હોય છે. ક્યાં તો કળાના અનહદ અનુરાગને લીધે—એથી મળતા લોકોત્તર આનન્દને લીધે તેઓ એને પસંદ કરે છે કે ક્યાં તો જીવનનિર્વાહના એક અત્યંત સુન્દર સાધનને લીધે તેઓ એ તરફ આકર્ષાય છે. કદાચ વિનોદ અને મનોરંજનાર્થે કે પોતે કળાનિપુણ ગણાય એટલા માટે પણ એમને એ તરફ ઉલ્લાસ ઉપજતું હશે. પણ કળાના અભ્યાસની ખરેખરી સાર્થકતા તો ત્યારેજ થાય જ્યારે એ અભ્યાસમાં સહૃદયતા હોય—આતુરતા ભરી ભાવિકતા હોય. એટલે આ છેલ્લું કારણ આપણે પડતું મુકવું પડશે. અહીં ધ્યાનમાં રાખવું ઠીક થઇ પડશે કે કળા-પ્રેમ અને પૈસા વચ્ચે કોઇ પણ જાતનો નૈસર્ગિક સંબંધ નથી. વસ્તુના પ્રેમને ખાતરજ મનુષ્ય કાર્ય કરવા પ્રેરાતો હોય તો અલબત્ તે શ્રેયકર છેજ છતાં સાથે સાથે એ પણ કહેવું જોઇએ કે આર્થિક વિટંબનાના હાલના સમયમાં કારીગરને કંઇ નહિ તો પોતાના મહેનતાણા જેટલું તો અવશ્ય મળવુંજ જોઇએ. મહાન ચિત્રો ચિતરવાના અને કીર્તિ તથા ધન પ્રાપ્તિના અભિલાષ થોડાનાજ પૂરાય છે. ઉચ્ચ કોટિની કળાકૃતિઓ તૈયાર કરવામાં તો હમેશાં વસ્તુના પ્રેમને ખાતરજ શ્રમ લેવાવો જોઇએ પછી ભલે તેમાંથી કીર્તિ કે ધન મળો યા ન મળો. ઉત્તમ ગુણોની પેઠે સુન્દર કળા, એ પોતેજ પોતાનું પારિતોષિક છે—એની કિમ્મત એની બહાર શોધી શકાતી નથી. બહારથી એની કિમ્મત મળી પણ શકે નહિ. જેવી રીતે સદ્ગુણોના વિકાસાર્થે અનુકૂળ સ્થિતિની જરૂર છે તેવીજ રીતે કળાકારને પણ આશ્રય, સહાનુભૂતિ અને ઉત્તેજનની જરૂર છે.

હવે 'કળા' એટલે શું તે આપણે જોઇએ. મનુષ્યને પહેરવાને વસ્ત્ર, રહેવાને ઘર અને કામ કરવાને ઓજારની જરૂર પડે છે. આ બધી એના ઉપયોગની વસ્તુઓ થઇ. માનવી જે સૃષ્ટિમાં રહે છે તેમાં સર્વત્ર તે નજર નાંખે છે અને કેટલીક ગોઠવણીઓથી એની અમુક ઇન્દ્રિયોને આનન્દનો અનુભવ થાય છે. આનન્દની આ લાગણીઓ ઉપયોગી નહિ એવીજ વસ્તુઓમાંથી ઉત્પન્ન થાય છે. ઘાસ માત્ર લીલુંજ હોત અને અવનવા રંગના ફુલોના શણગાર એને નહિ હોત તો એ આટલું બધું આલ્હાદક નહિ. આમ: આકાશને ફક્ત માત્ર ભૂરોજ રંગજ હોત અને એના ઉંડા ઘુમ્મટમાં રૂપેરી તારાઓ રવિ બિન્દુ ટેકાના આભૂષણ ન હોત તો તે આટલું બધું આકર્ષક નહિ થાત. પર્વત અને ખીણોના આકાશ અને સમુદ્રના તથા ઘર અને પુષ્પોના ધીમેધીમે બદલાતા તે નવાનવા આનંદ મનુષ્યને ન મળત તો સર્વત્ર એક સરખી ઉદાસિનતા વ્યાપી રહેત અને નિસર્ગની અનન્ય શોભામાં હાનિ થાત. પોતાની જરૂરીઆતો મેળવવા માટે મનુષ્ય શારિરિક શ્રમ લે છે ત્યારે તે પોતાની આસપાસ [illegible] અને [illegible] ઉપયોગી સૌન્દર્ય [illegible] છે અને સ્વાભાવિક રીતે પોતાના ઉપયોગની વસ્તુઓમાં પણ તે સૌન્દર્યનો અનુભવ કરવાની રીતે [illegible] થાય છે. નિસર્ગમાં અહીં

રહેલું સૌન્દર્ય પિછાનવાની શક્તિ કેટલાકમાં વધુ તો કેટલાકમાં ઓછા પ્રમાણમાં હોય છે પણ એ શક્તિ અભ્યાસથી મેળવી અવલોકનથી વધારી શકાય છે. વસ્તુના રૂપ અને રંગમાં સૌન્દર્ય પારખ્યા પછી ઘરનાં ચણતરમાં, મન્દિરોની બાંધણીમાં, ગૃહકુંજના શણગારમાં અને પોતે જે જે ચિજો વાપરતો હોય તેને સુશોભિત બનાવવામાં તે સૌન્દર્ય પ્રદર્શિત કરવાને મનુષ્ય પ્રેરાય છે. સૌન્દર્ય નિરખ્યા, પિછાન્યા અને અનુભવ્યા પછી મનુષ્ય સૌન્દર્યની પોતાની ભાવના વ્યક્ત કરે છે. **ભાવનાનું આ મૂર્તિમંત વ્યક્તિત્વ તે કળા.** પોતાની જાતને ભૂલીને નમ્રતાપૂર્વક થયેલી કળાની ઉપાસના તે કળા. વિશ્વનું સૌન્દર્ય આલેખવાનો પ્રયત્ન મનુષ્ય જાતિને હમેશાં ઉપયોગી અને ઉપકારક થઇ પડે છે. ઉત્કૃષ્ટ કળામાં બે વસ્તુનું અસ્તિત્વ આવશ્યક છે. એક તો કુદરતનું બારીક અવલોકન અને બીજું, અસરકારક આલેખન શક્તિ. અને અસામાન્ય અને પ્રતિભાવાન કળામાં આ બેનો સંયોગ હોવો જોઇએ. એ બે સિવાય એવી સર્વોત્તમ કળા ઉદ્‌ભવવી અશક્ય છે. સર્વોત્તમ કળા તો તેજ હોઇ શકે કે જેમાં સર્વોત્તમ સૌન્દર્ય રાજ્યું હોય અને જેની અસર જોનાર પર ચિરસ્થાયી થતી હોય. સાદાઇ અને સરળતા જે ઉત્તમ કળાઓના પાયારૂપ હોય છે તેનાથી આપણે દુર જઇએ છીએ ત્યારે પરિણામ સારૂં આવતું નથી. કામ કરતી વખતે કળાકારને તો આનન્દ થવોજ જોઇએ પણ તે ઉપરાંત જોનારને પણ તેવોજ આનન્દ થવો જોઇએ. જ્યાં સુધી લોકોને કળાની સત્ય ભાવનાનું જ્ઞાન નથી ત્યાં સુધી આપણી કળાની સ્થિતિ એવીને એવીજ રહેવાની. 'આ સાચું અને આ ખોટું" એમ લોકો પોતેજ વિચારતા થશે ત્યારેજ કાંઇક સારાં પરિણામની આશા રાખી શકાય. જ્યાં સુધી પ્રજાના સર્વ વર્ગોને —કળાકાર, કારીગર અને લોકોને—કળા વિષયક ઉત્તમ કેળવણી ન મળે ત્યાં સુધી આપણી આધુનિક કળામાં કોઇ પણ જાતનો સુધારો સંભવતો નથી. કળાને લગતી ખાસ જુદી શાખાઓ (Schools of Arts.) જુદાજુદા પ્રાંતમાં સ્થાપી સરકારે એ વિષયમાં પોતાનો રસ બતાવ્યો છે, અને એથી કરીને લોકોમાં કળા માટે પ્રેમ અને રસ ઉદ્‌ભવવા લાગ્યો છે, જો કે આ શાળાઓમાંથી બહાર આવતા વિદ્યાર્થીઓમાંથી થોડાઓજ નામના મેળવી શકશે છતાં પણ એ તો સત્ય વાત છે કે એમાંથી બહાર આવતા દરેકે દરેક વિદ્યાર્થીની કળાભાવના બહુ મોટા પ્રમાણમાં કેળવાશે અને જ્યાં સુધી દરેક વસ્તુમાં તે કળા નહિ જુએ ત્યાં સુધી તેને સંતોષ નહિ થાય. શાળાના અભ્યાસ દરમ્યાન તેને કળા પ્રત્યે જે પ્રેમ ઉદ્‌ભવ્યો હશે તે પોતાના મિત્ર વર્ગમાં પણ ઉદ્‌ભવે તે અર્થે તે જરૂર પ્રયત્ન કરશેજ. એનો અભ્યાસ કળાના મૂળતત્ત્વો પર સ્થાપેલો હશે અને જ્યાં એ અભ્યાસકના મન પર મૂળતત્ત્વો બરાબર ઠસ્યાં એટલે કળાજીવનમાં તેને ઉંચુ સ્થાન મળવાનું. આપણને જાણીને હર્ષ થયા વિના નહિ રહે કે આજે આપણામાં સત્ય કળાનો કેટલાક ઉપાસકો છે અને આર્યોની કળાકીર્તિ ફરી સ્થાપવાના કંઇક પ્રયાસો થઇ રહ્યા છે. ઉત્કૃષ્ટ કળા રાષ્ટ્રીય તત્ત્વ બની રહે તે કાજ પ્રજાની કળાભાવના ખીલવી જોઇએ. કળા શિખવતી આપણી શાળાઓ (Schools of Art ) વિદ્યાર્થીઓ અને પ્રજાના મનમાં ધીમેધીમે કળાભાવના જાગ્રત કરી રહી છે, એ સંતોષની વાત છે. * •

---

* ધી જેજે સ્કૂલ ઓફ આર્ટ સંબંધી એક નોંધ લેતાં અમને આનંદ થાય છે. એ સંસ્થાના વિદ્યાર્થીઓ પાસે મુંબાઇમાં ગવરમેંટ હાઉસમાં મ્યુરલ પેઇન્ટિંગનું બહુ સુંદર ચિત્રકામ તૈયાર થાય છે. ધી ટાઇમ્સ (વીકલી)ના એક અંકમાં તેના ઉતારા આપેલા હતા— —અધિ.

# રોમનો પ્રવાસ.

લેખકઃ—માવજી દામજી શાહ.

( ગતાંકથી ચાલુ. )

એક દિવસ અમે ગેરિબોલ્ડીનું પુતળું જોવા ગયા હતા, ત્યાંથી પાછા વળતી વખતે સાંજ પડી ગઇ હતી. રસ્તામાં જેની સાથે વાત કરીએ તે કોઇ વાત સમજે નહિ. આખરે એક સ્ત્રી, બાળકને ફરવા લઇ ગઇ હતી તેને અંગ્રેજીમાં પૂછ્યું તેનો જવાબ અંગ્રેજીમાં આપ્યો, ત્યારે ખબર પડી કે તે વિલાયતની રહીશ હતી, પરંતુ નાનપણથી રોમમાં રહેવા આવી હતી. ત્યાં તે એક રોમન પુરૂષ સાથે પરણી હતી, તે ઘણા પ્રેમથી બોલી. અમે બન્ને ધીરે ધીરે ફરતા ફરતો હતા, એવામાં સામેથી કોઇ એક કાળા પોશાકમાં સજ્જ થયેલા અને ગળામાં માળા ધારણ કરેલી હતી તેવા પાદરી સાહેબ આવતા જોવામાં આવ્યા. મેં તે વિષે બાઇને પૂછ્યું: આ કોણ છે ? તેણે જવાબ આપ્યો કે એ સત્યાનાશ વાળનારો પાદરી છે. તે અમારા લોકથી પોષાઇ અમન ચમન ઉડાવે છે, ઉપરાંત તે કહેવા લાગી કે એકવાર આ મારો નાનો છોકરો માંદો પડયો, ત્યારે મારા પતિ અને પાડોશીઓએ કહ્યું કે પાદરીને એકદમ બોલાવો, બસ ! તે પ્રમાણે કરવું જ પડયું. હું જ્યારે પાદરી પાસે ગઇ ત્યારે તે તો પચીશ લાયરા (Liara) માંગવા લાગ્યો. (એક લાયરાની કિંમત લગભગ દસ આના અંકાય છે. આ આપણા ચાંદીના આઠ આના જેવો ત્યાંનો સિક્કો છે.) મેં કહ્યું હું આટલું બધું દઇ શકું તેમ નથી, માટે કંઇક થોડું લો તો ઠીક. મેં ઘણું ઘણું કહ્યું પરંતુ તે બધું ફોકટ, આખરે હું પાછી ઘેર આવી. મારા પતિ તો ગુસ્સે થયા, કારણ કે તે રોમન હતા, પાદરીના દોરાધાગા તથા આશીર્વાદ પર તેમનો પૂરો વિશ્વાસ હતો. મેં કહ્યું હું તેને માટે કરજ કરવા ઇચ્છતી નથી, તેમજ એ ધુર્ત કરતાં તો ડોકટરને બોલાવી દવા કરીશ. અમારા બન્ને વચ્ચે ખુબ બોલાચાલી થઇ, આખરે સ્ત્રીની વાત માન્ય થઇ, ને ડોકટર આવ્યો, બાળક બચી ગયું, અને પાદરી કોરો ધાકકો જેવો રહી ગયો. એ બાઇએ એવા બીજા બે દાખલાઓ સંભળાવ્યા. એ સાંભળીને અમે તો નવાઇ પામી ગયા. એ વખતે અમને પ્રયાગના પંડયાઓ સાંભરી આવ્યા. ધર્મના મુખ્ય ધામોમાં કોઇ પણ સ્થળે જાઓ, આવી ધુર્તાઇ નજરે પડશે. દીવાની આસપાસ અંધારૂં અવશ્ય હોય છે. ધર્મના નામે જેટલા જેટલા ઢોંગો આ દેશી વિદેશી કહેવાતા ધર્મગુરૂઓ કરી રહ્યા છે તે ન કહેવાજ સારા છે, એમાં કોઇ કોઇ સારા પણ હશે તેમાં લગારે સંદેહ નથી, પરંતુ તેવાઓ તો આંગળીના ટેરવે ગણાય તેટલાંજ હશે. રોમ તો શું પરંતુ આખો રોમન કેથોલિક સંસાર પાદરીઓની જાળમાં સપડાયલો છે. રોમના અધઃપતનનું આ પણ એક કારણ છે.

## છુટી છવાયી કેટલીક વાતો.

પ્રાચીન શહેરોની માફક રોમની ચોમેર ફોર્સલો છે પરંતુ આ ફોર્સલો હવે તૂટી ગયો છે. તેની એક બાજુ થોડીક દેખાય છે. આ દીવાલ રોમની પુરાણી વાતોનું સ્મરણ કરાવે છે. ઇટાલી દેશની ભૂમિ આપણા દેશને લગભગ મળતી આવે છે. ખેડુતો બળદો વડે ખેતર ખેડે છે, તેઓ ઘણા ગરીબ છે. તેમને પગમાં જોડા સુદ્ધાં મળતા નથી. તેઓ રાત દિવસ ખેતરોમાં પડયા પાથર્યા રહેતા હોવાથી સ્ત્રી પુરૂષો કાળા જોવામાં આવે છે, પરંતુ અત્યંત કાળા તો નહિજ. એ દેશી સ્ત્રીઓના પોશાકમાં એક લીસો ચણીઓ તેમજ નાની ચોળી હોય છે, ને માથાપર લાલ રૂમાલ બાંધે છે. તેના

જોડા દેશી ઢબના હોય છે. દેખાવમાં તેઓ મહેનતુ જણાય છે, શહેરની સ્ત્રીઓ શરીરે કંઇક ગોરી હોય છે, તેની આંખ કાળી તથા ચ્હેરો લાવણ્યમય હોય છે. પુરૂષો ઘણા ઉંચા હોતા નથી, તેમ મજબૂત પણ હોતા નથી. ઇટાલીમાં સખ્ત ગરમી હોવાથી ત્યાંના લોકો વધારે માંસાહાર કરતા નથી, શાક, ફળ કંદ વગેરે તથા ઘણી જાતના મેવાઓ પર તેઓ ગુજારો કરે છે. વિલાયતમાં એવું સાંભળવામાં આવ્યું હતું કે, ઇટાલીના લોકો દગાખોર અને ચોર હોય છે, આ વાત કદાચ સાચી હોય, કારણ કે ઘણે ભાગે પ્રવાસીઓ ઠગાયા વગર રહેતા નથી. એ કારણથી અમારે ઘણા સાવધાન રહેવું પડયું હતું. એનું કારણ તેમની દરિદ્રતા હોય છે. બીજા દેશોની અપેક્ષાએ ઇટાલી કંગાલ છે. શહેરની બહારનો ભાગ પરાજ દેખાય છે, હિંદની માફક કોશો સુધીની જમીન વાવેતર વિના પડી રહેલી છે. બધે પહાડો તથા જંગલોજ જોવામાં આવે છે સર્વ વસ્તુઓ ઉદાસ તથા અન્ધકારમય જણાય છે. અહિં સખ્ત તાપ પડતો હોવાથી લીલોતરી ઘણી થોડી દેખાઇ. ક્વચિત મુદ્દલ જોવામાં આવતી નથી એમ કહીએ તો ચાલે, આખો યાત્રી જાય છે, રેલ્વેઓમા શાંતિ હોતી નથી. સારા માણુસો ઉત્તમ કપડાના ઘણા શોખીન હોય છે, ગરમી વધુ પડતી હોવાથી જાકીટ પહેરવાની જરૂર પડતી નથી, તેથી તેઓની ઘડીયાળ પાટલનમાં રહે છે. ઇટાલીનું લાકડકામ તથા પત્થરની કારીગરી વખણાય છે, તેવીજ સ્થિતિ ચિત્ર કામની પણ છે. મોટા મોટા નામાંકિત ચિત્રકારો ઇટાલિમાં થઇ ગયા છે. તેઓની કારીગરીના નમુનાઓ બધા દેશોમા મળી આવે છે. રોમ મિલાન તેમજ નેપલ્સ વગેરે શહેરોના સંગ્રહસ્થાનો તેને માટે સાક્ષીભૂત છે. ઇટાલીનો કોઇ કોઇ ભાગ ખરેખર! રમણીય છે. જુલ મહિનામાં ઇટાલીની નદીના કિનારા પર વસાયલા એ શહેરોનો ઠાઠ કોઇ અલૌકિક દેખાય છે, પરંતુ સ્વીટઝરલેંડથી વધી શકે નહિ. મેરી કોરેલી વગેરે નવલ કથાકારોએ આ છટાઓનું ઘણું સુંદર વર્ણન કર્યું છે, પરંતુ જયારે જાતે જઇને જુઓ ત્યારે એટલા બધા પ્રમાણમાં જણાય નહિ. ઉપર જણાવવામા આવ્યું છે કે રોમ અથવા ઇટાલીના રહીશો વિષયલંપટ બનીને ધુળમાં રગદોળાઇ રહ્યા છે. જેઓ પાસે ધન છે તેઓ તો ભોગવિલાસમાં ધન પાણીની માફક ઉડાવી નાંખે છે, ઇટાલીવાસીઓનું આતરિક રહસ્ય અત્યંત શરમાવનારૂં છે. લૉર્ડ લિટનની નવલકથાઓમાં તેનું યથાર્થ ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. પોમ્પીયાઇ શહેરના ભાગ્યાં તૂટયા મકાનો પર જે બીભત્સ ચિન્હો નજરે પડે છે. તે તેની પોકારી પોકારીને સાક્ષી પૂરે છે. તે જોતાં શરમાઇ જઇ મુખ નીચું કરવું પડે છે, આ ઉજ્જડ શહેર સ્ત્રીઓએ જોવું લાભકારક નથી. રોમના સમસ્ત સ્થળોની આ હાલત છે. મેકૉલે, લૉર્ડ લિટન તથા ગ્લેડસ્ટન વગેરે એ રોમના વખાણ કરતાં કરતાં પાછળથી ઘણું દુઃખ ઉપજાવનારૂં ચિત્ર આલેખ્યું છે. ખરેખર! આજે તેઓ ફરીથી ઇટાલીને જુએ તો તેમના હૃદયને કેટલું બધું-પારાવાર દુઃખ થવા પામે. હવે માત્ર દૂરથી ડુંગર રળીયામણા જેવી વાત છે. તેની પ્રાચીન સભ્યતા નષ્ટપ્રાય થઇ ગઇ છે, કવિઓએ તેના ગુણગાન કરવા બંધ કર્યા છે, તેના શરવીરોની તલવારો બુઠ્ઠી થઇ ગઇ છે, તેના વક્તાઓની વાણી તથા દાતાઓનાં દાન પૂરા થયા છે. હવે ત્યાં કોઇ પણ દેશભક્ત રહેવા પામ્યો નથી, તેમ નવો ઉત્પન્ન થાય એ સંભાવના પણ નથી. તેના કરતાં તો આપણે પોતાનો આદર્શ ટકાવી રાખ્યો હોવાથી ઉન્નત છીએ.*

---

*હિંદી ઉપરથી.




# શાંતિ કે યુદ્ધ.

અનુવાદક—મનુ ત્રિવેદી.

( ઇંગ્લાંડના પ્રખ્યાત લેખક મિ. એચ. જી. વેલ્સના વૉશિંગ્ટન કોન્ફરન્સ વિષેના લેખોની હારમાળા 'ધી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં પ્રકટ થઇ રહી છે. આ લેખો ઘણા વિચારણીય ને મનન કરવા યોગ્ય છે. એના પ્રથમ હફતાનો સાર અહીં આપવામાં આવે છે.—મનુ. )

રાજ્યનાં યુદ્ધવિષયક સાધનોની સંખ્યા નિશ્ચિત કરવાને મળેલી વોશિંગ્ટન કોન્ફરન્સ કાં તો હાલની વસ્તુસ્થિતિમાં મોટા ફેરફાર કરી નાંખશે કે નહિ તો મનુષ્યજાતની આસપાસ ફરી વળેલ વિનાશને અટકાવવાના છેલ્લા નિષ્ફળ પ્રયત્ન તરીકે યાદ રહી જશે.

લડાઇ શરૂ થઇ ત્યારે ઘણા એમ માનતા કે તે પૂરી થયા પછી પ્રથમ જેવી સ્થિતિ પાછી આવી રહેશે. પણ હવે લોકોને જણાયું છે કે એ આશા ખોટી હતી. ૧૯૧૪માં શરૂ થયેલો મહા વિગ્રહ હજી પોતાનું કાર્ય કર્યેજ જાય છે, અને ૧૯૧૭ માં રશિયાના પડવાથી, અને ૧૯૧૮ માં મધ્ય યુરોપમાં ખોરાકી તેમજ દારૂગોળો ખૂટી પડવાથી મનુષ્યજાતની લડવાની શક્તિ કંઇક કમી થઇ, તેમજ વરસાઇ ખાતે મળેલી પરિષદે બધું હરીકામ કરી દેવાનો ડોળ ઘાલ્યા છતાં કંઇજ કર્યું નહિ એ બધું ખરૂં છેઃ પણ એ કંઇ વિગ્રહે ઉત્પન્ન કરેલાં વિનાશનાં કાર્યનો અંત ન હોતો. એ તો તેનું બીજું સ્વરૂપ માત્ર હતું. ૧૯૧૯ પછી દુનિયાને પોતાને થયેલા નુકશાનનું ભાન થતું ગયું છે.

આ નુકશાનોમાં સૌથી મોટું આર્થિક પરિસ્થિતિને પહોંચેલો ધોકો છે. જે વખતે આખી દુનિયામાં માલની તંગી છે ત્યારે પેદાશ વધારે વધારે ઓછી થતી જાય છે. આનું કારણ એ છે કે જુદી જુદી સરકારોના પ્રમાણિક સહકારથી ટકી રહેલી જગતની નાણા પદ્ધતિ તુટવા માંડી છે. નાણાંની ખરી કિંમતમાં વધારે વધારે ઉથલપાથલ થયા કરે છે ને આથી સામાજિક સહકારનું આખું બંધારણ ખખડી ઉઠ્યું છે. નાણાની કિંમત નક્કી થયા વિના આપણું આર્થિક તેમજ સામાજિક જીવન વધારે વધારે બગડતું જવાનું. આ માત્ર આખી દુનિયાના ભેગા પ્રયત્નથીજ થઇ શકે.

આખી દુનિયા આવો ભેગો પ્રયત્ન કરે એ લગભગ અશક્ય છે એ વરસાઇ ખાતે મળેલી નિષ્ફળતા પરથી સમજાય છે. દુનિયાની સરકારો એક એક સાથે સુમેળ જાળવે એ અસંભવિત લાગે છે ને અત્યારે પણ ભવિષ્યમાં લડવાની લડાઇઓ માટે દરેક સરકાર મોટી મોટી તૈયારીઓ કરી રહી છે.

દુનિયામાં સૌથી બળવાન તેમજ લાગવગવાળાં રાજ્યના પ્રમુખ અને પ્રતિનિધિ પ્રેસિડંટ હાર્ડિંગે આ છુટસરોસટની પરિસ્થિતિ ઉપર વિચાર ચલાવવા દુનિયાનાં ઘણાંખરાં રાજ્યોના પ્રતિનિધિઓને બોલાવ્યા છે.

રાજનીતિજ્ઞોની લુચ્ચાઇ કૉન્ફરન્સમાં ઉઠનાર પ્રશ્નોને ભલે ગમે તેટલા કાપી કૂપીને રજૂ કરે પણ મનુષ્યની સાદી અક્કલ તો તેનો મુખ્ય પ્રશ્ન આટલોજ સમજે છે: 'લડાઇ માટેની તૈયારીઓ" લડાઇ ને સામાજીક અધોગતિ એ બધું ચાલુ રાખવાની વૃત્તિને અટકાવી રોકી રાખવા માટે જો કંઇ થઇ શકે એમ હોય તો આપણે શું કરવું ?" ને આપણે ધારીએ કે આ બધા પ્રશ્નોનો વિચાર કરવાને દરેક પ્રકારની તૈયારી કરી પોતાની મહાન જોખમદારી ધ્યાનમાં રાખી આ કૉન્ફરન્સ મળશે.

આવો ખોટો ખ્યાલ આપણાં મગજમાંથી દૂર થવો જોઇએ.

વોશિંગ્ટન કૉન્ફરન્સ જેવી પ્રવૃત્તિની ચર્ચા કરતા ઘણીવાર ભૂલી જવાતી ખરી વસ્તુસ્થિતિનો આપણે વિચાર કરીશું, ને તે આ છે દુનિયાની સુલેહ શાંતિ લગતા પ્રશ્નો હાથમાં ધરતાં મનુષ્યનું મન ઘણીજ આનાકાની કરે છે ને તે છોડી દે છે ઘણીજ ખુશાલીથી

આપણે, બધા અલ્પ ક્ષુદ્ર પ્રાણીઓ છીએ આપણે એક વર્ષ, બે વર્ષ એમ આપણું જીવન નથી ગણતા; આપણે તો એક દિવસ, બે દિવસ એમ જીવન ગણીએ છીએ. કુદરતી રીતેજ આપણું મન ટુંકી દ્રષ્ટિથી વિચારે છે ને બહુજ જરુરના પ્રશ્નો ધ્યાનમાં લે છે. ઘણીજ સ્હેલાઇથી આપણે વસ્તુઓ ભૂલી શકીએ છીએ. અતિશય કામ કરીને કંટાળી જઇ ઘેર જતા ગાડીમાં વોશિંગ્ટન કૉન્ફરન્સના હેવાલ વાંચનાર કલાર્કની બાબતમાં આ જેટલું સાચું છે તેટલુંજ સાચું કૉન્ફરન્સમાં ભેગા મળેલા મહાન રાજદ્વારી પુરુષો માટે પણ છે. આ મહાન પ્રશ્નો દરેક વ્યક્તિને લગતા છે ને દરેકને માટે અતિશય મોટા છે. બુદ્ધિપૂર્વક તેમજ નૈતિક રીતે મહા પ્રયત્ન કર્યાથીજ એ પ્રશ્નોનો કંઇ પણ અસરકારક ફડચો આણી શકાય.

ક્ષુદ્રતા તરફની આવી વલણનો ઘણો સારો દાખલો મને મારા પોતાનામાંથી મળે છે. વિજ્ઞાનનાં જગતમાં સૂક્ષ્મદર્શક યંત્ર દૂરદર્શક યંત્રને મદદ કરે છે ને નાનામા નાનો પદાર્થ મોટામાં મોટા પદાર્થને અજવાળે છે. પોતાનું સઘળું ધ્યાન વોશિંગ્ટન કૉન્ફરન્સ પર ચોંટાડવાનું કોઇને પણ કારણ હોય તો તે મને છે. એના પરજ મારું ધ્યાન રાખી બીજા કશાનો વિચાર ન કરવો એ મારું કામ છે એના વિષે જે કંઇ હું લખીશ. તે મૂર્ખાઇ ભરેલું હશે કે ડહાપણ ભર્યું, પણ ઘણાં પત્રોમાં પ્રકટ થવાનું ને એના પર મારી કીર્તિ વધવાનો કે ઘટવાનો ઘણો આધાર રહેશે. બુદ્ધિથી એ પ્રસંગની મહાન શક્યતાઓની મને ખાતરી થઇ છે. મનુષ્ય જાતને ક્યાં તો એ સુધારશે કે ક્યાં તો બગાડશે. નાનામાં નાના તેમજ મોટામાં મોટા આશયો સાથે રહે છે, મારી આત્મપ્રીતિ તેમજ મનુષ્યજાત માટેની આટલી બધી દરકારનું એજ કારણ. ને આ પ્રસંગ પર મારું ભવિષ્યનું સુખ ઘણી રીતે અવલંબેલું છે.

અંધાધુંધી તેમજ યુદ્ધની ખીણમા થતો આ ઘસારો જો ન અટકે તો થોડાજ વર્ષમા મારા છોકરા એમાં ઘસડાઇ જાય ને માર્યા જાય; ને ઑસ્ટ્રિયા ને રશિયામાં જેમ આજ સુધીમાં હજારો કુટુંબોનો અંત આવ્યો છે તેમ હું ને મારી વહુ ઘણી કંગાળ રીતે રખડી જઇએ.

ફેલાશે, ગામો, શહેરો તેમજ વ્યવહારના માર્ગો ખખડી જશે, ને ભૂખે મરતા નોકરી વગેરના લોકોનો મોટા સમુહ વધારે વધારે ઝનુની બની પોતાની ફરિયાદો તોફાન મારફાડ વગેરે કરીને રજુ કરશે ને આખરે એ બધું એક મોટા બળવામાં રૂપાંતર પામશે. કેળવણી પાછી હઠશે. સામાજિક સલામતી ધીમે ધીમે નાશ પામતી જઇ અંધાધુંધીમાં બદલાઇ જશે. આપણે જેને સંસ્કૃતિ ગણીએ છીએ તે નીચે દબાઇ જશે ને અંધકારનું સામ્રાજ્ય સર્વત્ર સ્થપાશે.

ને સંસ્કૃતિની આ દશા થવાની માત્ર ધમકીજ નથી. અત્યારથીજ તેની એ દશા થવા માંડી છે. સંસ્કૃતનું વહાણ પાંચ વર્ષ કે પચાશ વર્ષ રહીને ડૂબવાનું નથી. અત્યારેજ એ ડૂબી રહ્યું છે. રશિયા જળની સપાટી નીચે ગયું છે. તેની પેદાશ બંધ થઇ છે ને હવે તેથી ભૂખે મરે છે; પૂર્વ યુરોપના ને એશિયાના વિશાળ પ્રદેશોની પણ એજ સ્થિતિ થવા માંડી છે; જર્મનીના ઉદ્યોગોનું ક્ષેત્ર કંઇક એવાજ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરી રહ્યું છે; બ્રિટીશ કારખાનાઓ માટે આ શિયાળો અગાઉના કોઇ પણ શિયાળાથી વધારે ખરાબ નિવડશે. અમેરિકન વ્યાપારની નાડ ધીમી પડવા માંડી છે.

ઉતાવળમાં ચૂંટાયલા પ્રતિનિધિઓ, તેઓના મદદનીશો, આશ્રિતો તથા સેવકો આ પ્રકારની દુનિયાની પરિસ્થિતિ પર મંત્રણા કરવા ભેગા થયા છે. પ્રેસિડંટ હાર્ડિંગથી તે નવામાં નવી ટૂંકાક્ષરી છોકરી સુધી તેઓ દરેક જણ મનુષ્ય પ્રાણી છે. એટલે કે તેઓ બધા ધ્યાન આપનારા, ધુની, ક્ષુદ્ર, સ્વાર્થી, ઉડાવનારા, દેશાભિમાની, તેમજ વ્હેમીલાં પ્રાણી છે, અને વોશિંગ્ટન માટે પણ હોંશિયારીથી પોતાનો સ્વાર્થ સાધવાની શક્તિ તેમનામાં નથી.

પોતાની સામે આવી રહેલી ખરી વસ્તુસ્થિતિને મરડવા મચડવાનું દરેકને કંઇક અંગત લાભનું કારણ હોય છે. રાજદ્વારીઓને પોતાના ટેકનો, પોતાના મંડળનો વિચાર કરવાનો હોય છે; નૌકાખાતાના તેમજ લશ્કરના વિષયમાં પ્રવીણતા ધરાવનારાઓને પોતાની કારકીર્દિનો વિચાર રાખવાનો હોય છે.

કોઇ કહેશે કે હાલના સંજોગોમાં શક્ય એવી સારામાં સારી પરિષદ આ છે. કદાચ એમાં ભાગ લેનાર દરેકના મનમાં માણસ જાતનાં ભલાં માટે કંઇક લાગણી હશે. આપણા ઉપર ઝઝૂમી રહેલ ભયંકર વાદળનો જરા પણ ખ્યાલ ન હોય એવો ભાગ્યેજ કોઇ એમાં હશે, પણ ભૂલકણા તો બધાજ છે.

અને છતાં આ પૃથ્વી પર પોતાની દશાની સામે થવાના મનુષ્યે કરેલા પ્રયત્નોમાં વોશિંગ્ટન કોન્ફરન્સનો પ્રયત્ન સર્વશ્રેષ્ટ નિવડે એ સંભવિત છે. આપણે હોઇએ તેનાથી ડાહ્યા તો નજ બની શકીએ, પણ આપણી દુનીયા પર ભયનું વાદળ જ્યારે લટકી રહ્યું છે ત્યારે આપણે આપણી શક્તિનાં પ્રમાણમાં એક બીજા સાથે સરલ તેમજ ઉદાર બની શકીએ, તેમજ દેવાદારોનાં દેવાં માફ કરી શકીએ, ઉતાવળી તેમજ અશક્ય ધારણાઓ છોડી દેવાને રાજી બનીએ ને સામાનુ સાંભળવામાં ધીરજ તેમજ કાર્યમાં ઉદારતા પ્રાપ્ત કરી શકીએ. ઉમદા આશયો તેમજ આત્માની નમ્રતા હજી પણ મનુષ્ય જાતિને બચાવી શકશે.

---

# પ્રજામંદિરને પગથીયે પાતિકના પડઘા.

જર્મની મ્હાત થયું. પ્રેસીડેન્ટ વીલ્સનનાં ચૌદ રત્નોએ સમાજના ભવિષ્યનો ઉત્કર્ષ કરવાને જાદુઇ દંડ જગતને સમાર્યો. પ્રજા મંદિર સ્થપાયું, સ્વાતંત્ર્ય દેવીના પૂજન માટે. પણ દેવીએ તો બલિદાનની હઠ કરી. તેના પુંજારીઓ પણ પાકા ભક્ત તેમણે તુર્કસ્તાન રૂશીઆ અને જર્મનીને આગળ કર્યાં. આ તો રાજનૈતિક કૌશલ્યની અવધિ; છતાં મંદિરનો પાયો તો નંખાયોજ. મંદિરની અધિષ્ઠાત્રિનું સ્તવન શરૂ થયું, નાસ્તિકોનો બહિષ્કાર કરવામાં આવ્યો. સ્તવનનું ગાંભીર્ય એકાએક ભંગ થયું. બહારથી એક ચીસ સંભળાઇ. વિશ્વની આંખો ઉઘડી. પ્રજા મંદિરના પુંજારીઓના હાથમાં નહોતી વીણા કે સારંગી. માત્ર ચકચકતાં ખડગ માલુમ પડયાં. વિલ્સન તો ક્યારનાએ પલાયન કરી ગયા હતા. પુંજારીઓ ચમકી ગયા. ચૂપકીદીથી શયતાનસિંહને આ પવિત્ર સ્થાનકમાં પ્રવેશ કરાવ્યાનો વિચાર કરતાં કમ્પ્યા. મંદિરની અધિષ્ઠાત્રિનું તો ભાનજ ભૂલી ગયા. વીણા ને સારંગીને બદલે પુંજારીઓ પોતાના હાથમાં ખડગ ક્યાંથી આવ્યા ને સમજ્યા પણ સમજાવી શક્યા નહિ.

*   *

પણ સ્તવનમાં ભંગાણ કેમ પડ્યું ? પુંજારીઓએ ઉંચું જોયું. દેવી અલોપ થઇ ગયાં હતાં. બહારથી ચીસો વધારેને વધારે ભયાનક થવા લાગી. રશીઅનો ભૂખમરાથી મરતા હતા. તેમના ચ્હેરા પર નહતું તેજ કે નહતી રોષની રતાશ. પુંજારીઓ બહાર ધસ્યા, મંદિરનાં દ્વાર ઉઘાડાં રાખવા માટે જરા પસ્તાવો થયો. રશીઅનોએ ઘણાએ કાલાવાલા કર્યા, ખોળા પાથર્યા. પ્રભુને નામે વિનવ્યા. દેવીના પુંજારીઓને અનુકમ્પા શાનીજ હોય ? તેમણે રશીઅનોને નિહાળ્યા. આવું સત્વહીન ભક્ત માતાજીને ધરાય ? ખચીત દેવી આજ કારણથી અદ્રશ્ય થયાં. પણ હવે શો છૂટકો ? રશીઅનોને આગળ ધર્યા. મંદિરના ઘૂમટમાંથી ગેબી નાદ થયો. " પ્રભુ, મ્હેં તમારી લાજ રાખી છે, તમારે માટે આત્મ બલિદાન આપ્યું છે. શહીદશાહતનો ને કીર્તિનો કંઇક તો વિચાર કરો. " ઘૂમટમાં એકદમ પ્રકાશ થઇ રહ્યો. રક્તથી ખરડાયેલ રશીઆનો નિકોલસ દ્રષ્ટિગોચર થયો. દેવી પાછાં બીરાજ્યાં. તેમની દ્રષ્ટિ અમી વર્ષાવતી હતી. પુંજારીઓ ભજતા હતા. એક પલકારમાં આ બધું થઇ ગયું. " ભોગ તમારા, અમારે ક્યાં ઓછું કામ છે. અમારે મજૂરોને કામ પુરૂં પાડવું છે અને નાણાંની ગુંચવણ દૂર કરવી છે. નિકોલસ, તને ત્હારા પાપનું પ્રાયશ્ચિત્ત મળ્યું છે. અને તારી પ્રજાના દુખનિવારણ માટે અમને સમય નથી. " પુંજારીઓએ સિંહનાદ કર્યો અને નિકોલસ માતાજીના તેજમાં સમાઇ ગયો.

*

જર્મનો દાંત કચડતા ઉભા હતા. તેઓ ખરજદાર હતા પણ સુમજશીલ હતા, અરજ ને સંભળાઇ. શાહુકારીઆના ભાગલા કરવામાં આવ્યા. જર્મનીનો ઔદ્યોગીક ત્રિકોણ લૂટયો. પણ રોષથી રાતા થયા. પુંજારીઓને શયતાન ધાર્યો, પણ ચૂપકીદી પકડી અને પાછા ફર્યા. એકાએક પ્રતિકમ્પ થયો. મંદિરમાં ફાટ પડી. પુંજારીઓ નાઠા. કેટલાક દબાયા. વાચક ! કોનો વાંક ? " પુંજારીઓ બૂમ્યા. દેવીએ વિશ્વની હિંસકવૃત્તિનું બલિદાન માગ્યું હતું. મનુષ્યોનું નહિ. " પી. હાર્ડીંગનો દરિયાપારથી આવતો સ્વર સંભળાયો.

—પુષ્પક.

# કોનો વાંક!

## એક આત્મકથા.

લેખકઃ

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

### પ્રકરણ ૯ મું.

### મુબારકનો સમાગમ.

( ૧ )

બીજે દિવસે મહાયોગીના પ્રવચનમાં મારૂં ધ્યાન ચોંટયું નહિ. તેનાથી અને તેના આશ્રમથી હું કંટાળી ગઇ હતી; અને કોઇ પ્રકારે તેમાંથી છુટવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો હતો. માત્ર અહિંયાંથી નીકળી પાછા ઘેર જવું કે અણુજાણ્યા પુરૂષોને શરણે જવું તેનીજ ઘડભાંગ મારા મનમાં ચાલ્યા કરતી હતી.

હું મારે સાસરે હતી, ત્યારે કુસુમે મને ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું જીવનચરિત્ર વાંચી સંભળાવ્યું હતું; એટલે મને કાંઇક એવો ખ્યાલ હતો કે વિધવાવિવાહના હિમાયતીઓ થોડેક અંશે દેવ, ને થોડેક અંશે મહાત્માઓ હતા. આ ખ્યાલથી મને તેમને શરણ જવું તે પ્રભુના મંદિરમાં જવા જેવું લાગ્યું.

પ્રવચન પુરૂં થતાં હું બધા ભાવાજનો જોડે બહાર નીકળી એટલે આવા વિચારોએ ચોટા તરફ જવાની ઇચ્છા મારામાં પ્રેરી. થોડાંક ડગલાં ચાલી હું ગુંચવાઇ. ચોટું કઈ તરફ આવ્યું તેનું મને ભાન ન હોતું.

મેં ચારે તરફ જોયું તો લોકો બધા પોત પોતાને રસ્તે જતા હતા; અને મારી નિસ્તેજ ચાલ કેટલાક જનારનું ધ્યાન ખેંચી રહી હતી. હું ગભરાઇ ગઇ. શું કરવું, ક્યાં જવું તે પણ વિચારો ક્ષોભને લીધે અદૃષ્ટ થવા લાગ્યા.

હું હિંમત હારી જાઉં તે પહેલાં કોઇને રસ્તો પુછવાનું મન થયું. બેચારનાં મોંઢા સામું જોયું પણ તેના પર છાઇ રહેલી કઠોરતાથી ગભરાઇ તેમને કાંઇ પુછી નહિ શકી. એક યુવક મહારાજના આશ્રમમાંથીજ નીકળીને આવતો હતો. તેના મોંઢા પર સાદાઇ હતી, તેની ચાલમાં નમ્રતા હતી, તેના ચશ્માની પાછળ તેની આંખ મીઠાસથી ચમકતી હતી. મને તેને પુછવાનું મન થયું.

" ભાઇ! ચોટું ક્યાં ? "

તે વિચારમાંથી ચમક્યો, ને મારા સામું જોઇ રહ્યો. " મારી સાથે આવો. હું ત્યાં જાઉં છું." બહુ ધીમે અવાજે તેણે ઉમેર્યું. મને લાગ્યું કે ખુલ્લે રસ્તે અણુજાણી સ્ત્રી જોડે બોલવું તેને ગમતું ન હોતું.

હું મુગીમુંગી, તેની પાછળ ચાલી.

થોડી વારે એક ચકલું આવ્યું. તેના મધ્ય ભાગમાં એક મોટા નામના પાટીયાથી શોભતા મકાન આગળ તે યુવક ઉભો રહ્યો. પાટીઆ પર મોટે અક્ષરે લખ્યું હતુ " મદનલાલ પ્ર. મારતી બી. એ, એલ એલ. બી. હાઇ કોર્ટ વકીલ."

થોડી વાર પેલો યુવક મને કાંઇ કહેવું કે કેમ તેના વિચારમાં ઉભો; અને પછી હિંમત કરી બોલ્યો. " બેન! અહિંયા ક્યાં જવું છે?"

મને આ માણસની અહરચાઇમાં કાંઇક શ્રદ્ધા પેદા થઇ. " મારે સમાજઉદ્ધારિણી સભાના મંત્રીને મળવું છે." મેં ધ્રુજતે અવાજે કહ્યું.

" શ્રી મારતીજ મંત્રી છે." જરા અજાયબીમાં આંખો પહોળી કરી પેલા યુવકે કહ્યું, " ચાલો મારી સાથે."

" તમે કોણ છો?" મેં પુછ્યું.

" હું એમનો કારકુન છું."

જાણે ઇશ્વરે મને રસ્તો બતાવ્યો હોય તેમ મારા હૃદયમાં આશા આવી. અને હું તેની પાછળ તે મકાનનો દાદરે ચડવા લાગી.

દાદર વચ્ચે એક પંદર વર્ષનો મુસલમાનનો છોકરો પગ લબાવી, મોઢામાં બીડી રાખી પડ્યો હતો. તેણે અમને બન્નેને તિરસ્કારથી નિહાળ્યાં.

" કેમ રહેમું! શેઠ છે કે?"

" કાયકું ઇધર રહેવે!" મોઢાંમાંથી બીડી કાઢી, અદ્‌ભુત ગૌરવથી નાકમાથી ધુમાડો કાઢતાં રહેમુએ સામું પ્રશ્ન કર્યો.

કારકુન, આ પ્રશ્નમાં સમાયેલો તિરસ્કાર ધ્યાન પર લીધા વિના ઉપર ચડ્યો તે હું તેની પાછળ ચડી. જે ખંડમાં અમે ગયાં ત્યાં એક શાહીના છંટકાવે કાબરચિત્રાં ગાદી તકીયો ને એક દેવદારની પેટી હતી. તે ખંડના એક ગંદા પડદાથી બે વિભાગ કરવામાં આવ્યા હતા.

" તમે અહિંયા બેસો" પેલા યુવકે કહ્યું " હું શેઠ ક્યારે આવશે તેની તપાસ કરી આવું. તમારે શું કામ છે?"

" મારે સભાના મંત્રીને મળવું છે."

અત્યારે અહિંયાથી નાશી જવાનું મન થતું હતું; પણ હવે પાછા હઠાય એમ નથી એમ માની હું હિંમત રાખતી હતી.

( ૨ )

એટલામાં અમારી પાછળ એક સશમાવાળા ચિંતાગ્રસ્ત દેખાતા, સર્પગતિએ ચાલતા, ગૃહસ્થ દાખલ થયા. તેની લાંબી ડોક, સુકકું, ઉંચું શરીર, અવારનવાર વગર કારણે ડોકું ઉંચું કરવાની ટેવ, ને આગળ પડતું મોઢું તે કાંઇ ઊંટ ઢબ પર ઘડવામાં આવ્યા હોય એમ લાગતું હતું.

તે આવ્યા, મને જોઇ ચમકયા ને ખંચાઇ ઉભા રહ્યા. તેમનો નીચલો હોઠ જાણે છુટો થઇ ગયો હોય તેમ પડી ગયો. મેં શરમાઇને નીચું જોયું.

" લો. આ સભાના બીજા મંત્રી આવ્યા. " પેલા કારકુને કહ્યું; " ડાકટર ! આ સ્ત્રી આપને મળવા માંગે છે. "

" મને? "

મેં ઉંચુ: જોયું. આ નિર્માલ્ય વ્યક્તિને જોઇ મને હિંમત આવી. " સમાજ-ઉદ્ધારિણી સભાના તમે મંત્રી છો ? "

" હા. કેમ ? શું કામ છે ? " તેણે આતુરતાથી ઉતાવળા બની પુછ્યું. મારા અવાજે તેના પર કાંઇ જાદુઇ અસર કરી હોય એમ લાગતું હતું.

" આ જાહેર ખબર તમારી છે ? " મેં મારા છેડામાં સંતાડેલું છાપું કાઢી આગળ ધર્યું.

ડાકટરે કપાળ પર કરચલી પાડી, ડોક લંબાવી પેલી જાહેરખબર જોઈ તેણે કહ્યું. " હા ".

મેં શાંત બની ડાકટર તરફ જોયું. જેમ કોઇ શીકારી સાવજ તેને જોઇ ધ્રુજતાં પશુઓના મનની વ્યથા પામી જાય, તેમ મારા રૂપથી લોકો પર જે અસર થતી હતી તે હું પણ તરત જાણી જતી. મેં જોયું કે નિરાધારીથી પેદા થયેલો મારો ક્ષોભ, મારૂં સૌંદર્ય જોઇ થયેલા ડાકટરના ગભરાટથી ઘણો ઓછો હતો.

મેં હિંમતથી ડાકટર સામે જોયું ને પુછ્યું " વિધવા પરણનાર તૈયાર હોય તેનું મને નામ ઠામ આપો. " મારી હિંમતથી પેલો યુવક થોડે દૂર ઉભો ઉભો દિગ બની જોઇ રહ્યો.

ડાકટરના મોંમા પાણી આવ્યું હોય એમ સ્પષ્ટ લાગ્યું. તેણે બેચાર વખત ડોક ઉંચી કરી પુછ્યું " પરણનાર કોણ તમે છો કે કોઇ બીજું ? "

" હું પોતે. "

" તમારૂં નામ ? "

હું હસી " તમારૂં નામ ઠામ જાણ્યા વિના મારાથી કેમ કહેવાય ? "

" મારા પર વિશ્વાસ નથી ? "

" તમે કોણ છો તેની ય મને ખબર નથી. "

" હું અહિંયાનો પ્રખ્યાત ડાકટર છું. મારૂં નામ ધનેશ્ચંદ્ર " ડાકટરનું પ્રાવિણ્ય શારિરીક વિદ્યામાં ગમે તે હોય પણ તે વિદ્યાના બધા નિયમોનો ભંગ કરી તેમનું હૃદય ઉછળીને તેમના ગળામાં આવી બેઠું હોય એમ લાગતું હતું. " તમે કયાં રહો છો ? "

" મારે ઘર બહાર, સગું વહાલું કોઇ નથી. "

" ઠીક ! ચાલો મારી સાથે. બોય ! બોય ! "

રહિમખાં પાછળ રાખેલા હાથમાં ચેતવી બીડી સંતાડી દડે કરેજે આવીને ઉભો.

" એક ભાડાની ગાડી લાવ તો. "

" અચ્છા " કહી તે ત્રણ પગથીયાં સાથે કુદતો હેઠળ ઉતર્યો.

" ચાલો જરા ગભરાશો નહિં, " તેણે કહ્યું, અમે નીચે ઉતર્યાં.

એક યુદ્ધનૌકા (ક્રુઝર) વેપારી વહાણને પકડીને દુશ્મનના બંદરમાંથી બહાર પડે તેમ ડાક્ટર પોતાનો વિજય દર્શાવતા, મને સાથે લઇ મારૂતીના ઘરનો દાદર ઉતર્યા. પણ જેવા અમે ઓટલા પર ઉતર્યાં કે તેવાજ એક જાડા ને ઠીંગણા ગૃહસ્થ કોટનાં બટન ઉઘાડા મુકી, જાણે દુશ્મનની યુદ્ધનૌકા ધજા પતાકા ફરફરાવતી સામું આવે તેમ આવી ચડ્યા. ડાક્ટર ધનેશ્વર ગભરાયા, મારા તરફથી રહેમું તરફ બે ચાર વખત જોયું, ને હિંમત ધરી મને કહ્યું.

" ચાલો ! ગાડીમાં બેસી જાઓ. "

પણ હું ઓટલા પરથી ઉતરૂં તે પહેલાં નવા આવનાર ગાડી ને ઓટલા વચ્ચે આવીને ઉભા રહ્યા. તેનું જાડું મોઢું હાસ્યથી પ્રફુલ્લ હતું. તે હાસ્ય ખુલ્લા દિલનું પ્રતિબિંબ હતુ. તેનાથી હું આકર્ષાઇ.

" ડાક્ટર ! " એણે મોટે ને મજાકભર્યે અવાજે પુછ્યું. " મારે ઘેરથી કોને લઇ ચાલ્યા ? "

" કોઇને નહિ " જરાક શરમિન્દા પડેલા ડાક્ટરે કહ્યુ અને મને ગાડીમા બેસી જવાની નીશાની કરી.

" અરે એમ શું કરો છો, મારા ભાઈ ? " નવા આવનાર તે મદનલાલ ય મારૂતી હાઇકોર્ટ વકીલ લાગ્યા. તેણે હસતાં હસતાં પુછ્યુ " આજારી છે કે અસીલ છે ? "

' આ બાઇ આપને સમાજ ઉદ્ધારિણી સભાના મંત્રી તરીકે મળવા આવ્યાં હતા " પેલા કારકુને પાછળ ઉભા ઉભા હાવભાવથી પોતાના શેઠને ખબર આપી, પોતાની ફરજ અદા કરી.

" ત્યારે તમે ક્યાં લઇ ચાલ્યા ? " મારૂતીએ ડાક્ટરને પુછ્યુ.

" હું પણ સહમંત્રી છું ને. " કહી ડાક્ટર ઓટલા પરથી નીચા ઉતર્યા ને મારૂતીને જરા આઘા લઇ જઇ કહેવા માંડ્યુ " આ વિધવા છે. પુનર્લગ્ન માટે આવી છે. તેને કોઇ ઠેકાણે મુકી આવું. "

મારા કાન સરવા હતા એટલે શબ્દે શબ્દ હું સાંભળી શકી.

" આપણી જાહેર ખબરને લીધે કે ? " કહી મારૂતીએ મારી સામું જોયું " પણ તું લઇ ક્યાં જાય છે ? તું તો એકલો છે ? એકલું બાઇ માણસ તારે ત્યાં લઈ જઇ શું કરશે ? " કહી મોરથી તેણે મને સંબોધી "ચાલો એના કરતા મારે ઘેર." તેણે ધનેશ્વરનો હાથ પકડી તેમને ઉપર ઘસડયા, અને કચવાતા ડાક્ટર ન છુટકે પાછા ઉપર ચડ્યા. હું, કારકુન ને રહેમુનો રસાલો પણ તેમની પાછળ ગયો.

મારા ઘુમટામાં શરમથી, ગુસ્સાથી મારું મોં લાલચોળ થઇ ગયું હતું. કેવી દયાહિનતાથી કેવી હરામખોરીથી, મારી ખેંચાતાણ થતી હતી ને જોઇ મારો પિત્તો ઉછળી આવ્યો, અને પેલા કારકુનની મીંઢી આંખો દયાર્દ્રતાથી મારા પર ફરેલી જોઇ મને તેના તરફ પણ ગુસ્સો આવ્યો

( ૩ )

અમે ઉપર પડદાથી આંતરેલા અંદરના ખંડમાં ગયાં મારૂતીએ કોટ ને ટોપી રહેમુ તરફ ફેંક્યાં, ધનેશ્વર એક ખુરસી પર બેઠા, ને હું ઉભી રહી.

"બોલો બહેન! શું કામ છે? પુનર્લગ્ન કરવું છે!" મારૂતીએ પુછ્યું. તેને મોટા ને હુસ્લડીયો ધાંટો કાઢી બોલવાની ટેવ એવી હતી કે ગંભીરમાં ગંભીર સવાલ પણ ગમ્મતનું સ્વરૂપ પકડતો.

"હા"

"તમે કયા ગામના છો? કેવાં છો?"

"એ બધા સવાલનો હું હમણા ઉત્તર નહિં આપું?" મારા સંસ્કારી અવાજની મારૂતી પર પણ અસર થઇ. તેણે ધીમે અવાજે પુછ્યું. "પણ હમણાં રહો છો કયાં?"

"નિરાધાર ન હોત તો તમારૂં બારણું ઠોકતી "શા માટે આવત?" મેં પુછ્યું.

ત્યાર પછી તેણે ને ડાકટરે અંગ્રેજીમાં કાંઇક વાત કરી. તેનો મુદ્દો મને પછીથી માલુમ પડયો. મારૂતીને વહેમ લાગ્યો કે કોઈ સમાજઉચ્છેદકે તેમની મશ્કરી કરવા માટે તો આ તાગડો નથી રચ્યો; પણ ડાકટરને મારામાં અડગ ભરોસો આવી ગયો હતો એટલે તેમણે એ વહેમને છેદી નાંખ્યો.

"ત્યારે તમે રહેશો કયાં?" મારૂતીએ ડાકટરની સામું જોઇ સવાલ કર્યો.

"અનાથાશ્રમમાં" ધનેશ્વંદ્રે સૂચના કરી.

"કાંઇ ગાંડા થયા? એવા એકાંતમાં આ જુવાન બાઇથી રહેવાય? નોન્સેન્સ"

"તેમાં શું વાંધો?", ડાકટરે પૂછ્યું.

"યૂ આર એન ઇડીયટ (તમે મુરખા છો.)" હાઇકોર્ટે વકીલે પ્રમાણ પત્ર આપ્યું ને ડાકટરને આંખતી નીશાની કરી અંદરના ખંડમાં લઇ ગયા.

મારૂતીની બોલવાની ઢબ એવી હતી કે ત્રીજે ઘેરથી એમના અવાજનો પડઘો પડે; એટલે ઉઘાડા બારણામાંથી તેમના શબ્દો બહાર આવતા હતા.

"શો/શો! મોટા પ્રેકટીકલ પગલાં લેવાના હતા ને. આ ઝોડ કોને વળગાડશો?" મારૂતીનો અવાજ આવ્યો.

ડાકટરનું વાકય કાંઇ સ્પષ્ટરીતે સમજાયું નહિં, પણ તેમાં કાંઇ તોછડાઇ વિષે ટીકા હતી.

"તમારી પસંદગીની મને પરવા નથી" મારૂતીનો અવાજ આવ્યો "પણ આને પરણશે કોણ? તમે?"

પછી વાત અંગ્રેજીમાં ચાલી. એક વખત મારૂતીના વાક્યમાં "મારૂં તો ગમે તેવું પણ બચ્ચાં વાળાંવાળુ ઘર" એ શબ્દો સંભળાયા. મને લાગ્યું કે મારે કયાં રહેવું, તેની તકરાર ચાલતી હતી. મારી જાણે હરરાજી બોલાતી હોય એવો કાંઇક ખ્યાલ થયો. મારી ખિન્નતાનો, ક્ષોભ ને નિરાશાનો કાંઇ પાર રહ્યો નહિ. સામું ઉભો ઉભો પેલો કારકુન મુગે મોઢે આ ખેલ જોયા કરતો હતો: એ જો ન હોત તો હું આટલી શરમ ને ક્ષોભ ન અનુભવત એવું મને લાગ્યું.

થોડી વારે સદ્ગૃહસ્થ પાછા આવ્યા; અને ડાકટર ધનેશ્ચંદ્ર બોલ્યા વિના ગુસ્સામાંને ગુસ્સામાં ચાલ્યા ગયા. વિજયી સદ્ગૃહસ્થ પોતાની ખુરશી પર બેઠા, પગ ટેબલ પર નાંખ્યા, અને પોતાની વકીલની બુદ્ધિનો મારા પર અજમાયશ કરવા બેઠા.

" ભાઈ! તમારે કોઈ સગું છે?"

"ના"

" કાંઈ રહેવાનું ઠેકાણું પણ નથી?"

"ના"

" તમારી ઉમર શી છે?" વખત છેને આ સંમેલનના ગુનેગ તો નથી કરતા ને, નક્કી કરવા તેણે પૂછ્યું.

" લગભગ વીસ વર્ષની"

" તમે કઈ ન્યાતનાં છો?"

" જુઓ ભાઈ!" મેં હિંમતથી કહ્યું. પેલા ખંડમાં થયેલી વાતથી મને આશોકની આશ્રમમાં ઝાઝી શ્રદ્ધા આવી ન હોતી " હું સવાલોના જવાબ આપવા નથી આવી. જે ગૃહસ્થ પુનર્લગ્ન કરવા માંગતા હોય તેનો માત્ર પત્તો મને જોઈએ છે?" મારો જુસ્સો જોઈ મારુતી જોઈ રહ્યો.

" તે બહારગામ ગયા છે. હું આજે તેને પત્ર લખી બોલાવીશ. બહેન!" તેણે માયાળુ અવાજે કહ્યું " હું વિના કારણે સવાલો નથી પૂછતો. પરણનાર ગૃહસ્થ આવે અને તમારું નક્કી થાય ત્યાં સુધી તમારે ક્યાં રહેવું તેનો હું વિચાર કરું છું તમે મારે ત્યાં રહેશો?".

"કેટલો વખત લાગશે?"

"ત્રણ ચાર દહાડા"

"તમારે ત્યાં બૈરાં છોકરાં છે."

"હા. જેટલાં જોઈએ તેટલાં" મારુતીએ હસીને કહ્યું.

"ઠીક ત્યારે રહીશ."

"હવે કહેશો કે કઈ ન્યાતના છો?"

"બ્રાહ્મણ" મેં કહ્યું

"ચાલો ત્યારે વાંધો નહિ, આવો અંદર" આવવાનું નિમંત્રણ તેણે આપ્યું. મેં પળવાર વિચાર કર્યો: મારુતી પહેલાં જેવા લાગ્યા હતા તેનાં કરતાં અત્યારે માયાળુ લાગતા હતા. અને આટલું કર્યા પછી પાછા પગ કરવાની મારામાં હિંમત નહોતી. મેં નિમંત્રણ સ્વીકાર્યું ને હું ગઈ.

જતાં જતાં મારુતીએ મને ધીમેથી કહ્યું "તમે શું કામ અહિંયા આવ્યા છો તે કોઈને કહેશો નહિ."

"સારૂ."



# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

( ગતાંકથી ચાલુ. )

## અંક બીજો

લેખકઃ—"એક યુવક."

સ્થળઃ વિમલાકુમારીનો 'ડ્રોઇંગ-રૂમ'

સમય; સાંઝના ચાર.

[ વિમલાકુમારી એકલી બેઠી છે. ઓરડાની મધ્યમાં નોકર એક ટેબલ ગોઠવે છે અને આજુબાજુ નવ દસ ખુરશીઓ મૂકે છે. ત્યાં બારણું ઉઘડે છે ને ઇન્દુભાઇ દાખલ થાય છે. ત્હેની ઉમ્મર બાવિસ-ત્રેવિસની લાગે છે. મુખપરથી કાંઇ અસાધારણ નથી જણાતા. ]

વિમલાઃ આવો, ઇન્દુભાઇ ! આજે કંઈ ઘણે દહાડે દેખાયા.

ઇન્દુઃ હા, ઘણે દહાડે આજે અહિંયા આવું છું. મ્હેં કહ્યું થોડા દિવસમાં તો ત્હમારાં લગ્ન થશે એટલે મળી આવું. (ખુરશી વગેરે જોઇને) આજે શું ત્હમારી સમાજની મીટિંગ અહિં છે?

વિમલાઃ હા, હમારી સમાજ કામ તો સારૂં કરે છે. અને હજી તો શરૂઆત છે ને. કેમ ત્હમારો શો મત છે?

ઇન્દુઃ ખરેખર સારૂં અને તે પણ વળી આરમ્ભમાં. ત્હમારા મતને હું અક્ષરે અક્ષર મળતો આવું છું. એક મહિનામાં તો એ કેટલી આગળ વધી ગઇ? ( અંદરના ઓરડામાંથી વિમલાને બોલાવવાનો સાદ પડે છે. )

વિમલાઃ (સાદ સાંભળી)...એ આવી. (ઇન્દુને) હું જરા આવું હોં—

ઇન્દુઃ ખુશીથી જાઓ. હમણાંજ હું ત્હમને કહેવાનો હતો કે કામ હોય તો સુખેથી જજો. (વિમલા અંદરની બાજુએ જાય છે. ઇન્દુભાઇ એક આરામ ખુરશીપર પડે છે. બ્હારના બારણા-માંથી વિજ્યા દાખલ થાય છે. )

વિજ્યાઃ (દાખલ થતાં ઇન્દુને જોઇ ) ઓહો ! ઇન્દુભાઇ, ત્હમારાં દર્શનનો લાભ હમણાં તો ઠીક મળે છે.

ઇન્દુઃ મ્હારા દર્શન હમણાં કેમ દુર્લભ નથી–મ્હને પણ એજ સવાલ થાય છે. વિમળા બ્હેન, અંદર ગયાં છે. આજે ત્હમારી મીટિંગ છેને?

વિજ્યાઃ ( કોચ પર બેસતાં) હા, પણ ખરું પૂછાવો તો ઇન્દુભાઇ હમારી સમાજ માટેની મ્હારી આશા વ્યર્થ ગઇ છે. એ કાંઇ પણ સંગીન કામ હજી સુધી કરી શકી નથી. કેમ ત્હમે શું ધારો છો?

ઇન્દુઃ કંઇંજ સંગીન કામ નથી કરી શકી–કંઇજ નહિં. હું ત્હમારા મતનોજ છું. એક મહિનો થવા આવ્યો છતાં એ શું કરી શકી છે?

વિજ્યાઃ ગોરું થાણું બોલવાનું કામ કર્યું હશે પણ બીજું સંગીન કામ—

ઇન્દુ: (અટકાવીને) બસ! ત્હમારા મતને હું તદ્દન મળતો થાઉં છું સંગીન કામ—સંગીન કામની આપણને ઘણી જરૂર છે. સંગીન કામ શું છે એ હું જાણતો નથી પણ સંગીન કામનો હું હમેંશ હિમાયતી છું.

( વિમલા આવે છે અને વિજયા આગળ બેસે છે બે વાતમાં ગૂંથાય છે ત્યાં લેડી મનોહરદાસ પ્રવેશ કરે છે. તેઓ સ્થૂળ શરીરવાળાં ને સ્થૂળ અવાજવાળા છે. એમનો બપકો કુદરતી નથી) બેસનો છે. મ્હોટાં દેખાવાનો એ નિરંતર પ્રયાસ કરે છે. ઇન્દુ એ તરફ જોતો બેઠો છે એટલે ઉભો થઇ એમને નમસ્કાર કરે છે. )

લેડી મનોહરદાસ: (ઇન્દુને) સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજની મીટિંગ અહિંયાંજ છેને ?

ઇન્દુ: જી, ખબર નથી કદાચ પાસેના ઓરડામાં પણ હોય (એ આંટા મારે છે. ત્રણે સ્ત્રીઓ ત્યાં તો મળે છે અને થોડી સામાન્ય વાતચિત કરતાં બેસે છે. )

વિમલા: આજેજ કેમ મીટિંગ ભરવાનો વિચાર થયો અને આમ અચાનક ?

લેડી: આપણાં ઉપ-પ્રમુખ વિજયા બ્હેનનો વાંક છે. બાકી ત્હમારા આવા કામના દિવસમાં નકામા—

વિજયા: મ્હારે ખાસ અગત્યનું કામ છે નહિ તો ત્હારા આનંદના દિવસોમાં ખલેલ ન પાડત. પણ હજી ઇન્દિરા બ્હેન કેમ ન આવ્યા ?

લેડી મ્હને પણ એજ વિચાર થયો. આપણે ફોટોગ્રાફ લેવડાવવો છે એમ કહ્યું હોત તો એની સારામાં સારી સાડી પ્હેરીને આવત.

વિમલા: આવશે તો ખરીજ. ફોટોગ્રાફની બાબત શિવાય એ જુના વિચારની છે.

વિજયા. ના, ના. એના વિચારો જુના પક્ષ તરફ ઢળે છે ને વાતો સુધારાવાળાની જેમ કરે છે. એવા માણસો આ દહાડામાં ઘણા મ્હોટા થાય છે.

લેડી: (ઇન્દુને દેખાડીને) આ ગ્રહસ્થ કોણ છે ?

વિમલા: મ્હારા કાકાના પુત્ર ઇન્દુભાઇ છે. (ઇન્દુ નીચો વળી નમન કરે છે.)

લેડી: તેઓ આપણા વિષયમાં માથું મારે છે !

ઇન્દુ: જી, જગતની દરેક પ્રવૃત્તિમાં હું એક બુદ્ધિમાન નાગરિક તરીકે રસ લઉં છું અને દરેકમાં થોડું ઘણું સમજું છું. હવે સ્ત્રી સ્વતંત્રતાનો વિષય એ જગતની પ્રવૃત્તિઓનો એક અંગ છે એટલે એમાં મ્હને રસ પડે તો એ લેશમાત્ર પણ આશ્ચર્યજનક નથી એટલુંજ નહિ—

લેડી: ( વિમલાને ) માણસ તો ખરેખર હોંશિયાર જણાય છે (ઇન્દુને) ત્હમે શું કરો છો ?

ઇન્દુ: ( પોતાના ભાષણના ઉશ્કેરાટમાં તથા લેડીના બાજુપર વિમલાને કહેલા શબ્દો સાંભળવાનો પ્રયાસમાં એટલો ગુંચવાઇ જાય છે કે આ પ્રશ્ન સાંભળતો નથી )—જી

વિજયા લેડી મનોહરદાસ પૂછે છે કે દરેક બાબતમાં રસ લેવા સિવાય ત્હમે બીજું કંઇ કામ કરો છો ?

ઇન્દુ: આ શહેરનો હું એક બી. એ. થયેલો યુવક છું અને આ શહેરના બી. એ. થયેલા યુવકો પૈકી હવે શું કરવું એની મુશ્કેલીમાં છું.

વિમલાઃ સુભાગ્યે યુવતીને એ મુશ્કેલી નથી નડતી. કારણ કે યુવતી માટે તો સનાતન કાળથી લગ્ન શિવાય બીજો નિર્વાહનો માર્ગજ નથી. લગ્ન શિવાય ત્હેને માટે બીજું ભવિષ્યજ નિર્માણ નથી થયું.

ઇન્દુઃ પણ દુર્ભાગ્યે હું યુવતી નથીને !

લેડીઃ નથી જ. પરંતુ હું ત્હમને મ્હારા સેક્રેટરી તરીકે રાખું તો રહેવા તૈયાર છો ! માત્ર એક સરત છે.

ઇન્દુઃ જી, શું ?

લેડીઃ કે ત્હમારે સ્ત્રી સ્વતંત્રતાની તરફમાંજ રહેવું જોઇયે. મ્હારા બધા નોકરો એ બાબતમાં રસ લે છે અને સ્ત્રી સ્વતંત્રતાની હિમાયત કરે છે. (બંને સ્ત્રીઓ તરફ ફરીને) કાલે રાતે એવોજ એક બનાવ બન્યો. મ્હારા વાલકેશ્વરના બંગલામાં ઉપલે માળે હું જતી હતી તે વખતે પાછલા ભાગમાં હોકારા સંભળાતા હતા. ખબર કઢાવતાં માલુમ પડ્યું કે હમારો ભટ, રામો ને માળણ લ્હડતાં હતાં. રસોઇયો કહે કે 'સ્ત્રીઓને ઘરની ચાકરડી ન કરવાની વાતો રહેલી છે, પણ એ મ્હોટા માણસોને નભે, એતો રસોઇનું કામ કરવા ભટ રાખી શકે. આપણે ગરીબ માણસોને તો વહુ રાંધી આપે ત્યારે જ ચાલે ને !

ઇન્દુઃ આહા ! જે ઘરનાં ચાકરો પણ આવી વાત કરે એ ઘરનાં શેઠ શેઠાણી તો શાનીજ વાત કરતા હશે ?

લેડીઃ (ઇન્દુના વખાણથી મન્દ મન્દ હાસ્ય કરીને) ના, ના. એવું કંઇ નહિ; મિ. ઇન્દુભાઇ. ત્હમને મ્હારા સેક્રેટરી તરીકે નિમતાં હું બહુ ખુશી છું. કાલે સ્હવારે મ્હારે ત્યાં આવજો એટલે સર સાથે વાત કરીને પગાર, કામનો વખત વગેરે નક્કી થઇ શકે.

ઇન્દુઃ (નમીને) આપનો અત્યંત આભારી છું.

વિમલાઃ પરમ દિવસેજ એક સ્ત્રી મ્હને કહેતી હતી કે 'બ્હેન, આપણને મત મળવાથી શો લાભ થશે ? એટલું પુરુષને વધારે આપવાનું.'

વિજયાઃ બરાબર છે. જ્યાં સુધી આપણને પ્રતિનિધિ થવાનો હક્ક ન મળે અને ધારા-સભામાં સભાસદ થઇ શકિયે નહિં ત્યાં સુધી મત આપવાનો અધિકાર નકામોજ. એક પુરુષને બદલે બીજો પુરુષ આપણી પર રાજ્ય કરે એમાં શો ફેર ? એનો એક રીતે મત આપવાં જેવુંજ છે. કારણ કે જે દાન ઉપયોગ કરવા માટે નાલાયક છે એ દાન નથી પણ અપમાન છે. બ્રાહ્મણને ખરાબ ગાય આપવી એ પુણ્ય નથી એટલુંજ નહિં પણ પાપ છે.

વિમલાઃ ત્હારૂં કહેવું ઘણે અંશે સાચું છે. પણ કેટલાક આપણા પક્ષના આવે તો ફેર પડે.

વિજયાઃ મ્હેં ત્હને કેટલીકવાર કહ્યું કે કોઇ પુરુષ આપણી પક્ષનો હોઇ શકેજ નહિ. આજેજ હું ત્હને એની ખાત્રી કરી આપીશ–(વિમલા ચમકે છે.)

લેડીઃ હું તો એટલું સમજું છું કે આવા વિચારો ઉપલા વર્ગમાંજ ન રહેતાં નીચલા વર્ગોમાં પણ પ્રસર્યા છે એ આનન્દની વાત છે.

વિમલાઃ લેડી મનોહરદાસ, જગતમાં નીચલા ને મધ્યમ ને ઉપલા વર્ગોજ નથી. જગતમાં

એકજ વર્ગ છે અને એ વર્ગ મનુષ્ય જાતિનો બનેલો છે. એક બીજાને આવા ખોટાં નામો આપતાં આપણે જલ્દી અટકિયે તો વધારે સારૂં. બધાં મનુષ્યો એક પિતાના બાળકો છે એમનામાં સામાજિક દૃષ્ટિથી કે નૈતિક દૃષ્ટિથી ભેદ ને વિભાગ પાડવા અને કેટલાકને ઉંચા ને કેટલાકને નીચા કહેવા એ મ્હને તો ગંભીર ભૂલ લાગે છે.

(લેડી મનોહરદાસ મૌન ધારણ કરે છે પણ ત્યાં "સમાજ"ના બીજા આઠ નવ સભાસદો આવે છે અને સર્વે ખુરશી પર ગોઠવાય છે. લેડી પ્રમુખની મ્હોટી ખુરશીએ બેસે છે. ઇન્દુભાઇ અંદર ચાલ્યા જાય છે.)

લેડીઃ આપણે હવે સભાનો કાર્યક્રમ શરૂ કરીશું? મ્હને નથી લાગતું કે હવે કોઇ આવે (બધાં હા પાડે છે એટલે ઉભા થઇને) આપણા ઉપ-પ્રમુખને ભાષણ કરવાની વિનંતી કરૂં છું.

એક સ્ત્રી સભાસદઃ ઉપ-પ્રમુખને બોલવાની કોણે રજા આપી છે?

બીજી સ્ત્રી સભાસદઃ આજની મીટિંગ કોણે અને શા માટે બોલાવી છે?

લેડીઃ ઑર્ડર! ઑર્ડર! બ્હેનો, આપણા માનવન્તા ઉપ-પ્રમુખને બોલવા દો. એમણે કંઇ ખાસ મહત્વના કામ વાસ્તેજ આ સભા બોલાવી છે, માટે એમને શાન્તિથી સાંભળવા વિનંતી છે.

વિજયાઃ મહેરબાન પ્રમુખ સાહેબ અને બ્હેનો, સ્ત્રી સ્વતંત્રતા વિશે મ્હારા શા વિચારો છે એ ત્હમે સહુ જાણો છો એટલે એની પુનરૂક્તિની આ સ્થળે જરૂર નથી. છતાં એટલું તો આ સ્થળે હું કહીશ કે મ્હારા એ વિચારો બિલકુલ ખોટા ન્હોતા. આથી દુનિયા એમના હાથમાં છતાં પુરૂષોએ એને એટલી ગોટાળામાં નાખી દીધી છે કે મ્હને આશ્ચર્ય થાય છે કે તેઓ જે મહા પ્રશ્નમાં નિષ્ફળ નિવડ્યા છે તેમાં પણ આપણી સહાય નથી સ્વીકારતા. ખરી રીતે જગતની વ્યવસ્થા હવે આપણનેજ એમણે સોંપી દેવી જોઇએ. પુરૂષો એમ કહે છે કે આપણને રાજ્ય કરતાં નહિં આવડે. હું એમ પૂછુંછું કે હાલ રાજ્ય થાય છે ત્હેના કરતાં વધારે ખરાબ રીતે રાજ્ય શી રીતે થઇ શકે. મ્હને તો હાલની વ્યવસ્થા, ગોટાળો, શક્તિનો વ્યર્થ વ્યય, અન્યાય એના કરતાં વધારે ખરાબ શું હોય એની કલ્પના આવતી નથી. હું એમ નથી કહેતી કે સ્ત્રી અને પુરૂષ સાથે રહીને કામ કરે તો એ વધારે સારૂં નથી. એ ઉત્તમ છે. પરન્તુ પુરૂષો એમ કદી કરશે નહિં-કરવા દેશે નહિં. કાંને તેઓ ઉશ્કેરે છે, હાથમાં આવેલી કેવી સુંદર ને અમૂલ્ય તક તેઓ જવા દે છે એનું ત્હેમને ભાન નથી. (અદ્ભુત લાગણીથી) આહા! બધા પુરૂષો માટ જેવો મ્હારો મત છે એવો બધી સ્ત્રીઓનો થશે તો ભારતનાં એ દુર્ભાગ્ય જાગ્યાં—!

વિમલાઃ (સ્હેજ ગ્હીડમાં-ડરતાં) ઉપ-પ્રમુખને આવી નકામી વાતો કરવા માટે મીટિંગ બોલાવવાની જરૂર ન્હોતી. પુરૂષો દુષ્ટ છે એટલુંજ જો એમને કહેવું હોય તો હું આ મીટિંગ છોડી જવાની રજા લઉંછું. હમેંશ એ સાંભળીને હું હવે કંટાળી ગઇછું.

લેડીઃ (ટેબલ પર હાથ પછાડીને) ઑર્ડર! ઑર્ડર! ઉપ-પ્રમુખના ભાષણમાં ખલલ ન પાડવા વિનંતી છે.

વિજયાઃ મીટિંગ છોડી જવાનો સહુ કોઇનો સંપૂર્ણ હક છે. પણ જો ત્હમે કોઇ મ્હારી આવી સામાન્ય ટીકા સાંભી શકતાં ન હો તો હું મુદ્દાની વિશિષ્ટ વાત પર આવું. ત્હમે "સમાજ"ના મેંબર મિ. બાલુકુમારને તો જાણો છો—

વિમલાઃ (ચમકીને) હેમનું શું ? એમને કંઈ અકસ્માત તો—

લેડીઃ ઑર્ડર! ઑર્ડર! જાહેર સભામાં ખાનગી લાગણીઓ ન દર્શાવવા વિનંતી છે.

વિજયાઃ અકસ્માતથી પણ કંઇક ખરાબ થયું છે. અકસ્માત તો શારીરિક હાનિ. એમણે તો આત્મા વેચ્યો છે. શરીર જાય તો કાંઇ જતું નથી. આત્મા જાય છે ત્યારે સર્વસ્વ જાય છે. ગઇ કાલે આપણા ઇલાકાની ધારાસભામાં એક ગૃહસ્થે સ્ત્રીઓને મત આપવા બાબત ઠરાવ મૂક્યો. આ પ્રશ્ન ૫૦ વિરુદ્ધ ૪૮ મતે ઉડી ગયો. એ ઠરાવની વિરૂદ્ધ મત આપનારાઓમાં રા. રા. ભાનુકુમાર બી. એ., એલ. એલ. બી; મુંબઇની હાઇકોર્ટના વકીલ અને 'સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજ'ના ઓનરરી મેમ્બરનું નામ પ્રથમ હતું.

( એ બેસી જાય છે. લેડી મનોહરદાસનું મ્હોડું પડી જાય છે. બગડી સાથે રમતી વિમલાનાં મુખપર ગભરાટનાં ચિન્હો ખુલ્લાં છે. )

વિમલાઃ મ્હને એ વર્તમાન પત્ર જોવા દે.

વિજયાઃ મ્હારી પર ત્હને વિશ્વાસ ન હોય તો લે આ–( પોતાના હાથમાં જાળવી રાખેલું વર્તમાનપત્ર ત્હેને આપે છે. વિમલા એ વાંચતી જાય છે તેમ એના મુખ પરનાં ચિન્હો બદલાતાં જાય છે. વિજયા કંઇક ગર્વ ને વિજયની દૃષ્ટિથી ત્હેની તરફ જોયા કરે છે. )

વિમલાઃ ( વર્તમાનપત્ર પાછું આપતાં ) વિજયા, હવે ત્હારો શું કરવાનો વિચાર છે ?

વિજયાઃ હું આ ઠરાવ મૂકું છું કે "મુંબઇની ધારાસભામાં 'સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજ'ના એક ઓનરરી–મેમ્બર રા. ભાનુકુમારે આવી અપ્રમાણિક વર્તણુક ચલાવી તેઓ જે સમાજના સભાસદ હતા ત્હેને તેમજ તે સમાજના હેતુને દગો દીધો છે માટે ઉપરોક્ત રા. ભાનુકુમારને આજે અને આજથી આ 'સમાજ' ત્હેમને આ 'સમાજ' માટે તદ્દન નાલાયક ગણે છે અને ત્હેમને માટે અણગમો દર્શાવે છે."

લેડીઃ ઠરાવના શબ્દો બહુ આકરાં છે. આવી ભાષા આવી બાબતમાં વાપરવાનો રિવાજ નથી.

વિજયાઃ શબ્દો આકરા છે કારણ કે મ્હારી લાગણીઓ પણ આકરી છે. ખરાબ વસ્તુને ખરાબ સિવાય બીજું કંઇ વિશેષણ ઘટતુંજ નથી. કાળાને કાળાશ પડતું કહેવું ને ધોળાને ધોળાશ પડતું કહેવું એ અસત્ય અને અપ્રમાણિક છે. સત્ય અને પ્રમાણિક થવાનો રિવાજ આવી બાબતમાં ન હોય તો હું એ પાડવા માંગું છું. દગાને દગો નામજ યોગ્ય છે. ખોટા વિવેક ખાતર બીજું એકે નહિ.

લેડીઃ પરંતુ મધ્યમ માર્ગ પકડવો જોઇએ. બંને બાજુએ "ઝેરલે પાટલે" બેસવું ઠીક નહિ.

વિજયાઃ "ઝેરલે પાટલે" બેસવુંજ યોગ્ય છે. મધ્યમ રસ્તો પકડવો એટલે બંને પક્ષમાં પગ રાખવો, સિદ્ધાન્તો વડે વેપાર કરવો, બંને માર્ગો ખોવા, હૃદયને વેચી દેવું–ગૂમાવવું. મધ્યમ માર્ગ સહુથી ખરાબ છે. વિનીતતાને ખાતરજ વિનીતતાને કોઇ માન અરપતું નથી. ભક્તિ ભાવે ભજવા કરતાં વેરભાવે ભજવાથી ભગવાન વ્હેલા પ્રાપ્ત થાય છે આ પુરાણની કથાઓનું રહસ્ય છે.

વિમલાઃ જે મંડળ મ્હારા ભવિષ્યના પતિને અપ્રમાણિક ને દગાખોર કહે, એવામાં હું રહું ?

વિજયાઃ હું ત્હને એજ સલાહ આપવાની હતી, અત્યારેજ તું રાજીનામું આપ. જો નહિ

આપે અને ભાનુકુમાર સાથે લગ્ન કરીશ તો તું હમને શું મોઢું દેખાડીશ ? ત્હારે માટે પણ હમે આવો અણગમાનો ઠરાવ પસાર કરીશું.

વિમલા: મ્હને રાજીનામું આપવું તો નથી ગમતું.

વિજયા: આ ગમવાનો સવાલ નથી; કર્તવ્યનો છે.

વિમલા: મ્હને એમને મળવાની રજા નહિ આપો ? ત્યાં સુધી નહિં રોકાઓ ?

શેઠ: શું ભાનુકુમાર હમને રાજીનામું આપતા અટકાવશે ?

વિમલા: એ તો કોણ જાણે પણ એમણે આવો અસાધારણ માર્ગ કેમ લીધો એ મ્હારે જાણવું છે

વિજયા: કેમ લીધો ! સ્વાર્થ શિવાય પુરુષને બીજું કયું કારણ હોઇ શકે? તું વાર નકામી લગાડે છે.

વિમલા: (એક ક્ષણ વિચારમાં રહ્યા પછી અચાનક ને નિશ્ચયપૂર્વક) હું રાજીનામું આપવાની ના પાડું છું. શું પુરુષથી સ્ત્રી હારશે ? આવો દગાખોર પુરુષ મ્હારો પતિ થશે ? કદી નહિં. સ્ત્રીની સ્વતંત્રતા ખાતર મ્હારું જીવન પણ આપવા જ્યારે તૈયાર છું એમ કહું છું ત્યારે મ્હારા સ્વાર્થ માટે સ્ત્રી જાતિના સ્વાર્થનો ભોગ આપું ?

વિજયા: શાબાશ, વિમળા. હવે તું ત્હારું કર્તવ્ય સમજે છે, ત્યારે આ મીટિંગ આ ઠરાવ કબૂલ રાખે છે કે કોઇને કંઇ સુધારા સૂચવવા છે ?

(કોઇ બોલતું નથી) શેઠ: આ ઠરાવ આપની સમક્ષ રજુ કરું છું. અને એ સર્વાનુમતે પસાર કરશો એવી વિનંતી છે.

એક સ્ત્રી: પ્રમુખનાં આપણે ઘણાંજ આભારી છીએ. એમને માટે ઉપકારનો ઠરાવ હું મૂકું છું. (આ ઠરાવને "અન્તઃકરણપૂર્વક અનુમોદન" અપાયા પછી સભા પૂરી થાય છે.)

વિજયા: ચાલો ત્યારે હવે આપણે જઇયે. આવજે, વિમળા, આજે રાતે હું પૂને જાઉં છું.

વિમળા: કેમ અચાનક ?

વિજયા: અનાથ સ્ત્રીઓના આશ્રમની યોજના વિશે મ્હારે ભાષણ આપવાનું છે અને એવું થોડું કામ છે.

શેઠ: ચાલો, વિજયા, મ્હારી મોટરમાં ચાલો આવજો, વિમળા, કેમ હવે કયા દિવસના લગ્ન છે ?

વિમલા: લગ્ન ! કોનાં લગ્ન ?

વિજયા: વિમળા તો હવે સફ્રેજિસ્ટ થઇ છે. ભાનુકુમારનું ઘર ન ભાળતી હોં !

(ગને જાય છે ને એમની પાછળ બીજાં બધા સભાસદો પણ જાય છે. વિમલા એમને વળાવી અંદરની બાજુએ જાય છે. ત્યાં બારણા પર ટકોરા પડે છે ને ઇન્દિરા દાખલ થાય છે. કોઇને એ ડ્રોઇંગ રૂમમાં દેખતી નથી એટલે આગળ વધે છે. વિમલા અવાજ સાંભળી અંદરથી આવે છે.)

# પ્રાસંગિક ડંક.

મનુષ્યે પોતાના વાસ્તે બહુ કૃત્રિમ સમાજઘટના રચી દીધી છે, એ કારણથી અથવા તો હેણે હજી પશુતા નથી છોડી એવાં દર્દભર્યાં ચિંતનથી અનેક મહાપુરૂષો આજે મનુષ્યજાતિનું ભવિષ્ય ફેરવવા ચિંતાતુર થયા છે; અને અન્યોન્ય સમજુતથી કાગળના કરારનામા વડે મનુષ્ય સ્વભાવ બદલવાના હેમણે અનેક શુભ પણ નિરર્થક પ્રયત્નો કર્યા છે. વિલ્સન અને લીગ ઓફ નેશન્સના નામો આ પ્રયત્નોના અંકુરા ઇતિહાસમાં નજરે પડે છે; પરન્તુ એથીયે વધારે મહત્વની હિલચાલ હમણાં વોશિંગટન ખાતે થઈ રહી છે, એ પ્રસંગ માનવજાતિના ઇતિહાસમાં અગત્યનું સ્થાન લેશે એ તો નિર્વિવાદ છે પરન્તુ તે અમૃતાક્ષરી જ થશે કે કેમ એ એક શંકાભરી વાત છે. વર્ષો ઉપર નવલકથાઓથી અને થોડાક વખતથી ફિલસુફ અને ઇતિહાસકાર તરીકે જાણીતા થયેલા મિ. એચ. જી. વેલ્સ વોશિંગ્ટન કોનફરન્સ વિષે મનનીય વિચારમાળા લખી રહ્યા છે અમ્હારા અંકોમાના ઉલ્લેખોને લીધે અમ્હારા વાચકો મિ. વેલ્સના નામથી અજાણ નહિ જ હોય. આ અંકમાં મિ. વેલ્સની વિચારમાળાનો પ્હેલો મણકો અમ્હે પ્રગટ કરીએ છિયે.

આ પ્રશ્નના સંબંધમાં રેવ. સ્ટોક્સ કૃત ધી ફેલ્યર ઓફ યુરોપીઅન સિવિલિઝેશન, તથા ધી ડેલી ન્યુસના અધિપતિ મિ. એ. જી. ગાર્ડિનરના ધી સેન્ચ્યુરી મેગેઝિન (અકટોબર)માં પ્રગટ થયલા લેખ (જેનો મુખ્ય સાર નીચે આપ્યો છે) તરફ ધ્યાન ખેંચીએ છિયે,

"મહા વિગ્રહની સમાપ્તિ પછીના ત્રણ વર્ષનું યુરોપ એટલે ભર દરિયે ત્યજાયલું જહાજ. તોફાન શમી ગયું છે; મોજાંઓ શાંત છે પણ જહાજ તૂટી ગયું છે. હેના ખલાસિઓ ગુમ થયા છે; સઢ ફાટી ગયો છે ને સુકાની પણ રહ્યો નથી.

વિગ્રહના વખતમાં જે કડીઓ બધી વસ્તુઓને એકત્ર રાખતી હતી તે છૂટી પડી ગઇ ને વિગ્રહના એક સાદા મહા પ્રશ્નમાંથી રાષ્ટ્રીય, આર્થિક, સામાજીક એવા અનેક છૂટા છૂટા પ્રશ્નો ઉભા થયા. પવનના ભારી તુફાનમાં નાયગારાનો જળધોધ વિકીર્ણ થઇ ગયો. આજે બળજોરીના આવેશમાં વિગ્રહ પ્હેલાંની સમાજ અસ્તવ્યસ્ત થઇ છે ને યુરોપની સંસ્કૃતિ હેરત પામી થંભી ગઇ છે. હેનો ભૂત ઇતિહાસ વિસારે પડ્યો છે—હેની અમૃતાક્ષરીઓ ભૂંસાઇ ગઇ છે. સંસ્થા ને વ્યક્તિઓમાં શ્રદ્ધા રહી નથી ને જેટલી સહેલાઇથી રાજદ્વારી સંબંધો છોડવામાં આવે છે તેટલીજ સ્હેલથી નીતિના પ્રશ્નો પણ ઉંચા મૂકાય છે. બર્લિનમાં ભસ્મ કરેલો અહંભાવ ને પશુવાદ જાણે ફરી સજીવન થતા હોય તેમ યુરોપના રાષ્ટ્રમાં, રાષ્ટ્રથી પ્રજામાં, પ્રજાથી વ્યક્તિઓમાં પેસતા રહ્યા છે. જૂનું નીતિશાસ્ત્ર ને જૂનાં સંબંધો એ મહા તુફાનમાં નાશ પામ્યા ને ભગ્ન જેવું યુરોપ બેબાકળું ઉભુ રહ્યું.

આ વસ્તુસ્થિતિથી આપણે જોયું કે આપણી સંસ્કૃતિમાં જીવનસત્વ બહુ ઓછું હતું. આ સ્થિતિમાંથી યુરોપને મુક્ત કરવા દેશનાયકોએ નિરર્થક પ્રયત્નો કર્યા. પણ આજે તો અમ્હે સુકાનને સુકાની

વિનાના થઇ રહ્યા છિએ. દિન પ્રતિદિન બધાં રાષ્ટ્રો વિનાશની ખાઇમાં વધુ ને વધુ ઊંડાં જાય છે. ભૂખ્યાં પશુઓની ચીસો પેઠે પ્રજાઓ કોલાહલ કરી રહી છે ને શાંતિ કે સમાધાનીનો એકે સૂર ઉઠતો નથી. સમય અને સંજોગોએ શું એવું કદાવર સ્વરૂપ લઇ લીધું છે કે મનુષ્ય-બુદ્ધિની કક્ષામાં તે સમાઇ શકતાં નથી કે પછી આપણે માર્ગ ભૂલ્યા છિએ?

* * * *

"નોબેલ પ્રાઇઝ ફ્રાન્સના સુવિખ્યાત એનેટોલ ફ્રાન્સને મળ્યું છે" એ સમાચાર આવ્યા ન આવ્યા એટલામાંજ ખબર આવી કે 'રશિયાના સંકટ નિવારણ ફંડમાં એનેટોલ ફ્રાન્સે તે આખા ઇનામનું દાન કર્યું છે."

અધરાત્યના ભયંકર અંધકારમાં કોઇક કિરણ દેખાય ને અધારાં પામતી આંખો ઘડીક આશ્વાસન પામે તેમ જડવાદના જમાનામા વસનારને આ સમાચારથી મનુષ્ય જાતિના ભવિષ્ય સંબંધી કંઇક આશા બંધાશે.

મનુષ્ય પ્રેમથી સભર ઉભરાતા આ કવિહૃદયના પ્રેમ સંદેશનો પાઠ ગુજરાત શિખે એવું અમ્હે ઇચ્છીએ છિએ અને આશા રાખીએ છિએ કે રશિયાના દુઃખીઆંઓ માટે કર્ણેશ્વરી દાન દેનાર આ ફ્રેન્ચ સન્ત જનના પગલે ચાલી આપણા ધનિકો આપણા દુઃખી ભાંડુઓ માટે આવી પ્રવૃતિઓ હાથ ધરશેજ.

* * *

વર્તમાન જગતમાં પોતાનું પણ સ્થાન ક્યાંક હોય એ લાલસા મનુષ્યમાં રહેલા પશુની આછી પગલીઓ છે. આ દુર્વાર લક્ષણ કહેવાતા મ્હોટેરાઓમાં પણ હોય છે. થોડા વખત ઉપર હાલના સમાજ બંધારણમાં ફેર કરવાની હિલચાલની સામે એક ધર્મગુરૂએ વાંધો ઉઠાવ્યો હતો. સંસારિક ઘટનામાં પોતાને સ્થાનજ નથી એ વાત વીસરી જઇ જુની હિન્દુ સમાજના શમને સાચવી રાખવા માટે હ્રેમણે એક નિર્બળ પ્રયત્ન કર્યો હતો; અને એ કાર્ય માટે હ્રેમણે 'શાસ્ત્રો'નો આધાર લીધો હતો. પરન્તુ વિવેકી વિચારકોએ એ વાત વીસરવી ન જોઇએ કે સ્મૃતિ અને પુરાણો વેદની પેઠે દેવદત્ત નથી. દરેક યુગ માટે સમયાનુકૂળ સ્મૃતિઓ રચાઇ છે. મુસલમાન પુરૂષની હિન્દુ પત્નીને પણ હિન્દુ ધર્મે સ્વીકાર કરેલો સાંભળ્યો છે. એજ આર્યધર્મના ગ્રંથોએ નિયોગનો સ્વીકાર કર્યો છે. ઘણી વખત તો એમ પણ સ્પષ્ટ જણાય છે કે સ્મૃતિકારો પણ મુત્સુદીઓજ હતા. પોતાનો મત સર્વમાન્ય ને સર્વાનુકૂળ થાય એવી, આપણા જેમ હ્રેમને પણ લાલસા હતી. હ્રેમણે હ્રેમના સમયાનુકૂળ સ્મૃતિઓ રચી આપણે આપણા યોગ્ય રીતિઓ ઘડી શકીએ; અને હિન્દ સમાજ્યટના આટલાં વર્ષો જીવી શકી એ પણ હ્રેનામાં રહેલા સમયાનુકૂળ થઇ રહેવાના તત્વના પરિણામેજ. વ્યક્તિ હો કે રાષ્ટ્ર હો સમયના વ્હેણની સામે થઇ, સમયથી પ્રતિકૂળ જીવન જીવવું તે શરૂ કરે તો પરિણામે હ્રેનો વિનાશજ થાય.

આ સદીના હિન્દની વિશિષ્ટતા કે વિચિત્રતા એ છે કે રાજદ્વારી કે ખબરપત્રી, ને વેપાર કરતાં પણ આ યુગના વિદ્યા-અર્થીઓની બુદ્ધિ ઓછી તીક્ષ્ણ છે-ત્હેની જ્ઞાનની જીજ્ઞાસા ને સંશોધનની ઇચ્છા ઓછી જાગ્રત છે. કેટલાઓ સહેલગાહે નીકળેલા અમેરિકન કે જાપાનીઝ મુસાફરોને અણચિંતવ્યા પુરાતન ખંડેરો, ગ્રંથો ઇ. જડી આવે છે ને તેટલાં ઉપરથી તેઓ ગ્રંથો લખી કહાડે છે, ને આપણે ગાઢ નિદ્રામાં આપણું નિર્જીવ જીવન જીવીએ છિયે. x x થોડાક વખત ઉપર રશિયન લેખક Morozov એ 'ક્રાઇસ્ટ' નામનું એક પુસ્તક લખ્યુ છે. ગણિત, ભાષાવ્યુત્પત્તિશાસ્ત્ર ને ખગોળ વિદ્યાની મદદ લઈ ત્હેણે કેટલાક એવા સિદ્ધાંતો રચ્યા છે કે જેને લીધે ક્રાઇસ્ટ અને ક્રિશ્ચિયાનિટીનો આખો ઇતિહાસ નવોજ પ્રકાશ પામે છે. બાઇબલની વાર્તાઓમાં વર્ણવેલાં અનેક સ્થળો, તારાઓ, મનુષ્યોનાં સ્થળ અને તવારિખ ત્હેણે શોધી કાઢ્યાં છે. પૃથ્વીના પડની પેલી બાજુએ, જ્યાં સૌ રાષ્ટ્રોના પાલક-દેવતાઓ વસે છે ત્યાં કોઇક પૂછે છેઃ મ્હારા હિંદમાં સંશોધન, કે એવી પ્રવૃત્તિઓ કરવા જેવું કાંઇજ નથી? x x મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના કુટુંબમાં અનેક કળા ભંડારો હતા. કેટલાક હજી ત્યાં છે; કેટલાક દેશ બ્હાર ગયા છે. થોડાક વર્ષો ઉપર મહર્ષિ દેવેન્દ્રનાથનાં કુટુંબી બાબુ સુપ્રકાશ ગંગોલીએ તાડપત્ર ઉપર લખેલાં ભગવાન ચૈતન્યની જીવનકથાના છ ગ્રંથો એક ઓરિસાના કવિ પાસે ખરિદેલાં. તે પછીથી એક અમેરિકન મુસાફરે તે ખરિદ્યાં; અને અત્યારે એટલાન્ટિકની પેલી બાજુએ કોઇક શ્રીમંત અમેરિકનના પુસ્તકાલયના ભૂષણરૂપ તે હશે. xx ભગવાન ચૈતન્યે પોતાના જીવનના ૧૮ વર્ષ ઓરિસામાં ગાળેલાં. ઓરિસાના રાજા પ્રતાપરુદ્ર શ્રી ચૈતન્યના પરમ ભક્ત હતા અને એમ જણાય છે કે શ્રી ચૈતન્યની જીવનકથા લખવાના ઉદ્દેશથી રાજાએ ઘણા દરબારી કવિઓને શ્રી ચૈતન્ય પાસેજ રાખેલા. આ તર્ક ખરો હોય તો ઓરિસા દરબારના દફતરમાંથી ઘણું ઉપયોગી વિગત જડી આવે. ઉપરાંત ત્યાંના અનેક મંદિરોમાં પણ શ્રી ચૈતન્ય સંબંધી ગ્રંથો છે એમ સંભળાય છે. ડૉ. ચંદ્ર શેખર કાલિએ સંશોધનથી શ્રી ચૈતન્ય સંબંધી સ્વતંત્ર નિબંધ માટે રૂ. પાંચસોનું ઇનામ આપવા કલકત્તા મહાવિદ્યાલયને જણાવ્યું છે. ગુજરાતના ધનિકો અને ગુજરાતના જ્ઞાન-તરસ્યાંઓ આની નોંધ લેશે?

* * * *

**લીગ** ઓફ નેશન્સના ખર્ચની વહેંચણી નીચે મુજબ છે. (૧) (અ) બ્રિટિશ એંપાયર તથા (આ) ફ્રાંસ, ૯૦ (૨) ઇટલી, ચીન, જાપાન, ૬૫ (૩) કેનેડા, ૩૫ (૪) ઓસ્ટ્રેલિયા, સાઉથ આફ્રિકા અને નેધરલેન્ડ, ૧૫ (૫) ન્યૂઝીલેન્ડ, પરશિયા, ગ્રીસ, પોર્ટુગાલ ૧૦. (૬) હિન્દ, ૬૫.

નોંધઃ નં. ૨ ના દેશો સ્વતંત્ર છે; નં. ૩-૪ વિ. સ્વરાજ્ય ભોગવતાં વસાહતો છે. નં. ૬ ને કિયા વર્ગમાં મૂકવું તે હજી અનિશ્ચિત છે. તેનો પ્રતિનિધિ લોકોનો પ્રતિનિધિ નથી પણ નં. ૧ (અ) એ ત્હેની નીમણુંક કરેલી છે. નીતિવાદી પૂકારે છે કે "જગત હવે દુઃખથી છૂટું થશે કારણ કે જગતનું નીતિશાસ્ત્ર હવે બદલાયું છે." "લીગ ઓફ નેસન્સમાં ગિરાહેલા મહાપુરુષોનાં હૃદયની બ્હાર જગતનું નીતિશાસ્ત્ર વસ્યું છે?"-દર્દ પમકું દિન ધીમું ધીમું રડે છે.

—બ.

# જીવનપન્થે પ્રકાશ.

મરણાંત લગી પાળ્યો એજ ધર્મ, બાકી તો સગવડ કે વિનોદ.

—ગાંધી.

મ્હારાથી બની શકે તો દાન આપ અને તેમ ન બને તો સહાનુભૂતિ દર્શાવવા એક મધુર શબ્દ તો કહે.

—હેરિક.

માણસાઈ વગરની દોલત કરતાં મ્હને તો દોલત વગરનો માણસ વધારે કિંમતી લાગે છે.

—થેમીસ્ટોકલીસ.

હું આ જગતમાં ખાલી હાથે આવ્યો છું, અને તેવાજ ખાલી હાથે પાછો જનાર છું. માટે તેના વચગાળામાં કાંઈ પણ સંગીન કાર્ય સિદ્ધ થઇ શકે તો તે ખરેખર એક સદ્ભાગ્ય છે.

—જગદીશચંદ્ર બોઝ.

લોકો માટે નહિ તો પછી કોને માટે મારે કામ કરવું ? લોકો માટે જન્મેલો, લોકોનો વિશ્વાસુ બનેલો હું લોકો માટે મરીશ. મને દેશ કે જાતની દરકાર નથી.

—ચાર્લ્સ બ્રેડલો.

સદ્ગુણી સદ્ગુણો માટે લડત ચલાવે તો અવશ્ય જીતવાજ જોઈએ.

—મહાભારત.

જ્યારે આપણે ગમગીનીમાં ગરક થઇએ છિએ ત્યારે એમ નથી લાગતું કે જેમ પક્ષીને ગાતાં શીખવવા મ્હેને પિંજરામાં જકડી દઇએ છીએ તેમ એ પણ આપણા શિક્ષણ માટેજ મોકલવામાં આવે છે !

—રિચર.

જે હું આજ કરી શકતો નથી તે ભવિષ્યમાં શું કરીશ મ્હેની નિશાની છે.

—અરવિંદ ઘોષ.

મનુષ્ય બુદ્ધિને સ્વતંત્ર બનાવી મ્હેની ફરજનું ધોરણ ઉંચું કરી અને મ્હેની સર્વ શક્તિઓને વિકસાવીને મ્હેને સંપૂર્ણ, શુદ્ધ અને નવીન બનાવવી એ આપણા કાર્યનો ખરો આદેશ છે.

—રેનાકે

દુઃખી મનુષ્યોને હાસ્યથી શણગારવા, રોનારાંનાં આંસુ લ્હોવાં અને મ્હેમના હૃદયને સ્નેહપૂર્વક આશ્વાસન આપવા હું મ્હેને વિનવું છું.

—એ. બેરિંગ

# લેખોનો અનુક્રમ.



**આભાર દર્શનઃ**

આ અંકના પૂઠાં પરનાં ચિત્ર માટે અમે 'હિન્દુસ્થાન' પત્રને આભારી છીએ.


આ માસિક સુરત બસનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમા ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા સંઘાડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રગટ કર્યું.

# ગુજરાત અને સંસ્કૃતિ.

લેખકઃ—પ્રોફેસર ચંદ્રશંકર અ. બુચ બી૦ એ૦.

ગુજરાતને કલ્ચરલ યુનિટ બનાવવાના પ્રયાસ રૂપે, મુંબઇમાં રા. કનૈયાલાલ મુન્શીનાં પ્રમુખપણાં નીચે સાહિત્ય સંસદ સ્થપાઇ છે. સંસ્કૃતિનાં શિખરે બિરાજતા ફ્રાંસ દેશની લ' આકાડેમી લા, ફ્રાન્સેં સાથે કોઇ કેઇ એને સરખાવી રહ્યા છે. આ તે ભાવિ પ્રતાપનો સોનેરી અરૂણ છે કે મોહદશામાં આંખે તરતાં રાતાં પીળાં છે એ સમય ઠેરવશે. વર્તમાનમાં તો ગુજરાતની સંસ્કૃતિ વિષેનો આ લેખ વિદ્વાનોના ઉપભોગ કે ઉપયોગ માટે પ્રસિદ્ધ કરિયે છિયે

ગુજરાતને આંગણે રવીન્દ્ર પધાર્યા અને શ્રીમુખે વસન્તનાં વધામણાં દીધાં. આજ સુધી રંક રહેલી અને રંક કહેવાતી ગુજરાત. એમાં રંકને સત્યોક્તિને બદલે કેવળ વિનયોક્તિ કેરવવાનો. કોઇક યુગે એકજ વાર આવતો લ્હાવ લેનાર મહાત્માએ એ વધામણાં ઝીલ્યાં–આવતી વસન્તનાં સ્થાપન માટે, કુમકુમ જેવાં રાતાં હૈયાનાં લોહીથી આંકલાં લીપ્યાં અને માંહે કેસરિયાં રંગે ચિત્ર પુરવા જુવાન ગુજરાતને નોતર્યું. દૂર દૂરથી વસન્ત સ્વારીના નૈબત ડંકા સંભળાય છે, અને ગુજરાતમાં ઠેરઠેર આનંદ મંગળ વરતી રહ્યા હોય એમ લાગે છે

આ મંગળ સમારમ્ભનું મુહૂર્ત તે ગુજરાતની સંસ્કૃતિ વિષે પ્રયાસો. अनारम्भो हि कार्याणाम् એમ કહેવાતાં બુદ્ધિનાં પ્રથમ લક્ષણમાં સુસિદ્ધ ગુજરાત, आरब्धस्यान्तगमनम् એમ કહેવાતાં બુદ્ધિનાં બીજાં લક્ષણે કેવી નીવડશે એ કોણ કહી શકે ?

સંસ્કૃતિનો આત્મા ધર્મભાવના છે. ધાર્મિકતાનું અભિમાન ધરનાર ગુજરાત ! તેં ત્હારાં હૃદયને કોઇવાર સત્ય નિરૂપે ફરસ્યું છે ? ગુજરાતમાં મન્દિરો છે, પણ તે મન્દિરોમાં દેવતાઓ નથી. ગુજરાતનાં દેવ મન્દિરોમાં સમય સમયના વાગા બદલાવતું પાખણ્ડ પૂજાય છે. ગુજરાતનાં ધર્મ મન્દિરોમાં તુર્ક રંગમહેલનો વિલાસ બિરાજે છે, ગુજરાતનાં ન્યાય મન્દિરોમાં ઇન્સાફના વેષમાં ધનલંપટ કાયદો વસે છે. વિચાર મન્દિરમાં અહંતા અને એઠું ખાવાની પ્રબલ વાસના રહી છે અને અભ્યાસ મન્દિરમાં જીવન્ત વિદ્યાગુરૂને સ્થાને જડ પુસ્તકોનાં ખોખાં આદર પામે છે. ગુજરાતમાં સિદ્ધ તીર્થો છે પણ ત્યાંની પ્રાચીન પુણ્ય સરિતાનાં નીર ધરતીના પેટે સમાઇ ગયાં છે. ઠેરઠેર તીર્થધ્વાંક્ષો શોર કરી રહ્યા છે અને અન્ધ શ્રદ્ધાળુ યાત્રિકોને લુંટી રહ્યા છે. ચાસતીર્થના પુસ્તક પંડુ ગોરોએ ગુજરાતનાં ભક્તિ અને શ્રદ્ધા લુંટયાં, અને યાત્રિકોને ભોજ્યો આંધાપો અને દમ્ભ પ્રસાદ રૂપે વ્હાંચ્યા, ન્યાયતીર્થના ગોરોએ ગુજરાતની પરસ્પર પ્રત્યેની

ઉદ્ધાર વૃત્તિ સુધી અને એ ઝુંટમાં અશ્વિનીકુમારના શુશ્રુતાચાર્યના વંશજ ગોરો બન્યા. બાકી રહ્યું તે સાહિત્ય તીર્થના ગોરોએ પુરૂં કર્યું અને ઠગાયેલ યાત્રિકોને દમ્ભ અહંતા અને અજ્ઞાનની લ્હાણી કરી મ્હોટા પરમાર્થી જનમાં ખપ્યા. સાહિત્ય ગોરમાંના કેટલાક નટ વિટ બની રંગભૂમિએ સંચર્યા. ગુજરાતને ઘેર ઘેર અધુરાં, લુખ્ખાં સંસ્કૃતિના ચાળા જેવા જીવન બન્યા છે. જ્યાં ધર્મભાવનાજ ન રહી ત્યાં સંસ્કૃતિ ક્યાંથી સંભવે ? સંસ્કૃતિ એટલે જીવન—ઉદાત્ત વ્યક્તિજીવન, વ્હાલ છલકાતું કુટુમ્બજીવન, ઉદાર નાગરિકજીવન અને સનાતન સત્ય ઉપર મુસ્તાક વિશ્વજીવન, અને ગુજરાતમાં જો કોઇ વાતની ઉણપ હોય તો તે જીવી જાણવાની છે. જીવવું અને હોવું એ બે વચ્ચેનો અન્તર જે જાણે તેને સંસ્કૃતિનો અર્થ સમજાય. જીવે તે સદા જુવાન રહે. હોવુંજ જાણે તે વૃદ્ધ જન્મે અને વૃદ્ધતર થઇ અવસાન પામે. જીવે તે તરે, હોનાર કેવળ તણાય.

સંસ્કૃતિ એટલે રસિકતા. સંસ્કૃતિ એટલે કળા અને લાલિત્ય. સંસ્કૃતિ એટલે લલિત ચિત્ર. ગુજરાતની સંસ્કૃતિ એટલે અંગ્રેજી માસિકો અને ચિત્રો જોઇ તે ઉપરથી પીંછીયાચાર્યો પાસે દોરાવેલા હજાર ચિત્ર નહિ. પણ ચિત્રકળાના આશકે પોતાના સર્વ સંપતી ભસ્મ બનાવી માંહે હૈયું નિચોવીને બનાવેલા રંગોનું પછી ભલે એક ધાબું.

સંસ્કૃતિ એટલે લલિત સંગીત ગુજરાતની સંસ્કૃતિ એટલે આરાસ્તે દિવાનખાનાઓમાં બેધ્યાન ચૈનબાજોના એકદર કાન માટે હૃદય ઠલવાતા ખર્ચાળુ જલસા નહિ, કે કબ્રમાંથી ભૂતકાળના અવાજને જગાડતા ફોનોગ્રાફ નહિ કે વર્ષોની મ્હેનતે શીખી રાખેલા હજારવાર ગાયેલાં તેના તે ગાયનો તેના તે શ્રોતાગણ તેના તે 'હાર્મોનિયમ' ઉપર તેના તે શ્રીમતીને મ્હોયે તેની તે પ્રશંસા કરીને અને તેના તે દમ્ભથી સાંભળવાં તે નહિ. પણ કોઈ ધુળલીપેલી ભૂમિએ ગુણીયાના કકડા ઉપર બેસી ચીથરે હાલ કોઇક રસિયો, દુધ ઘીની કરકસરમાંથી બચાવેલ પૈસાએ ખરીદેલ દિલરૂબામાં સુખ દુઃખના હર્ષ શોક ઠલવે તે.

સંસ્કૃતિ એટલે કાવ્યઃ કાવ્ય એટલે કળા. કાવ્ય એટલે રસ. કાવ્ય એટલે ઉદાત્ત ભાવના. ગુજરાતની સંસ્કૃતિ એટલે રસિકતા ઢળાઇ જાય એવા, વિરાગને નામે સંસારનાં બીભત્સ વર્ણનોથી સડતા ગન્ધવાળા ચાબખા અને કાફીઓ નહિ. ગદ્યમાં પણ અતિક્લિષ્ટ ઠરે અને કળાની દૃષ્ટિએ અધમ ઠરે એવા વેદાન્તકુદતા પદો નહિ કે ઇટાલિયન વારાંગનાઓનાં સાહિત્યને પણ કોરે મુકે એવી 'બ્હોતરી'ઓ નહિ કે ગામડિયા શ્રોતાવર્ગની હિંગતોળુ સમજ શક્તિમાં ઉતરે માટે લખેલી વાર્તાઓ નહિ કે વાણિયાના દીકરાને વણિક વિશ્વનું દીવેલની જ્યોતે ઝળકતું ડહાપણ શીખવવા રચેલા વાણિયાશાઇ છપ્પા દોહરા નહિ, કે લાગણી અને કળા વિનાનાં, વાદળીનાં કટકા, તારલાની ભુકી, ચોરાંક કુસો, કોયલનો ટહુકો, બકરીનાં બાળનાં હરણ બેએથી ઝળકી ઉઠેલી પ્રતિમામાંથી ગાળી કહાડેલો બાપાન્તરો નહિ તેમ રસ કે ભાવના વગરનાં ઢીંગલા ઢીંગલીઓનાં ઘરગોલિકાના મૂર્ખ મેલ અને "ભુખ્યું ભુસું ભણ્યું" હોય તેવા વ્યર્થમેળના નમાલાં જોડકાં પણ નહિ.

સંસ્કૃતિ એટલે મહાજન અને મહાજનની વિશિષ્ટતા. ગુજરાતની સંસ્કૃતિ એટલે ગિરનારના ભક્તરાજનું ભવ્ય આત્મ નિવેદન અને ગિરના સિંહ સમા ગર્જતા દયાનન્દનો શાસ્ત્રાર્થ; ભોળાનાથની ભક્તિ અને મહિપતરામના લોકભેગાનો રસ; નવનરામની સચોટતા અને દેશદાઝ

# ત્યારે ક્યાં છે ?

"પામી મૃત્યુ ?"—અહ ! ન વદશો બોલ એવા કદિ કો.
"સૂકાઇ શું ?"—અમર રસની વેલ સુકાય ના કો !
"છે રિસાઇ ?"—અરેર ! કદિ ના એ રસિલી રિસાયે,
"ત્યારે ક્યાં છે ?"—અમર ભૂમિમાં પુષ્પ શી મ્હેંકતી એ !

ના છે મૃત્યુ, વિરહ નથી જ્યાં, ક્ષોભ કાંઇ નથી જ્યાં,
નિત્યે પેલી રસ-સરિત વ્હે પૂર્ણ આનન્દ છે જ્યાં;
પ્રેમાબ્ધિની લહરી પર ત્યાં એ સુભાગી રમે છે,
ને અબ્ધિના જળગીત મહીં સૂર એનો સુણાયે !

ધારી કોડે પ્રણય વિભુતી સ્નેહઘેલી હસે છે,
અંગાંગેથી વિમલ ઝરણાં પ્રેમનાં વ્હાવતી એ;
પૂર્ણેન્દુ શાં અવિરત ઝરે નેત્રથી શીત રશ્મિ,
જો જો કેવી ઝળહળી રહી પ્રેમની પૂર્ણ જ્યોતિ !

સ્પર્શ્યાં એને નથી મરણનાં ઘોર તિમિર પેલાં,
એને સ્પર્શી જરીય નથી તે અગ્નીની ક્રૂર જ્વાલા;
રિસાઇ કે નવ સુકાઇ એ છે રસે પૂર્ણ વેલી,
પૂર્ણત્વે એ પ્રણવ પ્રભુની પાસ પ્રેમે વિરાજે !

—જ્યોત્સ્ના શુક્લ.

# એ સ્હાંઝે તો—

( સ્વ૦ સૌ૦ કનુબ્હેન દવેના જન્મતીર્થ કરનાલીના નર્મદાના કુબેર ઘાટે એ મનોમંજુલ દંપતીના સહજીવિતનો પ્રભાવે સ્ફુરેલું કાવ્ય' સં૦ ૧૯૭૪ ફાલ્ગુની બીજ. )

૧

એ સ્હાંઝે તો પ્રભુ-પ્રિયજનો આપણે ઘૂમતાં'તાં,
ને ત્યારે હો લલિત ઉરને સંગમે હિંચતાં'તાં,
સૂર્યાસ્તે શાં કનક કિરણો પુષ્પ શાં ઝીલતાં'તાં,
દૃષ્ટિ યોગે નયન નયનો મંજુલાં મીંચતાં'તાં.

૨

આરે બેઠાં હૃદય ભરતાં નર્મદાના પ્રવાહે,
ત્યાં ઉગીને હસવી નચવ્યા ફાલ્ગુની ચન્દ્રિકાએ;
એ હાસ્યે તો પરિમલ વહે પ્રાણ ફૂલી ફૂલીને,
ને એ નાચે પ્રભુથી ચૂમતાં અંતરાત્મા ઝુલીને.

૩

ગાવા લાગ્યાં સહ-જીવિતની આપણી સ્નેહ વાણી,
ત્યાં તો રેલી અમૃતઝરણી એ કરુણાલયાની,
ને એ જોવા હસતી નીકળી તારિકા લાડભૂખી,
જોતા એને અનિલ ગસિયા સૌરભે સૌમ્ય ઝુકી

૪

ભૂલાતું ત્યાં બધું જગત એ ભાવના માંહ્ય ડૂલી,
હો ત્યાં તો એ અમીર રસ ભર્યાં ભાવની છોળ ઝૂલી;
ને એ છોળે સરલ વહતાં આપણે ડોલતા'તાં,
કૈં દર્યોમાં અભિનવરૂપે આપણે રોળતાં'તાં.

૫

જોયું ત્યાં તો ભવ-ભુવનમાં રમ્ય ચૈતન્ય રાજે,
તેના તાને સમરવ ભરી ચેતના ઉગ્ર ગાજે;
એની સાથે જીવિત પુલકયાં કપૂર-કુબેર-ઘાટે,
આત્મોધ્ધારે પ્રભુ-અનુચરો વ્હાલનાં સર્વ સાથે!

લલિત.

# નિશા

અથવા

# એ અસહકારની વાર્તા.

લેખકઃ રા. મનુ ત્રિવેદી.

> **" ઉષા "–એ સુજન જુની વાર્તા સહુ કોઈ જાણે છે. નિશા ઉષાથી પણ જુની છે એ સ્વયંસિદ્ધ છે માત્ર આ બે વાર્તાની તુલના કરવાની કોઈ ભૂલ ન કરે એ માટે ઉપલી હકીકત ઉપર ધ્યાન ખેંચિયે છિયે.**

**મા**રા મિત્રોના પરજ મારે ટીકા કરવી પડે એ ઘણી શોચની વાત છે. પણ મારી નિશાને એ લોકો જે અન્યાય કરી રહ્યા છે તે જોતાં મારો એમ કર્યેજ છૂટકો. કોઈ કહે છે કે એ બટકી છે, ને કોઈ કહે છે કે એ ચાગી છે; કોઇને એનો સાદ ખોખરો લાગે છે, ને કોઇને એની આંખ ગાયની આંખ જેવી ભાવવિહોણી જણાય છે; કોઇ એનામાં અહંકાર દેખે છે તો કોઇને એ ચીબાવલી લાગે છે. પણ વાંચક! અક્કલ જો તારી ચરવા નહિ ગઇ હોય તો મારા મત સાથે તું્યે મળતો થઇને જગતના ગોકની વચ્ચે ઉભો રહી પૂકારીશ કે નિશા એટલે વિશ્વની સૌન્દર્ય દેવી.

ને મેં તો નિશાને પહેલી જોઇ ત્યારેજ તે ભાવ અનુભવ્યો હતો જે રાજકવિ કલાપિએ

' મને વ્હાલી લાગી, પ્રથમ મળતાં હું તુજ થયો '

એ પ્રમાણે ગાયો છે. તે ધન્ય દિવસથી તે આજે આ રાત્રિના બાર વાગ્યે જ્યારે દૂર દૂરથી કુતરાના ભસવાના અવાજ આવે છે ને સાહી મારી કલમમાંથી સરસર કાગળ પર સરી રહી છે ત્યાં સુધી નિશાને મેં મારા હૃદયની દેવી માની છે, જીવનનો ચન્દ્ર ગણ્યો છે, મારી સંસારયાત્રાની એક અને અદ્વિતીય સહચારિણી કલ્પી છે.

અને છતાં હું તે વાત સંભારૂં છું ત્યારે મને એ હૃદયની દેવી ઉપર, એ જીવનના ચન્દ્ર ઉપર, એ સંસારયાત્રાની એક અને અદ્વિતીય સહચારિણી ઉપર એટલો તો કાળ ચઢે છે કે ગાંધીજી પર સરકારને પણ એટલો નહિ ચઢ્યો હોય! મારી બધી બાજી એણે બગાડી નાંખી, મને 'પરિમલ' ના તંત્રીને માટે આવી નમાલી વાર્તાઓ લખનારાઓની સ્થિતિમાં એણે આણી મૂક્યો, એ મને ઘણું લાગે છે!

મારાં નસિબે મને કોઇ દિવસ યારી આપી નહોતી ને ઘણું ખરૂં બ્હારગામ રહેતો હોવાથી નિશાને હું ન ઓળખતો તેથી મેં એને પ્રથમ જોઇ ત્યારે ' એ મારી ન થાય ' એવા નાસીપાસીના શબ્દો મનમાં ગણગણીને મેં મ્હોં નાખી દીધેલું. તે દિવસે મેં એને કોઇ દેવી અપ્સરા ધારેલી ને માનવનાં અભિમાનની માફક પળકમાં એ ઊડી જશે એવી બીતિથી મારૂં હૃદય ધડકધડક ધ્રુજી

મરેલું. પણ મારૂં કમનસિબ નસિબ જોર કરતું જણાયું ને મને ખબર પડી કે નિશા મારા મહોલ્લામાંજ રહેતી હતી. આ ખબરે મારાં હૃદયને નવજીવન આપ્યું, મારાં પ્રત્યેક અંગમાં ચેતન ભરી દીધું.

'જે મારતું તે પોષતું' એ નસિબને જેટલી સારી રીતે લાગુ પડે છે તેટલી સારી રીતે ભાગ્યેજ બીજાં કશાંને લાગુ પડતું હશે. મને નસિબે અત્યાર સુધી પુષ્કળ રડાવેલો. હવે ખૂબ હસાવવા માંડ્યો. નિશાનો ને મારો સંબંધ એટલો તો ઝડપથી વધતો ગયો કે અત્યારે એનો વિચાર કરૂં છું ત્યારે હું પણ એ કેમ બન્યું તે સમજી શકતો નથી. પણ ધીમે ધીમે વાત બહુ વધી ગઈ એમ લોકોને લાગવા માંડ્યું ને સૌએ પોતાની જીભ પરનો કાટ સાફ કરવા માંડ્યો. કોઇને અમારાં બંનેના કુટુંબોનો વિનાશ થવાનો ભય લાગ્યો, તો કોઇને પ્રલયકાળ સમીપ આવેલો જણાયો; જગત્ જેની બત્રીસીએ ચડેલું એવાં અમારી ન્યાતનાં એક વૃધ્ધ ડોસીમાને હડહડતા કળીકાળનાં દર્શન થયાં ને સીધાંજ તેઓ નિશાના ભાઈ પાસે પહોંચ્યાં. નિશાનો ભાઇ બિચારો પોચો હતો ને લોકનો દોરવ્યો દોરાતો. ડોસીમાની વાત એને વાજબી લાગી ને નિશાના મુખચન્દ્રને તે દિવસથી રાહુએ ગ્રહી લીધો !

* *

શત્રુના છીદ્ર શોધી કાઢવામાં હું લગભગ ગાંધીજી જેવોજ ચબરાક છું. નિશાની ચારે તરફ ફરતો કોટ ચણી લીધો હોય ને થાય એટલું અમારૂં મળવું અશક્ય થઇ પડ્યું. પોચો પોચો પણ એનો ભાઇ કોઈ બાબતમાં ગાડો બનતો તો આકાશ પાતાળ એક કરવા ચૂકતો નહિ. એની આ ગાંડાઇ બીજા કોઇ પ્રકારની ગાંડાઇથીજ દૂર થાય એ મને ચોખ્ખું સમજાયું. ને મેં એ બાબત શોધ શરૂ કરી.

બહુ શ્રમ વગર હું સમજી શક્યો કે અસહકારની જોસભેર ચાલી રહેલ ચળવળનો લાભ લેવામાંજ મારૂં શ્રેય સમાયુ હતું. નિશાનો ભાઇ વિનોદકાન્ત પોતાનાં અંગઅંગમાંથી અસહકાર અને ગાંધીજીનામાં અંધશ્રધ્ધા ઝરવતો. ગાંધીજી એટલે એને મનથી રામ, કૃષ્ણ વગેરે ઇશ્વરાવતારોથી યે અધિક. એ કહેતો કે 'રામ, કૃષ્ણ વગેરે ઇશ્વરના અવતારો હતા; ગાંધીજી તો ઇશ્વર પોતેજ છે.'

એની આ ઘેલાઇ વડે એની નિશાને ને મને મળવા દેવાની ઘેલાઇનો નાશ કરવા મેં નિશ્ચય કર્યો. મારી ઉંચી જાતની એંગ્લોર કેપને મેં પાતળા કાગળમાં વીંટાળીને સંભાળથી ઉંચી મૂકી દીધી; મારાં વિલાયતી કપડાંને ધોવડાવી, અસ્ત્રી બસ્ત્રી કરાવી કબાટમાં ઠેકાણે મૂક્યાં; ને આ બધું કર્યા પછી એક છ આનાની સફેદ ટોપી, તથા ખાદીની કફની કરાવી, અને તે પ્હેરી સૌ કોઇનું ધ્યાન ખેંચાય એવી રીતે મને ઓળખતા એવા લોકોના ઘર આગળથી કામસર તેમજ વગર કામે આંટા મારવા માંડ્યા. નિશાના ભાઇએ મારામાં થયલું આ પરિવર્તન દીઠું ને એની આંખમાં કંઇક મીઠાશ આવી હોય એમ જણાયું. એના પર થયલી આ અસરમાં વધારો કરવાના ઇરાદાથી સ્થાનિક અસહકારી મ્યુનિસિપાલિટિના પ્રમુખને એક દિવસ એના ઘર આ[illegible]

ઉભા રાખી પાંચ દશ મિનિટ સુધી મેં વાત કર્યાં કીધી. એણે બારીએ ઉભા રહીને આ જોયું ને એનાં દિલમાંનું બરફ ધીમે ધીમે પીગળતું હોય એવાં સ્પષ્ટ ચિન્હો એનાં મુખ પર જણાયાં.

મારે બદલે બીજો કોઇ હોત તો આટલામાંજ ચોખા થઇ ગયા ધારી ચૂલા પરથી ઉતારી મૂકત. પણ મેં જોયું કે હજી કોઇ કોઇ દાણો કાચો રહી ગયો હતો ને જરાક તાપની જરૂર હતી. આથી મેં શહેરના આગેવાન અસહકારીઓ સાથે ઝપાટામાં ઓળખાણ કરી નાંખ્યું ને લાહોરના એક સ્વામિજીનું જાહેર ભાષણ હતું તે દિવસે શરૂઆતનું ગીત ગાવાનું મેં માથે લીધું સભાસ્થાને વિનોદકાંત અને નિશા નિયત કરેલા સમય કરતાં અડધો કલાક વ્હેલાં આવીને બેઠાં. હું આમથી તેમથી તેઓની દૃષ્ટિ મારા ઉપર પડે એવી રીતે વારાફરતી ઉભો રહેતો અને છતાં તેમની કંઇજ દરકાર ન કરતો હોઉં એવો ડોળ રાખતો. આખરે સભાનું કામ શરૂ થયું ને મેં સ્ટેજ પર ચઢી 'સર ફરોસી કી તમન્ના'નું વીર રસથી છલકાતું ગાયન જેટલો કાઢી શકાય તેટલે માટે સાદે ગાયું. ગાતાં ગાતાં મને મારૂં ભાન રહ્યું નહિ, અને મારી નીચેનાં પાટીઆં, આસપાસ ટાંગેલા ફીટ્સન લાઇટના દીવા તેમજ એકેએક સભાજન મારાં વીરરસભર્યાં ગીતથી ઉશ્કેરાઇ જઇ નામદાર સરકાર સામે બળવો કરવા માટે ખળભળી ઉઠ્યા હોય એવું મને લાગ્યું. હું ગભરાયો; મેં ધીમે ધીમે, સાદ બેસી જતો હોય એવો ઢોંગ કરી અવાજ ધીરો પાડી નાંખ્યો ને છેલ્લી લીટી ગૂપચુપ છોડી દઇ હું નીચે ઉતરી પડયો. વિનોદકાંત મારી ચાલાકી સમજ્યા, ને પાસે બોલાવી અહિંસાના સિદ્ધાંતનો ભંગ કરવાની અણી ઉપર આવી ગયલા લોકોને ઉગારી લેવા માટે મને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપ્યો.

હવે બાજી બરાબર પાકી હતી. ઘેર જતી વખત વિનોદકાંત મને પોતાની સાથે લઇ ગયા ને ઘરમાં લઇ જઇ લાંબો વખત સુધી અસહકારની વાતો કરી મસાલાવાળું દૂધ પાઇને મોડી રાત્રે ઘેર જવા દીધો. હું ઘરમાંથી બ્હાર નીકળતો હતો તે વખતે ફરી એક વાર એમણે મારી દેશભક્તિનાં અત્યંત વખાણ કર્યાં. કરોકડીનો સમય આવી લાગેલો જોઇ મેં હિંમતથી એમને કહ્યું.

" વિનોદભાઇ, તમે જો મારા પર ખરેખરા ખુશ થયા હો તો નિશા મને આપો. "

મેં આ કહ્યું તો ખરૂં પણ બીજી ઘડીએ મેં માણસ પારખવામાં કેટલી ભૂલ કરી હતી તે સમજાયું. વિનોદકાંત હસતા હસતા બોલ્યાઃ " મધુકર, તમે બહુ ઉતાવળા થાઓ છો! નિશાને મેં શિક્ષણ આપી આપીને એવી પાવરધી બનાવી છે કે ગાંધીજીના કહેવા પ્રમાણે જેલમાં ન જઇ આવ્યો હોય તેને એ પરણવાનીજ ના કહે છે. તમે જેલમાં જશો? "

બાળપણમાં હું પાનાનો મ્હેલ બનાવતો ને છેક ટોચ સુધી જઇ તે તૂટી પડતો તે વખતે જેવી લાગણી મને થતી તેવીજ અત્યારે થઇ. વિનોદકાંતની વાત સાંભળી મેં જોરમાં નીચલો હોઠ કરડયો ને એક બે પળ મૂગો ઉભો રહ્યો. પછી એકદમ નિશ્ચય પર આવી જઇ મેં કહ્યુંઃ " હા, જઇશ," ને જય જય કરી ક્ષુભિત ચિત્તે ઘેર આવી સૂઇ ગયો.

* * *

અમારા સંસ્કૃતના પ્રોફેસર પંડ્યા સાહેબને ગાંધીજી સાથે આગલા જન્મનું વેર હતું. ગાંધી·

જીનું નામ યાદ આવતાંજ એઓ ભાન ખોઇ દેતા ને ગાંધીજીના દોષોનું, ગાંધીજીની મહાત્માના પદ માટેની અયોગ્યતા વગેરેનું બ્યાન કરવા મંડી જતા. એમને ખુશ રાખવામાં મેં આજ સુધી મારૂં શ્રેય માનેલું. આથી કોલેજ સુધી કફની વગેરે પ્હેરીને જતો છતાં હોસ્ટેલમાં રહેતા એક ઓળખીતાને ત્યાં રાખી મૂકેલાં કોટ પાટલૂન કોલેજમાં જઇને ચઢાવી દેતો.

લાહોરના સ્વામિજીવાળી સભાને બીજે દિવસે હું હમેશથી ઉલટી રીતે કફની વગેરે પ્હેરીનેજ પંડ્યા સાહેબની કલાસમાં ગયો. ઘંટ થયા પછી પ્રોફેસર સાહેબ આવ્યા ને મને જોયો ન જોયો કરી ઉપનિષદ પર નોટ્સ લખાવવા માંડી. હું અકળાયો; પ્હેલાં ધીરેથી એક ઉધરસ ખાધી, બીજી ખાધી, ત્રીજી ખાધી; પણ આજે સાહેબ માથામાં બરફ ભરીને આવ્યા હોય એવું મને લાગ્યું. પ્રોફેસરો ને ગધેડાઓ વચ્ચે કંઇ ફેર ખરો કે નહિ તેનો વિચાર કરતાં આખી કોલેજ ગાજી ઉઠે એટલે મોટેથી મેં એક વધુ છીંક ખાધી. હવે પંડ્યા સાહેબ અકળાયા. હાથમાંની ચોપડી જોરથી બંધ કરી દઇ ક્રોધથી મ્હોં લાલચોળ બનાવી એઓ મારી તરફ ફરી બોલ્યા: " મિ. ત્રિવેદી, તમે કલાસની બહાર જાઓ."

મ્હોં પર લવાયો તેટલો ક્રોધ લાવી ફડાક દેતા કે ઉભા થઇ જઇ પાટલી પર હાથ ઠોકતાં મેં પૂછ્યું: " સાહેબ, તમે વ્યક્તિસ્વાતંત્ર્ય પર હુમલો કરો છો? હું મારા દેશના બંધુઓને માટે જમઈ જુધ્ધ જગાવીશ. તમે શું એમ કહેવા માગો છો કે અસહકારી ટોપી પ્હેરવી એ ખોટું છે, અસહકારીઓની કફની અમે ન પ્હેરી શકીએ? જરૂર પડે તો હું જેલમાં જવાને તૈયાર છું. તમારી મરજીમાં આવે તો સિપાઇને બોલાવો. મને કોઇની દરકાર નથી."

પણ મારાં આ જુસ્સાભર્યાં ભાષણે પોલિસને ત્યાં આણવાને બદલે, મને જેલખાને મોકલવાને બદલે પંડ્યા સાહેબને ઠંડા કરી દીધા. એઓ હસીને એટલુંજ બોલ્યા કે " મારો વાંધો તમારાં કપડાં સામે નહિ, પણ તમે અવાજ કરો છો તે સામે છે" ને પછી અગાડી નોટ્સ લખાવવા માંડી.

મારી બાજી આમ નિષ્ફળ ગયલી જોઇ મારા ક્રોધનો પાર રહ્યો નહિ. ચોપડીઓ હાથમાં લઇ ધમધમ અવાજ કરતો હું ચાલતો ક્લાસ છોડી ગયો ને સાઇકલ પર ચઢી સાઇકલ ગોટા રસ્તા તરફ મારી મૂકી. ત્યાં ઠંડા સોડા લેમનની પારસીની દુકાનમાં જઇ રાસ્પબેરીનાં એક ગ્લાસની વર્દી આપી મારાં નસિબને રડતો બેઠો. પાંચેક મિનિટ હું વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો હોઇશ એવામાં ખુણામાંથી કોઇએ હસતાં હસતાં પૂછ્યું: " કેમ મધુકર, આજે કોલેજમાંથી ગપ્પી મારી છે કે શું?" જરા મન ઠેકાણે આવતાં મે ઉપલો પ્રશ્ન પૂછનાર મારા મિત્ર શરતને ઓળખ્યો. મેં તેને પાસે બોલાવ્યો ને મારાં દુઃખની બધી વાત કહી.

મારાં નિરાશાભર્યાં મ્હોં સામે થોડીવાર જોઇ રહી એ ખડખડાટ હસી પડ્યો. મને એની આ વર્તણુક અક્ષમ્ય લાગી. મેં કહ્યું: "આજે મશ્કરી કરવાનો વખત નથી મારૂં જીવન ધૂળમાં મળી જવાની અણી પર છે મને કંઇ રસ્તો બતાવ, શરત નહિ તો હું આપઘાત કરીશ."

" શાન્તિ, શાન્તિઃ અસહકારીનો શાન્તિ રાખ્યેજ છૂટકો," એણે કહ્યું. પછી જરા ગંભીર

થતાં એ બોલ્યો: મધુકર, એક રસ્તો છે. મારી ટોપી ઉંચકીને તું નાસવા માંડ ને હું પછાડી દોડું છું. પછી સિપાઇને હાથે તું પકડાઇ જજે ને જે શિક્ષા કરે તે ભોગવજે."

જેલમાં જવાનો આ રસ્તો મને એકદમ ન ગમ્યો. પણ ઉંડો વિચાર કરતાં મને જણાયું કે એમ કર્યા સિવાય ચાલે એમ નહોતું. હાથમાંનું ગ્લાસ જમીન પર પછાડી, એની ટોપી લઇ મેં દોડવા માંડ્યું. થોડેક દૂર નહિ ગયો હોઉં એટલામાં એક સિપાઇનો હાથ મારા હાથ પર પડ્યો ને ખોટી ખેંચતાણ કરતો કરતો હું પકડાઇ ગયો. શરતે મને બેચાર ગાળ ચોપડી ટોપી લઇ જવા માટે પોલિસ ચોકી પર ફરિયાદ નોંધાવી. હર્ષથી ઉછળતાં હૃદયે હું એ બધું જોઇ રહ્યો.

કોર્ટમાં મારો કેસ ચાલ્યો ને ત્યાં હાજર હતા તેમાંથી ઘણા વકિલોએ મારા પિતાની આબરૂ ધ્યાનમાં લઇ મારા જામીન થવા ખુશી બતાવી. પણ હુંજ જ્યાં સામો થયો ત્યાં એ લોકોનું શું ચાલે ? હું તો હઠ કરીને મારા દેશને ખાતર, અસહકારના વિજયને અર્થે, ગાંધીજીના આદેશને માન આપવા માટે જેલમાંજ ગયો !

હવે નિશા મારી થવામાં કોઇ પ્રકારનો વાંધો રહ્યો નહોતો. આથી જેલમાં રહ્યો તે દરમ્યાન અમારે પરણ્યા પછી અમારૂં જીવન કેમ ગાળવું તેનો બધો વિચાર મેં કરી રાખ્યો. ને એવા એવા મીઠા વિચારોમાં જેલમાં પડતું અસહ્ય કષ્ટ હું ભૂલી જતો.

જેમ તેમ કરતાં મારા કારાગૃહવાસની મુદ્દત પુરી થઇ ને હું જેલને નમસ્કાર કરી ઘેર ગયો. મેં ધાર્યું હતું કે નિશા, વિનોદકાન્ત, વગેરે મને આવકાર આપવાને ખોટી થતાં હશે. પણ એ આશા ખોટી ઠરી. મારૂં મન મનાવતાં મનાવતાં મેં નાહીધોઇ ભોજન કરી લીધું ને પછી કફની, ટોપી વગેરે ચઢાવી દઇ નિશાને ઘેર જવાની તૈયારી કરવા માંડી. આરસામાં જોઇ મારી મૂછના આંકડા હું ઠીક કરતો હતો તેવામાં નિશાનો નોકર ચિઠ્ઠી લઇને આવ્યો. એકદમ હર્ષમાં આવી જઇ મેં તે ચિઠ્ઠી હાથમાં લીધી ને ઉઘાડીને વાંચવા માંડી, એ ચિઠ્ઠી વાંચ્યા પછી મારે બદલે બીજો કોઇ હોત તો ઢાંકણીમાં પાણી લઇને બૂડી મરત. પણ હું જો તેમ કરૂં તો મારામાં ને બીજાનામાં ફેર શો ? આથી મેં જુદાજ પ્રકારની શિક્ષા પામી લેવા નક્કી કર્યું ને 'પરિમલ' માટે નમાલી વાર્તાઓ લખવા માંડી. પણ 'પરિમલ' ને 'ઢાંકણીમાં પાણી' ને એ બધાંની ગરબડમાં નિશાની ચિઠ્ઠીમાં શું હતું તે કહેવાનું તો રહીજ જાય છે ચિઠ્ઠી આ પ્રમાણે હતી:

મધુકર,

તમે જેલમાં જઇ આવ્યા તે જાણ્યું. એવી નાલેશીમાં તમે ફરીથી ન પડો એવું પ્રભુ પાસે માંગી લઉં છું. આ બનાવ પછી આપણાં લગ્ન થવાની આશા તો તમે નહિજ રાખો એમ માનું છું. એજ.

લી૦

**નિશા.**

વાંચક ! સાચ્ચું કહેજે: નિશાની ચિઠ્ઠી વાંચી તનેયે નથી લાગતું કે અસહકારીઓ 'વાણિયા વાણિયા ફેરવી તોલ'ની નીતિમાં બહુ પાવરધા છે ?

# એ બધાંનો પરિચય.

( ૩ )

થોડાક વખત ઉપર એક અંગ્રેજી પત્રે લોઇડ જ્યોર્જનું ચિત્ર છાપ્યું હતું. તેમાં ઇંગ્લંડનો વડો પ્રધાન પોતાના બાગમાં સંધ્યાકાળે ફરે છે ને ત્હેનો Shorthand typist ત્હેની સાથે છે. એ જોઇ મ્હને આપણા આનંદશંકર સાંભર્યા એવો ભાગ્યે એક પ્રસંગ હશે જ્યારે આનંદશંકર સાથે એમની તત્ત્વજ્ઞાનની ટેવ નહિ હોય આનંદશંકર એટલે ગહન વિચારબળ–અંગ્રેજી અને સંસ્કૃતના તે ઉંડા અભ્યાસી છે. એમનામાં અંગ્રેજી અને સંસ્કૃત તત્વજ્ઞાનીઓનું ભારોભાર જ્ઞાન તમે જોશો આનંદશંકર ગુજરાતના ગણ્યા ગાંઠ્યા વિદ્વાનોમાંના એક છે. કોઇકવાર જુનો જમાનો યાદ કરતા એ બધા બેઠા હોય ત્યારે શાંત, ગંભીર બોલો વડે નવી પ્રજાની છાલકાઇ ને છીછરાપણા માટે ત્હેમને વિવેચન કરતા ત્હમે સાંભળશો પણ એ વિવેચનમાં હૈયાની હાય ત્હમને નહિ જણાય. એ યુગનું અને ખાસ કરીને આનંદશંકરનું એ એક લક્ષણ છે જગત, મનુષ્ય અને ઇશ્વર સંબંધે વિચાર કરતા આનંદશંકરે અનેક રાત્રિઓ ગાળી હશે; કાન્ટ કે શંકરના મત જોખતા ત્હેમના વિદ્યાખંડમાં ઘણીવાર ત્હમે ત્હેમને જોયા હશે અને છતાં કોઇ પણ વિષયમાં આનંદશંકર એમનો નિર્ણય વિના સંકોચે, અને હૃદયની તીવ્ર લાગણી સાથે જાહેર નહિં કરે એટલુંજ નહિ પણ એમણે પોતેજ હજી ઘણા વિષયો સંબંધે નિર્ણય નથી કર્યો એમ જણાય છે. આથી આનંદશંકરમાં આદર્શ તત્વજ્ઞાનીની ભવ્યતા અને વિશ્વપ્રેમ નથી, આથીજ આ સમર્થ વિચારકના જીવનમાં વિચારસૃષ્ટિ અને જીવનસૃષ્ટિ એવા બે નીગાળા ખડા પડી જતા જણાય છે; આથીજ બ્રહ્મની મીમાંસા કરનાર બુદ્ધિ સામાન્ય સંસારી પેઠે દુનિયાના ઉપદ્રવો અને લાલચો સામે નમી જાય છે.

નવા ગુજરાતને ઘડનારા આ બધાના જીવન જોની વખતે અતિશયોક્તિનો પવન ત્હમારા મગજમાં થોડો થોડો ફુકાતો હશે તો કોઇકવાર ત્હમને લાગશે કે, કેટલાક અપવાદ સિવાય જીવન જાણવા જીરવવા, ને જીવવાની કળામાં તો કદાચ નવીન ગુજરાત ચડે. એવા ઘણા મ્હોટેરાઓ જણીતા છે જેઓ જાણે મનુષ્યો નહિ પણ વિચારો હોય એમ જણાય છે. જીંદગી જોડે એમને મહોબત જ નથી જીંદગી કોઇક મોંઘામૂલો અતિથિ હોય તેમ બધા વર્તે છે–ત્હેમનાથી જીંદગી જોડે મિત્રાચારી નથી થઇ અને હવે એ માટે દિલ ખોલી કલ્પાંત કરવા જેટલું જીવન પણ ત્હેમનામાં નથી રહ્યું ડિકન્સના મરણના સમાચાર બહાર પડયા ત્યારે અતુલ સલ્તનતની સામ્રાજ્ઞી મહારાણી વિક્ટોરીયાથી માંડી, સમર્થ વિચારકો, અનેકવિધ કાર્યોમા મગ્ન થયલા અમલદારો, બંદરપર ગોદીમાં માલ ચઢાવતા–ઉતારતા ખલાસીઓ, તપેલા લોઢાને મરોડમાં આણતા લુહારો, ઘરરખુ માતાઓ અને કલ્લોલ કરતા, રમતા બાળકો–એ બધાંએ "Dickens is dead" ના હૃદયદ્રાવક ઉદ્ગારો સાથે થંભી જઇ પોતાનાં કાર્ય બંધ કર્યા. અનેક જ્ઞાનસરિતાઓથી પોષાતા ગુજરાતમાં આજે એવું કોઇ નથી જેના મરણથી ગુજરાત આમ એકધારે આંસુ સારે. આ કડુ સત્યનું કારણ પણ એજ છે કે આપણા વિદ્વાનોને જીવન જીવનાર મનુષ્ય કરતા પુસ્તકાધીન વિચારક થવાનું વધારે યોગ્ય લાગે છે.

(૪)

પણ આ ઉપરની વાતમાં એક અપવાદ નોંધવો ઘટે છે. વિસરાયલા હાજીના જૂના થયલા "સદી"ના અંકોમાં Oriental Conference ની છબિ છે. તેમાં તે જડશે બ્રહ્માની શિખામાં રહેલું તત્વજ્ઞાન શોધવા મથતા આનંદશંકરના મ્હોં જેવું તેમનું મ્હોં વિશાળ નથી ને બને તો સૂર્યચન્દ્ર જોડે પણ લઢી પડે એવા નિખાલસ નરસિંહરાવના મ્હોં જેવું ભવ્ય પણ નથી ત્હેમના મ્હોં ને આંખોમાં રસસરિતાના અખૂટ રસ પી પી તૃપ્ત થયેલા માનવનો સંતોષ છે ચન્દ્રિકાના પ્રદેશમાં ઉડું ઉડું થાય એવા મનવાળા કવિના ભાવો કે માર્સના પ્રદેશમાં વેપાર કરી કરોડોની આશા રાખનાર વેપારી વિજ્ઞાનીનાં ચિન્હો નહિ પણ પ્રતિપર્વ રસોદય પૃથ્વીના રસ ઝીલવા તારકગણને આમંત્રણ કરનારનો આત્મસંતોષ જણાશે. પુત્રના જીવનવિકાસને યોગ્ય દિશાએ વાળવા જેવા અંગત વિષયોના ભોગે પણ ગુજરાતની ઘણી ખરી પ્રવૃત્તિયોમાં થોડો ઘણોયે ભાગ લેતા ત્હમે ત્હેમને જોશો. પેલી છબિમાં. પાસે બેઠેલા ભારેખમ શરીરને "ત્હારી સ્થૂલતામાં રસિકતા ક્યાંથીજ હોય?" એમ કહે એવા પેલા પાતળા શરીરવાળા છે, તેજ સુરતના પણ અમદાવાદી ગણાતા રા. બ. રમણભાઇ **નીલકંઠ.** પ્હેલીવાર ત્હમે મળશો ત્યારે એમનામાં સુખી પુરૂષની સાહજીક અતડાઇ કદાચ જણાશે.

ત્હમે હોદ્દ હો તો કોઇવાર ત્હમને ન સમજાય એવો રમણભાઇમાં ઉંડો હાસ્યરસ છે. એમના હવે કરમાતા મ્હોંના ખૂણાઓ હજી છુપું છુપું હસી શકે છે. એ રમણભાઇજ ત્હમારા ભદ્રંભદ્રના કર્તા. લોકો ત્હેમને ગુજરાતી સાહિત્યના હાસ્યરસના પિતા કહે છે. પણ વધારે લોક ત્હેમને નરસિંહરાવના મિત્ર અને પ્રશંસક તરીકે ઓળખે છે. આજ સંબંધમાં અવિવેકી જુવાનીયાંઓ, કોઇ ન સાંભળે તેમ કાનમાં, अहो सर्वेत्रहो ध्वनिः ॥ કહી જાય છે. નરસિંહરાવ પેઠે રમણભાઇ પણ અભ્યાસક અને કવિ છે. પણ એમની કવિતા એમના જીવનની પૂરી પિછાન નહિ આપે અમદાવાદ પ્રાર્થના સમાજના મન્દિરમાં વ્યાખ્યાન આપતા રમણભાઇ, સાબરમતીને પેલે પાર "રસદ્વાર" બંગલામાં, સોશ્યલ કોન્ફરંસ માટે આવેલા નટરાજન અને શ્રેયસસાધક મંડળવાળા નર્મદાશંકર જોડે વાતો કરતા રમણભાઇ, કે કોઇ સામેવડીયા સાથે જીવનના રસિક પ્રશ્નો ચર્ચતા રમણભાઇ, પેલા પુરાણ જેટલા પુરાણા લાગતા "કવિતા અને સાહિત્ય" ના કર્તા અને કાવ્યો રચતા રમણભાઇથી જુદા પડી જાય છે.

જીવનમાં છે તે શબ્દોમાં ન હોય. રમણભાઇનું જીવન એ વાતનું માન આપતું જણાય છે.

સંતકુંજ. ધીરજલાલ ગજાનનજી મહેતા.

---

** આ લેખનો અતિ આકર્ષક ભાગ આવતા અંકમાં.

# નવા યુગની ગુજરાતણ

## — વિચાર પુષ્પની એક પાંખડી —

લેખક:—રા. રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બી એ. એલ એલ. બી.
બેરીસ્ટર-એટ-લૉ.

**નવા યુગની સ્ત્રી:** સુવર્ણ કલસમાં માટી કે માટીના વાસણમાં સુવર્ણ જેવી દેખાવાને બદલે સુવર્ણ કલસમાં સુવર્ણ જેવી શોભશે; સુંદર શરીરમા જડ બુધ્ધિ અથવા તીવ્ર બુધ્ધિ સાથે શરીરની માલેક બનવાને બદલે ચેતનમય શરીરમાં ચેતનવતી બુધ્ધિની અધિષ્ઠ બનશે, પૂર્ણિમાના ચંદ્રમાં જગપ્રસિધ્ધ કલંકની કીર્તિથી ઓળખાવાને બદલે ચદ્રની સંનિધિમાં ઝગમગતા તારલિઆના ઝાંખા પ્રકાશથી પ્રકાશશે; પ્રતાપી પુરૂષના કિમતી પડછાયાને બદલે સામાન્ય પુરૂષના સાદા મુકુટમણિનું સ્થાન સ્વીકારશે.

**નવા યુગની સ્ત્રી:** હ્રદયનાં પરાક્રમો કરી બતાવશે, જેની પાસે પુરૂષનાં શરિરનાં તેમજ મનનાં પરાક્રમો ઝાંખાં દેખાશે. ગૃહમાં અને સમાજમા સસ્કૃતિ અને શાંતિ ફેલાવશે, જેના વિના પુરૂષ-આચાર્યો અને અધ્યાપકોના પ્રયત્નો રેતીના રણમા જળદ્રષ્ટિ જેવા જણાશે. દશ ઉપાધ્યાય કરતાં એક આચાર્ય, સો આચાર્ય કરતાં એક પિતા, અને હજાર પિતા કરતાં એક માતા, બાળકના શિક્ષક તરીકે વધારે માનને અને આદરને પાત્ર છે, એવું મનુનું મહા વાક્ય સિધ્ધ કરી આપશે, મનુષ્ય એટલે માત્ર પુરૂષજ નહિ, પરંતુ પુરૂષ, સ્ત્રી અને સંતતિની એકરૂપતા એ શાસ્ત્રીય સિધ્ધાંતના સાક્ષાત્કાર કરાવશે; પવિત્ર અને સાત્વિક સ્નેહ લગ્નજ જગતની મહાન ફત્તેહો, ઉચ્ચ આશાઓ અને ઉદાર ભાવનાઓને ચિરંજીવ કરવાનું અનુપમ સાધન છે તે આદર્શ સંસારથી બતાવી આપશે; સ્થૂળ સૌંદર્યનો આધાર સૂક્ષ્મ સૌંદર્ય ઉપર છે, અને સૂક્ષ્મ શક્તિથી ભરપૂર સરોવરના આશ્રય વિના સ્થૂળ શક્તિનું ઝરણ્ ક્ષણભંગુર છે એ અચળ નિયમ પોતાના સૂક્ષ્મ સામર્થ્યથી પુરૂષના મન ઉપર ઠસાવશે.

**નવા યુગની સ્ત્રી:** સંયમ સદ્ગુણ અને સ્વાતંત્ર્યની મહતા કદી નહોતી તેવી સ્થાપિત કરશે. વાસનાઓ, દુર્ગુણ અને દાસત્વની બેડીઓ હમેશને માટે તોડશે, પુરૂષ અને પ્રકૃતિના પરસ્પર સંબંધની અનિવાર્યતા સિધ્ધ કરશે. પુરૂષ જો યુધ્ધનોજ ઉપદેશ કરશે તો પોતે શાંતિના પાઠ ભણાવશે; પુરૂષ જો જડતાનાંજ ગુણ ગાયા કરશે. તો પોતે ચેતનની દીપાવલી પ્રકટાવશે, પુરૂષ જો બુદ્ધિનો દાવો કરશે તો પોતે ડહાપણનો અનુભવ કરાવશે; પુરૂષ જો સૂર્ય થશે તો પોતે પ્રકાશ બનશે; પુરૂષ જો સમુદ્ર બનશે તો પોતે સમુદ્ર તટ; પુરૂષ સિતાર તો પોતે સંગીત; પુરૂષ શાસ્ત્ર તો પોતે કલા, પુરૂષ ન્યાય તો પોતે કરૂણા, પુરૂષ ઓજસ્વી તો પોતે સૌંદર્ય; પુરૂષ શબ્દ તો પોતે અર્થ, પુરૂષ બળ તો પોતે ધૈર્ય; પુરૂષ વાસના તો પોતે સંયમ; પુરૂષ સત્તા તો પોતે લક્ષ્મી; પુરૂષ ઇચ્છા તો પોતે સિદ્ધિ; પુરૂષ અગ્નિ તો પોતે અમૃત, પુરૂષ બીજ તો પોતે ધરણી, પુરૂષ પુષ્પ તો પોતે પરાગ; પુરૂષ છાંયા તો પોતે શાંતિ; પુરૂષ રથ તો પોતે ચક્ર; પુરૂષ સ્હારથી તો પોતે સારથિ; પુરૂષ કાર્ય તો પોતે વાચા; પુરૂષ વાચા તો પોતે વિચાર, પુરૂષ વિચાર તો પોતે ઉદ્ગાર; પુરૂષ ઉદ્ગાર તો પોતે આત્મા.

**નવા યુગની સ્ત્રી :** જુના જમાનાના ધર્મ કરતાં નવા યુગના ધર્મમાં વધારે તલ્લીન રહેશે; આત્મિક ઉન્નતિની વાતો કરવા પહેલાં શરીરના અને મનના મળ ધોવાનું કાર્ય પ્રથમ પાર ઉતારશે; મંદિરો શણગારવા પહેલાં મંદિરો તરફ જતા રસ્તાને પ્રથમ ઝાડી ઝુડી સાફ કરશે; વેદોના મંત્ર મુખ પાઠ કરવા પહેલાં શરીરને તંદુરસ્ત, મનને સ્વસ્થ, હૃદયને ઉદાર અને આસ-પાસના વાતાવરણને ચેતનમય બનાવવાને પ્રથમ પગલાં ભરશે; ભાષણો આપવા પહેલાં તીવ્રબુદ્ધિ, ઉદાર વિચાર, પ્રમાણિક ઉદ્યમ, સંગીન અભ્યાસ, વિશાળ અનુભવ, નિર્દોષ વર્તન, લીના જીગરની સામગ્રી પ્રથમ તૈયાર કરી રાખશે, ઉપદેશ આપવા પહેલાં ઉપદેશ આપવાનો અધિકાર પ્રથમ પ્રાપ્ત કરશે, હકકો માગવા પહેલાં હકકોનો ઉપયોગ કરવાની કળા પ્રથમ હાથ કરશે, મોટા મનોરથો બાંધવા પહેલાં નહાના ધર્મો પ્રથમ બજાવશે; મોક્ષનું શાસ્ત્ર શરૂ કરવા પહેલાં સંસાર શાસ્ત્રમાં પારંગતતા પ્રથમ મેળવશે; સીતાના આદર્શના ગુણગાન ગાવા પહેલાં મીસ ફ્લોરેન્સ નાઇટીંગેલના આદર્શ સુધી પહોંચવા પ્રથમ પ્રયત્ન કરશે; સંસ્કૃત પાઠશાળામાં કે અંગ્રેજી વિશ્વવિદ્યાલયમાં પંડિતાની પદ્વી મેળવ્યા પહેલાં દાઇઓની નિશાળમાં સારી દાઇ તરીકેનું સર્ટીફીકેટ પ્રથમ મેળવી લાવશે; ધર્મ ગ્રંથોના જ્ઞાનનો ફેલાવો લોકોમાં કરવાને બહાર પડવા પહેલાં સ્વચ્છતા અને આરોગ્ય શાસ્ત્રનો કકકો તેમની પાસે પ્રથમ ઘુંટાવશે; ઋષિમુનિઓના દષ્ટાંતોનું અનુકરણ કરવાની સભાઓમાં અપીલ કરવા પહેલાં સાદા શહેરીના આદર્શજીવનનો મર્મ પ્રથમ નહાનાં ઝુંપડાંઓમાં સમજાવશે, સમસ્ત વિશ્વના આધ્યાત્મિક કલ્યાણ કરવાની પ્રતિજ્ઞા લેવા પહેલાં પોતાના દેશની આર્થિક અને સાંસારિક ઉન્નતિ કરવાનું નહાનું કાર્ય પ્રથમ સિદ્ધ કરશે.

**નવા યુગની સ્ત્રી:** પુરૂષને શરમાવશે વિશેષ, પણ પુરૂષથી શરમાશે ઓછી; પુરૂષને દીપાવશે વિશેષ, પણ પુરૂષથી દીપશે ઓછી; પુરૂષથી પુજાશે વિશેષ, પણ પુરૂષને પુજશે ઓછી; પુરૂષને હંકાવશે વિશેષ, પણ પુરૂષથી હાંકશે ઓછી.

**નવા યુગની સ્ત્રી:** કોઇ બોલાવશે તો મેંઢાઓનું મૌન ધારણ કરશે નહિ, છતાં સ્વભાવ-જન્ય ગૌરવ ધારણ કરશે, ગ્રેમોફોનની વાચાળતા નહિ બતાવે છતાં કુદરતી મધુરતા બતાવશે, કોઇ છંછેડશે તો પથરા નહી ફેંકે, છતાં ક્ષમા મંગાવશે.

**નવા યુગની સ્ત્રી ક્ષમા આપશે:** પણ શક્તિને લીધે, અશક્તિને લીધે નહિં; ઉદારતાને લીધે, પરાધીનતાને લીધે નહિં; સ્નેહને લીધે, ભયને લીધે નહિં.

**નવા યુગની સ્ત્રી જીતશે,** પણ આંસુઓથી નહિં, આંખના તેજથી; નિરાધારના મચકુર-પણાથી નહિં, પોતાના અધિકારથી; પોલીસ કોર્ટ દ્વારા નહિં, ગૃહરાજ્ય દ્વારા; ખુશામતથી નહિં, પ્રેમથી; રડાવીને નહિ, હસાવીને.

**નવા યુગની સ્ત્રી પુજશે,** પણ રૂઢીને નહિ, સ્વાતંત્ર્યને; અમાવાસ્યાને નહિ, પૂર્ણિમાને; ગ્રહણને નહિ, સૂર્યને; દેવતાઓને નહિ, દેવને; મૂર્તિને નહિ, મૂર્તિના આત્માને; પુરૂષને નહિ, પણ પુરૂષના હૃદયને.

**નવા યુગની સ્ત્રી રમશે,** પણ રસોડામાં નહિ, બગીચામાં; ધુમાડામાં નહિ, પવનમાં; અંધકારમાં નહિ, પ્રકાશમાં; ખુરસી પર નહિ, ટેકરી પર; સોફા પર નહિ, રેતી પર; ગાડીમાં નહિ, ઝાડીમાં; ભોંયરામાં નહિ, ગગનમાં; પાલખીમાં નહિ, સમુદ્રમાં; જનાવર સાથ નહિ, કુદરત સાથ;

જડ સાથ નહિ, ચેતન સાથ; ફરજ માટે નહિ, આનંદ માટે; હક્ક માટે નહિ, જરૂરિયાત માટે; રિવાજ માટે નહિ, સ્વભાવ માટે; બીજાઓને રીઝવવા નહિ, આત્માને સંતોષવા.

**નવા યુગની સ્ત્રી** વિચારશે, પણ પડોશીના ઝઘડાઓ નહિ, પોતાના જીવન ધર્મ; ખાવાની વાનીઓ નહિ, સંસારની ખુબી-ખામીઓ, દરજીની દુકાનો નહિ, ગરીબનાં મકાનો; ઝવેરાતના નમુનાઓ નહિ, ઝીંદગીના આદર્શો.

**નવા યુગની સ્ત્રી** ઓળખાશે, પણ ફીક્કા ચહેરાથી નહિ, પણ તંદુરસ્ત લાલીથી; શરીરની નબળાઇથી નહિ, હૃદયની સત્તાથી; સાડીના આકર્ષણથી નહિ, તેમના જાદુથી; આભુષણના તેજથી નહિ, બુદ્ધિના ગૌરવથી; બાહ્ય ઝગઝગાટથી નહિ, આંતરવિશુદ્ધિથી; અબળાના નામથી નહિ, અનેરાં પરાક્રમથી; ક્લેશમય ગુલામગીરીથી નહિ, સ્નેહમય લાગણીથી; મૂર્ખાઇની કાળી ટીલીથી નહિ, ત્રિવિધ સંપત્તિના કુમકુમથી; પુરૂષના રમકડાં તરીકે નહિ, પુરૂષને રમાડનાર તરીકે; દેશના ભાર તરીકે નહિ, જગતના ઉદ્ધાર તરીકે; કલાની દાસી તરીકે નહિ, કલાની રાણી તરીકે; ગૃહની પુતળી તરીકે નહિ, સંસારના મહારથિ તરીકે.

**નવા યુગની** સ્ત્રી આળસથી શરમાશે તેમજ આળસુઓને શરમાવશે, વહેમોથી નહાસશે તથા વહેમીઓને નહસાડશે; દુઃખોથી દબાશે નહિ તેમજ દુઃખીઓને દબાવશે નહિ; પદવીથી મલકાશે નહિ તેમજ પદવીધારીઓને મલકાવશે પણ નહિ; જ્યાં લાગણીની જરૂર હશે ત્યા સ્નેહ વરસાવશે; જ્યાં દિલાસાની જરૂર હશે ત્યાં દુઃખ માત્ર અટકાવશે; જ્યાં ઓીની જરૂર હશે ત્યા દેવી ઉભી રહેશે; જ્યાં મદદની જરૂર હશે ત્યા આત્માના ન્યોછાવર કરશે.

**નવા યુગની સ્ત્રી** જગતે જોયું નથી તે બતાવશે; કોમળતાને દૃઢતા સાથે દીપાવશે; સૌંદર્યને સામર્થ્ય સાથે મિલાવશે; કળાને ઉપયોગિતા સાથે જોડશે; હૃદયને બુદ્ધિથી અજવાળશે બુદ્ધિને દયાથી મ્હાત કરશે.

**નવા યુગની** સ્ત્રીઃ પુરૂષ જેમ કરશે તેમ નહિ કરે, પણ પુરૂષ જે નહિ કરી શકે તે કરશે; પુરૂષને કમાઇને નહિ આપે, પણ પુરૂષની કમાણીમા ભાગ પડાવશે; પુરૂષના જેટલું ધન નહિ કમાય, પણ પુરૂષ બચાવશે તેથી વિશેષ બચાવી આપશે, પુરૂષની જવાબદારીનો હિસ્સો નહિ માગે, પણ પુરૂષની અક્કલનો ઇજારો તોડશે; પુરૂષની ફરજો છીનવી નહિ લે, પણ પોતાના હક્કો છીનવવા દેશે નહિ; પોતાનોજ હક્કો ખરો નહિ કરે, પણ પુરૂષનોજ હક્કો ખરો થવા દેશે નહિ; પોતાની ભાવના ઉંચી બાંધશે, પણ પુરૂષની ભાવના નીચી બાંધવા દેશે નહિ; પોતે સ્વાર્થ ત્યાગ કરશે, પણ પુરૂષને સ્વાર્થી થવા દેશે નહિ; પોતે ગરીબી વેઠશે, પણ પુરૂષને મોજ-શોખમાં આળોટવા દેશે નહિ; પોતે ઉદાર થશે, પણ પુરૂષને ઉદાત્તતા શીખવશે; પોતે જાગૃત થશે પણ પુરૂષને ઉંઘવા દેશે નહિ; પોતે દોડશે, પણ પુરૂષને બેસવા દેશે નહિ; પોતે લડશે પણ પુરૂષને રડવા દેશે નહિ; પોતે બંડ ઉઠાવશે, પણ પુરૂષને જૂલ્મી રહેવા દેશે નહિ; પોતે સહન કરશે પણ પુરૂષને સહનશીલ થતાં શીખવશે; પોતે સંકટો વેઠશે, પણ પુરૂષને પીગળાવશે; પોતે બંધનો તોડશે, પણ પુરૂષનાં બંધનો તોડાવશે; પોતે નાચશે, પણ પુરૂષને હસાવશે; પોતે સ્વર્ગમાં ઉડશે પણ પુરૂષને નર્કમાં સડવા દેશે નહિ; પોતે યોગ સાધશે, પણ પુરૂષને યોગભ્રષ્ટ થવા દેશે નહિ; પોતે પ્રાણ પાથરશે, પણ પુરૂષના પ્રાણ બચાવશે, પોતે મોક્ષ મેળવશે, પણ પુરૂષને મોક્ષ અપાવશે.

# વિધવા

રચનારઃ

રા. રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ

૧ ભાલે ન ચંદ્રક, ન કંકણ હસ્ત માંહ્ય,
ધાર્યું શરીર પર વસ્ત્ર જ એક શ્વેત;
ચક્ષુ જડયાં ક્ષિતિજમાં, ખસતાં ન ત્યાંથી,
ભાળી રહી પૃથિવિપાર ગયેલ પ્રિય.
સ્વસ્તિક નિર્જીવ સમો કરનોય વાળી
ઉભેલી આરસ સમી પુતળી શી બાલા !
શું એ હશે જડ ?—ન સુંદરતા કદીએ
ચૈતન્ય વિણ જગમાં નજરે ય આવે !
ચૈતન્ય તો જડમહીં બદલાયું ભાસે;
એક સ્થળે તન અને મન તીવ્ર ચ્હોંટયાં;
હાલે ન કાંઈ પણ માત્ર જ વસ્ત્ર હાલે,
કો કો ક્ષણે ત્વરિત પાંપણ હાલતી'તી.
આકાશ મધ્ય થકી સૂર્ય ઢળી જઈને
રાતાં રતાશભર કિરણ રેલતો'તો.
ગાલે ઝીલી લગીર રશ્મિ ગુલાલ જાગી;
કંઠે થકી દુઃખ ભર્યું મધુરું ઝર્યું કેઃ

૨ "નયન વાટકી શી નિહાળવી ?"
"નચવતી હવે મૂર્તિ તો ગઈ !"
"હરી રહો સદા શુષ્કતા ભર્યાં"
"જીવનમાં જુઓ મૃત્યુના ભણી."
"હૃદય શેં હવે ધડકવું ગમે ?"
"ધડક ઝીલતા દેવ તો ગયા !"
"ઉર તું બન્યું, લોચ શેં છવે ?"
"પ્રિય તણી નથી ગોદય દેખાતી !"

---

૧ વસંતતિલકા. ૨ નવિન.

૩" અંધકાર જગમાં ભર્યો, મુજ અંતર અંધાર !"
"એક ઘડી ઘડી ઝબકતા નાથ તણા ઝણકાર !"

૪આકાશે નથી વાદળી,
નવ હજી વીતી ગઈ રાત્રિ વા,
ક્યાંથી આ સમયે તુષાર સરીખાં
ભીનાં ખરે મોક્તિકો ?

૫" આંસુડાં, પાછાં વળો, પાછાં વળો !"
"હાંરે હવે અંજલી ધરીને કોણ ઝીલશે ?"
"હો આંસુડાં, પાછાં વળો, પાછાં વળો !"

"હાંરે હારી થાળી વિયોગીની આ બેસશે !"
"હાંરે તેના ભીના કપોલ કોણ લુછશે ?"
"હો આંસુડાં, પાછાં વળો, પાછાં વળો !"

"હાંરે ભર્યા ઉન્હા નિસાસે હદય ધીકશે
"હાંરે મ્હારાં થાકેલાં ચક્ષુ કોણ ચૂમશે ?"
"હો આંસુડાં, પાછાં વળો, પાછાં વળો !"

૬" જે પંથે પ્રિય પરવર્યા, તે પંથે જ પ્રયાણ !"
"મિત્ર મૃત્યુ દર્શાવતું પ્રિયતમની એંધાણ !"

---

૩ ભાખી. ૪ શાર્દૂલ. ૫ ગરબીનો ઢાળ ૬ ભાખી.

# वत्सल दाम्पत्य.

લેખક: રા. ઉમરાવ ગૌરીશંકર એમ, એ.

( ગતાંકથી ચાલુ )

અત્યન્ત પશુતામય વ્યવહાર બીજો કેવો હોય ? કુદરતમાં બીજું શું દેખાય છે ? એ કુદરતનો બોધ મનુષ્યે ન સ્વીકાર્યો તો સ્વર્ગનો વ્યવહાર "સ્વર્ગીય" ગણ્યો. છતાં કુદરતથી પણ મનુષ્ય ન ખેંચાયો એમ તો નહિજ. પછી કોઇ ક્લિષ્ટ શબ્દોમાં કહે તો કોઇ બહુ કવિત્વમયતા વાપરે.

What Tyrant then these ovious Laws began
Made not for any other Beast but Man.

... ... ... ...

All Creatures else are happier kind
Whom no ill natured laws from plasure bind
Nor thoughts of Sin disturb their Peace of Mind.
But Man, a Slave of his own making lives
*The Fool denies himself what Nature gives.*

આ શબ્દો બહુ કડવા છે. બીજો કવિ એજ વાત બીજી રીતે મુકે છે.

ભૂં ભૂં ભૂં ગુંજતો આવે પુષ્પો ઉપર ભૃંગ ત્યાં
ખીલેલાં કૈંક પુષ્પોને ચૂસતો તે ફર્યા કરે

... ... ... ...

અહો કેવાં પુષ્પો ભ્રમરપર પ્રેમે ઝૂકી રહે
અને કેવાં ચુમ્બે સ્મિત અધરથી સૌ ભ્રમરને

... ... ... ...

પરન્તુ આ ઉડયો નવીન કલિઓ ને કુસુમમાં
ફરી ઇચ્છા થાતાં લપટી પડશે એજ કલિમાં

કુદરતનાં આ દર્શન કરવાં, મનનું ધાર્યું માની લેવાની લાલસાવાળું હૈયું ફરિયાદ કરે છે.

"અરે હું માટે તે કુદરતતણો શું ક્રમ ફરે ?
મ્હને શું સૌન્દર્યે લપટી પડતાં પાતક પડે ?

કુદરતનો આ અર્થ બોધ લાગ્યો. સુન્દર શોભનાના રસતરસ્યા કલાપી, સામાન્ય બનાવમાં આમ સૂચનો જોઇ, રમા પણ વ્હાલી અને શોભના પણ વ્હાલી અને બેયનાં રસભંડારનો તે સ્વામી આ સ્વપ્ન જોઇ રહે; પરંતુ હજુ કુદરતે તેને માટે વિશેષ નિર્મ્યું હતું.

આવે છે ગુંજતો બીજો તે પુષ્પો પર ભૃંગ ત્યાં
જોઇ તે અશ્રુ આવ્યાં ને ઉદાસી તે બન્યો ફરી

જે શરીરના સૌન્દર્યે એક ભૃંગને રસલેલછા લગાડી તેજ સૌન્દર્ય અનેકને લગાડશે અને દરેકને ત્યાં લપટવા અધિકાર રહેશે ? આ વિચાર આવતાંજ સ્વપ્ન નષ્ટ થાય છે.

એક ત્રીજા કવિની દૃષ્ટિથી જોઇયે. આજ પ્રશ્ન અનેક કલિઓ સાથે કેલિ કરાગ અનેક અનિલોની સ્વચ્છન્દ લીલાના વર્ણન રૂપે એ કવિ મુકે છે.

કલિ બાપડી અનિલની અસ્થિરતા કળી ગઇ છે. તે કહે છે.

> અનેક કળિયો ચૂમી આજ—આવ્યો અહિંયાં તું ઠગરાજ
> વળી તજી મુજને તું જશે—જ્યહાં કળિયો બીજી ખીલી હશે
> માર્ગ જતાં સહુને તું ચૂમે—નિર્લજ તો પણ હરખે ઘૂમે

પુરૂષસ્થાનીય અનિલ પોતાની જાતિગત ( રસિકજન જેને દક્ષતા કહે છે તેવી ) નિર્લજતાથી હસતો ઉત્તર આપે છે.

> કોમળ કલિ તું કાં રીસાય—તુજ સરિખી નવ દીઠી કયાંય
> અનેક અનિલો આવી ભમે—અહિ તુજ શું તે રગે રમે

બીચારી કલિ આજ બેશરમ ઉત્તર સાંભળવા તૈયાર ન હતી. તેણે પોતાનો બચાવ કર્યો.

> રે ઠગ મુજને કાં તું રહાય—નહિ એ જુદા અનિલ બધાય
> જુદાં જુદાં રૂપજ ધરી—તુંનો તું આવે ફરી ફરી

ત્રણ કવિઓએ કુદરત નિહાળી અને એમાં પ્રવર્તતી સ્વચ્છન્દ નિરંકુશ લીલા પણ જોઇ, એની રસભવનામાં મોહ્યા, પરંતુ મનુષ્યમાં એજ લીલાની સંભાવના ન કરી શક્યા. છેલ્લા કવિએ લખ્યું.

> સુણી આ બે જણની ગોઠડી—હું ચાલ્યો મન ખેદજ ધરી

છેવટે એક સારસનું જોડું જોયું. ભવભૂતિ જેને कान्तानुवृत्ति चातुर्य કહે એવું ચાતુર્ય કરતો સારસ, પત્નીને કહે છે.

> જો આ લહરી સરિતા તણી
> ત્હેમાં આપણ બેની છાય—મળી એકઠી શી મલકાય
> જીવ આપણા એમજ મળ્યા—મરણ લગી નવ ટળશે ટળ્યા

અતિ ક્લિષ્ટ એવી પ્રથમની કલ્પનાથી ઉપજેલો નિર્વેદ દૂર કરવા બીજી કલ્પના વેળ્જી કવિએ ગાન ધર્યું. પ્રથમ પણ કુદરતજ હતી બીજીયે કુદરતજ છે તો પછી બીજી કલ્પના કવિને કે આપણને આપણી ધર્મ દૃષ્ટિએ ધર્મ્ય લાગી માટે ધર્મ્ય ?

કવિઓની ફરજ તો લાગણી દર્શાવવાની છે. તત્વની ગુંચો ઉકેલવાની નથી એમની Immediate tendency is to innovation and anarchy an impetuous eagerness to subvert and compound, with very little care what shall be established. • ( Johnson. )

જ્યારે તત્ત્વના શોધક ઉપર તો ગુંચો ઉકેલવાનીજ ફરજ આવી પડે છે; પરન્તુ ઘડી ભર ઉપર અવતરણ આપ્યાં છે એમાંજ ગુંચનો કંઇ ખુલાસો હોય તો જોઇયે. પ્રથમ ભૃંગ પુષ્પોનો

સ્વેચ્છા વ્યવહાર જોઇ મનુષ્યને માટે તે યોગ્ય નથી એમ ન કહેતાં મનુષ્ય તે માટે યોગ્ય નથી એમ કહે છે.

ક્ષમાવાળાં હૈયાં કુદરતી ભાસે આમજ રમે
મનુષ્યો તે માટે નથી હજુ થયાં લાયક ખરે !

આ કવિએ આવાં જીવનનું મૂળ ક્ષમામાં શોધ્યું. એવી ક્ષમા નથી તેથી મનુષ્ય એ જીવન ન ગુજારી શકે.

બીજા કવિની કવિતાનો દક્ષ નાયક અનિલ પોતે આવાં જીવનનો બચાવ કરતાં જેવો પોતે ઇચ્છાચારી છે તેવીજ સ્ત્રી પણ છે એમ કહી પોતાને દોષમુક્ત માની લે છે. એ કહે છે

We neither believe what either can say
And neither believing we neither betray.

આ બચાવ નહિ પણ નફટાઇજ છે !

કુદરતમાંના જીવનમાં ક્ષમા છે. માટે એ જીવન ક્ષન્તવ્ય છે ! પરંતુ કુદરત ખરેખર વાંચતાં આ વાત ખોટી ઠરે છે.

અર્વાચીનતમ વિજ્ઞાનના સિદ્ધાન્ત પ્રમાણે સ્થૂલ સહવાસની ઇચ્છાએ એકાદ સાથી માટે ઉપજતી અનેક પશુઓની લડાઇને પરિણામેજ પશુઓની વિધવિધ જાતોમાં બલિષ્ઠતા અને સંપૂર્ણતા efficiency આવ્યાં છે. ક્ષમા ત્યાં છેજ નહિ. આ તે Nature, નેચરધર્મ અથવા વનેચર ધર્મ !

હવે આપણાં પુરાણોનો સ્વર્ગીય ધર્મ જોઇએ.

સ્વર્ગની કલ્પનામાં લગ્નથી અબાધિત જીવન વ્યવહાર એટલુંજ મૂળ રૂપે હશે. અને એનો અર્થ મનુષ્યે પોતાની સ્થૂલ દૃષ્ટિએ કર્યો અને હિન્દુ પુરાણો અને મુસલમાની કુરાનમાં "સ્વર્ગ એટલે 'અહિં જે જે પાપાચરણ મનાય તે સર્વનો યથેચ્છ ભોગ કરવાનું સ્થાન તે" એમ કલ્પાયું. લગ્નથી અબાધિત જીવનનો અર્થ એક બીજાનો દેહભોગ કરવામાં નિયમોજ ન હોય એમ કર્યો આ તો સ્થૂલ મદન અને स्थूलमदन त्यां वन अने अलक्ष मन्मथ त्यां नन्दनवन। आर्य जीवननी प्राचीनतम भावना आवी। उद्दालकनो सनातन पंथ आ। मात्र सलक्ष्यसिद्धि प अधिकार होय तो पंथे पळाय। अनधिकारी पळे तो मनुष्य मटी पशु थाय। पशु वर्ग देखाय छे सर्वत्र, अने सर्वने। देववर्ग पण अदृश्य नथी कारण काल्पनिक नथी. योग अने ऐश्वर्य खीले तो दिव्य नयन दीपे अने हृदयना दहरमन्दिरे अलक्ष्य ज्योत झागती देखाय।

સ્વર્ગીય શબ્દનો ખરો અર્થ આ.

દામ્પત્યમાં દેહના કોઇપણ અંશને સ્થાન નથી. આ વિવરણના આરંભમાં 'દામ્પત્ય શબ્દ સ્ત્રી પુરૂષના કોઇ પણ સંબંધને ઉદ્દેશીને વપરાયો છે. એ અર્થમાં દામ્પત્યનો અર્થ પરસ્પરનાં 'પ્રેમ શ્રેયસ' આત્મ કલ્યાણ અર્થે સહવાસ." સહજીવન આમ માન્યો છે.

દામ્પત્યનો રૂઢ કદાચ 'દમ' વૈદિક, Domus લૅટિન અને पा એ હોય તો દામ્પત્યમાં "પરસ્પરના રક્ષણ માટે સહવાસ" એ અર્થ પુષ્ટ થાય છે.

શબ્દાર્થ એવો હોય કે ન હોય પરન્તુ અભિષ્ટ મત એજ છે કે દામ્પત્યમાં આવશ્યક તત્ત્વ સહવાસ અને એકજ આવશ્યક ભાવના-પરસ્પરના કલ્યાણ માટે, આત્મ કલ્યાણનો ઉગ્ર પ્રયત્ન-સંયોગવશે પ્રાણ ઓવારી નાંખવા જેટલી ઉત્કટ ભાવના રહેલી છે.

સહવાસનો અર્થ Existing under one roof એકજ ઘરમાં રહેવું એમ નહિ સ્થુલ સહવાસ એમા કાંઇ જરૂરનો નથી. સ્થૂલ એવી કોઇ પણ વિગતને એમાં સ્થાન નથી. પ્રેમી આત્માના આત્મસુખ માટે કોઇ સ્થૂલ વિગતની જરૂર નથી. તે પોતાના પ્રિયતમઆત્મા પાસે સ્થૂલ કે સૂક્ષ્મ કોઇ બદલો ચ્હાતો નથી.

પ્રેમીને એકજ અભિલાષા છે, પ્રિયતમને જીવનભર ચ્હાવાની! પ્રેમીને જીવનનો હેતુ પણ એકજ છે. પ્રિયતમના કલ્યાણ માટે શરીર અને મનથી મચ્યા રહેવાનો'

પ્રેમીને એકજ મહત્વાકાંક્ષા છે; પ્રભુને પ્રાર્થી એક ક્ષણ એવી મેળવવી જ્યારે પ્રિયતમના સુખને માટે-કલ્યાણને માટે તે પ્રાણ પાથરી દે.

આ ક્ષણ માટે તે જીવે છે. ત્યાં સુધી તે દૂરથી પણ પ્રિયતમને સુખી જોઇ સુખી રહે છે તેના સુખમાંજ તે દૂર રહે છે. દુઃખમાં પ્રિયજન અને દુઃખની વચ્ચે આવી ઉભો રહે છે અને પ્રિયજન ઉપર પડતો એક ઘા અટકાવવા સો ઘા ખાવા પડે તો તે દરેક ઘાને જીવન સાફલ્ય વધાવતી માળાના પુષ્પ હોય તેમ અનુમોદે છે. આવી રીતે હૃદય ત્રિપુટિ તો શું પણ સ્હેં કડો હૃદય જોડાઇ શકે-તે नन्दनचन-कारण हृदय मात्र स्नेहभर्या छि मात्र स्नेहभूखी **जीवननो हेतु स्नेहदान** अने **जीवनलुं साफल्य स्नेहभोग** ભલે હૃદય અનેકના સ્નેહમાં રસબસે-અને પરિણીત બુદ્ધિને પણ સ્નેહ સમર્પે. બુદ્ધિ હૃદયના ભજન પૂજન એ લગ્ન. બુદ્ધિ તે વર અને હૃદય તે વધૂ. આ રીતે સ્ત્રી વરસ્થાને અને પુરૂષ વધૂસ્થાને હોઇ શકે. બુદ્ધિ તે પ્રેમ લેનાર. હૃદય તે પ્રેમ દેનાર. બુદ્ધિ હૃદયને ચ્હાય અને એ હૃદય તેને ન ચ્હાય તો બુદ્ધિને જીવન અકારૂં થઇ પડે છે. પરંતુ હૃદય કોઇ ઉપર સ્નેહ ઢોળે અને એ બુદ્ધિને તેની ખબર પણ ન હોય તો હૃદયને કંઇજ દુઃખ નથી. હૃદય ચ્હાયે છે ત્યારે સામો ચ્હાઉ મળશે કે નહિ તેની રાહ જોવાની ધીરજ નથી રહેતી. I love you with all my heart, but what is that to you પુરૂષ અને સ્ત્રી એ બેમાં બુદ્ધિ હૃદયના પ્રભાવમાં વધુ ઓછું પ્રમાણ હોય તેથી જુદા જુદાં સુખી દુઃખી દામ્પત્ય પરિણમે અત્યંત ઉગ્ર બુદ્ધિઓ કંઇ પણ ચાહ આપી ન શકે માટે અતિ પ્રેમભૂખ્યાં હૃદયો સાથે એમનો દામ્પત્ય યોગ સરખો નજ નીવડે.

---



# સ્ત્રીઓ અને પુતળીઓ !

લેખકઃ-રા. મનુભાઈ કલ્યાણજી દેશાઈ

"ડોશીઓને સુદ્ધાં ઢીંગલીઓ સાથે રમવાનું ગમે છે" તથા "વંધ્યા વહુ સાથે સાસુઓ વઢે છે કારણકે ત્હેમની પાસેથી સાસુઓને રમવા માટે ઢીંગલીઓ નથી મળતી"—આવાં અતિ રમુજી સત્યો જણાવતો આ લેખ જરૂર ત્હમને પસંદ પડશે.

ન્હાની છોકરીઓનો પુતળીઓ પ્રત્યેનો પ્રેમ સૌ કોઇને પરિચિત છે. વ્હાલથી ઢીંગલીઓને રમાડતી, હુલાવતી ને પારણામાં હીંચોળતી તેમને સૌએ દીઠી હશે. યુવાન માતા પોતાનાં પ્રથમ બાળક તરફ જેટલા વ્હાલ અને ઉમળકાથી જુએ છે તેટલાંજ વ્હાલ અને ઉમળકા આપણે ઢીંગલીની માવજત કરતી છોકરીઓની આંખમાં સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ. ને આ વાત જ્યારે આપણે ધ્યાનમાં રાખીએ છીએ ત્યારે આપણને ન્હાની છોકરી તે પુખ્ત ઉમરની સ્ત્રીની ન્હાની ટૂંકાવેલી આવૃત્તિ હોય એમ લાગે છે.—જેમ કોઈ શિષ્ટ લેખકનાં મ્હોટાં પુસ્તકની ન્હાની શાળોપયોગી આવૃત્તિ નીકળે છે તેમ !—આમ સ્ત્રીઓનાં લગભગ બધાજ ગુણો અને ખાસીયતો છોકરીઓમાં ન્હાનપણથીજ જોવામાં આવે છે. જ્યારે પુરૂષોના થોડાજ અથવા નહિ જેવા ગુણો અને લક્ષણો ન્હાના છોકરાઓમાં નજરે પડે છે.

પુરૂષોને આકર્ષવાની કળા, આકર્ષીને પછી નિરાશ કરવાની ટેવ, સુન્દર ગૃહવ્યવસ્થા અને પોતાની પુતળીઓ પ્રત્યે વ્હાલસોઈ માતાનો ઉમળકો આપણે દસદસ અને બારબાર વર્ષની છોકરીઓમાં ઘણી વખત જોઇએ છીએ.

એક વખત રજાના દિવસે અમે એક મિત્ર સાથે સ્હેલગાહે જનાર હતાં. મિત્રનાં ઘરનાં બધાં માણસો અમારી સાથેજ આવવાનાં હતાં. પણ આઠ દસ વર્ષની તે મિત્રની એક છોકરીએ અમારી સાથે આવવા ના કહ્યું. સ્હેલગાહની મ્હજા જતી કરી—કારણ ?—કારણ કે તેના કહેવા પ્રમાણે તેની એકની એક ઢીંગલીને ભયંકર શરદી થઇ હતી અને તેથી તેની હાજરીની ઘેર જરૂર હતી !! આખરે તે અમારી સાથે નજ આવી. ઘેર એકલી રહી અને આખો દિવસ માંદગીના બિછાના નજીક બેસી ઢીંગલીની સારવાર કર્યા કીધી અને આંસુથી બિછાનું ભીનું કર્યું !! આમજ એક વખત એક બીજી છોકરીની બાબતમાં બન્યું હતું. પોતાની પુતળીનું ઘર સાફ કરવામાં, રાચરચીલું ગોઠવવામાં ને તે સુખ ચ્હેનથી રહી શકે તે માટે તેણે રવિવારની રજાનો આખો દિવસ ગાળ્યો. ને છેવટે સાંઝે સર્વ કામ પુરૂં થયું ત્યારે કામનો બોજો ઉતરવાથી સંતોષ થયો હોય તેમ નિશ્વાસ નાંખતાં તેણે કહ્યું "હાસ ! ચાલો...હવે બિચારી સુખે રહેશે" કોઇ ઘરરખુ, વ્યવહારી ને ગૃહિણીની ફરજ સારી રીતે સમજનાર સ્ત્રી પણ આવા સંજોગોમાં આજ ઉદ્ગારો કાઢતે.

પણ આ બધું મારે શા સારૂં લખવું ? વાંચક ! તેં ત્હારી જાતેજ ન્હાની છોકરીઓને

પોતાની ઢીંગલીઓને દવા આપતી, તેને પારણામાં સુવાડી હીંચકતી, તેને કેડે બેસાડી ખાડે બેસાડતી, તેને બિછાનામાં નાંખી બચીઓ કરતી, તેનાં ઝભલાં સીવતી, તેનાં કપડાં ધોતી નથી જોઇ ? મેં તો ઘણીયે વખત તેમને આ માતૃકાર્યમાં નિમગ્ન થયેલી સકૌતુક નિહાળી છે.

ન્હાનપણે કોઇ કાળે ન જણાયેલાં લક્ષણો મ્હોટપણે પુરુષોમાં જોવામાં આવે છે પણ ત્રીસ પાંત્રીસ વર્ષની સ્ત્રીનાં બધાં લક્ષણો તેની દસ વરસની ઉમરથીજ તેનામાં હાજર હોય છે. હા. કેટલીક વખત એવું બને છે ખરું કે ન્હાનપણના ગુણો અને ખાસીયતો મ્હોટપણે સ્ત્રીઓમાં વધુ વિકાસ પામેલાં નજરે પડે. ખરાબ છોકરો મ્હોટો થતાં સારો પુરુષ થઇ શકે છે તેમજ સારો છોકરો મ્હોટપણે નઠારો નિવડે એ સંભવિત છે; પણ સારી કે નઠારી છોકરી ગમે તેટલી મ્હોટી થાય તોયે તેની તેજ રહે છે. કારણ કે છોકરો એટલે માત્ર છોકરોજ; જ્યારે છોકરી એટલે માત્ર છોકરીજ નહિ પણ સ્ત્રીની ન્હાની આવૃત્તિ !

આમ હોવાથી જે સ્ત્રીઓ ન્હાનપણમાં ઢીંગલીઓ સાથે તે બાળક હોય તેમ વર્તતી તે મ્હોટપણમાં પોતાના બાળકો સાથે તે ઢીંગલીઓ હોય તેમ વર્તે છે'

કેટલીયે સ્ત્રીઓને ડાકટરી સલાહ મળી હોય કે બાળકોના વાળો અનહદ વધારવાથી તેમનાં શરીરનાં બીજાં ઉપયોગી અવયવોને પુરતું પોષણ મળતું નથી; છતાં તેઓ પોતાનાં બાળકોના વાળ વધવા દઈ ડોક પરથી ખભાં પર ઝુલતાં રાખે છે; કારણ કે તેમ કરવાથી પોતાના બાળકો ન્હાનપણની પોતાની પુતળીઓના જેવાંજ બરાબર દેખાય છે'

જ્યારે કોઈ સ્ત્રી પોતાનાં છોકરાંને ન્હવડાવે છે, તેને સારાં સારા કપડાં પહેરાવે છે, દરેક રીતે તેની દરકાર રાખે છે ત્યારે આપણે કહીએ છીએ કે તે સ્ત્રી માતા તરીકેની પોતાની ફરજો બરાબર જાણે છે. તે આદર્શ માતા છે. પણ છોકરાંની સંભાળ રાખવી એ પોતાની ફરજ છે એટલા માટેજ તે સંભાળ નથી રાખતી; પણ પોતાની ન્હાનપણની જૂની ટેવ તે છોડી શકતી નથી અને તેથી જે વ્હાલ ન્હાનપણમાં તે પોતાની પુતળી પ્રત્યે દર્શાવતી હતી તેજ મ્હોટપણે તે પોતાનાં બાળક પ્રત્યે બતાવે છે. એમાં ફરજની લાગણી બળવાન નથી હોતી.

ન્હાનપણની પુતળી વખત જતા છતાયે મ્હોટી ન્હોતી થતી. પણ મ્હોટપણની આ જીવતી જાગતી પુતળી તો દહાડે નહિ તેટલી રાતે વધે છે. પરિણામે તે પુતળી સમજણી થતાં પોતાની સાથે પોતાની મા પુતળી પેરે વર્તે તે તેને પસંદ નથી આવતુ. મ્હોટાં થાય તોયે છોકરાંને તે એકલા રહેવા દેતી નથી. એકલાં બહાર જવા દઇ શકતી નથી. સંભાળ રાખવાની જ્યારે જરાયે જરૂર નથી હોતી ત્યારે પણ તે છોકરાને કંટાળો આપી તેની સંભાળ રાખવાનું ચુકતી નથી. અલબત્ત મ્હોટાં થયેલા છોકરાને આ હદ બહારની સંભાળ—આ પરાધીનતા પસંદ નથીજ પડતાં. ને છતાં માની જૂની ટેવ છુટતી નથી. આમ થતાં બહુજ વિચિત્ર સંજોગો ઉભા થાય છે.

દાદીઓની પોતાનાં છોકરાં અને છોકરાંનાં છોકરાં પ્રત્યેની વર્તણુંક્નું જેણે ધ્યાન દઇ અવલોકન કર્યું હશે તેને ખબર હશે કે તે ડોશીઓ પોતાની છોકરીનાં કરતાં છોકરીનાં છોકરાં-ઓને વધારે ચાહે છે, આનું કારણ પણ એજ કે એક વખતની પોતાની જાતની છોકરી—ઢીંગલી મોટી થતાં સ્વતંત્ર થઈ. તે જાતેજ ન્હાવા લાગી, પોતાનો ચોટલો પણ જાતેજ વાળવા લાગી જ્યારે આ છોકરીની છોકરી—નવી ઢીંગલી—ન્હાની હોવાથી તેની સાથે તે પોતાની ઢીંગલી પેરે વર્તી શકે છે. આમ જ્યારે ડોશીની પોતાની છોકરી હયાત હોય છે ને તેને પણ ન્હાની છોકરી હોય

છે ત્યારે તટસ્થ ઉભા રહી જોનારને બહુ રમુજ પડે છે. કારણ કે ત્યારે એક ઢીંગલી સાથે બે જણ રમનાર એકઠાં થાય છે! તેને રમાડવાની અને તેની સંભાળ રાખવાની બે વચ્ચે સ્પર્ધા ચાલે છે! હવે એક ઢીંગલી સાથે બે જણાં પુરેપુરા સંતોષથી નહિજ રમી શકે એ વાત જાણીતી છે. એટલે પરિણામે અંતે બે વચ્ચે અણબનાવ પણ થવા પામે છે.

ન્હાનાં છોકરાંને સારૂં સારૂં ખાવાનું આપતી દાદીઓને આપણે ઘણી વાર જોઇએ છીએ. તેનું કારણ શું? છોકરાં મ્હોટાં થાય એ? ના; એનું કારણ એજ કે સ્ત્રીઓને-ડોશીઓને સુદ્ધાં ઢીંગલીઓની સાથે રમવાનું ઘણું ગમે છે. ઉજળાં દુધ જેવાં ઝભલાં ટોપી દાદીઓ પોતાનાં પૌત્ર પૌત્રીઓને પહેરાવે છે તે શા માટે? સ્વચ્છતાને ખાતર? ના; એનું કારણ પણ એજ કે સ્ત્રીઓની પુતળીઓ સાથે રમવાની ટેવ ઘડપણમાંયે છુટતી નથી!!

આમ સ્ત્રી પોતાની જીંદગીની દરેકે દરેક પળે ઢીંગલીઓ સાથે રમે છે! ન્હાનપણમાં રમકડાં સાથે, મોટી થતાં પોતાનાં જાતનાં છોકરાં સાથે. ઘરડી થતાં છોકરાંનાં છોકરાં સાથે અને તે બધાં પણ જ્યારે મ્હોટાં થઇ જાય છે,-ઢીંગલીઓ રહે છે તેમ તે પોતાના કાબુમાં નથી રહેતાં ત્યારે છેવટે સ્ત્રીઓ પોતેજ ઢીંગલીઓ બની પોતાની સાથે રમે છે!!

વન્ધ્યા વહુની સાથે આપણે ત્યાંની સાસુઓ કેવી રીતે વર્તે છે? તેનું કારણ શું? કારણ એટલુંજ કે તેમના તરફથી પોતાની સાસુઓને ઢીંગલીઓ રમવા નથી મળતી!! બિચારી બેનસીબ સ્ત્રીઓ! ખરેખર પોતાના પુત્રોને તેઓ પરણાવે છે તે એજ આશાએ કે તેઓ પોતાની વ્હાલી માને રમવા માટે કોઇક દિવસ પણ ઢીંગલીઓની ભેટ આપશે!

ઘણી વખત આપણે સાંભળીએ છીએ અને નજરે જોઇએ પણ છીએ કે દાદીઓ છોકરાંને ખોટી ટેવો પાડે છે અને તેમને બગાડે છે. તેઓ છોકરાંની સંભાળ રાખે છે તે ખરૂં, પણ તે ફરજ બજાવવાની વૃત્તિથી નહિ પણ ઢીંગલીઓ સાથે રમત રમવાની વૃત્તિથી. કેટલીક માતાઓ કદાચ સમજી ઢરી પણ દાદીઓ તો અઘોર પાપનાં ફળને અધિકારનાંજ કર્મો કરે છે. અને વિચિત્ર વાત તો એ છે કે એ પાપ કરતાં એમને પસ્તાવો નહિ પણ ગર્વજ થાય છે!

આલ્ફોન્સે કાર પોતાનાં "સ્મરણમુકુર" માં એક વાતનો ઉલ્લેખ કરે છે. એના ઓળખાણની એક સ્ત્રી પહેલાં ન્હાનપણમાં એની સાથે ઘણીજ માયાળુપણે વર્તતી. પણ મ્હોટી થતાં તેની વર્તણૂંકમાં ફેરફાર જણાયો. આનું કારણ તે સમજી શકયો નહિ. અનેક વેળા આતુરી કરીને તેનું કારણ તેણે પૂછી જોયું; છતાં કયાં સુધી તે સ્ત્રીએ તેને ખરૂં કારણ બતાવ્યું નહિ. પણ એક દિવસ આલ્ફોન્સે કારે હૃદયપૂર્વક વિનંતી કરી કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું "આજથી બરાબર ત્રીસ વર્ષ પરની વાત છે. તમને કદાચ તે યાદ નયે હોય. પણ હું તે કેમ કરી વિસરી શકું? તે વખતે મારી બાએ તમને મારે ત્યાં બોલાવ્યા હતા. તમને ખુરસી પર બેસવાનું કહેતાં મારી ઢીંગલી જે ખુરસી પર સુતી હતી ત્યાંથી તેને ખસેડી જરા પણ લાગણી વિના તમે તેને નીચે નાંખી દીધી અને પછી તમે તે ખુરસી પર બેઠા... તે દિવસથી તમારા પ્રત્યે મને તિરસ્કાર ઉપજ્યો છે. અને હું સોગન ખાઇને કહું છું કે આજે પણ હું તમને તમારા એ ગુનાહ માટે માફ કરી શકું એમ નથી."

જો તમારે કોઇ સ્ત્રીની મહેરબાની મેળવવી હોય તો તેનાં છોકરાંની પ્રશંસા કરો. જો કોઇ છોકરીને તમે ખુશ કરવા ઇચ્છતા હો તો તેની ઢીંગલીનાં વખાણ કરો!

અંગ્રેજી પરથી.

# કોનો વાંક!



**એક આત્મકથા.**

લેખક

**કનૈયાલાલ માણેકલાલ મુનશી.**



## પ્રકરણ ૯ મું ચાલુ.

### સુધારકનો સમાગમ.

[ ૪ ]

" થોડાક દિવસ પર તેમણે તેમના જીવનની ભાવના સિદ્ધ કરવાનું મોટું પગલું લીધું. રવિવાર હતો. હું બહાર એક દાવા અરજીની નકલ કરતો હતો; અને વકીલ સાહેબ અંદર બેઠા હતા. એટલામાં ગામના ડાકટર ધનેશ્વર સર્પગતિથી ત્યાં સરી આવ્યા.

" તે મારૂતીથી જરા મોટી વયના, સદાના ચિન્તાગ્રસ્ત ને ગુંચવાતા, થોડી કમાણી ને મોટા આડંબરના, આગળ પડવાની હોંસ ધારતા જાહેર જુસ્સાવાળા શહેરી છે. મારા માલીક અસીલની આશાએ બેઠા હતા તે નિરાશ થયા પણ હસતે મોઢે તેણે આવકાર આપ્યો.

" ઓહોહો ડાકટર! તમને કાંઇ ફુરસદ! શું ધનભાગ્ય!"

" લો મી. મારૂતી! તમારે તો આખો દહાડો કામ કામ ને કામ. આજે રવિવારે પણ આ "—ધનેશ્વરે કહ્યું.

" શું કરીએ: અમારે તે કાંઇ તમારી માફક બેચાર પાણીની શીશીઓ ભરી કારભાર ચલાવવાનો છે? ગમે તેવો પણ મગજમારીનો ધંધો." મારા શેઠે કહ્યું.

" હવે જરા ગંભીર થાવ." ખુરશી પર બેસતાં ડાકટરે કહ્યું " હું તો એક કામ માટે આવ્યો છું."

" બોલો શું છે?" કહી મદનલાલે ટેબલ પર શોભા ખાતર પાથરેલાં કાયદાનાં પુસ્તકો બંધ કરી ખુરશી પર પલાંઠી મારી.

" જુઓ આખી પ્રજાના લાભનું છે. આપણા શહેરમાં કાંઇ જાહેર જુસ્સો નથી; તે હવે લાવવો જોઇએ."

" બરાબર! મારો પણ એજ અભિપ્રાય છે. પણ કાંઇ એવું કરવું કે સ્વાર્થ ને પરમાર્થ બે સધાય. એકલા પરમાર્થમાં આપણો તો શ્રદ્ધા નથી" મારૂતીએ દીલનો એકરાર કર્યો.

" જાઓ! જાઓ! આમ શું કહો છો? કોઇ સાંભળે તો કેવું? પહેલાં તો તમને કમાણીની ચિન્તા હતી. હવે તે તો છે નહિ, હવે તો કાંઇ પરમાર્થ કરવો જોઇએ."

જવાબમાં મી. મારૂતીએ ચકલા સુધી સંભળાય એવો હાસ્ય–નાદ કર્યો. " હા ! હા હા ! ડાક્ટર આ કાંઇ વ્યાસપીઠ નથી. બધાં બાપણો તેને મારે સંઘરી રાખજો. હવે સીધી વાત તો કરો કે આ બધાનો મુદ્દો શો છે."

" મુદ્દો તો છે. પણ અહિંયા કોઈ સાંભળે તો. "

" અરે કાંઇ ગાંડા થયા ? વકીલનો રૂમ એટલે શું સમજો છો ? બોલો. આપણે જાહેર કારકીર્દી તો શરૂ કરવી-જોઇએ એ વાતમાં તો આપણી સંમત્તિ છે. "

" ઠીક ત્યારે એક જીલ્લા એસોસીએશન કાઢીએ. આજ કાલ તેની ઘણીજ જરૂર છે. હું તરફડીયાને કહેતો આવ્યો છું " અસલ મારફતીયાનું મિત્રોએ તરફડીયા અપભ્રંશ કેમ કર્યું એ હું હજી સમજી શક્યો નથી.

" કાંઈ ગાંડા થયા ડાક્ટર ! તમારે તો સરકારની પરવા નથી. પણ મારે તો ડગલે—"

" હવે બેસોની. તમે ક્યાં મુનસફ થવાના હતા ? " ડાક્ટરે પૂછ્યું " ઝંપલાવો પોલીટીક્સમાં, કોંગ્રેસમાં જોડાયા વિના કિંમત નહિં "

" માફ કરજો ! ૭ મહિના રહીને ગણપતશંકર રીટાયર થાય છે; ને મારે સરકારી વકીલ થવું છે. સમજ્યા પોલીટીક્સ શીવાય કાંઇ હોય તો બંદા હાઝર છે. કહેતા હો તો એક સમાજ ઉદ્ધારિણી સભા કાઢીયે. એના જેવી જાહેર ચળવળ કરવાની બીજી એકે નિર્દોષ રીત નથી. ને મને મુંબાઇનો અનુભવ છે. કહો તો સર નારાયણ ચંદાવરકરને પાયો નાંખવા બોલાવીયે. "

" જુઓ જાઓ. વકીલોને તો વાતજ વહાલી. કાંઇ પ્રેક્ટીકલ ( વ્યવહાર ) પગલાં લેવાં જોઇએ. "

" મુઈ ગયાં પ્રેક્ટીક્સ પગલાં " મારા શેઠે કહ્યું " પ્રેક્ટીકલ પગલાં જોઇએ તો રોટીયાં કમાવવામાં. "

" મારૂતી ! તમે તો બહુ સ્વાર્થી છો "

" તમે કબુલ કરતા નથી એટલેજ આપણામાં ફેર છે. હા ! હા ! હા ! " મારૂતીનું હાસ્ય ફરીથી ગાજ્યું.

" નહિં. પણ ત્યારે સાથે એક અનાથાશ્રમ પણ કાઢીયે. લોકોને પણ સુખ થાય ને આપણને જશ મળે "

" એટલે તમારે પૈસા ઉઘરાવી દર્દીઓ જોડે ઓળખાણ કરવી હશે " મારૂતીએ પૂછ્યું.

" ના ત્યારે સમાજ ઉદ્ધારિણી સભા કાઢી એકલાજ ભાષણ કરવાનો લ્હાવો લેવો હશે "

" જરૂર ! નહિં તો વળી એ ધંધો કોણ કરે "

" ત્યારે એ નહિં બને. એવી વગર અર્થની સંસ્થાને હું મારો ટેકો નહિં આપું " ડાક્ટરે મક્કમપણે વાંધો ઉઠાવ્યો.

" ત્યારે મારા મહેરબાન ! શું મોટું સત્યાનાશ જવાનું છે ? " કહી હડે પેટ થી મદનલાલ મારૂતીએ પલાંઠી છોડી, બે પગ ટેબલપર લંબાવ્યા.

[૫]

" કોનું સત્યાનાશ જવાનું છે ! " પૂછતા એક નવા ગ્રહસ્થ આવ્યા.

" કોણ તરફડીયા ! " બન્ને ગ્રહસ્થો બોલ્યા, અને ડાક્ટરે ઉમેર્યું " તમારીજ વાત હમે કરતા હતા. તમે બહુ સારે વખતે આવી લાગ્યા " રા. ત્રીભોવનદાસ મારફતીયા ઉર્ફે ગામની ભાષામાં તરભોવન તરફડીયા માર્તંડ પ્રકાશ નામના ૭ પાનાનાં સ્થાનિક સાપ્તાહિકનું મંત્રીપદ ભોગવે છે.

" જી, સેવક હાજર છે. શું ચાલે છે ! " તરફડીયાએ ખુરશી પર બેસતાં પુછ્યું.

" અમારી વચ્ચે આ તકરાર ચાલે છે " ડાક્ટરે કહ્યું " તમે જાણો છો હું પ્રેક્ટીકલ પગલામાં માનનારો છું. હું કહું છું કે અનાથાશ્રમ કાઢીયે. મારૂતી કહે છે કે માત્ર એક ભાષણીયા સભા કાઢીયે. અમારૂં કાંઇ સમાધાન થાય એમ લાગતું નથી ને બધુંજ પડી ભાંગવા જેવું છે. મદનલાલ દહાડે દહાડે ઘણા સ્વાર્થી થતા જાય છે " પરમાર્થિક તેજથી તેમનું મુખ ડાક્ટરે તરફડીયા તરફ ઉચું લંબાવ્યું.

" નોન્સેસ ડાક્ટર ! " ટેબલપરથી પગ લઇ લેતાં ટેબલપર હાથ ઠોકતાં ને ખુરશીપર ટટાર બેસતાં મારા શેઠે પરમાર્થનાં મહાસૂત્ર ઉચ્ચાર્યાં "દુનિયામાં સ્વાર્થ જેવી ચીજ હું જોતોજ નથી. હું ખાઉં છું, કમાઉં છું, જીવું છું તે દુનિયાના ભલાનેજ માટે. બોલો તમે શું કહો છો ? છાપાના પ્રતિનિધિ વિના અમારો છુટકો નથી. "

" ઠીક ત્યારે હું રસ્તો બતાવું એક સભા કાઢો. ને તેને અંગે અનાથ શ્રમ કાઢો. ભાષણીયો ભલે ચલાવશે ને પ્રેક્ટીકલ પગલાં વાળો પગ ઘસડશે " તરફડીયાએ ન્યાય કર્યો.

" શાબાશ દોસ્ત તરફડીયાં મારૂં ' તેં તોડ કાઢ્યો ખરો "

" ખબરદાર મારૂતી ! મને મશ્કરી પસંદ નથી "

" તો આ રહી પાછી ! કેમ ડાક્ટર તમને આ રૂચે છે ? "

" પણ સભા પ્રેક્ટીકલ પગલાં શું લેશે ? આર્યન બ્રધરહુડની માફક જમણ કરશો ? " ડાક્ટરે કહ્યું.

" પછી શું મુછો મુડાવીને પ્રાયશ્ચિત કરવા ? આપણે એ નહિ પરવડે " મારૂતીએ કહ્યું " ડાક્ટરને તો નહિ ઘર ને નહિ બહાર એટલે ગમે તે પરવડે. "

" ઉભા રહો " માર્તંડ પ્રકાશના તંત્રીએ અજવાળું નાખ્યું " આ પેલો મહાયોગી વૈધવ્યનો મોટો હિમાયતી છે. તેની સામું ઉઠાવો ઝુંડો ને સભા તરફથી આપો એક જાહેર ખબર મારા માર્તંડમાં—" ,

" શું ? " ડાક્ટરે પુછ્યું.

" કે જોઇએ છે એક સારા ઘરની વિધવા; પરણવા માટે એક આબરૂદાર વિધુર તૈયાર છે."

" પછી કોઇ અરજી કરે તો ? " મારૂતીને મુશ્કેલી જડી.

" અરે એમ તે કોઇ પરણવા નવરૂં બેઠું છે ? સારા ઘરની વિધવા કોઇ અરજી કરે નહિ; ને કરે તો સારા ઘરની નહિ. "

" શાબાશ ! શાબાશ " બુલંદ અવાજે અને એક પ્રૌઢ હાસ્યની ગર્જના સાથે મારૂતીએ કહ્યું " ને બહુ થાય ને આવે તો આપણા ડાક્ટર તૈયાર છે "

" કોણ હું ! " ડાક્ટરે ગભરાઈ જઈ પુછ્યું " હું વિધવા પરણું ! "

" પ્રેક્ટીકલ પગલું ડાક્ટર ! " મારૂતીએ કહ્યું.

" બોલો હવે પહેલાં પાયો નાખવા એક સભા બોલાવીયે "

" એ સરસ ! " તરકડીવાએ અનુમોદન આપ્યું. " મારા પત્રને જાહેર ખબર પણ મળશે. બોલો ત્યારે મંત્રીઓ કોણ થશે ? "

" હું ને ડાક્ટર " મારૂતીએ કહ્યું " ને તમે ત્રીજોરર. માર્તંડ પ્રકાશની ત્રીજોરી તો સદા ખાલીજ છે. નહિં ? "

" મને વાંધો નથી " ડાક્ટરે કહ્યું " પણ પ્રમુખ કોણ થશે ? "

" આપણા નવા રાવસાહેબ. તે મોટા સુધારક છે. ને મને કલેક્ટર સાહેબ પાસે લઇ જવાનું વચન આપ્યું છે " મારૂતીએ કહ્યું. બીજા બે જણ મારૂતીની સ્પષ્ટવચની હરામખોરી સામું તિરસ્કારની નજરે જોઇ રહ્યા, પણ તેના વિના ચાલે એમ નહતું એટલે તેઓએ તેની સૂચના સ્વીકારી.

" ચાલો " મારૂતીએ આખરે કહ્યું " સમાજ ઉદ્ધારિણીનો જન્મ મહોત્સવ ઉજવવો જોઇએ ! બોય ! રહેમુ ! રહિમ ! ઇડીયટ ! "

સામું પાનવાળાની દુકાને બેસી બીડી પીતા રહિમખાંનું ધ્યાન છેલ્લી બુમે ખેંચ્યું, અને તે ધીમેથી ઉપર આવ્યો: મારૂતીએ સામુની હોટેલમાંથી ભજીયાં ને સીંગલ કપ ચાહના મંગાવ્યા.

" આ હોટેલે કેટલું સુખ કરી આપ્યું છે. ડાક્ટર ! કહે તો રેવાશંકર ભજીયાવાળાને પ્રમુખ કરીયે. એ બધાથી પ્રેક્ટીકલ પગલાં લેનારો મોટો સુધારક છે. "

" પડદાની પાછળ બેઠો બેઠો આ સંસાર સુધારવા ઉત્સુક બનેલી ત્રિમૂર્તિના વિચાર, વાચા ને કર્તવ્યની મુંગે મોઢે પ્રશંસા કરી રહ્યો. ગરીબ બીચારો હિન્દનો સંસાર. "

( અપૂર્ણ. )

# આખરે.

લે. રા. ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ

એક જુઠ્ઠાણાની તો ઇશ્વર પણ માફી આપે છે ને ?

અનેક ન્હાની મ્હોટી આશાઓમાં મરી ફીટનાર દુનિયાનાં સ્ત્રીપુરુષો શ્રીમંતોની ઇર્ષા કરે છે ને તેવાંઓને ધનાઢ્ય પિતાના એકના એક પુત્ર નવીનચન્દ્રની નિરસ જીંદગીનું ભાગ્યેજ ભાન થશે. ધન જે કાંઇ મેળવી શકે છે તે બધું નવીનને મળ્યું હતું; દુનિયામાં હવે એક પણ વસ્તુ એવી ન હતી જેની પ્રાપ્તિ માટે નવીનનું મન આતુર થાય કેળવાયલી બુદ્ધિને લીધે ત્હેને સમાજમાં માન મળતું; ભણેલાઓ ત્હેને આદર આપતા; ખુશામતીયાઓ ત્હેની હાજીહા કરતા; ને બાપની શ્રીમંતાઇ ત્હેની બધી જરૂરીઆતો પૂરી પાડતી. ત્હેને એવું એકે વ્યસન પણ ન હતું કે જેમાં તે મચ્યો રહે ત્હેને ધુન માત્ર એકજ હતી અને ત્હેમાંજ—જૂના સિક્કાઓ ભેગા કરવા-માંજ—તે જીદગી પૂરી કરશે એમ એના બધા ઓળખીતાંઓ કહેતાં

કવિતા—સાહિત્ય અને સ્ત્રીઓને તે ધિક્કારતો. સાહિત્યકારોને તો સ્વપ્નાં સરજનારા માની હસી કાઢતો. સ્ત્રીઓને, મનુષ્યની વિટંબનાઓ વધારનાર ગણી ત્હેમનાથી દૂર રહેતો, ત્હેની માતા માનબ્હેન ત્હેનો સંબંધ જોડવાના અનેક પ્રયત્ન કરી ચૂકી હતી, પણ એ વાત તો નવીનના ગળેજ ઉતરતી નહિ. ઋષિમુનિઓના માન મુકાવનાર લલિત લલના વીસમી સદીના આ યુવક આગળ હારી ગઇ હતી; અનેક સુકુમાર કન્યાઓ, જેની અંગરેખા નીરખી દુનિયા નમન કરે છે; અનેક ગૌરવવતી, યુવાનોના ઉત્સાહ જેવી કુમારીકાઓ જેના ઉજાસને લીધે જગ-તુમાં પાપના અંધારાં ઉતરતા અટક્યા છે. અનેક મનમોહન મદભર સુન્દરીઓ જેની મુખમુદ્રા સામું બન્‍વસ્તીમા ઢોઢ જેમ આપણે જોઇ રહીએ છિએ, તે બધીઓ નવીનના દ્દષ્ટિપથે આવી હતી ને છતા પનઘાની ભિષ્મ જેવો નવીન એના જુના સિક્કાઓની શોધમાજ જીંદગી વીતાડતો.

આ જગતમાં મનુષ્ય માટે સાચ્ચી સ્વતંત્રતા તો એટલીજ રહી છે કે ત્હેને પ્રીતિ કરવાનું આપણે કહી શકતા નથી.

"કેમ નૃસિંહ! આજે વળી ક્યા જવું ધાર્યું છે?"—મુંબાઇના એક બંગલાના ખંડમાં પોર્ટમેન્ટો તૈયાર કરતા એક યુવકને કોઇએ પૂછ્યું. ત્હેણે ઉંચું જોયું. જરાક હસી ત્હેણે કહ્યું.

"આજે? આજે તો કલકત્તે જઇએ છિએ માનબ્હેન, પણ પછી તો નવીનનાં સિક્કાઓની શોધ છે"

"નૃસિંહ! આમ ભટકતી જીંદગી ક્યાં સુધી રહેશે? હવે તો તું ભાઇને સમજાવે સારે. જો અમારી બન્નેની હવે અવસ્થા થઇ ને નવીન છોકરવાદી છોડતો નથી. મ્હને તો ઠીક છે પણ ત્હારા કાકાના લોહીનું તો પાણી થતું જાય છે, ને હવે કેટલો વખત—"

નૃસિંહ કામ પડતું મૂકી બોલનાર સામું ઉભો રહ્યો. વૃધ્ધાપા તરફ તણાતાં માનબ્હેનની આંખોમાં પાણી ભરાયાં.

"એમ ન કહેશો, માનબ્હેન. ઇશ્વર હજી કાકાને દીર્ઘાયુ આપશે."

"ઇશ્વરે તો બધું આપ્યું નૃસિંહ! હવે તો છોડે તો સારૂં કે જીવવું નહિ ને જોવુ નહિ." ખંડના બારણમાંથી કોઇનો અવાજ આવ્યો.

નૃસિંહ વિના બોલ્યેજ ઉભો રહ્યો. શેઠ ક્રોધમાં-મુંગળામણમાંજ-જરાક વારે જતા રહ્યા.

મ્હોટી આશાઓ આપી કામદારોને જીવાડનાર ને જીતનાર મુંબઇગરા શેઠીઆઓની કુનેહથી નૃસિંહે કહ્યું: "માનબ્હેન, આ વખતે તો નવીનને જરૂર ઠેકાણે લાવીશ હોં; ત્હમે જરાયે મુંઝાશો નહિ."

( ૨ )

માનવ માત્રની પ્રીતિને તરછોડી ત્યજી જનાર વખત આગળ ધપ્યો ગયો હતો.

કલકત્તામાં એક ન્હાનકડા મકાનની અટારીમાં પોર્ટમેન્ટો તૈયાર કરતા નૃસિંહના સ્મરણ પટ પર ઉપરનો પ્રસંગ ચિતરાતો હતો. "આ પશ્ચિમની કેળવણીજ એવી છે." તે બબડયો "હિન્દુસ્થાનમાં વળી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પુત્ર જન્મશે એવું હજાર-બે હજાર વર્ષ ઉપર કોણે ધાર્યું હશે? પેલાં બિચારાં વૃદ્ધ માબાપ પુત્ર માટે હોંસ-કોડ ભર્યાં જીવે છે ને આ ભાઇને..."

નૃસિંહ વિચાર પૂરો કરે એટલામાં કોઇએ કમાડ ઉઘાડયું ને કોઇક આવ્યું.

"કેમ નસિંહ! આ બધું શું કરે છે?"

"પોર્ટમેન્ટો તૈયાર કરૂં છું."

"અરે પણ તું ધીરજ તો રાખ. આપણે આજ નથી જવાનું."

પાસેની ટીપોઇ પર કાગળોનું બંડલ મૂકી એક આરામ ખુરશી પર પડતાં આવનારે કહ્યું.

"કેમ? વળી શું થયું? નવીન ત્હારા વિચારો પણ ઘડી ઘડીમાં બદલાય છે તો" પોર્ટમેન્ટો ટેબલ ઉપર ઉઘાડોજ રહેવા દઇ નૃસિંહે કહ્યું. "ત્યારે આપણી ટીકીટનું શું? મ્હેં તો ક્યારની મંગાવી લીધી છે."

"ફાડી નાંખ."

"અરે પણ—"

"અરે-અરે કાંઇ નહિ. આપણે હવે નથી જવું. ચાલ, તું તૈયાર થ તો આપણે અત્યારે પાર્ટીમાં જવાનું છે." કહી નવીન બીજા ખંડમાં ગયો.

નૃસિંહ ઘડીભર જનારને જોઇ રહ્યો. પણ આ ધનાઢય મિત્રની વિચિત્રતા અનુભવવાના એને અનેક પ્રસંગો મળ્યા હતા એટલે પરિચિતતાથી તે પાછો ફર્યો. દુનિયામાં ધનસત્તા ન હોત તો આશ્રિત વર્ગમાં આટલી સહનશક્તિ ખીલતેજ નહિ.

અચાનક ટીપોઇ ઉપર રહી ગયેલા બંડલ પર નૃસિંહની નજર ગઇ. તે ઉકેલી પાછું મૂકતાં ત્હેણે કહ્યું:—"એમ સારે."—અને ઝડપબંધ. એક કાગળ ચિતરી નાંખી ત્હેણે ટપાલમાં રવાના કર્યો.

× × × ×

જે મહાલયોના ઝગઝગાટ જોઇ અસંખ્ય ગરીબો બિચારા નિરપરાધી ઇશ્વરને પક્ષપાતી કેહવે છે તેવા એક ભવ્ય અને વિશાળ ભુવનમાં જે પ્રસંગ માટે અનેક નવરાં સ્ત્રી પુરૂષો નિરૂપયોગી જીવન જીવે છે તે-પાર્ટીનો-પ્રસંગ હતો.

"આવો નવીનચન્દ્ર" આવકાર આપતાં એક ગુજરાતી સુન્દરીએ કહ્યું, "આજ નૃસિંહભાઇ ને?"

"હા જી." નૃસિંહે માથું નમાવ્યું.

"નવીનચન્દ્ર ! આ મ્હારી સખિ નિરંજના."

થોડીકવારે ગ્રામ્ય જીવનમાં તોછડાઇ અને અકુલિન ગણાય એવી પરિચિતતાથી ચારે જણ વાર્તાલાપે ચઢયાં.

"મીરાં" બહેસ્તના ફિરસ્તા ઇર્ષા કરે એવા મધુરા કંઠથી નિરંજનાએ કહ્યું: "ત્હમે બધાં કાલે મ્હારે ત્યાં આવશો ? અત્યારે તો હું હવે જઇશ." મીરાંએ નવીન સામું જોયું.

"હા, ઘણીજ ખુશીથી" નવીને તરતજ ઉત્તર વાળ્યો

નૃસિંહ નવીનને જોઇ રહ્યો, ત્હેને લાગ્યું કે, વશીકરણનો જે જાદુ માતાપિતાના જન્મગૃહમાં નથી તે જગત મહોદધિમા અકસ્માતે મળતા–એગા થતા ને વિખુટા પડતા રોળામા અલ્પ પરિચય વાળી એ મનહર આંખ્યોમાં હજી છે ખરો.

"મીરાં બ્હેન" નિરંજના ગયા પછી અધીરા નૃસિંહે પૂછ્યું: 'કૈંક પૂછું ?"

ચકોર મીરાં ઝટ સમજી ગઇ. "એમ જ કે નિરંજનાના વિવાહ થયા છે કે નહિ ?"

"હા"

"નૃસિંહભાઇ, એ તો બહુ ધુની છે. કોઇનું કહ્યું માને એમ છેજ નહિ" નૃસિંહ મનમાં બબડયો: "લાગે છે કે બધાજ મિત્રો એવા છે." "કેમ શું છે ?" ત્હેણે સકૌતુક પૂછ્યું.

"અરે એ તો એવી વિચિત્ર છે સત્યવાદીનું પૂતળું છે, ને સાહિત્યનો તો ફાકો રાખે છે. પેલા 'પરિમલ' માં "સ્નેહલ" કરીને કોઇ લેખક છે, ને એ તો ત્હેનેજ મનથી વરી ચૂકી છે; ને બીજાનું નામ સુધ્ધાત નથી સાંભળતી."

નૃસિંહ અને નવીન બેઉના મ્હો પડી ગયા. ભવ્ય મહાલયના ઝગઝગતા દીવાઓ એકેક આશાની ચિતા હોય તેવા નવીનને જણાયા. થોડીકવારે બેઉ ત્યાંથી જતા રહ્યા.

એ પ્રેમનો છદ છેજ એવો. જ્યા લગી ત્હેની ખ્હાર ઉભા હો ત્યાં લગી ત્હેમાં મસ્તી માણનારાં અને મૃત્યુ પામનારા જીવન વ્યર્થ વીતાડતાં હોય એમ લાગે છે ને જ્યારથી એના ટીપાં–એ ટીપાથી પણ ત્હમે ભીંજાયા ત્યારથીજ ત્હમારા ડહાપણના દરમારો દમ વિનાના જણાય છે.

× × × ×

બીજી સ્હવારે ચ્હા પીતાં નવીને કહ્યું: "નૃસિંહ, આપણે બપોરે મુંબાઇ જવું છે."

"પણ નવીન, મ્હારે અહિં થોડુંક કામ છે. તે આપણે થોડોક વખત રહીને જશું" કહી નૃસિંહ જતો રહ્યો.

નવીન ત્હેને જોઇ રહ્યો.

વર્ષો સુધી અસ્ખલિત વહેતા નિર્મળ સ્નેહમાં પણ આખરે વિક્ષેપ ન આવે તો તે મનુષ્ય સ્નેહજ નહિ,

વર્ષો સુધી ભાઇ જેવા ગણેલા નૃસિંહ ઉપર નવીનને ક્રોધ ચઢયો: "આહા ! શી છાલકાઇ" તે બબડયો. "જાણે પોતે કોઇ ગર્ભશ્રીમંત ન હોય! એમાં મ્હારીજ ભૂલ છે. અને

रात्रिरेव व्यंसीत् કહેનાર રામચંદ્ર માટે, મોતના ગુન્હા માટે પરેજ થયલા ફાંસીની શિક્ષાની રાહ જોતા કેદી માટે ને આવા નવીનો–એ બધા માટે વખતનું મહાચક્ર તો એક સરખુંજ ફર્યે જાય છે.

* *

આશા–નિરાશાના જાદુની જાળમાં ફસાયલો નવીન એક બપોરે તારની રાહ જોતો હતો, એવામાં તાર આવ્યો. આખરે નવીનનોજ લેખ ઉત્તમ નીકળ્યો હતો સત્વર નવીન નિરંજનાને ત્યાં ગયો.

તેજ ભવ્ય ખંડમાં, પુસ્તકોના અમોલા દરબારમાં સામ્રાજ્ઞી જેવી નિરંજના પુસ્તક વાંચતી બેઠી હતી. નવીનને જોઇ "આવો" કહી હાવકો આવકાર આપી તે ઉભી થઇ.

"નિરંજના ! તાર આવ્યો. મ્હને ચન્દ્રક મળ્યો." અથડાતા ડોકરાતા સ્વરે નવીને કહ્યું.

હસતાં–નાચતાં નયને નિરંજના જોઇ રહી. " એમ " સહર્ષ ત્હેણે કહ્યું. ને નવીન તરફ હાથ લંબાવ્યો.

" પણ નિરંજના ! મ્હારો એક ગુન્હો તું–ત્હમે માફ કરશો ? હું " સ્નેહલ " નથી. પણ મ્હને ચન્દ્રક તો મળ્યો છે. "

બધા પ્રાણોને થંભાવી નવીન જોઇ રહ્યો.

વ્હાલાંને ભેટવા મન તલપતું હોય ત્હેને ક્યાં સુધી બાંધી રાખશો ? નિરંજના નવીનને ભેટી પડી. પ્રેમના મહારાજ્યમાં ગુન્હાઓ માટે શિક્ષા કરવા કોઇને અવકાશજ નથી

" હા–જી. અમ્હને ખબર છે હં. " મસ્તીથી ભરચક છલકાતી આંખોવાળી નિરંજનાએ કહ્યું: " નવીન ! મ્હને ખબર છે એ તો. "

" પણ–ત્યારે– "

" ત્યારે કૈં નહિ. નૃસિંહભાઇ ને માનબ્હેન પેલા ખંડમાં છે. તે બધું કહેશે. ચાલો આપણે. " કહી બેઉ પાસેના ખંડમાં ગયાં. ત્યાં માનબ્હેન, મીરાં, અને નૃસિંહ રસભર વાતો કરતાં હતાં. નવાં આવનારાંઓને જોઇ મીરાં બોલી ઉઠી;

" આ ત્હમારા નવીનભાઇ માનબ્હેન. "

વૃધ્ધ માનબ્હેન દીકરાને ભેટી પડી.

" મીરાં, એમને કહે તો કે ' સ્નેહલ ' કોણ છે. " નિરંજનાએ ધીરે સાદે મીરાંને સૂચવ્યું.

" અરે મારા નવીન " નૃસિંહ બોલી ઉઠયો " આખરે તું હાર્યોજ. આ નિરંજનાબ્હેન જ ' સ્નેહલ ' છે. "

" નિરંજના ! તું ? " આશ્ચર્યમૂઢ થઇ નવીને કહ્યું "નૃસિંહ ત્યારે આ બધું કેમ થયું ?"

" એ તો આપ સાહિત્યને વિસારતા હતા કની તે ત્હમારે માટેજ તર્કટ ઉભું કર્યું હતું " મીરાંએ કહ્યું.

" ત્યારે આખરે હું હાર્યો. "

વ્હાલાંનાં કોડ જેવી નિરંજના તરફ નજર રાખી માનબ્હેને કહ્યું " ના દીકરા. આખરે તો તું જીત્યો.

---

# સાભાર સ્વીકાર.

અંધકાર પર પ્રકાશ ( સુચિત્ર સામાજીક નવલકથા. ) લે. સાકરલાલ મ કાપડિયા. પ્રકાશક સેવાસમિતિ પુસ્તકાલય ગુલાલવાડી. મુંબાઇ નં. ૪ મૂ. રૂ. ૨–૮–

ડેમોક્રસી એન્ડ લિબરટીના લેખક મિ. લેકિને એમના મિત્ર ગ્રેગએ કહ્યું હતું કે " ચોપાસનું વાતાવરણ જ્યારે છવ મરોસટના પ્રશ્નોથી સભર ભરાયું છે ત્યારે તમને આવા શાંત સિદ્ધાંતો વિચારવાનું ક્યાંથી સુઝે છે ? " અત્યારના રાજકીય વાતાવરણથી ઘેરાયેલું ગુજરાતનું પ્રજામંડળ સામાજીક ને સાહિત્ય વિષયક વસ્તુઓથી આટલાજ પ્રમાણમાં ભડકે છે; પરંતુ જીવનના જુદા જુદા ખંડો એકમેક જોડે એટલા સંકળાયલા છે કે કોની વધારે અગત્ય છે એ નક્કી કરવું અતિ મુશ્કેલ છે; અને એટલું તો નક્કીજ છે કે એકની કેવળ અવગણના કરવી એ આપણા વિનાશનું બીજ રોપવા જેવું છે. આ સત્ય ઉપર પ્રકાશ પડવાનો રા. કાપડીયાનો આ એક પ્રયાસ છે. લેખક લખે છે કે:

" સમાજની હાલની અસ્વભાવિક અને માનવ જીવનને પ્રતિકુળ લગ્નપદ્ધતિથી કંટાળી ગયલા બંડ ઉઠાવવાના અંતિમ રસ્તા ઉપર ન આવે તે જોવાને દરેક સમાજનાયક તથા દરેક વિચારક આતુર છે સામાજીક બંડ રાજકીય અરાજકતા કરતાંય વધારે ભયંકર હોય છે. એ ભયંકર ક્રાંતિનો સમય ન આવે તે માટે એક ચેતવણી રૂપે આ નવલકથા લખાઇ છે "

લેખક 'આવતી કાલ'ના ગર્ભમાં સામાજીક બંડને ધૂંધવાતું જુએ છે. પરંતુ અમ્હને તો એમ લાગે છે કે કાંતો ચિર પરિચયને લીધે પ્રજાને સામાજીક અનિષ્ટો પ્રિય થઈ પડયાં છે અથવા તો પ્રજામંડળ એટલું સત્વહીણું અને સ્વમાન રહિત છે કે ભયંકર અને બીહામણું ભવિષ્ય ડોળા કહાડી ઉભું છે છતા પ્રજા નિર્જીવ જીવન જીવી શકે છે. It is better to be a dead dog in the city than a living lion in the forest એ સિદ્ધાંત સ્વીકારતી આવેલી પ્રજા એક નવલકથાથી જાગી ઉઠે એ અમ્હને તો અસંભવિત લાગે છે

'અંધકાર પર પ્રકાશ' કળાદષ્ટિએ લખાયલું પુસ્તક નથી, એ તો દેખીતું છે. હેમાં સાહિત્ય અને કળાના દોષો છે; કેટલેક ઠેકાણે સંસ્કારિત વાચક સંકોચ પામે એવા પ્રસંગો છે; વૈયાકરણી અને સાહિત્યકારો ક્ષમા ન આપી શકે એવા દોષો છે; અને આ નવલકથા The Book of all times. નથી. વર્તમાન અંધકારમાં પ્રકાશ પાડવાનો આ પ્રયાસ છે, માટે તે 'આજનું' પુસ્તક છે– આવતી કાલ'નું નથી. અમ્હે માનીએ છિએ કે સામાન્ય વાચકોના 'આજના' અંધકારમાંથી છૂટી 'આવતી કાલ'ના ઉજાસમાં જવાના પ્રયાસોમાં આ પુસ્તક કાંઇક યાદ આપશે

છપાણ અને દિદાર જોતા અમ્હને મૂલ્ય વધારે પડતું લાગે છે આટલા મૂલ્ય સાથે, વધારે સુન્દર છાપ અને દિદારની આશા રાખી શકાય. ચિત્રો હાલની પોષાતી ચિત્રકળાનું ઉદાહરણ છે.

શ.

મોગલ સંધ્યા: લેખક અને પ્રકાશક: રા. રાજેન્દ્ર સોમનારાયણ બી એ.

'ગુજરાતી' પત્રે ઐતિહાસિક નવલકથાઓની ભેટો આપવા માંડયા પછી આપણે ત્યાં એ જાતની નવલકથાઓનો ફાલ ખૂબ ફાલ્યો છે. પણ તેમાંથી ખરેખરી સારી એવી તો ઘણીજ થોડી નજરે પડે છે. આ દિશામાં રા. કનૈયાલાલે પોતાની ત્રણ ઐતિહાસિક નવલકથાઓ વડે ગુજરાતના વાંચકવર્ગની રસવૃત્તિ ઉત્તમ રીતે કેળવી છે આવી ઉંચી રસવૃત્તિવાળા ગુજરાતના વાંચક વર્ગમાં 'મોગલ સંધ્યા'ને કેવો આવકાર મળે એ વિચારવા જેવું છે.

પુરૂષોને ઓળખતાં નથી. પોતે કહ્યા પ્રમાણે નહિં વર્તે એમ જાણવાછતાંજ તેઓ વચન આપે છે. એમનાં વચનો એજ સ્ત્રીઓને અણુવિશ્વાસુ કરવી જોઇએ.

વિમલા: મ્હને એ ખબર નહિં. મ્હને પુરૂષોપર વિશ્વાસ હતો. પુરૂષને પણ હું મનુષ્ય ગણતી હતી. પરંતુ મ્હને આ વખતે બચવા દો અને એવી ભૂલ ફરી કદી નહિં કરૂં ( એ કટાક્ષમય રીતે જોડી દઇને-કરગરતે સાદે ) મ્હારૂં. આખું જીવન દુઃખી થશે. મ્હારે ખાતર ત્હમે આ ઠરાવ પસાર થવા દો અને ત્હમારો વિરોધ પાછો ખેંચી લ્યો. મ્હારે ખાતર નહિં તો ત્હમને જે કોઇ પ્રિય હોય ત્હેને ખાતર. (વિનવતાં) સર વલ્લભદાસ, ત્હમારૂં બાળક ન્હોતું ? ત્હેનું મધુર મુખ યાદ કરો ! (આ પ્રશ્નથી સર વલ્લભદાસના મુખપર ગભરાટ દેખાય છે અને એ બોલી નથી શકતા ત્યાં વિમલા સ્હામેથી આવતા ભાનુકુમારને જોઇ કબાટની બાજુએ પાછી ભરાઇ જાય છે. સર એનો અર્થ સમજી વાંચવામાં મશગુલ થઇ જવાનો ઢોંગ કરે છે. )

ભાનુ: સાહેબ, બધા આપની વાટ જુવે છે. એમને ચિન્તા થાય છે કે આપને આટલી વાર કેમ થઇ ?

સર: (વાંચવામાં ખલેલ પડી હોય એમ)—ઓહ ! સાળો હું વિચિત્રજ છું. ચાલો ચાલો. ( કંઇક યાદ આવ્યું હોય એમ જરા મ્હોટે સ્વરે-વિમલા સાંભળે એમ ) ભાનુકુમાર. હું ત્હમને આળો એક સવાલ પૂછું. ખાનગી જીવનમાં આપેલાં વચનો જાહેર જીવનમાં પાળવાં જોઇએ કે-ત્હમારો શો મત ?

ભાનુ: ( સ્હેજ અચકીને ) એ સાહેબ, ક્યાંથી વિચાર આવ્યો ?—હા સાહેબ. મ્હારો મત તો એમ કે ખાનગી જીવન ને જાહેર જીવન બે ભિન્ન છે-બંનેના કાયદાઓ જુદા છે ! બંનેના માર્ગો જુદા છે. પણ સાહેબ આપે-જી-આપે મ્હારાં 'વાઇફ' ને દીઠાં છે ? ( સર વલ્લભદાસ કંઇ જવાબ આપે તે પ્હેલાં શેઠ મનોહરદાસ ઉતાવળમાં દાખલ થાય છે. )

શેઠ: ખાસ કામ ન હોય તો નિચે પધારવાની વિનંતી છે 'વિઝિટર્સ' ઉતાવળા થઇ ગયા છે. ( બધા જાય છે. વિમલા એના ગુપ્ત સ્થાનેથી નિકળી કોચપર પડે છે અને બે હાથમાં માથું નાંખી રડે છે. )

વિમલા: ( રુદન કરતી ) હા—આવી ખબર હોત તો હું સજા કરી મ્હારૂં શરીર ને હૃદય શા માટે વેચત ? ભાનુકુમાર—મ્હને મારી નાંખી ત્હમે હવે સ્ત્રી જાતિને મારી નાંખશો ? ના. ના એવું કરી શકું ન જોઇએ. ( અસાધારણ ઉશ્કેરાટથી ) સ્ત્રીજાતિને માટે મ્હારી નીતિનો ભોગ કરી એમનું ખૂ—અરે ! કેવો દુષ્ટ વિચાર એણે કેમ આવ્યો ? ભાનુ તો તો . પણ શી અને [illegible]......એ ભાનુની નજર ચોરીને મારી નાંખું ? ના ! ના ! તો તેમાં [illegible]. મનુષ્યોને મારીશું કે એમનાં દુષ્ટ કૃત્યોનો નાશ કરીશું-પણ હજુ એવા સુધારા [illegible]. એ તો બીજા દુષ્ટ મનુષ્યો જન્મશે ને વધારે દુષ્ટ કૃત્યો કરશે. મનુષ્યોના વિચારમાંજ ફેરફારની જરૂર છે. મનુષ્યોના હૃદયોમાં જ્યાં સુધી પરિવર્તન નહિં થાય ત્યાં સુધી સુધારાની [illegible] અને [illegible] [illegible] નથી ? ( [illegible] ) [illegible]

( વિજયા દાખલ થાય છે, તિરસ્કારની એક દૃષ્ટિ વિમલા તરફ ફેંકી આગળ ચાલે છે. વિમલા ત્હેને બોલાવે છે પણ તે સાંભળતી ન હોય એમ બતાવે છે. વિમલા પાછળ જઇને જમીન પર પડી એનો હાથ પકડી એને વિનવે ને મનાવે છે. )

વિમલાઃ વિજયા, વિજયા, મ્હારી રદામું જો ! હું તદ્દન દુઃખી થઈ ગઇ છું.

વિજયાઃ ( બેદરકારીથી ત્હેની રદામું જોતાં ) ખરેખર !

વિમલાઃ (ઉભા થતાં) હું જાણું છું કે તું મ્હારી સાથે આમ કેમ વર્તે છે. તુ જાણે છે કે મ્હેં શા માટે લગ્ન કર્યાં છે ? એમા મ્હારો હેતુ શો હતો—

વિજયા હેતુથી હું કંટાળી ગઇ છું. મનુષ્યોની પરીક્ષા હું હેતુપરથી નથી કરતી પણ એમના કાર્યો પરથીજ કરૂં છું. હેતુ જેવી કંઈ વસ્તુજ હું માનતી નથી જગતમા ઘણા ખરા કાર્યો કાંઇ પણ હેતુ વગરજ થાય છે. ઘણાં ખરાબ કર્મો સારા હેતુથી થાય છે. ઘણાં સારા કાર્યો ખરાબ હેતુથી થાય છે.

વિમલાઃ ( આ વિવેચનને ન ગણકારતં ) વિજયા, મ્હારા પતિયે મ્હને એવી ધમકી આપી કે ' જો તું મ્હારી સાથે લગ્ન નહિં કરે તો સ્ત્રીઓને ચુંટણી માટે લાયક કરવાનો ઠરાવ હમે ઉડાવી દઇશુ ' એવું મ્હારે કદી થવા દેવું ન્હોતું માટે મ્હે મ્હારો ભોગ આપ્યો, મ્હારી આશાઓ બાળી નાખી ! જે પુરૂષે મ્હને આવો દગો દીધો હતો એનીજ સાથે લગ્ન કરતાં મ્હેં શું અનુભવ્યું છે એનો ત્હને કયાથી ખ્યાલ હોય !
( વિજયા વિમલાનો હાથ પકડી પોતાના હાથમાં લાગણીથી દાબે છે અને બંને કોચપર બેસે છે )

વિજયાઃ વિમળા ! મ્હને ક્ષમા કર. મ્હારો આ ઇતિહાસ મ્હને ખબર નહિં. જો ! હું ત્હને કેટલો અન્યાય કરતી હતી–ત્હારી પર બીજા આગળ મ્હેં કેટલા કઠોર આરોપ મૂકયા હતા ! અને આ બે ક્ષણની વાતથી ખુલાસો થઈ ગયો ગેરસમજુતીથી દુનિયામાં ઘણી તકરારો થાય છે. પણ મ્હારી ભોળી વિમળા ! તું એમ માને છે કે એક બાલકુમારની ઇચ્છાપર આખી સરકારની નીતિ ચાલે છે ? કેટલા ભોગની પેઠે ત્હારો ભોગ પણ કરુણ છતા અનુપયોગી નથી ? પરંતુ ત્હને ધન્ય છે કે—

વિમલાઃ ઉભી રહે, બ્હેન આ આત્મભોગ છતાં પણ હું સુખી ન રહું માટે ક્રુર દૈવે એક નવું કાવત્રું રચ્યું છે.

વિજયા નવું કાવત્રુ ! એ વળી શુ ?

વિમલાઃ ગઇ કાલે રાતે સર વલ્લભદાસને ત્યાંથી એક પટાવાળો ખાનગી કાગળ લઇને આવ્યો. હમેશની એમની પદ્ધતિને ન અનુસરતા એમણે એ કાગળ મ્હારાથી દૂર જઇને વાચ્યો અને એમના કોટના ગજવામા સાચવીને મૂકી દીધો મ્હને કોણ જાણે કેમ શક પડયો. એની ચિન્તાથી મ્હને અડધી રાત નિદ્રા ન આવી. આખરે હું ઉઠી અને કેમ જાણે જાદુથી ખેંચાતી હોઉં એમ કોટ આગળ ગઇ અને મ્હેં કાગળ લઈ વાચ્યો. એ પાપ હોય તો પ્રભુ મ્હને માફ કરે. પરંતુ મનુષ્યની સ્વાભાવિક લાગણીવાળું કોણ એમ ન કરે ? ( ત્હેનો અવાજ ધીમો થઈ

# સુગંધ પ્રાણવાયુ (ઓઝોન) પેદા કરે છે

માટેજ આર્યશાસ્ત્રો પુકારે છે કે:—

## "સુગંધીમ્ પુષ્ટિ વર્ધનમ્"

લખનૌ–કનોજનાં

### અત્તર

| | |
|---|---|
| અગર | તોલાના રૂા. ૧૨ |
| ગુલાબ તથા અંબર | " ૧૦ |
| ચમેલી તથા રૂહ ખસ | " ૮ |
| ખસ તથા જુટી | " ૬ |
| હીના, કેવડો, ચંપો, મોતીઓ | રૂા. ૫ |
| બોલસરી–પાનડી | " ૪ |
| રૂહ–યે–ગુલાબ | રૂા. ૮૦ |

**ડી. લખમીદાસ કંપની**

૧૩, પારસી બજાર, કોટ, મુંબઇ.

માઇસોરી ઉમદા

### અગરબત્તીઓ

માઇસોરને નામે બહુજ દગો ! ચાલે છે
અમારે ત્યાં
ફક્ત ઉમદા જાતોજ મલે છે
તોલાના આના ૨–૪–૬–૮–૧૦–
। તથા રૂા. ૧) સુધીની.
"બાલબત્તી" અંતી બારીક
૧૦૦) બત્તીના રૂા. ૧–૮–૦

# બુટસ એન્ડ શુઝ

## વિલાયતી માલને ભુલાવે તેવાં બનાવનાર—

## અંબારામ કાનજી એન્ડ બ્રધર્સ

### ટાવર પાસે—સુરત

હમારે ત્યાં ઇગ્લીશ, માઇસોર ક્રોમ, કાનપોર તથા દેશી લેધરના બુટસ શુઝ, પમશુઝ, લેડીશુઝ વીગેરે મનપસંદ ટો તથા શેઇપમાં બનાવી આપવામાં આવે છે. હમો રંગબેરંગી લેધરનો સ્ટોક રાખીએ છીએ. એક વખત કામ આપી જરૂર ખાત્રી કરવા ભલામણ છે. બહારગામના ઓર્ડર પર ખાસ ધ્યાન આપવામાં આવે છે. તેમજ કામ વાયદેસર કરી આપવામાં આવે છે. બહારગામથી ઓર્ડર મોકલી આપનાર ભાઇએ રૂા. ૫ એડવાન્સ મોકલી આપવા મહેરબાની કરવી.